શ્રી

# મહાભારતનો સાર.

અથવા

# પાંડવ કૌરવનું વૃત્તાંત.

આર્ય ભાઇઓ તેમજ વિદ્યાર્થીઓના ઉપયોગ અર્થે

(ઐતિહાસિક, વ્યાવહારિક અને પારમા-
ર્થીક વિષયોનો ઉત્તમ ભંડાર.)

મૂળ ઉપરથી તૈયાર કરી છપાવી પ્રસિદ્ધ કર્તા

**વિશ્વનાથ ગોવિંદજી દ્વિવેદી.**

પુસ્તકો પ્રગટ કરનાર તથા વેચનાર.

નિવાસી જામનગર.

સંવત ૧૯૫૯. સને ૧૯૦૩.

મુલ્ય રૂ. ૧—૮—૦ દોઢ.

કાચાનો ૧—૪—૦ સવા.

અમદાવાદ.

શ્રી "જૈન" પ્રિન્ટિંગ પ્રેસમાં
શા. જેઠાલાલ દલસુખભાઈએ છાપ્યું.

# અર્પણ પત્રિકા.

ગૌબ્રાહ્મણ પ્રતિપાળ નેક નામદાર
શ્રીમન્ મહારાજાધિરાજ જાડેજા કુળદીપક
જામશ્રી જસવંતસિંહજી બહાદુર,
સંસ્થાન જામનગર.

ખુદાવંદ મહારાજા સાહેબ,

ભરતખંડના શ્રેષ્ટ રાજાઓની પંક્તિમાં આપ નામદાર ગણાયા છો, વિદ્યાજ્ઞાન મેળવ્યું છે તેનો યોગ્ય ઉપયોગ કરો છો, નીતિ નિપુણ છો, પ્રજાના હિત સારૂ પ્રયાસ કરો છો, પ્રજાને વિવિધ વિદ્યાદિ સાધનો અને કળા શીખવવામાં ઉત્સાહથી અમૂલ્ય આશ્રય આપી તેઓનાં કલ્યાણ માટેની સદા કાળજી રાખી તન, મન અને ધનથી ઉત્કંઠા બતાવી નીતિનાં, ઐતિહાસિક અને આવાં રાજકીય વગેરે અન્ય ભાષાઓનાં ઉપયોગી પુસ્તકોનાં ભાષાંતરો કરાવીને ગુર્જર ભાષાની વૃદ્ધિને પુષ્ટિ આપવા આપ નામદાર ખંત રાખો છો; વળી સાંપ્રત કાળમાં આપ નામદાર રાજ્યની લગામ હાથમાં લેવ છો. તે શુભ પ્રસંગ પૂર્ણ થઈ ગયા બાદ આપના પૂજ્ય પિતાજીને પગલે ચાલશો એવી જે તમામ રૈયત અને રાજ્યના હિતચિંતક મનુષ્યોની ઇચ્છા છે તે પાર પાડવામાં આ એક રાજ્યકીય નીતિ અને સાહિત્ય વિષયને લગતા અમૂલ્ય વૃત્તાંતનો સુબોધકારક "મહાભારત" ગ્રંથ જેમાં ચંદ્રવંશી પાંડવ કૌરવો અને યદુકુળમણિ શ્રીકૃષ્ણ ભગવાન આદિ દેવાંસી મહાન્ પુરૂષોનાં ચરિત્રો છે, તે પુસ્તક ઘણુંજ ઉપયોગી થઈ પડશે એવી આશાથી અત્યંત નમ્રતા પુર્વક આપને પ્રેમ અને માનપૂર્વક આ મહાન્ ખુશાલીમાં અર્પણ કરી અત્યાનંદ પામું છું; તે સ્વિકારવા કૃપા કરશો.

હું છું,

આપ મહારાજાશ્રીના સદ્ગુણોનો પ્રસંશક આજ્ઞાંકિત,

વિશ્વનાથ ગોવિંદજી દ્વિવેદી.

# આશિર્વચન.

## દોધક છંદ.

શ્રીયુત ધ્રુંદ તથા સુખકંદ, ચંદ્ર તણે કુળ પૂરણ ચંદ;
તે યદુવંશ પ્રદીપક દીવો, જામ જસાજી જુગોજુગ જીવો. ૧
શ્રેષ્ટ ચરિત્ર પવિત્ર પિતાજી, તૂલ્ય થવા નિજ ચિન્હ છતાજી;
પ્રેમ પ્રજા રસ પૂરણ પીવો, જામ જસાજી જુગોજુગ જીવો. ૨

## શિખરિણી.

શ્રિયા આયુઃ કિર્તી સુખદ વળિ સંપત્તિ સહિતે,
સકુમારં રત્નં પ્રથિત ગુણ ધર્મ સદ નિતે;
પ્રજા પ્રીતી પામો સદય મહેદં શંકર રહો,
ચહુ ચિતે નિત્યે નગર નૃપતી શ્રી વિજય હો. ૧

## શાર્દુલવિક્રિડિતવૃત્ત.

શ્રી સિદ્ધિ ગણનાથ, ધૂર્જટિતનું, સુ ક્ષેમ આપો સદા,
શંભુનો ધનનાથ રાજભુવને, સંપત્તિ દ્યો સર્વદા;
દેવી દૈત્યવિમર્દિની, વિજયશ્રી આપો કરી ખંત ને,
શ્રી વીભેશ સુ પુત્ર જામ નૃપતિ, શ્રીમાન યશવંત ને.

## વસંતતિલકાવૃત્ત.

પામો સદા સુજશ વિશ્વવિષે વિશેષે,
વ્યાપો સુગુણ તણું, ગાયન દેશદેશે;
પ્રીતિ પ્રજાની દિનનીશ અપાર પામો,
વીભેશપુત્ર યશવંત નૃપાળ જામો.
રક્ષો સ્વધર્મ, નૃપવંશ વિશાળ થાજો,
વિશ્વે વળી ગુણીજનો ગુણ ગીત ગાજો;
દાનેશ્વરી પિતુ સમા યશવંત રાજા-
થાઓ વિશાળ નિજ દેશની શ્રેષ્ટ માજા.

## ગીતિ.

સુજશ, વિજય, ધન, આયુ, વિપુલ વિશેષે સદાય નૃપ લેજો;
શ્રી યશવંત નૃપતિપ્રતિ, જીવન ઉન્નતિ કૃપાળુ પ્રભુ દેજો.



# પ્રસ્તાવના.



**મહાભારતની** કથા એવી તો સદુપદેશક અને રસિક છે કે, દુનિયાના સઘળા ઐતિહાસો તેની પાસે ગાંભીર્ય અને મનોહરત્વમાં ટકી શકતા નથી, ઉત્તમ અને રસીલા ઐતિહાસોને જાણવાની ઇચ્છા દરેક મનુષ્યને થાય એ સ્વાભાવિક છે. ઘણા જુના કાળથી જાહોજલાલી તથા પ્રખ્યાતિ ભોગવતા ભારતખંડના ભરતવંશી પ્રખ્યાત મહાન્ પુરૂષોનું એ ચરિત્ર તેમાં પણ ખાસ પાંડવ કૌરવનું વૃત્તાંત ઘણા ખરાને જાણીતું છે. પાંચ પાંડવ અને છઠ્ઠાં દ્રૌપદીની છબીઓ જગે જગે જણાય છે અને તેઓનાં વિવિધ ચરિત્રો સ્થળે સ્થળે પુરાણમાં ગવાય છે, નાટકમાં પણ દ્રૌપદી વસ્ત્રાહરણનો ઠાઠ જુદોજ થાયછે અને માણભટો પણ ચકલે ચકલે ભારતની કથાઓ ગજવી મુકેછે. આ સઘળાનું મુખ્ય કારણ એજ છે કે, આ ઐતિહાસ વાંચવા કે સાંભળવાથી આલોક તથા પરલોક એ બન્ને સુધરે છે. આ ગ્રંથના આધારે પર્વેનું ગુજરાતી ભાષાંતર છપાયું છે અને તેમાં જૂદી જૂદી જાતનાં અનેક સદુપદેશો મળી આવેછે, પણ તેમાં ઉપાખ્યાનો અને ઉપદેશોનાં લખાણો એટલાં બધાં વિસ્તૃત અને સંકલિત છે કે તેમાંથી મુખ્ય કથા એકત્ર તારવી ગ્રહણ કરતાં ઘણો શ્રમ અને સમય લાગેછે અને કદી કંટાળો પણ આવે છે, એટલા [illegible]પાખા મહાભારતની ઉપકથા શીવાયની ટુંક કથા મેં મૂળ ગ્રંથ ઉપરથી લખીછે, તેથી ઉપરની અડચણો દૂર થશે એમ ધારૂં છું.

આ સુપ્રસિદ્ધ **ગ્રંથ** જગત્‌ના અનેક વ્યવહારો ઘણી સારી રીતીએ બતાવી આપેછે કે, વિષયાસક્તિ, જુગાર, અને અતિશય સ્વાર્થ લંપટતા વિગેરે દુષ્ટ વૃત્તિઓ અને કુટેવો કેવા કેવા પ્રકારોથી ડાહ્યા અને વિવેકી મનુષ્યોમાં પણ જડ ઘાલી તેને જડ બનાવેછે અને તેનાં પરિણામો કેવાં ખરાબ આવે છે તે તથા બાળકોને અભ્યાસ કરાવવાની શૈલી, પ્રાચીન કાળની સ્વયંવર રીતિ, યજ્ઞ મહોત્સવ, દ્યૂતમાં ભરેલા નાશકારક પ્રપંચો, પતિવ્રતાનો પ્રભાવ, નીતિ શિક્ષણ, ધીરજ અને શૂરવીરપણાની ખુબી, પૂજ્ય પુરૂષો તરફ બેદરકાર રહેવાનું ફળ, દુરાગ્રહીની દુર્દશા, મુનિઓનાં બોધવચનો, છળકપટ અને કુસંપના છેડાઓનો દેખાવ, ગોરક્ષાની અગત્ય, સભાઓ તથા તેમાં થતાં ભાષણોની અસર, નીતિનો બોધ, ભયંકર પ્રતિજ્ઞાઓ, વ્યુહની રચનાઓ, કરૂણા જનક દેખાવો અને વીરોનાં અદ્ભુત પરાક્રમો વિગેરે જે જે બાબતો મનુષ્ય માત્રને જરૂર જાણવી જોઇએ તે સઘળી આ ગ્રંથમાં આવી ગઇછે તેથી આ માયિક સંસારમાં આસક્ત થઇ રહેલાં માનવીઓને ઉત્તમ બોધ

મળી શકેછે, અને જન્મનું સાર્થક કરવાનો તથા આત્માનું કલ્યાણ કરવાનો માર્ગ પણ મળી શકેછે.

આર્યોની જુનામાં જુની નીતિ, રીતિ, સ્થિતિ, તથા કૃતિ અને રાજ્યાધિકાર ભોગવવા વગેરેનું જ્ઞાન મેળવવા ઇચ્છા ધરાવનારાઓની ઇચ્છા આ ગ્રંથ વાંચવાથી પૂર્ણ થશે, તેમજ કામી, ક્રોધી, લોભી, દ્વેષી–લબાડી નિર્દય અને અભક્ત, તેમજ પવિત્ર, ક્ષમાશીલ, સંતોષી પરોપકારી સત્યવાદી, દયાળુ–સદાચરણી અને ભક્ત કેવા કેવા હોયછે ને તેમનું પરિણામ કેવું સુધરેછે એ. તેમ પિતા પુત્ર, પતિ, સ્ત્રી, મિત્ર મિત્ર, રાજા પ્રજા, ગુરૂ શિષ્ય, ભાઇ ભાઇ, સેવ્ય સેવક, અને સગાં સંબંધી આદિએ પરસ્પર કેમ વર્તવું વ્યવહાર કેમ ચલાવો, એ ઉત્તમ દ્રષ્ટાંતોથી સમજાવવા, શ્રીકૃષ્ણ, નારદજી, ભીષ્મપિતામહ, વિદુરજી, યુધિષ્ઠિર, અર્જુન, વ્યાસ, બૃહસ્પતિ, નકુલ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, અશ્વત્થામા, માર્કંડેય, ધૌમ્ય, શુક્રાચાર્ય, જનમેજય, મનુ, અષ્ટાવક્ર, આદિનાં મહાવચનો તેમ દ્રૌપદી, સત્યભામા આદિ સતીઓના વિચારો દર્શાવ્યાછે. વળી આ ગ્રંથ ધર્મે જય અને પાપે ક્ષય તથા કુસંપથી નાશ થાયછે એની છાપ સુદ્રઢ છાપેછે, તેમ ચડતી પડતી ને સુખમાં દુઃખ ને દુઃખમાં સુખ કેવાં આવેછે, એ પણ બહુ સારી રીતે દર્શાવેછે.

આ મહાભારત ગ્રંથ કલ્પવૃક્ષ રૂપછે, જેના સંગ્રહાધ્યાય રૂપી બીજ, પૌલોમ આસ્તિક ઇત્યાદિ પર્વ રૂપી મુળીયાં, અને ઉત્પતિ રૂપ મોટી ડાળો છે, જેમાં સભા અને અરણ્યપર્વરૂપી પક્ષિઓના માળાછે, વિરાટપર્વ ઉદ્યોગ પર્વરૂપી સારછે, ભીષ્મ પર્વ રૂપી શાખાઓ, દ્રોણ પર્વ રૂપી પાંદડાં, કર્ણ પર્વ રૂપી સફેદ ફળ, શલ્ય પર્વ રૂપી સુગંધ, સ્ત્રી અને સૌપ્તિક પર્વ રૂપી છાયા, શાન્તિ પર્વ રૂપી મ્હોટાં ફળ, આશ્વમેધ પર્વ રૂપ અમૃતરસ, આશ્રમવાસિક પર્વ રૂપી બેસવાનું ઠેકાણું અને મૌસલ તથા મહાપ્રસ્થનીક પર્વ રૂપી મોટા ડાખળીઓછે. એવો શ્રેષ્ટ પુરૂષ રૂપી પક્ષીઓએ સેવેલો આ અક્ષય ભારત રૂપી વૃક્ષ મેઘની પેઠે સર્વ કવિઓનું ઉપજીવન કરનારો થશે. એ ભારતરૂપી વૃક્ષનાં સ્વાદિષ્ટ અને માત્ર રસવાળાં ધર્મ અને મોક્ષ રૂપી ફુલ અને ફળો છે, જે દેવતાઓથી પણ છેદાતાં નથી. ભારતમાં વ્યાસજીએ કુરૂવંશનો વિસ્તાર, ગાંધારીની ધર્મશીળતા, વિદુરની બુદ્ધિ, કુંતીનું ધૈર્ય, વાસુદેવ ભગવાનનો મહિમા, પાંડવોની સત્યતા અને ધૃતરાષ્ટ્રનું કુટિલપણું ઇત્યાદિ વર્ણવ્યાં છે.

આ ગ્રંથની અંદર મુખ્યત્વે વીરરસનું પ્રાધાન્ય રહેલું છે એટલે અનેક વીરપુરૂષોએ પોતાનાં મહાન પરાક્રમોથી તે યુદ્ધનું મહાભારત એવું નામ કાયમ કર્યું છે. જેવું તેનું નામ છે તેવોજ તે મોટો છતાં એમાંની સાધારણ

બાબતો બહુ લંબાવી નથી. તેમ અસાધારણ જાણવા જેવી બાબતો પડતી મૂકી નથી. બહુ છોટી કિંમતમાં અલભ્ય લાભ આપનાર આ ગ્રંથ છે. રાજનીતિમાં કાબેલ કરનાર, વ્યવહારમાં ચતુરાઇ આપનાર, અને આર્ય ઘર સંસારના નીતિ, રીતિ, સમજાવનાર છે. આ બહુ માનનીય ગ્રંથમાં જે નીતિ દર્શાવી છે તે સેંકડો વર્ષ થયાં તો પણ તેવાને તેવાજ પ્રેમથી લોકો વાંચે છે અને વાંચશેજ. ગમે તેટલાં વર્ષો વીતિ જશે. તો પણ એનું મહત્ત્વ યત્કિંચિત પણ ઓછું થશે નહિ. એમાં લૌકિક અને પારમાર્થિક બન્ને નીતિનો સમાવેશ થાય છે. નીતિના સેવનથી ગયેલો કાળ સત્ય ગણાય છે. તેમ મૃત્યુ શય્યાપર પડ્યા પછી, આખી અવસ્થામાં અનીતિમાં ગાળેલા કાળને માટે પશ્ચાતાપ કરવો પણ વ્યર્થ છે. માટે જે કાળ ગાળવો તે એવો ગાળવો કે જેથી સંસાર સાગરમાં કૌરવોની પેઠે ડુબવાનો સમય નજ આવે. કૌરવોની શરૂવાતજ દ્વેષ બુદ્ધિની સાથે છે. ભીમ જન્મતાં ગાંધારીને દ્વેષ થયો અને તે દ્વેષની અસર તેના સોએ પુત્રમાં લાગુ રહી. પાંડવોને વિશેષ બળ અને બુદ્ધિ ઇશ્વરે આપેલ તેનો દ્વેષ કૌરવોએ શરૂ કર્યો ને તેમાં કર્ણ ભળ્યો, પાંડવોને ઝેર દીધું. લાક્ષાગ્રહમાં બાળવાનું કર્યું ને છેવટ તે પ્રબળ પરાક્રમીને જીવતા જાણ્યા ત્યારે ઉજડ મુલક આપ્યો; પણ ત્યાં વસી વસાવી સ્વબળ પરાક્રમે દિગ્વિજયી થઇ રાજસૂય કર્યો ત્યારે દુર્યોધને વધુ દ્વેષ કર્યો ને કપટ કરી પાંડવોને વનવાસી કર્યા. ગંધર્વોથી લડતાં ને ગાયો વાળતાં અર્જુનનાં પરાક્રમ જોયા છતાં, તેમ વ્યાસ, નારદ, દ્રોણ, ભીષ્મ, વિદુર, સંજય અને છેવટ જમદગ્નિ આદિ મહર્ષિ અને ખુદ શ્રીભગવાને ચેતાવી પાંચજ ગામ માગી પતાવવા કહ્યા છતાં. સોયની અણી ઉભી રહે એટલી પણ જમીન આપવા દુર્યોધને ના કહી દરેકે જાણ્યું કે, કેશવાર્જુન નરનારાયણ છે, દરેકે જાણ્યું કે તેનો જય અને આપણું મૃત્યુ થશે, સઘળાએ માન્યું કે પાંડવો અને દ્રૌપદીને દુષ્ટ કૌરવોએ દારૂણ દુઃખ દીધાં છે અને અન્યાયથી તેમનું સર્વ પડાવી પાડ્યું પણ પાછી આપતા નથી, તેથી અધર્મથી તેમનોજ નાશ થશે, છતાં પણ સઘળા મહાપુરૂષો તેજ પક્ષમાં રહ્યા. એકે એક મરતા અને બીજાઓને ચેતાવતા ગયા તો પણ દરેક દરેક છેવટ સુધી મુઆ એ સઘળું દ્વેષનુંજ કાર્ય છે.

આ અદ્‌ભુતાશ્ચર્યમય ગ્રંથના દરેક પર્વમાંથી જૂદી જૂદી જાતના અનેક સદુપદેશો મળી આવે છે. તેનું નમુના દાખલ જુજ દિગ્દર્શન નીચે પ્રમાણે કરવામાં આવે છે.

મહાભિષ ગંગાની સામે જોઇ રહ્યો અને ગંગા હસી પડયાં. એ પ્રસંગે બ્રહ્માએ શાપ દીધો એ પરસ્ત્રીપર કુદૃષ્ટિ કરવાનો નિષેધ, પોતાના

પિતાને સત્યવતી સાથે લગ્ન કરવા સત્યવતીના પિતા મચ્છીમાર સાથે ભીષ્મે દુષ્કર પ્રતિજ્ઞાઓ કરી એ મહાત્માઓના અંતઃકરણની દ્રઢતાનો નમુનો, પોતાની બન્ને સ્ત્રીઓમાં અત્યંત આસક્ત રહેવાથી અંતે વિચિત્રવીર્ય ક્ષય રોગી થઇ મરણ પામ્યો એ સ્ત્રીઓમાં ઘણી આસક્તિ રાખવાનું અનિષ્ટ ફળ, અંધ ધૃતરાષ્ટ્રની સાથે પાણિગ્રહણ કરેલી ગાંધારીએ પોતાની આંખે નિરંતરને માટે પાટા બાંધી રાખ્યા એ સ્ત્રી જાતિની ઉત્તમ મનોવૃત્તિનો નમુનો, ધૃતરાષ્ટ્ર વડિલ છતાં પાંડુને રાજ્ય મળ્યું એ વારસાની બારીકી, પાંડુનું વનમાં મૃત્યુ થયું એ અતિ શિકાર કરવાના શોખનું પરિણામ, પાંડવોના પિતાનું મૃત્યુ થતાં પોતાની માતા સાથે વનમાંથી પાછા આવતાં તેને ધૃતરાષ્ટ્ર અને વિદુરે પ્રેમ પૂર્વક રાખ્યા એ કુલીનતાનું લક્ષણ દુર્યોધને પાંડવો સાથે પ્રપંચો રમવા માંડ્યા એ દુર્જનોની દુષ્ટતાનો દેખાવ, દ્રોણગુરૂ પાસે પાંડવ કૌરવ સાથે અભ્યાસ કરતાં છતાં પણ સૌથી અર્જુન વધ્યો એ અભ્યાસમાં એકાગ્ર ચિત્ત રાખવાનું ફળ, એકલવ્ય જન્મથીજ નીચ જાતિ અને કર્ણ સંગથી નીચ જાતિ હતો તોપણ તેઓ મોહોટા યોદ્ધાઓ થયા એ અભ્યાસમાં અભિનિવેશ રાખવાનું ફળ, વિદુરે પાંડવોને લાક્ષાગૃહમાંથી બચાવ્યા એ સજ્જનોના સ્નેહની સીમા, દ્રૌપદીને સ્વયંવરમાં મેળવ્યા પછી ઇંદ્રપ્રસ્થનું રાજ્ય કરતા પાંડવોએ કોઇ પણ ભાઇ દ્રૌપદીની પાસે હોય તે વખતે તેની પાસે જવું નહિ એવો ઠરાવ કરેલો છતાં અર્જુન ધર્મના કામ માટે યુધિષ્ઠિર દ્રૌપદી પાસે બેઠા હતા તે સમય ત્યાં જઇ ઠરાવ વિરૂદ્ધ વરત્યાથી બાર વર્ષનો વનવાસ ભોગવવા ચાલી નિકળ્યો એ દ્રઢ ઠરાવવાળા પુરૂષોના મનની સબળતા, પાંડવોના રાજસૂય-યજ્ઞમાં પરમાત્મા શ્રીકૃષ્ણના પૂજનથી દુષ્ટ રાજા શિશુપાલે કરેલા કોલાહલ વખતે સહદેવે "શ્રીકૃષ્ણનું પૂજન સહન ન કરી શકતા હોય તેના માથાપર હું પગ મૂકું છું" એમ કહી પોતાની જરા ઉગ્રતા બતાવી એ વડિલ બાંધવોના જોરવાળા સિંહ જેવા પુરૂષની સંપૂર્ણ નિર્ભયતા, જુગાર રમવામાં સર્વસ્વ હારી ગયા છતાં પણ યુધિષ્ટિરે છેલ્લે પ્યારી પત્ની દ્રૌપદીને પણ મૂઠમા માંડી અને બીજી વખત વળી વનવાસ દાયક જુગાર હાથ ધર્યો એ દ્યૂત રમનારાઓની નિષ્ફળ દુર્દશા, પાંડવો ગયા પછી ખેદ પામેલા ધૃતરાષ્ટ્રને વિદુરે ઘણાંક કઠિન સત્ય વચનો કહી સંભળાવ્યાં એ ન્યાયી પુરૂષોની નિઃસ્પૃહતા, નિર્ભયતા તથા સ્પષ્ટ વક્તૃતા, વનવાસમાં ભીમ તથા દ્રૌપદીએ ઘણી ઉશ્કેરણી કર્યા છતાં પણ યુધિષ્ટિર કૌરવોની સાથે ક્લેશ કરવાના વેગમાં આવી ગયા નહિ એ ધીર પુરૂષોની ધીરતા, સ્વર્ગની અંદર ઇંદ્રના ભુવનમાં ગએલા અર્જુને ઉર્વશીના મોહપાશથી દ્રઢપણે પોતાનો બચાવ કરવા તેને માતા કહી એ કુલીન પુરૂષની કુલીનતા, સત્યભામાને દ્રૌ-

પદીએ સતીપણાના ઉત્તમ વિચારો જણાવ્યા તે કુલીન કાંતાઓના સ્વાભાવિક વિચાર અને તેમની સ્વાભાવિક વર્તણુંક, પાંડવોની દુર્દશા જોઇ ખુશી થવા માટે વનની અંદર આવતાં અધવચ ગંધર્વોથી પકડાઇ ગએલા દુર્યોધનને છોડાવવા યુધિષ્ઠિરે પોતાના કનિષ્ટ બંધુઓને આજ્ઞા કરતાં શિખામણ આપી કે આપણે માંહોમાંહે કલેશ હોય ત્યાં સુધી તે સો ભાઇઓ અને આપણે પાંચ ગણાઇએ પણ જ્યારે કોઇ બીજો આપણા કુળની લાજ લેવા આવે ત્યારે સો તેઓ અને આપણે મળી એકસો પાંચ ભાઇઓ છીએ એમ સમજવું જોઇએ આ મહાન પુરૂષોનું કુટુંબ વાત્સલ્ય, પોતાના સાળા પાંડવોની સ્ત્રી છતાં પણ દુષ્ટ જયદ્રથે દ્રૌપદીનું હરણ કર્યું એ નીચ પુરૂષોની નિર્મર્યાદા, પાંડવો વેશ પાટલી વિરાટના નગરમાં રહ્યા એ વિચક્ષણ નરોનું વર્તન, દ્રૌપદીની લાલચમાં સવગા કીચકોના બુરા હાલ થયા એ પરસ્ત્રી પર કુદ્રષ્ટિ કરવાનું કડવું ફળ, વખત આવતાં મહાવીર પાંડવો યુદ્ધ કરવા તૈયાર થયા એ ચતુર પુરૂષોનું સમય સૂચકપણું, સમાધાન માટે આવેલાં શ્રીકૃષ્ણને નીચ પાસવાનોની સલાહથી દુર્યોધને કેદ કરવાનો નિશ્ચય કર્યો એ દુષ્ટ દુર્યોધનની દુષ્ટતા, કુન્તીએ શ્રીકૃષ્ણ સાથે પુત્રોને મોકલેલા સમાચાર એ ખરી રજપૂતાણીના ખરે સમયે ઉત્સાહ આપનારાં વીર વાક્યો, શ્રીકૃષ્ણ તથા વિદુર વિગેરે ઘણાક માન્ય પુરૂષોએ ના કહ્યા છતાં દુર્યોધને દુરાગ્રહથી વિગ્રહ કર્યો અને તેમાં અંતે તેઓની પાયમાલી થઇ એ મોટા પુરૂષોની સલાહ ન માનવાનું ફળ, અને અશ્વત્થામા મુઓ એ પ્રમાણે યુધિષ્ઠિરે યુક્તિવાળું પણ ખોટું ભાષણ કર્યું એથી યુધિષ્ઠિરને લાગેલું હમેશનું કલંક એ નિંદ્ય માર્ગમાં પ્રવર્તત કરવાનું પરિણામ, બભ્રુવાહને સંગ્રામમાં પોતાના પિતા છતાં અર્જુનનો પરાજય કર્યો એ અર્જુનના કુવાક્ય રૂપી વાક્યોનું ફળ, અર્જુનની પ્રતિજ્ઞા પુરી ન થાય તો બળી મરવાનું હતું તે પુરી થવામાં સકળ સૈન્ય ને ૭ મોટા મહારથી આડા હતા ને તેથી પ્રભુએ તેની દુર્ઘટના બતાવી ત્યારે જવાબ એજ દીધો કે "હે હૃષીકેશ આપ મારા નિયંતા છો તો મારાથી ન જીતાય એવું શું છે? હે શ્રીકૃષ્ણ તમારી કૃપાથી રણમાં હું જે ચાહું તે કરી શકું છું." એટલો બધો પ્રભુ બળનોજ વિશ્વાસ ત્યારે પ્રભુ પણ કહે છે "હે દારૂક અર્જુન વિના હું આલોકમાં બે ઘડી પણ ન જોઇ શકું માટે તેમ ન થજો. આ પ્રભુપર વિશ્વાસ અને તેની દ્રઢ ભક્તિનું ફળ, અશ્વત્થામા પર ભીમ ઉપડયા ત્યારે પ્રભુ આજ્ઞાથી તેને બચાવવા દોડયા ને તે વખતે અશ્વત્થામાએ ક્રોધથી અપાંડવી પૃથ્વી થવા બ્રહ્માસ્ત્ર મુકયું એ મોટું અનિષ્ટ કર્યું છતાં પોતે તો તેને ક્ષમા કરી સહામું. અસ્ત્ર તેને વાળવાજ મુકયું તો લોકોને પીડા થશે એમ જાણ્યું ત્યારે પોતાનું ભલે નખોદ જતું

હતું પણ અગ્ર તો તુરત વાળીજ લીધું. આમ બીજા માટે પોતાનું નસંતાન ખુશીથી જવા દેવા બીજો કોણ તૈયાર થશે? આ તેનું દયાળુપણું, અને ભલાઇ સત્યાવલંબિત્વ તથા દરેક વખતનું દીર્ઘદર્શિત્વ અને એથીજ આ લોકમાં તે સુખી ને સદા હરિના સંગમાં રહ્યા; તેમ અંતે પણ બીજા ભાઇ બીજા દેવો પાસે, પણ અર્જુન તો પરમાત્મા શ્રીકૃષ્ણનીજ સેવામાં સદા રહ્યા એ રીતે પરમ પદમાં પરમ ફળ ભોગવે છે.

આવી રીતે અનેક ઉપદેશો સંસારમાં પ્રસાર પામે તે માટે તથા વેદશાસ્ત્રોનું રહસ્ય સુગમ રીતે સમજાય તે માટે વ્યાસ મુનિએ કૌરવ પાંડવોનું વૃત્તાંત આગળ કરી આ અતિ પ્રસિદ્ધ ગ્રંથ રચ્યો છે. આમાં કેવળ ઐતિહાસજ છે એમ સમજવાનું નથી પણ ઘણાક રાજર્ષિઓ અને બ્રહ્મર્ષિઓના સંવાદરૂપે વ્યાવહારિક અને પારમાર્થિક જ્ઞાન સંબંધી વિષયોનો અખુટ ભંડાર ભરી મુકેલો છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસી એ વર્ણ અને આશ્રમના ધર્મ અને રીત ભાત પ્રસંગે પ્રસંગે ઘણી વખત બતાવવામાં આવેલાં છે. આ ગ્રંથ રચી વ્યાસજીએ લોકો ઉપર મોટો ઉપકાર કર્યો છે, કારણ કે ઘેરે ઘેર એ ગ્રંથ વાંચી સાંભળી લોકો ઘણો આનંદ પામતા જણાય છે. એટલુંજ નહીં પણ ભરતખંડના સર્વ આચાર્યો પોતપોતાના સંપ્રદાયોને આ ગ્રંથનું પ્રમાણ આપી સિદ્ધ કરે છે. શ્રીમદ્ ભગવદ્‌ગીતા—બ્રહ્મવિદ્યા આદિ અનેક રત્નો આમાં સમાયલાં છે કે, જેનાં પ્રમાણો હાલ ઘણા ગ્રંથોમાં જોવામાં આવે છે. આ પ્રમાણે ચંદ્રવંશી રાજાઓનો ઐતિહાસ આપી કૌરવ પાંડવોનું અને ભગવાન શ્રીકૃષ્ણનું ચરિત્ર આગળ કરી મહાભારત રચવામાં આવ્યું છે.

આ મહાભારતની લડાઇની તૈયારીઓ જે સ્વર્ગમાં થઇ હતી તે વિષે તેના પ્રથમ પર્વ 'આદિપર્વ" માં કહેવામાં આવેલું છે. દેવોએ એક બીજાની સંમતિ લઇને એમ નક્કી ઠરાવ્યું કે અમુક અમુક પુરૂષોએ અગ્રેસર ભાગ ભજવવા અવતરવું. ચાર જણા જેઓ પૂર્વે ઇંદ્ર થયા હતા તેમને પસંદ કરવામાં આવ્યા અને પાંચમો એટલે તે વખતના ઇંદ્રે એક વખત ગર્વ કર્યો હતો તેથી મહાદેવજીએ તેની સર્વ શક્તિ થોડો વખત હરી લઇને શિક્ષા કરી હતી, શ્રી મહાદેવજીએ તેને કહ્યું હતું કે તારા જેવા ગર્વિષ્ટપર હું કૃપા કરતો નથી' અને "તું અને આ ચાર ઇંદ્રો મનુષ્ય અવતાર ધારણ કરી ચોક્કસ કર્મો કરી સ્વર્ગ પ્રત્યે આવો." ત્યારે પ્રથમના ચાર ઇંદ્રોએ પ્રાર્થના કરી કે "અમારી જે માતા થાય તેને વિષે અમને દેવતાઓ ધારણ કરે" અને પાંચમા ઇંદ્રે કહ્યું કે "મારા માટે તો આ કાર્યમાં હું તો મારાથીજ ઉત્પન્ન થઇશ." શ્રીમહાદેવજીએ કહ્યું કે "ભલે" જ્યારે પ્રથમ

આવ્યો ત્યારે ચાર ઇંદ્રોએ ઇંદ્રે યુધિષ્ટિર, ભીમ, નકુલ, અને સહદેવ રૂપે અવતાર ધારણ કર્યો. જેમના પિતા ધર્મ, વાયુ તથા અશ્વિનીકુમારો હતા, અને અર્જુન જે નરનો અવતાર હતો તેણે પાંચમા એટલે તે વખતના ઇંદ્રના પુત્રનો અવતાર લીધો. જે મહાબળવાન યોદ્ધાઓનાં પરાક્રમોનું આપણે અધ્યયન કરવાના છીએ અને જેઓએ મહાભારતના યુદ્ધમાં જય પ્રાપ્ત કર્યો હતો તે આ પાંચ વીર પુરૂષો છે. મહાભારતના યુદ્ધ પછી બીજો યુગ શરૂ થવાનો હોવાથી શ્રી વિષ્ણુ ભગવાને પોતે પણ શ્રીકૃષ્ણનો અવતાર લીધો અને શેષનાગ ભગવાને તેમના ભાઈ બળરામ રૂપે અવતાર લીધો. જ્યારે સૃષ્ટિક્રમને હાનિ પહોચે તેટલો અધર્મ વધી જાય છે ત્યારે ત્યારે તે અધર્મનો નાશ કરવાને મનુષ્યરૂપે પરમાત્માનું ખાસ અવતરવું તેનું નામ "અવતાર." કહેવાય છે.

આ મહાભારતમાં પરાક્રમી ભરત નામના રાજાના વંશજોની કથા છે. તે દુષ્યંત તથા શકુંતલાનો પુત્ર હતો. ભારત એટલે ભરત વંશજો અને મહા એટલે મોટી—અર્થાત ભરતકુળના રાજાઓની કથા. આ કુળમાં કુરૂ નામે રાજા થયા હતા જે વળી એક મહાન્ તપસ્વી હતા. એક ક્ષેત્ર જેમાં તેણે ઘણું તપ કર્યું હતું તે કુરૂક્ષેત્ર કહેવાતું હતું. અને તે એજ ક્ષેત્ર હતું જેમાં મહાભારતનું યુદ્ધ થયું. અંધરાજા ધૃતરાષ્ટ્રના સો પુત્રોએ અધર્મથી યુદ્ધ કર્યું, પાંડુના પુત્રોએ ધર્મથી રાજ્ય કર્યું અને ત્રીજા વિદુર જે ઘણા ડાહ્યા તથા ન્યાયી ગણાતા હતા તેણે રાજામાં ઉંચ પદવી ધરાવી. આ સઘળાનાં જીવનચરિત્ર તથા પરાક્રમોનું વર્ણન અઢાર પર્વમાં કરવામાં આવ્યું છે. દરેક પર્વનું નામ તેમાં લખાએલા વૃત્તાંત ઉપરથી પડેલું છે.

સૂત કુળના અગ્રશર્માના લોમહર્ષણ નામના પુત્રે નૈમિષારણ્યમાં વસતા ઘણા મુનિઓ પાસે આ કાવ્ય વાંચી સંભળાવ્યું હતું. જ્યારે ઋષિઓએ તેને પુછ્યું ત્યારે તેણે કહ્યું કે જનમેજય રાજાના કરેલા નાગયજ્ઞમાંથી હું આવું છું, અને ત્યાં મેં આ મહાભારતની કથા સાંભળી હતી અને શિખી લીધી હતી.

પાંચ હજાર વર્ષ પહેલાં જે બનાવો ખરેખર બન્યા હતા તેનું વર્ણન આ ગ્રંથના અઢાર પર્વમાં કરવામાં આવ્યું છે. આ કંઈ કલ્પિત વાર્તા નથી પણ ખરેખર ઐતિહાસિક કથા છે. મહાબળવાન ક્ષત્રિઓનો આ મહાભારતની લડાઇમાં નાશ થઇ ગયો હતો. તેનું કારણ કે ક્ષત્રિય રાજ્યકર્તાઓની દુર્બુદ્ધિ થવાથી તેમને ઠેકાણે લાવવાની જરૂર હતી અને દ્વાપર યુગનો પણ અંત આવવા લાગ્યો હતો તથા કળિયુગનો આરંભ થવાની તૈયારી હતી એટલે શ્રીકૃષ્ણ ભગવાને મનુષ્યરૂપે એ ક્ષત્રિયોમાંજ અવતાર ધારણ કર્યો

અને પોતાનું ધારેલું કાર્ય પાર પાડ્યું. જ્યારે પાંચ હજાર વર્ષ ઉપર શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતાના નાશવંત દેહનો ત્યાગ કર્યો ત્યાર પછી કલિયુગ આવ્યો, પોતે સ્વધામ પધાર્યા પછી તુરતજ આ ગ્રંથની કથાનો અંત આવ્યો. જે વીર નરોએ આર્યભૂમિને સલામત રાખી હતી અને જેઓ તેના મજબુત કિલ્લારૂપ થઇ રહ્યા હતા તે બધા આ લડાઇમાં મરણ પામ્યા અને તેથી આર્યભૂમિની પડતી દશા આવવાના દરવાજા ખુલ્લા થયા.

આ ગ્રંથની મહત્તા અને ભાષા એવી તો સરસ અને કથા એવી તો મનોરંજક છે કે દરેક આર્ય ભાઇઓએ એ વિષે થોડુંક પણ જાણવું જોઇએ તમારા પોતાના વડીલોથી અને વડીલોને માટે લખાએલા આ દુનિઆના મહાન કાવ્ય વિષે કિંચિત પણ જાણ્યા વગર બાલ્યાવસ્થામાંથી યુવાવસ્થામાં આવવું એ સ્તુત્ય નથી. તેજ કારણથી આપણે તેનું નિત્ય અધ્યયન કરવું જોઇએ. જે આ ગ્રંથના મહત્ત્વના નિશ્ચયને જાણે છે તે સર્વ પાપથી મુક્ત થાય છે. ઘણા વિદ્વાનો કહી ગયા છે કે એક ઠેકાણે રહેલા અઢાર પુરાણો, અને સઘળાં ધર્મશાસ્ત્રો તથા એક ઠેકાણે રહેલ મહાભારત એ બે તુલ્ય છે. અઢાર પુરાણોના કર્ત્તા વેદના સમુદ્રરૂપ તે મહાત્મા ઋષિનો આ સિંહનાદ સાંભળો. પ્રભુ ભગવાન મુનિ વ્યાસે આ સઘળું મહાભારત ત્રણ વર્ષે કરેલું છે. જયનાં નામવાળું આ મ્હોટું ભારત ભક્તિવડે નિત્ય સાંભળવાથી યા વાંચવાથી સદા લક્ષ્મી, કીર્તિ અને વિદ્યા ભેગાં રહે છે ધર્મ, અર્થ, કામ અને મોક્ષની બાબત જેવી આમાં છે તેવી બીજા કોઇ પણ ગ્રંથમાં નથી.

મહાભારત એ નીતિશાસ્ત્રનો મહાન્ ગુરૂ છે. તે આપણે કેવાં આચરણો કરવાને બતાવે છે. દરેક જણને તે બોધ આપે છે, અને પોતાનું નિયનું સંસાર કાર્ય કેમ કરવું તે પણ તેમને શિખવે છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર તેમજ અન્ય જાતિના મનુષ્યોને પણ તે અત્યંત બોધરૂપ છે. જેથી પોતાના નિત્યના સંસારી કાર્યમાં કેમ વર્તવું તે સર્વ તે શિખવે છે. વ્યાપારમાં તેમજ ભર્તા, પિતા, પુત્ર, ગ્રહણી, માતા, ભગની, અને પુત્રી તરીકે કુટુંબમાં કેવી રીતે રહેવું તે શિખવે છે. નિત્ય વ્યવહારની દરેક સાધારણ બાબતનું તે જ્ઞાન આપે છે અને તે પણ કથારૂપે, ઘણીજ અસરકારક રીતે આપેછે. આપણે સત્ય બોલવું જોઇએ એમ ન કહેતાં જે જે મનુષ્યો સત્ય બોલ્યા અને તેઓને શું વીત્યું તે વિષે ઘણીક કથાઓ કહી બતાવે છે. અસત્ય ન બોલવું એમ ખુલ્લું ન કહેતાં જેઓ અસત્ય બોલ્યા તેઓને શું વીત્યું તે વિષે ઘણી કથાઓ કહી બતાવે છે. એવી રીતે સદાચારના સઘળા નિયમ કેમ લાગુ પાડવા તે પણ આપણે આમાંથી શીખીએ છીએ અને

તેમને વધારે સારી રીતે કેમ સમજવા તે પણ શીખીએ છીએ. સર્વ કરતાં સદાચાર વધારે ઉપયોગી છે. જય, કલ્યાણ તથા લક્ષ્મી એ સર્વનું મૂળ સદાચાર છે.

મહાભારત આર્ય ધર્મના તત્વજ્ઞાનનું સર્વ જ્ઞાન આપે છે. પરમાત્મા એકજ છે અને તે સર્વવ્યાપક છે એટલે કે સૂર્ય, ચંદ્ર, ગ્રહો, દેવો અને મનુષ્યો, પ્રાણીઓ અને વનસ્પતિ તેમજ ખનિજ પદાર્થો એ સર્વમાં તે છે. સર્વનો આત્મા એકજ છે. વાસ્તવિક રીતે તે અભેદ છે. જે એકને લાભકારક છે તે સર્વને હોય છે, અને જે સર્વને માટે છે તે એકને માટે હોય છે. તેથી આપણે દરેકનાપર દયા દેખાડવી જોઇએ અને હેત રાખવું જોઇએ. જો આપણે બીજાને દુઃખ દઇએ તો તે આપણને દુઃખ થાયછે. કારણ કે આત્મા એકજ છે. જે આત્મા પશુમાં છે તેજ પક્ષીમાં છે અને તેજ તમારામાં છે. આપણે તેની દરકાર રાખવી જોઇએ અને તે આત્મા આપણો પોતાનો સમજીને તેનું અંતઃકરણથી રક્ષણ કરવું જોઇએ. આ સઘળું શિખવનાર આ મહાભારત છે.

મહાભારત એવડું મોટું પુસ્તક છે કે તે વાંચવા જેટલો અવકાશ અથવા ધીરજ થોડાને રહી શકે છે. પણ જો એટલું બની શકે તો તેનો લાભ અલભ્ય થાય તેવું છે. એ પુસ્તકને ઘણા ઘણા ઉત્તમ વિદ્વાનો "સર્વસંગ્રહ" કહેછે તે યથાર્થ છે, રાજ્ય પ્રકરણી, વ્યાવહારિક, કે પારમાર્થિક કોઈ પણ વિષય સંબંધી એ ગ્રંથમાં કથા નહિ હોય એમ સમજવું નહિ. જે ગ્રંથ આવો જ્ઞાનનો ભંડાર છે તે વાંચવાથી અથવા સાંભળવાથી કેટલું જ્ઞાન મળી શકે એ સહેજ સમજાય એમ છે. વળી તે વાંચવાથી તેમાં ચર્ચાયેલા વિષયો સંબંધી સામાન્ય જ્ઞાન થતાં તેમાં વિશેષ શું કથાછે તેની ઉત્કંઠા થાય અને તે મૂળ ગ્રંથ વાંચવાની ઇચ્છા ઉત્પન્ન થાય એવો હેતુ આ પુસ્તક ધરાવે છે. મહાભારતમાં વર્ણન કરેલી કથા ખરેખર બનેલી છે તેમાં જરા પણ સંદેહ ઉત્પન્ન કરવાનું કારણ નથી તેમ તેમાં જે જે પાત્રો—એટલે પુરૂષોએ ભાગ લીધો છે તે એક કાળે અસ્તિત્વમાં હતા એ પણ નિઃશંક વાત છે. એ મનુષ્યોની જે શક્તિ હતી અને તેનો ઉપયોગ કરવાનું તેઓ શીખ્યા હતા તથા જાણતા હતા એ પણ ખરેખરી વાત છે.

આ ગ્રંથમાં આર્યશાસ્ત્રની જે જે બાબતો સમાએલી છે તે સર્વનું તત્વ અથવા દુનીયામાં જે જે જાણવાનું, સમજવાનું, શિખવાનું, સાંભળવાનું, અને કરવાનું છે તે સઘળું એટલે ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચારે પુરૂષાર્થોનું સંપૂર્ણ વિવેચન કરનાર એ કાવ્ય છે. તેમાં પણ ઉદ્યોગ પર્વમાં તેત્રીસથી ચાળીસ અધ્યાય ધૃતરાષ્ટ્રને વિદુરે કહ્યાછે તેથી તો દક્ષ

વળી છે. વળી છઠ્ઠા ભીષ્મ પર્વના પચ્ચીસમા અધ્યાયથી બેત્તાલીસમા અધ્યાય સુધીમાં શ્રીમદ્‌ભગવત ગીતા કે જેનો મુખ્ય વિષય જીવબ્રહ્મનું ઐક્ય છે તે સમાએલી છે તેવીજ અનુગીતા અશ્વમેધ પર્વમાં છે. એવા ગ્રંથો ભણવાને મોક્ષની ઇચ્છાવાળા પુરૂષો અધિકારી છે. આમાં અનેક કથા પ્રસંગો અને મહાપુરૂષોનાં ઘણાંક ચરિત્ર જેવી રીતે સમજવાં જોઇએ તેવી રીતે સમજવાથી અનેક સદ્‌ગુણ શિક્ષા તથા વિવિધ રસાનંદ પ્રાપ્ત થાય છે અને આપણા પૂર્વજોના તર્ક, જ્ઞાનશક્તિ, અને અમૂર યશ આપણા જાણવામાં આવેછે તેમજ દેશ, દેશી રાજ્ય, દેશી ધર્મ, દેશી રીતભાત ઇત્યાદિ વિષે આપણને શુભાભિમાન ઉત્પન્ન થાય છે. ઇ૦ એ સઘળાં કારણોથી આ પવિત્ર કીર્તિવાળા પુસ્તકની આવશ્યકતા જોઇ મેં મૂળ ગ્રંથ તથા તેનાં ભાષાન્તરોમાંથી સર્વ સાર તૈયાર કરી આર્ય જનોના હિતાર્થે ઘણો શ્રમ લઇ પ્રસિદ્ધ કરેલ છે. જેમાં મારા પરમમિત્ર **રા૰ નાગરદાસ મથુરાંદાસ** આચાર્યે જે મદદ આપીછે તેથી તેનો આ પ્રસંગે આભાર માનું છું.

આ પુસ્તક જેવું જોઇએ તેવું તો નથીજ. ગ્રંથને અંગે જે જે દોષ કહેવાય તેમાંના થોડા ઘણા આ ગ્રંથને અંગે મારા પ્રમાદથી હોવા જોઇએ તોપણ એ બીજા ગ્રંથો કરતાં સમર્થ ગ્રંથ છે. એટલે આપણા ભરતખંડના આર્યભાઇની તે મૂળ ગ્રંથને વાસ્તે જે અનન્ય લાગણી છે તે આ પુસ્તકને માટે પણ રહેશેજ.

દુનિઆમાં કોઈ સર્વજ્ઞ નથી, મનુષ્ય માત્ર ભૂલ ભરેલું છે. માટે આ ગ્રંથમાં કોઇ પ્રકારનો દોષ જણાય તો તે તરફ દ્રષ્ટિ નહીં કરતાં માત્ર સારનો સંગ્રહ કરવા મારી નમ્ર વિનંતી છે.

આ પુસ્તક છપાવી બહાર પાડવાનો મારો વિચાર લાંબી મુદતથી હતો પણ મને કેટલીક વ્યવહારી અડચણો આવવાથી તે ઘણી મુદતે બહાર પડેલું છે એટલુંજ નહી પણ તેનાં પ્રુફસીટ તપાસવા બહાર ગામથી અત્રે આવવા અગવડ પડતાં તે કાંમ મારા મિત્રને સોંપેલું તેથી કદી તેઓની તેમાં નજર ચુક અને હસ્તદોષ રહી ગયેલ તેમજ મારી પણ ભૂલ રહેલ હોય તેને માટે સુજ્ઞ સદ્‌ગ્રહસ્થો સુધારી વાંચતાં રહેલી ભૂલ માટે દરગુજર કરશે એવી મારી પ્રાર્થનાનો છે.

આ ગ્રંથને અગાઉથી આશ્રય આપનાર સદ્‌ગૃહસ્થોનાંનામો આ ગ્રંથની સાથે અમર રાખવાનો હતો પણ આશ્રય આપનારની સંખ્યા આસરે બે હજારની થવાથી ઘણાં ફારમો થઇ જાય એમ સમજી તે દાખલ કર્યાં નથી. માટે તે બાબતની આશ્રય આપનાર પાસે ઉપકાર સાથે માફી માગું છું.

**વિ૰ ગો૰ પ્રસિદ્ધ કર્તા.**

# અનુક્રમણિકા.

## શ્રી આદી પર્વ પહેલું.



## શ્રી સભા પર્વ ૨ જું.

# શ્રી વન પર્વ ૩ જું.

---

## શ્રી વિરાટ પર્વ ૪ થું.



---

## શ્રી ઉદ્યોગ પર્વ ૫ મું.

---

## શ્રી ભીષ્મ પર્વ ૬ ઠું.



---

## શ્રી દ્રોણ પર્વ ૭ મું.

---

## શ્રી કર્ણ પર્વ ૮ મું.



---

## શ્રી શલ્ય પર્વ ૯ મું.

---

## ગદા પર્વ ૧૦ મું.



---

## સૌપ્તક પર્વ ૧૧ મું.





## સ્ત્રી પર્વ ૧૨ મું.



---

## શાંતિ પર્વ ૧૩ મું.

### રાજ ધર્મ.

## શાંતિ પર્વ આપદ્ધર્મ.

### મહાનબોધ મોક્ષધર્મ.



### સાંસારીક શોકની નીવૃતીનો ઉપાય.



### આયુષ્યની અસ્થિરતા વગર વિલંબે આત્મ સાધનની જરૂર.



### ધનેચ્છાનો ત્યાગ એજ સુખશાંતિનું મુળ છે.



### આશાભંગના દુઃખની નિવૃત્તિ.



### અશાંતિ મેળવવાના તથા તેને કાયમ રાખવાનાં સાધનો.



### વિક્ષેપ વગરનું વર્તન.



### દેહાભિમાનનું દુઃખદપણું.



### જયનો પ્રભાવ.



### ગૃહસ્થાશ્રમ.

# અનુશાસન પર્વ ૧૪ મું.



---

# આશ્વમેધિક પર્વ ૧૫ મું.

---

## આશ્રમવાસિક પર્વ ૧૬ મું.



---

## મૌસલ પર્વ ૧૭ મું.



---

## મહાપ્રસ્થાનિક પર્વ ૧૮ મું.





છપાય છે.

# ખુબીનો ખજાનો અને ડહાપણનો દરીઆવ.

## મહાભારતના મહાનપુરૂષોએ મહામુનિઓને પુછેલાં પ્રશ્નોત્તર.

આ ગ્રંથમાં નીતિ શિક્ષણના માર્ગમાં જોઇતી સર્વ બાબતોનો સમાવેશ કરેલો છે. નીતિ જ્ઞાન, વ્યવહાર, રાજ્ય પ્રકરણી અને પારમાર્થિક ઇત્યાદિ બીજા ઉપયોગી વિષયો બહુજ યુક્તિથી વર્ણવેલાનો સંગ્રહ કે જેમાં વ્યવહારિક કેળવણીનો મોટો ભંડાર આપવામાં આવેલો છે. વળી તેમાં મુખ્યત્વે મહાભારતના મહાપુરૂષોએ મહામુનિઓને પુછેલાં પ્રશ્નોત્તર વગેરે જે જે અગત્યની બાબતો મનુષ્ય માત્રને અવશ્ય જાણવી જોઇએ તે સઘળી આ પુસ્તકમાં આવી જશે, તેથી આ માયિક સંસારમાં આશક્ત થઇ રહેલા માનવીઓને ઉત્તમ બોધ મળી શકશે. તેટલુંજ નહિ પણ જ્ઞાનોપદેશ ઉપર સંખ્યાબંધ મહાત્માઓમાં પણ કૃષ્ણ ચંદ્ર, શ્રીવિદુરજી, નારદજી, ભીષ્મપિતામહ યુધિષ્ટિર, અર્જુન, વ્યાસ, બૃહસ્પતી, નકુલ, દ્રોણાચાર્ય કૃપાચાર્ય, અશ્વત્થામા, માર્કંડેય, ધૌમ્ય, શુક્રાચાર્ય, જનમેજય, મનુ અને અષ્ટાવક્ર, આદિ મહાપુરૂષોનાં મહાવચનો તેમજ દ્રૌપદી, સત્યભામા, અને સાવિત્રી આદિ સતીઓના વિચારો, ઉદાહરણો સહીત સ્પષ્ટ રીતે દર્શાવવામાં આવશે અને તેથી માનવ માત્રને નીતિ ધર્મથી પોતાનો વ્યવહાર સુખ શાંતિમાં ચલાવવાની ઉત્તમ રીતી શીખવવાની ઘણી જરૂર જાણી આ પુસ્તક બહાર પાડવામાં આવે છે. આ પુસ્તક ડીમી ૧૨ પેજી ફોરમ ૧૫-૧૬ નું એટલે પૃષ્ટ ૨૦૦ ના આશરાનું બહુજ ટુંકી કિમતમાં એટલે અગાઉથી આશ્રય આપનારને માત્ર આના ૮ આઠ પાકા પુઠાં સાથે અને પછીથી આના ૧૨ બાર પોસ્ટેજ શિવાય રાખવામાં આવી છે. માટે આ ગ્રંથનો લાભ લેવા ઇચ્છા હોય તેણે આ તક નહિ ખોતાં નીચે સહી કરનારને જામનગર નાગરવાડામાં લખી મોકલવા કૃપા કરવી. નામ નોંધાવી પાછળથી પૈસા મોકલનાર પાસેથી પોષ્ટેજ જુદું લેતાં પુસ્તક વેલ્યુપેએબલ મોકલવામાં આવશે. અગાઉ નામ નોંધાવ્યા છતાં પુસ્તક પસંદ પડે તો રાખવું.

વિ. વિશ્વનાથ ગોવિંદજી દ્વિવેદી.

પુ. પ્રગટ કરનાર ત. વેચનાર.

---

# મહાભારતના અઢારે પર્વનો સાર.

---

## આદિ પર્વ ૧ લું.

---

### ઈશ્વર સ્તુતિ. દોહરા.

નમું વિશ્વના નાથને, લળિલળિને બહુ વાર;
જેણે રચી યુક્તિથી, સરજ્યો સાર સંસાર.
વ્યાસે જેનો વર્ણવ્યો, મહાભારત ઇતિહાસ;
તે જનને કહું અથ ઇતિ, શ્રવણ કરો સુખ રાશ.
સજજન મન રંજન થવા, ભારત રૂપી રત્ન;
પરમ પ્રેમથી આ લખ્યું, કરી મહાન્ પ્રયત્ન.

**नारायणं नमस्कृत्य नरंचैव नरोत्तमं ।**
**देवीं सरस्वतीं चैव ततो जय मुदीरयेत् ॥**

નરોમાં ઉત્તમ એવા નર, નારાયણ એવા ભગવાન્, અને સરસ્વતી દેવીને નમસ્કાર કરી પંડિત જનોએ સંસારને જીતે એવા ભારતનો વિસ્તાર કરવો.

### સોમ એટલે ચંદ્ર તેના વંશનો વિસ્તાર.

પૂર્વે સત્યયુગને આરંભે અત્રિ નામે પ્રજાપતિની આંખમાંથી તેજનો ચળકાટ નીકળ્યો તેથી અવકાશને ગર્ભ રહ્યો અને ચંદ્ર ઉત્પન્ન થયા. કેટલાક કહે છે કે સૂર્યના સુષુમ્ણા નામના કિરણથી ચંદ્ર થયા, એને બૃહસ્પતિની સ્ત્રી તારાથી બુધ નામે પુત્ર થયા, સૂર્યના પુત્ર વૈવસ્વત મનુનો પુત્ર સુદ્યુમ્ન કે જે પ્રથમ સ્ત્રી હતો (અને તે વખતે તેનું નામ ઇલા હતું) તેને બુધથી પુરૂરવા થયા. મનુએ વસિષ્ઠને વિનવ્યાથી વૈવસ્વત મનુએ નારાયણની સ્તુતિ કરીને પુત્રીનો પુત્ર કરાવ્યો, એટલે એ પુરૂષ થયેલ સુદ્યુમ્નને રાણીયોથી ત્રણ પુત્ર થયા. એ ત્રણેને દક્ષિણ દિશાનું રાજ્ય આપી પુરૂરવાને પોતાની ગાદીએ બેસારી

સુદ્યુમ્ન તપશ્ચર્યા કરવા ગયો. મનુને પછવાડેથી નવ કોઈ કહેછે દશ પુત્રો થયા તેમાં આઠને ભરત ભૂમિની આજુ બાજુ સુમેરૂ પર્વતના પ્રદેશનું રાજ્ય વેહેંચી આપ્યું અને ઇક્ષ્વાકુ જે મોટો હતો તેને ભારતખંડનું રાજ્ય આપ્યું. તેમણે અયોધ્યામાં સૂર્યવંશની પ્રથમ ગાદી સ્થાપન કરી હતી. એ મહાન્ પ્રતાપી, ચક્રવર્તિ અને સૂર્યવંશી રાજાના મૂળ પુરૂષ થઈ ગયા. એમને સો પુત્રો હતા તેમાં વિકુક્ષિ, નિમિ, દંડક, અને શ્રાશ્વ એ ચાર મુખ્ય હતા તેઓને ચારે દિશાનાં રાજ્યો આપીને પોતે મધ્યસ્થ રહ્યા હતા. (ઇક્ષ્વાકુને ઈલા "પૃથ્વી" નામની બેન હતી તેને ચંદ્રના પુત્ર બુધ સાથે પરણાવી હતી ) બુધને ઈલાથી પ્રતાપી પુરૂરવા પુત્ર થયા, તેણે પ્રયાગ ( પ્રતિષ્ઠાનપુર ) માં ચંદ્ર વંશની પ્રથમ ગાદી સ્થાપન કરી. એ રીતે સૂર્ય ચંદ્ર વંશની ગાદી સ્થાપન થઈ.

પુરૂરવા મહા પ્રતાપી રાજા થયા, એ પછી પાંચમા યયાતી અતિ પ્રખ્યાત થયા. યયાતીનું વૃદ્ધપણું એના પાંચ પુત્રમાંના શર્મિષ્ઠાથી થએલા બીજા પુત્ર પુરૂએ લઈ પોતાનું જોબન પિતાને આપ્યું હતું તેથી એણે જગતના જુદા જુદા વિષયને ભોગવવાથી પ્રસન્ન થઈ પોતાનું રાજ્ય પુરૂને આપ્યું ને બીજાને શાપ દઇ અંતે વૈરાગ્યથી અરણ્યમાં ગયો હતો. એ પાંચ પુત્રમાંથી દેવયાનીથી થયેલા તુર્વસુ અને યદુ એ બે પ્રખ્યાત થયા. યદુના વંશમાં એકાવન પેઢીએ શ્રીકૃષ્ણ તથા બલરામ મહાન્ પ્રતાપી અને અતિ વિખ્યાત થયા; અને પુરૂના વંશમાં વીશમા કે બાવીશમા ભરત ( દુષ્યંત તથા શકુંતલા જે કણ્વ ઋષિયે પાળી હતી તેના પુત્ર) રાજા થયા કે જેનો રાજ્ય પ્રદેશ ભારતવર્ષ અથવા ભરતખંડ કહેવાય છે. એ ચક્રવર્ત્તિ રાજાએ એક સો તેતરીસ અશ્વમેધ કર્યા હતા. એ પછી પાંચમા હસ્તિન રાજા થયા તેણે હાલ દિલ્હી છે તેની પડોસમાં ગંગા નદીના દક્ષિણ કીનારા ઉપર હસ્તિનાપુર વસાવી રાજ્ય ધામ કર્યું. હસ્તિનના પુત્ર પ્રતીપ એક દિવસ મૃગયા કરવા નિકળેલા તે શ્રમથી ભાગીરથીને તીરે બેસી વેદાધ્યયન કરતા હતા, એવામાં ગંગાના પ્રવાહમાંથી મૂર્તિમંત ગંગા નિકળી અને પ્રતીપને જમણે ખોળે બેઠી. ગંગાએ પ્રતીપને કહ્યું કે મારી સાથે લગ્ન કર ત્યારે રાજાએ કહ્યું કે પરસ્ત્રીનો સંગ ન કરવો એવો મારો નિયમ છે, સ્ત્રીએ કહ્યું કે હું પરસ્ત્રી નથી પણ દેવલોકની કન્યા છું માટે મારો અંગીકાર કરો. પ્રતીપે કહ્યું કે મારી સ્ત્રી થવાનું તેં તારે હાથેજ અટકાવ્યું. તું મારા જમણા સાથળ પર આવી બેઠી; પરંતુ તે સાથળ તો સંતાનો તથા પુત્ર વધુઓને બેસવાનો છે. સ્ત્રીઓને બેસવાનો ડાબો સાથળ તેં છોડી દીધો તેથી હું તને મારી સ્ત્રી કરી શકતો નથી. માટે તું મારા પુત્રની વહુ થજે. સ્ત્રીએ કહ્યું કે હું

તમારા પુત્રની સ્ત્રી થવા ખુશી છું, પણ મને વચન આપો કે હું જે કૃત્ય કરૂં તેમાં તમારો પુત્ર કોઈ જાતનો વાંધો ન લે. તમારો પુત્ર આ ઠરાવ પ્રમાણે વર્તશે ત્યાં સુધી હું તેના ઘરમાં રહીશ અને તેને રાજી કરીશ. એ પ્રમાણે બોલી તે સ્ત્રી અંતર્ધાન થઈ.*

પ્રતીપને દેવાપી, બાહિલક અને શન્તનું એ ત્રણ પુત્રો થયા. તેમાં ત્રણમાં ન્હાના અને ઉત્તમ ગુણવાળા શન્તનું ને અત્યંત સ્વરૂપવાન મૂતિમાન્ ગંગા સાથે પરણાવવા પિતાએ તેને આજ્ઞા કરી કે, હે પુત્ર! તારા કલ્યાણને વાસ્તે એકાંતમાં જે સુંદર સ્ત્રી તારી પાસે આવે તેને તું કોણ છે? કોની પુત્રી છે? એમ પૂછીશ નહિ. એ પ્રમાણે રાજકુંવરને આજ્ઞા કરી રાજ્ય સોંપી પ્રતીપ પોતે તપ કરવા વનમાં ગયો. શન્તનું રાજા એક દિવસ ભાગીરથીને કાંઠે ફરતો હતો, ત્યાં લક્ષ્મી જેવી અત્યંત રૂપાળી સ્ત્રી રાજાને જોવા લાગી. સ્ત્રીએ કહ્યું હે રાજા! હું તમારી સ્ત્રી થવા ઇચ્છું છું. પરંતુ હું જે કાંઈ સારૂં નરસું કરૂં તેમાં મને અટકાવવી નહિ અને કદી પણ અપ્રિય વચન કહેવું નહિ. જ્યાં સુધી આ પ્રમાણે ચાલશો ત્યાં સુધી હું તમારા ઘરમાં રહીશ, પણ જ્યારે મારા કર્તવ્યમાં તમે આડા આવશો અથવા મને અપ્રિય વચન કહેશો ત્યારે હું તમારો ત્યાગ કરીશ. શન્તનું એ સઘળી વાત કબુલ કરી એટલે ગંગાજી ખુશીથી તેને પરણી અને તે તેને પ્રેમથી ભોગવવા લાગ્યો. એમ કરતાં ઘણાં વર્ષો વીતી ગયાં અને એ સ્ત્રીમાં તેને આઠ સંતાનો થયાં. તે સઘળા વસિષ્ઠનો શાપ પામેલા વસુઓ હતા. ગંગાએ વસિષ્ઠના શાપથી તે પુત્રોને શાપ મુક્ત કરવા પોતાના પ્રવાહમાં ડુબાવી દીધા. આઠમા દ્યો નામના વસુના અવતાર રૂપ પુત્રને અવતરવાની વખતેજ જ્યારે ગંગા ડુબાવવા લઈ ચાલી ત્યારે શન્તનું રાજાએ તેને કહ્યું કે, હે બાલહત્યારી! એને જો જીવતો રેહેવા દ્યો તો સારૂં કે મારો વંશ રહે. પછી ગંગા દેવવ્રત ભીષ્મને શન્તનું પાસે મુકી ચાલી જવા લાગી એટલે શન્તનું બોલ્યા કે એ બાળકને કોણ ઉછેરશે? માટે એને પણ સાથે લેતાં જાઓ ને મોટો

* કોઈ એક સમયે બ્રહ્માને ત્યાં સભા મળી હતી તેમાં મૂર્તિમંત ગંગાનું વસ્ત્ર પવનથી ઉંચું થયું, એ વેળા સર્વે જણાએ નીચું જોયું પણ એક હજાર અશ્વમેધ અને સો રાજસૂય યજ્ઞ કરવાના પુણ્યવાળો મહાભિષ રાજા તેના સામું જોઇ રહ્યો અને ગંગા હસી પડયાં. એ પ્રસંગે બ્રહ્માએ શાપ દીધો કે તમે બન્ને જણાં મૃત્યુ લોકમાં પડી સ્ત્રી પુરૂષનો સંસાર માંડજો. એ ઉપરથી પ્રવાહ રૂપ ગંગામાંથી મૂતિમંત ગંગા નિકળ્યાં અને મહાભિષ તે હસ્તિનાપુરના પ્રતીપ રાજાને ત્યાં અવતર્યો. ગંગાજી પણ મહાભિષને પોતાની પર આસક્ત થએલો જોઇને તેનું જ મનમાં ચિંતવન કરતાં કરતાં સભામાંથી પાછાં વળ્યાં હતાં.

થાય ત્યારે આપજો. ગંગા ભીષ્મને લઈ પ્રવાહમાં સમાયાં. બૃહસ્પતિ પાસે ચારે વેદ અને **શુક્રાચાર્ય** તથા **પરશુરામ** પાસે ધનુર્વેદ આદિવિદ્યા ભણાવીને ચોવિસ વર્ષ થયા પછી ગંગાએ ભીષ્મને પાછા આપ્યા. એક દિવસ શન્તનું મૃગયા કરતાં એક વનમાં આવ્યા ત્યાં સુગંધ પસરી રહેલી અને તેનું કારણ જાણવા આગળ ચાલ્યા તો એક માછીને ત્યાં તેણે **યોજનગંધા** નામની કન્યા ( એણે કુમારી અવસ્થામાં **પરાશર** ઋષિથી '**વ્યાસને** જન્મ આપ્યો હતો.) એને દીઠી કે કામથી વ્યાકુલ થઈ તે સાથે લગ્ન કરવાને ઇચ્છયા પણ માછીએ કહ્યું કે તમે તમારા **દેવવ્રત**ને યૌવરાજ્યાભિષેક કર્યો છે તેને ટાળીને મારી કન્યામાં તમને જે પુત્ર પ્રાપ્ત થાય તે પુત્રને તમારા પછી તમારા રાજ્યનો વારસ થાય" એવો ઠરાવ કરી આપો, તો હું મારી કન્યા આપું એ ઉપરથી અત્યંત કામાતુર થયેલા **શન્તનુ** ઉદાસ રહેતા. એ જોઈ ભીષ્મે આગ્રહ કરી કારણ પુછી પિતાના મનનું સમાધાન કીધું, પણ માછીનો અધિપતી માનતો નહીં. આ ઉપરથી ધર્માત્મા **દેવવ્રતે** પિતાનું પ્રિય કરવાની ઇચ્છાથી કેટલાએક વૃદ્ધ મંત્રી અને સંબંધીઓને સાથે લઈ જઈ તે માછીને કહ્યું કે તમે જો તમારી કન્યા મારા પિતાને પરણાવો તો હું રાજ્ય ઉપરથી મારો હાથ ઉઠાવું છું, એમ કહી કેટલીક પ્રતિજ્ઞા કરી. માછી બોલ્યો કે મારી કન્યા છે તે મારા પોતાના વીર્યથી ઉત્પન્ન થએલ નથી, પણ એક મહાત્મા રાજાના વીર્યથી ઉત્પન્ન થએલ છે. એ કન્યાને માટે મોટા મોટા મહીપતિઓનાં માગાં આવી ગયાં છે, પણ ભવિષ્યમાં મારી પુત્રીમાં પુત્ર ઉત્પન્ન થાય તેના તમેજ શત્રુ થાઓ, તમે જેના શત્રુ થાઓ તે કદી જય પામે નહિ કે જીવે નહિ. આ સાંભળી ફરી દેવવ્રતે કહ્યું જે હું બ્રહ્મચર્યજ પાળીશ અને કોઇ સ્ત્રી સાથે પરણીશ નહિં, હું કોઇ પણ સ્ત્રીથી કોઈ છોકરાનો બાપ થઇશ નહીં એ મારી પ્રતિજ્ઞા છે. દેવવ્રતે ઉદાર બુદ્ધિથી એ અદ્‌ભુત પ્રતિજ્ઞા કરી તે ઉપરથી તે **ભીષ્મ** એ નામથી ઓલખાયા અને માછી બોલ્યો કે હું તમારા પિતાને મારી કન્યા આપી ચૂકયો. ભીષ્મે **સત્યવતીને** માતા કહી રથમાં બેસાડી હસ્તિનાપુરમાં આવી બનેલ વૃત્તાંત સર્વે પિતાને કહી સંભળાવ્યું. શન્તનું પરણ્યા. પિતાએ તેનાપર પ્રસન્ન થઈ વરદાન આપ્યું કે હે પુત્ર ! જ્યાં સુધી તમને જીવંવાની ઇચ્છા હશે ત્યાં સુધી તમારા ઉપર મૃત્યુ ફાવી શકશે નહિ. તમારી સંમતિ હશે ત્યારે જ મૃત્યુ તમને પ્રાપ્ત થશે.

**શન્તનુ** રાજાને તે નવી રાણી **સત્યવતી** (યોજનગંધા) થી **ચિત્રાંગદ** અને **વિચિત્રવીર્ય** એ બે કુંવરો અવતર્યા, મોટા કુંવર **ચિત્રાંગદ** જુવાન થતાં પેહેલાંજ શન્તનું મરણ પામ્યા ત્યારે **ભીષ્મે** સત્યવતીની મરજીને અનુસરી પોતાના સાવકા ભાઇ **ચિત્રાંગદને** રાજ્યાભિષેક કર્યો. તે પોતાના વીરપ-

ણના અભિમાનથી સર્વે રાજાઓનું અપમાન કરતો. એણે ઘણાક રાજાઓને જીતી હસ્તિનાપુરને શોભાવ્યું હતું, તે કુરૂક્ષેત્રમાં એક ગંધર્વ રાજા સાથે યુદ્ધ કરતાં મરણ પામ્યો. તેથી ભીષ્મે વિચિત્રવીર્યની નાની ઉમર છતાં પણ તેને રાજ્યે બેસાડયો. દ્વાપર યુગનો ચંદ્રવંશી ૪૩ મો રાજા વિચિત્રવીર્ય જુવાન થતાં **ભીષ્મ અને સત્યવતીએ** તેને પરણાવવાનો વિચાર કર્યો. તે વખતમાં **કાશી** રાજાની અપ્પસરાઓ સરખી ત્રણ પુત્રીઓનો સ્વયંવર થાય છે એ સમાચાર સાંભળી ભીષ્મ ત્યાં ગયા અને જોયું તો કન્યાઓ તો સુંદર છે, એટલે સ્વયંવરના સમયની વાટ ન જોતાં ત્યાંથી એકસો આઠ કુળના રાજાઓને જીતીને ત્રણ કન્યાને ઉપાડી હસ્તિનાપુર તરફ વળ્યા. શાલ્વ દેશનો રાજા યુદ્ધ કરતો પાછળ પડયો તેને પણ જીત્યો. અહીં લગ્ન સમારંભમાં ત્રણમાની મોટી **અંબાએ** કહ્યું કે હું મારાં મનથી **શાલ્વને** વરી છું. એ ઉપરથી ભીષ્મે તેને રથમાં બેસાડી **શાલ્વ** પાસે મોકલી, શાલ્વે **અંબાને** કહ્યું કે તું બીજાને ઘેર રહી આવી માટે હવે હું તારી સાથે લગ્ન નહીં કરૂં. **અંબા** પાછી ભીષ્મ પાસે આવી બોલી કે શાલ્વ ના કહે છે માટે તમેજ મારી સાથે લગ્ન કરો. ભીષ્મે કહ્યું કે મારે તો સર્વ સ્ત્રીઓ મા બેન પ્રમાણે છે. એ અપમાન ન સહન થયેથી અંબાએ ક્રોધ કરી **બદ્રિકાશ્રમમાં** જઈ મોટું તપ કરી **પરશુરામને** પ્રસન્ન કર્યા અને તેમને તેડી લાવી. **ભીષ્મે** તેની સામા જઇ ઘણા માનથી પૂજન કરી તેને નગરમાં લાવી રાખ્યા. **પરશુરામે** કહ્યું કે **અંબા** સાથે લગ્ન કર અથવા મારી સાથે યુદ્ધ કર. ભીષ્મે કહ્યું કે મેં તો સર્વ સ્ત્રીને મા બેન ગણી છે માટે શી રીતે પરણું અને આજ્ઞા હોય તો યુદ્ધને માટે મારી ના નથી. પછી શેહેરની બહાર **સત્તાવીશ** દિવસ ગુરૂ શિષ્યે યુદ્ધ કર્યું ને ભીષ્મે **પરશુરામને** જીત્યા. જ્યારે ભાર્ગવ મૂર્છિત થતા ત્યારે ભીષ્મ તેની આસના વાસના કરતા. પછી પરશુરામે ભીષ્મને છાતી સરસા દાબીને કહ્યું કે, મારી વિદ્યા તને પૂરેપૂરી પ્રાપ્ત થઈ છે, અને અંબાને કહ્યું કે મારો નિયમ પૂર્ણ થયો માટે હવે તું તારા પિતાને ઘેર જા. આમ સંભળાવી પરશુરામ પોતાને સ્થાનકે ગયા. અંબાએ ભીષ્મનાં પ્રાણ લેવાને વનમાં ઘોર તપ કરી પોતાનો દેહ પાડી, દ્રુપદ રાજાને ત્યાં અવતાર લીધો. દ્રુપદને પુત્ર નો હોતો તેથી રાણીએ કન્યાને બદલે પુત્ર અવતર્યો એવી વાત ચલાવી. દ્રુપદે એનું **દશાર્ણ** દેશના રાજાની કન્યા સાથે લગ્ન કર્યું. સ્ત્રી પુરૂષના એકાંતમાં મળવાથી સ્ત્રીને જણાયું કે મારો સ્વામી સ્ત્રી છે તે પછી સ્ત્રીએ પોતાના પિતાને ત્યાં જઇ એ વર્ત્તમાન કહ્યું. **શિખંડિની** લજ્જિત થએથી વનમાં નાશી ગઈ અને ત્યાં અત્યંત રડવા લાગી. એવું બન્યું કે **સ્થૂલકર્ણ** નામનો કુબેરનો ગણ ત્યાં આવી પોહોચ્યો ને એણે દયા આણી શિખંડિનીને આઠ દિવ-

સની સરતે પોતાનું પુરૂષત્વ આપ્યું ને એનું સ્ત્રીત્વ પોતે લીધું. એ શિખંડિએ નગરમાં આવી પોતાની સ્ત્રીને શાંત પમાડી. એવો યોગ આવ્યો કે સરતના આઠ દિવસમાં કુબેરે સ્થૂલકર્ણને સ્ત્રી રૂપે જોયોને એથી કોપાયમાન થઈ તેને શાપ દીધો કે શિખડિનો દેહ રહે ત્યાં સુધી તું સ્ત્રી જ રહેજે. એ રીતે શિખંડિ મરતાં સુધી પુરૂષજ રહ્યો. આ પછી થોડા સમયમાં વિચિત્રવીર્ય પોતાની રાણીઓ સાથે ભોગવિલાસમાં નિમગ્ન રહેતાં તે ક્ષયથી અપુત્ર મરણ પામ્યો, અને ભીષ્મે તેની ઉત્તર ક્રિયા કરી. બન્ને પુત્રોના મરણથી અત્યંત સંતાપ પામેલી સત્યવતી એ ધર્મ અને વંશના રક્ષણનો વિચાર કરી ભીષ્મને કહ્યું કે શન્તનુ રાજાના પિંડદાનનો અધિકાર અને વંશનો આધાર માત્ર તમારા ઉપરજ છે, તમે ધર્માત્મા છો અને આપત્કાળના ધર્મોને સંપૂર્ણ રીતે જાણો છો; માટે પૂર્વજોના પિંડદાનનો લોપ ન થાય અને વંશ વિધ્વંસ પણ ન થાય એમ કરો. ભીષ્મે ઉત્તર આપ્યો કે માજી ! મેં તો જીવતાં સુધી બ્રહ્મચારી રેહેવાની તમારા વાસ્તેજ પ્રતિજ્ઞા કરી છે, તે તમે જાણો છો, ક્ષત્રિએ સત્યથી ભ્રષ્ટ થવું એ અધર્મ છે. ધર્મનો બાધ ન આવે અને વંશ નિર્વંશ ન જાય એવો રસ્તો કરવો જોઇએ. ભીષ્મનાં આવાં વચન સાંભળી સત્યવતી મનમાં લજાતી લજાતી બોલી કે તમારૂં કહેવું બરાબર છે. મારી પણ એક રહસ્ય વાત છે તે પણ આપત્ કાળને લીધે તમને કહેવાને ઇચ્છું છું. હું પેહેલી જુવાનીમાં હતી અને મારા પિતાની આજ્ઞા પ્રમાણે જમનાંજીમાં ધર્માઉ મછવો ચલાવતી હતી, તે સમયે એક દિવસ મછવામાં જ બેઠેલા પરાશર મુનિએ કામાતુર થઈ મને ક્રીડા કરવા કહ્યું. મેં ઉત્તર વાળ્યો કે હું દુર્ગંધીવાળી છું, કુમારી છું, ને દિવસે ભોગ કરવામાં પાપ છે. પરાશરે મંત્ર ભણી પાણી છાંટયું એટલે યોજનગંધા થઈ અને સૂર્યતરફ અંજળી છાંટી એટલે વાદળાંથી તે ઢંકાઈ ગયો અને કહ્યું કે તને અપવાદ નહિ લાગે એમ કહી મને કેટલાંક વચનો અને વરદાનોથી લલચાવીને મછવામાંજ મારો સંગ કર્યો હતો, મારા શરીરમાંથી માછલાના જેવો જે ગંધ હતો તેને ટાળીને આ ઉત્તમ ગંધ આપ્યો અને મને કહ્યું કે તું આ યમુનાના બેટમાં મારા વીર્યથી રહેલા ગર્ભને જન્મ આપજે અને જન્મ આપ્યા પછી તું કન્યા જ રહીશ. પરાશર મુનિથી મને જે પુત્ર ઉત્પન્ન થયો છે તે મહાપ્રખ્યાત જેણે વેદની ગોઠવણ કરી જુદા પાડી, પોતાના શિષ્ય પૈલને ઋગ્વેદ, વૈશમ્પાયનને યજુર્વેદ, જૈમિનીને સામવેદ, ને સુમંતુને અથર્વવેદ એમ સમજાવ્યા. પુરાણ અને મહાભારત લોમકર્ષણને ભણાવ્યાં. એ ઉપરથી તે વેદવ્યાસ ( કૃષ્ણ દ્વૈપાયન ) કહેવાયા છે. એ બદરીકેદારના અરણ્યમાં ચિરંજીવી છે. એ પોતાનો જન્મારો ભગવદ્ ભક્તિમાં કાહાડવાને

વનમાં ગયા છે. એ વેદવ્યાસે મને કહ્યું છે કે કષ્ટના સમયમાં મને સંભારજો. માટે હે ભીષ્મ ? જો તમારી સંમતિ હોય તો હું એ **વ્યાસનું** સ્મરણ કરૂં તે આવીને મારી આજ્ઞાથી તથા તમારી સંમતિથી વિચિત્રવીર્યની રાણીયોમાં પુત્રને ઉત્પન્ન કરશે. ભીષ્મની સંમતિથી **સત્યવતીએ** **વ્યાસનું** સ્મરણ કર્યું કે **વ્યાસ** તરતજ આવ્યા. ઘણે કાળે પુત્રને મળવાથી માતાને હર્ષાશ્રુ આવ્યાં, પુત્રનું આલિંગન કર્યું અને સત્કાર કરી આસનપર બેસાડયા. **વ્યાસે** માતાને પ્રણામ કરી કહ્યું કે માજી ! આપની શું ઇચ્છા છે? જે ઇચ્છા હોય તે હું પૂર્ણ કરીશ. **સત્યવતીએ** કહ્યું કે પુત્રની ઉપર જેટલો પિતાનો અધિકાર છે તે કરતાં અધિક અધિકાર માતાનો છે. મ્હારે તમારાથી નાનો વિચિત્રવીર્ય નામનો પુત્ર હતો. તેને જેમ પિતાના સંબંધથી **ભીષ્મ** ભાઈ થાય છે તેમ માતાના સંબંધથી તમે ભાઇ થાઓ છો. ભીષ્મે પોતે કરેલી પ્રતિજ્ઞા પાળવા માટે તેને પરણવાની કે રાજ્ય કરવાની ઇચ્છા નથી. **વિચિત્રવીર્ય** અપુત્ર મરણ પામ્યો છે. માટે તમે મારી આજ્ઞાથી તથા ભીષ્મની સંમતિથી તમારા દૂધભાઇની બે વિધવા સ્ત્રીમાં પુત્રોને ઉત્પન્ન કરો. માનાં વચન સાંભળી **વ્યાસ** બોલ્યા કે માજી! તમે ધર્મને સંપૂર્ણ જાણોછો. તમારી આજ્ઞા હું શિરપર ચડાવુંછું; પરંતુ તે સ્ત્રીઓએ એક વર્ષ સુધી મારા કહેવા પ્રમાણે વ્રત કરવું. એ પછી શુદ્ધ થઈ મારા સમાગમમાં આવવું. **સત્યવતી** બોલી કે રાજા વગરના દેશની અનાથ પ્રજા દુઃખી થઈ નષ્ટ થાય છે અને તેની યજ્ઞાદિ ક્રિયાઓનો લોપ થાય છે, માટે જેમ બને તેમ તરત પુત્રોને ઉત્પન્ન કરો. **વ્યાસ** બોલ્યા કે જો સમયવગર પુત્ર મેળવવો હોય તો તે સ્ત્રીઓએ મારાં વ્યાઘ્રચર્મ અને જટા કલાપવાળાં ભડકામણાં રૂપને સહન કરવું પડશે. જો મારા ગંધને, વેષને અને ભયંકર દેહને સહન કરે તો ભલે આજેજ મોટી રાણી ગર્ભને ધારણ કરે. **સત્યવતીએ** હા પાડી. **અંબિકાએ** પવિત્ર વસ્ત્રાભૂષણ ધારણ કરી શયનમાં મારી વાટ જોવી એમ કહીને **વ્યાસ** અંતર્હિત થયા. **સત્યવતીએ** પોતાની મોટી વહુને એકાંતે કહ્યું કે હું તમને એક ધર્મની વાત કહેવાનીછું, આપણી વંશવૃદ્ધિને માટે વ્યાસે તથા ભીષ્મે એક ધર્મ માર્ગ બતાવ્યો છે. તે વાત સફળ થવી તમારા હાથમાં છે. આ નષ્ટ થએલ વંશનો તમે પુનરૂદ્ધાર કરો, અને ઇંદ્ર જેવા પુત્રને જન્મ આપો એ મારી ઇચ્છા છે.

આમ કહી **વેદવ્યાસ** સાથે થએલી કેટલીએક વાત વહુને સંભળાવી આપત્કાળમાં ધર્મની સમજ પાડી માંડ માંડ સમજાવી. ઋતુસ્નાતા થએલી વહુને શયનમાં સુવા મોકલતાં સાસુએ કહ્યું કે વહુ ! આજ મધ્ય રાત્રે તમારો જેઠ તમારી પાસે આવશે. સાસુની આજ્ઞાથી શયનમાં જઇ સુતેલી

અંબિકાતો ભીષ્મનું અથવા તો કોઈ બીજા ભાયાતનું ચિંતવન કરવા લાગી. બરાબર, મધ્ય રાત્રે વેદવ્યાસ આવ્યા, તેનું ભયંકર રૂપ, પીંગળી જટા, અને પીંગળી દાઢી જોઈ અંબિકા આંખો વીંચી ગઈ. વ્યાસે પોતાની મા સત્યવતીનું પ્રિય કરવાને અંબિકાનો અંગીકાર તો કર્યો, પરંતુ બહાર આવતાં માજીએ પુત્ર વિષે પ્રશ્ન કરતાં જણાવ્યું કે માજી દશ હજાર હાથીઓના જોરવાળો, મહદ ભાગ્યશાળી, મોટા પરાક્રમી અને અતિ બુદ્ધિશાળી પુત્ર જન્મશે. અને તે પુત્રને સો પુત્ર થશે પણ એ પુત્ર પોતાની માતાના દોષથી અંધ અવતરશે સત્યવતી આથી ખેદ પામીને બોલી કે આંધળાને રાજ્યનો વારસો મળે નહિ અને આ કુળનો એવો રાજા થાય એ પણ યોગ્ય નથી, માટે મારી બીજી વહુ અંબાલિકામાં રાજ્યને લાયક રૂપ ગુણવાળો પુત્ર ઉત્પન્ન થાય એમ કરો. માતાની આજ્ઞા માથે ચડાવી વ્યાસ વિદાય થયા. નવ માસ પૂરા થએ અંબિકાએ પુત્રને ( ધૃતરાષ્ટ્રને ) જન્મ આપ્યો. સત્યવતીએ આગળની પેઠેજ હવે નાની વહુ અંબાલિકાને માંડ સમજાવી વ્યાસને તેડાવ્યા. વ્યાસ એવેજ વેષે અંબાલિકાને પ્રાપ્ત થયા. વ્યાસનું આવું વરવાપણું રૂપ જોઈ અંબાલિકાનો મુખરાગ બદલાઈ પાંડુ જેવો થઈ ગયો. વ્યાસ શયન ગૃહમાંથી બહાર આવ્યા અને સત્યવતીને કહ્યું કે તે પુત્ર ઉત્તમ ગુણવાળો અને રૂપવાળો થશે, પણ તેના શરીરનો વર્ણ પાંડુ થશે. પૂરે માસે અંબાલિકાને સર્વ શુભ લક્ષણવાળો, કાંતિવાળો પણ પાંડુ વર્ણો પુત્ર જન્મ્યો તેથી ફરી સત્યવતીએ મોટી વહુને બીજી વખત સમાગમ કરવાની આજ્ઞા કરી. અંબિકાએ મોઢેથી હા પાડી, પણ વ્યાસના અંધરૂપનો વિચાર કરતાં ઘણો ત્રાસ છૂટવાથી પોતે શયનમાં જવાને બદલે એક દાસીને શણગારીને મોકલી. વ્યાસને આવતા જોઈ દાસીએ સામી ઉઠી તેનો સત્કાર કર્યો અને સર્વ રીતે સંતુષ્ટ કર્યા. પ્રસન્ન થએલા વ્યાસે ઉઠતી વખત કહ્યું કે તું હવે દાસીપણાથી મુક્ત થશે. તારા ઉદરમાં ધર્માત્મા તથા બુદ્ધિમાન, ચતુર અને નીતિમાન પુરૂષોમાં સર્વથી શ્રેષ્ઠ મહાત્મા પુરૂષ પ્રાપ્ત થશે. સમય પૂરો થતાં કહ્યા પ્રમાણેજ પુત્રનો પ્રસવ થયો અને તે વિદુરજી એવા નામથી ઓળખાયો. આ પ્રમાણે ભરતકુળમાં ત્રણ પુત્રોની પ્રાપ્તિ થતાં દેશમાં આનંદ થયો. ભીષ્મના રક્ષણ તળે ત્રણે બાળકો કસરતમાં, અસ્ત્ર વિદ્યામાં, વેદ વિદ્યામાં, યુદ્ધ વિદ્યામાં, અશ્વ વિદ્યામાં અને નીતિશાસ્ત્ર ઇત્યાદિ સર્વે વિષયોમાં પ્રવીણ થયા. ધૃતરાષ્ટ્ર શરીર બળમાં અધિક થયો, પાંડુ ધનુર્વિદ્યામાં સર્વ કરતાં પ્રવીણ થયો. અને વિદુરજી બુદ્ધિમાન પુરૂષોમાં સર્વથી વધ્યો. એ ત્રણેને ભીષ્મે ઉછેરી મોટા કર્યા અને ત્યાં સુધી સઘળો કાર્યભાર પોતે ચલાવ્યો ધૃતરાષ્ટ્ર અંધ અને વિદુર દાસી પુત્ર હોવાથી પાંડુને રાજ્ય સોંપવામાં આવ્યું.

## પાંડવ કૌરવની જન્મ સ્થિતિ.

પાંડુ ગાદીએ બેઠા પછી તે કુંતી અને માદ્રી રાણીઓ પરણ્યા. કુંતી એ શૂરસેન યાદવની પુત્રી વસુદેવની બહેન એટલે શ્રીકૃષ્ણની ફુઈ થાય તેનું નામ પૃથા હતું, પણ શૂરસેને પોતાના મિત્ર કુંતીભોજ જાદવને સંતાન નહિં તેથી તેને દીકરીકરી રાખવા આપી હતી ને એ ઉમરથી તે કુંતી કહેવાતી હતી અને કુંતીભોજેજ તેને સ્વયંવરથી પાંડુ સાથે પરણાવી હતી. માદ્રી તે મૈદ્ર દેશના રાજાની બેહેન હતી તેનું ભીષ્મ પાંડુ સાથે પરણાવવા માગું કરવા ગએલ તેથી તેના ભાઈ શલ્ય રાજાએ હસ્તિનાપુર આવી તેને પરણાવી હતી. પાંડુ રાજાએ ઘણાંક યુદ્ધ કરી ઘણા ઘણા દેશ જીત્યા. ભીષ્મે જ્યારે અશ્વમેધ આરંભ્યો ત્યારે પાંડુ છપન દેશના રાજાઓને જીતી દિગ્વિજય કરી આવ્યા. પાંડુએ ધૃતરાષ્ટ્રને હાથે શતયાગ કરાવ્યો. કેટલાક કાલ પછી પાંડુ પોતાની બન્ને સ્ત્રીયોને લઈ હિમગિરિની પછવાડેનાં વનમાં ક્રીડા કરવા ગયા હતા, અહીં એને ધૃતરાષ્ટ્ર સર્વ વસ્તુ પુરી પાડતા. પાંડુને મૃગયાનો ઘણો શોખ હતો. એક સમયે એણે મૃગયા ખેલતાં કો તાપસ તાપસી મૃગ મૃગીને રૂપે સુખ ભોગવતાં હતાં. ત્યાં બાણ માર્યું એટલે તેઓ પોતાને નિજરૂપે થયાં ને મરતી વેળા તાપસે પાંડુને શાપ દીધો કે તેં મારા સંભોગ સુખમાં ભંગ કર્યો તે ક્રૂર કર્મથી તું પણ સ્ત્રીનો સંગ કરતાંજ મરણ પામીશ. પાંડુ ઉદાસીમાં આશ્રમે આવ્યા ને બન્ને સ્ત્રીઓને બનેલી વાત કહી બોલ્યા કે તમે ઘેર જઈ વિદુર અને ભીષ્મની સેવામાં રેહેજો અને હું વનમાં તપ કરી દેહ પાડીશ. પેહેલીઓએ કહ્યું કે અમે પણ તમારી સેવામાં રહીશું. પછી ત્રણેએ વસ્ત્રાભૂષણ કહાડી બ્રાહ્મણોને આપી દીધાં અને અંગે ભસ્મ ચોળી. પાંડુએ પોતાની સેનાને વિદાય કરી ધૃતરાષ્ટ્રને સર્વ સમાચાર સાથે કહાવ્યું કે અમે તો હવે અહીંયાંજ કાળગમન કરીશું. પછી ત્રણેએ ત્યાંથી ચાલી હિમાચળ ઉપર વાસ કર્યો. ને ત્યાંથી સુહુમ્ન સરોવર જોઈ શતશૃંગ પર્વત જોયો. અહીં ઘણા ઋષિઓ મળ્યા હતા તેઓના સતસંગમાં પાંડુએ હોમયાગાદિ કરી ધર્મજ્ઞાન સાંભળી કાળ ક્રમણ કરવા માંડ્યું ક્યારે કે તપોબળે કરી ઋષિઓ સ્વર્ગ માર્ગમાં ચાલ્યા ત્યારે પાંડુ એ પણ તેઓની પાછળ ચાલવા માંડ્યું. ઋષિઓએ કહ્યું કે તને પુત્ર નથી અને પુત્ર વિના ગતિ નથી; એટલે અપુત્રને ત્યાં આવવાનો અધિકાર નથી માટે સ્ત્રીયો સહિત તું ત્યાં કેમ આવી શકીશ? એ સાંભળી પાંડુને ખેદ થયો અને પુત્રની ઈચ્છા થઈ; પણ તેણે ઉપર જણાવેલા બ્રાહ્મણના શાપથી રાણીઓને કહ્યું કે તમે કોઈ મોટા તપસ્વી બ્રાહ્મણથી સંતાન ઉત્પન્ન કરો. પતિની આજ્ઞાથી કુન્તી બોલી કે હું મારા પિતાને ત્યાં હતી તે વખતે મેં દુર્વાસા મુ-

નિની બહુ સેવા કરી હતી તેથી તેણે પ્રસન્ન થઈ મને પાંચ મંત્રનો ઉપદેશ કરી કહ્યું છે કે એ મંત્રથી જે જે દેવનું આકર્ષણ કરીશ તે તે દેવ તને વશ થઇને તારામાં પુત્ર ઉત્પન્ન કરશે. તેમાં મેં બાળપણાની અણસમજથી મંત્રની પરીક્ષા કરવા સૂર્યનો મંત્ર આરાધેથી મને કુમારી અવસ્થામાં પુત્ર થયો છે તે રાધાને ઘેર ઉછરેછે ને બાકીના ચાર મંત્ર છે. માટે આજ્ઞા કરો તો હું એ મંત્રમાંથી આપની ઇચ્છા હોય તે દેવને બોલાવી કાર્ય સિદ્ધ કરૂં. પતિની આજ્ઞાથી કુંતીએ બલિદાન વડે મંત્રનો જપ કર્યો કે **ધર્મદેવ** હાજર થયા. અને કુંતીને કહ્યું કે શી ઇચ્છા છે? કુંતી બોલી કે મને પુત્ર આપો. ધર્મદેવનાં પ્રસાદથી આસો શુદિ પાંચમને દિવસ મધ્યાન્હ સમયે જેષ્ઠા નક્ષત્રમાં કુંતીએ પુત્રને જન્મ આપ્યો. એ સમયે આકાશવાણી થઇ કે આ **પાંડુનો** મોટો પુત્ર હસ્તિનની ત્રેવીશમી પેઢીએ ધર્માત્મામાં ઉત્તમ, પરાક્રમી, સત્યવાદી તથા ત્રૈલોક્યમાં પ્રખ્યાત થશે; તેમજ પૃથ્વીનો ચક્રવર્તી રાજા થશે અને **ધર્મ**–યુધિષ્ટિર એવા નામથી જગતમાં ઓળખાશે. પાંડુએ કુન્તીને કહ્યું કે બીજો બળવાન પુત્ર ઉત્પન્ન થાય તેમ કરો. પતિની આજ્ઞાથી કુન્તીએ એજ પ્રમાણે કરતાં વાયુના પ્રસાદથી **ભીમ** અને ઈંદ્રના પ્રસાદથી **અર્જુન*** થયા. પછી પાંડુએ **કુન્તીને** કહ્યું કે તેં મને બહુ સંતોષ પમાડયો છે પણ હવે એક મંત્ર તારી બેન **માદ્રીને** આપ કે તેને પણ સંતોષ થાય. પછી કુન્તીએ તેમ કર્યું ને **માદ્રીને** અશ્વિનીકુમારથી **સહદેવ** અને **નકુલ** એ પુત્ર થયા. એ પાંચે પુત્રો, પાંડુના ક્ષેત્રમાં થયા માટે **પાંડવો** કહવાયા. થોડે કાળે કુન્તી એ પુત્રોને તેડી બીજા વનમાં ક્રીડા કરવા ગઇ ને **પાંડુ** તથા **માદ્રી** **શતશૃંગ** પર્વત ઉપર હતાં એ સમયે **વસંત** કાળ હતો તેથી સર્વ વન પ્રેમ મય થઈ રહ્યું હતું. એ જોઈ **પાંડુ** કામાંધ થતાં એણે માદ્રિના અંગનો બળાત્કારે સ્પર્શ કર્યો. માદ્રીએ ઘણાક આગ્રહથી સમજાવ્યા પણ એણે તેનું ન માન્યું–ને અંતે એ મરણ પામ્યા. **માદ્રીએ** રૂદન કરવા માંડયું એવામાં કુન્તી આવી તેને માદ્રિએ બનેલી વાત કહી. કુન્તીએ માદ્રિને એ વાતનો ઠપકો દીધો ને પછી કહ્યું કે તું આ પુત્રોની સંભાળ લેજે હું સહગમન કરૂં છું. માદ્રીએ કહ્યું કે મારે લીધે એનું મરણ થયું છે માટે હું જ અગ્નિ પ્રવેશ કરીશ, એમ બોલતાં માદ્રી મરણ પામી. ઋષિઓએ બન્ને પ્રેતને પાલખીમાં ઘાલી હસ્તિનાપુરમાં ગંગા કિનારે આણ્યાં ને કુંતી પણ પાંચ પુત્રો સહિત ત્યાં આવી. ભીષ્મ તે સર્વ ઋષિઓને પગે પડયા ને ઋષિઓએ ઉંચે સ્વરે કહ્યું કે પાંડુને મરણ પામ્યાને આજે સાત દિવસ થયા છે ને જે વડીલ હોય તેણે આ પાંચે પાં-

* અર્જુનનો જન્મ કળિયુગનાં ૬૫૩ વર્ષ ગયા પછી થયો છે, તેને આજે વિ. સં. ૧૯૫૯ માં ૪૩૫૧ વર્ષ થયાં, એમ ઇતિહાસ કર્તા લખે છે.

ડવનું પાલન કર્યું. પછી સર્વ ઋષિઓ ચાલતા થયા. અને પાંડુની ઉત્તરક્રિયા કરી ભીષ્માદિ ઘેર આવ્યા. કુન્તીએ પોતાનું સર્વ વર્તમાન ધૃતરાષ્ટ્ર તથા ભીષ્મને કહ્યું. એઓએ શોક કીધો, ને પછી કુન્તી તથા પાંડવોને ધૃતરાષ્ટ્રે પ્રીતિ કરી રાજમંદિરમાં રાખ્યાં. પાંડવો કાકા ધૃતરાષ્ટ્ર તથા પિતામહની સંભાળમાં ઉછર્યાં. પાંડુનાં મરણ પછી વ્યાસે આવી સત્યવતીને કહ્યું કે હવે કુટુંબ ક્લેશ વધવાનો છે, ધર્મ ક્રિયાનો લોપ થવાનો છે, બહુ બહુ અનર્થ થવાનો છે; માટે કુટુંબ માયા છોડી દઇને મારી સાથે ચાલો, એ ઉપરથી સત્યવતી પોતાની બે વહુંઓને સાથે લઈ બદ્રિકાશ્રમમાં જઇને રહ્યાં.

ધૃતરાષ્ટ્રે ગાંધાર દેશના રાજા સુબળ રાજાને જણાવ્યું કે તારી પુત્રીના મારી સાથે લગ્ન કર. તે રાજાએ કબુલ કર્યું અને ધૃતરાષ્ટ્ર અંધ છે એમ જાણી ગાંધારીએ પોતાની આંખે મજબૂત પાટા બાંધ્યા કે જેથી કોઈ દિવસ પણ પતિના ઉપર અરૂચિ થાય નહિ. અને પતિવ્રતાપણું સચવાય, પછી તેના ભાઈ શકુનિ એ હસ્તિનાપુર આવીને ધૃતરાષ્ટ્ર સાથે તેનો વિવાહ કર્યો ગાંધારીએ કોઇ દિવસ આંખેથી પાટા દૂર જ કર્યા નહિ. ગાંધારીની ભક્તિ અને સેવા જોઈ તપસ્વી વ્યાસ પ્રસન્ન થયા, તેના પ્રસાદથી તેને સો પુત્રો અને એક પુત્રી થયાં હતાં. એ સો કૌરવો કહેવાયા. તેઓની ઉત્પત્તિ વિષે આવી કથા છે કે ધૃતરાષ્ટ્રની સ્ત્રી ગાંધારીએ વેદ વ્યાસની ઘણીજ સેવા કરી તેને પ્રસન્ન કરતાં વ્યાસે તેને સો પુત્રની માતા થવાનું વચન આપ્યું. કેટલેક દિવસે ધૃતરાષ્ટ્રથી ગાંધારીને ગર્ભ રહ્યો પણ બે વર્ષ થયાં પ્રસવજ થયો નહિ. એટલામાં પાંડુની મોટી સ્ત્રી કુંતીને ધર્મ–યુધિષ્ટિર જન્મ્યાની વાત સાંભળી અને પોતાને પ્રસવ થતાં વિલંબ થયો તે અદેખાઇને લીધે તેણે પોતાના પેટ ઉપર પથ્થર મારવા માંડ્યા–જેથી ગર્ભપાત થયો ને લોઢા જેવી કઠણ માંસની લાંબી પેશીનો પ્રસવ થયો તેથી ગાંધારીએ તેને નાખી દેવાનો વિચાર કર્યો. એવામાં વ્યાસે આવી તેનું કારણ પુછ્યું, ત્યારે ગાંધારીએ ખરેખરી વાત કહી દીધી. વ્યાસે બાહાર નિકળેલા ગર્ભ ઉપર પાણી મંત્રીને છાંટયું એટલે તેના અંગુઠા જેવડા એકસોને એક વિભાગ થયા અને પછી તે અકકેકા ઘીથી ભરેલા ઘડામાં મુક્યા અને તેના ઉપર અકકેકો દીવો મુક્યો. નવ માસ થયા એટલે એક પછી એક એમ સો ઘડાઓમાંથી છોકરાઓ નિકળ્યા અને છેલ્લા ઘડામાંથી પુત્રી નિકળી જે દુ:શલા કહેવાઈ જેને પાછળથી સિંધુ દેશના રાજા જયદ્રથ સાથે પરણાવી. પેહેલવેલો પુત્ર દુર્યોધન જન્મતાંજ ગધેડાના જેવા અવાજથી રોયો, તેનો અવાજ સાંભળી ગધેડાંઓ, ગરંજો, શિયાળીયાંઓ અને કાગડાઓએ સામા શબ્દો કર્યા. આ દુશ્ચિન્હોથી ચિંતાતુર બનેલા ધૃતરાષ્ટ્રે ભીષ્મ, વિદુર, બ્રાહ્મણો તથા બીજા સંબંધીઓને કહ્યું કે પાં-

કુંતીનો પુત્ર યુધિષ્ઠિર સૌથી મોટો છે, તેથી મારા પછી રાજ્યનો વારસ તે છે. પણ તેના પછી આ મારા પુત્ર દુર્યોધનને રાજ્ય મળશે કે નહિ? ધૃતરાષ્ટ્ર આમ બોલી બંધ થયા કે સર્વે દિશાઓમાં હિંસક પ્રાણીઓ તથા ક્યાળ-ડીઓ બોલવા લાગ્યાં. આવાં ભયંકર અપશુકનથી બ્રાહ્મણોએ તથા વિદુરાદિએ ધૃતરાષ્ટ્રને કહ્યું કે મહારાજ! આ નિશાનીઓપરથી તમારો પુત્ર અવશ્ય આ કુળનો નાશ કરશે. માટે તેનો ત્યાગ કરવામાંજ સુખ છે. ભલે તમને નવાણું પુત્રો રહે. આ એકનો ત્યાગ કરીને કુળનું તથા આખાંજગતનું રક્ષણ કરો. કુળનું રક્ષણ થતું હોય તો એકનો ત્યાગ કરવો ઘટે, ગામનું રક્ષણ થતું હોય તો કુળનો ત્યાગ કરવો ઘટે, દેશનું રક્ષણ થતું હોય તો ગામનો ત્યાગ કરવો ઘટે અને પોતાનું રક્ષણ થતું હોય તો પૃથ્વીનો ત્યાગ કરી દેવો ઘટે છે. આ પ્રમાણે સર્વેએ કહ્યું તો પણ પુત્ર ઉપરના પ્યારને લીધે ધૃતરાષ્ટ્રે તેમનું માન્યું નહિ. ઉપલ્યા બે વર્ષમાં એક વાણીયાણીએ ધૃતરાષ્ટ્રની સેવા કરવાથી તેના બીજથી તેને યુયુત્સુ નામનો પુત્ર થયો. ધૃતરાષ્ટ્રના સઘળા પુત્રો તથા **પાંડવોને ઉપવીત** આદિ વેદોક્ત કર્મ કરાવ્યા પછી બાળ ચરિત્રોથી અનેક રમતો સાથે રમતા, અને તે પછી સાથેજ વિદ્યાભ્યાસ કરાવવા તે તેઓને **કૃપાચાર્યને** સોંપ્યા.

## શત્રુતાની શરૂવાત.

**પાંડવો** કૌરવો કરતાં રમતમાં વધારે ચંચળ અને વિદ્યાભ્યાસમાં પણ આગળ વધતા લાગ્યા તેથી કૌરવો પાંડવોની બહુ અદેખાઈ કરવા લાગ્યા. એકવાર રમતમાં **ભીમે દુર્યોધનને** બહુ માર્યો હતો તે દ્વેષથી એણે ને **શકુનિયે** ભીમને મારી નાખવાનો વિચાર કીધો કે એ મરે તો પછી ચારનો કંઈ ભાર નથી. પછી જળક્રીડાને બહાને દુષ્ટ **દુર્યોધન ભીમને** ગંગાતીરે લઈ ગયો અને ત્યાં સહુએ ભોજન કર્યું તેમાં ભીમને ઝેર ભેળવી લાડુ ખવરાવ્યા. રાત્રે ભીમને પ્રમાણ કોટડીમાં એકાંત સુવાડયો હતો તેને દુર્યોધન, કર્ણ, શકુનિ અને દુઃશાસન એ ચારે જણે કચડીને એક શિલા સાથે બાંધ્યો ને ગંગામાં નાખી દીધો. પણ ભીમ મુવો નહિ. એ પાતાળમાં ગયો ને ત્યાં **વાસુકિએ** તેનું વિષ ઉતારી આદર સત્કાર કરી આઠ કુંડનું **અમૃતપાન કરાવ્યું**, જેથી તેનામાં દશ હજાર હાથીનું બળ આવ્યું અને તે ત્યાંથી પાછો હસ્તિનાપુર આવ્યો.

**પાંડવ** કૌરવને કૃપાચાર્ય નામે આશ્રિત બ્રાહ્મણ વિદ્યાભ્યાસ કરાવતો હતો, પણ પછી **કૃપાચાર્યના** બનેવી **દ્રોણ** કે જે **ભારદ્વાજ** ઋષિના પુત્ર તે પણ ત્યાં આવી રહ્યા; એટલે એની પાસે તેઓએ વિદ્યાભ્યાસ કરવા માંડ્યો. **દ્રોણાચાર્યને** હસ્તિનાપુર આવવાનું કારણ આ હતું:–પોતાની નિર્ધન સ્થિ-

તિથી પોતાના કુટુંબનું ભરણપોષણ થઇ શકતું નહિ તેથી તેણે **દ્રુપદ** રાજાને ત્યાં જઈ આશીર્વાદ દઈ કહ્યું કે **હે મિત્ર**! તું ને હું **અગ્નિવેશ્ય** ગુરૂને ત્યાં ભણતા હતા ને તેં મને કહ્યું હતું કે હું રાજા થાઉં ત્યારે તમે આવજો, એ ઉપરથી હું તારી પાસે આવ્યો છું. **દ્રુપદ** બોલ્યા કે રથહીન દીન માણસ સાથે રથવાળાની મિત્રતા હોતી નથી. હું કાંઈ તને ઓળખતો નથી. એમ કહી તેનું બહુ અપમાન કર્યું. એ ઉપરથી **દ્રોણે** ખીજવાઈને કહ્યું કે તું મારૂં અપમાન કરે છે, પણ સ્મરણ રાખજે કે હું ખરો ત્યારે કે જ્યારે તારૂં રાજ્યપાટ છીનવી લેવડાવું ને તને મારા શિષ્યો પાસે બંધાવું. આમ કહી તે પોતાના પુત્ર **અશ્વત્થામા**ને લઈને હસ્તિનાપુર આવ્યા હતા. એ વેદ શાસ્ત્ર અને સર્વ અસ્ત્ર શસ્ત્ર વિદ્યામાં ઘણાજ પ્રવીણ હતા તેથી **ભીષ્મે** તેને મોટા સત્કારથી રાજ્યાશ્રય આપી રાજકુંવર શાળાના અધ્યક્ષ ઠરાવ્યા હતા.

**દ્રોણે** સૌ શિષ્યોને શ્રમ લેઈ ભણાવ્યા, પણ પાંડવોની બુદ્ધિ તથા વૃતિ જોઇ તેઓને ભણાવતાં તે બહુ પ્રસન્ન થતા. **યુધિષ્ઠિર** શસ્ત્ર વિદ્યા ભણ્યા, પણ તે પોતાની ધર્મ બુદ્ધિએ, ડહાપણે ને બલમનગાહએ વિશેષ નામ કિત થયા, **અર્જુને** ધનુર્વિદ્યાનો ઉત્કૃષ્ટ અભ્યાસ કરીને ગુરૂનો પ્રેમ સંપાદન કર્યો ને **દ્રોણે** પ્રસન્ન થઈ તેને **બ્રહ્મશિરસ્** એ નામનું અસ્ત્ર જેથી બ્રહ્માંડનો લય થાય તે આપ્યું. **ભીમ** ધનુર્વિદ્યા સાધ્ય કીધા પછી **બળરામ** પાસે ગદાયુદ્ધ કળા શિખી આવ્યો હતો. **નકુળ** અશ્વવિદ્યામાં—રણવિદ્યામાં તથા નીતિધર્મ જ્ઞાનમાં નિપુણ થયો અને **સહદેવ** ભૂત ભવિષ્યનો જાણનાર અને ખડ્ગ મારવાની કળામાં પ્રવીણ થયો. સર્વ શિષ્યોમાં **અર્જુન** દ્રોણને ઘણોજ વહાલો ને પ્રિય હતો તેમ અર્જુનની પણ દ્રોણ ઉપરે પૂર્ણ ઉત્તમ ભક્તિ હતી.

**દ્રોણાચાર્યે** સર્વ સભાસદોની સમક્ષ **ધૃતરાષ્ટ્ર**ને કહ્યું કે મહારાજ **પાંડવ કૈરવો** અસ્ત્ર શસ્ત્રનો સઘળો વિદ્યાભ્યાસ કરી રહ્યા છે, આ ઉપર મહારાજ ધૃતરાષ્ટ્રે કહ્યું કે નગરની બહાર રંગ (અખાડો) થાય ને તેમાં કુમારો ગીલીદંડા આદિ પોત પોતાની વિદ્યા દેખાડે ને સૌ લોકો તે જુવે. પછી સુશોભિત રંગ મંડપ રચાવ્યો અને ત્યાં સ્ત્રીઓ સહિત રાજકુટુંબ તથા નગરનાં સઘળાં મનુષ્યો જોવા આવ્યાં. પહેલાં દ્રોણ ને તેનો પુત્ર **અશ્વત્થામા** એઓ શ્વેત વસ્ત્ર ધારણ કરી મંડપમાં આવ્યા ને ઇશ્વરનું ધ્યાન ભણ્યા પછી રાજકુંવરો રંગ રંગનાં શૃંગાર સજી પોતપોતાનાં પ્રિય શસ્ત્ર સાથે ઉતર્યા, એક પછી એકે ઉભા રહીને ઘોડા ઉપરથી નિશાન માર્યાં, ઢાલ તરવારથી દાવપેચના પટા ખેલ્યા, ને દોડતાં, કૂદતાં, રથ દોડાવતાં, બાણ મારી દેખાડતાં સૌએ પોતપોતાની ચાલાકી બતાવ્યા બાદ મદોન્મત્ત હાથીઓ જેવા **દુર્યોધન ને ભીમનું** મોટી ગદાઓથી ભારે યુદ્ધ મચ્યું એ બન્નેને એક

એક ઉપર ઘણો દ્વેષ હતો તેથી તેઓ ખરેખરૂં લડયા ને એથી ત્યાં ભારે ગડબડ થઈ રહી. તે બન્નેને છુટા પાડવાને **દ્રોણે અશ્વત્થામાને** મોકલ્યો પણ તેઓએ ન માન્યું, પછી દ્રોણે જાતે જઈ બળે કરીને બન્ને હરીફોને એક એકથી છૂટા કર્યા. પછી **અર્જુન** સુવર્ણ બખતર પેહેરી સુંદર ધનુષ સાથે ઇંદ્રના સરખો શોભતો આવ્યો. એ મહાવીરે પોતાના પરાક્રમની અનેક પ્રકારે પરીક્ષા આપવા માંડી. આગ્નેયાસ્ત્રથી અગ્નિ ઉત્પન્ન કર્યો, વારૂણાસ્ત્રથી જળ ઉત્પન્ન કર્યું, વાય્વાસ્ત્રથી વાયુ ઉત્પન્ન કર્યો, મેઘાસ્ત્રથી વાદળાંઓ ઉત્પન્ન કર્યાં, પૃથ્વીના અસ્ત્રથી પૃથ્વીમાં પ્રવેશ કર્યો અને પર્વતાસ્ત્રથી પર્વતોને ઉત્પન્ન કર્યા. અંતર્ધાનના અસ્ત્રથી અંતર્હિત પણ થઇ દેખાડયું. ક્ષણમાં લાંબો અને ક્ષણમાં ટુંકો દેખાયો. ક્ષણમાં જમીન ઉપર ઉતરેલો દેખાયો. એવીજ રીતે ખડ્ગની, બાણની, ચક્રની, અને પાશની, સઘળી ક્રિયાઓ સંપૂર્ણ રીતે દેખાડવાથી સૌ ઘણું આશ્ચર્ય પામી પ્રસન્ન થયા. તેટલામાં સર્વ સદ્ગુણ સંપન્ન મહાવીર કુંતીને કુંમારી અવસ્થામાં અવતરેલા કર્ણ આવી મેઘનાદ જેવી ગંભીર ગર્જના કરી **અર્જુનને** કહ્યું કે હે અર્જુન ? તેં જે પરાક્રમ બતાવ્યું તે કરતાં હું વધારે પરાક્રમ બતાવું છું તે જો. તારે તારા પરાક્રમને માટે પોરસાવું નહિ. **દુર્યોધન** પ્રીતિમાં પ્રફુલિત થયો અને **અર્જુન** લજ્જા પામી ગુસ્સે થયો. **કર્ણે** ગુરૂની આજ્ઞાથી અનેક ખેલ કરી **અર્જુનના** જેવુંજ પરાક્રમ બતાવ્યું ને તે બોલ્યો કે હું ને **અર્જુન** સામસામા યુદ્ધ કરીએ. **અર્જુન** બોલ્યો તું શું મને તારા સરખો ગણે છે? પણ હું તને એવો તો રમાડીશ કે તારી ખાતરનીશા થશે કે વગર તેડે ને વગર બોલાવે અહિં આવવાથી શું લાભ થાય છે? કર્ણ બોલ્યો, મિથ્યા વેણ ન કહાડ, આવી જા એટલે તારા જાણવામાં આવશે કે હું તને કેવો રમાડું છઉં. એ મંડપ કાંઇ તારો નથી કે તને પૂછીને મારે આવવું જોઇતું હતું. હું તારા ગુરૂના દેખતાં તને એવો તો રગદોળીશ કે સૌ આશ્ચર્ય પામશે. દ્રોણે કર્ણ ઉપર ક્રોધે ભરાઈ અત્યંત પ્યારા **અર્જુનને** કહ્યું કે ઉઠ, શું સાંભળ્યા કરે છે? મારી આજ્ઞા છે, પછી **અર્જુન** તથા ચારે ભાઇઓ અને **કર્ણ** તથા કૌરવો એમ સામસામા ઉભા થયા. આ દ્વંદ્વ યુદ્ધ વખતે **અર્જુનનો** પિતા **ઇંદ્ર** અને કર્ણનો પિતા **સૂર્ય** યુદ્ધ જોવા આકાશમાં આવી ઉભા. **કૃપાચાર્યે** કર્ણને ટટો પતાવવા કહ્યું કે તું અર્જુનની સામે લડવા તૈયાર થયો છે પણ તે **પાંડુ** તથા કુંતીનો પુત્ર છે હવે તારાં માતપિતા કોણ છે તે કહે, જેથી અમે જાણીએ કે તું **અર્જુન** સામે ઉભો રહેવાને પાત્ર અને તેનો સમોવડીયો છે? એ સાંભળી **કર્ણ** લજ્જિત થઈ નીચું જોઇ રહ્યો. તે ઉપરથી **દુર્યોધને** કુળ કરતાં વિદ્યાથી ને વીરપણાથી મોટાપણું આવે છે એવાં દૃષ્ટાંતો સંભળાવી

કર્ણને તેજ દિવસ અંગ દેશનો રાજ્યાભિષેક કર્યો ને સુવર્ણના સિંહાસનપર બેસાડીને પોતે પોતાના મંડળિક રાજા સહિત તેને નમ્યો. કર્ણે કહ્યું કે કંઈ માગો. દુર્યોધને કહ્યું કે રાજોત્તમ ? આપણો સ્નેહ દિવસે દિવસે અધિક અધિક વધે તેમ કરવું. ત્યારે કર્ણ બોલ્યો કે તમે મારા અંત લગીના મિત્ર છો. આથી અર્જુને પોતાનું અપમાન થએલું જાણી કર્ણને કહ્યું કે તારૂં મૃત્યુ મારે હાથે થશે, એ પછી વૃદ્ધ સારથી અધિરથ પ્રસન્ન થતો કર્ણને આશીર્વાદ દેવા આવ્યો. કર્ણે તેને પ્રણામ કર્યાં. પાંડવોએ તે જોઈ હાસ્ય કીધું ને ભીમ તો બોલી ઉઠયો કે આ પિતાના પુત્ર! તમે અર્જુન સામા યુદ્ધ કરવાને તત્પર થયા હતા કે? તમે સારથી પુત્રને ધનુષ્યબાણનું શું પ્રયોજન છે? તમે પરોણો લેઇ બળદનું ગાડું હાંકો. કર્ણ ખીજવાઇ ગયો, પણ ઉત્તર ન આપતાં ચૂપ બેશી રહ્યો. પણ દુર્યોધન કોપ કરી ભીમ સામે બોલ્યો કે ભીમ ? તારે આમ બોલવું ઘટતું નથી. કર્ણ અંગદેશનાં રાજ્યનેજ નહિ પણ આખી પૃથ્વીનાં રાજ્યને યોગ્ય છે. જેનાથી આ કાર્ય સહન ન થતું હોય તે ભલે અમારી સાથે લડવાને તૈયાર થાય. દુર્યોધનનાં વચનો સાંભળી મોટો કોલાહલ ઉઠયો અને બે પક્ષ બંધાઈ ગયા. તેટલામાં રાત પડી ને સૌ પોતપોતાને ઠેકાણે થયા.

## કર્ણ કોણ હતો ?

કર્ણ વિષે કથા આમ છે કે કુંતીએ પોતાના પિતાને ઘેર કુમારી અવસ્થામાંજ દુર્વાસાની સેવા કરેલ તેથી ઋષિએ પાંચ મંત્ર આપી કહ્યું હતું કે તું જેનો મંત્ર ભણીશ તે દેવ તને પ્રસન્ન થશે. મંત્રની પરીક્ષા કરવા માટે બાળપણાથી સૂર્ય દેવને બોલાવ્યા અને તેના પ્રસાદથી (વીર્યથી) ઉત્પન્ન થએલ પુત્ર (કર્ણ) એ કિરીટ, કુંડલ, કટિમેખળા અને સુવર્ણ કવચ સહિતજ જન્મ્યો હતો. એને લોકાપવાદના ભયને લીધે કુંતીએ પેટીમાં ઘાલી તે પેટી ગંગામાં વ્હેતી મુકી હતી એ પેટી તણાતી હસ્તિનાપુર આગળ એક માછીને હાથ લાગતાં તેમાં બાળક જોઇ તેને અધિરથ સારથિને આપ્યો. અધિરથે પોતાની સ્ત્રી રાધાને આપ્યો, તેણે (માતૃભાવ રાખી) પોતાના પુત્રની માફક ઉછેરી મોટો કર્યો. કર્ણ દ્રોણ પાસે અભ્યાસ કરવા માંડયો પણ એણે જ્યારે મન દઇને શિખવ્યું નહીં ત્યારે તે પરશુરામ પાસે ગયો. પરશુરામ બ્રાહ્મણ સિવાય કોયને વિદ્યા શિખવતા નહીં તેથી કર્ણે બ્રાહ્મણને વેષે વિદ્યાભ્યાસ કર્યો. એક દિવસ પરશુરામ કર્ણના ખોળામાં માથું મુકી સુતા હતા તે વેળા ઇંદ્રે કીટ થઇને કર્ણની જાંઘ કોરવા માંડી. એથી રૂધિરનો પ્રવાહ ચાલ્યો પણ કર્ણ જરાપણ સળવળ્યો નહીં. જ્યારે રૂધિર પરશુરામને શરીરે ઉનું લાગ્યું ત્યારે તે જાગી ઉઠયા ને જોય છે તો રૂધિ-

રનો પ્રવાહ ને કર્ણ તટસ્થ બેઠેલો તેથી પરશુરામે કહ્યું કે તું બ્રાહ્મણ નથી, બ્રાહ્મણને આટલું ધૈર્ય હોય નહીં માટે સાચું કહે. ત્યારે કર્ણે શાપને ભયે પોતાનું ખરૂં નામ જણાવ્યું. પરશુરામે કહ્યું કે તું ચોરીથી મારી પાસે ભણ્યો માટે તારી વિદ્યા સફળે, સફળ થશે પણ મરતી વેળા તું અસ્ત્રવિદ્યા ભુલી જઈશ એમ પરશુરામે કર્ણને શાપ દીધો હતો.

**દ્રુપદનો પરાભવ અને ધૃષ્ટદ્યુમ્ન તથા દ્રૌપદીની ઉત્પત્તિ.**

ધનુર્વિદ્યાની પરીક્ષા આપ્યા પછી કૌરવ અને પાંડવોના ગુરૂ દ્રોણાચાર્યે શિષ્યો પાસે ગુરૂ દક્ષિણા માગી કે દ્રુપદને પકડી બાંધી આણી આપો. ગુરૂની આજ્ઞાથી કૌરવ પાંડવો ગુરૂ સાથે દ્રુપદના અહિચ્છત્રા નગર આગળ આવ્યા. પ્રથમ કૌરવો દ્રુપદ સામા યુદ્ધ કરવા ગયા, પણ એઓ હારીને પાછા આવ્યા. પછી દ્રોણને પ્રણામ કરી તથા યુધિષ્ઠિરને ગુરૂની પાસેજ રાખી અર્જુન વગેરે ચારે ભાઈઓ યુદ્ધ કરવા ચાલ્યા. પ્રથમ ભીમે દ્રુપદની સેનામાં પ્રવેશ કરી ગદાથી હાથીઓનો અને ઘોડાઓનો સંહાર કર્યો. પાછળથી અર્જુને પ્રવેશ કરી ઘણી સેનાનો પ્રલય કર્યો. દ્રુપદના સૈનિકો ગર્જના કરીને આવવા લાગ્યા અને અર્જુન ક્ષણ માત્રમાં પરાસ્ત કરવા લાગ્યો. દ્રુપદનો ભાઈ સત્યજિત્ અર્જુન સામે ભારે યુદ્ધ કરવા આવતાં અર્જુને થોડીવારમાં સત્યજિત્‌ને હરાવી દીધો. સત્યજિત્ પરાસ્ત થતાં દ્રુપદે પ્રબલ બાણોની વૃષ્ટિ કરવા માંડી. પણ જરાવારમાં દ્રુપદનાં ધનુષ તથા ધ્વજાને કાપી નાખી ઘોડાઓ તથા સારથિને વીંધી નાંખી ધનુષને છોડી દઈ તરવાર લઈ રથની ધોંસરી ઉપર ચડી, રથમાં જઈ દ્રુપદને પકડી અર્જુને સિંહનાદ કર્યો. દ્રુપદને પકડી લાવી દ્રોણના ચરણમાં અર્પણ કર્યો. દ્રોણે દ્રુપદને કહ્યું કે અમો બ્રાહ્મણ ક્ષમાવાળા છીએ માટે તારે મરવાનો ભય રાખવો નહિ. તું મારો જુનો મિત્ર છે માટે હું તને અરધું રાજ્ય પાછું આપું છું. મિત્રપણાથી હું માગવા આવ્યો હતો ત્યારે તેં મને કહ્યું હતું કે રાજાનો મિત્ર અ રાજા ન હોય, માટે હવે રાજા થઈને હું તારો મિત્ર થયો છું. દ્રુપદે ક્ષમા માગીને દ્રોણે તેને છોડી તેનું અર્દ્ધ રાજ્ય પોતે રાખી અર્દ્ધ તેને પાછું આપ્યું. પરાજય પામેલો દ્રુપદ પોતાના બળવડે દ્રોણને જીતવા અશક્ત હોવાથી લજ્જિત થઈ દ્રોણનો પરાજય કરે એવો પુત્ર ઉત્પન્ન કરવાની ઈચ્છાથી પૃથ્વીમાં ફરવા લાગ્યો. અને છેવટે બે ઋષિઓને વિનવી યજ્ઞ કરાવ્યો. તે યજ્ઞમાં હોમ કુંડમાંથી ધૃષ્ટદ્યુમ્ન તથા વેદીમાંથી દ્રૌપદી એ બે સંતાન મળ્યાં તેને લઈને પોતાને નગર આવ્યો.

**પાંડવોપર મરણ પ્રયોગ—રામ રાખે તેને કોણ ચાખે ?**

કૌરવો પાંડવ આગળ ઝાંખા પડેથી બળી જતા વળી યુધિષ્ઠિરના અ-

નેક સદ્ગુણોથી સંતુષ્ટ થએલા **ધૃતરાષ્ટ્રે યુધિષ્ટિરને** યુવરાજ કર્યો. ધૈર્ય, સ્થિરતા, સહનશક્તિ, ભલપણ, સરલતા, નોકરો ઉપર દયા અને સર્વ લોકો ઉપર સ્નેહભાવ ઈત્યાદિ ગુણ સંપત્તિથી **યુધિષ્ટિર પાંડુના** કરતાં પણ લોકોમાં વધારે પ્યારો થઈ પડયો. ધણાક રાજાઓને જીતી રાજ્ય વધારવા માંડયું. **પાંડવોનું** પરાક્રમ વધતાં તથા પ્રજાની એઓ ઉપર ભક્તિ બેઠેલી. જોઈ કે **ધૃતરાષ્ટ્રના** અંતઃકરણમાં દ્વેષનો અંકુર રોપાયો, અને વૃત્તિ બદલી તેથી તેણે રાજ્યનીતિ અને ખટપટમાં ખબરદાર **કણિક** નામના બ્રાહ્મણની સલાહ લીધી. **કણિક** બોલ્યો કે, શત્રુને સામ, દામ, ભેદ તથા દંડ ઈત્યાદિ ઉપાયોએ કરીને પણ મારવો. શત્રુને અધુરો નહિ તોડતાં પૂરોજ તોડી નાંખવો. શત્રુ દુર્બળ હોય તો પણ તેની ઉપેક્ષા નહિ કરવી જોઈએ. શત્રુ શરણે આવે તો પણ તેનાપર દયા લાવવી નહિ. ગમે તે પ્રકારે શત્રુ મારવાપર લક્ષ રાખવું. શત્રુના પક્ષનું મૂળજ કાપી નાખવું જોઈએ. ગમે તેવા ધર્માત્માપણાનો ઢોંગ કરી શત્રુને માર્યે રહેવું. શત્રુના કાલાવાલા પર ધ્યાન આપવું નહિ, ખોટા સોગન ખાઈને, ધન દઈને, ઝેર દઈને અને એવા અનેક ઉપાયો કરીને પણ શત્રુને જીવતો રહેવા દેવો નહિ. શત્રુને દાન માનાદિકથી વિશ્વાસ ઉપજાવીને પણ એવી દાદ બરાવી દેવી કે પાછો તે ઉભોજ થઈ શકે નહિ. અવિશ્વાસનો વિશ્વાસ કરવો નહિ અને વિશ્વાસુનો પણ અતિ વિશ્વાસ કરવો નહિ, વચનમાં નમ્રતા રાખવી, હસીને બોલવું અને હૃદયમાં અસ્ત્રા જેવું રહેવું, જેથી સમૃદ્ધિ પ્રાપ્ત થાય છે. ચડતીની ઈચ્છા હોય તો શત્રુ આગળ કપટથી હાથ પણ જોડવા, સોગન પણ ખાવા, પગમાં માથું પણ નમાવવું અને ખોટી આશાઓ પણ દેવી. જે માણસ શત્રુને વશ્ય કર્યા પછી પણ તેનાપર અનુગ્રહ કરે તે માણસ હાથે કરીને પોતાના મૃત્યુને ઉપજાવે છે એમ સમજવું. માટે તમે મારા કહેવા પ્રમાણે પાંડવોની સાથે વર્તશો તો તમને હરકત પડશે નહિ, **પાંડવો** તમારા બળવતર શત્રુ છે એટલા સારૂ તમને પાછળથી પસ્તાવુ ન પડે એવી ગોઠવણ કરો.

બીજી તરફથી **દુર્યોધન** અને પ્રધાન એઓએ એકાંતમાં સમજાવી **ધૃતરાષ્ટ્રને** કહ્યું કે અમે તમારા પુત્ર છતાં અમને રાજા કરવે અયોગ્ય કેમ ગણોછો? તમે **પાંડુ** કાકાના મોટા ભાઈ છો અને અમે મોટા ભાઈના પુત્ર છીએ માટે અમારો હક્ક છે. આ સાંભળી દ્વન્દ્વ પદ્મ મનવાળા **ધૃતરાષ્ટ્રે** જવાબ આપ્યો કે, હે પુત્ર? **પાંડુના** સરખા બીજા રાજા જગતમાં કોઈ નહતા અને હું અંધ છું તે શી રીતે રાજ્ય કરૂં? એનો પુત્ર **યુધિષ્ટિર** એના જેવોજ ગુણવાન છે, ધર્માત્મા છે અને પ્રજાને પ્યારો છે વળી સહાયકો સહિત છે, માટે મારાથી તેની સાથે શત્રુતા કેમ રખાય? **દુર્યોધન**

બોલ્યો ત્યારે હું **આપઘાત** કરી મરીશ, કેમકે મારૂં માન ભંગ થયું તે મારાથી સહેન થતું નથી. **દુર્યોધન**નાં વચન સાંભળી શોકથી પીડાએલા અને કાચા કાનના **ધૃતરાષ્ટ્ર** બોલ્યા કે ઓ મારા પુત્ર, તું એટલો બધો અધીરો કેમ થાય છે, જો તારી ઇચ્છા રાજ્ય કરવાની છે તો હું રાજ્ય કારભાર અડધા અડધા, તેને ને તને બન્નેને વેંહેંચી આપું કે પછી તારે ને તેને કોઈ દહાડો ટંટો થાયજ નહીં. **દુર્યોધન** બોલ્યો કે તમે કોઈ કપટ ભરેલી કોમળ યુક્તિથી **પાંડવોને** વારણાવતમાં કહાડો જ્યારે રાજ્ય સંપૂર્ણ રીતે મારા હાથમાં સ્થિર થશે ત્યારે પાંડવોને પાછા બોલાવીશું. ધૃતરાષ્ટ્ર બોલ્યા કે મારા હૃદયમાં પણ એજ વાત ઘોળાયા કરે છે, પરંતુ એ વાતમાં એક અડચણ છે કે **ભીષ્મ**, દ્રોણ અને વિદુર આદિ એઓ કદી પણ **પાંડવોને** ત્યાં મોકલવા સંમતિ આપશે નહીં, ને મારાથી પણ તેમને કહેવાયજ કેમ કે તમે જાઓ. **દુર્યોધન** ચંડાળ ચોકડીથી પ્રપંચ ગોઠવીને બોલ્યો મહારાજ, આપ બીજાઓને વિચાર પૂછો એ તમારી ઉચ્ચી પદવીને યોગ્ય નથી. તે કરતાં તમે પાંડવોને તેડાવી વારણાવત (જુના પ્રયાગમાં) જઈ રહેવાનું કહો, તેઓ તમારી આજ્ઞા માનશે ને કોઇ તમોને માઠું પણ કહેશે નહિ. એમ પ્રપંચ ગોઠવી ધૃતરાષ્ટ્રે યુધિષ્ઠિરને બોલાવી કહ્યું કે પુત્ર, તમે સૌ વારણાવતમાં જઇને રહો. ત્યાં પણ આપણું રાજ્ય છે. હાલ ત્યાં સદાશિવના ઉત્સવ થવાનો છે તેમાં દેશદેશના મિત્રોનો અતિ સુંદર મેળાવડો થશે, ને પછી થોડા દહાડામાં હું તમને પાછા બોલાવીશ. એ આજ્ઞાથી પાંડવો અને કુન્તી ફાગણ સુદ આઠમે વારણાવત જઈ પહોંચ્યા.

**પાંડવો** વારણાવતમાં જવા નીકળ્યાની આગમચ દુર્યોધને **પુરોચનને** મોકલી અગ્નિથી સળગી ઉઠે એવું એક ઘર પાંડવો માટે બનાવી રાખ્યું હતું પણ નીકળતી વેળા વિદુરે **ધર્મને** બર્બર નામની સંકેત ભાષામાં જણાવ્યું હતું કે **દુર્યોધન** લાક્ષાગૃહને બાળી મુકવાનો છે માટે સાવધ રેહેજો ને મેં તમારે માટે એક છુપી સળંગ ખોદનાર કુશળ માણસને ત્યાં મોકલ્યું છું તેને કામે લગાડજો. પછી કિલ્લા પાછળની ખાઇ ચોખી કરવાના મિષથી તે માણસે એક ભોંયરૂં તૈયાર કરી આપ્યું. વારણાવતમાં પાંડવો નિત્ય દિવસે મૃગયા કરે ને રાત્રે હરિકીર્ત્તન કરે. એક દિવસ કુન્તીએ બ્રાહ્મણોને જમાડ્યા હતા. તેઓ જમી ગયા પછી ભિલ્લ જાતિની એક સ્ત્રી તથા તેના પાંચ પુત્ર અભ્યાગત થઈ આવ્યા હતા તે પણ પુષ્કળ મદ્યપાન કરી, સારી પેઠે જમીને સુતા હતા. તે રાતે પવન ઘણો છૂટો હતો તે જોઇ **ભીમે** છાનોમાનો તે **પુરોચન** યવનવાળો મેહેલ જે પાંડવોને બાળી મુકવાનો હતો તેને સળગાવ્યો અને પાંડવો તુરતજ કુંતી સહિત ભોંયરા વાટે ચાલતા થયા. ભી-

લાક્ષાગૃહમાં પુરોચન તથા પેલાં ૬ અભ્યાગત બળી મુવાં. મેહેલને સળગતો જોઇ લોકો બોલ્યા કે ધૃતરાષ્ટ્ર અને દુર્યોધનને ધિક્કાર છે કે તેઓએ પાંડવોને દુશ્મન ગણીને બાળી નાખ્યા. હસ્તિનાપુરમાં સમાચાર પોહોચ્યા કે પાંડવો કુંતી સહિત બળી મુવા. ભીષ્મ, દ્રોણ વગેરેએ ઘણો શોક કર્યો પણ કૌરવો બહુ રાજી થયા.

## હિડંબ અને બકાસુરનો નાશ. ઘટોત્કચનો જંન્મ.

**ભીમે** ચાર ભાઇ તથા માતાને ખાંધપર બેસાડી દક્ષિણ દિશાનો પંથ લીધો તે ભાગીરથીને તીરે આવ્યો. ત્યાં વિદુરનો મોકલેલો માઝી હોડી લઇને આવ્યો હતો એણે ૬ જણને નદી પાર ઉતાર્યા. પછી તેઓ વનમાં ચાલ્યાં અતિશ્રમથી થાકી જવાને લીધે ચાર ભાઇઓ તથા મા તૃષાથી પીડાએલાં એક ઝાડ તળે બેઠાં અને ઘણા થાકથી ઉંઘવા લાગ્યાં, પણ **ભીમ** જાગતો બેશી રહ્યો થોડીવાર થઇ એટલે પીળા ડોળાવાળા ક્રૂર **હિડિમ્બ** રાક્ષસે પોતાની **બેન** હિડિમ્બાને કહ્યું કે આપણા વનમાં મનુષ્યની ગંધ આવે છે માટે તું જઇને તેને લેઈ આવ. ભાઇના હુકમ પ્રમાણે ત્યાં આવતાં **ભીમનું** પ્રચંડ શરીર તથા તેનો લાંબા હાથ અને રૂપ જોઇ કામાતુર થએલી રાક્ષસી હિડિમ્બાએ વિચાર કર્યો કે આ માણસ મારો પતિ થવાને યોગ્ય છે. આવો વિચાર કરી **હિડિમ્બાએ** એક સુંદર સ્ત્રીનું રૂપ ધારણ કર્યું અને હસ્તે મોડે બોલી કે તમે કોણ છો હું તમારૂં રૂપ જોઇ તમારા ઉપર અત્યંત મોહ પામી છું. માટે તમે મારો અંગીકાર કરો, નહિ તો હમણાં મારો ભાઈ હિડંબ અહિં આવી તમને હેરાન કરશે. **ભીમ** બોલ્યો કે **રાક્ષસી** મને જીતવાને તારો ભાઈ રાક્ષસો, મનુષ્યો, ગંધર્વો કે યક્ષો કોઇ પણ સમર્થ નથી, એટલામાં હિડિમ્બ ક્રોધ કરી ત્યાં આવ્યો અને હિડંબાને સ્ત્રીના રૂપમાં જોઇને ક્રોધથી કહ્યું કે તે રાક્ષસોના કુળ માથે કલંક લગાડ્યું એમ બોલી પ્રસંગ કર્યો એટલે **ભીમે** રાક્ષસને કમરમાંથી પકડી ઉંચકી ઉંચે ફેરવી ધરતી ઉપર પછાડી યમરાજના દ્વારમાં પોહોચાડયો. તેને મૃત્યુ પામેલા જોઈ **પાંડવો** બહુ રાજી થયા, અને કૌરવોની બીકથી તેઓ બમણા વેગથી ચાલતાં થયાં. હિડમ્બાએ તેમની સાથે ચાલવા માંડ્યું. અને કુંતી તરફ હાથ જોડી પ્રાર્થના કરી કે "હું કામથી પીડિત છું અને તમારા પુત્ર **ભીમસેન** ઉપર મોહ પામી ગઈ છું. માટે બાઇજી ? મારાપર મેહેર લાવી તમારા પુત્ર સાથે મારો સંબંધ સાંધી આપો. હું તેને અનેક પ્રદેશોમાં તેડી જઈ રાજી કરીશ અને પાછા તમારી પાસે લાવી આપીશ. **ભીમસેનને** આજ્ઞા કરો. રાંકનું રક્ષણ કરવાનો મોટો ધર્મ છે." કુંતી બોલ્યાં કે **હિડંબા** ! **ભીમ** પ્રાતઃકાળમાં નહાય તે પછી તારે તેને મરજીમાં આવે ત્યાં તેડી જવો, અને સૂર્યાસ્ત પે-

હેલાં મારી પાસે હાજર કરવો. આ કબુલ કરે તો ભલે સુંબંધ બાંધી વિહાર કર. કુંતીની આજ્ઞાથી ભીમે હિડંબાને કહ્યું કે તને પુત્ર થશે ત્યાં સુધી હું તારી પાસે આવવાનો નિત્ય નિયમ રાખીશ. પછી વિધિથી લગ્ન કર્યો. અને હિડંબાએ ભીમને ઉપાડી આકાશનો માર્ગ લીધો. તે સર્વ પ્રકારે સુંદર સ્વરૂપ ધારણ કરી અનેક પ્રદેશોમાં મનગમતા વિહાર કરવા અને ઠરાવ પ્રમાણે સુર્યાસ્તને વખતે પાછી આવવા લાગી. કેટલેક દિવસે હિડંબાને ગર્ભ રહ્યો. બાદ મોટી કાયાવાળો પુત્ર થયો તે ઘટોત્કચ એ નામથી પ્રસિદ્ધ થયો. હિડંબાવનમાં એક વર્ષ રહી આ સમયમાં પાંડવો અનેક વન ઉપવનમાં ફર્યો ને ઘણાક દેશો મૂકીને બહુ દૂર ગયા. કોઈ વખતે તેમને માર્ગમાં વેદવ્યાસનો સમાગમ થયો. પાંડવો પ્રણામ કરી ઉભા રહ્યા. વ્યાસે કહ્યું કે હું તમારૂં હિત કરવાનેજ અહિં આવ્યો છું. કુંતી તારો પુત્ર, ભાઇયોના બળથી સઘળી પૃથ્વીનું ચક્રવર્તી રાજ્ય કરશે. આમ દિલાસો દઇ તેમને એક ચક્રા નગરીમાં બ્રાહ્મણને ઘેર રાખી એક મહિના પછી આવીશ એમ કહીને વ્યાસ ગયા. પાંડવો તે નગરમાં નિત્ય ભિક્ષા માગી સઘળાનું આણેલું એકઠું કરી બે ભાગ કરે એક ભાગ ભીમને મળે એક ભાગમાંથી બીજા બધાં જેમ તેમ નિર્વાહ કરે આમ કરતાં જેના ઘરમાં તેઓ રહેતાં હતાં તે બ્રાહ્મણના ઘરનો વારો દુષ્ટાત્મા બકરાક્ષસને ભોગ આપવાનો આવ્યો ત્યારે તેણે પોતાના ઘરના પુરૂષોમાંથી કોણ જાય તે વિષે કુંતીને વિચાર પુછયો કુંતીએ બ્રાહ્મણને ધીરજ આપી કહ્યું કે તારી વતી મારો બીજો પુત્ર ભીમ છે તે જશે તું ચિંતા ન કર. બીજે દહાડે ભીમ પુષ્કળ ખાવાનું લઇને વનમાં ગયો ને એક વડ તળે બેશીને તેણે પ્રથમ તો તે રાક્ષસ માટે ગાડામાં ભરેલું સર્વ ખાદ્ય લીધું ને ખાલી ગાડામાં કચરો કાદવ પાછો ભર્યો, વળી ઘીના કુંડા પણ તે પી ગયો ને તેમાં મૂત્ર વગેરે ગંદા પદાર્થો ભર્યા. એટલામાં મહાક્રૂર બકરાક્ષસ ત્યાં આવ્યો, અને ભીમને મુકીઓ મારી પણ એણે હસ્યા કીધું. પછી બે જણાને વૃક્ષોથી યુદ્ધ ચાલ્યું; રાક્ષસનું બળ ઓછું થયેલું જાણી ભીમે તેના પગ ઝાલી ચીરી નાખ્યો, અને તેના પરિવારો પાસે પ્રતિજ્ઞા કરાવી કે હવે કોઈ દિવસ મનુષ્યની હિંસા કરવી નહિ ને તેમને દુઃખ આપવું નહિં. ભીમે આવી તે સઘળું ભાઇઓને કહ્યું. નગરના રાજાએ ભીમ બ્રાહ્મણનું બહુ સન્માન કર્યું થોડા દિવસ પછી પાંડવોએ વિચાર્યું કે હવે તરત અહિંથી જવું જોઇએ નહિતો છતા થઇશું ને કૌરવો જાણશે. તેથી તેઓ રાત્રે છાનામાના નગરમાંથી નીકળી આગળ ચાલી એક બીજા નગરમાં જઇ રહ્યા. અહિં તેઓએ એક પરદેશી બ્રાહ્મણને મોઢેથી સાંભળ્યું કે યજ્ઞના કુંડની વેદિમાંથી ઉત્પન્ન થએલી, કમળપત્ર

સરખાં નેત્રવાળી, જોવા લાયક સુંદર અંગવાળી, અને જેના મુખમાંથી ઉત્તમ સુગંધ નીકળે છે એવી પાંચાળ દેશના દ્રુપદ રાજાની કુંવરી કે જેના કારણથી કૌરવોનો ક્ષય થશે એનો સ્વયંવર થાય છે, અને એ પ્રસંગે ત્યાં સુંદર સ્વરૂપવાળા, મહારથી, અને અસ્ત્ર વિદ્યામાં કુશળ એવા ઘણાક રાજાઓ તથા રાજકુમારો એકઠા થાય છે. એ કન્યા ઘણી સુંદર છે તેથી તેઓનું મન લલચાયું, એટલામાં શુદ્ધ અંતઃકરવાળા વેદવ્યાસ આવ્યા ને તેણે મહાદેવે આપેલા વરદાનની સઘળી વાત કહી, ને તેઓને સ્વયંવરમાં જઈ કાર્ય સાધવાનું કહ્યું. બીજે દિવસે તેઓ સ્વયંવર જોવાને દક્ષિણ પાંચાલદેશ પ્રત્યે ચાલ્યા. રસ્તામાં તેઓને રમણીય વનોમાં ચિત્રરથ ગંધર્વે અટકાવ્યા. અર્જુને યુદ્ધ કરી પોતાના હાથમાંની મસાલ અગ્ન્યસ્ત્ર મંત્ર ભણી તેના ઉપર ફેંકી એટલે તેણે ને તેના પરિવારે બળવા માંડયું. પછી હારી ગંધર્વ નમ્યો ને પાંડવોનો મિત્ર થઈ રહ્યો. આગળ ચાલતાં ઉત્કોચક તીર્થમાં આવ્યા અને ધૌમ્ય મુનિ મળ્યા તેમને પોતાના પુરોહિત થવાની પ્રાર્થના કરી તે તેણે સ્વીકારી સ્વસ્તિવાચન કરાવી તે સહિત તેઓ કેટલેક દિવસે દ્રુપદ રાજાના નગરમાં પહોંચ્યા. પાંડવોએ એક કુંભારને ઘેર ઉતારો કરી ગામમાંથી ભિક્ષા માગી લાવીને ભોજન કર્યું. ભિક્ષુકના વેષમાં ફરતા પાંડવોને બ્રાહ્મણના વેષથી કોઇએ ઓળખ્યા નહિ.

## મત્સ્યવેધ—અર્જુન અને ભીમનું પરાક્રમ.

સ્વયંવરનો મોટો ઠાઠ પંદર દિવસથી બની રહ્યો હતો ને ઘણાક મહારાજાઓ મંડપમાં પધાર્યા હતા, જ્યાં પોતાના વૈરી કૌરવોને—દુર્યોધન, દુઃશાસન, આદિ સઘળા ભાઇઓ કર્ણ તથા શકુનિને તેમજ શ્રીકૃષ્ણ, બલરામ, તથા પ્રદ્યુમ્નને સિંધુ દેશના રાજા જયદ્રથને, પૌંડ્રના વાસુદેવને ચેદીના રાજા શિશુપાલને, વિરાટના રાજાને, મદ્રના શલ્યને તથા જરાસંધ ઇત્યાદિ ઘણાક ક્ષત્રિયોને મોટા ભભકાથી દીઠા. મંડપમાં પાણીના કુંડમાં થાંભલા ઉપર ઉંચે ફરતો એક મચ્છ લટકાવેલ હતો તે મચ્છનું કુંડના પાણીમાં પ્રતિબિંબ પડતું હતું તે પ્રતિબિંબ જોઇને થાંભલાને બાંધેલા બે શીકામાં પગ રાખી મચ્છનાં નયન વિંધે તેને દ્રૌપદી પ્રાપ્ત થાય. આ પ્રમાણે દ્રુપદનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન મધ્ય સભામાં આવી બોલ્યો. અને તેની સાથે આમપણ કહ્યું કે એકથી બીજીવાર બાણ મારવું નહીં. જે પરાક્રમી અને શક્તિવાન હોય તે ઉઠે. પછી કેટલાક તેની પ્રાપ્તિ થવા સારૂ ઉઠયા, પણ કોઈથી ન વાળી શકાય એવું દૃઢ ધનુષ ઢાળી જ ન શક્યા ને કેટલાક અપમાન થવાના ભયથી ઉપાડવાને ઉઠયા જ નહીં. શ્રીકૃષ્ણની સૂચનાથી યાદવો નિશાન વિંધવા તૈયાર ન થતાં જોવા જ ઉભા રહ્યા. બીજા ઘણાક રાજાઓ ધનુષ ચડાવતાં ગોઠણીયાં ભર

પડયા. પછી પાંડવોએ ધાર્યું કે, આ કર્ણ નિશાનને પાડશે તે જ સમયે તે કર્ણે ઉઠી ધનુષ ખેંચી તે બાણ યોજવા માંડયું ત્યાં દ્રૌપદી ઉંચે સ્વરે બોલ્યાં કે આ સૂત જાતિના કર્ણને હું તે મત્સ્યવેધ કરશે તો પણ સર્વથા તેની સાથે પરણનાર નથી એ વચનથી કર્ણ ઝાંખો પડયો પણ ક્રોધથી તરત ધનુષ છોડી દીધું ને મંડપ બહાર જઈ બેઠો. પછી શિશુપાલ, જરાસંધ અને શલ્ય ઉઠયા પણ ધનુષ ચડાવતાં ગોઠણીઆ ભર પૃથ્વી ઉપર પડ્યા. સભામાંના સઘળા રાજાઓ હારી બેઠા કે મોટા હાહાકાર થઈ રહ્યો. ત્યારે બ્રહ્મ મંડલમાં ભસ્મ સહિત બેઠેલા વીર પાંડવોમાંથી મહા પ્રભાવવાળા વલ્કલવેષ્ટિત અર્જુને શ્રી કૃષ્ણના સંકેતથી ઉઠી ધનુષની પ્રદક્ષિણા કરી, પાર્વતી પતિને પ્રણામ કરી તથા મનમાં શ્રીકૃષ્ણ અને દ્રોણગુરૂનું સ્મરણ કરી ક્ષણ માત્રમાં ધનુષની દોરી ચડાવી. એટલે કેટલાક બોલ્યા કે જે કામ ઘણાક બળીયાઓથી ન થયું તે બ્રાહ્મણ કરવા ઉભો થયો છે. કેટલાક બોલ્યા કે જમદગ્નિના પુત્ર પરશુરામે સર્વ ક્ષત્રિયોનો યુદ્ધમાં ક્ષય કર્યો હતો. આ પ્રમાણે પરસ્પર અનેક પ્રકારની વાતો ચાલતી હતી તેટલામાં તેણે પાંચે બાણોને ફેંકી નિશાનને વીંધી નાખ્યું, નિશાન પૃથ્વીપર આવી પડયું કે સભામાં અને અંતરિક્ષમાં મોટો અવાજ ઉઠી નિકળ્યો, ધન્ય ? ધન્ય ! વાઃ વાઃ થઈ રહી દેવતાઓએ પુષ્પોની વૃષ્ટિ કરી અને દ્રૌપદીએ અર્જુનને ઇંદ્ર સમાન તેજસ્વી જોઈ ઘણાક હર્ષ સાથે તેના ગળામાં વરમાળા પેહેરાવી. સભામાં કોલાહલ વધી પડતાં સર્વ રાજાઓ ક્રોધાયમાન થયા દેવતાઓના મેલાવડા સરખો આ રાજાઓનો મેલાવડો થયો, તેમાંથી શું તેણે કોઈ રાજાને પણ પોતાના સરખો દીઠો નહી, ને તેઓ દ્રુપદને ધિક્ ધિક્ કહેવા લાગ્યા કે ક્ષત્રિ થઇને બ્રાહ્મણને કન્યા આપી ! તેઓ ખડ્ગ કહાડી દ્રુપદના ઉપર ઝુમી રહ્યા ને બોલ્યા કે આ સ્વયંવર ક્ષત્રિઓનો છે, તેમાંથી કન્યાને વરવાનો બ્રાહ્મણને અધિકાર નથી. માટે જો તારી પુત્રી ક્ષત્રિયને નહિ વરે તો તેને જીવતી બાળી મૂકીશું ત્યારે દ્રુપદ બ્રાહ્મણોની શરણે ગયો. એટલે મહાપરાક્રમી પાંડવો ને બ્રાહ્મણો દ્રુપદની સહાયે ગયા. રાજાઓ બોલ્યા કે યુદ્ધમાં બ્રાહ્મણોને પણ મારવાનો દોષ નથી. ભીમે દ્રુપદને કહ્યું કે લગાર ગભરાશો નહિ. એમ કહી એક મોટા વૃક્ષથી સહુને મારવા માંડયા. કૌરવાદિ રાજા અર્જુનની સામે યુદ્ધ કરવા લાગ્યા. અને શલ્ય ભીમની સામે થયો ઇદ્ર સરખા પરાક્રમી અર્જુને ધનુષ ખેંચી કૌરવ અને કર્ણને ઘણાં ઘણાં બાણોથી વીંધ્યા. કર્ણ અર્જુનનાં બાણોથી આકુલ થતાં તે ભારે વેગ કરવા લાગ્યો. બન્ને પોતાનું પૂર્ણ પરાક્રમ દેખાડવા અને વીરપણાનાં વચનો બોલવા લાગ્યા. અર્જુનનું બાહુબળ અપાર જાણવામાં આવતાં કર્ણ વિશેષ વેગથી વળ્યો. અર્જુને સ્વયંવરનાં જ ધનુષ લઇને તેના બાણોને કાપી ગર્જના

કરવા લાગ્યો. અર્જુનની ભુજાની અદ્ભુત શક્તિથી સંતુષ્ટ થઈ કર્ણે તેને કહ્યું કે હે શ્રેષ્ઠ અને શૂરવીર બ્રાહ્મણ તારાં ધૈર્યથી, બાહુબલથી, અસ્ત્ર તથા શસ્ત્રો વાપરવાની વિદ્યાથી હું વિસ્મય પામું છું. તું સાક્ષાત્ ધનુર્વેદ છે! પરશુરામ છે? ઈંદ્ર છે કે સાક્ષાત્ વિષ્ણુ છે, મારી સાથે લડવા અર્જુન અને ઈંદ્ર એ બે સિવાય કોઈ સમર્થ નથી. અર્જુને કર્ણને કહ્યું હું ધનુર્વેદ તથા પરશુરામ નથી પણ યુદ્ધમાં શ્રેષ્ઠ અને બ્રહ્માસ્ત્ર તથા ઈંદ્રાસ્ત્રનો જાણનાર બ્રાહ્મણ છું ને આ યુદ્ધમાં તને જીતવા તારી સામે આવ્યો છું. માટે હે શૂરવીર! તું સ્થિર ઉભો રહે. બ્રાહ્મણોને બ્રહ્મતેજથી જીતાય નહીં, એમ કહી કર્ણે યુદ્ધ કરવું મૂકી દીધું. બીજી તરફ વજ્રસરખા શરીરવાળા, ભીમે શલ્યને બે હાથવતે ઉપાડી પૃથ્વી ઉપર પછાડયો. બ્રાહ્મણો બહુજ હસવા લાગ્યા. છેવટ ભીમે એક મોટા વૃક્ષથી સૌને હંફાવ્યાં. પણ શ્રી કૃષ્ણે પાંડવોને સંકેત કર્યા પછી આ દ્રુપદની સામા થયલા યુદ્ધમાં કૌરવો કરતાં પાંડવે અત્યંત પરાક્રમ અને સદ્ગુણ બતાવ્યા અને પ્રજાની એઓનાપર વિશેષ ભક્તિ બેઠી વચમાં પડી સૌને સમજાવી વિદાય કર્યાં. પાંડવો સ્ત્રીઓમાં શ્રેષ્ઠ એવાં દ્રોપદીને તેડી પોતાને ઉતારે આવ્યા. તેઓમાંના એકે માતાને કહ્યું કે હમે સારી ભિક્ષા લઈ આવ્યા છૈયે કુંતીએ જાણ્યું કે ખાવાનું લાવ્યા હશે તેથી તે બોલ્યાં કે તમે સૌ ભાઇઓ મળી વેહેંચી લ્યો. યુધિષ્ઠિર બોલ્યા કે માજી? શું બોલ્યાં? અર્જુન સ્વયંવરમાંથી દ્રૌપદીને પરણી લાવ્યા છે. કુંતીએ પોતાનાં અવિચાર ભરેલાં વચનોનો પસ્તાવો કરી કહ્યું કે હવે જેમ દોષ ન લાગે તેમ વર્તો. યુધિષ્ઠિરે અર્જુનને કહ્યું કે તમે અગ્નિની સાક્ષીએ લગ્ન કરો. અર્જુને કહ્યું કે હે નરેન્દ્ર! અમે તમારા દાસ છીએ દ્રૌપદી સાથે લગ્ન કરવાને તમે જ યોગ્ય છો અર્જુનનાં સ્નેહ યુક્ત વચનથી પાંડવો દ્રૌપદી સામે જોવા લાગ્યા, તેમ દ્રૌપદીને પણ તેમને જોઈ મનમાં કામ ઉત્પન્ન થયો. તેથી તેનું શરીર અધિક શોભવા લાગ્યું. યુધિષ્ઠિરે કહ્યું કે દ્રુપદ પોતાની પુત્રીને જેની સાથે પરણાવે તેણે પરણવું. એટલામા શ્રી કૃષ્ણ અને બલભદ્ર તેઓને મળવાને આવ્યા અને પોતાની ફઈ કુન્તી તથા યુધિષ્ઠિર વગેરે ભાઇઓને પ્રણામ કર્યા ને યુધિષ્ઠિરે પુછ્યું કે અમે અહીં ગુપ્ત રહ્યા છીએ તેને તમે કેમ ઓલખ્યા? વૃષ્ણિ કુલમાં શ્રેષ્ટ એવા શ્રી કૃષ્ણે કહ્યું કે અગ્નિ ગુપ્ત હોય તો પણ જણાઇ આવે. એમ કહી મળી હળી, કુશલ પૂછી પાછા તરત પોતાને ઉતારે ગયા.

## દ્રૌપદી સાથે પાંચે પાંડવોનું લગ્ન.

આ વખત ભીમ વિગેરે ચારે ભાઇઓએ ગામમાંથી ભિક્ષા માગી લાવી માતુશ્રીને સોંપી. કુંતીએ દ્રૌપદીને કહ્યું કે હે કલ્યાણી! આ અન્ન-

માંથી પ્રથમ દેવતાઓને બળિદાન આપો. પછી એક બ્રાહ્મણને જમાડો અને બાકી વધે તેમાંથી બે ભાગ કરી એક ભાગ ભીમને આપો અને બાકીના અરધ ભાગમાંથી છ ભાગ પાડી એક ભાગ તમારે વાસ્તે રાખી બીજા પાંચે ને પાંચ ભાગ વેહેંચી આપો. દ્રૌપદીએ તેમ કર્યું મધ્યરાત્રે તે સૌ સૂતાં દ્રૌપદી કુંતી પાસે અને પાંડવો કુંતીના પગ આગળ દર્ભની શય્યા તથા મૃગચર્મો પાથરી સુતા. દ્રુપદ મોટા વિચારમાં પડેલો તેથી તેણે ધૃષ્ટદ્યુમ્ન ને પાંડવ સંબંધી વર્તમાન જાણવાને મોકલ્યો. રાતના ચર્ચા જોઈ એણે ને પુરોહિતે આવી જાહેર કહ્યું કે તે બ્રાહ્મણો તો પાંડવો છે. દ્રુપદ પ્રસન્ન થઈ બીજે દિવસ સવારે રથ મોકલ્યા. એક રથમાં પાંચે ભાઈઓ બેઠા તથા સાસુ વહુ બીજા રથમાં બેઠાં. દ્રુપદ રાજાના દરબારમાં આવી પાંડવો રાજ કચેરીમાં ગયા. દ્રૌપદી સહિત કુંતી અંતઃપુરમાં આવ્યાં. દ્રુપદ રાજાની રાણીઓએ કુંતીનો ઘણો સત્કાર કર્યો. મળી હળી ભોજન કરાવ્યા પછી દ્રુપદ વિનયથી તેઓની પરીક્ષા લેવા સંગ્રહસ્થાનમાં ગયા ત્યાં સર્વ સાહિત્યોને મુકી યુદ્ધનાં સસ્ત્રો લેવા લાગ્યા. યુધિષ્ઠિરને કહ્યું કે હું જાણું છઉં કે આપ કીર્ત્તિમાન રાજા છો, પણ કુળ નામ કેહેશો, યુધિષ્ઠિર બોલ્યા અમે રંક લોક છીએ, અમારી સાથે સંબંધ કરવો અઘટિત સમજો તો ઇચ્છા હોય તેમ કરવું. અમે અપ્રસન્ન નહિ થઇએ. દ્રુપદે ફરી શપથ (સમ) દઈને કહ્યું કે તમે ખરેખરૂ કહો. યુધિષ્ઠિરે સત્ય વાર્ત્તા કહી. યુધિષ્ઠિરનાં વચન સાંભળી દ્રુપદ રાજાના નેત્રમાં હર્ષનાં આંસુ આવ્યાં. યુધિષ્ઠિરે બોલ્યા અમને તો તમારી મોટી આશ્રૂ મળી એમ અમે સમજીએ છીયે. દ્રુપદ બહુજ પ્રસન્ન થયો.

યુધિષ્ઠિર અને દ્રુપદ કોણ પરણે એ સંબંધી વિચાર કરવા લાગ્યા. દ્રુપદે કહ્યું કે, મારી પુત્રીનું પાણિગ્રહણ તમે કરો, વા તમે જેને કહો તેને હું કરાવું. ત્યારે યુધિષ્ઠિરે કહ્યું કે હે રાજા, મારી માતાના વચન પ્રમાણે એ દ્રૌપદી અમારી સર્વ ભાઇઓની સ્ત્રી થશે, ને અગ્નિની સાનિધ્ય અમારે પાંચેનું પાણીગ્રહણ કરશે. તે સાભળી દ્રુપદે કહ્યું કે હે યુધિષ્ઠિર, એક પુરૂષની સ્ત્રીઓ ઘણી હોય છે, પણ એક સ્ત્રીના ઘણા પતિ હોતા નથી. માટે ધર્મને જાણનારા તમે, લોક અને વેદથી વિરૂદ્ધ એવો અધર્મ કરવા યોગ્ય નથી, તમારી આવી બુદ્ધિ કેમ થઇ છે? ત્યારે યુધિષ્ઠિર બોલ્યા કે મારી વાણી ખોટી ભાષણ કરતી નથી, તેમ મારી માતા પણ અધર્મને વિષે ગતિ કરતી નથી. વાસ્તે આ દ્રૌપદી અમારી પાંચેની સ્ત્રી થાય એવો મત છે, ને એમાં કંઈ અધર્મ નથી, કારણ પુરાણોમાં કહેલું છે કે, ગૌતમના વંશની જટિલ નામની કંન્યા સાત ઋષિઓને પરણી હતી. વળી તેમજ વાર્ક્ષી નામની

ન્યા પણ એકજ નામ ધારી દશ પ્રચેતાઓને વરી હતી. વળી શ્રેષ્ઠ પુરૂષો વડીલોનાં વચનોનેજ ધર્મ કહે છે. ને તે વડીલોમાં પણ માતા શ્રેષ્ઠ કહેલી છે. એટલામાં દૈવ ઇચ્છાથી શ્રીકૃષ્ણ તથા વેદવ્યાસ ત્યાં આવ્યા. પાંડવોએ તથા દ્રુપદ તેનો યોગ્ય સત્કાર કરી સુવર્ણ આસનો બેસાડ્યા, અને દ્રુપદ પાંચે સાથે લગ્ન કરવા વિષે પૂછવા લાગ્યા ત્યારે વ્યાસ એકાંતમાં તેડી જઇ તેને કહેવા લાગ્યા કે હે દ્રુપદ! આ દ્રૌપદી, પૂર્વ જન્મમાં ગંગાજીને કિનારે તપોવનમાં રહેનારા એક મહાત્મા ઋષિની કન્યા હતી. તેને કોઇ પતિ ન મળવાથી તેણે તપે કરીને મહાદેવને પ્રસન્ન કર્યા. ત્યારે મહાદેવે તેને કહ્યું કે તને જેની ઇચ્છા હોય તે માગી લે. ત્યારે તે કન્યાએ "મને પતિ આપો પતિ આપો" એવું પાંચવાર માગ્યું. એટલે શિવજીએ કહ્યું કે, તારા પાંચ પતિ થશે. તે સાંભળી મહાદેવને પ્રસન્ન કરતી કરતી તે ફરીથી બોલી કે હે શંકર! હું તમારાથી એક પતિની ઇચ્છા કરૂં છું. ત્યારે પ્રસન્ન થએલા મહાદેવે કહ્યું કે તેં "પતિ આપો પતિ આપો" એમ પાંચ વાર કહ્યું, તેથી બીજા જન્મમાં પાંચ પાંડવો તને પતિ પ્રાપ્ત થશે. હે દ્રુપદ! એ પ્રમાણે શિવજીના કહ્યાથી સ્વર્ગની લક્ષ્મી રૂપ તે કન્યા સાક્ષાત પાર્વતી જેવી પાંડવોને અર્થે તપ કરી, તમારી યજ્ઞ વેદીમાંથી ઉત્પન્ન થઇને તમોને પુત્રી રૂપે પ્રાપ્ત થઇ છે. હે દ્રુપદ બ્રહ્માએ દેવી જેવી સુંદર સ્વરૂપવાળી અને પોતાના કર્મે કરીને પાંચેની એક સ્ત્રી થએલી આ દ્રૌપદીને ઉત્પન્ન કરી છે. તેનાજ કારણથી સર્વે કૌરવોના ક્ષય થશે અને આ પાંડવો છે તે પૂર્વે પાંચ ઇંદ્રો હતા હવે તમે તમારી ઇચ્છા પ્રમાણે કરો. શ્રી કૃષ્ણે પણ તેમજ કહ્યું, આવાં વચન સાંભળવાથી દ્રુપદને નક્કી થયું કે દ્રૌપદીનાં પાંચે સાથે લગ્ન કરવાં. પછી દ્રુપદે મહોત્સવ કરી દ્રૌપદીને અનુક્રમે ધૌમ્ય પુરોહિત પાસે પાંચે પાંડવોનું પાણિગ્રહણ કરાવ્યું. દ્રુપદ રાજાએ કન્યાદાનમાં કેટલુંએક દ્રવ્ય તથા અલંકારો અને દિવ્ય વસ્ત્રો આદિ અનેક રાજ્ય સમૃદ્ધિ આપી. પછી તે ઇંદ્ર જેવા બળવાન પાંડવો વિવાહમાં તે સર્વ સમૃદ્ધિને પામી, ઘણોક કાળ કામ્પિલ્ય નગરમાં તથા પાંચાળમાં પ્રગટ રૂપે રહ્યા.

## પાંડવોનો રાજ્ય ભાગ—ઇંદ્રપ્રસ્થ.

પાંડવો દાહમાંથી બચી દ્રુપદ જેવો સસરો મેળવી દ્રૌપદી સાથે પરણ્યાના ખબર હસ્તિનાપુરમાં પોહોંચ્યા કે ત્યાંના લોકો અતિ હર્ષ પામ્યા. વિદુરે ધૃતરાષ્ટ્ર આદિને પાંડવોની વધામણી આપી, તેથી દુષ્ટ દુર્યોધનની ટોળકી પોતાની પાપી ધારણામાં પાર ન પડવાથી અને પાંડવોને પરણવાની સફળતા મળવાથી ઉલટા અભ્યુદયમાં આવેલા જોઇ વિશેષ ખેદાધીન થઇ ફરી પાંડવોનો ઘાટ ઘડવાના દુષ્ટતા ભરેલા વિચારમાં

પડ્યા, પણ **ભીષ્મ** આદિએ અતિ આગ્રહ લીધો કે **પાંડવ** કૌરવોને અર્ધો અર્ધ રાજ્ય વેંહેચી આપવું જોઇએ. આ ઉપરથી ધૃતરાષ્ટ્રે વિદુરને મોકલી તેઓને માન સાથ તેડાવ્યા. એણે ધર્મને કહ્યું કે દુર્યોધનનું ફાવ્યું નહીં તથા તેણે **ધૃતરાષ્ટ્ર**ની આજ્ઞા માની છે અને કાકાએ તમને ઉજ્જડ ખાંડવ વનમાં **( ઇંદ્રપ્રસ્થમાં )** નવું રાજ સ્થાપવાને તેડ્યા છે. પાંડવો શ્રીકૃષ્ણની અનુમતિથી તેઓ સાથે હસ્તિનાપુર આવ્યા તેઓને આવેલા સાંભળી **ધૃતરાષ્ટ્રે** **વિકર્ણ** તથા **ચિત્રસેન** એ બે પુત્રોને, દ્રોણાચાર્યને તથા કૃપાચાર્ય અને કેટલાક કૌરવોને મોટા આદર સત્કાર સાથે સામૈયે મોકલ્યા. પાંડવો મોટી ધામધુમથી હસ્તિનાપુરમાં આવ્યા, અને નગરના સઘળા લોકો ઘણાજ પ્રસન્ન થયા. પાંડવોએ ધૃતરાષ્ટ્ર આદિને દંડવત્ પ્રણામ કર્યા. કૌરવોએ પણ બહારનો સારો વિવેક દાખવ્યો.

હસ્તિનાપુરમાં આવી રહ્યા પછી કેટલેક દિવસે **ધૃતરાષ્ટ્રે** યુધિષ્ઠિરને બોલાવી કહ્યું કે તમે યમુનાને કાંઠે ખાંડવવનમાં **ઇંદ્રપ્રસ્થમાં** જઇને નવું રાજ્ય સ્થાપન કરો હું અરધું રાજ્ય તમને આપી દઉછું. ભીષ્મ આદિએ પણ કહ્યું કે મહારાજ કહે છે તે યોગ્ય છે. પછી પાંડવો, ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, દ્રોણ અને બીજા સંબંધીઓની આજ્ઞા લેઈ યમુના નદી ઉપર ઇંદ્રપ્રસ્થ (દિલ્લી) માં **શ્રીકૃષ્ણ** સહિત આવ્યા. અહીં તેઓ નિવાસ કરી રહ્યા અને રૂડે પ્રકારે રાજ્યપદ ધારણ કર્યું, સર્વ દેશાંતરમાં યુધિષ્ઠિરની કીર્તિ અત્યંત ચળકી રહી.

## પ્રતિજ્ઞાનું પાલન—અર્જુનનો પ્રવાસ.

પાંડવો ઇંદ્રપ્રસ્થમાં રાજ્ય કરે છે. ત્યાં **નારદમુનિ** યદચ્છાથી આવ્યા. રાજાએ આસન આપી, અર્ધ્ય, પાદ્ય, ઇત્યાદિ વડે પૂજા કરી. ત્યાર પછી **નારદજી**એ કહ્યું કે તમારા પાંચ વચ્ચે એકજ સ્ત્રી છે એ કુસંપ થવાનું કારણ છે. માટે તેમ ન થાય તેની ગોઠવણ કરો. પૂર્વે **હિરણ્યકશિપુના** વંશમાં **સુંદ** અને **ઉપસુંદ** નામના બે સહોદર ભાઇયો ઘણા સ્નેહ સંપથી રહેતા, પણ તેઓ **તિલોત્તમા** નામની અપ્સરાને વાસ્તે કુસંપમાં પડી લડી મુવા હતા. **નારદજી**નાં આવાં વાક્યોથી પાંડવોએ તેની સમક્ષજ એવો ઠરાવ કર્યો કે **દ્રૌપદી** સાથે એક એક વર્ષ અનુક્રમે વારાફરતી રહેવું. પાંચમાંથી એક દ્રૌપદી પાસે બેઠો હોય ત્યાં સુધી બીજાએ ત્યાં જવું કે જોવું નહિ. અને એ ઠરાવ તોડે તેણે બાર વર્ષ સુધી બ્રહ્મચર્ય ધરી વનમાં વસવું. પાંડવોએ કરેલા આ ઠરાવથી, **નારદજી** પ્રસન્ન થઈ, ત્યાંથી ચાલતા થયા. આ ઠરાવથી કદી કુસંપનું કારણ ઉત્પન્ન થતું નહોતું. તેઓ બીજા રાજાઓને શસ્ત્રોથી વશ કરી રાજ્યનો પણ વધારો કરવા લાગ્યા. એક પ્રસંગ એવો

આવ્યો કે એક બ્રાહ્મણની ગાયોને ચોર લોકો લઈ ગયા તે ઉપરથી બ્રાહ્મણ અર્જુનને ત્યાં રડતો રડતો આવ્યો. અર્જુને તેની પાછળ દોડવાની ઉતાવળમાં યુધિષ્ઠિર દ્રૌપદીના મંદિરમાં એકાંત સુતેલા છતાં ગાયોનું રક્ષણ કરવું એ ક્ષત્રિય ધર્મ છે એમ વિચારી ઠરાવ વિરૂદ્ધ ત્યાં જઈ શસ્ત્ર લીધાં, અને ચોર લોકોની પાછળ દોડી, તેમને હાર કરી, ગાયો બ્રાહ્મણને સ્વાધીન કરી. પછી યુધિષ્ઠિર પાસે આવી કહ્યું કે મેં આપણો ઠરાવ તોડયો છે. માટે હું બાર વર્ષ સુધી વનમાં રહી તીર્થાટન કરવાની આજ્ઞા માગુછું. યુધિષ્ઠિરે ઘણી ના કહી ને કહ્યું કે તું મારાથી નાનો છે એટલે પ્રતિજ્ઞા તોડી ન કહેવાય પણ અર્જુન બોલ્યો કે એ વાતનો પ્રથમ ખુલાસો કર્યો નથી તેથી હું મારી પ્રતિજ્ઞા નહી તોડું. એમ કહી તે ઈંદ્રપ્રસ્થથી કેટલાક બ્રાહ્મણ સાથે ચાલી કેટલેક દિવસે અર્જુન હરિદ્વારમાં પોંહોંચ્યા. ત્યાં એક દિવસ સાયંકાળે ગંગામાં સ્નાન કરી જળમાંથી બહાર નિકળતી વખતે કામાતુર થએલી ઉલૂપી નામની નાગકન્યા તેનો હાથ ઝાલી નાગ લોકમાં ખેંચી ગઈ; અને ત્યાં જઈ કહ્યું કે આપનું વ્રતસ્થ સ્વરૂપ જોઈ મારૂં મન વિંધાઈ ગયું છે માટે મને તૃપ્ત કરો. અર્જુને કહ્યું કે મારે બાર વર્ષ સુધી બ્રહ્મચર્યનો નિયમ છે માટે તેમ કેમ બને. ઉલૂપી બોલી કે દ્રૌપદીના સંબંધમાંજ તમને બ્રહ્મચર્ય છે માટે મારો સમાગમ કરવામાં તમને કશો બાધ નથી. જો મારી ઇચ્છા પૂર્ણ નહિ કરો તો હું હમણાંજ પ્રાણત્યાગ કરીશ. હું શરણાગત છું. ઉલૂપીનો અતિ આગ્રહ જોઈ અર્જુન તેની સાથે લગ્ન કરી તેને સંતોષી થોડો કાળ ત્યાં રહ્યા એથી તેને ઈરાવન નામે પુત્ર થયો. પછી ત્યાંથી આવી બદ્રિકેદારનાં દર્શન કરીને હિરણ્યબંધુ તીર્થ કર્યું. પશ્ચિમમાં નૈમિષારણ્ય તપોવનનું વંદન કરી તેણે અંગબંગ આદિ દેશો જોયા. દક્ષિણમાં મહેંદ્ર પર્વત જોઈ સમુદ્ર તીરે મણિપુરનગરમાં ચિત્રવાન રાજાની કન્યા ચિત્રાંગદા તેના પર મોહિત થએલી તેણે તેની સાથે પોતાનાં લગ્ન કરી દેવા પોતાના પિતાને કહ્યું. પિતાએ પુત્રિકા ધર્મનો આશ્રય કરી લગ્ન કર્યાં ને અર્જુન ત્યાં ત્રણ વર્ષ રહ્યા. એ સ્રીથી તેને જે પુત્ર થયો તે બભ્રુવાહન એ નામથી પ્રખ્યાત થયો, એને પાછળથી ચિત્રવાને રાજ્ય સોંપ્યું. અર્જુન ત્યાંથી શિવકાંચી વિષ્ણુકાંચીનાં દર્શન કરીને તે કામ્યક વનમાં આવ્યા. પછી તેણે રામેશ્વરનાં દર્શન કરી હનુમાનના મુખથી રામચરિત્ર સાંભળ્યું. અર્જુને હસીને કહ્યું કે શ્રીરામનું એટલું બધું સામર્થ્ય હતું ત્યારે તેમણે બાણોવતી સેતુ કાં ન બાંધ્યો. હનુમાને કહ્યું કે બાણ તો ભાંગી જાય. અર્જુન બોલ્યો કે હું જો હોત તો બાણનો પુલ બાંધત, હનુમાન કહે બાંધો જોઉં. પછી અર્જુને એક યોજન બાણ સેતુ બાંધ્યો અને કહ્યું કે એ જો ભાંગે તો હું અગ્નિમાં

બળી મરીશ. હનુમાને કહ્યું કે જો હું ન ભાગું તો તમારી ધ્વજાપર બેસી હું તમારે આધીન રહીશ. **હનુમાને** કુદકો મારી સેતુ ભાંગ્યો અને **અર્જુને** લાકડાં એકઠાં કરી સળગાવી તેમાં પ્રવેશ કરવા માંડયો; પણ એટલામાં **શ્રીકૃષ્ણે** બ્રાહ્મણને વેષે, ત્યાં આવી તે સર્વે વાત સાંભળી હનુમાનને કહ્યું કે આ વાતનો કોઇ સાક્ષી નથી માટે ફરીથી **સેતુ** રચાય અને તું ભાગે ત્યારે ખરી વાત મનાય, **અર્જુને** તે બાંધ્યો અને તેની નીચે **શ્રીકૃષ્ણે** છાની રીતે **સુદર્શનચક્ર** મૂક્યું એટલે **હનુમાનથી** તે સેતુ તુટયો નહીં. ત્યારે શ્રી કૃષ્ણે કહ્યું કે હવે તું એની ધ્વજાપર બેસી એને અડીને (ખરે) વખતે સહાય કરજે. એ પછી **અર્જુન પ્રભાસમાં** આવ્યા એ ખબર શ્રીકૃષ્ણને થતાં તેઓ ત્યાં આવ્યા અને ત્યાંથી બન્ને મિત્રો **ગિરિનારપર** થઇ દ્વારકાં આવ્યા. **શ્રીકૃષ્ણે** ફૈઈના દીકરા જાણી અતિ ઘણી સ્વાગતા કરી.

## અર્જુને કરેલ સુભદ્રા હરણ.

એકવાર **રૈવતક** પર્વતને વિષે મંડપ બાંધી **શ્રીકૃષ્ણ**, સૌ રાજ્યવંશીઓને બોલાવી સુંદર ભોજન કરાવી કુટુંબ લહાવો લેતા હતા, એ પ્રસંગમાં **શ્રીકૃષ્ણ** તથા **અર્જુન** એ બે મિત્રો ફરતા ફરતા જ્યાં રાણીઓનો ઉતારો હતો ત્યાં જઇ પહોંચ્યા. **અર્જુન** કામાતુરપણાથી સુંદર સ્વરૂપવાળી **સુભદ્રાની** સામા એકી દૃષ્ટિએ જોયા કરે છે એ દેખી **શ્રીકૃષ્ણ** તેના મનનો અભિપ્રાય જાણી હસતા થકા પુછ્યું કે તમે તીર્થવાસીને વેષે છતાં સ્ત્રીઓ ઉપર દૃષ્ટિ કેમ કરો છો ! **અર્જુન** બોલ્યા કે ઉત્તમ સૌંદર્ય એકાએક જોવામાં આવે તો કોણ મોહ નહિ પામે, મારાથી અજાણતાં જોવાયું હશે. એમ કહી ચાલવા માંડયું, પણ શ્રીકૃષ્ણે તેનો હાથ પકડી કહ્યું કે એ મારી બેન છે. તમારી ઇચ્છા હોય તો મારા પિતાને કહી તમારી સાથે પરણાવું. કામવશ **થએલ** **અર્જુન** બોલ્યા કે, આ રૂપે કરી પરિપૂર્ણ એવી તમારી બેનનો જે પતિ થાય તેના જેવો ભાગ્યશાળી કોણ, શ્રીકૃષ્ણે કહ્યું કે મારા મોટા ભાઇનો વિચાર **દુર્યોધનને** આપવાનો છે, પણ હું મારા પિતાની સંમતીથી તમનેજ અપાવીશ. **શ્રીકૃષ્ણે** તેમ કહી અર્જુનને કહ્યું કે તમે મારા રથમાં બેસીને જાઓ અને **સુભદ્રા** વાટમાં મળશે તેને લેઈ **બળરામને** જાણ થાય તેની અગાઉ ઇંદ્રપ્રસ્થ જઇ પોંહોંચજો. અર્જુને તેમ કર્યું, તેથી કોલાહલ થતાં જ્યાં **વસુદેવ, શ્રીકૃષ્ણ** અને બળરામ હતા ત્યાં લોકો આવી બોલ્યા કે **અર્જુન** **સુભદ્રાને** હરી ગયા એ સાંભળી **બળરામે** ક્રોધે ભરાઇ **સેવકોને** આજ્ઞા આપી કે અશ્વ સજ કરો. પણ શ્રીકૃષ્ણે કંઇજ ચંચળતા ન દેખાડી ત્યારે તેણે રોષમાં કહ્યું કે હે અચ્યુત **શ્રીકૃષ્ણ**! એ કામ તમેજ કરાવ્યું છે. પણ મને પૂછયા વિના તમારે તેમ કરવું ઘટિત નહોતું, પણ હવે વિષયોમાં

લંપટ **અર્જુનનું** મૃત્યુ આવ્યું છે, હમણાં હું તેને પકડી પાડીશ અને તેને ને તેના સગાને વાઢી નાખીશ. એણે મારા મસ્તક ઉપર પગ મુક્યા સરખું કર્યું છે, **શ્રીકૃષ્ણ** બોલ્યા કે ભાઈ આટલા આકરા કેમ થાઓ છો? **અર્જુન** શ્રેષ્ઠ ગુણોથી યુક્ત અને આપણા સગા છે તથા તેનું કુળ પણ ઉંચું છે વળી **સુભદ્રાને** પાછી લાવશું તો પછી તેની સાથે લગ્ન કોણ કરશે? માટે હવે **અર્જુન** સુભદ્રાને. પ્રીતીપૂર્વક અહિં બોલાવી ધામધુમે સાથે વિધિથી પરણાવીએ. **બળરામ** બોલ્યા તમને તેમ સંતોષ છે તો તમારી ઇચ્છામાં આવે તેમ કરો.

**અર્જુન** સુભદ્રાને પાછાં **દ્વારકાં** બોલાવી મોટા વૈભવે સાથે પરણાવ્યાં. પછી **અર્જુન** એક વર્ષ દ્વારકાંમાં રહ્યા, બાર વર્ષમાં જે દિવસો બાકી હતા, તે પુષ્કર ક્ષેત્રમાં ગાળી ઇંદ્રપ્રસ્થમાં આવ્યાને ભાઇને ભેટયા. અને સુભદ્રાને દ્રૌપદીએ હેતથી છાતી સાથે દાબી બેન કરી માની, એ પછી કેટલેક મહિને **સુભદ્રાને** પુરૂષોમાં શ્રેષ્ઠ એવો **અભિમન્યુ** નામનો પુત્ર આવ્યો જેનું જીવન ઘણું અલ્પ અને કીર્તિવંત હતું. **સોમદેવ** જેણે પોતાના પુત્ર **વારચસને** સોળ વર્ષ પર્યંતજ સ્વર્ગ તજી જવાની અને કુરૂક્ષેત્રના યુદ્ધમાં લડવાની અને લડીને ફરી પોતાની પાસે આવવાની આજ્ઞા આપી હતી તેજ આ અભિમન્યુ હતો. અને **દ્રૌપદીને** પ્રત્યેક વર્ષે એકેકો પુત્ર થયો—ધર્મથી **પ્રતિવિન્ધ્ય**, ભીમથી **શૃતસોમ**, અર્જુનથી **શૃતકર્મા**, નકુલથી **શતાનિક**, અને સહદેવથી **શૃતસેન** એમ પાંચ પુત્રો આવ્યા, અને તેને જાત કર્મ વિગેરે સઘળી ક્રિયા ધૌમ્ય મુનિએ કર્યા પછી અર્જુને શસ્ત્ર અસ્ત્રનો અભ્યાસ કરાવ્યો.

**ઇંદ્રપ્રસ્થમાં** પાંડવો ધર્મ રાજ્ય કરતા અને પ્રજા જન સર્વે અત્યંત સુખી હતાં પાંડવો બીજા રાજાઓની સાથે યુદ્ધ કરી હરાવી તેનું દ્રવ્ય ભંડારમાં ભરતા, વળી કેટલાએક રાજા તો યુધિષ્ઠિરને મિત્ર રાખવાને આતુર હતા, તેથી તેઓ પોતાની પ્રસન્નતાથી ભેટો મોકલી દેતા હતા. પાંડવોએ ધૃતરાષ્ટ્ર અને ભીષ્મની આજ્ઞાથી ઘણા ઘણા રાજાઓને વશ્ય કરવામાં માત્ર વિવેકજ વાપર્યો હતો. અને તેથી તેની રાજનીતિ રામચંદ્રના રાજ્યની પેઠે ચળકી રહી હતી. એના રાજ્યથી સર્વ લોકોને ઘણો સંતોષ થયો હતો, અને તેઓ પ્રજાનું પ્રેમ પુર્વક લાલન પાલન કરતા હતા.

## ખાંડવ વનનો દાહ અને મયદાનવનો બચાવ.

એક સમયે ઉષ્ણ કાળમાં શ્રી કૃષ્ણ અને અર્જુન બન્ને પોતાના સ્નેહિઓ અને સ્ત્રીઓ સહિત **યમુનાના** તટપર વિહાર કરવા ગયા. ત્યાંથી તે બન્ને મિત્રો ખાંડવ વનમાં મૃગયા રમવા જતા હતા તેટલામાં તાડના ઝાડ સરખા ઉંચા, સોના સરખી કાંતિવાળા, પીંગળી દાઢી મૂછવાળા, ઉગતા

સૂર્ય જેવા મહા તેજસ્વી એક બ્રાહ્મણને વેષે **અગ્નિએ** આવી કહ્યું કે મને **ખાંડવ** વનની વનસ્પતિ ભક્ષણ કરાવો કે મારો રોગ જાય. **શ્વેતકેતુ** રાજાએ સો વર્ષ અહો રાત્ર અખંડ યજ્ઞ કર્યા છે અને નિરંતર ઘી હોમ્યા કર્યું તેથી મને અજીર્ણ થયું છે. અને મારો રંગ પીળો થઈ ગયો છે. મને રોગ ઉત્પન્ન થતાં, મેં **બ્રહ્માને** નિવેદન કર્યું, બ્રહ્માએ આજ્ઞા કરી કે **ખાંડવ** વનની વનસ્પતિ ભક્ષણ કર્યાથી તારો રોગ મટશે. **બ્રહ્માની** સલાહથી હું **ખાંડવ** વન બાળવા ગયો પણ તે વન **ઈંદ્રનું** છે ને ત્યાં તેનો મિત્ર **તક્ષક** સપરિવાર રહે છે તેથી મારાથી ત્યાં જવાતું નથી. વળી તેના રક્ષણને વાસ્તે ઈંદ્રે વરસાદ વરસાવી મને હારી નાખે છે. એથી નિરાશ થઈને હું તમારો આશ્રય લેવા આવ્યો છું. અર્જુને કહ્યું કે આ કામમાં મારે ઈંદ્ર સાથે યુદ્ધ કરવું પડશે. મારી પાસે અસ્ત્ર ઘણાં છે પણ વાયુ સરખા વેગવાળા ઘોડાનો રથ અને ધનુષ નથી. અગ્નિએ વરૂણનું ચિંતવન કરી **યમુનામાં** ડુબકી મારી **પાતાળમાં** જઈ **વરૂણ** પાસેથી **ગાંડીવ** ચાપ અક્ષય ભાથા અને જેની ધ્વજામાં હનુમાન રહે છે એવો ચાર ઘોડાવાળો વિજય રથ એ લઈ આવી અર્જુનને આપ્યાં. રથપર બેસી અર્જુન અને **શ્રી કૃષ્ણ** ખાંડવ વનમાં ગયા. અગ્નીએ પોતાનું તેજોમયરૂપ પ્રકાશી વનનું ભક્ષણ કરવા માંડ્યું એટલે **ઈંદ્રે**, દૈત્ય રાક્ષસ, ગંધર્વ આદિને મોકલ્યા. તે સહુનો અર્જુને સંહાર કર્યો. અર્જુનનું તથા **શ્રી કૃષ્ણનું** અદ્ભુત પરાક્રમ જોઈ, ઈંદ્ર પ્રસન્ન થયા; ઈંદ્રને આકાશ વાણી થઈ કે "હે **ઈંદ્ર** તમારો મિત્ર **તક્ષક** નાગ કુરૂક્ષેત્રમાં ગયો છે, તેથી હમણાં આ વનમાં નથી. શ્રી કૃષ્ણ તથા અર્જુન કોઈથી છતાય તેમ નથી. માટે તમે પાછા **સ્વર્ગમાં** જાઓ" આ પ્રમાણે આકાશ વાણી થતાં, ઈંદ્ર સઘળા દેવતાઓ સહિત આવી **શ્રી કૃષ્ણ** અર્જુનનું સ્તવન કર્યું. **અગ્નિ** અત્યંત પ્રદિપ્ત થઈ સારંગ પક્ષીના ચાર પુત્રને છોડી વન બાળવા લાગ્યો, તેથી દૈત્યોનો મોટો કારીગર **મયદાનવ** ( અસુર ) અગ્નિના તથા શ્રી કૃષ્ણ અને અર્જુનના **જોવામાં** આવ્યો. અગ્નિએ **મયદાનવનું** ભક્ષણ કરવાની પ્રાર્થના કરતાં તેઓને મારવા શ્રીકૃષ્ણે ચક્ર ફેરવવા માંડ્યું તેવખતે " હે અર્જુન ! મારી રક્ષા કરો " એવો **મયદાનવે** પોકાર કર્યો; અર્જુને શરણાગતને અભય વચન આપ્યું, અને શ્રી કૃષ્ણે પણ તેને છોડી મેલ્યો, **અગ્નિએ** પંદર દિવસ સુધી ખાંડવ વન બાળ્યા કર્યું અને છ પ્રાણીઓ તેમાંથી બચ્યાં. ઈંદ્રે પોતાના પુત્રનું કૌશલ્ય અને હિમ્મત જોઈ પ્રસન્ન થઈ વરદાન માગવાનું કહેતાં અર્જુને સઘળાં અસ્ત્ર માગ્યાં. ઈંદ્રે કહ્યું કે "**મહાદેવ** તમને પ્રસન્ન થશે ત્યારે મારાં સઘળાં અસ્ત્ર આપીશ. **શ્રી કૃષ્ણે** તો અર્જુન સાથે અવિચલ પ્રેમ રહેવાનુંજ માગ્યું. અને પછી **શ્રી કૃષ્ણ**, અર્જુન તથા મયદાનવ ( અસુર ) એઓ યમુનાજીને કિનારે આવ્યા.

# સભા પર્વ ૨ જું.

## મયદાનવની કુશલતા—અલૌકિક સભા મંડપ.

**યમુનાને** કિનારે મયદાનવે અર્જુનને હાથ જોડી કહ્યું કે આપે **શ્રી કૃષ્ણના** ચક્રથી અને અગ્નિથી મારી જીંદગી બચાવી રક્ષા કરી માટે હું આપનું શું કામ કરી આપું ? અર્જુને કહ્યું કે મારાથી કશું કામ કરાવી શકાય નહિ, તો પણ તમારી ઇચ્છાજ હોય તો **શ્રી કૃષ્ણનું** કાંઈ કામ કરી આપો. મયદાનવની પ્રાર્થનાથી **શ્રી કૃષ્ણે** વિચાર કરી કહ્યું કે તું શિલ્પશાસ્ત્રીઓમાં શ્રેષ્ઠ છે અને દૈત્યોનો મોટો કારીગર છે, માટે **યુધિષ્ઠિરને** વાસ્તે એક એવી ભવ્ય **સભા** કરી આપ કે જે મનુષ્ય લોકમાં તો ક્યાંય હોયજ નહિ, અને જેમાં દેવ, ગંધર્વ, અસુર તથા મનુષ્ય વગેરે સર્વ લોકોની મનોવૃત્તિઓનો આબેહુબ ચિતાર જોવામાં આવે. મયદાનવે ખુશીથી તે કામ કરી દેવા કબુલ કર્યું. પછી ઇંદ્રપ્રસ્થમાં આવી બન્ને જણાએ શિલ્પશાસ્ત્રી મયદાનવનો યુધિષ્ઠિર સાથે સમાગમ કરાવ્યો. યુધિષ્ઠિરે મયદાનવનો સારો સત્કાર કર્યો, અને શુભ દિવસે સભાનું ખાંત મુહુર્ત કરી પાયો નાખ્યો. ફરતી દશ હજાર હાથ જમીનમાં દોરી છંટાવી. સભાનું કામ શરૂ થયા પછી શ્રી કૃષ્ણ દ્વારકાં ગયા. શ્રીકૃષ્ણ સાક્ષાત ઈશ્વર હતા તો પણ તે પોતાના વડીલો તરફ પૂર્ણ ભક્તિભાવ બતાવતા તથા સ્વેચ્છાથી પ્રસંગે બ્રાહ્મણોના પણ પગ ધોતા હતા.

**મયદાનવે** અર્જુનને કહ્યું કે "કૈલાસ પર્વતના ઉત્તર પ્રદેશમાં **મૈનાક** પર્વતની પાસે બિંદુસર સરોવરના કિનારા ઉપર **વૃષપર્વા** દૈત્યોના રાજાએ યજ્ઞ કર્યા હતા ત્યાં એક સભા છે તેમાં મેં સઘળી જાતના મણિના ચૂર્ણોના રંગો તૈયાર કરીને રાખી મૂકેલા છે તે રંગો લેવા સારૂ હું જાઉં છું; ત્યાં લાખ ગદાનું કામ સારે એવી દૈત્યોના રાજાની એક મોટી **ગદા** છે તે ભીમસેન સારૂ લેતો આવીશ. અને વરૂણદેવનો સૌથી શ્રેષ્ઠ **દેવદત્ત** નામનો મોટો **શંખ** છે તે તમારે વાસ્તે લેતો આવીશ" એમ કહી **મયદાનવ** તે વસ્તુઓ લેવા ગયો અને થોડાજ કાળમાં તે વસ્તુઓ લઈને પાછો આવ્યો, પછી યુધિષ્ઠિર વાસ્તે, રત્નોના કિલ્લાવાળી, અત્યંત વિચિત્રતા વાળી, સૂર્ય કરતાં પણ વિશેષ પ્રકાશવાળી અને મનુષ્ય લોકમાં સર્વોત્તમ ગણાય તેવી રમણીય સભા બનાવી. એમાં સ્ફટિકનાં પગથિયાં વાળો, માણિક્યનાં કમળ વાળો, ઇંદ્રનીલ મણિથી બાંધેલો અને અત્યંત જળથી ભરપૂર હોવાને લીધે, જેનું જળ સપાટ ધરતી જેવુંજ દેખાય એવો એક સુંદર જળાશય બનાવ્યો કે જે જોઈને જોનારને વ્યામોહ થયા વિના રહેજ નહિ. ચારે દિશાએ ઋતુ ઋતુનાં ફળફુલથી ભરેલા બાગ બનાવ્યા. વળી તેમાં એવી યુક્તિ વાપરી કે તે જ્યાં લઈ

જતો હોય ત્યાં છુચકી લઇ જવાય. સવાચૌદ માસમાં મંડપ સંપૂર્ણ થયો પછી તે ધર્મને ભેટ કર્યો. યુધિષ્ઠિરે મોટી ધામધુમથી વાસ્તુ કરી, તેમાં પ્રવેશ કર્યો. એ જોવાને ઘણા દેશોમાંથી ઋષિઓ અને રાજાઓ એકઠા થયા અને યુધિષ્ઠિરની સેવા કરવા લાગ્યા.

## નારદે સુચવેલી સર્વમાન્ય રાજ્યનીતિ,

એક દિવસ પાંડવો તથા બીજા ઘણાક મહાત્મા લોકો તે સભામાં બેઠા હતા ત્યાં મહામુનિ **નારદજી** પધાર્યા; તેને ધર્મે સિંહાસને બેસાડી પૂજ્યા. નારદજીએ યુધિષ્ઠિરને પૂછ્યું કે તમે ધર્મ અર્થ અને કામ એ ત્રણ પુરૂષાર્થનું યોગ્ય રીતે સેવન કરો છો? તમારા સર્વ મંત્રિઓ વ્યસન વગરના, વિદ્વાન અને રાજ્યભક્ત છે? તમે શયન કરવાનો તથા જાગૃત થવાનો વખત નિયમિત રાખ્યો છે? સઘળા કારભારિઓને નિર્ભયપણે નહિ રાખવા જોઇએ અને સભય પણ નહિ રાખવા જોઇએ તે પ્રમાણે તમે તેમની સાથે વર્તો છો? તમારા રાજકુમારો તથા યોદ્ધાઓ સર્વદા શસ્ત્ર વિદ્યામાં તત્પર રહે એવી ગોઠવણ રાખી છે? તમે તમારા સારા મંત્રીઓસાથે કરી રાખેલા વિચાર તેનું ફળ થતાં સુધી બીજા લોકોથી ગુપ્ત રાખો છો? ધર્મશાસ્ત્ર જાણનારાની સંમતિથી ન્યાયનું કામ ચલાવો છો? હજારો મૂર્ખોને બદલે એક પંડિતને રાખવાનું ધોરણ રાખો છો? તમારા સઘળા કિલાઓ, ધન, ધાન્ય, જળ, આયુધ, યોદ્ધા અને મંત્રથી ભરપૂર રાખો છો? સારા સારા શાસ્ત્રીઓ, જ્યોતિર્વેત્તાઓ તથા વૈદ્યોને મોટા માનસહિત રાખો છો? મંત્રીઓ પ્રજાને કોઇ પણ પ્રકારે લૂટી ખાય નહિ તથા ઉગ્ર દંડથી દંડે નહિ તેનો તપાસ રાખો છો? સેનાવાળાઓનો પગાર ચડાવી ન દેતાં વખતસર આપો છો? સઘળા યોદ્ધા તમારે વાસ્તે પોતાનાં પ્રાણ આપે એવા વફાદાર છે? જેઓ તમારે વાસ્તે મુવા કે કષ્ટ પામ્યા હોય તેમનાં બાળ બચ્ચાંનું યોગ્ય રીતે પોષણ કરો છો? શરણે આવેલાનું પુત્રની પેઠે પાલન કરો છો? જે કોઈ તમારી ઉપરના પ્રેમને લીધે મોટું કામ કરી આવે તેની યોગ્ય કદર કરો છો? મદ્યપાન, સ્ત્રી લંપટપણું, મૃગયા કે બીજી રમત ગમ્મતમાં અનાસક્તિ રાખો છો? તમારી ખાવા પીવાની કે સ્પર્શ કરવાની કે સુંઘવાની વસ્તુનું તમારા વિશ્વાસપાત્ર સેવકો બરાબર રક્ષણ કરે છે? ખજાનો, કોઠાર, વાહનો, આયુદ્ધ, ઉપજ અને ખર્ચ એ બધાંનો બરાબર હિસાબ રાખવામાં આવે છે? જ્ઞાતિઓનો, વૃદ્ધોનો, વેપારીઓનો અને આશ્રિતોનો, સર્વદા યોગ્ય રીતે સત્કાર કરો છો? નિર્ધન લોકોને ધન ધાન્ય આપી તેમનાં કષ્ટ કાપો છો? સારા નોકરોને તેમના અધિકાર ઉપરથી ભ્રષ્ટ તો નથી કરતા? દેશમાં વર્ષાદ ન થાય તો પણ ધાન્યની તંગી ન થાય એવી ગોઠવણ, તળાવ અને નહેરથી કરો છો? ખેડુતો

કરજદાર ન થઈ જાય અને થઈ ગયા હોય તો પણ તેઓને બીજની, ખાવાની તથા ખેડના ઓજારોની અડચણ ન આવે તેની તજવીજ રાખો છો ? મહાલોને શહેર જેવા, ગામડાંને મહાલો જેવા અને નહેરોને ગામડાં જેવાં રાખો છો ? દેશમાં લુટફાટ ન થાય તેને માટે ચોકી પહેરાનો પૂરતો બંદોબસ્ત રાખો છો ? સ્ત્રીઓનું સારી રીતે રક્ષણ કરવું પણ તેમની વાતપર વિશ્વાસ ન રાખવો, તથા તેમની પાસે ગુહ્ય વાત ન કરવી એ વાત ધ્યાનમાં રાખો છો ? કોઈ ભુંડી વાત સાંભળ્યા છતાં પણ અંતઃપુરમાં જઈ સુઈ રહેવાની ટેવ તો નથી રાખી ? તમારા શરીરનું રક્ષણ કરવા વાસ્તે ખુલ્લી તરવારવાળા યોદ્ધાઓ તમારી આસપાસ રાખો છો? શરીરના ઉપદ્રવને યોગ્ય ઔષધથી અને મનના ઉપદ્રવને મહાત્માની સેવાથી શાંત કરો છો ? તમારા તાબાના રાજાઓમાં પરસ્પર ગડબડ ન ઉઠે એવી ગોઠવણ રાખી છે ? અપરાધી છુટી ન જાય અને નિરપરાધી ફસાઇ પડી સપડાય નહિ એવી યુક્તિ રાખી છે ? નિદ્રા, આલસ્ય, દીર્ઘસૂત્રપણું, સ્વચ્છંદપણું અને નીચ પુરૂષનો સમાગમ એટલી વસ્તુથી દૂર રહો છો ?

**નારદજીનાં** પ્રશ્નો સાંભળી યુધિષ્ઠિર બોલ્યા કે આપના કહ્યા પ્રમાણે ચાલવું એતો મહાત્મા રાજાથી બની શકે પણ હું મારાથી બને તેટલું કરૂં છું. આપે શિખામણ આપી મારી બુદ્ધિ વધારી તો હવેથી હું ચાલતી પદ્ધતિમાં પણ વિશેષ સંભાળ રાખીને જેમ તમે કહ્યું તેમ વર્તીશ.

હિંદુ શિક્ષણ મુજબ રાજા પ્રજા ઉપર સર્વોત્કૃષ્ટ સત્તા ધરાવે છે, તેના ઉપર ઘણી ભારે ફરજો અને જવાબદારી રહેલી છે અને તેને ઘણોજ પરિશ્રમ વેઠીને નિરંતર ઉદ્યમ કરવાની જરૂર છે. જો રાજા ભલો હોય તો પ્રજા સુખી થાય છે અને રાજ્યની આબાદી અને કલ્યાણને માટે તે જવાબદાર છે. આગલ ઉપર રાજાના ધર્મ વિશે **ભીષ્મને** કહેતાં આપણે સાંભળીશું કે હે મહારાજા, નિદ્રા, આલસ્ય, ભય, ક્રોધ, મનની અદઢતા, હરકાંઈ કામમાં વિલંબ કરવો, એ છ અનર્થોનો તમે ત્યાગ કર્યો છે ?

પછી યુધિષ્ઠિરે નારદજીને પોતાની નવી સભાના સર્વ ભાગ બતાવ્યા જે જોઈ નારદજી બોલ્યા કે મનુષ્ય લોકમાં તો આવી સભા મારા જોવામાં આવી નથી પણ દેવલોકમાં ચાર લોકપાળ તથા પાંચમી બ્રહ્માની દિવ્ય સભાઓ જોઇ હતી, તેમાંની કેટલીકનું વર્ણન કરી કહ્યું કે હમણાં હું ધર્મ રાજાની સભામાંથી આવું છું ત્યાં તમારા પિતા **પાંડુએ** તમને કહેવરાવ્યું છે કે **હરિશ્ચંદ્ર** રાજા **રાજસૂય** યજ્ઞ કરવાના પ્રભાવથી **ઇંદ્રની** પાસે અપૂર્વ સુખભોગવે છે, એ ઉપરથી તમારા પિતાએ પોતને પણ ઇંદ્ર લોકની પ્રાપ્તિને માટે તમને **રાજસૂય** યજ્ઞ કરવાની ભલામણ કરવાનું મને કહ્યું છે.

જો તમે રાજસૂય યજ્ઞ કરશો તો તમને તથા તમારા પિતા વગેરે પૂર્વજોને પણ ઇંદ્રલોકની પ્રાપ્તિ થશે. પરંતુ એ યજ્ઞમાં ઘણાં વિઘ્ન પડવાનો સંભવ છે આમ કહી જે જે વિઘ્નો રાજસૂય યજ્ઞમાં નડે છે તેને માટે સૂચના આપી તથા યુદ્ધથી મોટો ક્ષય થવાનો સંભવ છે માટે બહુજ વિચારીને કરવાનું છે. એમ જણાવી હવે હું રજા લઉછું એમ કહી મહામુનિ **નારદજી** ગયા.

**ભીમ અને જરાસંધ.**

મહામુનિ નારદજીના ઉપદેશથી યુધિષ્ટિરનું ચિત્ત **રાજસૂય યજ્ઞ**માં પરોવાયું. તેમણે ભાઇઓ અને મંત્રીઓની સંમતિથી શ્રીકૃષ્ણને ઉતાવળથી તેડાવ્યા. શ્રીકૃષ્ણ પોતાના સખાની વિનંતિથી તરત આવી કહ્યું કે યજ્ઞ કરવામાં એક મોટું વિઘ્ન છે. સર્વે રાજાઓએ મળી **જરાસંધને** સર્વોપરિ રાજા ઠરાવ્યો છે. વળી **શિશુપાળ** તેનો સેનાપતિ થયો છે; અને **ભગદત્ત, મિથ્યા વાસુદેવ, ભીષ્મક** તથા **શાલ્વ** આદિ બીજા રાજાઓ તેના પક્ષમાં છે જરાસંધે લડવા તૈયાર થયેલા કેટલાક રાજાને કેદ કરી રાખ્યા છે. હજુ તે જરાસંધને જીતવો બાકી છે, માટે તે જીતાયા પછી યજ્ઞ કરવો. માટે મારી સલાહ એવી છે કે કોઈ પણ પ્રકારે તેની સાથે જાતે યુદ્ધ કરવાનું માગી લઈ તેને મારવો. હું ભીમ અને અર્જુન એ ત્રણે તેને રૂબરૂ મળીને યુદ્ધની માગણી કરશું, તો તે ભીમ સાથે યુદ્ધ કરશે, અને ભીમ તેને મારશે. પછી શ્રીકૃષ્ણ ભીમ તથા અર્જુન એઓ ત્રણે જણે બ્રાહ્મણના વેષે મગધ દેશમાં ગિરિવ્રજ નામના નગરમાં **જરાસંધ** પાસે જઈ યાચના કરી કે અમો દૂર દેશના બ્રાહ્મણ છીએ. અને તમારી પાસે કંઇ માગવા આવ્યા છૈયે તે આપો. એમ કહી હરિશ્ચંદ્રાદિ દાનેશ્વર રાજાઓના દાખલા આપ્યા. રાજાએ કહ્યું કે તમારૂં ખરૂં નામ અને માગણી પણ જણાવો. પછી કેશવે ત્રણેનાં નામ જણાવી કહ્યું કે ત્રણમાંથી એક સાથે મલયુદ્ધ કરો, અથવા રૂદ્ર યજ્ઞમાં માણસોનો ભાગ આપવા જે વિચાર કરેલ છે તેવા કેદ કરેલા રાજાઓને છોડી મેલો એ અમારી માગણી છે. અભિમાની જરાસંધે, કહ્યું કે તમે મારાથી ભય પામી દ્વારકાં નાશી ગયા હતા તેથી તમારી જોડે લડતાં મને લાજ આવે છે અને અર્જુન તો બાળક છે માટે હું ભીમ સાથે યુદ્ધ કરીશ. પ્હેલાં કૃપા કરી મારે ત્યાં ભોજન કરો. શ્રીકૃષ્ણાદિએ ભોજન કર્યું અને પછી ગામ બહાર અખાડામાં તેડી જઇ જરાસંધે ભીમ જોડે યુદ્ધ આરંભ્યું. દ્વંદ યુદ્ધ ચોદ દહાડા ચાલ્યું. અને એક વેળા રાત્રિએ જરાસંધ થાકીને હઠતો જોવામાં આવતાં ભીમને ચેતવવા માટે ડાહાઇથી શ્રીકૃષ્ણે ભીમને કહ્યું કે હે ભીમ? થાકેલા શત્રુને બહુ દબાવવો ન જોઇએ, આ સંકેતથી ભીમે જરાસંધને ઉપાડી ફેરવી ધરતીપર પછાડયો, અને એ ગોઠણ વતી તેની પીઠ બાં-

ગી નાખી, અને એક પગ હાથમાં ઝાલી બીજો પગ પોતાના પગથી દબાવી, તેના શરીરના ગુદાથી બે ઉભા ચીરા કરી તેના બે ભાગ અવળા સવળા ફેંકી નાખ્યા, ત્યાર પછી તેઓ ત્રણેએ જરાસંધના રથમાં બેસી કેદખાના આગળ આવી વીસ હજાર આઠસો રાજાઓને કેદથી છુટા કર્યા. ત્યાંથી મુક્ત થએલા સર્વ રાજાઓએ કહ્યું કે "તમોએ અમોને જીવિતદાન આપ્યું માટે જેમ કહો તેમ કરવા તૈયાર છીએ" શ્રીકૃષ્ણે કહ્યું કે "યુધિષ્ટિર રાજા રાજસૂય યજ્ઞ કરવાના છે. તે કામમાં તમારે તેમને સહાયતા આપવી, રાજાઓ આજ્ઞા માથે ચડાવી શ્રીકૃષ્ણનું પુજન કરી પોતપોતના દેશમાં આવ્યા. પછી યજ્ઞ પ્રસંગમાં ગયા. શ્રીકૃષ્ણ ભીમ અને અર્જુને પણ જરાસંધના પુત્ર સહદેવને તેના પિતાનું રાજ્ય સોંપી તેને સાથે તેડી ઘણાં રત્નો સહિત ઈંદ્રપ્રસ્થમાં આવી યુધિષ્ટિરને સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું.

## દિગ્વિજય-શ્રીકૃષ્ણની કૃપા.

ત્યારબાદ યુધિષ્ટિર રાજાએ યોગ્ય મુહૂર્તમાં સ્વસ્તિ વાચન વગેરે ક્રિયા કરાવી: **અર્જુનને** ઉત્તરમાં, **ભીમને** પૂર્વમાં, **સહદેવને** દક્ષિણમાં અને **નકુલને** પશ્ચિમમાં એવી રીતે ચારે ભાઇઓને સૈન્ય આપીને **દિગ્વિજય** કરવા સારૂ મોકલ્યા. અર્જુને **ભગદત્ત** વગેરે કેટલાક રાજાને યુદ્ધ કરી નમાવ્યા, અને કેટલાક તો યુદ્ધ કર્યા વિનાજ નમ્યા. ભીમે પૂર્વ દિશામાં **સુધર્મા** તથા **બૃહદ્બલ** આદિ રાજાઓને વશ્ય કર્યા. **શિશુપાલ** આદિ રાજાઓ તો સ્નેહથીજ વશ્ય થયા. સહદેવે દક્ષિણમાં **દંતવક્ત્ર** તથા **નીલ** આદિ રાજાઓને તાબે કર્યા. અને કેટલાક શરણે આવ્યા. તેજ પ્રમાણે **નકુલે** પશ્ચિમમાં જય મેળવ્યો. એ પ્રમાણે ચારે ભાઇઓ દિગ્વિજય કરી ઘણા રત્નો આદિ દ્રવ્ય અને ઘોડા લઈ થોડાજ સમયમાં ઇંદ્રપ્રસ્થમાં આવ્યા, તેથી જ્યેષ્ટ બંધુ યુધિષ્ટિર બહુ પ્રસન્ન થયા. એવી રીતે ધન ધાન્ય વગેરે સાધનો પ્રાપ્ત થએલાં જોઈ, યુધિષ્ટિર રાજાયે **રાજસૂય** યજ્ઞ કરવાની તૈયારી કરવા માંડી તથા સર્વ સબંધીઓને અને સર્વ દેશના નૃપતિઓને નિમંત્રણ મોકલ્યું. આ યજ્ઞમાં શ્રીકૃષ્ણ ઘણું ઘણું ધન તથા ઘણા યાદવોને સાથે તેડી પધાર્યા. યુધિષ્ટિરે બહુ માનથી તેમને ઘરમાં પધરાવી પોતાનો મનોરથ શ્રીકૃષ્ણની કૃપાથીજ સિદ્ધ થયો એમ માન્યું પછી સભામાં શ્રીકૃષ્ણને કહ્યું કે "આપની કૃપાથી સઘળી પૃથ્વી મારે વશ્ય થઇ છે. મારા ભંડારમાં ધન પણ ઘણુંજ એકઠું થયું છે, હવે એ ધન બ્રાહ્મણોના, યજ્ઞના અને અગ્નિના ઉપયોગમાં આવે એમ મારી ઇચ્છા છે. માટે આપ પોતે દીક્ષા લઇને રાજસૂય યજ્ઞ કરો અથવા મને રજા આપો." શ્રીકૃષ્ણ બોલ્યા કે "મહારાજ? રાજસૂય યજ્ઞ કરવાના મુખ્ય અધિકારી તમે છો, માટે તમેજ દીક્ષા લઇને તે યજ્ઞ કરો. મને તો

આપે તે સંબંધમાં કામકાજ કરવાની આજ્ઞા કરવી તે પ્રમાણે હું કરી આપીશ.

### રાજસૂય યજ્ઞ-શિશુપાલનો વધ.

યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણનો-ઉપકાર માની સહદેવ પાસે યજ્ઞની સઘળી સામગ્રી તૈયાર કરાવી વેદ વ્યાસની આજ્ઞા પ્રમાણે સર્વને બોલાવ્યા. **વેદવ્યાસ** બ્રહ્મા થયા. **સુસામા** નામના મુનિ ઉદ્ગાતા થયા **યાજ્ઞવાલ્ક્ય મુનિ** અધ્વર્યું થયા. **ધૌમ્ય** તથા **પૈલ** મુનિ હોતા થયા એ મુનિઓએ પુણ્યાહવાચન કરી સંકલ્પોના ઉહેલ ગોઠવ્યા. અને શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે **યજ્ઞ ભૂમિનું** પૂજન કર્યું. શિલ્પી લોકોએ તે સ્થળમાં બ્રાહ્મણો તથા સર્વે રાજા વગેરેને રહેવા માટે દેવભુવન જેવાં સુંદર ઘર બનાવ્યાં. પછી યુધિષ્ઠિરે દેશો દેશમાંથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્રોને બોલાવવા વાસ્તે દૂતો મોકલ્યા. યુધિષ્ઠિર દીક્ષા લેવાને પોતાના બાંધવો સહિત યજ્ઞ ભૂમિમાં પધાર્યા. સત્કાર સહિત આવેલા રાજાઓ તથા બ્રાહ્મણો પ્રસંગ પ્રસંગની ઘણી ઘણી વાર્તા કરવા લાગ્યા. ભીષ્મ-દ્રોણ-વિદુર કૃપાચાર્ય-દુર્યોધન વગેરે ભાઇઓ અને મહાભારતમાં ભાગ લેનારા સર્વ વીર પુરૂષો અને બીજા સગાં સ્નેહીઓ પણ રાજી થઇ અનેક રત્નો લઇ ઇંદ્રપ્રસ્થમાં આવ્યા. શકુની-કર્ણ-શલ્ય-બાલ્હિક ( શંતનુનો ભાઈ) સોમદત્ત ( બાલ્હીકનો પુત્ર ) ભૂરિશ્રવા ( સોમદત્તનો પુત્ર ) અશ્વત્થામા, જયદ્રથ ( ધૃતરાષ્ટ્રનો જમાઈ) દ્રુપદ, શાલ્વ રાજા, કામરૂ દેશનો ભગદત્ત, મિશ્યા વાસુદેવ, શિશુપાળ, વિરાટ અને કુંતિભોજ ઇત્યાદિ ઘણા ઘણા આર્ય જાતિના તેમજ મ્લેચ્છ, રાજાઓ, એ યજ્ઞ જોવા, તથા યુધિષ્ઠિરની સભા જોવા આવ્યા. તેઓ સર્વેનો યોગ્ય સત્કાર કરી યુધિષ્ઠિરે ભીષ્મ-દ્રોણ વગેરેની પાસે જઈ વિજ્ઞપ્તિ કરી કે આ યજ્ઞમાં તમોએ મને સહાયતા કરવી. જે કોઇ મારી પાસે ધન છે તેનો યથેષ્ટ ઉપયોગ કરવાની આપને સર્વ પ્રકારે છૂટ છે. એ પ્રમાણે વિજ્ઞપ્તિ કરીને સર્વને યોગ્ય કામની સોંપણી કરી. **દુઃશાસનને** ભક્ષ્ય ભોજ્યના અધિકાર ઉપર રાખ્યો, **અશ્વત્થામાને** સરભરાનું કામ સોંપ્યું, **ભીષ્મ** તથા **દ્રોણને** સર્વ ખાતાની દેખરેખ રાખવાનું કામ સોંપ્યું, **કૃપાચાર્યને** સુવર્ણ તથા રત્નોની પરીક્ષા તથા દક્ષિણા દેવાનું કામ સોંપ્યું, **વિદુરને** સર્વ પ્રકારનું ખર્ચ કરવાનો અધિકાર આપ્યો, **દુર્યોધનને** રાજાઓ તરફથી જે ભેટ આવે તે સંભાળવાનું કામ સોંપ્યું અને **શ્રી કૃષ્ણ** તો ખુશીથીજ બ્રાહ્મણોના ચરણ ધોવાના કામમાં રહ્યા. યુધિષ્ઠિરની યજ્ઞભૂમિ સ્વર્ગભૂમિ જેવી સુંદર દેખાવા લાગી. **દેવતાઓ** બ્રાહ્મણો અને રાજાઓ કદી કોઈ પણ સ્થળે ન થયા હોય તેવા તૃપ્ત થયા. રાજસૂયના અંગરૂપે **સોમયાગ** કરવાનો દિવસ પ્રાપ્ત થતાં વ્યાસ તથા ભીષ્મ આદિ સર્વ માનનીય પાત્રો યજ્ઞની અંતર્વેદીમાં આવ્યા.

ભીષ્મે યુધિષ્ઠિરને કહ્યું કે આ યજ્ઞના વિધિમાં આમ છે કે જે શ્રેષ્ઠ રાજા હોય તેના પ્રથમ અર્ઘ્ય પાદ્ય પૂજા કરવી જોઇએ. આમ કહી **ભીષ્મે શ્રીકૃષ્ણને** બતાવી વળી પણ **યુધિષ્ઠિરને** કહ્યું કે જેમ સર્વ તેજસ્વી પદાર્થોમાં **સૂર્ય** પ્રકાશમાન થઇને શોભે તેમ **શ્રીકૃષ્ણ** આ બધામાં સૂર્યની પેઠે શોભે છે માટે તમે **શ્રીકૃષ્ણની** પ્રથમ પૂજા કરો. એ સાંભળી **યુધિષ્ઠિરે** શ્રીકૃષ્ણની પૂજા કરવા માંડી તે જોઈ ક્રોધથી રાતાં નેત્રવાળો ચેદી રાજા દેશનો **શિશુપાલ** બોલી ઉઠયો કે હે યુધિષ્ઠિર! કેવળ સ્વાર્થને લીધેજ તમે શ્રીકૃષ્ણની પૂજા કરી તે યોગ્ય કર્યું નથી. વયને માન આપો તો **વસુદેવને** અર્ઘ્ય આપો, મોટું રાજ્ય જુવો તો **દ્રુપદને,** ઉંચા મનના તરુણને જુઓ તો **દુર્યોધનને,** મોટા ગુરૂને જુઓ તો **દ્રોણાચાર્યને** અને તપસ્વી ઋષિને જુઓ તો **વ્યાસજીને** માન આપો. પણ ધિક્કાર છે આ સભાને કે કૃષ્ણ બ્રાહ્મણ નથી, આચાર્ય નથી તેમ રાજા પણ નથી, એટલું છતાં પોતાના રાજાનો ઘાત કરનાર તે ગોવાળીયાને માન આપો છો એ સ્વાર્થ વિના બીજું શું કહેવાય? ( **શિશુપાળની** સાથે રૂક્મિણીનાં લગ્ન થવાનાં હતાં અને એ જાન લઇને આવતો હતો, પણ તેટલામાં **શ્રીકૃષ્ણ** તેને હરી ગયા હતા. ) **ભીષ્મ** અને **યુધિષ્ઠિર** આદિએ તેને બહુ સમજાવ્યો પણ તે દુર્વચનો બોલી ખડ્ગ કહાડી કહેવા લાગ્યો કે હમણાં હું સૌને કાપી નાખું છઉં. પછી તેણે યજ્ઞનો ભંગ કરવા સર્વ રાજાઓને ઉશ્કેર્યા અને રાજાઓ પણ વેગમાં વિરૂદ્ધ વાતો કરવા લાગ્યા. **શિશુપાળે** ભીષ્મને અને **શ્રીકૃષ્ણને** ગાળો દેવા માંડી અને સભામાં કોલાહલ થઈ રહ્યો. શ્રીકૃષ્ણ બોલ્યા કે એ મારી ફઇનો દીકરો છે એથી મેં આટલાં એના શબ્દો સહન કર્યા છે, પણ હવે એક પણ શબ્દ એ વધારે બોલશે તો હું સહન કરનાર નથી. **યુધિષ્ઠિરે શિશુપાળને** કહ્યું કે તમારે આવાં કઠણ વચનો બોલવાં ન જોઇએ. **ભીષ્મ** ધર્મ ન સમજે એ વાત સંભવિતજ નથી. આ તમારા કરતાં પણ બીજા વધારે વૃદ્ધ રાજાઓ જગત્પૂજ્ય **શ્રીકૃષ્ણના** પૂજનનો સ્વીકાર કરે છે તેમ તમારે પણ ક્ષમા કરવી જોઇએ. શ્રીકૃષ્ણે સર્વે રાજાઓને કહ્યું કે **શિશુપાળ** યાદવોનો મોટો શત્રુ છે. આ દુષ્ટની માતા મારી ફઇએ કરેલી માગણીથી તેના **નવાણું** અપરાધોસુધી મેં તેને માર્યો નહિ પણ હવે તેના સો ( **ગાળ** ) અપરાધ સંપૂર્ણ થયા છે, માટે તમારા સહુની સમક્ષ હું તેને મારૂંછું. એ સાંભળી **શિશુપાળ** સામે આવ્યો એટલે ત્રૈલોક્યને પણ ત્રોડી નાખવા સમર્થ **શ્રીકૃષ્ણે** પોતાના **સુદર્શન** ચક્રનું સ્મરણ કર્યું કે ચક્ર હાજર થઈ તે હાથમાં આવી પડયું. તરતજ **શ્રીકૃષ્ણે** સુદર્શન મૂકી તેનું શિર ઉડાવી દીધું. મસ્તક આકાશમાં જતાં બોલ્યું કે મેં શ્રીકૃષ્ણને જીત્યો છે. પછી **સહદેવે** કેશવને વિધિયુક્ત અર્ઘ્ય આપ્યો જે તેમણે

વિધિસહિત ગ્રહણ કર્યો. આમ નિર્વિઘ્ને **શ્રીકૃષ્ણની** કૃપાથી પાંડવોએ **રાજસૂય** નામનો મોટો યજ્ઞ કર્યો, અને યજ્ઞને અંતે ચક્રવર્તિપણાના અવભૃથ સ્નાનની છેલ્લી ક્રિયા સમાપ્ત થતાં સઘળા રાજાઓ **યુધિષ્ઠિરથી** ઘણું સન્માન પામી યોગ્ય ભેટો લઈ વિદાય થયા પણ પોતાના ભાઇઓ અને શકુનિસહિત **દુર્યોધન** મયદાનવે રચેલો સુંદર સભામંડપ જોવા રહ્યો.

## મહાભારતનું મૂળ–દુર્યોધનનો ઉપહાસ.

**દુર્યોધને** સભા મંડપમાં પોતાના આખા જન્મમાં પણ ન જોઈ હોય તેવી ઘણી વસ્તુઓ દીઠી. એ મંડપમાં સ્ફાટિક મણિની ભીંતમાં દ્વાર જેવું ચિત્ર હશે તેને ઉઘાડેલું દ્વાર માનીને તેમાં તેણે જવા માંડયું તો તે દ્વાર તેના માથામાં અથડાતાં માથામાં વાગી ગયું, વળી જ્યાં પાણી હતું ત્યાં સ્ફાટિકમણીની જમીન માની તે તેમાં પડી ગયો અને એથી તેનાં વસ્ત્ર પલળ્યાં. એ મૂર્ખાઈઉપર **દ્રૌપદીએ** હાસ્ય કર્યું અને **ભીમે** કહ્યું કે આતો ખરેખર **ધૃતરાષ્ટ્રનોજ** પુત્ર છે. **દુર્યોધન** છેક લજ્જિત થઈ રહ્યો. પછી સૌએ મળી તેને જળમાંથી કહાડયો, અને નવાં વસ્ત્ર આપ્યાં. **દુર્યોધને** ખિન્ન થઈ વહેલું વહેલું બહાર જવાનું કીધું. પણ તેટલામાં ફરી પણ તે ભૂલો પડયો ને આ ભુલપર **ભીમ,** અર્જુન, નકુલ, સહદેવ અને સર્વે નોકરો હસ્યા તેથી તે ગુસ્સે થયો અને છેવટે મનમાં ક્રોધ અને ઈર્ષ્યા લાવીને તે સભાના ચમત્કારથી તથા તેની અદ્ભુત લક્ષ્મી જોઇ અસહનતાના તાપને સહન કરી વિવેકથી ધર્મની આજ્ઞા લઇ ધર્મની આપેલી ભેટો સાથે પાછો હસ્તિનાપુર ગયો.

## દુર્યોધનની દ્વેષ બુદ્ધિ–શકુનિની સલાહ.

**રાજસૂય** યજ્ઞ સમાપ્ત થયા પછી થોડે દિવસે **વેદવ્યાસે** પાંડવોને મળી ભવિષ્યમાં ૧૩ વર્ષનો વનવાસ જણાવી કાળની ગતિને લીધે કેવળ તમારેજ વાસ્તે ક્ષત્રિયોનો યુદ્ધમાં મોટો સંહાર થશે એમ કહ્યું. તે સાંભળી ઉંડા નિઃશ્વાસ મૂકી **યુધિષ્ઠિર** મોટા વિચારમાં પડયા. **વ્યાસે** જે ભવિષ્ય કહ્યું છે તે અવશ્ય થશે. હું જો ક્ષત્રિયોના વિનાશનું કારણ થવાનો છું તો મારે જીવવાનું પ્રયોજન શું? ક્ષત્રિયોનો સંહાર કરી જીવવા કરતાં મરવું વધારે સારૂં. **અર્જુને** યુધિષ્ઠિરને કહ્યું કે ખેદ, બુદ્ધિનો નાશ કરે છે માટે તમે ખેદ ન કરો. બુદ્ધિથી વિચાર કરી યોગ્ય લાગે તે કરો. **યુધિષ્ઠિરે** સર્વ ભાઇઓને કહ્યું કે ભાઇઓ જે કહેશે તે હું માથે ચડાવીશ, કુસંપજ કજીઆનું મૂળ છે પણ હું એવી રીતે ચાલીશ કે જેથી કુસંપ થાયજ નહીં. બીજી બાજુ કૌરવો પાંડવોની અત્યંત કીર્ત્તિ તથા સમૃદ્ધિ જોઇ મનમાં અતિ ખેદથી બળી ગયા હતા. **દુર્યોધને** મોટા સંતાપથી ચિંતામાં લેવાઈ જઈ **દુઃશાસન** તથા મામા **શકુનિને** બોલાવી કહ્યું કે ' મામા ! હું બળી મરીશ, અથવા

ઝેર ખાઇશ અથવા બુડી મરીશ, પણ આ અસહનતાના તાપથી હવે હું જીવી શકીશ નહિ. શત્રુઓને વૃદ્ધિ પામેલા જોઈ અને પોતાને દીન અને ખિન્ન થએલો જોઇ, કયો પુરૂષ સહન કરી શકે? અમે ધૃતરાષ્ટ્ર રાજાના પુત્રો દુર્બળ થતા જઇએ છીએ અને પૃથાના પુત્રો વૃદ્ધિ પામતા જાય છે. હું પાંડવોની રાજ્યલક્ષ્મી હરી લેવાને હાલ અશક્ત છું, અને મારે એના જેવા કોઈ સહાય કરનાર નથી, માટે હું મરવાનો વિચાર કરૂંછું. યુધિષ્ઠિરને અપાર વૈભવસાથે લક્ષ્મી મળેલી જોઇ હું દૈવનેજ પ્રબળ માનુંછું. અને પુરૂષાર્થ તો વ્યર્થજ સમજુંછું. આપણે પાંડવોનો વિનાશ કરવા માટે ઘણા ઘણા પ્રયત્નો કર્યા તે સઘળા વ્યર્થ ગયા; અને તે તો ઉલટા વૃદ્ધિ પામ્યા. સભામાં મારી મશ્કરી થઈ એ પણ તમારા જોવામાં આવી. મામા! મને મરવાની રજા આપો, **શકુનિ** તેના સુખનાં સાધનો બતાવીને તેને દીલાસો આપતાં બોલ્યો કે "**દુર્યોધન**! તારે પાંડવોપર અસહનતા રાખવીજ નહિ. પાંડવો પોતાના ભાગ્યનેજ ભોગવે છે. આપણે તેમને નાશ કરવાના ઘણા ઘણા ઉપાયો કર્યા. પણ પોતાના ભાગ્યની પ્રબળતાને લીધે તેઓ સર્વ દુઃખથી મુક્ત થયા. એટલુંજ નહિ પણ તેઓને દ્રુપદ જેવો પ્રબળ સંબંધી મળ્યો, અને રાજ્યની વૃદ્ધિ કરવામાં શ્રીકૃષ્ણજેવી સહાયતા મળી. પાંડવો પોતાના પરાક્રમથી વધ્યા તેમાં આપણે પરિતાપ શામાટે કરવો જોઇએ? **દુર્યોધન**! તું પોતાને સહાય વિનાનો માને છે તે તારી ભૂલ થાય છે. **દુઃશાસન** આદિ સઘળા ભાઇઓ, દ્રોણાચાર્ય, અશ્વત્થામા, કર્ણ, કૃપાચાર્ય, હું, મારા ભાઇઓ અને ભૂરિશ્રવા, એઓ સઘળા તારીજ સહાયતામાં છીએ. માટે તેઓનીજ મદદથી તું **દિગ્વિજય** કર." **દુર્યોધન** બોલ્યો કે "મામા! જો તમે સમ્મતિ આપો તો તમને તથા દ્રોણાચાર્ય આદિને સાથે રાખીને હું પાંડવોને જીતી લેવાજ ધારૂંછું. પાંડવો જીતાય તો સઘળી પૃથ્વી, સઘળા રાજાઓ અને પાંડવોની દિવ્ય સભા મારા સ્વાધીનમાં આવે." **શકુનિ** બોલ્યો કે—**દુર્યોધન**! પાંડવો, દ્રુપદ રાજા, તેના પુત્રો અને **શ્રીકૃષ્ણ** એવા બળવત્તર અને અસ્ત્રવિદ્યામાં એવા પ્રવીણ છે કે, છળ શિવાય બીજા કશા તેમને ઈંદ્રાદિક દેવતાઓ પણ યુદ્ધમાં જીતી શકે તેમ નથી. કારણ કે તેઓ ઘણા સમર્થ છે. પણ હું એવો એક ઉપાય જાણુંછું કે જેથી યુધિષ્ઠિર સહેજમાં જીતી શકાય. **દુર્યોધન** બોલ્યો કે "મામા! તે ઉપાય જલદી બતાવો." **શકુનિ** બોલ્યો કે "યુધિષ્ઠિરને **જુગાર** રમવા ઉપર બહુ પ્રેમ છે, અને રમતાં આવડતું નથી. આપણે તેને રમવા બોલાવશું તો તે રમવાથી નિવૃત્ત થશે નહિ એટલે તે ના પાડી શકશેજ નહિ. મારા જેવો **જુગાર** રમવામાં કુશળ ત્રૈલોક્યમાં પણ કોઈ નથી. હું તેની સાથે જુગાર રમીને તારે માટે તેનું

સઘળું રાજ્ય ખેંચી લઇશ, એમાં કાંઇ શક નથી. પણ આ વાતની **ધૃત-રાષ્ટ્રની મંજુરી** તારે મને લેઈ દેવી ” આ પ્રમાણે પ્રપંચ ગોઠવી તેણે ચંડાળ ચોકડીના એકત્ર વિચારથી **ધૃતરાષ્ટ્રને** સમજાવવા નક્કી કર્યું.

## ધૃતરાષ્ટ્રની નબળાઇ–દુષ્ટોનું દબાણ.

**શકુનિએ** લાગ જોઇ ધૃતરાષ્ટ્રને કહ્યું કે “મહારાજ ! **દુર્યોધન** ચિંતામાં લેવાઈ ગયો છે, તેની ચિંતા તમારે ટાળવી જોઇએ.” એથી ધૃતરાષ્ટ્રે દુર્યોધનને બોલાવી ચિંતાનું કારણ પૂછ્યું કે “ આખા રાજ્યનું મોટું **ઐશ્વર્ય** તારા સ્વાધીનમાં છે, ભાઇઓ તથા સંબંધીઓ પણ તારે આધીન છે, તે છતાં તું રાંકની પેઠે શામાટે શોચ કરે છે ?” દુર્યોધને ઉત્તર આપ્યો કે “ જે પુરૂષ ખાવા પીવાનું મળતાં સંતોષથી કાળક્ષેપ કરે છે, તે તો પામર કહેવાય છે. યુધિષ્ઠિરની અપાર લક્ષ્મી હજુ મારી નજરે તર્યા કરે છે; અને તેની લક્ષ્મી આગળ મારી લક્ષ્મી તથા સમૃદ્ધિ હું તુચ્છમાત્ર માનુંછું. તેનો વૈભવ જોયો છે ત્યારથી મારા મનમાં ચાલેલી બળતરાથી હું બળતો થયો છું. યુધિષ્ઠિરને ઘેર નિત્ય દશહજાર બ્રાહ્મણો સુવર્ણપાત્રોમાં જમે છે. દેશદેશના રાજાઓએ યુધિષ્ઠિરને રત્નો, વસ્ત્રો તથા પશુ પક્ષી, ચામર, દાસ, દાસીઓ અને અલંકારોની અપાર ભેટો આપી, કે જે ભેટો હું મારા હાથમાં લેતાં લેતાં થાકી ગયો હતો. તેઓએ મને આવક લેવાનું કામ સોંપ્યું ન હોત તો મને આવડી બળતરા ઉઠત નહિ. આવી આવક મેં તો ક્યાંય દીઠી કે સાંભળી નથી. સેંકડો રાજાઓ તો ઘણી ઘણી ભેટો લાવ્યા હતા તો પણ તેઓને યુધિષ્ઠિરના આંગણામાં દાખલ થવાનો પણ લાગ મળતો નહોતો. નિત્ય બે લાખ બ્રાહ્મણોને પીરસાઇ રહે ત્યારે જમવાની ચેતવણી માટે શંખનાદ કરવામાં આવતો હતો. **ચિત્રરથ** ગંધર્વ આદિ આર્ય રાજાઓ તથા મ્લેચ્છો પણ અમૂલ્ય ભેટો લઇ આવ્યા હતા. મહામુનિ નારદ, ધૌમ્ય, વ્યાસ તથા પરશુરામ આદિ મહાત્માઓએ અને **શ્રીકૃષ્ણે** સોનાથી મઢેલા શંખમાં ભરેલ તીર્થોદકથી તેનો અભિષેક કર્યો. **યુધિષ્ઠિરે** બ્રાહ્મણોને જેવાં ઉત્તમ દાન આપ્યાં, તેવાં પૂર્વે **મનુ**, માંધાતા, પૃથુ કે યયાતિ રાજાએ પણ નહિ આપ્યાં હતાં. **હરિશ્ચંદ્રના** જેવીજ લક્ષ્મી **યુધિષ્ઠિરને** મળેલી છે. આ બધુ મારાથી સહન થતું નથી. તે મારાથી વધી ગયો, તેથી મને કોઇ રીતે સુખ વળતું નથી.” આ પ્રમાણે પાંડવોના વૈભવની અસહનતાથી સંતાપ પામતા પુત્રને ધૈર્ય આપવાને **ધૃતરાષ્ટ્રે** ઘણો પ્રયત્ન કર્યો. અને કહ્યું કે “ પુત્ર ! તું મોટો તથા સમજુ છે, માટે તારે દ્વેષ નહિ કરવો. હે પુત્ર ! આવો સ્વભાવ ન રાખતાં શોચ કરવો છોડી દે. તારે તેના જેવો યજ્ઞ કરવાની ઇચ્છા હોય તો કર, એટલે તારા વાસ્તે પણ રાજાઓ તેઓના કરતાં અધિક ભેટો લા-

વશે. પરધનની ઇચ્છા કરવી એ નીચું કામ છે. પરાયું ધન લઇ લેવાનો યત્ન કદી પણ ન કરવો. જોઇએ. પાંડવોનો દ્વેષ કરવાથી તને અને તારા પૂર્વજોને મોટો અધર્મ પ્રાપ્ત થશે." **દુર્યોધન** બોલ્યો કે "તમને કાંતો સ્વાર્થની ખબર પડતી નથી, અથવા તો મારા ઉપર દ્વેષ છે, એમ હું ધારૂંછું. તમારી બુદ્ધિ હવે પાકી ગઈ છે, તેથી તમે અમને બહુજ મુંઝાવ્યા કરો છો. જગતની નીતિ કરતાં રાજ્યની નીતિ જુદીજ હોય છે. ઇંદ્રે **નમુચિ** નામના દૈત્યને દ્રોહ ન કરવાનું વચન આપીને તેનું માથું કાપી નાખ્યું હતું; તેથી નિશ્ચય થાય છે કે શત્રુને કપટથી મારવામાં પણ દોષ નથી. માટે હવે તો મેં નિશ્ચય કર્યો છે કે પાંડવોનું રાજ્ય લઈ લેવું અથવા યુદ્ધ કરી તેમના હાથથી મરવું." આવો લાગ જોઈ **શકુનિ** બોલ્યો કે "દુર્યોધન! યુધિષ્ઠિરની લક્ષ્મી જોઈ તું પરિતાપ પામ્યા કરે છે, તો તે લક્ષ્મી હું જુગારની રમતથી જીતી આપું. જુગાર રમવા સારૂ **યુધિષ્ઠરને** આંહી બોલાવી આપો, એટલુંજ તમારે કરી આપવું, પછી જે કરવું ઘટશે તે હું કરીશ, તેની તમારે કશી ચિંતા કરવી નહિ." આ ઉપરથી તુરતજ **દુર્યોધને** પિતાને નિવેદન કરી કહ્યું કે, "મહારાજ! જુગારવિદ્યામાં કુશળ આ મારો મામો જુગાર રમીને પાંડવોની રાજ્યલક્ષ્મી છીનવી લેવાની પ્રતિજ્ઞા કરે છે, માટે તેમ કરવાની આજ્ઞા આપવી જોઇએ." "**વિદુરને** પૂછ્યા વિના મારાથી એવી આજ્ઞા આપી શકાય નહિ." એવો પિતાનો જવાબ સાંભળી **દુર્યોધન** બોલ્યો કે, "વિદુર તમારી બુદ્ધિને ફેરવી નાખશે, એમાં શક નથી. **વિદુર** પાંડવોનું વિશેષ હિત વાંચ્છે છે. બીજાની બુદ્ધિથી કોઇએ કાંઈ કામ કરવું નહિ." **ધૃતરાષ્ટ્રે** કહ્યું કે "હે પુત્ર? જુગારરૂપ મોટા અનર્થને તું અર્થરૂપ માને છે, પણ એવો અનર્થ વહોરી લેવો મને ગમતો નથી." **દુર્યોધન** બોલ્યો કે "જુગારની રમત આગળથી ચાલી આવે છે, અને તેનો ઉપાય પણ ધર્મશાસ્ત્રમાં લખ્યો છે. જુગારમાં મરવું પડે એમ પણ નથી અને લડાઇ થાય એવું પણ નથી. માટે શકુનિનાં વચનોમાં તમે સંમતિ આપો અને પાંડવોને અહિં બોલાવવાના બહાનારૂપે એક સભાનું મકાન કરવાની આજ્ઞા આપો." "હે પુત્ર, તારી વાત મને જરા પણ ગમતી નથી. તને જે ગમતું હોય તે કર. મારૂં વચન નહિ માનવાથી અંતે તારે પસ્તાવું પડશે" એમ કહી ધૃતરાષ્ટ્રે ધીમેથી તેની મૂર્ખાઈ માટે ઠપકો આપ્યો. પછી માથાનો ફાટેલ દુર્યોધને પ્રત્યુત્તરમાં ક્રોધથી મનનો ઉભરો કાઢતાં કહ્યું કે "હે પિતા, જો તમે તેમ નહિ કરશો તો હું મૃત્યુ પામીશ" પુત્રના દાબથી દબાએલા ધૃતરાષ્ટ્રે દૈવની ગતિને પ્રબળ માની, હજાર સ્તંભ અને સો દ્વાર વાળી સુવર્ણ અને મણિથી શોભિત, એક ગાઉના વિસ્તાર

વાળી એક સભા કરાવી. તે જોવાને મિષે યુધિષ્ઠિરને **દ્યૂત** ( જુગાર ) રમવા તેડાવીને **કપટ કરી તેને હરાવી વનવાસ** મોકલવાના ચંડાળ ચોકડીના એકત્ર વિચારથી **ધૃતરાષ્ટ્રે** પાંડવોને તેડાવવા વિદુરને બોલાવીને કહ્યું. આ વચનો સાંભળીને **વિદુરે** કહ્યું કે "તમે આવું પગલું ભરો માં. કુળનો નાશ થવાનો મને ભય લાગે છે. કપટ વિદ્યાની રમતથી તમારા કુટુંબમાં મોટો કુસંપ અને ફિસાદ ઉઠશે, એમ હું ધારૂંછું. " "આપણે ફિસાદ ઉઠવા દેશું નહિ." એમ કહી વિદુરને પાંડવોને તેડવા મોકલ્યા. પોતાની મરજીથી તદન વિરૂદ્ધ છે આજ્ઞા પોતાના વડીલભાઇ તથા રાજાએ આપી તેથી વિદુર દ્યૂતનું આમંત્રણ આપવા **ઇંદ્રપ્રસ્થ** તરફ જવાના થયા.

## જુગારનો પાપી પહેલો–યુધિષ્ઠિરની તૈયારી.

**વિદુર** ઇંદ્રપ્રસ્થમાં આવી **યુધિષ્ઠિરને** મળ્યા યુધિષ્ઠિરે તેનો સત્કાર કર્યો. પછી વિદુર બોલ્યા કે "જુગારથી મોટી હાનિ થાય છે. જુગાર સઘળા અનર્થનું મૂળ છે, એ હું જાણુંછું અને તેથી આ વાતનો અટકાવ કરવાને મેં પ્રયત્ન કર્યો, પણ **ધૃતરાષ્ટ્ર** તથા તેના પુત્રોએ બળાત્કારથી મને મોકલ્યો છે માટે ત્યાં આવી યોગ્ય લાગે તેમ કરજો." "શત્રુએ બોલાવ્યા છતાં ન જાઉં તો લોકો મને બીકણુ અને કંજુસ કહેશે, વળી પિતા સમાન કાકાની આજ્ઞા ન ઓળંગાય અને ક્ષત્રિય ધર્મ પ્રમાણે **યુદ્ધ** અથવા **દ્યૂત** રમવાની સામી માગણી થયે ના ન કહેવાય એમ જણાવી **યુધિષ્ઠરે** ઇચ્છા ઉપરાંત હસ્તિનાપુર જવાની તૈયારી કીધી. અને **વિદુરને** કહ્યું કે "પૂજ્ય કાકા! **ધૃતરાષ્ટ્રના** કહેવાથી દ્યૂત રમવા સારૂં હું ત્યાં આવવા ઇચ્છિતો નથી. પણ યુદ્ધનું કે દ્યૂતનું કહેણ ન સ્વીકારવું તે ક્ષત્રિયધર્મથી વિરૂદ્ધ છે. દ્યૂત રમવાની મારી મરજી ન હોવાથી જો સભામાં **શકુનિ** મને રમવા નહિ બોલાવે તો હું રમીશ નહિ અને મને બોલાવશે તો હું તેને ના પાડીશ નહિ; કારણ કે તે મારૂં નિરંતરનું વ્રત છે." આમ કહી **યુધિષ્ઠિર** ખિન્નચિત્તે પોતાના ભાઇઓ તથા સ્ત્રીસહિત નાશકારક પ્રવાસે નીકળ્યા. જો કે દ્યૂતપરનો પ્રેમ તેણે આત્મસંયમથી દબાવી રાખ્યો હતો તો પણ તે તેના સ્વભાવમાં ઉંડો વાસ કરી રહ્યો હતો. તેના સ્વભાવમાંથી તે પ્રેમ જડમૂળમાંથી ઉખેડી નાખવાને અને આ દુર્ગુણથી થયેલા નુકશાનથી કાયમનો ધડો આપવાને દેવતાઓ આ પ્રસંગ લાવ્યા હતા. હસ્તિનાપુરમાં આવ્યા પછી તેઓને નવી સભામાં ઘણા માનથી લાવવામાં આવ્યા.

## આર્યાવર્ત્તની અપદશાનો આરંભ–જુગારની બાજી.

**પાંડવો** કુંતીજી તથા **દ્રૌપદી** સહિત **વિદુર**ની સાથે હસ્તિનાપુર આવ્યા અને **ધૃતરાષ્ટ્ર** આદિ સૌને મળ્યા. બીજે દિવસે તેઓ નવી સભામાં ગયા અને ત્યાં જુગાર વિદ્યામાં કુશળ **શકુનિ** બોલ્યો કે "રાજા યુધિષ્ઠિર! આવો, સઘળું તૈયાર છે. એક હર્ષે બાજી રમો.' **યુધિષ્ઠિરે** કહ્યું કે "એ રમતમાં કાંઇ ક્ષત્રિય જાતનું પરાક્રમ નથી, તેમાં કોઈ જાતની નીતિ પણ નથી, છતાં તમે જુગારની જાતને કેમ સારી ગણો છો?" શકુનિ બોલ્યો કે વિચક્ષણની અને મૂર્ખની તથા ઉદારની અને લોભીની પરીક્ષા જુગારમાંજ થાય છે." યુધિષ્ઠિરે કહ્યું કે "યુદ્ધ કરીને જીતવામાં ધર્મ છે, પણ જુગારથી જીતવામાં ધર્મ નથી. જુગાર તો એક જાતનું પાપ છે. આર્ય લોકોને જુગાર રમવાની મોટી ખોટ છે. જીતવું હોય તો કપટ વગરનું યુદ્ધ કરીને જીતવું એ સજ્જનોની રીતી છે." આવાં અનેક નીતિ વચનો કહી પછી **યુધિષ્ઠિરે** કહ્યું કે "પ્રમાણિકપણે રમો ને કપટ ન કરો તો હું રમવા બેસું." **શકુનિ** બોલ્યો કે જો હારવાનો ડર લાગતો હોય તો નજ રમવું એ વધારે સારૂં છે. **યુધિષ્ઠર** બોલ્યા કે મારે જાણવું તો જોઇએ કે સામો બેસનાર કોણ છે અને હું જીતું તો હોડપ્રમાણે મારે કોની પાસેથી લેવું!? "**દુર્યોધન** બોલ્યો કે" હું સામો રમવા બેસું છું, પણ મારીવતી પાસા **શકુનિ** નાખશે." **યુધિષ્ઠિરે** કહ્યું કે એ રીત તે વળી કેવી કે પાસા કોઈ નાખે ને બેસે વળી કોઇ? તો પણ હું તે કબુલ કરૂંછું. **શકુનિએ** હિંમતથી કહ્યું કે "હું જીતીશ" અને **યુધિષ્ઠિરનું** હાસ્ય કર્યું. આ મેહેણાનો ચટકો લાગવાથી પાછું ન હઠવું એમ વિચારી રમત શરૂ થતાં **યુધિષ્ઠિર** બોલ્યા કે "સમુદ્રમાં ઉત્પન્ન થએલ અને સુવર્ણથી જડેલ આ મણિની મુઠ હું માંડું છું. તમે શું માંડો છો?" 'મારી પાસે પુષ્કળ ધન અને ઘણાં માણ છે. તમારો માલ થોડી કિમ્મતનો હશે તો પણ હું વાંધો લેનાર નથી" એવો **દુર્યોધન** તરફથી જવાબ મળતાં પાસા નાખવામાં કુશળ **શકુનિ** મનમાનતા પાશા નાખી બોલ્યો કે "હું જીત્યો છું." "મારી ગફલતનો લાભ લઇ તમે મને કપટ કરી જીતી લીધો છે, પણ હવે ચાલો બીજી મુઠ માંડોએ. સોના રૂપાથી ભરેલો તથા બીજા ખનિજ પદાર્થોનો મારો ભંડાર મુકૂંછું" એવું **યુધિષ્ઠિરનું** બોલવું સાંભળી **શકુનિએ** ફરી પાસા નાખ્યા અને તે પણ તેની ઇચ્છા પ્રમાણેજ પડયા. "હાર્યો જુગારી બમણું રમે" એમ **યુધિષ્ઠિરે** ઉપરાઉપર હારવા માંડયું અને છેલ્લીવારે રાજ્ય પણ ખોયું. પછી સૌએ તેને વાર્યો, પણ તેણે કોઇનું ન સાંભળતાં રમ્યાજ કીધું ને હાર્યાજ કીધું અને સમૃદ્ધિ ખોવા માંડી. તેણે પોતાના ભાઇઓને **દુર્યોધનના**

દાસ કર્યા અને પોતે પણ થયા. પાંડવોનું અસંખ્ય દ્રવ્ય જીતનાર **શકુનિ** બોલ્યો કે "**યુધિષ્ઠિર**! તમે ઘણું ખોટું કામ કીધું કે તમે દાસ થયા, પણ હવે તમે તમારી પ્યારી સ્ત્રી આપી દેવાની હોડ કરી રમો, જો જીતશો તો પાછા સ્વતંત્ર થશો." અપસોસ! તેના શરીરપર જુગારી જુસ્સો ચડયો હતો તે ધુતમાં મસ્ત થએલા રાજા **યુધિષ્ઠિરે** કહ્યું કે "હા હું મારી પ્યારી પત્ની **દ્રૌપદીને** પણ મૂઢમાં મૂકીશ" ખરેખર, આ છેલ્લા અપમાનથી તે 'મગરૂબ, સાહસિક અને યુવાન રાજાનો નાશકારક જુગારી જુસ્સો જાગ્રત થતાં તેના પાયમાલ કરનાર હોઠમાંથી જ્યારે તેની પ્યારી સ્ત્રીનું મધુર નામ નીકળતાં બીજાઓએ સાંભળ્યું ત્યારે તેના મગજપર કેવા કેવા વિચારો ઘોળાતા હશે? સતી દ્રૌપદી જેણે પોતાના સૌંદર્યથી યુધિષ્ઠિરનું મન જીત્યું હતું, જેણે પતિવ્રતપણાથી તેનું સેવન કર્યું હતું, જેણે કુટુંબવ્યવહાર ડહાપણથી ચલાવ્યો હતો, જે તેના હૃદયનું નિવાસસ્થાન હતું, જે તેના પુત્રની માતા હતી અને વંશની કીર્ત્તિ તથા માન રૂપ હતી એવી અત્યંત સદ્‌ગુણી પોતાની સ્ત્રી-**દ્રૌપદીને** દાવમાં માંડીને હું તારી સાથે રમીશ એમ જ્યારે જુવાન રાજા આ પ્રમાણે બોલ્યા ત્યારે "ધિક્કાર છે, ધિક્કાર છે," એવા શબ્દો સૌ બોલવા લાગ્યા. સર્વ સભા ક્ષોભ પામી, હાજર થએલા સર્વ મનુષ્યો જેમ જેને લાગ્યું તેમ રડવા તથા હસવા લાગ્યા, મોટા મોટા રાજાઓ તથા સંભાવિત સભાસદો નિશ્વાસ મૂકવા લાગ્યા અને સભામાં બેસનારા સૌ દુઃખી થયા. **વિદુરે** બન્ને હાથે પોતાનું માથું પછાડી શબ જેવા બની **ધૃતરાષ્ટ્રને** કહ્યું કે જેમ મરવા પડેલાને ઔષધ પીવું ગમતું નથી તેમ તમને જો કે મારૂં વચન ગમશે નહિ તોપણ કહું છું કે દુષ્ટ **દુર્યોધન** કુળનો નાશ કરશેજ, માટે જેમ **સગર** રાજાએ પોતાના દુષ્ટ પુત્રનો ત્યાગ કર્યો હતો, તેમ તમારે કુળના હિતને માટે દુષ્ટ **દુર્યોધનનો** ત્યાગ કરવો યોગ્ય છે. એકનો ત્યાગ કરવાથી ઘણાનો બચાવ થતો હોય તો તેમ કરવા ચુકવું નહિજ જોઇએ. માળી વૃક્ષોમાંથી ફુલ અને ફળ લે છે, તેમ તમે પાંડવોથી સંપનું સુખ મેળવો; પણ કોલસાની આશાથી વૃક્ષોને મૂળમાંથીજ બાળનારની પેઠે તમે તેઓને મૂળથીજ બાળી નાખો નહિ. **કુરૂ** કુળના ક્ષત્રિયો! મારી ખરી વાત ઉપર ધ્યાન આપો અને **દુર્યોધનના** દુષ્ટ વિચારોને અનુસરી સળગતા દાવાનળમાં પડો નહિ. જો **પાંડવો** કોપ્યા તો તમારૂં રક્ષણ કરનાર કોઈ નથી. આવાં ઘણાં વચનો કહ્યા છતાં પણ વિનાશકાળે વિપરીત બુદ્ધિવાળા આ અંધ **ધૃતરાષ્ટ્રે** **વિદુરનાં** વચનો ધ્યાનપર લીધાં નહિ, એટલુંજ નહિ પણ ક્રોધને વશ થઇ કેટલાંક અયોગ્ય

વચનો તેણે **વિદુરને** કહ્યાં કે "તું અમને સર્વદા ધિક્કારે છે અને પાંડવોને વખાણે છે. અમારૂં અપમાન કરીને પાંડવોના ઉપર તું પ્રેમ રાખે છે, તે અમારાથી અજાણ્યું નથી. અમારૂં અન્ન ખાઇને તું અમારોજ દ્વેષ કરે છે, માટે તું મોટો પાપી છે. જેમ સરપ પોતાના રમાડનારને કરડે છે, તેમ તું અમોને ખરાબ કરવા ધારે છે. અમારો આશ્રિત થઇને શત્રુઓના પક્ષમાં બોલતાં લાજતો નથી? તને વિદ્વાન થવાને હજુ ઘણીવાર છે. જા વૃદ્ધ લોકોની પાસે જઈ **રાજનીતિનો** અભ્યાસ કર. રાજ્યના માનીતા થવાને લાભ લઇ અમારૂં અપમાન કરવાથી તારે દૂર રહેવું. મારૂં હિત કેમ થાય તે હું તને પૂછતો નથી, માટે ચુપ રહે. અમે તારૂં ઘણું સહન કરીએ છીએ. તારે હવે અમને વધારે છંછેડવા નહિ. વ્યભિચારિણી સ્ત્રીને ઘણા માનથી રાખી હોય તો પણ તે છોડી દીધા વગર રહેતી નથી, માટે તેનો પ્રથમથીજ ત્યાગ કરવો યોગ્ય છે, તેમ શત્રુના પક્ષના માણસને ઘણા સત્કારથી રાખીએ તોપણ તે અંતે છોડી દીધા વિના રહેનાર નથી. માટે **વિદુર**! જ્યાં તારી ઇચ્છા હોય ત્યાં જા." આ પ્રમાણે પોતાનું અત્યંત અપમાન થતાં પણ બન્ને પક્ષનું શ્રેય ઇચ્છનારા **વિદુરે** પોતાનું બોલવું બંધ કર્યું નહિ. "અરે લોકો! સાચું બોલનાર ઉપર રાજાઓ ક્રોધ કરે છે, માટે રાજાનો આશ્રય કરતાં પહેલાં વિચાર કરજો. રાજાઓ મેલા ચિત્તવાળા હોય છે અને વિશ્વાસઘાત કરતાં વાર લગાડતા નથી. દુર્મતિ **દુર્યોધન**! તું પોતાને સમજુ ગણે છે અને મને મૂર્ખ માને છે. પણ મૂર્ખ તો તેજ કે જે સ્નેહી સંબંધીઓનો પણ વિશ્વાસ ન કરે. જો તને મારૂં બોલવું વિરૂદ્ધ લાગતું હોય તો હવે તું સઘળાં કામોમાં મૂર્ખાઓની સલાહ લઇ સારૂં પરિણામ ભોગવજે. પ્રિય બોલનારાં માણસો ઘણાં મળે, પણ કડવી છતાં પરિણામે હિતકારક વાત કહેનારા દુર્લભ છે તેમ તે સાંભળનારા પુરૂષ આ જગતમાં પણ દુર્લભ છે. જે પુરૂષ પોતાના સ્વામીને પ્રિય લગે કે અપ્રિય લાગે તેનો વિચાર નહિ કરતાં કેવળ ધર્મ ઉપર લક્ષ રાખી હિતની વાત કરે છે, તેજ ખરો રાજાનો હેતુ કહેવાય છે. મહારાજ **ધૃતરાષ્ટ્ર**! મારાં વચનોનો કડવાં ઔષધની પેઠે ઘુંટડો ઉતારો, જેથી પરિણામે તમને સુખ થાય. હું તમને ફરીવાર પણ કહું છું કે તમારે **પાંડવોને** કોપાવવા જોઇતા નથી." **વિદુર** કૌરવોના નોકર છતાં 'પાંડવોનો પક્ષ કરવાથી એ પ્રમાણે બોલતાજ રહ્યા અને વિપરીત બુદ્ધિવાળા અંધ **ધૃતરાષ્ટ્રે** ફરી પણ **વિદુરનાં** વચનોને ધિક્કારી ઉલટો ક્રોધ કરી કેટલાંક મ્હેણાં મારી અયોગ્ય વચનો કહ્યાં. **ભીષ્મ** તથા **દ્રોણ** આદિને પ્રસ્વેદ વળી ગયો, રાજાઓને આંસુ આવી ગયાં, સભામાં કોલાહલ

થઇ રહ્યો. બીજા સંભાવિત સભાસદો છાનામાના અશ્રુપાત કરવા લાગ્યા. પછી **શકુનિએ** પાશા નાખ્યા અને થોડી બુદ્ધિવાળો **દુર્યોધન** દ્રૌપદીને જીત્યો.' જુગારીઓ રમતાં છાકટા થઈ જાય છે અને અસંભાવત વાતો બકવા મંડી જાય છે. એ પ્રમાણે ગડબડ થઈ રહી.

## સતી દ્રૌપદીઉપર સભામાં જુલમ.

દુર્મતિ અને જીતના હર્ષથી છકેલા **દુર્યોધને** વિદુરને કહ્યું કે "અભાગણી **દ્રૌપદીને** એકદમ અહિં તેડી લાવો. એ હવે અમારૂં સઘળું કામ કરશે, અને દાસીઓની મંડળીમાં રહેશે. **વિદુરથી** આ અપમાન સહન ન થતાં **દુર્યોધનના** ઉપર તેણે અત્યંત વચનપ્રહાર કર્યો. "અરે મંદભાગ્ય **દુર્યોધન** ! તું ન બોલવાનું બકે છે. તું હરણીયું સુતા સિંહાને જગાડેછે. તું હાથે કરીને તારો વિનાશ શામાટે માગી લે છે ? રાજપુત્રી-તારા ભાઇની સ્ત્રીને તું દાસી કહે છે ! ન્યાયપ્રમાણે પોતાના શરીરને હાર્યા પછી, એટલે સ્ત્રીઉપરથી પોતાનો હક ઉઠી ગયા પછી તેણે **દ્રૌપદીને** હોડમાં માંડેલ છે, માટે **દ્રૌપદી** દાસી થવાને યોગ્ય નથી. માટે વૃથા દુર્વચનો બોલી તું હેતુને શત્રુ કરે છે. નીચ કૃત્યથી કે કપટથી શત્રુને પણ જીતવામાં નીતિ નથી. મૂઢ **દુર્યોધન** ! મારાં વચનોને કાન દેતો નથી, પણ નક્કી માનજે કે આવો લોભ વધવાથી કુરૂકુળનો નાશ થવાનો આરંભ થઈ ચૂક્યો છે." ઇત્યાદિ **વિદુરનાં** નીતિ-વચનો ઉપર ધ્યાન નહિ દેતાં લોભથી લક્ષણ રહિત **દુર્યોધને** પ્રતિકામિ નામના સેવકને આજ્ઞા કરી કે **દ્રૌપદીને** અહીં તેડી લાવ. સારથિ આજ્ઞા માથે ચડાવી **દ્રૌપદી** પાસે ગયો અને દુર્યોધનની ઇચ્છા જણાવી. વિસ્મય પામી **દ્રૌપદી** અતિ ક્રોધ કરી બોલી કે 'અરે આ તું શું બોલે છે ! સ્ત્રીની મૂડ તે કોઇ ક્ષત્રિય માંડે ! ધર્મરાજાની પાસે કાંઈ ન રહ્યું કે શું, જેથી મને મૂડમાં માંડવાનું તેણે સાહસ કર્યું." ઇત્યાદિ **દ્રૌપદીના** બોલો સાંભળી સારથિ બોલ્યો કે **યુધિષ્ઠિર** રમતમાં સર્વસ્વ હારી બેઠા પછી તમને મુડમાં માંડયાં. પછી **દ્રૌપદીએ** પોતાની સ્ત્રી બુદ્ધિથી છટકી જવાની એક યુક્તિ શોધીને દૂતને કહ્યું કે તું રાજાને પુછી આવ કે પ્રથમ તમે તમારા શરીરને હાર્યા છો કે મને ! સભામાં જઇને દૂતે આ વાક્યો **યુધિષ્ઠિરને** કહ્યાં; પણ શોકાબ્ધિમાં પડેલ **યુધિષ્ઠિરે** કંઇ જવાબ આપ્યો નહિ. **દુર્યોધને** તે દૂતને કહ્યું કે તું તેને સભામાં લઇ આવ. તેને જે કહેવું હોય તે સભામાં કહે. ત્યારે દૂત આ ક્રોધયુક્ત વચન સાંભળી પાછો ગયો અને ફરીથી **દ્રૌપદીને** સંદેશો કહ્યો. આ નિર્લજ્જ સંદેશાથી **દ્રૌપદીએ** કહ્યું કે હું કોની દાસી હતી કે તેણે મને હોડમાં મૂકી. પોતાની સ્ત્રીને હોડમાં મુકે એવો કોણ મૂર્ખ છે ? સેવક **પ્રતિકામિ** ફરી બોલ્યો-રાજા **યુધિષ્ઠિરે**

પોતાના ભાઇઓને હોડમાં દાસ કર્યા છે અને પોતે પણ દાસ થયા છે, માટે તમારી ના નહિ કહેવાય, ઉઠો ચાલો. **દ્રૌપદી** બોલ્યાં કે પૂછીને આવ કે યુધિષ્ઠિરે પોતે દાસ થયા પહેલાં મને હોડમાં મૂકી હતી કે પછી ? સેવકે સભામાં આવી **યુધિષ્ઠિરને** પૂછ્યું તો એણે એકે શબ્દ ન બોલતાં નીચું જોયા કીધું. **દુર્યોધને પ્રતિકામિ** નામના સેવકને કહ્યું કે એ મિથ્યા શબ્દવાદ શાને માટે ? જા તેને એકદમ લેઈ આવ. સેવક જતો હતો પણ **ભીમના** ભયંકર ડોળા જોઈ ડર્યો. એટલે **દુર્યોધને** તુરતજ **દુઃશાસનને** મોકલ્યો. એ લાલ આંખો કરી દરબારમાં **દ્રૌપદી** પાસે આવ્યો. "**દ્રૌપદી**! ચાલ, ચાલ. તને **દુર્યોધને** જીતી છે, માટે શરમ તજી દઈને સભામાં આવી **દુર્યોધનના** સેવામાં હાજર થા.' **દુઃશાસનનાં** દુર્વચનનોથી દુઃખ પામેલી **દ્રૌપદી** હાથવતી પોતાનું મોં લુતાં બચાવની ઇચ્છાથી કૌરવની સ્ત્રીઓ બેઠા હતી ત્યાં દોડી, તેણે **દુઃશાસનને** કહ્યું કે **ધર્મ** હાર્યા તેમાં શું ? હાલતો હું **ભીમની** સ્ત્રી છું. માટે નહિ આવું **દુઃશાસન** મેઘસરખી ગર્જના કરતો તેને પકડવાને દોડયો. બળાત્કારે **દ્રૌપદીને** પકડી પાડી તેનો લાંબો ચોટલો પકડી **દુઃશાસન** તેને સભા તરફ લઇ ચાલ્યો. અફસોસ ? પાંડવોની પ્રિયપત્ની જેનાપર વાયુ સરખો પણ વાયો નહોતો, જેનાપર વેરી પણ દૃષ્ટિ કરી શકતો નહોતો, જે યજ્ઞના ચરૂથી પવિત્ર થયેલી હતી તેને ચોટલે ખેંચી અરધ ઉઘાડે શરીરે થરથરતા શરીરપર એક વસ્ત્રભર ક્ષોભ પામેલી સભામાં લાવી મુકી. સભા સમીપ આવતાં એણે ધ્રુજતાં ધ્રુજતાં કહ્યું "**દુઃશાસન**! હું **રજસ્વલા** છું અને તેથી મેં એકજ વસ્ત્ર પેહેરેલ છે, માટે મને સભામાં લઇ જવી યોગ્ય નથી." એમ કહી તે પોતાના રક્ષણને વાસ્તે **શ્રીકૃષ્ણને** પોકારવા લાગી. "તું **રજસ્વલા** હો, એક વસ્ત્ર વાળી હો કે વસ્ત્ર વગરની હો તો પણ શું ? તું જુગારમાં જીતાઇને અમારી દાસી થઇ છો; અને દાસીને કેવાં વસ્ત્ર પહેરાવવાં એતો હવે અમારી મરજી ઉપર છે." એવો દુષ્ટ **દુઃશાસનનો** જવાબ સાંભળી **દ્રૌપદી** ઘણા દુઃખને પામી અને તેની આંખમાંથી ઘણાં આંસુ પડતાં ફરી કરગરી તેણે કહ્યું કે મને ખેંચવાથી મારા કેશ વીખરાઈ ગયા છે, અર્ધું વસ્ત્ર નીચું પડી ગયું છે, માટે વિદ્વાન, વૃદ્ધ અને મારે પિતા સમાન એ સભાસદોની આગળ મારાથી આવી હાલતમાં ઉભાય નહિ. અરે ભુંડાં કામના કરનારા **દુઃશાસન**! મને ખેંચ માં અને વસ્ત્ર વગરની કર નહિ. **ઇંદ્ર** આદિ દેવતાઓ તારે સહાય હશે તો પણ પાંચે વીર યોદ્ધા **પાંડવો** તારા આવા અપરાધને સહન કરશે નહિ. મને **રજસ્વલાની** સ્થિતિમાં રાજાઓની સભામાં ખેંચી લઈ જાય છે, એ તું બહુ ભુંડું કરે છે. હાય, હાય, આ સભામાં સૌ પૂજ્યો બેઠા છતાં કોઈ

લાજતો નથી અને સર્વ તારાં દુષ્કૃત્યને જોયા કરે છે ! ધિક્કાર છે ! ભરત વંશી રાજાઓનો ધર્મ નષ્ટ થઇ ગયો જણાય છે, નહિ તો ધર્મની મર્યાદાનું ઉલ્લંઘન થાય ને સર્વે ભરતવંશીઓ જોયા કેમ કરે ! **ભીષ્મ,** દ્રોણ, વિદુર અને ધૃતરાષ્ટ્રમાં તો કાંઇ માલજ દેખાતો નથી. આ ઉગ્ર અધર્મ થાય છે, તેનો વૃદ્ધ લોકો વિચાર કરતા નથી ? આવી રીતે અનેક વાક્યો બોલતાં દ્રૌપદીએ પોતાના સ્વામી પાંચ **પાંડવોને** એવાં કટાક્ષ માર્યાં કે પાંડવો જાણે કોપરૂપી અગ્નિથી સળગીજ ગયા હોય એવા થઇ ગયા. શું તેઓ ત્યાં તેને સહાય આપી શકે તેવા નહોતા ? અફસોસ ! તેઓ ધર્મથી બંધાએલા હતા અને તેથી તેણીને છોડાવી શકે તેમ નહોતા. આવી સ્થિતિમાં આવાં અપમાનનો અનુભવ **પાંડવોને** જેવો થયો છે તેવો ભાગ્યેજ કોઇને થયો હશે, અને આવું ધૈર્ય પણ **પાંડુના** પ્રતાપી પુત્રોથીજ રહી શકે. આ કરતાં વિશેષ દુઃખકારક બનાવ બીજા થોડાજ બને છે કંગાલ થઈ ગએલા પોતાના પતિ તરફ જોયા કરતી અને ક્ષોભ પામેલી બેશુદ્ધ બનેલી અનાથની પેઠે **દ્રૌપદીને** જોઇ રાજી થતો અને કઠોર વચનો બોલતો રહીલો **દુશાસન** તેના શરીરને જોરથી હલાવતો હલાવતો, હસતાં મોઢેથી બોલ્યો કે "આ **દ્રૌપદી** હવે અમારી દાસી છે" **દુઃશાસનનાં** દુર્વચનોમાં વિનોદ માની **કર્ણ** ખડખડ હસ્યો. **શકુનિએ** પણ **દુશાસનને** અભિનંદન કર્યું પણ બીજા સભાસદો મનમાં કચવાવા લાગ્યા. **ભીષ્મે** કહ્યું કે પોતાના શરીરને હારીને પરાયા દાસ થએલા **યુધિષ્ઠિર** તમારા માલેક નહિ રહેવાથી તમને મૂડમાં માંડી શકે નહિ, ત્યારે **દ્રૌપદી** બોલ્યાં કે તમે સૌ સત્યને ચાહનારા છો, માટે વિચારીને મારા પ્રશ્નનો ખુલાસો કરો. ફરી પણ કોઈ બોલ્યું નહિ. **દ્રૌપદીને** જોઇ લજ્જિત થઈ નીચું જોઇ બેઠેલા સઘળા પૂજ્યોમાં માન્ય **ભીષ્મ** અને દ્રોણને **દ્રૌપદીએ** પુછ્યું કે **યુધિષ્ઠિર** રાજાએ દાસ થયા પછી કે પેહેલાં મને હોડમાં મુકી છે ? એનો કોઇએ ઉત્તર ન દેતાં નીચું ઘાલ્યું ત્યારે **ભીષ્મે** દિલગીર થઇને કહ્યું કે "તમારા પ્રશ્નનો ખુલાસો હું બરાબર આપી શકતો નથી. **યુધિષ્ઠિર** પરવશ થઇ જવાથી તમને માંડી શકે નહિ; પણ સ્ત્રીએ હમેશાં પોતાના પતિની આજ્ઞામાં રહેવું જોઇએ." જેનો **ભીષ્મે** ખાત્રીથી ઉત્તર આપ્યો નહિ તેનો બીજો કોણ નિશ્ચય કરી શકે ? તથા તેણે પાંડવોની સામું જોયું, પણ તેઓએ પણ નીચું ઘાલ્યું **દુઃશાસને** ઘણી અમર્યાદાથી વર્ત્યા કર્યું ત્યારે છેવટે આવી અધમ સ્થિતિનો દેખાવ લાંબા વખત સુધી સહન ન થવાથી **ભીમ** તેને છોડવવાને ઉઠતો હતો પણ તેટલામાં **યુધિષ્ઠિરે** આંખને અણસારે તેને ના કહી. પછી જ્યારે પાંદ્રદીએ ફરીથી પાંડવોની સામી દૃષ્ટિ કરી ત્યારે **દુઃશાસન** તેને ઘણી

ધણુંકણાત જોય છે ? દ્રૌપદી મોઠા ક્રોધસાથે આક્રંદ કરતાં બોલી કે તમારે સૌને સ્ત્રી છોકરાં છે ને તમારા હૈયામાં મારૂં દુઃખ કેમ નથી બેસતું ? હું એક વાત પૂછું તેનો ઉત્તર આપો.

## યુધિષ્ઠિર ઉપર ભીમનો કોપ.

આપ્રકારે શરમ છોડાવેલી ગુસ્સે થએલી દ્રૌપદીનો અતિ વિલાપ સાંભળી અને **દુઃશાસને** ઘણી અમર્યાદાથી વર્ત્યા કર્યું ત્યારે છેવટે આવી અધમ સ્થિતિનો દેખાવ ઘણી વાર સુધી સહન ન થવાથી **ભીમે** ક્રોધાયમાન થઇને **યુધિષ્ઠિરને** કઠોર વચનોથી કહ્યું કે જુગારીઓના ઘરમાં છીનાળ સ્ત્રીઓ હોય છે, તોપણ તેઓ સ્ત્રીઓની ઉપર દયા રાખે છે, અને તેમને મૂઢમાં માંડતા નથી. આપે આ કપટી લોકોની સાથે જુગાર રમી સર્વસ્વ ખોયું, અમને પણ દાસ કર્યા, ત્યાં સુધી પણ આપને અમારા મુરબ્બી ગણીને મેં આપના ઉપર ક્રોધ કર્યો નથી; પરંતુ આપે દ્રૌપદીને મૂઢમાં માંડવાનો મોટો અપરાધ કર્યો, તે સહન ન થઇ શકે એવો છે. આ બિચારી **પતિવ્રતા** સ્ત્રી પાંડવોને પરણીને કેવળ આપના અવિચારી કૃત્યને લીધેજ આ ક્ષુદ્ર લોકોના હાથથી અપમાનસહિત દુઃખ સહન કરે છે. દ્રૌપદીને વાસ્તે મારો દાબી ન શકાય એવો કોપ હવે આપના ઉપર ઉતારવો પડે છે. હું આપના બન્ને હાથ બાળી નાખીશ. સહદેવ અગ્નિ લાવ. દિગમૂઢ બનેલી સભાવચ્ચે આવી સિંહ સરખી ગર્જના કરતા ભીમને આ પ્રમાણે બોલતો જોઇ અર્જુને કહ્યું કે "ભીમસેન ! તમારા મ્હોડામાંથી કદી પણ આવા અક્ષરો નીકળ્યા મેં સાંભળ્યા નથી. હું સમજુંછું કે શત્રુઓએ બહુ સતાવીને તમારી ધર્મઉપરથી આસ્થાને ખંડિત કરી નાખી છે. તેથી તમે આ પ્રમાણે બોલો છો. પણ ધર્મ છોડી આમ બોલી તમારે દુશ્મનોને રાજી કરવા નહિ જોઇએ. તમે ધર્મ ઉપરજ દૃઢતા રાખો. યુધિષ્ઠિર આપણા વડીલ ભાઈ છે, અને ધર્માત્મા છે, તેનું આપણાથી ઉલ્લંઘન કેમ થાય ? તેઓ શત્રુએ બોલાવવાથી પાછી પાની નહિ દેવા રૂપ **ક્ષત્રિયવટ** રાખવાસારૂ પરાઈ ઇચ્છાથી આવી રમત રમ્યા છે, તેમાં આપણી કાંઇ પણ અપકીર્તિ થઈ છે, એમ માનવું નહિ." "અર્જુન ! હું પણ તે વાતને સમજુંછું, અને તેથીજ ધૈર્ય રાખી બધું જોયા કરૂં છું, નહિ તો મોટા ભાઇના બન્ને હાથ ક્યારનાએ બાળી નાખ્યા હોત." પાંડવોની આવી સ્થિતિ જોઇને, અને દ્રૌપદીનો અતિ વિલાપ સાંભળીને ન્યાયના તત્વોને અનુસરવાની સ્વતંત્ર બુદ્ધિવાળા વિકર્ણથી મુંગા બેસી રહેવાયું નહિ, તે ક્રોધથી ડાંડાં ચડાવતો બોલ્યો કે "રાજાઓ ! ધિક્કાર છે તમને કે જુગારના વ્યસનોમાં આસક્ત થઈ ધર્મનું ઉલ્લંઘન કરી આવી ક્રિયાથી **પતિવ્રતા** સ્ત્રીનો આવી અધમ સ્થિતિનો દેખાવ જોયા કરો

છો અને પ્રશ્નનો ઉત્તર આપતા નથી. ભીષ્મ અને ધૃતરાષ્ટ્ર, તથા વિદુર આ કુલનાં વડીલ છતાં પણ કાંઈ બોલતા નથી, તેમ દ્રોણાચાર્ય સર્વેના ગુરૂ છે, છતાં શામાટે બોલતા નથી ? એઓ બીતા હોય તો ભલે તે ન બોલતા, પણ સઘળા પોતપોતાની બુદ્ધિ પ્રમાણે નિષ્પક્ષપાતપણે ઉત્તર આપો." વિકર્ણે કહ્યા છતાં જ્યારે કોઇ બોલ્યું નહિ ત્યારે, તે બોલ્યો કે "**પાસાની** રમત, **શિકાર, મદ્યપાન** અને **સ્ત્રીઓનો** પ્રસંગ એ ચાર ભયંકર વ્યસનો છે. એ વ્યસનોમાં આસક્ત થયેલ મનુષ્ય ધર્મનું ઉલ્લંઘન કરીને ક્રિયા કરે છે, પણ તેવા મનુષ્યે કરેલી ક્રિયાને લોકો મંજુર રાખતા નથી. તેજ પ્રમાણે જુગારના વ્યસનમાં પડેલા અને જુગારીઓએ બોલાવેલા આ યુધિષ્ઠિરે દ્રૌપદીને મૂડ માંડેલી છે, તે મૂડ કબુલ રાખવા લાયક નથી. દ્રૌપદી સઘળા પાંડવોની સ્ત્રી છે, તેને એક યુધિષ્ઠિરથી મૂડમાં માંડી શકાય નહિ. એ મુદ્દો પણ દ્રૌપદીના લાભનો છે. યુધિષ્ઠિરે શરીરને હાર્યા પછી દ્રૌપદીને માંડીછે, એ મુદ્દો પણ તેનીજ તરફેણમાંજ જાય છે. વળી શકુનિએ યુધિષ્ઠિરની હાર ભેળી દ્રૌપદીની હાર ન ગણતાં પાછળથી દ્રૌપદીને મૂડમા માંડવાની સૂચના કરેલી છે; તો એ મુદ્દો પણ દ્રૌપદીના લાભનો છે, આ સઘળા **મુદ્દાઓનો** સભાસદો વિચાર કરશો તો હું કહુંછું કે દ્રૌપદી જીતાએલી નથી." આવી રીતે પોતાના વડીલોની સમક્ષ વિકર્ણનાં વચનો સાંભળીને સભામાં મોટો કોલાહલ થઇ રહ્યો. સભાસદો સૌ વિકર્ણનાં વખાણ કરવા અને શકુનિને ધિક્કારવા લાગ્યા. વિકર્ણ વધારે બોલવા જાય છે કે ક્રોધાયમાન થયેલા કર્ણે તેને તીક્ષ્ણ વચનો કહી સંભળાવી " હાથ પકડી કહ્યું કે અરણિથી ઉત્પન્ન થયેલો અગ્નિ જેમ અરણીનોજ નાશ કરે તેમ ધૃતરાષ્ટ્રથી ઉત્પન્ન થએલો તું ધૃતરાષ્ટ્રના કુળનોજ નાશ કરે છે. તું શા કારણથી દ્રૌપદીને નહિ જીતાએલી માને છે ! દ્રૌપદીને એકજ લુગડે સભામાં લાવવામાં આવી છે, તે તું અધર્મ માનતો હો તો તે વિષે પણ સાંભળ. એક સ્ત્રીને એકજ પતિ હોય, એવી ધર્મની મર્યાદા છે. આ દ્રૌપદીને તો પાંચ પતિ છે, માટે તે એક પ્રકારની વેસ્યા છે અને વેસ્યાને ગમે તે હાલતમાં સભામાં લાવવામાં અધર્મ નથી," પછી તેણે દુઃશાસનને કહ્યું કે " મૂર્ખ વિકર્ણ તો ખોટું ડહાપણ ડોળે છે. તું પાંડવોનાં લુગડાં ઉતારી લે અને **દ્રૌપદીનાં** પણ ઉતારી લે.

## દ્રૌપદી વસ્ત્રાહરણ.

**કર્ણનાં** વચન સાંભળી પાંડવો તો પોતાને હાથેજ પોતાનાં ઉત્તરીય વસ્ત્રો ઉતારી ફેંકી દઇ બેઠા, અને અધર્મી દુઃશાસન મધ્ય **સભામાં** બળાત્કારે દ્રૌપદીનાં વસ્ત્ર ખેંચવા લાગ્યો. મનુષ્ય જાતિ તરફથી કંઇ પણ આશ્રય તથા સહાયતા ન મળવાથી યજ્ઞવેદિમાંથી ઉત્પન્ન

થયેલાં દ્રૌપદી દુઃખિત થઇને ગદ્દગદ્દ થએલા કંઠે વિલાપ કરતાં દીનતાથી "હે ગોવિંદ! હે દ્વારિકેશ હે કૃષ્ણ! હે જગતનું પાલન કરનાર! શરણાગતને દુઃખમાંથી બચાવો અને તેની લાજનું રક્ષણ કરો." એમ અનેક પ્રકારે પોકારી પોકારી શ્રીકૃષ્ણને સંભારવા લાગ્યાં. આવો કરુણાજનક પોકાર સાંભળી ગદ્દગદ્દ કંઠ થએલા અંતર્યામી કૃષ્ણ ત્યાં આવ્યા ધર્મરૂપ પરમાત્મા અંતર્હિત ઉભા રહી અબળાની લાજ રાખી નાના પ્રકારનાં વસ્ત્રો પૂરવા લાગ્યા. દુઃશાસન જેમ જેમ વસ્ત્રો ઉતારતો જાય તેમ તેમ નવાં નવાં વસ્ત્ર પહેરેલાં દેખાતા જાય. એમ **નવસે ને નવાણું** વસ્ત્ર ઉતાર્યાં. આ પ્રમાણે ધર્મના પરિપાલનને માટે શ્રીકૃષ્ણ પરમાત્માએ નાના પ્રકારનાં હજારો વસ્ત્રો દ્રૌપદીને પૂરાં પાડવા માંડયાં. તો પણ વસ્ત્રનો અંત આવ્યો નહીં. એવી રીતે હજારો વસ્ત્રોનો જમીનઉપર ઢગલો થયો અને તેથી થાકી ગયેલો દુઃશાસન શરમાઈ જઇ નીચે બેસી ગયો. તેનાપર લોકના ધિક્કારની વૃષ્ટિ થઇ. સૌ કોઇ ધૃતરાષ્ટ્રની નિંદા કરવા લાગ્યા.

## ભીમની પ્રતિજ્ઞાઓ.

અત્યંત અદ્દભુત બનાવ જોઈ સભાસદો કોલાહલ કરવા લાગ્યા તથા દ્રૌપદીનાં વખાણ અને દુઃશાસનનો ધિક્કાર કરવા લાગ્યા. આ વખતે ઘણા ક્રોધથી ફડફડતા હોઠવાળો ભીમ સિંહની પેઠે ગર્જના કરી ભયંકર રૂપ ધરીને બે હાથ ભીંસી દારુણ સોગન ખાઇ કહેવા લાગ્યો કે "આ દુનિયાના સર્વ ક્ષત્રિય રાજાઓ! આગળ કોઇએ નહિ કરેલી અને બીજો કોઈ કરશે પણ નહિ એવી મારી પ્રતિજ્ઞા સાંભળો. યુદ્ધ કરીને ભારતવંશનો એ પાપી દુર્મતિ દુઃશાસનની છાતી ભેદીને હું તેનું લોહી ન પીઉં અને બોલેલું ન બજાવું તો અમારા બાપદાદાઓની સદ્દગતિને હું પમું નહિ." આ પ્રમાણે રૂવાડાં ઉભાં કરે એવી ભયંકર પ્રતિજ્ઞા ભીમે કરી. છતાં વિલાપ કરતી દ્રૌપદીને જવાબ મળ્યો નહિ. છેવટે ધર્મના તત્વને જાણનાર **વિદુરે** પોતાના બન્ને હાથ ઉંચા કરી સર્વેને ઘોંઘાટ કરતાં અટકાવી સભામાં કહ્યું કે દ્રૌપદીના પ્રશ્નનો ખુલાસો થતો નથી, એમાં ધર્મનો નાશ થાય છે, તો સૌ પોતપોતાની સમજ પ્રમાણે ઉત્તર આપો. વિદુરનાં આવાં વચનો સાંભળતાં પણ સભાસદો કાંઇ બોલ્યા નહિ. "દાસી થયેલી આ દ્રૌપદીને દુર્યોધનના ઘરમાં લઈ જા" એવી કર્ણે દુઃશાસનને આજ્ઞા કરતાં દુઃશાસન દ્રૌપદીને ખેંચવા લાગ્યો. દ્રૌપદી બોલ્યાં કે હું સભામાં આવી ત્યારે વિહ્વળપણાને લીધે વૃદ્ધ વડિલોને પ્રણામ કરી શકી નથી માટે પ્રણામ કરી લઉં. દ્રૌપદીના બોલવાપર ધ્યાન નહિ આપતાં દુઃશાસન તેને બળાત્કારથી ખેંચવા લાગ્યો તેથી તે સભા વચમાં પડી ગયાં અને વિલાપ કરવા લાગ્યાં. "હાય હાય! આ સભામાં બીરાજેલા વૃદ્ધ

ક્ષત્રિય રાજાઓની આગળ હું વહુ દીકરી છું, તેનાપર થતા આવા સત્કારોને એ વૃદ્ધ લોકો પણ સહન કરી જોયા કરે છે! આ ઉપરથી હું ધારૂંછું કે ઘણો ખરાબ વખત આવી પહોચ્યો છે અને કૌરવોનો ધર્મ નાશ પામ્યો છે. અરે વૃદ્ધ લોકો! આ દુષ્ટ દુઃશાસન મને દુઃખ દે છે, તે મારાથી સહન થતું નથી, માટે હું જીતાએલી છું કે નહિ તે બોલી નાખો "દ્રૌપદીનો અત્યંત વિલાપ સાંભળી ભીષ્મ બોલ્યા કે" હું પ્રથમથી કહી ચૂકયો છું. પણ એટલું તો ખરૂંછે કે, કુળનો થોડાજ કાળમાં વિનાશ થવાનો છે. તમે આવા કષ્ટમાં પણ ધર્મને વળગી રહ્યાં છો એ તમને યોગ્ય છે, અને કુલીનનું એજ લક્ષણ છે. હવે તમે યુધિષ્ઠિરનેજ એ પ્રશ્ન પૂછો." ભીષ્મનું એ પ્રમાણેનું બોલવું સાંભળી બીજાઓ ભયથી કાંઈ બોલ્યા નહિ. દુર્યોધને હસતાં હસતાં કહ્યું કે "તારા પ્રશ્નનો ઉત્તર તારા પતિઓએજ દેવો જોઇએ. સભાની અંદર ભીમ આદિ તારા પતિઓ એમ કહે કે યુધિષ્ઠિરે ભૂલ કરી છે અથવા યુધિષ્ઠિર પોતેજ તને મૂઠમાં માંડવાની પોતાની ભુલ કબુલ કરે તો હું તને મુક્ત કરૂં." દુર્યોધનના આ યુક્તિભરેલા નિર્ણય વાદમાં હવે પાંડવો શું બોલે છે તેને માટે સૌ આતુરતા બતાવવા લાગ્યા. ભીમ બોલ્યો કે "આ વડીલ ભાઈ યુધિષ્ઠિર જો અમારા સર્વસ્વના માલેક ન હોય તો અમે આટલીવાર સુધી આ અપમાન સહન કર્યું ન હોત. તે જો દ્રૌપદીને મુઠમાં માંડયા પહેલાં પોતાના પંડને હારી ગએલા માનતા હોય તો દ્રૌપદીની બાબતમાં અમારો જયજછે. દ્રૌપદીના ચોટલાને પકડનારો પુરૂષ મારા હાથમાંથી જીવતો જાનજ નહિ, પરંતુ હું ધર્મના પાશથી બંધાએલો છું; યુધિષ્ટિરનું માન રાખુંછું અને અર્જુન મને અટકાવે છે, તેથી નિરૂપાય છું. જો યુધિષ્ઠિર આજ્ઞા કરેતો હમણાંને હમણાં આ દુષ્ટ લોકોને ચાંચડની પેડે ચોળી નાખું." ભીમ વેગમાં આવી જતાં ભીષ્મે, દ્રોણે તથા વિદુરે તેને કહ્યું કે તમે સઘળું કરી શકો એવા સમર્થ છો, પણ હમણાં ક્ષમા કરો." એક તરફથી આ વૃદ્ધ લોકો સમાધાનીની વાત કરતા હતા, ત્યારે બીજી તરફથી કર્ણે બળતામાં ઘી હોમ્યું કે "અરે દ્રૌપદી! દાસની સ્ત્રી અને ધન દાસના માલેકનાંજ કહેવાય, માટે તું હવે દુર્યોધનની દાસી થઇછે, તેથી દુર્યોધનના દરબારમાં જઈ તેની સ્ત્રીઓની પગચંપી કર. હવે પાંડવો તારા માલેક નથી, પણ ધૃતરાષ્ટ્રના પુત્રોજ તારા માલેક છે. તારે આજ સુધી પાંચ પતિ હતા હતા પણ હવે **દાસી** થવાથી તને બધી છુટ મળશે, અને વધારે સુખ ભોગવી શકીશ. તારા પાંચ પતિ તો અમારા **દાસ** થયાછે, તેથી તેઓ અમારી રજા વિના તને ભોગવી શકશે નહિ. યુધિષ્ઠિરે સભા વચમાં તને મૂઠમાં માંડીને તારા જન્મની સફલતા કરી છે!!"

**કર્ણનાં** અવાં અત્યંત કઠોર વચનો સાંભળી ભીમે **યુધિષ્ઠિરને** કહ્યું કે આપણે સર્વ આવી દુર્દશામાં આવી પડયા છીએ, તેથી હમણાં હું આ દુષ્ટ **કર્ણની** ઉપર મારો ક્રોધ કાઢી શકતો નથી. તમે જો **દ્રૌપદીની** મૂઠ ન માંડી હોત તો શત્રુઓ મારી સમક્ષ આમ બકત નહિ." **ભીમનાં** આ વચનથી **દુર્યોધને** યુધિષ્ઠિરને કહ્યું કે "તમારા ચારે બાંધવો તમારી આજ્ઞા પ્રમાણે વરતનારાછે, માટે તમેજ બોલો કે દ્રૌપદી જીતાએલી છે કે નહિ." આ પ્રમાણે બોલતાં એ દુષ્ટે **ભીમને** વધારે કોપ ચડાવી ખીજવવાને દ્રૌપદીની સમક્ષ પોતાનો કેળના **થાંભલાજેવો** ડાબો **સાથળ** ખુલ્લો કરી **દ્રૌપદીને** બતાવ્યો. આ બેઅદબી ભરેલી **દુર્યોધનની** વર્ત્તણુક જોઇ **ભીમ** લાલ આંખો ચડાવી બોલ્યો કે "જો મોટા રણસંગ્રામમાં તારો સાથળ ભાંગી ન નાખુ તો હું પિતૃના લોકને પામું નહિ." **ભીમનું** આવું ઉગ્ર સ્વરૂપ જોઇ વિદુર બોલ્યા કે "કાળની ગતિને લીધે આ કુળમાં આ મોટી અનીતિ ઉત્પન્ન થઇ તેનો પરિણામ ઘણોજ નઠારો આવશે. સભાની વચ્ચે સ્ત્રીની બાબતમાં શરમભરેલો વિવાદ ચલાવો છો, એ જુગાર જેવી નીચ રમતની મર્યાદાથી પણ વિરૂદ્ધ છે. હે **ધૃતરાષ્ટ્રના** પુત્રો! તમો નીચ વિચાર કર્યા કરો છો, તેથી તમારૂં સત્યાનાશ વળવાનો વખત નજીક આવ્યો જણાય છે. યુધિષ્ઠિરે પોતાના શરીરને હાર્યા પહેલાં દ્રૌપદીની મૂઠ માંડી હોત તો દ્રૌપદી જીતાએલી કહેવાત; પણ પોતાના શરીરને હાર્યા પછી દ્રૌપદીની મૂઠ માંડવા **યુધિષ્ઠિરને** અધિકાર નહોતો. જે ધણી જે ધનનો માલેક રહ્યો ન હોય તે ધણી તે ધનની મૂઠ માંડે તો એ વૃથાજ છે. આ નીચ **શકુનિની** વાતો સાંભળીને તમો ધર્મનું ઉલ્લંઘન કરો છો તે ઘણું ભૂંડું છે." દુર્યોધન બોલ્યો હું **ભીમ** વગેરે ચારે ભાઇઓનાં વચનઉપર આધાર રાખું છું. એઓ એમ કહે કે, યુધિષ્ઠિર **દ્રૌપદીના** માલેક નથી, તો હું **દ્રૌપદીને** મુક્ત કરૂં. અર્જુન બોલ્યો કે "પોતાના શરીરને હારી ગયા પછી તેની કોના ઉપર માલીકી રહે!" આ વિવાદ ચાલતો હતો તે સમયે **ધૃતરાષ્ટ્રની** અગ્નિશાળામાં અનેક અપશકુનોના પોકારો થયા. આવા ઉગ્ર શબ્દો સાંભળવામાં આવતાં વિદુર, **ગાંધારી** ભીષ્મ, દ્રોણ અને કૃપાચાર્યના મુખથી "**શિવ, શિવ,**" એવા શબ્દોનો ઉચ્ચાર થયો. આ ભયંકર ઉત્પાતસૂચક શબ્દો થતાં અને **વિદુરે** તથા **ગાંધારીએ** ધૃતરાષ્ટ્રને એ વિષે નિવેદન કરતાં ધૃતરાષ્ટ્રે **દુર્યોધનને** કહ્યું કે "હે મંદ બુદ્ધિવાળા **દુર્યોધન**! તું દ્રૌપદીને આ પ્રમાણે દુઃખ દે છે, માટે તારો દિવસ ફર્યો લાગે છે." પછી પાંડવોના ભયને લીધે સમાધાન કરવાની ઇચ્છાથી તેણે દ્રૌપદીતરફ જોઇ કહ્યું કે "વહુ **દ્રૌપદી**! મારી પાસેથી જે તમને ગમે તે વરદાનો માગી લ્યો." તુરત **દ્રૌપદીએ** માગ્યું

કે "યુધિષ્ઠિર દાસપણામાંથી મુક્ત થાય અને મારા પુત્રને કોઈ દાસ પુત્ર ન કહે" તેણે તેની આ માગણી કબુલ રાખી બીજું વરદાન માગવા કહ્યું. ત્યારે દ્રૌપદી બોલ્યાં કે "ધનુષ બાણ સહિત યુધિષ્ઠિરના ચારે ભાઈઓ દાસપણામાંથી છૂટીને સ્વતંત્ર થાય." ધૃતરાષ્ટ્રે તે ઈચ્છા પણ પૂરી કરી અને ત્રીજું વરદાન માગવા કહ્યું. આ વખતે દ્રૌપદીએ વર માગવા ઈચ્છા કરી નહિ; કારણ કે તે બોલ્યાં કે "મારા પતિઓ દાસપણાથી મુક્ત થયા તો હવે પોતાનાં સત્કર્મોથી સારી સ્થિતિને પામશે" દ્રૌપદીએ આ પ્રમાણે પાંડવોને છોડવ્યા, તેથી કર્ણ બોલ્યો કે "વહાણવગરના દુઃખરૂપ સમુદ્રમાં ડૂબતા પાંડવોને આ દ્રૌપદી સહિસલામત પાર ઉતારવામાં વહાણરૂપ થઈ છે." ભીમે આ સાંભળી કર્ણનો તિરસ્કાર કરી યુધિષ્ઠિરને કહ્યું કે "આ દુષ્ટ શત્રુઓને મૂળસહિત હમણાંજ ઉખેડી નાખું." યુધિષ્ઠિરે તેને શાંત પાડી તેનો હાથ પકડી બળાત્કારથી તેને વાર્યો અને કહ્યું કે "ચુપ રહે." તે પછી યુધિષ્ઠિરે હાથ જોડીને ધૃતરાષ્ટ્રપાસે આવીને આજ્ઞા માગી કહ્યું કે અમે આપની આજ્ઞામાંજ રહેવા ઈચ્છીએ છીએ. "સૌ સૌનું રાજ્ય કરો" એમ ધૃતરાષ્ટ્રે આજ્ઞા આપી અને કહ્યું કે "શાંતિ આપે એવી એક શિખામણ ધ્યાનમાં રાખજો, મારી અને ગાંધારી સામું જોઈને દુર્યોધનાદિની દુષ્ટતા મનમાં લાવશો નહિ," આમ કહી તેઓને તેમનું સર્વસ્વ પાછું આપી જવાની રજા આપી.

## દુર્યોધનનો ખેદ અને પાંડવોનો જુગારમાં બીજીવાર પરાજય.

**જુગારમાં** હારેલું સર્વસ્વ ધૃતરાષ્ટ્રે પાંડવોને પાછું આપ્યું, તેથી દુર્યોધન આદિ દુષ્ટ ચંડાળ ચોકડી ફંદ રચવાને બીજી વાર મસલત કરવા મળી, પરસ્પર વિચાર ગોઠવી ચલિત મનવાળા અંધ ધૃતરાષ્ટ્રને દુર્યોધન ઉતાવળો જઈ કહેવા લાગ્યો કે પાંડવો આપણાપર કોપેલા છે તેથી તેમને છંછેડી છોડી મૂકવાથી કાળોતરા નાગ વખત મળ્યે વેર લીધા વિના રહેવાના નહિ. તો હવે આપણને મૂળ સહિત ઉખેડી નાખ્યા વિના રહેશે નહિ. માટે એકવાર ફરી પાંડવોની સાથે જુગાર રમવાની રજા આપો અને એમાં એવી શરત કરવી કે 'જે હારે તે બાર વરસ સુધી વનમાં વસે અને તેરમે વરસે કોઈના જોવા જાણ્યામાં ન આવે તેવી રીતે કોઈ શેહેરમાં ગુપ્ત રહે અને જો ઓળખાઈ જાય તો બીજાં બાર વરસ સુધી વનવાસ ભોગવે.' પાંડવો તેર વરસ સુધી વનમાં રહેશે એટલામાં અમો અમારાં મૂળ દૃઢ કરી લેશું અને ઠરાવ પ્રમાણે તેર વરસ વનમાં વસી પાછા આવશે તો યુદ્ધ કરી તેમને જીતી લેશું. આ પ્રમાણે અમે વિચાર ગોઠવ્યો છે, માટે તે વાતમાં તમે સંમતિ આપો. "સાઠે બુદ્ધિ નાઠી" એ કહેવત પ્રમાણે ધૃતરાષ્ટ્રની

બુદ્ધિ ફરી ગયેલી હોવાથી તેણે તે વાતમાં સંમતિ આપી. પાંડવોને તુરતજ પાછા બોલાવવાનો હુકમ આપ્યો. **દ્રોણ**, વિદુર ભીષ્મ આદિ કેટલાકોએ સમજાવ્યા અને ગાંધારીએ પણ ધૃતરાષ્ટ્રને વિનંતિ કરી કે "આ બાબતમાં દુર્યોધનનો ત્યાગ કરવો." છતાં ધૃતરાષ્ટ્રે માન્યું નહિ. પાંડવો દ્રૌપદી સહિતપાછા ફર્યા અને સભામાં આવ્યા. શકુનિ બોલ્યો કે ધૃતરાષ્ટ્ર રાજાએ તમારા રાજ્યને છોડી દીધું એ ઠીક કર્યું. પણ હવે આપણે એક બાજી ફરીથી રમીએ. એ પ્રમાણે કહી તેણે રમતની ગોઠવેલી સરત સભામાં કહી સંભળાવી કે સર્વનાં મન ઉદ્વેગ પામી ગયાં અને સર્વ બોલી ઉઠ્યા કે "અરે આ શું થાય છે. **કૌરવોનો** વિનાશ ઢુંકડો આવ્યો છે," **યુધિષ્ઠિરે** શકુનિની માગણી સ્વીકારી. રમત શરૂ થતાં શકુનિએ પહેલી વારના દાવ નાખીનેજ **યુધિષ્ઠિરને** હરાવી દીધા.

**પાંડવો** વનમાં જવાને તૈયાર થયા અને રાજવંશી વસ્ત્રો ઉતારીને **મૃગચર્મો** ધારણ કર્યા જે જોઈ **દુઃશાસન** મોઢેથી દાઝ્યાપર ડામ દેવા લાગ્યો કે "પાંડવો મૃગચર્મ પહેરવાથી મછીમારના જેવા લાગે છે. હે દ્રૌપદી! કંગાલ પાંડવોને છોડી દઇ હવે તું અમારામાંથી કોઇને પતિ તરીકે પસંદ કરી રાજવિલાસ ભોગવી સુખી થા." **દુઃશાસનનાં** દુર્વચનો સાંભળી **ભીમ** કહેવા લાગ્યો કે "ધર્મનું ઉલ્લંઘન નહિ કરી શકવાથી હું તને કંઈ કરીશકતો નથી, પણ રણસંગ્રામમાં તને મારી નાખીશ' એમ અપમાનનો ક્રોધ શમાવીને ભીમ યુધિષ્ઠિરની પાછળ ચાલ્યો. અર્જુને ધીમેથી કહ્યું કે "અરે ભીમ" મોટા જે કરવાને ઇચ્છે છે તે કંઈ બોલીને જણાવતા નથી. માટે આજથી ચૌદમે વરસે જે થશે તે સૌ જાણશું, કામ કરીને બોલવું," એમ મહાબાહુ **અર્જુને** કહ્યું. આવી રીતે તે ભાઇઓએ શત્રુઓને મારી નાખવા પ્રતિજ્ઞાઓ લીધી અને પછી **ધૃતરાષ્ટ્ર**પાસે રજા માગવા ગયા. યુધિષ્ઠિરનાં સંક્ષિપ્ત વચનો સાંભળીને જેટલા ત્યાં બેઠા હતા તે સર્વે ઝંખવાણા પડી જઈ કંઈ બોલ્યા નહિ પણ અંતઃકરણથી તેનું કલ્યાણ ઇચ્છવા લાગ્યા. વિદુરે કહ્યું કે "તમારી માતા કુંતીને મારે ત્યાં મુકતા જાઓ. વનવાસમાંથી તમને અલભ્ય લાભ મળશે. શત્રુથી પરાભવ ન પામો તેવું બળ ત્યાંથી તમોને પ્રાપ્ત થશે. માટે હે **કુંતીપુત્ર**! અમારી રજાથી તમે જાઓ. અરે ભારત! હું તમને આશીષ આપુંછું. તમે કદી પાપરૂપ કર્મ કર્યું એમ કોઈ કહેશે નહિ. તમે વિજય મેળવી સહિસલામત વહેલા આવો એટલે હું તમને જોઉં." માતા **કુંતીને** તેના પુત્રના વિરહથી શોક વ્યાપી રહ્યો. કુંતીજી વિલાપ કરતાંજ રહ્યાં અને પાંડવો પ્રણામ કરી માતાને દિલાસો દેતા દેતા હસ્તિનાપુરની બહાર નિકળ્યા. **યુધિષ્ઠિર** વસ્ત્રથી

પોતાનું મોઢું ઢાંકીને પહેલાં ગયા; પછી **ભીમ** પોતાની વિશાળ ભુજાઓ જોતો જોતો ચાલ્યો; અર્જુન રેતી વેરતો ચાલ્યો; **સહદેવ** પોતાના મુખ ઉપર માટી ચોપડી ચાલ્યો; **નકુલ** પોતાના શરીરને ધૂળ ચોળી ચાલવા લાગ્યો: દ્રૌપદી પોતાનું મોઢું છૂટા ચોટલાથી ઢાંકી દઈ રોતાં રોતાં ચાલ્યાં અને ધૌમ્યાચાર્ય હાથમાં દર્ભ લઇને ભયંકર યમરાજા સંબંધી મંત્રોને માર્ગમાં ભણતા ચાલ્યા ગયા. આ પ્રસંગે દ્રૌપદીએ પોતાનાં વસ્ત્રાભૂષણ તજી માત્ર એક શ્વેતવસ્ત્રે નિકળતાં પ્રતિજ્ઞા કરી હતી કે **ભીમસેન** દુઃશાસનને મારી એનું લોહી પીશે અને એ લોહીએ ભર્યા હાથ મારે માથે મૂકશે ત્યાં સુધી હું મારા કેશ આમના આમ છૂટાજ રહેવા દઇશ. પોતાનું રાજ્ય, કુળાભિમાન અને બળને ભુક્કો આપનાર દુર્યોધનને મારવા સમર્થ હતા તોપણ ભાવી કોઇથી નહિં મટે એમ ધારી એકલોયા શસ્ત્રધારી પાંડવો વનમાં જવા નીકળ્યા.

### સભાપર્વ સમાપ્ત.



## શ્રી વન પર્વ ૩ જું



### પાંડવોપર પ્રજાનો પ્યાર.

જ્યારે પાંડવોને વનવાસ મળ્યાની વાત સાંભળી ત્યારે હસ્તિનાપુરની ઘણી પ્રજામાં મ્હોટો ગભરાટ ફેલાયો. **દુર્યોધન** વગેરે ઉદ્ધત અને નીચ લોકોનાં કુલ્યોતરફ તો પ્રજાની સંપૂર્ણ અપ્રીતિ હતીજ, પણ એમની દુષ્ટતાનો અટકાવ ન કરી શકવાથી **ભીષ્મ,** દ્રોણ, કૃપાચાર્ય, વિદુર વગેરે વૃદ્ધ અને વિદ્વાન લોકો પણ પ્રજાની બત્રીશીએ ચડયા. તેઓ પણ ધિક્કારના શબ્દોને પાત્ર બન્યા. પાંડવો હસ્તિનાપુરની બહાર નીકળ્યા કે તેમનાપર સંપૂર્ણ વહાલને લીધે ને પુરની સમગ્ર પ્રજા કૌરવોતરફના ત્રાસને તિરસ્કારી કાઢી કૌરવોનાપર અત્યંત કઠોર શબ્દોનો વરસાદ વરસાવતી હળી મળીને એકઠી થઇ. **શકુનિ'** કર્ણ અને દુઃશાસન" એ ચંડાલ ચોકડીની સલાહ પ્રમાણે **દુર્યોધન** રાજ્ય ચલાવવા માગે છે, તો હવે કૌરવકુળ અને આપણાં ઘર બાર ઉજડ થવાનાં છે. પાપી અને દુષ્ટ **દુર્યોધન** નીચ લોકોની શીખવણીથી આવી રીતે રાજ્ય ચલાવશે તો તે રાજ્યમાં ધર્મ કે સુખ સંપત્તિનો સંભવજ કેવો? માટે આપણે પણ હવે **પાંડવો** રહે ત્યાં રહેવું યોગ્ય છે. પાંડવો દયાળુ છે, **જિતેંદ્રિય** છે અને ધર્માત્મા છે; માટે એમના આશ્રયમાં રહેવાથીજ આપ-

ણા સુખનું અને આપણી સંપત્તિનું રક્ષણ થશે. એમ બોલતી તે પુરની સઘળી વસ્તી પાંડવો પાછળ દોડી. પાંડવોપાસે જઇ તેમણે હાથ જોડી વિનતિ કરી કે "અમને દુઃખમાં નાખી તમે ક્યાં જાઓ છો? તમો જ્યાં જશો ત્યાં અમે પણ સાથેજ આવીશું. નિર્દય શત્રુઓએ કપટવડે કરેલી તમારી હાર સાંભળીને અમે બહુ ઉદ્વેગ પામીએ છીએ, અને તમારા વિના આ પુરમાં રહેવાથી અમારી મોટી ખરાબી થશે એમ ધારીએ છીએ. માટે અમને છોડીને ચાલ્યા જવું આપને ઘટે નહિ. અમે તમારા દાસ છીએ. કૌરવો મૂઢ અને નીચ છે, તેમની સોબતમાં રહેવાથી અમે પણ એવા અધમ થઇ જઇશું એવી અમને બીક લાગે છે." વળી તેઓએ કહ્યું કે" અમે સત્પુરૂષોનો સંગ કરવા ઇચ્છીએ છીએ પણ દુષ્ટ પુરૂષોનો સંગ કરવા ઇચ્છતા નથી; કારણ કે સત્પુરૂષોના સમાગમથી કલ્યાણ થાય છે અને દુષ્ટોના સમાગમથી પાપ થાય છે. જેમાં શ્રેષ્ઠ ગુણો રહેલા છે એવા તમારી સાથે રહેવા અમે ઇચ્છીએ છીએ." આ વખતે બધી પ્રજા સદ્દાચારના ઘણા ઉપયોગી નિયમો વર્ણવતી હતી. જેઓ સન્માર્ગમાં ચાલનાર છે તેમની સાથે રહેવાનો આપણે પ્રયત્ન કરવો જોઇએ પણ દુરાચરણીની સોબત કરવી જોઇએ નહિ. એક મનુષ્ય બીજા ઉપર અસર કરી શકે છે. શીતળાના રોગથી પીડાતા માણસોમાં જવાથી તમને તે રોગ વળગશે પણ આચરણનો રોગ એકદમ વળગે તેવો છે.અને શારીરિક વ્યાધિઓ કરતાં દુરાચાર વધારે હાનિકારક છે. સદ્દાચરણી પુરૂષો તેમના અંતઃકરણમાંથી સાધુતાના વિચારો મોકલે છે, અને દુરાચરણી લોકો તેમનાં અંતઃકરણમાંથી દુષ્ટ વિચારો મોકલે છે. બંનેના વિચારો રોગની માફક વળગે તેવા છે. સંગત કરતી વખતે સદ્દાચરણી લોકોને પસંદ કરવા અને ખાસ કરીને જ્યારે તમે યુવાવસ્થામાં હો ત્યારે તો તેમજ કરવું. વયમાં આવતા જશો તેમ તેમ તમારી ચાલ ચલગત દ્રઢતર થતી જશે અને જેમ યુવાવસ્થામાં બીજાની ટેવ તમને સહેલાઇથી વળગે તેમ થવાનો તમને વયે આવતાં થોડો સંભવ છે.

લોકો તેમના રાજાને તજીને મારી પાછળ આવે ને ઠીક નહિ એમ ધારીને યુધિષ્ઠિરે તેમને પાછા ફરવાનું અને ભીષ્મ, ધૃતરાષ્ટ્ર, વિદુરજી તથા કુંતીના પર માયા રાખવાનું અને તેમની આજ્ઞામાં રહેવાનું કહ્યું અને એ રીતે તેઓએ પોતાનું અને પોતાના ભાઇઓનું પ્રિય કર્યું કહેવાશે એમ જણાવ્યું. જો આપણો રાજ્યકર્ત્તા ખરાબ હોયતો તેને તજી દેવાથી યા બંડ કરવાથી આપણે તેને સુધારી શકીએ નહીં. આપણને આપણા કર્મને આધીન યોગ્યતા પ્રમાણે રાજા મળે છે. જો રાજા દુષ્ટ હોયતો તેને સુધારવો જોઇએ અને રાજ્યધર્મનિષ્ટ પ્રજા તરીકે તમારે બરાબર ફરજ બજાવીને અવ્યવસ્થિત રાજ્યને મજબૂત કરવું જોઇએ.

જો આપણે બંડ ઉઠાવીએ તો આપણે આપણી મેળેજ ઇલાજ શોધવો પડશે અને આથી રાજા તેમજ પ્રજા બન્ને મુસિબતમાં આવી પડે છે. જો આપણે વફાદાર અને સ્વધર્મશીળ રહીએ તો દેવો આપણને રક્ષણ આપે છે; દાખલા તરીકે જેઓને વાસ્તવિક રીતે લડાઈ કરવાનો ધર્મ હતો તેણે લડીને દુર્યોધનને યોગ્ય વખતે ગાદીપરથી ઉઠાડી મુક્યો હતો. હિંદુઓ આવી રીતે અસલથી ઉપદેશ આપે છે અને સાંપ્રત કાળની બંડ અને , વફાદારની રૂઢી કરતાં આ અસલની રૂઢી દરેક માણસને વધારે અસર કરતી જણાશે યુધિષ્ઠિરનાં નમ્ર વચનોથી સર્વે પ્રજા નેત્રમા આંસુ ભરી લાચારીથી પાછી હસ્તિનાપુરમાં ગઇ અને વેદોચ્ચાર કરતા કેટલાક બ્રાહ્મણોથી વિંટાઇને પાંડવો ગંગાના કિનારા તરફ ચાલ્યા.

## ધૃતરાષ્ટ્રનું છચુપચુપણું–વિદુરનું સ્પષ્ટવક્તાપણું.

**પાંડવોના** વિયોગથી અત્યંત પરિતાપ પામતા **વિદુરે** ઘણીક આશ્વાસના કરી કચવાતાં કુંતીજીને ઘેર આણ્યાં. કૌરવોની સ્ત્રીઓ પણ **દ્રૌપદીનું** દુઃખ સાંભળી દિલગીર થઈ, કૌરવોનાં કૃત્યોને નિંદવા લાગી અને શોક કરવા લાગી. પોતાના પુત્રોની અતિ અનીતિથી ખેદ પામેલા **ધૃતરાષ્ટ્ર**ના મનને કોઇપ્રકારે શાંતિ વળતી નહોતી. તેને ચોતરફથી ફિટકાર મળવા લાગ્યા. એટલા માટે તેણે **વિદુરને** બોલાવી કહ્યું કે “**વિદુર**! યુધિષ્ઠિર આદિ બાંધવો અહિંથી શું શું ચેષ્ટાઓ કરતા ગયા તે મને કહો.” **વિદુર** સમયને અનુસરી બોલ્યા કે “**યુધિષ્ઠિર** વસ્ત્રથી પોતાના મુખને ઢાંકતા ચાલ્યા, **ભીમ** પોતાની વિશાળ ભુજાઓ જોતો જોતો ચાલ્યો ગયો, **અર્જુન** હાથવતે રેતી છાંટતો છાંટતો ગયો, **સહદેવ** માટી ચોપડી ચાલ્યો, **નકુલે** શરીરે ધૂળ ચોળી ચાલવા માંડયું, **દ્રૌપદી** મુખને માથાના વાળથી ઢાંકી રોતાં કળકળતાં ગયાં, અને ધૌમ્યમુનિ **યમના** અને **રૂદ્રના** મંત્રો ભણતા હાથમાં **દર્ભ** લઇને તેઓની વાંસે ચાલ્યા.” **ધૃતરાષ્ટ્રે** પૂછ્યું. પાંડવો આવી ચેષ્ટા કરતા ગયા તેની શું મતલબ હશે ! **વિદુરે** ઉત્તર આપ્યો કે **યુધિષ્ઠિરની** ક્રોધદૃષ્ટિ જેનાપર પડે તે બળી ગયા વિના રહે નહિ, તેથી કૌરવોનીપર કૃપાને લીધે તેણે પોતાનું મુખ વસ્ત્રથી ઢાંકયું. **ભીમે** ભુજાઓતરફ દૃષ્ટિ કરી એમ સૂચવ્યું કે એ વિશાળ ભુજાવડે શત્રુઓનો સંહાર કરવાનો છે. જેમ રેતીના દાણા અવિચ્છિન્ન રીતે પરસ્પરનો સ્પર્શ કર્યા વિના પડે છે તેમ મારાં બાણો શત્રુઓનાપર પડશે એમ સૂચવવા **અર્જુને** રેતી વેરી. મને કોઇ ન ઓળખે તો ઠીક એવા મરજીથી **સહદેવે** પોતાના મુખઉપર માટી ચોપડી. મારૂં રૂપ જોઈ સ્ત્રીઓને મોહ ન થાય એવી ઇચ્છાથી **નકુલે** શરીરને ધૂળ લગાડી. જ્યારે કૌરવોની સ્ત્રીઓના કેશ ઉતરશે (વિધવા થશે) ત્યારેજ મારે મારા વાળ બાં-

ધવા છે એમ બતાવવા ને **દ્રૌપદીએ** પોતાના કેશ છૂટા લટકાવ્યા હતા, અને પાંડવોના હાથથી **કૌરવો** મરણ પામશે ત્યારે તેમને સ્મશાન લેઇ જતાં આવાજ મંત્રો બોલાશે એમ સૂચવતા **ધૌમ્યમુનિ** હાથમાં દર્ભ રાખી યમના તથા **રૂદ્રના** મંત્રો બોલતા બોલતા ગયા. મહારાજા **ધૃતરાષ્ટ્ર !** પાંડવો હસ્તિનાપુરથી નીકળ્યા ત્યારે આ પુરની સઘળી પ્રજા અતિ પરિતાપ પામી કૌરવોને ધિક્કારતી હતી, આકાશમાં વાદળાં વગર વીજળીઓ થતી હતી, પૃથ્વી કંપવા લાગી હતી, શહેરની ડાબી બાજુએ ઉલ્કાનો પાત થયો હતો અને ભવિષ્યોમાં પડનારી આફતોને લીધે અનેક તરેહના ઉત્પાતો પૃથ્વીમાં થવા લાગ્યા હતા. આવી પડેલી આફતોથી અનિષ્ટસૂચક અવાજો થયા હતા. આ પ્રમાણે આ બન્ને રાજવંશીઓ વાતો કરતા હતા, એજ સમયે કેટલાક મહર્ષિઓસહિત **નારદજી** ત્યાં પધાર્યા તેમણે **ધૃતરાષ્ટ્રની** સભામાં કહ્યું કે, "આજથી **ચૌદમે** વરસે **દુર્યોધનના** અપરાધથી **અર્જુન** તથા **ભીમને** હાથે કૌરવોનો ક્ષય થઈ જશે. આમ બોલી **નારદજી** અંતર્હિત થઈ ગયા. જે દિવસે પાંડવોનો વનવાસ થયો તે દિવસ શોકાતુર તથા નાશકારક ભવિષ્યવાણી થઇ જેથી **દુર્યોધનાદિ** ચંડાળ ચોકડીએ આ ભવિષ્યથી ભયભીત થઇ પણ **દ્રોણાચાર્ય** આ સંકટથી બચાવશે એમ ધારી દ્રોણાચાર્યને સઘળું રાજ્ય સોંપી દીધું. દ્રોણાચાર્યે કહ્યું કે "પાંડવો કોઇના માર્યા મરે એવા નથી, એમ વખતો વખત મહાત્માઓના મુખથી સાંભળ્યું છે તોપણ તમે શરણાગત થયા છો, વાસ્તે મારી શક્તિ પ્રમાણે હું તમને સહાય કરીશ. દૈવ સર્વથી બળવત્તર છે. પાંડવો **તેર** વર્ષ સુધી બહાર રહીને ચૌદમે વર્ષે એવું વેર વાળશે કે જેથી તમોને મોટું દુઃખ ઉત્પન્ન થશે. **દ્રુપદ** રાજાએ મને મારવા વાસ્તેજ યજ્ઞ કરીને **ધૃષ્ટદ્યુમ્નને** ઉત્પન્ન કરેલ છે અને એ પાંડવોનો સાળો છે, એ તમારા જાણવા બહાર નથી. જગતમાં કહેવાય છે કે **ધૃષ્ટદ્યુમ્ન** દ્રોણને મારશે. **અર્જુન** મહાવીર છે, પ્રબળ છે અને મહારથિઓની સંખ્યામાં અગ્રણી છે, તેની સાથે પણ તમારે વાસ્તે મારે મોટું યુદ્ધ કરવું પડશે. **દુર્યોધન !** તારે વાસ્તે મારૂં મોત આવ્યું છે એમ હું સમજું છું હમણાં જે તમને સુખ મળ્યું લાગે છે તે તો શિયાળામાં ટાઢની છાયા જેવું બે ઘડીજ રહેવાનું છે. માટે જે પુરૂષાર્થ તમારે કરવાનો હોય તે કરી લ્યો, યજ્ઞ કરી લ્યો અને મોટાં મોટાં દાનો પણ કરી લ્યો. આજથી ચૌદમે વર્ષે તમારો ઘાણ નીકળી જશે.

એવામાં **સંજય** નામના વિશ્વાસપાત્ર વૃદ્ધ સેવકે નિશ્વાસ મુકી **ધૃતરાષ્ટ્રને** આવીને કહ્યું કે, મહારાજ ! પાંડવોને વનવાસ આપીને આપે આખી પૃથ્વીને સ્વાધીન કરી છે. હવે તમે શામાટે શોક કરો છો ! **ધૃતરાષ્ટ્ર** બોલ્યો કે,

"પ્રતાપવાન્ પાંડવોની સાથે જેને વૈર થાય તેને ચિંતા થયા વિના કેમ રહે!" "મહારાજ! આપે હાથે કરીને શળ ઉપજાવ્યું છે. તમારા હાથથીજ આ મોટું વૈર ઉત્પન્ન થયું છે, જેથી ક્ષત્રિયોનો મોટો પ્રલય થઈ જશે. **ભીષ્મ**, દ્રોણ અને વિદુરના વારવા છતાં પણ તમારા પુત્ર દુર્યોધને દ્રૌપદી સાથે અતિ બુરા સત્કાર કર્યો, એ બહુજ ભુંડું કર્યું. કાળ જે માણસનું ભુંડું કરવા ધારે તેની બુદ્ધિને ખેંચી લે છે, એટલે તેને અવળીજ વાત સુજે છે. જેનો વિનાશ થવાનો હોય તેના હૃદયમાંથી અનીતિ જતી નથી; એટલુંજ નહિ પણ અનીતિ પણ તેના મનથી નીતિ જેવી લાગે છે. એવાં વૃદ્ધ **સંજયનાં** વચનો સાંભળી દુઃખીઓ **ધૃતરાષ્ટ્ર** બોલ્યો કે, "હા, **સંજય!** મને પણ એમજ ભસે છે, અને **વિદુર** પણ વખતો વખત એમજ કહે છે. પાંડવોના પ્રયાણ વખતે શેહેરમાં કેટલાંક **અપશકુનો** થયા એ પણ મારા જાણવામાં આવ્યાં. **વિદુરે** મને ઘણીવાર વાર્યો પણ **દુર્યોધનના** દબાણથી અને પુત્રવાત્સલ્યથી મારાથી કાંઈ થઈ શકતું નથી, જેનો મને હવે ઘણો પસ્તાવો થાય છે." પાંડવો અંતે પોતાનું વૈર લીધા વિના રહેશે નાહ અને કૌરવકુળનો વિનાશ થશે એવી લોકવાણીથી ભયભીત થએલો **ધૃતરાષ્ટ્ર** પાછો વિચારમાં પડયો. તે બીચારાનાં ચર્મ ચક્ષુઓની સાથે જ્ઞાન-ચક્ષુઓ પણ ફુટી ગયાં હતાં, એટલે તેને કંઈ પણ સુઝ પડતી નહતી. તે વારે વારે બીજાની સલાહ લેતો પણ એક તરફથી પુત્રોનું દબાણ અને પુત્રવાત્સલ્ય, તથા બીજી તરફથી ધર્મ અને નીતિપર પગ મુકવાથી નીપજતાં પરિણામોનો ભય એ બન્ને પરસ્પર વિરોધી વિચારોએ તેના ચંચળ મનને વધારે અસ્થિર બનાવી દીધું હતું. હવે કુળના બચાવ માટે બન્ને પક્ષનું હિત જળવાય એવો રસ્તો શોધી કાઢવાની ગુંચવણમાં તેણે **વિદુરને** બોલાવી કહ્યું કે તમને કૌરવો અને પાંડવો બન્ને સમાન છે. માટે તે બન્નેનું હિત થાય એવો રસ્તો બતાવો. **વિદુર** કહે "હે રાજા! રાજ્યનું મૂળ **ધર્મજ** છે માટે તમે ધર્મને અનુસરીને તમારા પુત્રોનું અને પાંડવોનું રક્ષણ કરો. **શકુનિ** વિગેરે નીચ લોકોએ સભામાં ઠગાઈ કરીને પાંડવોને મોટી હાનિ પહોંચાડી છે, એ અધર્મ મટાડવાનો હવે એજ ઉપાય છે કે પાંડવોની પાસેથી સર્વસ્વ હરી લેવામાં આવ્યું છે, તે સઘળું તેમને પાછું આપી દેવું. આમ કરવાથી તમો દોષમુક્ત થઈ પ્રતિષ્ઠાને પામશો અને ભાયાતોમાં સંપ રહેશે તથા કુળનો નાશ નહિ થશે. જો આ પ્રમાણે નહિ કરો તો **કૌરવોનો** અવશ્ય વિનાશ થશે. **ભીમ** અને **અર્જુન** જો ક્રોધ કરે તો તેઓ શત્રુના બીજને પણ રહેવા દે એવા નથી. જે સમયે **દુર્યોધન** જન્મ્યો તેજ વખતે તેનો ત્યાગ કરી દેવાની મેં તમને ભલામણ કરી હતી, પણ તમે માન્યું

નહિ, તેનું હવે આ ફળ થયું. હજુ પણ મારાં વચનોનો સ્વીકાર નહિ કરો તો પસ્તાવો થશે. પાંડવોનું સર્વસ્વ પાછું આપી દેવા દુર્યોધન સંમતિ આપે તો સારી વાત નહિ તો તેને કેદ કરીને સઘળું રાજ્ય યુધિષ્ઠિરને સોંપી દેવું યોગ્ય છે. દુઃશાસને સભાની વચમાં ભીમ અને દ્રૌપદીની માફી માગવી જોઇએ અને શકુનિ વિગેરે સર્વ લોકોએ પાંડવોને અનુસરવું જોઇએ. તમે મને પૂછો છો તો હું કહું છું. કે "વિનાશ કાળે બુદ્ધિ વિપરીત" થાય છે. તેમ થતાં ધૃતરાષ્ટ્રે વિદુરની સલાહનો અવળો અર્થ લીધો. તેણે મોઢું મરડી વિદુરને કહ્યું કે, "તમે હમેશાં મારા પુત્રોનું અહિત થાય અને પાંડવોનું હિત થાય એવીજ વાત કરતા આવ્યા છો, માટે તમારી સલાહ હું માનતો નથી. તમારી આવી સલાહથી મને નિશ્ચય થાય છે કે તમે મારા હિતમાં રાજી નથીજ. પાંડવોને માટે હું પુત્રોનો ત્યાગ કેમ કરૂં! હું તમારૂં જેમ વધારે માન જાળવુંછું તેમ તમે મારાથી વધારે કપટભરેલી રીતે વરતો-છો. મારે તમારૂં કામ નથી, તમારી ઇચ્છા હોય ત્યાં જાઓ. ધૃતરાષ્ટ્ર એમ બોલતો એકદમ ઉઠી પોતાના ઘરની અંદર ગયો અને "હવે આ કુળનો અવશ્ય નાશ થવાનો છે" એમ બોલતા અને દુર્વચનોથી દુભાએલા વિદુરે રથમાં બેસી તેજ ક્ષણે હસ્તિનાપુર છોડીને પાંડવોને મળવાની ઇચ્છાથી કામ્યક વનનો રસ્તો લીધો. કેટલેક દિવસે વિદુરને આવતા જોઈ પાંડવોને હર્ષાશ્રુ આવ્યાં. તેઓએ સામા જઈ સન્માન સાથે આશ્રમમાં તેડી જઈ યોગ્ય આસન આપી તેમને આવવાનું કારણ પૂછયું. વિદુરે કહ્યું કે "દુર્યોધનને કાઢી મૂકી તમને પાછા બોલાવવાનું ધૃતરાષ્ટ્રને કહેવાથી, તેણે કુપિત થઇ મને ક્રોધથી કાઢી મૂકયો છે. જે ડાહ્યા માણસો હડહડતા જૂલમને ધીરજથી સહન કરે છે તે છેવટે વિજય પ્રાપ્ત કરે છે." હું તમને સલાહ દેવા આવ્યો છું. સભામાં મેં તમને જે ભલામણ કરી છે, તે ભૂલશો નહિ." એમ કહીને ધૈર્ય રાખવાને યુધિષ્ઠિરને વિદુરજીએ શિખામણ આપી. આ તરફ ધૃતરાષ્ટ્રને પોતાના અવિચારીપણાના કૃત્યથી પરિ-તાપ થયો કે "તેને મેં દુર્વચનોથી દૂભાવ્યો તે ઠીક ન કર્યું. હવે તે પાછો આવે તો ઠીક" આવા સંકલ્પ વિકલ્પ કરતો અંધ રાજા કૃત્રિમ પ્યારનો પ્રકાશ કરવા ધરતીપર ઢળી પડયો. શુદ્ધિમાં આવતાં તેણે સંજયને આજ્ઞા કરી કે "તું પાંડવોના આશ્રમમાં જઇ ધર્માત્મા વિદુરને પાછા તુરત મારી પાસે તેડી લાવ, નહિ તો મારા પ્રાણનો ત્યાગ થશે." ધૃતરાષ્ટ્રની આજ્ઞા થતાં સંજય તરતજ કામ્યક વનમાં આવ્યો અને પાંડવોનો આશ્રમ શોધી કાઢી તેમને તથા વિદુરને મળ્યો. પરસ્પર કુશળતા પૂછયા પછી સંજયને વનમાં આવવાનું કારણ પૂછતાં તે બોલ્યો કે "વિદુરજી! તમને ધૃતરાષ્ટ્ર રાજા

યાદ કરે છે. તમે તેને નહિ મળો તો તે પ્રાણનો ત્યાગ કરશે." સંજયનો સંદેશો સાંભળી વિદુર પાંડવોની રજા લઈ પાછા હસ્તિનાપુરમાં આવ્યા અને ધૃતરાષ્ટ્રને મળ્યા. ધૃતરાષ્ટ્રે તેને પોતાના ખોળામાં ખેંચી લઇ ઘણો પ્યાર બતાવી કહ્યું કે તમે આવ્યા તે ઘણું સારૂં કર્યું. તમારા વિયોગથી મને વિમાસણ થયું છે. આજ મને ઉંઘ આવી નથી." તમે મારા બોલવાની ક્ષમા કરજો. વિદુરે વિનયથી કહ્યું કે, "આપ મારા મોટા ભાઇ છો. આપની આજ્ઞા પ્રમાણે આપનાં દર્શનની આતુરતાથી એકદમ હાજર થયો છું. મારા મનથી તમારા પુત્રો અને પાંડવો તુલ્યજ છે; પણ પાંડવો દુઃખમાં છે એટલે હાલ ગરીબ જાણીને મારૂં મન પાંડવોતરફ વળેલું છે. હું તમારા પુત્રોના દ્વેષથી પાંડવોના પક્ષમાં બોલું છું એમ નથી પણ તેમની કુબળી હાલત જાણીને બોલુંછું. ગરીબ માણસોતરપ સમજું માણસનું વલણ થાય એ સ્વાભાવિક છે" આ પ્રમાણે પરસ્પર મનને શાંત કરી બન્ને જણા છૂટા પડયા.

**કામ્યક વનમાં પાંડવોને સ્નેહી જનોનો સમાગમ.**

**કામ્યક** વનમાં પાંડવોને રહેલા સાંભળી યાદવો, દ્રુપદના પુત્રો, **શિશુપાલનો** પુત્ર ધૃષ્ટકેતુ, અને **શ્રીકૃષ્ણ** એ સૌ પાંડવોને મળવા આવ્યા. **યુધિષ્ઠિરને** પ્રણામ કરી **શ્રીકૃષ્ણ** બોલ્યા કે મારે દુર્યોધન, કર્ણ, શકુનિ તથા દુઃશાસન એ ચારેના લોહીથી પૃથ્વીને તૃપ્ત કરવી છે; માટે હે **યુધિષ્ઠિર** ! તમે અમારી સાથે ચાલો, તેઓને મારીને તમારો પુનઃ રાજ્યાભિષેક કરીએ. **શ્રીકૃષ્ણને** અત્યંત કોપેલા જોઇને તથા બીજાઓને પણ વેરમાં આવેલા જોઇ **દ્રૌપદી** પોતાના **ભાઈ ધૃષ્ટદ્યુમ્ન** સાથે શ્રીકૃષ્ણના હ્રદયને ભેદી નાખે એવાં વચનો પ્રાર્થના કરી કહેવા લાગ્યાં કે હે મધુસૂદન ! તમે શરણાગતનું રક્ષણ કરનારા છો છતાં તમે મારૂં **રક્ષણ** કેમ ન કર્યું ? હું પાંડવોની પત્ની, તમારી સખી અને **ધૃષ્ટદ્યુમ્નની બ્હેન** તેને **રજસ્વલાની** સ્થિતિમાં કૌરવો ભરીસભામાં બળાત્કારે બોલાવે અને મારાં વસ્ત્ર તથા ચોટલો ખેંચે અને પાંડવો, તમે તથા મારા ભાઇઓ જીવતાં એ બધું મારે સહન કરવું પડયું એ કાંઇ થોડા ખેદની વાત નથી. પાંડવોને તો હું ધિક્કારૂંછું કેમકે તેમણે મારી એ દશા નજરે જોયા છતાં કાંઇ પણ પરાક્રમ કર્યું નહિ. નબળા પતિઓ પણ પોતાની સ્ત્રિઓનું રક્ષણ કરે છે અને પાંડવો તો પોતે પરાક્રમી છતાં તેઓએ મારી ઉપેક્ષા કરી છે. દુષ્ટ **દુર્યોધનાદિ** ચંડાલ ચોકડી આવાં કૃત્યોને માટે જરાવાર પણ જીવતી ન રહેવી જોઇએ. તે હજુ સુધી જીવે છે, માટે **ભીમના** બળને અને **અર્જુનના** પરાક્રમને ધિક્કાર છે. **ભીમસેને** હિડિંબ, બકાસુર, તથા **કિર્મીર** જેવા રાક્ષસોને માર્યા પણ **દુર્યોધનાદિને** માર્યા નહિ. હે **શ્રીકૃષ્ણ** ! હું દુઃખો ભોગવી ભોગવીને સળગી ગઇ છું. મારૂં રક્ષણ કરનાર કોઇ નથી.

મારા પતિઓ, પુત્રો, બાંધવો, ભાઇઓ અને તમે સૌ મારે મન જીવતા મુઆસરખાજ છો. સંબંધઉપર, મારા કુળઉપર, મારી ભક્તિઉપર અને તમારી પ્રભુતાઉપર ધ્યાન આપીને મારૂં તમારે રક્ષણ કરવુંજ જોઇએ અને મારી ઉપર ગુજરેલા જુલમોનું વેર લેવું જોઇએ. આવા શૌર્યભરેલા બોલો બોલતાં દ્રૌપદી મોં આડા હાથ દઈ આંસુ આણી રોવા લાગતાં શ્રીકૃષ્ણે તેમને દિલાસો આપ્યો કે "દ્રૌપદી ! તમારો જેના ઉપર ક્રોધ છે તે અર્જુનના બાણોથી કપાશે તેમને સૂતેલા જોઇ તેમની સ્ત્રીઓ રડશે. હું નક્કી પાંડવોનું હિત કરીશ; તમે શોક કરો નહિ! તમે ફરીથી ચક્રવર્તિ રાજાની રાણી થશો." અર્જુને દ્રૌપદીને કહ્યું કે, સુંદરિ ! તમે રૂદન નહિ કરો. શ્રીકૃષ્ણ જેમ કહે છે તેમજ થશે; પછી ધૃષ્ટદ્યુમ્ને બેનને કહ્યું કે હું દ્રોણને મારીશ, શિખંડી ભીષ્મને મારશે, ભીમ દુર્યોધનને મારશે, અને અર્જુન કર્ણને મારશે. શ્રીકૃષ્ણના આશ્રયને લીધે અમોને ઇંદ્ર પણ જીતી શકે એમ નથી, ત્યારે કૌરવો તો કોણ માત્ર છે. આમ સાંત્વના કરી સમજાવ્યા છતાં પણ દ્રૌપદી ધીરજ રાખી શક્યાં નહિ નિર્દય રીતે કૌરવોથી જે અપમાન તેને ખમવું પડ્યું હતું તેની ક્ષમા નહિ આપતાં કૌરવો સાથે યુદ્ધ કરવા તેમણે યુધિષ્ઠિરને વિનંતિ કરી. તે સાંભળીને યુધિષ્ઠિરે 'ક્ષમા' વિષે અહીં એક સંભાષણ કર્યું.

## યુધિષ્ઠિરે દ્રૌપદી તથા ભીમને ક્ષમાવિષે આપેલો બોધ.

"જો કોઈ માણસ કોઇને કડવા શબ્દો કહે અને તેને તે માણસ પાછો તેવાજ શબ્દો કહે, જો કોઇ તેને દુઃખ આપે અને તે સામો તેને દુઃખ આપે, જો કોઈ તેને પ્રહાર કરે અને તે પાછો તેને પ્રહાર કરે, પિતા પુત્રનો અને પુત્ર પિતાનો નાશ કરે, જો સ્ત્રી પતિનો અને પતિ સ્ત્રીનો નાશ કરે તો હે દ્રૌપદી! આપૃથ્વી જેમાં આવી રીતે ક્રોધ રહેલો હોય તેમાં પ્રજાની ઉત્પત્તિ કેવી રીતે થઇ શકે ? જે કંઈ દુઃખ કોઇ આપે તેની ક્ષમા પુરૂષે આપવી જોઇએ. જે પુરૂષને કોઇ અપમાન આપે, તેનાપર જુલમ ગુજારે અથવા તેને ક્રોધ ઉપજાવે તોપણ તે પોતાનો ક્રોધ સમાવીને તેને ક્ષમા આપે તે જ્ઞાની અને શ્રેષ્ઠ પુરૂષ ગણાય છે. ક્ષમાએ કરીને બ્રહ્મસ્વરૂપનું જ્ઞાન, સત્ય ભાષણ, ભૂત, ભવિષ્ય તથા વર્તમાનની ખબર, તપ અને પવિત્રતા પ્રાપ્ત થાય છે. ક્ષમાવડેજ આ પૃથ્વી સંપમાં રહે છે. જ્ઞાની પુરૂષો નિરંતર ક્ષમા આપે છે ને જ્યારે તે દરેક બાબતમાં ક્ષમાવાન થાય છે ત્યારે તેને બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે." આ સાંભળી દ્રૌપદીએ નાસ્તિકની પેઠે ક્રોધથી કહ્યું કે "સર્વ ભૂત પ્રાણીઓને એકઠાં તથા જુદાં કરવા રૂપ ક્રીડા જેમ બાળક રમકડાથી કરે તેમ ઈશ્વર કરે છે. ધર્મમાં વર્તનારાઓને

દુઃખ પ્રાપ્ત થાય અને અધર્મીઓને સુખ પ્રાપ્ત થાય તો ધર્મનો શો ઉપયોગ "! યુધિષ્ઠિરે દઢતાથી તેમજ મૃદુ વાણીથી કહ્યું કે "હે દ્રૌપદી, તેં જે શોભાયમાન અને વિચિત્ર પદવાળાં વાક્યો કહ્યાં તે સ્તુતિપાત્ર છે પણ તું નાસ્તિક વાક્યો બોલે છે. હે રાજપુત્રી! હું ધર્મનું આચરણ ફળની ઈચ્છાથી કરતો નથી. ધર્મની ખાતર હું બળિદાન આપુછું. જે કંઈ હું દાન આપુંછું તે પણ ધર્મનેજ ખાતર આપુંછું. તે પણ વેદનાં વાક્યોનું ઉલ્લંઘન નહિ કરીને અને ભલા તથા જ્ઞાની પુરૂષોનું આચરણ જોઇને ફળની આશા વગર હું ધર્માચરણ કરૂંછું. હે કલ્યાણી, મારૂં અંતઃકરણ સ્વાભાવિક રીતેજ ધર્માચરણ કરવામાં પ્રવૃત્ત રહે છે. ધર્મમાં ફળની ઇચ્છા રાખીને ધર્માચરણ કરવું તે વ્યાપારમાં નફો મેળવવા જેવું છે. એવા મનુષ્યોનો સ્વભાવ નીચ હોય છે અને ધાર્મિક પુરૂષો તેમને કદી સન્માન આપતા નથી." વળી તેમણે કહ્યું કે "સૌને કર્મ પ્રમાણે ફળ મળે છે અને છેવટે ઇશ્વર દીર્ઘદૃષ્ટિથી ધર્માચરણે કરીને મોક્ષનો માર્ગ પ્રાપ્ત કરાવે છે. જ્ઞાનવાન, શાંત સ્વભાવવાળા પવિત્ર પુરૂષોજ ઇશ્વરની આ દીર્ઘદૃષ્ટિને જાણે છે. એટલા માટે ધર્મનું ફળ પ્રાપ્ત થતું નજરે દેખાતું ન હોય તેથી ધર્મમાં અથવા દેવોમાં શંકા કરવી નહિ અને પ્રસન્ન મનથી યજ્ઞો કરવા અને ગર્વરહિત થઇ દાનો આપવાં. કારણ કે બ્રહ્માએ પોતાના પુત્રોને આ જગતમાં કર્મનું ફળ તથા ધર્મ શાશ્વત છે એમ કહ્યું છે જેને કશ્યપઋષિ જાણે છે. માટે હે દ્રૌપદી! તારા મનનો સંશય ઝાકળની પેઠે નાશ પામો. આ સર્વનું મનન કરીને તારા નાસ્તિકભાવનો ત્યાગ કરીને ધર્મમાં શ્રદ્ધા રાખ. જગન્નિયંતા પ્રભુની નિંદા કર માં; તેને ઓળખીને નમસ્કાર કર; જેથી આવી નાસ્તિક બુદ્ધિ થાય નહિ અને હવેથી કોઇ દિવસે પણ જે ઇશ્વરની કૃપાથી તે નાશવંત દેહવાળો ભક્ત અમર એવા ઉત્તમ દેવપણાને પામે છે તેની નિંદા કરીશ માં." આટલું કહેવા છતાં દ્રૌપદીએ પોતાના પતિને ગયેલું રાજ્ય પાછું મેળવવા કાલાવાલા કર્યા અને ભીમે પણ ક્રોધયુક્ત થઇને સૌને આવી નિરાધાર અવસ્થામાં લાવી મુકવા માટે યુધિષ્ઠિરને ઠપકો દીધો. તેણે કહ્યું કે "એકલા ધર્મથી કંઈ વળવાનું નથી, પણ આપણે આપણું બળ બતાવીને યુદ્ધ કરવું જોઇએ. અમને યુદ્ધ કરીને દુર્યોધનપાસેથી રાજ્ય પાછું ખુંચવી લેવાની આજ્ઞા આપો." યુધિષ્ઠિરે ધીરજથી કહ્યું કે "હું ઠપકાને પાત્ર છું તેથી તુ મને વાક્યરૂપ બાણોએ કરી વ્યથા પમાડે છે તો પણ હું તારૂં અપમાન કરતો નથી. દ્યૂત રમતી વેળા હું મારૂં મન હાથ રાખી શક્યો નહિ તેથી આવું વિપરીત પરિણામ આવ્યું છે. દાવમાં હારવાથી વનવાસ રહેવા માટે હું વચનથી બંધાયલો છું તેથી હું તેનો ભંગ

કરી શકતો નથી. તમારે આવો વિચાર હતો તો મને પ્રથમથીજ કહેવું હતું. મેં જે **પ્રતિજ્ઞા** કરી છે તે હું ખોટી કરવા ચાહાતા તો નથી હું કદી અસત **પ્રતિજ્ઞા** કરતો નથી. હું મોક્ષ તથા જીવવાથી પણ સત્યને વધારે પસંદ કરૂંછું, કારણ ધર્મથી થતા સુખના સોળમા ભાગને પણ રાજ્ય, પુત્ર અને સર્વ ધન પ્રાપ્ત થતાં નથી." પરંતુ **ભીમે** માન્યું નહિ. અંતે **યુધિષ્ઠિરે** કંટાળી જઇને તેના સ્વભાવને અનુકૂળ ધર્મ સંભળાવીને કહ્યું કે "યુદ્ધમાં **ભીષ્મ**, દ્રોણ, કૃપાચાર્ય, અને કર્ણ તારી સાથે લડશે અને તેમને તું જીતી શકીશ નહિ." યુધિષ્ઠિરનાં આવાં વચન સાંભળીને ભીમ સ્તબ્ધ થઇ ગયો. પછી શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને તેના સિદ્ધાંતમાટે સ્તુતિ કરી કહ્યું કે જુગાર વખતે હું મારા શત્રુ શાલ્વ રાજાને શાસન કરવાસારૂં સમુદ્રના એક દ્વીપમાં ગયો હતો. જો હું દ્વારિકા હોત તો જુગારની સભામાં આવી **ભીષ્મ** વગેરેને અટકાવત અથવા **દુર્યોધન** જીવતો રહેત નહિ. એમ ઘણી રીતે દિલાસો દઇ **શ્રીકૃષ્ણ** પોતાની બેન **સુભદ્રાને** તથા **અભિમન્યુને** તેડી પાછા **દ્વારિકા** ગયા. **ધૃષ્ટદ્યુમ્ને** પોતાના પાંચે ભાણેજોને તેડી પાંચાળ દેશનો રસ્તો લીધો અને **ધૃષ્ટકેતુ** પોતાની બેન (નકુળની સ્ત્રી)ને તેડી ચેદી દેશ તરફ ચાલ્યો.

## સૂર્યની કરેલી સ્તુતિ અને તેમનાથી મળેલું અક્ષય પાત્ર.

**પાંડવો**એ પોતાના નિમકહલાલ નોકરો સાથે ગંગાને કિનારે **'પ્રમાણ'** વડની નીચે મુકામ કર્યો અને માત્ર જળનો આહાર કરીને રાત્રિ ગુજારી. **યુધિષ્ઠિર**ના આગ્રહથી પુરની પ્રજા પાછી વળી હતી પણ કેટલાક બ્રાહ્મણો પાંડવોની સાથે રહ્યા હતા. તેઓ **ગંગાજી**ને કાંઠે હોમ કરી **વેદાધ્યયન** વગેરે વિધિ સમાપ્ત કરી સાયંકાળે પાંડવોની સાથે બેઠા, અને નાના પ્રકારની વિનોદવાર્તાથી પાંડવોને આનંદ આપવા લાગ્યા. અરૂણોદય વખતે પ્રયાણની તૈયારી થતાં બ્રાહ્મણો **પાંડવો**ની આગળ આવી ઉભા. **યુધિષ્ઠિરે** તેમનો વિચાર જાણી લઇ કહ્યું કે "મારૂં રાજ્ય અને સર્વસ્વ હરાઇ ગયું છે તેથી અમો આ સ્થિતિમાં વનમાં જઇએ છીએ. વનમાં અમારે ફળ, ફૂલ તથા માંસ ખાઇનેજ રહેવું પડશે." જે હજારોને નિત્ય અન્નદાન આપતા તેમની પાસે કંઇ આપવાનું ન હોવાથી અત્યંત ખેદ પામ્યા અને બ્રાહ્મણોને દુઃખ વેઠવું ન પડે માટે પાછા જવાને વિનંતિ કરી. જ્યાં સુધી **યુધિષ્ઠિરે** તેમનું રક્ષણ કરવાને પોતાની અશક્તિ દેખાડી અને ખેદ પામતા પૃથ્વીપર બેઠા ત્યાં સુધી તેઓએ સાથે આવવાનો આગ્રહ કર્યા કીધો. **શૌનક** નામનો એક વેદાંતી બ્રાહ્મણ બોલ્યો કે "દ્રવ્ય આદિ હારી જવાથી શોક કરવો નહિ અને દુનિઆની વસ્તુઓમાં તૃષ્ણા રાખવી જોઇએ નહિ." **યુધિષ્ઠિર** બોલ્યા કે, "મારા ઉપભોગ માટે હું ધનની તૃષ્ણા નથી રાખતો, પણ

બ્રાહ્મણોના પોષણને વાસ્તે રાખું છું. મારા જેવો ગૃહસ્થ સાથે આવેલા બ્રાહ્મણોનું પોષણ ન કરી શકે એ કેવી શરમ ભરેલી વાત? પીડાએલાને શયન દેવું, થાકેલાને આસન દેવું, તરસ્યાને પાણી પાવું અને ભૂખ્યાને ભોજન દેવું, એ ગૃહસ્થોનો સાધારણ ધર્મ છે. જો એ ધર્મ બરાબર ન સચવાયો તો ગૃહસ્થપણાને ધિક્કાર છે. વળી પોતાના અતિથિના ઉપર આનંદથી જોવું અને તેની સાથે સારી વાણીથી બોલવું." પછી યુધિષ્ઠિરે ધૌમ્ય મુનિની સલાહ લીધી અને ધૌમ્યે તેને સૂર્યની ઉપાસના કરવાની સલાહ આપી અને એક મંત્ર બતાવ્યો. તે ઉપરથી યુધિષ્ઠિરે ગંગાના જળમાં પ્રવેશ કરી પ્રાણાયામ ( પ્રાણ વાયુનું રૂંધવું ) કરીને તેના એકસો આઠ નામના જપથી સર્વ વસ્તુના દાતા એવા સૂર્યની પ્રાર્થના કરી. અગ્નિની પેઠે ધગધગતા સ્વપ્રકાશમાન સૂર્યદેવે પ્રત્યક્ષ દર્શન દઈ યુધિષ્ઠિર રાજાને આશીર્વાદ આપ્યો અને બાર વરસ સુધી અન્ન પૂરૂં પાડવાનું વચન આપ્યું અને ત્રાંબાનું એક અક્ષય પાત્ર આપીને કહ્યું કે " સૌને જમાડી છેવટે દ્રૌપદી જમશે ત્યાં સુધી આમાંથી રાંધેલી રસોઈનો અખુટ જથો પૂરો પડી શકશે, તે કદી પણ ખૂટશે નહિ. પછી સંકટ તથા વિપત્તિવાળી જીંદગીનાં તેર વર્ષ ગાળી ચૌદમે વર્ષે ફરી રાજ્ય મળશે એમ વરદાન આપી સૂર્ય દેવ અંતર્હિત થઈ ગયા. પછી વરદાનની વાત ભાઈઓને કહી રસોઈ કરાવીને દ્રૌપદીને સોંપેલા અક્ષય પાત્રમાં મૂકી. જેથી સર્વ સામગ્રી અખુટ થઈ પડી અને તેમાંથી બ્રાહ્મણોને, પોતાના ભાઈઓને અને નિમકહલાલ નોકરોને જમાડીને છેવટે પોતે જમ્યા. સૌ જમી રહ્યા પછી છેવટે દ્રૌપદી જમ્યાં એટલે તે પાત્ર ખાલી થઈ ગયું. વનવાસમાં સૂર્યદેવ તરફથી મળેલા આ પાત્ર વડે સૌનું પોષણ થતું હતું અને કોઈ પણ ચીજની ખામી નહોતી. કારણ કે સૂર્યના કિરણ અને તેજથી ધાન્યની ઉત્પત્તિ થાય છે. સૂર્ય પૃથ્વી અને વાતાવરણઉપર અસર કરે છે તેથી ધાન્યનું બીજ વાવ્યા પછી તેનો અંકુર ફુટે છે, મોટું થાય છે, તેમાં દાણા પાકે છે વગેરે જેવી ઘણી સ્થિતિ બદલાય છે. જો સૂર્યની ઈચ્છા હોય તો તે તેનું કાર્ય ઝડપથી કરી શકે છે, અને જ્યારે તેનો એકાદ સેવક પરોપકાર અર્થે બીજાઓની મદદ કરવા ધાન્ય માગે છે ત્યારે તે કેટલીક વખતે પોતાનું કાર્ય ઘણી ઝડપથી કરે છે.

**વેદવ્યાસ તથા મૈત્રેય મુનિએ ધૃતરાષ્ટ્રને દીધેલો સદુપદેશ.**

**પાંડવોના** વનવાસથી પસ્તાતા ધૃતરાષ્ટ્રે તેને પાછા બોલાવી તેમનું રાજ્ય પાછું સોંપવાની વિદુરે વકી ચલાવ્યાની વાત સાંભળી દુર્યોધન વગેરે ચંડાળ ચોકડીએ ધૃતરાષ્ટ્રનું મન ફેરવ્યું. પાંડવોને મારવા તેમની સાથે લ-

ડાઈ કરવાની તૈયારી કરી પંડવાની પાછળ જવાને કર્યું દુર્યોધનને ઉશ્કેર્યો તેથી કુરૂ કુમારો પાંડવોનો નાશ કરવા સારૂ નીકળી પડયા. **કૌરવોનો** આ ઉદ્યોગ મહાત્મા **વેદવ્યાસે** પોતાનાં દિવ્ય ચક્ષુવડે જાણી **દુર્યોધનને** અટકાવવા **ધૃતરાષ્ટ્ર** રાજાપાસે જઇને કહ્યું કે "**દુર્યોધન** વગેરેએ પાંડવોને કપટથી જીતી વનમાં કાઢયા છે, તેમાં હું રાજી નથી. તમારો દુષ્ટ પુત્ર એટલેથી સંતોષ નહિ પામતાં વળી તેઓને મારી નાખવા લશ્કર લઇ વનમાં જાય છે. **દુર્યોધનને** તેની ઇચ્છા પ્રમાણે વરતવા દેશો તો મોટો અનર્થ ઉત્પન્ન થશે. માટે તમે, **ભીષ્મ,** દ્રોણ અને વિદુર એ ચાર મળીને યોગ્ય લાગે તેમ તુરત કરો." **ધૃતરાષ્ટ્રે** કહ્યું કે, "અમે ચાર તથા **ગાંધારી** થએલી ખટપટમાં રાજી નહોતાં, છતાં દૈવગતિથી બન્યું. હું સ્નેહને લીધે **દુર્યોધનનો** ત્યાગ કરી શકતો નથી." **વ્યાસ** મુનિ બોલ્યા કે "તમે કહો છો તે ખરૂં છે પણ વિચારવું જોઇએ કે કુપુત્ર સમાન કોઇ શત્રુ નથી અને સત્પુત્ર સમાન કોઇ મિત્ર નથી. હે પૃથ્વીપતિ, જો તમે સર્વે કૌરવોને જીવતા રાખવા ઇચ્છતા હો તો તમારા પુત્ર **દુર્યોધનને** પાંડવોસાથે સલાહસંપ કરવા કહો." **ધૃતરાષ્ટ્રે** કહ્યું કે, "આપ કહો છો તે સાચું છે, અને **વિદુર** વગેરે પણ એમજ કહે છે, માટે મારા કુપાત્ર પુત્રને શિખામણ આપો." **વ્યાસે** કહ્યું કે "મહાત્મા **મૈત્રેય** મુનિ વનમાં પાંડવોને મળીને અહિં પધારશે, તે આપને મળી **દુર્યોધનને** યોગ્ય શિખામણ આપશે. મારી સલાહ એ છે કે તે મુનિ કહે તેમ કરવું. નહિ તો એ. ક્રોધથી **શાપ** દેશે." એટલું કહી **વેદવ્યાસ** પાંડવોપાસે દ્વૈતવનમાં પધાર્યા.

**મૈત્રેયઋષિ** પધાર્યા ત્યારે તેમનો અર્ધ્યપાદ્ય આદિથી સત્કાર કરી આસનપર બેસાડયા. ધૃતરાષ્ટ્ર રાજાએ હાથ જોડી પાંડવોના ખબર પૂછ્યા કે "મહારાજ! પાંડવો કુશળ છે? અને પોતાના ઠરાવ પ્રમાણે વર્ત્તવાને ઇચ્છે છે? કૌરવો અને પાંડવો વચ્ચે સંપ થાય એમ આપને ભાસે છે! **મૈત્રેયમુનિએ** એ પ્રશ્નોનો ઉત્તર આપ્યો કે રાજા! હું તીર્થ યાત્રામાં ફરતો ફરતો કામ્યક વનમાં ગયો. ત્યાં જટાધારીના વેષે બેઠેલા પાંડવો મારા જોવામાં આવ્યા. પાંડવોને જોવા માટે બીજા મુનિઓ પણ ઘણા આવ્યા હતા તમારા પુત્રોએ કરેલી અત્યંત અનીતિ ત્યાં મારા સાંભળવામાં આવી અને તેથી મોટો ભય ઉત્પન્ન થવાનો સંભવ જાણી હું તમને ઠપકો આપવા તથા સમજાવવાસારૂ અહિં આવ્યો છું. કેમકે આ કામ ચોર લોકોના જેવું થયું છે તેથી તપસ્વિઓ તમારી અપકીર્તિ કરે છે. તમે અને ભીષ્મ હયાત છતાં તમારા દુષ્ટ પુત્રો પરસ્પર વિરોધ કરે છે એ સારી વાત નથી. તમે કુળના સ્તંભરૂપ છતાં અને નિગ્રહ—અનુગ્રહમાં સમર્થ છતાં આવા

ભયંકર **અન્યાયને** કેમ થવા દો છો?" એમ **ધૃતરાષ્ટ્રને** કહી બીજી તરફ **દુર્યોધનને** કહ્યું કે "**દુર્યોધન**! તું પાંડવોનો અતિ દ્રોહ કરવો છોડી દે. પાંડવો મહાવીર છે, દશ દશ હજાર હાથીઓના બળવાળા છે અને હિડંબ બક, કિર્મીર આદિ મોટા મોટા રાક્ષસોને પણ તેમણે માર્યા છે, માટે તેમની સાથે વિરોધ કરવામાં તને કશો લાભ થશે નહિ એટલુંજ નહિ પણ ઉલટી તારી ખરાબી થશે.તેઓ **ગંગા** કિનારે **કામ્યક** વનમાં જતા હતા ત્યાં રાતે બકનો ભાઇ **કિર્મીર** તેમની સામો થયો. **ભીમે** તેને પશુની પેઠે રહેંશી નાખ્યો. **રાજસૂય** યજ્ઞ વખતે એજ ભીમે મહાબળવાન **જરાસંધને** મારી નાખ્યો હતો એ તારા જાણવામાં છે. પાંડવોને **શ્રીકૃષ્ણ** સરખા **સહાય** છે, **ધૃષ્ટદ્યુમ્ન** જેવા સાળા છે. તેમની સામે યુદ્ધ કરવાને કયો પુરૂષ સમર્થ છે. જેમને માથે મોત હોય તેઓ તો તેમની સાથે યુદ્ધની હિમ્મત કદી પણ કરે નહિ. માટે મારૂં કહ્યું માને તો તારા ભાઇઓ સાથે સ્નેહ કર.

### મહાપુરૂષના અનાદરનું પરિણામ.

મૈત્રેય મુનિનાં વચનો સાંભળી **દુર્યોધન** જરા હસ્યો અને જવાબ નહિ આપતાં **અભિમાનથી** પોતાના હાથથી પોતાનો સાથળ ઠોકીને **મુનિનો** અનાદર કરવા લાગ્યો. **દુર્યોધન**ની અમર્યાદ સ્થિતિ જોઇ કોપથી રાતાં નેત્રવાળા **મૈત્રેયમુનિએ** શાપ દીધો, જે શાપ તેની ઉદ્ધતાઇનું ફળ હતું; "તારી દુષ્ટતાને લીધે અને તારા કરેલા **દ્રોહથી મહાભારત** યુદ્ધ ઉત્પન્ન થશે અને તેમાં મહાબાહુ **ભીમ** તેની ગદાના પ્રહારથી તારા સાથળને તોડી નાંખશે." ધૃતરાષ્ટ્ર રાજાએ તેને પ્રસન્ન કરી કહ્યું કે "હે ઋષિ! એ પ્રમાણે ના થાઓ." ત્યારે **મૈત્રેયે** કહ્યું કે "હે રાજા, જો તારો અધર્મી પુત્ર પાંડવો સાથે સલાહ કરે તોજ મારો આપેલો શાપ નિવૃત્ત થઇ શકે. મારી સલાહ પ્રમાણે તમારો પુત્ર વર્તતો નથી માટે હવે હું તમને કંઇ કહીશ નહિ." એમ કહીને મૈત્રયમુનિ ચાલ્યા ગયા. ઘણા પવિત્ર **ઋષિઓ** જે **દુર્યોધનને દુષ્ટ** માર્ગે જતો અટકાવવાને આવ્યા હતા, અને નાઉમેદ થઇને પાછા ફર્યા હતા તેમાંના એક આ **મૈત્રેયરૂષિ** પણ હતા.

### દ્વૈતવનમાં પધારી પાંડવોને વ્યાસજીએ આપેલી તપશ્ચર્યાની સલાહ.

વ્યાસે **યુધિષ્ઠિરને** કહ્યું કે " યુધિષ્ઠિર! તમારા મનમાં જે વિચારો ઘોળાયા કરે તે મેં મારી **યોગવિદ્યા**ના બળથી જાણી લીધા છે, અને તેટલા વાસ્તે તમારી પાસે આવ્યો છું. **ભીષ્મ,** દ્રોણ તથા કર્ણ વગેરેનો તમારા મનમાં જે ભય છે, તે ભય હું દૂર કરીશ. તમે મારા કહેવા પ્રમાણે કરો." એમ કહી યુધિષ્ઠિરને એકાંતમાં લઇ ગયા અને દેવોની પાસેથી **અસ્ત્ર** મેળવવા સારૂ **અર્જુનને** મોકલવાની આજ્ઞા કરી અને પછી પોતાની

પાસેથી "**પ્રતિસ્મૃતિ**" નામની ઇંદ્રિના મંત્ર રૂપ સાક્ષાત સિદ્ધિ દેવી સરખી વિદ્યા આપી અર્જુનને તે શીખવવા કહ્યું અને જણાવ્યું કે **અર્જુન** એ વિદ્યાના પ્રભાવથી તપ કરીને **રૂદ્ર** તથા **ઇંદ્ર** આદિ સર્વ દેવતાઓને મળી શકશે. અને તેમની પાસેથી સઘળાં દિવ્ય અસ્ત્ર મેળવીને શત્રુ માત્રને જીતી શકશે. હવે તમે આ વનમાંથી નીકળી બીજા કોઈ વનમાં જઇ રહો. આ પ્રમાણે વિદ્યાનો ઉપદેશ કરી તથા સલાહ આપી વ્યાસજી અંતર્હિત થયા.

**અર્જુનની તપશ્ચર્યા—ઇંદ્ર તથા શંકરે આપેલ વરદાન.**

તુરતજ **અર્જુનને** બોલાવીને **વ્યાસજીએ** આપેલી "પ્રતિસ્મૃતિ" નામની વિદ્યા **યુધિષ્ઠિરે** શીખવી અને તેને આજ્ઞા કરી કે **દેવો** પાસેથી **અસ્ત્રો** મેળવવાસારૂ **ઇંદ્ર** પાસે જાઓ. સર્વ ભાઇઓ અને **બ્રાહ્મણોના** આશીર્વાદ પામી જવા તૈયાર થયેલા અર્જુનને દ્રૌપદીએ કહ્યું કે "આપના જન્મ સમયે આપની માતાજીએ આપના તરફથી જે આશા બાંધી હોય તથા હમણાં આપના મનમાં જે અભિલાષા હોય તે સંપૂર્ણ થજો. અમારો (સ્ત્રી વર્ગનો) ક્ષત્રિયોના કુળમાં જન્મ થયો છે, પણ ભિક્ષાથી જીવનારા બ્રાહ્મણોના કુળમાં થયો નથી, તેથી આપના આ પ્રવાસને અમારે સ્વીકાર કરવો પડે છે. આપ આ કાર્ય સિદ્ધ કરીને આવો ત્યાં સુધીમાં આપના ભાઇઓ અને હું આપના સંબંધની વાતોથી સમય કહાડીશું. હવે અમારાં સુખ–દુઃખ, જીવન–મરણ, રાજ્ય અને ઐશ્વર્ય એ બધાનો આધાર આપના પર છે. ઇંદ્ર, વસુ તથા **રૂદ્ર** આદિ સઘળા દેવતાઓ આપનું રક્ષણ કરજો." **દ્રૌપદીનાં** આશીર્વચનોથી અતિ ઉત્સાહને પામેલો અર્જુન મંત્રના બળથી એકજ દિવસમાં હિમાલય પર્વતની લગભગ આવી પહોંચ્યો ત્યાં સુધી ચાલ્યા કર્યું. **ઇંદ્રકીલક** નામના પર્વત પાસે પહોંચ્યો તે વખતે તેણે અંતરિક્ષમાંથી "ઉભો રહે" એમ સાંભળ્યું અને એક વૃક્ષ નીચે એક તેજસ્વી તપસ્વીને દીઠા. તે તપસ્વીએ કહ્યું કે "આયુધોનો આ ઠેકાણે ત્યાગ કર; કારણ અહિં શાંત પુરૂષોનું સ્થાન છે." એ પ્રમાણે **અર્જુનને** એક કરતાં વધારે વાર કહ્યું તો પણ પોતાનાં આયુધોનો તેણે ત્યાગ કર્યો નહિ. તે તપસ્વીએ કહ્યું કે "હું ઇંદ્ર છું. તું વરદાન માગ." **અર્જુને** પ્રણામ કરી અસ્ત્રો લેવાની ઇચ્છા જણાવી ત્યારે ઇંદ્રે કહ્યું "કે અસ્ત્રોને બદલે બીજા વૈભવો તથા સ્વર્ગાદિકનાં સુખો માગી લે." **અર્જુન** બોલ્યો કે "શત્રુઓને વૈરનો બદલો વાળી આપ્યા વિના મારા ભાઇઓને વનમાં રઝળતા મૂકીને હું સુખને, દેવપણાને કે ઇંદ્રપણાને પણ ઇચ્છતો નથી." એમ અર્જુને કહ્યું અને ઇંદ્રે જ્યારે તેની આવી ભ્રાતૃભક્તિ જોઇ ત્યારે તેણે કહ્યું કે "જ્યારે ત્રણ નેત્રવાન, ત્રિશૂળ ધરનાર અને સર્વ ભૂતોના અધિપતિ **મહાદેવજીને** તું જોઇશ ત્યારે હે પાર્થ!

હું તને દૈવી અસ્ત્રો આપીશ માટે તે દેવનાદેવ **મહાદેવના** દર્શનની પ્રાપ્તિ થાય તેવો ઉપાય કર. હે **કુંતીના** પુત્ર, તેના દર્શનથીજ તું આ સિદ્ધિને પામીશ." એમ કહીને **ઇંદ્ર** અંતર્ધાન થયા અને અર્જુન ત્યાંજ રહી દર્ભ, દંડ તથા મૃગચર્મ ધારણ કરીને ઉગ્ર તપ કરવા લાગ્યો.

## અર્જુનને પાશુપતાસ્ત્રની પ્રાપ્તિ.

વાંચનારને યાદ હશે કે **ખાંડવ** વન બાળ્યા પછી **ઇંદ્રે અર્જુનને** દર્શન દીધાં હતાં અને હાલ પણ તેને વચન આપ્યું હતું કે જ્યારે તારા ઉપર **મહાદેવજી** પ્રસન્ન થશે ત્યારે હું તને **દૈવી અસ્ત્રો** આપીશ. હવે તે વચન ફલીભૂત થવાનો વખત આવ્યો હતો પણ તે પહેલાં ઇંદ્રે કહેલી શરત પૂરી કરવાની હતી તેથી **મહાદેવજીના** દર્શનની પ્રાપ્તિ અર્થે અર્જુને પ્રથમ માસ ત્રણ ત્રણ દિવસે ફળાહાર કરીને કહાડયો. બીજે માસે ૭ ૭ દિવસે ફલાહાર કર્યો. ત્રીજે માસે પખવાડીએ પખવાડીએ ફળાહાર કર્યો અને ચોથા માસથી કેવળ વાયુનો આહાર કરવો શરૂ કર્યો. આ પ્રમાણે અર્જુનનું ઉગ્ર તપ જોઈને પ્રસન્ન થએલા **મહાદેવે** તેના ક્ષત્રિય ધર્મની પરીક્ષા કરવાસારૂ પોતે ભીલને વેષે શિકારીનું રૂપ લઇ અર્જુનની પાસે આવ્યા અને **અર્જુનને** મારવાનો પ્રયત્ન કરતા એક **દૈત્યને** વરાહના સ્વરૂપમાં જોયો. તે વરાહનો શિકાર કરવાસારૂ **અર્જુનને** ધનુષમાં બાણ ચડાવતો જોઈ ભીલે ( **મહાદેવજીએ** ) કહ્યું કે "આ **વરાહ** મારો શિકાર છે તેથી તું તેનાપર બાણ ફેંક નહિ." તો પણ અર્જુને પોતાનું બાણ તો વરાહ ઉપર મૂક્યું અને તેજ વખતે **મહાદેવજીએ** પણ પોતાનું બાણ ફેંક્યું અને તે બન્ને બાણો તેને તેજ ક્ષણે વાગ્યાં. પછી અર્જુને તે **ભીલને** કહ્યું કે "મારા શિકારપર તેં બાણ માર્યું માટે તેં શિકારનો કાયદો તોડયો છે તેથી હું તને જીવતો જવા દઇશ નહિ." પણ તે **ભીલે** હસીને કહ્યું કે "મેં **વરાહને** માર્યો છે તેથી તારી સાથે લડવાને હું તૈયાર છું." અર્જુને પોતાના ધનુષમાં બાણો ભરીને તેને માર્યાં પણ **મહાદેવે** હસીને કહ્યું કે તને આવડે તેવી રીતે બાણો માર. અખૂટ બાણોવાળાં ભાથાંમાંથી બાણો ખૂટી ગયાં ત્યાં સુધી તેના ઉપર બાણોની વૃષ્ટિ કરવા માંડી તો પણ **મહાદેવજી** ડગ્યા નહિ તેથી **અર્જુન** વિસ્મય પામ્યો. ફરીથી તે **ભીલને** મારવામાટે **અર્જુન** ધનુષ લઇને ધસ્યો; પણ **ભીલે** તે તેના હાથમાંથી લઇને ભાંગી નાંખ્યું. તેણે **ભીલને** તરવાર મારી તે પણ ભાંગી ગઇ. શિલાઓ અને વૃક્ષો ઉપાડીને **ભીલને** માર્યાં તેને પણ તેણે સહન કર્યાં. પછી તેનાપર મુષ્ટિનો પ્રહાર કર્યો ત્યારે તે **ભીલે** અર્જુનને મુષ્ટિ મારી મૂર્છિત કરી પૃથ્વીપર પછાડયો. જ્યારે અર્જુન ચેતન થઇને પાછો ઉઠયો ત્યારે તેણે યુદ્ધ કરવું છોડી દઇને સદાશિવનું

સ્નાન કર્યું અને માટીનું શિવલિંગ (પાર્થિવ) બનાવીને તેનાપર પુષ્પ ચડાવતાં તે પુષ્પ તેણે પેલા ભીલના માથાપર દીઠું. આથી અર્જુનને અચંબો થયો, અને એ ભીલ નથી પણ સદાશિવજ છે એવો નિશ્ચય કરી તે, તેના ચરણમાં આવી પડ્યો. તેણે તેની સ્તુતિ સાથે ક્ષમા માગતાં મહાદેવજીએ પોતાના દર્શન કરાવવા સારૂ અર્જુનને દિવ્ય ચક્ષુ આપ્યાં. અર્જુને તેમની સાથે યુદ્ધ કરવા માટે ક્ષમા માગી. સદાશિવે પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કરીને અર્જુનને કહ્યું કે તારા શૂરવીરપણાથી તથા ધૈર્યથી હું પ્રસન્ન થયો છું. તારૂં પરાક્રમ મારા સરખુંજ થશે. હું તને મારૂં પાશુપતાસ્ત્ર આપું છું તેના પ્રભાવથી તું માણસોને તો શું પણ રાક્ષસોને અને દેવતાઓને પણ જીતી શકશે, એમ કહી ગાંડીવ, બાણો, તથા તરવાર પાછાં આપતાં સદાશિવે પાશુપતાસ્ત્રના મંત્રનો ઉપદેશ આપી કહ્યું કે, "આ અસ્ત્રને દેવતાઓ પણ જાણતા નથી. આ અસ્ત્રથી ન મરે એવો ત્રૈલોક્યમાં પણ કોઈ નથી. હજારો ત્રિશૂલ, ગદાઓ, અને ઝેરી નાગ જેવાં હજારો બાણો આમાંથી ઉત્પન્ન થાય છે." એમ બોલી અર્જુનના શરીરપર હાથ ફેરવી સઘળી વ્યથાને મટાડી તેને સ્વર્ગ પ્રત્યે જવાની આજ્ઞા કરીને મહાદેવજી અંતર્ધાન થઈ ગયા.

## અર્જુનનું અમરાવતીમાં આવવું.

અર્જુન વિસ્મય પામી વિચાર કરતો હતો તેટલામાં ઇંદ્ર, યમ, વરૂણ અને કુબેર એ ચારે લોકપાળ અર્જુનની પાસે આવ્યા. તેઓએ અર્જુનને વરદાન આપ્યું કે "તું ભીષ્મ, દ્રોણ, અશ્વત્થામા વગેરેને જીતી શકશે, કર્ણને મારશે અને તારી કીર્તિ અક્ષય થશે. એમ કહી યમરાજાએ કાળ દંડ, વરૂણે પાશ નામનું અસ્ત્ર અને કુબેરે પ્રસ્વાપન નામનું અસ્ત્ર આપ્યું. ઇંદ્રે અર્જુનને જણાવ્યું કે હે પુત્ર અર્જુન, તારે મારી સાથે સ્વર્ગમાં આવવાનું છે, તારે વાસ્તે માતલિને રથ લઈ મોકલુંછું. મારે તને આપવાનાં અસ્ત્રો તું ત્યાં આવીશ ત્યારે આપીશ. આ પ્રમાણે અસ્ત્રોની પ્રાપ્તિ થવાથી અર્જુને સર્વ દેવોની પૂજા કરી એટલે તેઓ અંતર્હિત થયા કે તરતજ મોટી પ્રભાવાળો રથ નીચે આવ્યો. પછી સ્નાન પૂજા કરી તે પર્વત જ્યાં પોતે તપ કર્યું હતું તેને આશીર્વચનો કહી અર્જુન પ્રકાશમાન રથમાં બેઠો, અને જ્યાં સુધી ઇંદ્રની અમરાવતી નગરી તેના જોવામાં આવી ત્યાં સુધી, સ્વપ્રકાશમાન લોક જે ઘણા મોટા છે પરંતુ ઘણે છેટે હોવાથી નાના દેખાય છે અને જે આ પૃથ્વી પરથી તારાઓને રૂપે જણાય છે, તેને જોતાં જોતાં તે ચાલ્યો. તેણે ઇંદ્રપુરીમાં પ્રવેશ કર્યો અને મોટા મોટા દેવોને મળીને ઇંદ્રના દરબારમાં આવી પહોંચ્યો; ત્યાં તેણે ઇંદ્રને નમસ્કાર કર્યા. જેણે તેને આલિંગન દઈ પોતાના આસનપર બેસાડ્યો,

અને પીઠપર હાથ ફેરવી વાંસો થાબડયો. આ નવા પરોણાને પ્રસન્ન કરવા ઈંદ્રની આજ્ઞાથી તુંમ્બુરૂ આદિ ગંધર્વોએ ઉત્તમ ગાન કર્યું, અને ઉર્વશી આદિ હજારો અપ્સરાઓએ અપૂર્વ નૃત્ય કર્યું. ઇંદ્રની ઇચ્છાથી ત્યાં બેઠેલા સર્વ દેવોએ અર્જુનને અપૂર્વ માન આપ્યું. ઇંદ્રે તેને દિવ્ય અસ્ત્રો આપ્યાં અને સ્વર્ગમાં રહી ચિત્રસેન પાસેથી નૃત્ય, ગાયન તથા વાદિત્રની વિદ્યા શિખવાનું કહ્યું. ઈંદ્રની આજ્ઞા પ્રમાણે અર્જુને પાંચ વરસમાં સર્વ વિદ્યાનો અભ્યાસ કર્યો તોપણ પોતાના ભાઈઓ વનવાસમાં ભટકતા હતા તેથી પોતે દુઃખ પામતો હતો. તેણે સ્વર્ગની સર્વ રચના જોઈ અને સઘળી વિદ્યા શિખ્યો અને ગુરૂ દક્ષિણામાં નિવાત કવચ, કાળકેય અને હિરણ્યપુરવાસી એ ત્રણ જાતના અસુરો ઈંદ્રથી જિતાતા નહીં તેને અર્જુન ઈંદ્રના રથમાં બેસી ઈંદ્રે આપેલાં કિરીટ મુકટ ધારણ કરી પાશુપતાસ્ત્રથી જીતી આવ્યો અને ઈંદ્ર પ્રસન્ન થયા. ઈંદ્રપુરી છોડવા પહેલાં જેવો અર્જુન શરીરે મજબૂત છે તેવોજ તે મનનો પવિત્ર છે કે નહિ તેની પરીક્ષા કરવાને ઈંદ્રે ધાર્યું. અને તેથી સ્વર્ગની ઉર્વશી નામની અપ્સરાને તેણે મોહ પમાડવાને મોકલી.

## અર્જુનનું જિતેંદ્રિયપણું–ઉર્વશીએ આપેલો શાપ.

એક દિવસ સભામાં અર્જુનનું મુખ જોતાં મહાસ્વરૂપવાળી ઉર્વશી પ્રેમાસક્ત થવાથી તેનું હદય વિંધાએલું જોઈને ઈંદ્રે ઉર્વશીને આજ્ઞા આપી કે તું અર્જુનને આનંદ પમાડ. એ ઉપરથી અર્જુનને મોહ પમાડવા તે, તેને ઉતારે આવી. દ્વારપાળોએ ઉર્વશી આવ્યાની ખબર અંદર આપતાં અર્જુન આશ્ચર્ય પામ્યો અને પોતાના મનસાથે વિચાર કરતો ઉર્વશીને લેવા સામો ચાલ્યો. ઉર્વશીને જોતાંજ શરમિંદો થઈ ગુરૂ જનની પેઠે ઉર્વશીનો પ્રણામપૂર્વક સત્કાર કરી અર્જુને કહ્યું કે "દેવી! શું આજ્ઞા છે? હું તમારો દાસ છું" અર્જુનનાં આવાં દીન વચનોથી વિસ્મય પામી તે બોલી કે "ઇંદ્ર મહારાજની સભામાં આપની દૃષ્ટિ મારાતરફ લાગેલી મારા જોવામાં આવી છે, ત્યારથી હું અત્યંત કામાતુર થઈ છું. ચિત્રસેને પણ મને આપની પાસે આવવાની ભલામણ કરી છે તેથી હું આવી છું. માટે મારી અભિલાષા પરિપૂર્ણ કરો" લજ્જા પામેલા અર્જુને કાનપર હાથ મૂકી કહ્યું કે "તમે જે કહો છો તે વાતથી હું કેવળ અજાણ છું. તમે ઇંદ્રને યોગ્ય હોવાને લીધે મારે તમે માતા સમાન છો. હું તમને ઇંદ્રાણી અથવા કુંતીજેવાં ગણું છું. સભામાં મેં તમારાઉપર દૃષ્ટિ કરી હતી તે એવાં કારણથી કે તમે પૂર્વે પુરૂવા રાજાના ઘરમાં રહીને અમારા છ પૂર્વજોને જન્મ આપ્યો હતો, તેથી તમને અમારાં કુળનાં દાદી જાણીને તમારાં દર્શનની મને અભિલાષા હતી, અને એથીજ હું આપનાતરફ દૃષ્ટિ કરતો હતો. મારેવિષે તમારે

બીજો કશો વિપરીત વિચાર લાવવો નહિ." **ઉર્વશી** બોલી કે "અર્જુન અમે તો સ્વર્ગ લોકની વેશ્યાઓ, અમે કોઈની સ્ત્રીઓ નથી. માટે તમારે મને ગુરૂપત્નીને ઠેકાણે ગણવી યોગ્ય નથી. તમારા જે જે પૂર્વજો તપશ્ચર્યા આદિ સાધનોવડે આ સ્વર્ગ લોકમાં આવે છે તેઓ સૌ મારી સાથે રમણ કરે છે, તેમાં તેમને કશો ધર્મનો બાધ લાગતો નથી. માટે કૃપા કરીને મારી કામવ્યથાને શાંત કરો". **અર્જુન** બોલ્યો કે "મારા પૂર્વજોને જન્મ આપનારાં હોવાથી આપ મને તો કુંતી, માદ્રી અને ઈંદ્રાણીથી પણ અધિક પૂજ્ય છો માટે આપ અહિંથી પધારો, હું આપને પ્રણામ કરૂં છું. આપે મને સર્વદા પુત્રજેવોજ ગણવો." અર્જુનનાં આવાં વચનો સાંભળી ક્રોધના આવેશથી ધ્રુજતી ધ્રુજતા **ઉર્વશી**એ અર્જુનને શાપ દીધો કે 'કામાગ્નિથી બળતી હું તમારી પાસે શાંતિ મેળવવાને આવી, તેનો તમે અનાદર કરો છો, માટે તમે માનરહિત થઈ "સ્ત્રીઓના મધ્યમાં નાચનાર અને **નપુંસક** થઈને ફરશો." એ પ્રમાણે અર્જુનને શાપ દઇ ખેદ પામેલી **ઉર્વશી** પાછી ફરી. રાત્રિ વીત્યા પછી બનેલી વાત **અર્જુને** ચિત્રસેનને કહી અને તેણે તે વાત ઈંદ્રિ પાસે કહી ઇંદ્રે અર્જુનને કહ્યું કે તને ધન્ય છે. તેં તારા ધૈર્ય અને **આત્મસંયમથી** ઋષિઓને પણ જીત્યા છે. **ઉર્વશી**એ જે શાપ આપ્યો છે, તે શાપ તારો સ્વાર્થ સાધનારો આશીર્વચનરૂપ થઈ પડશે. કેમકે તેરમે વરસે તમારે ગુપ્ત રહેવું છે ત્યારે તે શાપ તને અર્થની સિદ્ધિદાયક થઇ પડશે. તે પછી તું પાછો પુરૂષપણાને પ્રાપ્ત થઇશ. એ ખુલાસાથી અર્જુન ખેદમુક્ત થયો.

## યુધિષ્ઠિર પાસે બૃહદશ્વ મુનિનું આવવું.

આ તરફ પોતાના ભાઇઓ અને **દ્રૌપદી**ના વનવાસનાં દુ:ખનું વારંવાર સ્મરણ થવાથી અત્યંત ઉદ્વેગ પામીને **યુધિષ્ઠિર** હવે દ્વૈતવનમાંથી નીકળી સૌને લઇ **કામ્યક** વનમાં આવી વસ્યા. ત્યાં પણ યુધિષ્ઠિર નિશ્વાસ મૂકવા લાગ્યા અને પોતે દ્યૂત રમ્યાનો પશ્ચાત્તાપ કરવા લાગ્યા. વનવાસનો થોડો સમય બાકી રહેવાથી બીજા ચાર ભાઇઓ શત્રુઓનાપર ક્રોધને લીધે તથા યુદ્ધ કરવાના ઉત્સાહથી અર્જુનની વાટ જોતા વિચિત્ર આકૃતિવાળા દેખાવા લાગ્યા. એ અરસામાં મહા સમર્થ **બૃહદશ્વ** ઋષિ તેમને મળવાને આવ્યા. પાંડવોએ ઉભા થઇ પ્રણામ કરી **મધુપર્કે** કરીને પૂજા કરી તેમને આસનપર બેસાડયા, અને મારા દુ:ખનો પાર ન આવ્યો કહી **યુધિષ્ઠિર** ઘણા દિલગીર થયા. ઋષિએ કહ્યું કે મનુષ્યોને સુખ પછી દુ:ખ અને દુ:ખ પછી સુખ આવ્યાજ કરે છે તે ભોગવી લેવું જોઇએ. હું તમને તમારા કરતાં પણ વધારે દુ:ખયુક્ત થએલા રાજાનું વૃત્તાન્ત કહીશ. જેઓમાં સત્ય, સરળતા,

અક્રોધ, મનની શાંતિ, જિતેંદ્રિયપણું, અહિંસા, અને ઉદારતા એટલા સદ્દગુણો હોય તેમનો માથે ગમે તેવું દુઃખ પડેલું હોય તો પણ પરિણામે તેમને સુખની પ્રાપ્તિ થયા વિના રહેતી નથી. તમે પણ એ બધા સદ્દગુણો ધરાવો છો, માટે તમારો અંતે જયજ છે. તેરમું વર્ષ વીતશે કે તમને તરત રાજ્ય મળશે એટલું કહી **બૃહદશ્વે** દોલાસો આપી કહ્યું કે અગાઉ **નળરાજા** અને તેની સ્ત્રી **દમયંતી**એ જે દુઃખો ભોગવ્યાં છે તે આગળ તુમારૂં દુઃખ કાંઇજ નથી, તેને **કળિયે** અત્યંત દુઃખ દીધું હતું. ત્યારે **યુધિષ્ઠિરે** તેનું ચરિત્ર સાંભળવાની ઇચ્છા કરી કહ્યું એટલે તેણે નીચે પ્રમાણે કહ્યું.

## નળ–દમયંતીનું આખ્યાન.

**નળરાજા** દ્વાપરના અંતમાં થએલા સૂર્યવંશી રાજા નૈષધદેશના **વીરસેનનો** પુત્ર હતો. એ સ્વરૂપે કામદેવ સરખો સુંદર, શાસ્ત્રજ્ઞાતા, ધનુર્વેદમાં નિપુણ અને પુણ્યશીલ હતો. એની કથા એની સ્ત્રી **દમયંતીના** સંબંધમાં આ પ્રમાણે છે. **વીરસેનની** રાજસભામાં **વિદર્ભદેશના** **ભીમક** રાજાની કન્યા **દમયંતી** કામદેવની મોહિનીરૂપ સ્વરૂપ નવયૌવનાનાં શૃંગાર વર્ણન થયા કરતાં તેથી **નળરાજાનું** હૃદય વિંધાઈ જતું હતું અને તેથી તે અત્યંત ઉદાસ રહેતો. તે એક દિવસ વનમાં ગયો ત્યાં એણે સુંદર **હંસોની** પંક્તિ દીઠી. **નળનાં** કરકમળમાં મુક્તામાળા જોઇને એ **હંસ** નળના હાથ ઉપર ચડ્યો અને મનુષ્યવાણીથી બોલ્યો કે રાજા મારો ઘાત ન કરીશ. **દમયંતી** તને મળે તેવો હું યત્ન કરીશ. **નળે** કહ્યું તને હું મારા પ્રાણ કરતાં વધારે ગણીશ પણ હમણાંનો હમણાં તું **વિદર્ભ** દેશ જઇને **દમયંતીને** સમજાવ. પછી હંસ **દમયંતીની** વાડીમાં જ્યાં તે બેઠી હતી ત્યાં ગયો. સખીજનોએ પકડવા માંડ્યો પણ તેઓના હાથમાં તે ન આવ્યો પણ જ્યારે **દમયંતી**એ તેને બોલાવ્યો ત્યારે તે તેની પાસે આવ્યો અને બોલ્યો કે "હે રાજપુત્રી **દમયંતી**! હું ત્રિભુવનમાં ફરી વળ્યો છઉં, પણ **નળરાજાના** જેવો સુકુમાર સ્વરૂપ સુંદર મેં બીજો કોઈ પુરૂષ જોયો નથી" એ સાંભળી **દમયંતી** પણ પોતાના હૃદયમાં, પ્રાણવલ્લભના સમાગમના સુખનો અનુભવ લેવા **નળરાજા** સાથે પરણવાને લોભાઈ અને એણે **હંસને** કહ્યું કે તું જા અને **નળરાજાને** કહે કે મેં મનથી તમને વરમાળા પહેરાવી છે, માટે મારા પિતા **સ્વયંવર** રચે તેમાં આપ ઉતાવળા આવજો. " **હંસે** જઇ **નળરાજાને** કહ્યું અને થોડા દિવસ પછી **ભીમકને** ત્યાંથી સ્વયંવરનું **નળને** તેડું આવ્યું. એવું બન્યું કે **નારદમુનિએ** **ઇંદ્રની** સભામાં **દમયંતીનાં** અત્યંત વખાણ કરેલાં તેથી **ઇંદ્ર, યમ, અગ્નિ** અને **વરૂણ** એ ચારે સ્વયંવરમાં આવતા હતા. વાટમાં **નળરાજા** મળ્યા તેને **ઇંદ્રે** કહ્યું કે લોકમાં તું પુણ્ય-

શીલ અને સત્યવાન કહેવાય છે માટે તારે પોતાનો સ્વાર્થ છોડી દઈ અમારા **દૂતરૂપે** થઈ સર્વાંગસુંદરી **દમયંતીને** એવો બોધ કરવો કે જેથી તે અમારામાંના એકને વરમાળા આરોપે. **નળે** કહ્યું "અંતઃપુરમાં મારાથી કેમ જવાશે?" ત્યારે ઇંદ્રે કહ્યું કે "એક **દમયંતી** વગર બીજું કોઈ તને દેખશે નહિ." પછી **નળ** અંતઃપુરમાં ગયો એટલે મુખ જોતાંવારને **દમયંતીએ** જાણ્યું કે એજ મારો પ્રિયતમ છે. આથી રંકને નિધિ મળ્યો હોય અને તે જેમ પ્રસન્ન થાય તેમ તે હર્ષરૂપી સાગરમાં ડુબી ગઈ. તેનું શરીર આનંદની લહેરમાં રોમાંચિત થયું. **નિષધરાજાએ** તેને ઘણીવાર જોઇને તુરતજ જાણે અમૃતના સરોવરમાં ડુબી ગયો હોય તેવો આનંદમગ્ન થઇ પોતાનું ખરૂં નામ કહ્યું અને બોલ્યો કે "હું ઇંદ્ર, **યમ, અગ્નિ** તથા **વરૂણનું** દૂતત્વ કરવા આવ્યો છું તેઓ તારાં સૌંદર્યઉપર આસક્ત છે. માટે એ ચારમાંથી એકને તું વરમાળા પેહેરાવ." **દમયંતી** હર્ષથી પ્રફુલિત વદને બોલી કે "ધનુષમાંથી બાણ છૂટયું તે પાછું કેમ ફરે? મેં ઘણા દિવસ થયા મારૂં મન તમને સમર્પ્યું છે, તે બીજા કોઈ તરફ હવે જનાર નથી." "બન્નેએ અન્યોન્યના દર્શનનું સુખ અનુભવ્યું કે સુકુમાર અંગના મદનના ક્રૂર સપાટા સાથે મંદિરમાં જઈ એકાંતમાં વિચાર કરી દમયંતી બોલી કે મારા સુભાગ્યથી આપ મહાભાગ આજ અહીં પધાર્યા માટે હવે આપનો શું વિચાર છે, એમ કહી દમયંતીએ પોતાનો વિચાર જણાવ્યો કે "તમારા વગર બીજા પુરૂષ મારે મન પિતા, ભાઈ અથવા પુત્ર સરખા છે. પછી **નળે** દેવતાઓ પાસે આવીને વર્તમાન કહ્યા. આ પછી સ્વયંવરમાં તે ચાર દેવતાઓએ **નળનું** રૂપ ધારણ કર્યું હતું તેથી **દમયંતી** વિચારમાં પડી અને પછી દેવના ચિન્હના ઉપર લક્ષ રાખી જોયું તો તે દેવતાઓ **અંતરિક્ષ** આસને હતા અને **નળ** પૃથ્વી ઉપર હતો. તરતજ દમયંતીએ **નળ**ને વરમાળા પહેરાવી દીધી. પછી તે દેવતાઓ **નળદમયંતીને** આશીર્વાદ દઇ ચાર વર આપી અંતર્હિત થયા; નળે કહ્યું કે સુંદરી! તું સર્વે દેવતાઓની સમક્ષ મને વરી છે, માટે મારા શરીરમાં પ્રાણ હશે ત્યાં સુધી હું તારામાં પ્રીતિ રાખીશ એમ કહી **દમયંતીને** લઇ તે પોતાને નગર ગયો. ઘણે દિવસે **દમયંતીને** ઇંદ્રસેન કુંવર અને ઇંદ્રસેના કુંવરી એમ બે સંતાન થયાં. આની પહેલાં એટલે સ્વયંવર થઇરહ્યા પછી **કળિ** સ્વયંવરમાં આવેલો હતો તેને **ઇંદ્રાદિકે** કહ્યું કે "**દમયંતી** તો **નળને** પરણી ચુકી." ત્યારે તેણે નિશ્વાસ નાખી ઘણો ખેદ કર્યો અને પછી અત્યંત ક્રોધે ભરાઈ **નળ દમયંતીને** અતિ દુઃખ દેવાનો વિચાર કીધો. એણે ધર્માત્મા **નળના** પિત્રાઇ ભાઈ **પુષ્કરને નળ** સાથે દ્યૂત રમવાને ભંભેર્યો અને કુબુદ્ધિ ઉત્પન્ન થવાથી દ્યૂતમાં નળ રાજ્યપાટ વગેરે સર્વસ્વ હાર્યો ત્યારે એણે પોતાનાં બન્ને છોકરાંને તેને મોશાળ **ભીમક** પાસે મોકલાવ્યાં. તેનો સારથિ

**વાર્ષ્ણેય** વર્તતાં અયોધ્યામાં **ઋતુપર્ણ** રાજા પાસે નોકર રહ્યો. જ્યારે **પુષ્કરે** કહ્યું કે **દમયંતી**ની હોડ કરી ઘૂત રમ ત્યારે **નળે** તે સાંભળ્યાં કીધું. અને ઘૂત રમતાં બધું હારી બેઠો. પછી **પુષ્કરે** તે બન્નેનાં વસ્ત્રાભૂષણ હરી લીધાં અને કહ્યું કે મારા શેહેરમાંથી નિકળો. તેણે ઢંઢેરો પિટાવ્યો કે જેઓ **નળ** સાથે ભાષણ કરશે તેને તત્કાળ શિક્ષા કરવામાં આવશે. એ ઉપરથી **નળ દમયંતી** એકેકજ વસ્ત્રે શહેર બહાર ત્રણ દિવસ નિરાહાર રહ્યાં. કોઈ બારણે ઉભું ન રાખે અને કોઈ ભાષણ ન કરે. ચોથે દિવસે બન્ને વનમાં ગયાં, ત્યાં એક પુષ્ટ **બગ** નજરે પડયો. **નળ** તેને પકડવા જેમ જેમ પુઠે પડયો તેમ તેમ તે દૂર જતો જાય તેથી **નળે** તેને ફસાવવા પોતાનું પહેરવાનું વસ્ત્ર તેનાપર નાખ્યું એટલે તે વસ્ત્ર સહિત ઉડી ગયો અને **નળ** નગ્ન થઇ રહ્યો. પક્ષીએ ઉડતાં **નળને** કહ્યું કે હું **પુષ્કર**ની તરફનો છું અને તારૂં વસ્ત્ર લઈ જાઉછું. **નળ** ક્ષુધાથી પીડિત દીન વદને આમ તેમ જોતો હતો એવામાં **કળિ મચ્છ**રૂપે એક પાસેના સરોવરની બ્હાર પડયો. એને જોતાંજ **નળે** તેને માર્યો અને **દમયંતી**ના હાથમાં આપ્યો. એ તેને ધોવા તળાવની પાસે બેઠી અને **મચ્છના** મ્હોમાં આંગળી ઘાલી દુર્ગંધિ કહાડવા જાય છે એવામાં આંગળીમાંથી અમૃત સ્વાદ થયો અને **મચ્છ** સજીવન થઈ સરોવરમાં જતો રહ્યો. **દમયંતી**એ બહીલે મ્હોડે બનેલી વાત **નળને** કહી. એણે તે ન માન્યું અને એજ ખાઇગઇ એમ જાણી મનમાં તેનો ઘણો તિરસ્કાર કર્યો, પછી **દમયંતી**એ પોતાનાં વસ્ત્રનો એક ભાગ **નળ**ને પહેરવા કહાડી આપ્યો. **સૂર્યાસ્ત** થયો એટલે એક વૃક્ષ નીચે આવી **નળે** કહ્યું કે "સતી ! હવે પ્રાણનો નિર્વાહ શી રીતે કરવો ? મને કંઈ સૂઝતું નથી. તું તારે પિયર જા. આ રસ્તો તે તરફ જાય છે. પ્રાણપ્રિયે! તું ત્યાં જઈશ તો સુખી થઈશ." પતિનાં આવાં વચન સાંભળી **દમયંતી** વ્યાકુળચિત્તે નેત્રમાં આંસુ લાવી બોલી;—"પ્રાણનાથ ! આવાં વચનથી મારૂં હૃદય ખેદ પામે છે, આપે રાજ્ય અને સર્વ સંપત્તિ છોડી દીધી. વસ્ત્રવગરના ભૂખથી પીડાઓછો, તે વખતે આપની સેવામાં હાજર રહી દુ:ખમાં ભાગ લેવાને બદલે, આ ઘોર અરણ્યમાં આપનો ત્યાગ કરી, મારા પિતાને ઘેર કેમ જાઉં? પુરૂષને દુ:ખને વખતે ધીરજ આપનાર, દુ:ખરૂપી રોગ મટાડનાર અને દીલાસો આપનાર સ્ત્રીજ છે; સ્ત્રીને પતિ પ્રાણ અને જીવનહાર છે. તો હું પતિરૂપી પ્રાણનો શી રીતે ત્યાગ કરી શકું? હું તમને છોડીને એક ડગલું પણ દુર કેમ જઇ શકું? માટે હું તમને કદી છોડી જનાર નથી." **નળે** કહ્યું, "હે **સાધ્વી**! તું કહે છે તેમજ છે, તું શા માટે ચિંતા કરે છે? હું મારા આત્માનો ત્યાગ કરીશ, પણ તારો ત્યાગ નહિ કરૂં." પછી થાકથી નિદ્રા આવવા લાગી. તેથી બન્ને સૂતાં. **દમયંતી** નિ-

**દ્રાવશ થઇ ગઇ, પણ નળને** ઉંઘ આવી નહિ. તેને વિચારોપર વિચારો આવવા લાગ્યા. ચિંતાયુક્ત થઇ તેણે મન સાથે વિચાર કર્યો કે મારૂં સારૂં કેમ થાય? મારી પ્રિયપત્ની મારેસારૂં દુઃખ ભોગવે છે. તેનો હું ત્યાગ કરૂં તો તે તેને પીયર જાય. જો એ મારી સાથે આવશે તો નક્કી દુઃખી થશે. માટે તેનો ત્યાગ કરૂં તો તે સુખી થાય," આ પ્રમાણે તેને **કળિયુગના** પ્રવેશથી સુઝયું, તે તેણે મન સાથે નક્કી કર્યું. વળી વિચાર્યું કે **દમયંતી** મારામાં પ્રીતિમાન છે, તે મહા ભાગ્યશાળી યશસ્વિની અને મહાસતી છે, માટે તેને કોઇ પુરૂષ છેતરી શકશે નહિ. આવો વિચાર કરી તેના સામું **નળે** જોયું તો તેની પૂર્વ સ્થિતિનો વિચાર તેને આવ્યો અને એથી તે ઘણું દુઃખ પામવા લાગ્યો. એણે વિચાર્યું કે એને છોડીને હું જતો રહું તો મારે એનું દુઃખ જોવું ન પડે. એટલામાં **કળિ** પાળીરૂપે નીચે પડયો અને **નળે** અર્ધ વસ્ત્ર કાપી **દમયંતી**થી છુટો થઇ ચાલવા માંડયું. "અરે મારી પ્રિય સ્ત્રીની સર્વ દેવતાઓ રક્ષા કરો" એમ બોલતો તે આંસુ ઢાળતો ચાલ્યો ગયો.

**દમયંતીએ** જાગીને જોયું તો **નળ** અર્ધ વસ્ત્ર કાપી જતો રહેલો હતો. એથી તે મૂર્છા ખાઇ પડી. પછી કેટલીકવારે સાવધ થઇ **નળ**ને પોકારતી તે વનમાં ભટકવા લાગી. માર્ગમાં એક **અજગર** મ્હોડું વકાશી પડ્યો હતો તેના મુખમાં તેનો પગ પડવાથી તેણે તે સાથળસુધી ગળ્યો. વિષ શરીરે ચડવા લાગ્યું. જેવો તે પોતાના પતિનો શોચ કરે છે, તેવો પોતાના પ્રાણનો શોચ કરતી નથી. તે તો આવી સ્થિતિમાં પણ "ઓ નાથ? ઓ **નળ**! કેમ બોલતા નથી? પ્રાણાધાર! તમે ક્યાં ગયા?" આમ પોકાર કરે છે. તે શબ્દ એક **પારાધીએ** સાંભળ્યા. તે સાંભળતાંજ પાસે આવીને જુએ છે, તો સ્ત્રીને **અજગરે** સાથળ સુધી ગળેલી છે. આ જોઇ કુહાડીના ઘાથી **અજગરને** મારી સ્ત્રીને મુકાવી, ઘણી આશ્વાસના કરી તેણે તેનું વૃત્તાંત પૂછ્યું. **દમયંતીએ** સર્વ કહ્યું તેને અર્ધ વસ્ત્ર પહેરેલું જોઇ તથા એનું અત્યંત રૂપ જોઇ તે પારાધિ કામાતુર થયો અને આલિંગન કરવા જતો હતો તે વેળા **દમયંતીએ** તેને બહુ સમજાવ્યો પણ ન માન્યું ત્યારે તેણે કહ્યું કે **નળરાજા** વગર મનથી પણ બીજાનું ચિંતવન ન કરતી હોઉં તો આ **પારાધી** પ્રાણરહિત થઇ પડો એમ **શાપ** દઇ તેને બાળી ભસ્મ કર્યો. **દમયંતી** ઉત્તર પંથે જવા લાગી તો માર્ગમાં **મહાતાપસને** દીઠા અને એને તેણે **નળ**સંબંધી જ્યારે પુછ્યું ત્યારે તાપસે કહ્યું કે તને તારા **સ્વામિનો** મેળાપ હવે વેહેલો થશે. આગળ ચાલતાં **દમયંતીને** નદી તીરે કેટલાક સોદાગરો મળ્યા તેઓના સંઘમાં તે રાતે રહી. એવામાં એવું બન્યું કે ત્યાં વનમાં **હાથીયોનું** ટોળું પાણી પીવા આવ્યું તેઓએ સર્વેનો **સંહાર**

કરવા માંડ્યો એટલે સહુ નહાસવા લાગ્યાં. **દમયંતી** નહાસતી એક વનમાં આવી અને સવાર થયું એટલે કેટલાએક સોદાગરોની પાછળ તેણે **ચૈદ્યવસુ** પુરીમાં આવીને નગરમાં પ્રવેશ કર્યો, અહીંના રાજા **સુબાહુની** માએ તેને દીઠી અને પછી પાસે બોલાવી તું કોણ છે એવું પૂછ્યું. **દમયંતીએ** પોતાનું નામ જણાવ્યા વગર કેટલીક વાત કહી. પછી રાજ**માતાએ** કહ્યું કે તું અહીં રહે. **દમયંતી** બોલી કે "હું કોઈનું ઉચ્છિષ્ઠ ભોજન ન કરૂં, પાદપ્રક્ષાલન ન કરૂં અને કોઈ સાથે ભાષણ ન કરૂં એવું થાય અને મારા પતિની ખોળ કરાવો તો રહું." રાજમાતાએ તે કબૂલ કર્યું અને પુત્રી પ્રમાણે ગણવાનું વચન આપ્યું. પછી **દમયંતી** સુનંદા નામની રાજકન્યા સાથે અહીં રહી.

**દમયંતીને** છોડી **નળ** ચાલતો થયો હતો તેણે પ્રથમ તો વનમાં અતિ ભયંકર દાવાનળ બળતો દીઠો અને કોઈની ચીસ સાંભળી, એટલે અંદર જઈ જોયું તો ત્યાં એક મોટો નાગ બળતો હતો. નાગે **નળને** કહ્યું કે મારૂં નામ **કર્કોટક** છે અને હું **નારદના** શાપથી અહીંયાં બળ્યા કરૂં છું પણ **નારદે** મને કહ્યું છે કે **નળરાજા** તને છોડાવશે માટે મને મુક્ત કર. પછી **નળે** તેને ઉંચકી ખાંધ ઉપર નાખ્યો અને નીચે મુકવા જાય છે એટલામાં તેણે **નળને** હાથે દંખ દીધો, એની વિષજ્વાળાથી **નળ** કાળો અને કુરૂપ થઇ ગયો. **કર્કોટકે નળને** કહ્યું કે તમે અયોધ્યાના ઋતુપર્ણ રાજાના બાહુક સારથિના **નામથી રહેજો**. તમારૂં રૂપ છુપાવવા મે દંખ દીધો છે. આમ બોલી એક વસ્ત્ર આપી કહ્યું કે તમારી અવધ પુરી થાય એટલે આ વસ્ત્ર મારૂં સ્મરણ કરી પહેરજો એટલે તમારૂં રૂપ પૂર્વવત્ થશે અને **દમયંતી** તથા રાજ્ય પાછાં મળશે. પછી **નળ** કેટલેક દિવસે **અયોધ્યાના ઋતુપર્ણ** રાજાને ત્યાં ગયો અને **બાહુક** નામ ધારણ કરી કહ્યું કે હું **નળનો** સારથિ છું અને અશ્વમંત્ર જાણું છું. **ઋતુપર્ણે** એને સર્વ સારથિઓનો ઉપરી કરી અશ્વશાળામાં રાખ્યો. તેના હાથ નીચે વાર્ષ્ણેય તથા જીવલને રાખ્યા. અહીં એ નિત્ય રાતે **દમયંતીને** સંભારી વિલાપ કરે. બીજા સારથિઓએ તેને એમ કરવાનું કારણ પુછવાથી **નળે** કહ્યું કે કોઇ મંદબુદ્ધિ માણસ પોતાની રત્ન જેવી સ્ત્રીનો વનમાં ત્યાગ કરી જતો રહ્યો અને પછી તે મૂર્ખ શોક કરવા લાગ્યો તેની રીતે હું સહજ કરી દેખાડું છું.

આ તરફ **દમયંતીના** પિતાએ દેશો દેશ **નળ દમયંતીને** શોધવા બ્રાહ્મણો મોકલ્યા હતા તેમાં **સુદેવે** ચૈદ્યવસુપુરીમાં **દમયંતીને** ઓળખી. **દમયંતીએ** પણ તેને ઓળખ્યો અને પછી એ રડી પડી. **સુનંદાએ** વિસ્મિત થઇ **સુદેવને** દમયંતીવિષે પુછ્યું ત્યારે તેણે કહ્યું કે એ તારી માસિયણ બ્હેન

**દમયંતી** છે. પછી સહુએ તેને પ્રથમ ન ઓળખી તેનો પશ્ચાત્તાપ કર્યો અને **દમયંતી** સર્વેનો ઉપકાર માની **સુદેવ** જોડે પોતાના પિતાને ઘેર ગઈ. અહીંથી **દમયંતીએ** નળની શોધ કરવા બ્રાહ્મણો મોકલ્યા હતા તેમાંથી પર્ણાદ નામનો વિપ્ર જે બોલતો કે હે કપટી! વનમાં અર્ધું વસ્ત્ર કાપી સૂતેલી સ્ત્રીનો ત્યાગ કરી ગયા, એ ઘટિત નહોતું કેમકે પતિએ સ્ત્રીનું ભરણપોષણ અને રક્ષણ કરવું જોઇએ. તે આમ સમાચાર લાવ્યો કે તમારી સૂચના પ્રમાણે મારું બોલવું સાંભળી માત્ર એક અયોધ્યાનો રાજસારથિ નામે **બાહુક** ઘણો શોક કરવા લાગ્યો. પછી **દમયંતીએ** સુદેવને **ઋતુપર્ણ** પાસે મોકલ્યો અને કેહેવરાવ્યું કે **દમયંતી** ફરીથી સ્વયંવર કરે છે. અને કાલે પ્રાતઃકાલે મૂહુર્ત છે માટે જે રાજા વહેલો આવશે તેવરમાળ પેહેરશે. **ઋતુપર્ણ** રાજાએ બાહુકને બોલાવી તે વર્તમાન કહ્યું. રાજાને પોતાનો સ્વામી જાણી **બાહુક** બોલ્યો કે સૂર્યોદય પ્હેલાં હું તમને ત્યાં પહોંચાડીશ. પછી **બાહુકે** મુડદાલ જેવા અશ્વ જોડી રથ તૈયાર કર્યો. **ઋતુપર્ણે** તે જોઈ પુષ્ટ અશ્વ જોડવાનું કહ્યું. **બાહુક** કેહે કે હાથી મોટો હોય છે અને **સિંહ** ન્હાનો હોય છે, માટે શું હાથી સિંહ કરતાં બળવાન છે? એમ કહી બીજા ન જોડવાનો આગ્રહ જણાવતાં ઋતુપર્ણ રથમાં બેઠા અને બાહુકે અશ્વના કાનમાં મંત્ર ભણ્યો કે તે પવન વેગે ઉડયા. માર્ગમાં રાજાનું વસ્ત્ર પડી ગયું ત્યારે તેણે બાહુકને રથ ઉભો રાખી તે લાવવાનું કહ્યું.-**બાહુકે** કહ્યું કે તે વસ્ત્ર હવે દશ યોજન દુર રહ્યું છે. એવામાં ત્યાં એક **બેહેડાંનું** ઝાડ જોઈ રાજાએ ગણિત કરી તેનાં પાંદડાં અને ફળ કેટલાં છે તે કહી આપ્યું. આ જોઇ બાહુક વિસ્મિત થયો. **ઋતુપર્ણની** ઇચ્છાથી **બાહુકે** તેને અશ્વમંત્ર આપ્યો અને પોતે તેની પાસેથી **ગણિત** વિદ્યા લીધી. ગણિત વિદ્યાના પ્રવેશથી **નળ**રાજાના અંગમાંથી **કળિ** નિકળી મૂર્ત્તિમંત ઉભો રહ્યો અને કહ્યું કે મેં તમારો બહુ છળ કર્યો છે માટે જે તમારી કથા સાંભળશે તેને હું નહીં પીડું. આમ કહી **કળિયે** બેહેડાંના ઝાડમાં પ્રવેશ કર્યો. **બાહુકે** રથ હાંકયો અને **વિદર્ભ** જઇ પહોંચ્યો. **દમયંતી** આદિએ રથની ગતિ જોઈ જાણ્યું કે તે **નળરાજા** છે. ઋતુપર્ણે ત્યાં સુનકાર જેવું દીઠું પણ **ભીમકરાજાએ** તેનું ઘણું સન્માન કર્યું. **નળ ( બાહુક )** અશ્વશાળામાં ઉતર્યો. અહીં **દમયંતીએ** તેની પરીક્ષા કરવા **કેશિની** નામની દાસી મોકલી અને એણે **બાહુકને નળ** રાજાના **સમાચાર** જાણતા હોતો કહો એમ પુછયું. **બાહુકે** ઉત્તર દીધો કે તે કાયા કુરૂપ કરી કોણ જાણે કયાં ગુપ્ત રહ્યો હશે! એ ઉત્તર **દમયંતીએ** સાંભળ્યો એથી તેણે દાસીને કહ્યું કે એને કંઈ અગ્નિ પાણી આપશો નહીં અને આ **બાળકોને** લઇ ત્યાં બેસી એની ચિકિત્સા કરો. દાસી બન્ને બા-

બાળકોને લઈ ત્યાં ગઈ અને **બાહુકે** તેઓને દીઠાં એટલે તેની આંખમાં **આંસુ** આવ્યાં અને પછી તેણે બાળકોને છાતી સાથે અત્યંત ચાંપ્યાં. **બાહુકે** દાસીને કહ્યું કે મારાં બાળકો મને સાંભળવાથી મેં એમને ચાપ્યાં. જ્યારે **બાહુકે** કોરા કુંભને મંત્રવડે જળથી ભર્યો. અને ખડને ફુંકી અગ્નિ પ્રગટ કર્યો ત્યારે **દમયંતીને** નિશ્ચય થયો કે તેજ પુણ્યશ્લોક **નળરાજા** છે પછીએ વાત પોતાની માને કહી નળને મેહેલમાં બોલાવ્યો. **ભીમકે** એ સર્વે વર્તમાન રાણીથી જાણી **બાહુકને** સભામાં બોલાવ્યો ત્યાં એ પોતાના વિવાહ સભારંભનું સ્થાન જોઇ ઘણો ખેદ પામ્યો. અને નીચું ઘાલી બેઠો. એવામાં આકાશવાણી થઇ કે હે **નળરાજા!** હવે તમારૂં રૂપ પ્રગટ કરો. નળે કર્કોટક નાગનું સ્મરણ કરી તેનું આપેલું વસ્ત્ર પ્હેર્યું કે તે પૂર્વરૂપ થઈ રહ્યો. **દમયંતી** આદિ સર્વે અત્યંત પ્રસન્ન થયાં અને ઘણાંક દાન ધર્મ કર્યાં. પછી **નળરાજા** ઘણાક મોટા સૈન્ય સાથે **દમયંતી** સહિત પોતાના દેશમાં આવ્યા અને **પુષ્કળને** આદર સહિત બોલાવી કહ્યું કે મારી સાથે દ્યૂત (જુગટું) રમો અથવા યુદ્ધ કરો. નળરાજાએ દ્યૂત રમી સર્વસ્વ પાછું જીતી લીધું અને **પુષ્કરની** દયા જાણી તેને એક ગામ આપ્યું. અને પોતે સ્વસ્થપણે ધર્મરાજ્ય કરી કેટલેક કાળે સતી **દમયંતી** સહિત સ્વર્ગે ગયા.

ઉપર પ્રમાણે કથા સંભળાવ્યા પછી **બૃહદશ્વ** બોલ્યા કે તમે પાશાની રમતમાં કુશળ એવા કૌરવો ફરીથી તમને દ્યૂત રમવા બોલાવશે એમ શંકા રાખીને ત્રાસ પામતા હો તો હું તે તમારા ત્રાસને નિવૃત્ત કરીશ. કારણ હું **પાશાની** વિદ્યા તમને આપીશ. એમ કહી **યુધિષ્ઠિરને** તે વિદ્યા આપી ઋષિ ત્યાંથી ચાલી નિકળ્યા.

## અર્જુનનો વિજય સંદેશો અને પાંડવોની તીર્થ યાત્રા.

**યુધિષ્ઠિરાદિ** ભાઇઓ તથા દ્રૌપદી રાત દિવસ અર્જુનનું ચિંતવન કરવા લાગ્યા. એવામાં એક દિવસ **ધૌમ્ય મુનિ**પાસે પૃથ્વીનાં પવિત્ર ક્ષેત્રોના મહિમાનું શ્રવણ કરતાં હતાં ત્યાં **લોમશ** મુનિ આવ્યા તેનું સન્માન કરી આગમન કારણ પૂછતાં મુનિએ કહ્યું કે, હું **ઇંદ્રના** દર્શન માટે **ઇંદ્રના લોકમાં** ગયો હતો અને હાલ ત્યાંથીજ આવુંછું. અર્જુન ઇંદ્રની પાસે તેના આસનપર બેઠેલો મારા જોવામાં આવ્યો, ત્યાં તે સુખમાં છે, જે કાર્યને માટે ગયો છે તે કાર્ય સિદ્ધ થયું છે. એવો ઇંદ્ર તથા અર્જુને સંદેશો કહાવ્યો છે તે કહેવાને હું તમારી પાસે આવ્યો છું. ઇંદ્રે કહાવ્યું છે કે **અર્જુન** હવે થોડો વખત મારી પાસે રહી તમારી પાસે આવશે. વળી તે બન્નેએ મને ભલામણ કરી છે કે તમે પાંડવોને યાત્રા કરવા સારૂ તેડી જજો અને તેમનું સારી રીતે રક્ષણ કરજો.

## પાંડવોની તીર્થ યાત્રા.

પોતાના પ્રિય ભાઇ **અર્જુનનો** ઘણે દિવસે કુશળતાનો સંદેશો અને ધારેલા કામમાં મળેલો વિજય સાંભળીને **પાંડવોને** બહુજ હર્ષ ઉત્પન્ન થયો. ઇંદ્રની ઇચ્છા પ્રમાણે યુધિષ્ઠિરે તીર્થ યાત્રા કરવા ઇચ્છા બતાવી અને **લોમશ** તથા **ધૌમ્ય** એ બે મુનિઓ, થોડાક બ્રાહ્મણો, પોતાના ભાઇઓ, દ્રૌપદી, ઇંદ્રસેન આદિ નોકરો અને પરિચારકોને સાથે લઇ યુધિષ્ઠિર તીર્થયાત્રા કરવા કામ્યક વનમાંથી નીકળી પડ્યા. માર્ગમાં જે જે તીર્થો અને ક્ષેત્રો તથા આશ્રમો આવ્યા તે સર્વનાં માહાત્મ્ય **લોમશ** મુનિને મોઢેથી સાંભળી ત્યાં સ્નાન દાન કર્યાં અને ત્યાં વસનારા મહાત્માઓનો સમાગમ કર્યો. **પ્રભાસમાં** બાર દિવસ રહેતાં **શ્રીકૃષ્ણ** તથા **સાત્યકિ** વગેરે સર્વે યાદવો મળવા આવ્યા. પાંડવોની સ્થિતિ જોઇ તેમને આંસુ આવ્યાં. અરસપરસ કુશળ પુછી **યુધિષ્ઠિરે** પોતાના તથા અર્જુનના પ્રવાસની હકીકત કહી. આ પ્રમાણે વાતચીત થયા પછી પાંડવો તથા યાદવો જુદા પડ્યા. તે પછી માર્ગમાં ઉશીનર વગેરે તીર્થો આવી ગયા પછી સમંગા નામની નદી આવતાં યુધિષ્ઠિરે તેનો મહિમા પૂછવાથી **લોમશ** મુનિએ નીચેની કથા કહી સંભળાવી.

### અષ્ટાવક્રનું ટુંક આખ્યાન.

**ઉદ્દાલક** ઋષિએ પોતાની પુત્રી **સુજાતા** પોતાનો **કહોડ** નામે વિદ્વાન વિદ્યાર્થી જે વિદ્યાભિમાની, મગરૂર, હઠીલો, અને કર્મનિષ્ઠ હતો તેને પરણાવી હતી. **સુજાતા** ગર્ભિણી હતી અને **કહોડ** વેદાધ્યયન કરતા હતા, ત્યારે ગર્ભ બોલ્યો કે આ ખોટું છે અને આમ જોઇએ. એ ઉપરથી **કહોડે** તેને શાપ દીધો કે તું **દ્વિજસંસ્કાર** પ્રાપ્ત કર્યા વગર બોલે છે માટે તું આઠ ઠેકાણેથી વાંકો અવતરીશ. પછી ઉદાસ થઇને **કહોડ** ધન લેવા માટે દેશાટન કરવા નિકળી પડ્યો. ફરતો ફરતો જનક વિદેહીને ઘેર ગયો. વરૂણનો પુત્ર **બંદી** પોતાના પિતાએ આરંભેલા યજ્ઞમાં બ્રાહ્મણો જોઇએ તે લેવા માટે **જનકને** ઘેર આવી રહેલો હતો, અને પૃથ્વીપરના બ્રાહ્મણોએ પાતાળમાં **વરૂણને** ઘેર જવાની ના પાડવાથી બંદીએ એવી યુક્તિ રચી હતી કે જે બ્રાહ્મણ **જનકને** ઘેર આવે તેની સાથે વાદ કરીને તેને હરાવવો અને હારે એટલે જળમાં નાખવો કે જેથી **વરૂણના** અનુચરો તેને **વરૂણના** યજ્ઞમાં લઈ જાય. એવી રીતે ઘણાક બ્રાહ્મણોને **બંદીએ** પોતાના પિતાના યજ્ઞમાં મોકલ્યા હતા જેઓ ત્યાંથી પાછા આવી શકતા નહોતા. **કહોડ** જનકને ઘેર ગયો એટલે **બંદીએ** તેની પણ એ દશા કરી. **કહોડના** ગયા પછી જન્મેલો **અષ્ટાવક્ર** જ્યારે મોટો થયો ત્યારે તેને **ઉદ્દાલકે** યજ્ઞોપવીત સંસ્કાર આપ્યો અને વેદશાસ્ત્રાધ્યયન કરાવ્યું. એક દિવસે **અષ્ટાવક્ર**

અને **ઉદ્દાલકનો** પુત્ર **શ્વેતકેતુ** એ બન્ને **ઉદ્દાલકના** ખોળામાં બેઠા હતા ત્યાંથી **શ્વેતકેતુએ** તેને ઉઠાડી મુક્યો, એમ કહીને કે મારા પિતાના ખોળામાં તું કેમ બેસે છે? એ ઉપરથી **અષ્ટાવક્રે** માને પુછ્યું કે મારા પિતા કોણ છે? **માએ** અત્યંત કચવાઇ સર્વ વાત કહી. તે સાંભળી બાર વરસના **અષ્ટાવક્ર** પોતાના પિતાની ખોળને માટે નિકળ્યા અને મિથિલાપુરી આવી પહોંચ્યા. અહીં જાણવામાં આવ્યું કે મારા **બાપને** કોઇ **બંદી** નામે **જનકના** મિત્ર વાદમાં હરાવી પાતાળમાં મોકલેલા છે. ત્યારે તે પોતાની ઉમ્મરના પોતાના **મામાને** સાથે લઇને **જનકને** ઘેર ગયો અને **બંદીને** વાદમાં હરાવ્યો. વાદમાં **બંદીને** અગ્નિમાં નાખવો એવી અષ્ટાવક્રની સરત હતી પણ તેવામાં **વરૂણનો** યજ્ઞ પૂરો થવાથી બીજા સાથે **કહોડ** નીકળી આવ્યો. તેને મળ્યા પછી સઘળા ઋષિથી સન્માન પામેલો **અષ્ટાવક્ર** ઘેર ગયો. ઘેર આવ્યા પછી પુત્રને શાપ દીધાનો પશ્ચાત્તાપ કરી કહોડે **અષ્ટાવક્રને** કહ્યું કે **મધુબીળા** નદીમાં સ્નાન કર એટલે તારૂં અંગ સમું થશે. અષ્ટાવક્રે તે નદીમાં સ્નાન કર્યું ને તેની દિવ્ય કાયા થઇ. તે દિવસથી તે નદીનું નામ સમંગા પડ્યું. અષ્ટાવક્રે રચેલો અધ્યાત્મ વિદ્યાનો અષ્ટાવક્ર ગીતા નામે ગ્રંથ ઘણો ઉત્તમ છે તેથી તથા બીજા બ્રહ્મજ્ઞાનના ગ્રંથોથી તેણે **જનકરાજાને** બ્રહ્મજ્ઞાન સમજાવ્યું હતું. આ કથા સાંભળી યુધિષ્ઠિર બહુ રાજી થયા.

## ઘટોત્કચે આપેલી મદદ.

પછી પશ્ચિમ તરફનાં સર્વ ક્ષેત્રોમાં ફરી તેઓ ઉત્તરમાં આવ્યા ત્યાં ઘણાં તીર્થોમાં થઇ હિંમાલયમાં **બદરિકાશ્રમના** સમીપ વનમાં આવી પહોંચ્યા. ત્યારે મુનિઓએ જણાવ્યું કે આપણે **કૈલાસ** પર્વતની નજીકમાં આવ્યા છીએ. હવે ત્યાં અને **મંદરાચળમાં** બહુ સાવચેતી રાખજો. અહિં **ગંધર્વો**, યક્ષો, રાક્ષસો તથા કિંપુરૂષો ઘણા વસે છે અને સ્થળો પણ વિષમ છે. એથી **યુધિષ્ઠિરે** દ્રૌપદીનું રક્ષણ કરવા **ભીમને** ભલામણ કરી. **લોમશ** મુનિના જણાવ્યા પ્રમાણે એ ગંધમાદન પર્વતનાં તપસ્વીઓથીજ જઇ શકાતું, માટે તેઓ સૌ તપસ્વી બન્યાં આગળ ચાલતાં તેઓ સુબાહુના દેશમાં આવ્યાં, રાજાએ તેમનું સન્માન કર્યું. ત્યાંથી જોતાં જોતાં **ગંધમાદન** પર્વતમાં જવા યુધિષ્ઠિરની ઇચ્છા પ્રમાણે ભીમે **ઘટોત્કચનું** સ્મરણ કર્યું કે તે કેટલાક રાક્ષસો સાથે આવીને ઉભો. ભીમે પુત્રને કહ્યું કે આ તારી મા દ્રૌપદીને ખાંધપર બેસાડી અમારા સમીપમાં ચાલ્યો આવ. પછી દ્રૌપદીને તથા બીજા સર્વને ખાંધપર બેસાડી તેઓ થોડાજ વખતમાં બદરિકાશ્રમમાં પહોંચ્યા. આ જગ્યા ખરેખર દેવભૂમિજ હતી. ત્યાં વસતા ઋષિઓએ યુધિષ્ઠિરનો ઘણો સત્કાર કર્યો, ત્યાં પવિત્ર સ્નાનો તથા દર્શન કરીને સૌ અતિ

આનંદ પામ્યા અને તેઓ થોડો સમય શાંતિથી સુખે રહ્યા.

## હનુમાને ભીમનો ઉતારેલો ગર્વ

એક દિવસે ઇશાન ખૂણમાંથી વાતો વાયુ એક દિવ્ય હજાર 'પાંખડીવાળા કમળના પુષ્પને ઘસડી લાવ્યો, જે સુગંધી, સુંદર કમળ પુષ્પને જમીનપર પડેલું જોઇ **દ્રૌપદી** હર્ષ પામ્યાં અને તેવાંજ બીજાં કમળો લાવી આપવાને **ભીમને** કહ્યું. **ભીમ દ્રૌપદીને** રાજી રાખવાની ઇચ્છાથી તે દિશા તરફ **હિમાલય** પર્વતની પેલી મેર ગયો. ભયંકર અસંખ્ય પ્રાણીઓને મારી હઠાવીને પોતાનો રસ્તો કરતો કરતો છેવટે તે કેળના વનમાં પહોંચ્યો જેમાં થઇને એક સાંકડે રસ્તે ગયો; તે રસ્તે થઇને કોઇ મૃત્યુ લોકનો માનવી જઇ શકે નહિ તેથી **હનુમાન** જે **ભીમની** પેઠે **વાયુપુત્ર** હતા અને તે પોતાના ભાઇની સેવા બજાવવાની ઇચ્છા રાખતા હતા તે આ જવાના માર્ગને રોકીને સુતા હતા. હમેશની પેઠે યુદ્ધ કરવાને તૈયાર એવો **ભીમ** તે જગ્યાએ આવી પહોંચ્યો અને સુતેલા વાનરરૂપ **હનુમાનને** જગાડવાને સિંહના સરખી ગર્જના કરી. **હનુમાને** પોતાનાં નેત્ર કિંચિત ઉઘાડીને કહ્યું કે તેં મને શા માટે આવી રીતે જગાડયો ? તેણે તે મગરૂબ યુવાન **યોદ્ધાને** કહ્યું કે તારી આગળનો રસ્તો દેવોનો છે અને ત્યાં તપસ્વી લોકોજ જઇ શકે છે. **ભીમે પોતાનું** નામ તથા **કુળ** કહી બતાવીને **હનુમાનને** પૂછયું કે તમે કોણ છો? **હનુમાને** તોછડાઇથી જવાબ આપ્યો કે હું એક વાનરછું. તમે પાછા વળો . નહીં તો માર્યા જશો. ભીમે ઘણા ક્રોધથી કહ્યું કે રસ્તો આપો નહીં તો મારા હાથથી તમને વ્યથા થશે. ત્યારે હનુમાને કહ્યું કે " હું માંદો છું તેથી મારામાં ઉઠવાની શક્તિ નથી." **ભીમે** બહુ આગ્રહ કર્યો ત્યારે **હનુમાને** નહિ ખસતાં તેને કહ્યું કે " હું બૂઢો છું અને માંદો છું તેથી અહિંથી ઉઠવાની મારામાં શક્તિ નથી, જો તારે જરૂર જવું હોય તો મને ઠેકીને ચાલ્યો જા." એવાં **હનુમાનનાં** વચનથી **ભીમ** બોલ્યો કે પ્રાણીઓના શરીરમાં પરમાત્મા રહેલા છે, એ વાત જો હું ન જાણતો હોઉં તો જેમ **હનુમાને** સમુદ્રનું ઉલ્લંઘન કર્યું હતું તેમ હું પણ તારા શરીરનું ઉલ્લંઘન કરવાને આંચકો ખાઉં એવો નથી." **વાનરે** પૂછયું કે સમુદ્રનું ઉલ્લંઘન કરનાર એ **હનુમાન** કોણ હતો? **ભીમે** હનુમાનની સ્તુતિ કરીને કહ્યું કે "તે મારા મોટા ભાઇ હતા, જેનું નામ **રામાયણમાં** અતિ પ્રખ્યાત છે. તેમણે **સીતાને** શોધી લાવવા માટે **સો યોજનના** લાંબા સમુદ્રનું એક ઠેકડાથીજ ઉલ્લંઘન કર્યું હતું. એ **હનુમાન** વાયુના પુત્ર હતા. અને હું પણ વાયુનો પુત્ર છું. હું પણ એમના જેવોજ બળવાન છું. હવે તું તરત ઉઠીને મને રસ્તો દે, નહિ તો હું હમણાં તને યમપુરીમાં મોકલુંછું"

**વાનરે** કહ્યું કે "હું વૃદ્ધપણાને લીધે ઉઠી શકતો નથી, માટે મારાપર દયા કરી મારાં પૂછડાંને ઉચું કરી રસ્તો કરીને ચાલ્યો જા." **વાનરને** અશક્ત સમજી; કંઇ પણ ગણના નહિ કરીને પોતાના ડાબા હાથથી તેના પૂંછડાને **ભીમ** ઉંચકવા લાગ્યો. પણ પૂંછડું ખસી શક્યું નહિ. બે હાથથી પૂંછડું ઉપાડવા માંડયું પણ ઉપડ્યું નહિ. શ્રમથી પરસેવો વળી ગયો ત્યાં સુધી પોતાનું સઘળું બળ કામે લગાડીને તે પૂંછડું ખેંચ્યું તોપણ પૂછડું ખસ્યું નહિ. **ભીમે** શરમાઇ જઇને **હનુમાનને** પગે પડી પૂછ્યું કે આપ કોણ છો? ત્યારે **હનુમાને** કહ્યું કે રામાવતારમાં **રામચંદ્રજી**ની સાથે જેણે **મિત્રતા** કરી હતી તે વાનરાધિપતિ હું **હનુમાન** છું. **ભીમે** પ્રાર્થના કરી કે **લંકા** બાળવા જતાં સમુદ્રનું ઉલ્લંઘન કરતી વેળાનું આપનું સ્વરૂપ દેખાડો. **હનુમાને** ના કહી પણ **ભીમના** અત્યંત આગ્રહથી તે પોતાનું રૂપ મોહું ને મોટું કરવા લાગ્યા. તેનું શરીર આડું અને ઉભું એટલું બધું વધી ગયું કે તેના ઉગ્ર સ્વરૂપને જોઇ **ભીમ** મૂર્છા ખાઇ પડયો. મૂર્છા વાળી **હનુમાને** કહ્યું કે શત્રુઓની સામે યુદ્ધ કરવાના સમયમાં તો મારૂં રૂપ આથી પણ અત્યંત મોટું થાય છે. **ભીમે** પ્રાર્થના કરી કે આપનું શરીર શમાવો. તમે એકલાજ **લંકાને** તથા **રાવણને** ત્રોડી નાખવાને સમર્થ છતાં તમે **શ્રી રામચંદ્રજી** વગેરેને **રાવણની** સામે યુદ્ધ કરવાનો પરિશ્રમ શા માટે આપ્યો? હનુમાને કહ્યું કે મેં **રાવણને** મારે હાથે મારવાની ઉપેક્ષા એટલા માટેજ કરી કે જો હું **રાવણને** મારી નાંખત તો શ્રી **રામચંદ્રજીની** કીર્તિનો વિનાશ થાત. એમ કહી **ભીમને** આલિંગન કરી કહ્યું કે તું મારો ભાઇ છે માટે શું કંઇ મારી પાસેથી માગી લે. જો તું કહે તો હું હસ્તિનાપુર જઇ **દુર્યોધનાદિ** કૌરવોને મારી નાખું, અથવા મોટી શિલા ફેંકીને તેના શહેરને ચગદી નાખું, **અથવા દુર્યોધનને** બાંધીને અહિં તારી પાસે હાજર કરૂં. જે કહે તે કરવા હું તૈયાર છું. ભીમ રાજી થઇ બોલ્યો કે અમો આપના પ્રભાવથીજ શત્રુઓને જીતીશું. **હનુમાનજીએ** કહ્યું કે તમારાપરના સ્નેહને લીધે તથા ભાઇઓના સંબંધને લીધે હું તમારૂં હિત કરીશ. તમે શત્રુઓની સેનામાં પ્રવેશ કરીને જ્યારે સિંહનાદ કરશો ત્યારે હું તમારા સ્વર સાથે મારા સ્વરને મિશ્રિત કરી શત્રુઓને વ્યાકુળ કરીશ અને **અર્જુનની** ધ્વજામાં બેઠો બેઠો એવા દારૂણ નાદ કરીશ કે જેથી શત્રુઓનાં સામર્થ્ય હરાઇ જશે. આમ કહી મહાવીર **હનુમાન ભીમને** કમળવનનો માર્ગ બતાવીને અંતર્હિત થયા અને **ભીમ** જ્યાં સુધી સુવર્ણ સરખાં કમળ પુષ્પોવાળી એક નદી તથા સરોવર પાસે આવી પહોંચ્યો ત્યાં સુધી તેણે ચાલ્યા કર્યું. **ભીમ** તે પુષ્પ લેવાની તૈયારી કરતો હતો તેવામાં હજારો રાક્ષ-

સો તેની પાસે આવીને કહેવા લાગ્યા કે આ **સરોવર કુબેરનું** છે તેથી તેની રજા સિવાય તમારે પુષ્પો લેવાં નહિ. "ક્ષત્રિઓ કોઇની યાચના કરતા નથી. તેથી હું કોઇની રજા લઇશ નહિં" એમ મદોન્મત્તપણે કહીને ભીમ તે સરોવરમાં પડયો. તે સરોવરના રખવાળો **ભીમને** મારવા દોડયા, પણ ભીમે પોતાની મોટી ગદાથી તેમના તરફ ધસીને સેંકડોને મારી નાંખ્યા અને જેઓ ન્હાસી છૂટયા તેઓ **કુબેરજીની** પાસે મદદ માગવા ગયા. કુબેરે તેમને શાંત પાડીને કહ્યું કે **ભીમ** પોતાની મરજી પડે તેવાં કમળ પુષ્પો **દ્રૌપદીને** વાસ્તે ભલે લે. થોડા વખત પછી **યુધિષ્ઠિર, નકુલ** તથા, સહદેવ દ્રૌપદી સહિત ભીમના રાક્ષસ પુત્ર **ઘટોત્કચની** કાંધ ઉપર ચડીને ભીમની પાસે આવી પહોચ્યા. **ભીમ** સહિત તેઓ સૌ ગંધમાદન પર્વતના ઢોળાવવાળા પ્રદેશોમાં **અર્જુનની** પાછા આવવાની રાહ જોઈ થોડા વખત સુધી રહ્યા. થોડા સમય પછી **નરનારાયણના** તથા બીજા પવિત્ર આશ્રમો પ્રત્યે જવાને આકાશ વાણીથી તેમને કહેવામાં આવ્યું તે પ્રમાણે તેઓ ચાલ્યા. અને વાટમાં કેટલાંક સાહસ કર્મો કરતા કરતા મેરૂ પર્વતને વિશે આવી પહોંચ્યા, અને અર્જુનના આવવાની આતુરતાથી રાહ જોતા ત્યાં નિવાસ કર્યો.

## જટાસુરનો ભીમના હાથથી વધ.

**પાંડવો** બદરિકાશ્રમમાં રહ્યા હતા તે સમયમાં **જટાસુર** નામનો **રાક્ષસ** બ્રાહ્મણના વેશથી પાંડવો પાસે રહેતો હતો અને લાગ જોઇ પાંડવોના આયુધોનું તથા **દ્રૌપદીનું હરણ** કરી જવા ધારતો હતો. એક દિવસ પાંડવોની ગેર હાજરીમાં **દ્રૌપદીને** તથા આયુધોને બળાત્કારથી લઇને ચાલતો થયો. **સહદેવ** પોતાના યત્નથી તરવાર લઇ ઉઘાડી **ભીમને** બોલાવવા લાગ્યો, **યુધિષ્ઠિર** આવી **જટાસુરને** કહેવા લાગ્યા કે અમોને વગર અપરાધે શા માટે લઈ જાય છે? જેઓનાં અન્ન ખાઇએ તેઓનું ભુંડું કરવામાં મોટું પાપ છે, એ તું કેમ સમજતો નથી. તારામાં શક્તિ હોય તો અમોને આયુધો આપી યુદ્ધ કરીને દ્રૌપદીનું હરણ કરી જા.' આ પ્રમાણે કહેતાં છતાં પણ **જટાસુરે** માન્યું નહિ ત્યારે **યુધિષ્ઠિરે** પોતાના તપોબળથી એ **જટાસુરને** એટલો બધો ભાર દીધો કે જેથી તે ચાલવાને અશક્ત થઈ ગયો અને માર્ગને પણ ભુલી ગયો. **યુધિષ્ઠિરે** દ્રૌપદીને તથા **નકુલને** કહ્યું કે "બીહીશો નહિ આ રાક્ષસની ગતિને મેં હરી લીધી છે. **સહદેવે જટાસુરને** કહ્યું કે "ઉભો રહે મારી સાથે યુદ્ધ કરી **દ્રૌપદીને** લઈ જા." આમ કહેતા છતાં તેણે સર્વને ખાંધે લઇ આકાશમાં ઉડવા માંડયું. **ભીમ** સામો મળ્યો તેણે તે અસુરને અટકાવ્યો અને રાક્ષસને કહ્યું કે "તું બ્રાહ્મણ થઇને વારંવાર અમારા આયુધોને જોયા કરતો હતો તેથી

મા તારા ઉપર જે શક હતો તે આજ ખરો પડ્યો છે. એ પ્રમાણે બોલી **ભીમ** જટાસુરની સામે **મલ્લ** યુદ્ધ કરવા લાગતાં ભારે ધડાકાઓ થવા લાગ્યા. થોડીવાર સુધી મલ્લ યુદ્ધ કરીને પછી તેઓ એક બીજાની ઉપર વૃક્ષો ફેંકી ફેંકીને યુદ્ધ કરવા લાગ્યા, વનમાંથી વૃક્ષો ખૂટી જતાં શિલાઓ-થી યુદ્ધ કરવા લાગ્યા. અને શિલાઓ ખૂટી જતાં પાછા મલ્લ યુદ્ધ કરવા લાગ્યા. **ભીમે** રાક્ષસને થાકી ગએલો જાણી બન્ને હાથથી ઉપાડી ધરતીપર પછાડી ભીંસી હાથવતે તેના ધડ ઉપરથી માથું ખેંચી લીધું.

**વૃષપર્વાનો આશ્રમ.**

ત્યાંથી આગળ ચાલતાં અને **અર્જુન**નું મનમાં ચિંતન કરતાં કરતાં ઉત્તર દિશામાં **મૈનાક** તથા **ગંધમાદન** આદિ પર્વતોના રમણીય ભાગોને તથા પર્વતો ઉપરની ઘણી સુંદર નદીઓને જોતાં જોતાં ઘણેક દિવસે **હિ-માલયના** પાછલા ભાગમાં પહોંચ્યા. વનોની શોભા જોઇને અત્યંત પ્રસન્ન થએલા **યુધિષ્ઠિરે** સર્વ સાથને કહ્યું કે જ્યાં મનુષ્યો પહોંચી શકતાં નથી એવા સ્થળમાં આપણે આવ્યા છીએ. આ પર્વતનાં શિખરોની ઉપર સ્ત્રી-ઓની સાથે **ગંધર્વો** તથા **કિંપુરૂષો** ગાયન કરે છે તેઓનો મધુર સ્વર સાંભળવામાં આવે છે. હંસોના, ઋષિઓના તથા કિન્નરોના સમૂહો જેનું નિરંતર સેવન કરે છે એવાં પવિત્ર **ગંગાજી** જોવામાં આવે છે તેમનાં દર્શન કરો. એમ કહેતાં કહેતાં **યુધિષ્ઠિર** સર્વની સાથે **વૃષપર્વાના** આશ્ર-મમાં આવ્યા. ત્યાં કેટલાક દિવસ માનથી રહી ત્યાંથી **વૃષપર્વાના** બતાવેલા માર્ગમાં ચાલતાં સઘળી ઋતુઓમાં શોભી રહેનારાં અનેક વૃક્ષોને જોતા જોતા **આર્ષ્ટિષેણ** રાજર્ષિના આશ્રમમાં આવીને તેઓને પ્રણામ કરતાં ઋષિએ પોતાના આશ્રમમાં રાખી તેઓને સૂચના આપી કે "આ પર્વતના શિખરની ઉપર **ગંધર્વ** આદિ લોકો **અપ્સરાઓ** સાથે વિહાર કરે છે, માટે અહીંથી ત્યાં જવું નહિ. કોઇ સમયે અહીં **ભેરી–મૃદંગ** તથા **શંખના** શબ્દ સં-ભળાય પણ ત્યાં જવું નહિ. અહીં કાંઇ પણ ચપળતા કરે તેને **રાક્ષસો** મારી નાંખે છે. આ શિખર ઉપર **કુબેરજીનાં—દેવતાઓનાં** તથા **સિદ્ધ** લોકોનાં દર્શન થાય છે. અને **તુંબુરૂ** નામના ગંધર્વ ગાયન કરતા સંભળાય છે." ઋષિનાં વચન સાંભળી સઘળી વાતનો સ્વીકાર કરી રહેલા **પાંડવોને** જોવાને ઘણા ઘણા **સિદ્ધ** લોકો ત્યાં આવતા, અને પાંડવો તેઓનો પ્રેમ સંપાદન કરતા, આમ ઘણા મહીના વ્યતીત થઇ ગયા અને પાંચમું વર્ષ પણ ઉતરવા આવ્યું.

**દ્રૌપદીની ઉશ્કેરણી–ભીમનું સાહસ.**

એક વખત **દ્રૌપદીએ** ભીમસેનને કહ્યું કે તમારા ભાઇ **અર્જુને** રા-

ક્ષસોને મારી **ઇંદ્રને** જીત્યા છે તેમ તમે આ પર્વતના **રાક્ષસોને** મારી કાઢો તો ત્યાં જઇ શકાય. **દ્રૌપદીનાં** વચનથી **ભીમ** આયુધો લઇને શિખરપર ચડ્યો અને **કુબેરજીના** આવાસમાં જઇ આસપાસ જોઇ ધનુષની દોરીનો ટંકાર કર્યો. આ ટંકારથી **યક્ષો, રાક્ષસો** અને **ગંધર્વો** અસંખ્ય આયુધો લઇને લડવાને આવ્યા, **ભીમ** પણ તૈયાર થઈ ઉભો. **ભીમનાં** બાણ અને **રાક્ષસોનાં** આયુધની **વૃષ્ટિ** થવા લાગી, અને માથાંઓ પૃથ્વીપર પડવા લાગ્યાં. **રાક્ષસો** ઘણા હોવાથી **ભીમ** ઘેરાણો, પણ તે કોઇનો ગાંજ્યો જાય એવો નહિ હતો, તેથી તેણે **રાક્ષસોને** મારી પરાસ્ત કર્યાં. **યક્ષો** અને **રાક્ષસો**માં ભંગાણ પડયું. કુબેરજીના સ્નેહી **મણિમાને** નાસી જતા રાક્ષસોને પાછા વાળ્યા, અને તે પોતે **ભીમની** સામે લડયો. **ભીમે** તેની છાતીમાં ત્રણ બાણ માર્યાં. **મણીમાને** ભીમના ઉપર ગદાનો ઘા માર્યો. **ભીમે** ગદાને તોડવા સારૂ ઘણાં બાણો ફેંક્યાં પણ ગદા ભાગી નહિ ત્યારે **ભીમે** ખસી જઇ ગદાને વ્યર્થ કરી. એક બીજા **રાક્ષસે** ભીમને સાંગ મારી, તે **ભીમનો** હાથ ભેદી પૃથ્વીપર પડી. વ્યથીત થએલ **ભીમ** પોતાની ભયંકર ગદા લઇ **મણિમાનની** ઉપર ધસ્યો. **મણીમાન** પોતાનું ઉગ્ર ત્રિશૂળ લઇ સામો આવ્યો. **ભીમની** ગદાથી ત્રિશૂળ ભાંગી આકાશમાં ઉડ્યું અને **મણિમાન** ગદાથી મરણ પામ્યો. આથી બીજા **રાક્ષસો** ભાગી ગયા. આ સાહસને માટે **યુધિષ્ઠિરે** ભીમને ઠપકો આપ્યો અને કહ્યું કે કુબેરજી તથા **દેવતાઓ** આપણાપર અપ્રસન્ન થશે. હું આવાં પરાક્રમથી રાજી નથી. આ લડાઇના ખબર **રાક્ષસોએ કુબેરજીને** કહ્યા, તે કોપાયમાન થઇ પોતાની સેનાને લઇ લડવાને આવ્યા, પણ **પાંડવોને** જોઇ શાંત થઇ ગયા. પાંડવો પોતાનો અપરાધી ગણી તેની સામે હાથ જોડી ઉભા. **કુબેરજીએ** યુધિષ્ઠિરને કહ્યું કે. " હું **દેવતાઓની** સભામાં જતો હતો, ત્યારે મારા અનુચરે ભૂલથી **અગસ્ત્ય** મુનિનો અપરાધ કર્યો. તેથી મુનિએ મને શાપ દીધો કે તારો મનુષ્યના હાથથી પરાભવ થશે અને તારા અનુચરો માણસના હાથથી માર્યા જશે. એ શાપનું આજ મને ફળ મળ્યું. માટે હું આપનાપર કે **ભીમ** પર કાંઈ કોપ કરતો નથી. પણ આ તમારો ભાઈ **ભીમ** ધર્મ જાણતો નથી. તે અભિમાની છે, મૂર્ખ છે, અને ઉછાંછળો છે માટે તેને શીખામણ દેજો કે ફરી એમ લોકોના અપરાધમાં આવી પડે નહી. **અર્જુનમાં** અને **ભીમમાં** ઘણો ફેર છે. **અર્જુન** ધર્માત્મા છે અને આ દુષ્ટ છે; **અર્જુન** વિવેકી છે અને આ અવિવેકી છે; **અર્જુન** નમ્ર છે અને આ અક્કાણો છે; **અર્જુન** કાર્યના પરિણામનો વિચાર કરે એવો છે અને આ સાહસિક છે. " ઇત્યાદિ વચનોથી **ભીમનાસંબંધમાં** કેટલીક શિખામણ દઇ **કુબેરજીએ** પાં-

ડવોપર ઘણી પ્રીતિ બતાવી તથા અન્ન પાન પહોંચાડવાનું વચન આપીને તથા **અર્જુનનો** કુશળતાના ખબર આપી તેઓ આકાશ માર્ગે પોતાના આવાસમાં ગયા; અને **પાંડવો** પાછા ઋષિના આશ્રમમાં આવી **કુબેરજીના** બંધાવેલા બંગલામાં રહ્યા. આવીજ રીતે હજાર પાંખડીવાળા સુવર્ણ કમળ માટે પણ **દ્રૌપદીની** ઇચ્છાથી ભીમે મોટો ત્રાસ વર્ત્તાવી મૂક્યો હતો.

## અર્જુનનું ઇંદ્ર લોકમાંથી આવવું.

**ગંધમાદન** પર્વતના ઢોળાવવાળા પ્રદેશોમાં **અર્જુનની** પાછા આવવાની વાટ જોતા પાંડવો થોડા વખત સુધી રહ્યા. થોડા સમય પછી **નરનારાયણના** તથા બીજા પવિત્ર આશ્રમો પ્રત્યે જવાને આકાશવાણીથી તેમને કહેવામાં આવ્યું તે પ્રમાણે તેઓ ચાલ્યા, અને વાટમાં કેટલાંક સાહસ કર્મો કરતા કરતા **મેરૂ** પર્વત પાસે આવી પહોંચ્યા. **આર્ષ્ટિષેણ** ઋષિના આશ્રમમાં રહી તેઓ **અર્જુનના** આવવાની આતુરતાથી વાટ જોતા હતા, એવામાં એક દિવસ ઘણા પ્રકાશવાળો, દશ હજાર ઘોડા વાળો, તથા સર્વ અંતરિક્ષને પ્રકાશમય કરતો ઇંદ્રનો દેદીપ્યમાન રથ આકાશમાંથી ઉતરતો તેઓના જોવામાં આવ્યો. ત્યારે રથ હાંકનાર **માતલિ** અને રથની અંદર ઇંદ્રના જેવાજ પ્રભાવવાળો અને મુગટ તથા પિતા તરફથી મળેલા બખ્તર પહેરેલા અર્જુનને જોઈ પાંડવો હર્ષસંયુક્ત વિસ્મય પામ્યા. **અર્જુન** રથમાંથી ઉતરી **ધૌમ્ય** મુનિ, લોમશમુનિ, યુધિષ્ટિર તથા ભીમને અનુક્રમે પગે લાગ્યો. **સહદેવ** તથા નકુલે અર્જુનને દંડવત્ પ્રણામ કર્યા. દ્રૌપદી સાથે સર્વ ભાઇઓએ અર્જુનને પ્રેમપૂર્વક આલિંગન આપ્યું. દ્રૌપદીની સાંત્વના કરી અર્જુન યુધિષ્ટિર પાસે આવી બેઠો અને ઘણો સત્કાર કરી તથા સર્વ દેવતાનું કુશળ પુછી માતલિને રજા આપવામાં આવી ધનંજયના પાછા આવવાથી, વિયોગનાં વરસો પૂરાં થવાથી અને તેની ઇચ્છાઓ સફળ થવાથી સૌને અત્યંત હર્ષ પ્રાપ્ત થયો,

**અર્જુને** પોતાનો સઘળો વૃત્તાંત સંક્ષેપથી સર્વને કહી સંભળાવ્યો. તે દિવસે સર્વ સાધુ ઘણા આનંદમાં સૂઇ રહ્યા. બીજે દિવસે બધા પાછા **યુધિષ્ટિર** તથા અર્જુનની આગળ આવીને બેઠા હતા ત્યારે આકાશમાં દિવ્ય વાજાંઓનો ઘોષ સંભળાવા લાગ્યો, સૌ વિસ્મય પામી ઉંચે જોવા લાગ્યા એવામાં એકાએક દેવતાઓથી વિંટાએલો, મેઘના જેવી ગર્જના કરતો અને આગલા દિવસે દીઠેલોજ રથ અંતરિક્ષમાંથી ઉતર્યો. રથમાંથી **ઇંદ્ર** મહારાજ પોતે ઉતર્યા. **યુધિષ્ઠિરે** તેની વિધિપૂર્વક પૂજા કરી. **અર્જુન** પ્રણામ કરી આગળ ઉભો રહ્યો. યુધિષ્ઠિરને **ઇંદ્રે** કહ્યું કે "મેં, **સદાશિવે** તથા સઘળા **લોકપા**-

લોએ અર્જુનને દિવ્ય અસ્ત્રોની સંપૂર્ણ વિદ્યા આપી છે. અર્જુને મારું મોટું પ્રિય કર્યું છે. અર્જુનને ત્રૈલોક્યમાં પણ કોઈ જીતી શકશે નહિ. તમારાં વનવાસનાં વર્ષો પૂરાં થતાં તમને સઘળી પૃથ્વીનું રાજ્ય મળશે. હવે તમે કામ્યક વનમાં જઈને રહો." એમ કહી ઈંદ્ર સ્વર્ગમાં પધાર્યા. યુધિષ્ઠિરે અર્જુનને પુછ્યું કે "તેં ઈંદ્રનું શું પ્રિય કર્યું છે તે કહે" અર્જુને પોતે ઈંદ્રની કરેલી સેવાનો સંક્ષિપ્ત સાર કહી આપ્યો. એ સેવાનું કાર્ય એ હતું કે અર્જુન ઈંદ્ર પાસેથી સઘળી અસ્ત્ર વિદ્યા શીખી રહ્યો ત્યારે ઈંદ્રે ગુરુ દક્ષિણામાં નિવાતકવચ નામના દૈત્યો જેઓ દેવતાઓને દુઃખ દે છે તેમને મારી નાખવાનું વચન તેની પાસે માગ્યું, જેથી અર્જુન યુદ્ધનાં સર્વે સાધનો લઈ સૈન્ય સહિત જઈ દૈત્યોનો દિવ્ય અસ્ત્રના પ્રભાવવડે નાશ કર્યો. સારથિ માતલિ અર્જુનના આવા અપૂર્વ પરાક્રમથી ભારે વિસ્મય પામ્યો. ત્યાંથી પાછા ફરતાં હિરણ્યપુરના પૌલસ્ય નામના દાનવે સાઠ હજાર દૈત્યો સહિત મોટું યુદ્ધ કર્યું, તેમાં પણ પાશુપતાસ્ત્રથી અર્જુને તેને પણ હરાવ્યો. આ સર્વે પરાક્રમની વાત માતલિએ ઈંદ્રને કહી; ઈંદ્રે અર્જુનને કહ્યું કે "ગુરુ દક્ષિણામાં કોઈથી ન બની શકે એવું મારું કામ તેં કરી આપ્યું છે. તને ભીષ્મ, દ્રોણ કે કર્ણ કોઈ પણ શત્રુ જીતી શકશે નહિ, અને તારાજ બાહુબળથી યુધિષ્ઠિર પૃથ્વીમાં ચક્રવર્તીપણું પામશે." એટલો આશીર્વાદ આપી અર્જુનને ન ભેદાય એવું બખતર, સુવર્ણની ઉત્તમ માળા, કિરીટ, દેવદત્ત નામનો શંખ અને દિવ્ય વસ્ત્રો તથા આભરણો આપ્યાં હતાં. જે યુધિષ્ઠિર પાસે રજુ કર્યાની વાત આપણે શરૂઆતમાં કહી ગયા છીએ. અર્જુને પોતાની હકીકત પુરી કરતાં કહ્યું કે પાંચ વર્ષ ઈંદ્રના દરબારમાં રહ્યો, પણ જુગારેથી થએલા કજીયાનું મને એકે દિવસ વિસ્મરણ થયું નથી?" યુધિષ્ઠિર આ વૃત્તાંતથી તથા પોતાના ભાઈના પરાક્રમથી બહુ ખુશી થયા, અને ભાઈઓના પરાક્રમથી પૃથ્વીને પોતાના હાથમાંજ આવેલી માનવા લાગ્યા. પછી જે દિવ્ય અસ્ત્રોથી દૈત્યોને તથા હિરણ્યપુરના દાનવોને અર્જુને માર્યા હતા તે અસ્ત્રોના પ્રયોગો જોવા માગ્યા. વડીલ ભાઈ યુધિષ્ઠિરની આજ્ઞા થતાં અર્જુન ઈંદ્ર આદિએ આપેલાં નાના પ્રકારનાં દિવ્ય અસ્ત્રોનો પ્રયોગ કરવા બખતર પહેરી, હાથમાં ગાંડીવ લઈ તૈયાર થયો, કે તેના પગના ભારથી પૃથ્વી કંપતી હોય તેમ દેખાવા લાગ્યું. આવાં ઉત્પાતનાં ચિન્હો થતાં, દેવતાઓએ નારદજીને યુધિષ્ઠિર પાસે મોકલ્યા. નારદજીએ યુધિષ્ઠિરને કહ્યું કે "યુદ્ધના પ્રસંગ વિના દિવ્ય અસ્ત્રોનો પ્રયોગ કરવામાં મોટો દોષ છે, માટે અર્જુનને અટકાવો." યુધિષ્ઠિરે તે પ્રયોગ બંધ રખાવ્યો, એટલે પૃથ્વીપર સ્થિરતા થઈ અને નારદજી હર્ષ પામી પાછા સ્વર્ગમાં સિધાવ્યા.

## અલૌકિક અજગર અને ભીમની ભુજાઓ.

**અર્જુન** ઇંદ્ર લોકમાંથી આવ્યા પછી પાંડવો અનેક પ્રદેશોને જોતા જોતા **વૃષપર્વાના** આશ્રમમાં અને ત્યાંથી **બદરિકાશ્રમમાં** થઇ **સુબાહુના** શહેરમાં આવી ત્યાં રાખેલાં પોતાનાં માણસોને તથા રથોને લઇ **ઘટોત્કચ** વગેરે રાક્ષસોને રજા આપી **યામુન** નામના પર્વતમાં આવી રહ્યા. ત્યાં એક દિવસ **ભીમ** મૃગયા કરવા સારૂ દૂર પ્રદેશમાં નીકળી ગયો. ત્યાં મૃગોને, સુવરોને, પાડાને બીજા પશુઓને બાણોથી મારવા લાગ્યો. અભિમાની **ભીમ** વનમાં મોટી મોટી ગર્જના કરવા લાગ્યો, પર્વતના શિખરોને પગના પ્રહારથી ચૂર્ણ કરી નાખવા લાગ્યો, વૃક્ષોને ઉખેડી નાખવા લાગ્યો અને સિંહોને પણ મારવા લાગ્યો. આગળ ચાલતાં કોઇ વિષમ જગ્યામાં પડેલો પર્વત જેવડા મોટા શરીરવાળો, વિચિત્ર રૂવાડાંવાળો, પીળા વર્ણવાળો, અત્યંત લાંબો, વિશાળ આંખો વાળો, ગુફા જેવા મુખવાળો એક **અજગર** તેના જોવામાં આવ્યો. **અજગરે** એકદમ ભીમના બન્ને હાથને ભરડો દઇ બંધીવાન જેવો બનાવ્યો. **ભીમ** તો પોતાનું ભાન ભૂલી ગયો. આ સમયે તેનું મહાન જોર પણ અસ્ત પામી ગયું, અને છુટા થવાનો બધો પ્રયત્ન મિથ્યા થયો. **ભીમ** વિચાર કરવા લાગ્યો કે “અભિમાન કોઇનું રહેતું નથી. શેરને માથે સવા શેર પણ પડ્યા છે, એવી આજ મને ખાત્રી થઇ. પુરૂષાર્થથી દૈવને ઠગવા કોઇ પણ પુરૂષ સમર્થ નથી. જે હાથે મેં સેંકડો રાક્ષસોને, સિંહોને અને મોટા મોટા હાથીઓને હણ્યા છે તે હાથ આજ **અજગર** આગળ નકામા થઇ પડ્યા છે. મને મારા વાસ્તે શોક થતો નથી, પણ રાજ્યથી ભ્રષ્ટ થએલા મારા ભાઇઓને વાસ્તે ઘણી ચિંતા થાય છે. પણ **અર્જુન** એકલો સઘળા કારભાને પૂરા કરે એવો છે.” આમ **અજગરના** મોઢામાં આવેલો **ભીમ** મન સાથે વિચાર કરે છે. ત્યાં બીજી તરફ યુધિષ્ઠિરને પોતાના સ્થાન પ્રત્યે થતાં **માનશુકન** અને ડાબું અંગ ફરકવાથી તેણે **ભીમને** યાદ કર્યો. તેને આશ્રમ છોડી જવા પાછી ઘણીવાર થયાના ખબર જાણી આશ્રમમાં દ્રૌપદી વગેરેની **અર્જુનને** ભલામણ કરી પોતે ભીમનાં પગલાં જોતા ઉતાવળા દોડતા ચાલ્યા. આગળ ચાલતાં એક વિષમ સ્થળમાં અજગરે પકડેલો **ભીમ** યુધિષ્ઠિરના જોવામાં આવ્યો. એ અજગર પૂર્વે યુધિષ્ઠિરનો દાદો નહુષ રાજા હતો. તેને તપના બળથી મનુષ્ય દેહેજ ઇંદ્રની પદવી મળી હતી. એવી મહાન પદવી મળ્યાં ગર્વને લીધે તેને **અગસ્ત્યમુનિએ યુધિષ્ઠિરના** દર્શન પર્યંત **અજગર થઇને** પૃથ્વીપર પડવાનો શાપ આપ્યો હતો. તે **યુધિષ્ઠિરના** દર્શન થવાથી તેની સાથે કેટલો એક સંવાદ કરી અને ભીમને છોડી દઇ દિવ્ય શરીરથી પાછો સ્વર્ગમાં ગયો અને યુધિષ્ઠિર, ધૌમ્ય મુનિ તથા ભીમની

સાથે પાછા આશ્રમે આવ્યા. **અજગર**ની વાતથી તથા ભીમની સાહસથી સૌ વિસ્મય પામ્યાં.

## ધર્મવ્યાધનો ધર્મોપદેશ.

કોઇ વખતે પ્રસંગ ચાલતાં મહાત્મા **માર્કંડેય મુનિ** યુધિષ્ઠિર પ્રતિ બોલ્યા કે હે ભારત! પૂર્વે વેદ અને વેદાંગને જાણનાર એક **કૌશિક** નામનો બ્રાહ્મણ અધ્યયન કરતો. કોઇ વૃક્ષની નીચે બેઠો હતો તેવામાં ઉપરથી **બગલીએ ચરક** કરી. આથી **કૌશિક** બ્રાહ્મણે તેના તરફ ક્રોધ દૃષ્ટિ કરી કે તેના પ્રભાવથી તે **બગલી** નીચે આવી પડી. અને મરણ પામી. બ્રાહ્મણને આથી જરા ખેદ થયો, પણ બધું દૈવાધીન માની પોતે ભિક્ષા કરવા ગામમાં ગયો ત્યાં એક ગૃહસ્થને ઘેર જઈ **ભિક્ષા** માગતાં તેની **પતિવ્રતા** સ્ત્રીએ અમુક કામ પૂરૂં કરી તે પછી **ભિક્ષા** આપવા કહ્યું. તે કામ પૂરૂં થતાં તેનો પતિ આવ્યો જેથી તે સ્ત્રી તેની સેવામાં લાગી, અને તે પછી ભિક્ષા લઈ પહેલા બ્રાહ્મણ પાસે ગઇ. આથી તે **કૌશિક** બ્રાહ્મણ પોતાને આટલી બધીવાર થોભાવ્યો માટે ક્રોધ કરવા લાગ્યો તે જોઇ સ્ત્રીએ જવાબ આપ્યો ક્રોધ ન કરો; હું કાંઇ **બગલી** નથી કે તમારા ક્રોધનો ભોગ થઇ પડું. પતિ સેવા એજ મારૂં મોટું રક્ષણ છે. મેં તમારૂં અપમાન કરવા વાસ્તે કાંઇ તમને થોભાવ્યા નથી. બ્રાહ્મણે ક્રોધ નજ કરવો જોઇએ. જો તમે બ્રાહ્મણના ધર્મ ન જાણતા હો તો **મિથિલાપુરીમાં** જઈ **ધર્મવ્યાધને** પૂછો. તે **પતિવ્રતા** સ્ત્રીનાં વચનો સાંભળી ચકિત થયેલો **કૌશિક** બ્રાહ્મણ તેને નમી મિથિલા નગરીમાં **ધર્મવ્યાધ** પાસે ગયો.

**કૌશિક** જ્યારે **ધર્મવ્યાધ** પાસે ગયો ત્યારે **તે માંસ** વેચતો હતો તેને જોઈ **કૌશિક**ને અત્યંત આશ્ચર્ય થયું. તે કરતાં પણ વધારે કાયમ આશ્ચર્ય તો "તમને પેલી પતિવ્રતા ધર્મવાન સ્ત્રીએ તમને મારી પાસે મોકલ્યા છે" ને તમે જે વાસ્તે આવ્યા છો. તે સર્વ હું જાણુંછું એમ તેણે કહ્યું ત્યારે થયું. પછી તે **ધર્મવ્યાધ** કૌશિકને ઘણા માનથી પોતાના બીજા મકાનમાં લઈ ગયો અને પોતાના ધંધાપર નજર કરી તે બ્રાહ્મણને વિચારમાં પડી ગએલો જાણી **ધર્મવ્યાધે** કહ્યું કે મહારાજ! આ મારો પરંપરાનો ધંધો છે. તેનું પાલન કરવાની સાથે હું માતા પિતાની સેવા રૂપ ધર્મને કદી પણ ચુકતો નથી. ધર્મના ખરા તત્વ સંબંધે મેં મારા મનમાં નિશ્ચય કર્યો છે કે,—

સત્ય બોલવું, કોઇને ખેદ ઉત્પન્ન ન કરવો, શક્તિ પ્રમાણે દાન આપવું, દેવતા, અતિથિ અને ભૃત્યોને આપતાં વધે તેમાંથી પોતાની આજીવિકા ચલાવવી, વર્ણાશ્રમ ધર્મને અનુસરવું, માંસ ભક્ષણ ન કરવું, ઋતુ ગામી

થવું, સુખ દુઃખ સહન કરવાં, ખોટા વાદનો ત્યાગ કરવો, ઈષ્ટ અને અનિષ્ટમાં પણુ સમાન વૃત્તિ રાખવી, દ્રવ્યના નાશ વખતે પણ મુંઝાઈ જવું નહિં. પાપ કર્મ તરફ મનને જવા દેવું નહિ, સર્વનું કલ્યાણુ ઈચ્છવું, શાસ્ત્રાદિકમાં શ્રદ્ધા રાખવી તથા સદૈવ સાધુપણાથી રહેવું.

હે બ્રાહ્મણુ! કામાદિક છ શત્રુઓનો ત્યાગ કરી ધર્માચરણુ પરાયણુ રહેનારો પુરૂષજ શિષ્ટ કહેવાય છે. ગુરૂ શુશ્રુષા, સત્ય ભાષણુ, અક્રોધ તથા દાન એ શિષ્ટ પુરૂષમાં અવશ્ય હોવાં જોઇએ જેનાથી ભૂત પ્રાણી માત્રનું હિત થાય તે ધર્મ અને તેથી ઉલટો તે અધર્મ એમ તેઓ સમજે છે અને એ તેમનું સમજવું સત્ય છે. આવી સત્ય સમજથી તેઓ જ્ઞાનના અધિકારી થાય છે અને જડ ચૈતન્યનો વિવેક જાણી શકે છે. શ્રુતિમાં કહ્યું છે કે જીવ અવિનાશી છે અને દેહ નાશવાન છે. દેહને કોઇ કાપી નાખે છે તો તેનો નાશ થાય છે પણ જીવનો નાશ થતો નથી. જીવ મૃત્યુ પામ્યો એમ બોલનાર મૂઢ પુરૂષો છે તે તો પૂર્વ શરીરનો ત્યાગ કરી બીજા શરીર પ્રત્યે જાય છે. ત્યાં તેને પૂર્વ જન્મનાં કર્મો ભોગવવાં પડે છે. કારણુ કે કરેલાં કર્મો ભોગવ્યા વગર નાશ પામતાં નથી, જીવે શુભ કર્મ કર્યાં હોય તો તે દેવ જાતિમાં, શુભાશુભ કર્મ કર્યાં હોય તો મનુષ્ય જાતિમાં અને કેવળ અશુભ કર્મ કર્યાં હોય તો પશુ પક્ષની જાતિમાં કે નરકમાં જાય છે. હીન કર્મથી હીન સ્થિતિને પામેથી પણુ જો શુભ કર્મ કરવા માંડે તો તે ક્રમે ક્રમે ચડી છેવટ ઉત્તમ લોકોને પામે છે. મત્સર વગરનો તથા કર્યા ઉપકારને જાણુનારો પુરૂષ સુખ, ધર્મ, અર્થ તથા સ્વર્ગને પામે છે. જેને વેદોક્ત સંસ્કાર થયા હોય જેણે બાહ્યેંદ્રિયો જીતી હોય, જેણુ પોતાના મનને કબજે રાખ્યું હોય તેને સારી વૃત્તિ પ્રાપ્ત થાય છે. મોક્ષનું સાધન તપ છે અને તપનું સાધન ઇંદ્રિય નિગ્રહ છે. જે માણુસ વિષય તરફ વળતી ઇંદ્રિયોને અટકાવવા સમર્થ થાય તેજ મોક્ષનો અધિકારી થાય છે. કુંડલ આદિ પદાર્થમાં સુવર્ણુ વ્યાપ્ત છે તેમ સર્વ લોકમાં પોતાનો આત્મા વ્યાપ્ત છે એમ જોનાર બ્રહ્મભૂત થયેલા પુરૂષને શુભાશુભ કર્મ કાંઈ પણુ બાધ કરતાં નથી. જે પુરૂષ મન અને ઇંદ્રિયોને નિયમમાં રાખે છે તે કર્તૃત્વ અને ભોક્તૃત્વના બંધનમાં કદી પણુ આવતો નથી. ઇંદ્રિયોરૂપ અશ્વવાળા શરીરરૂપ રથનો નિયંતા આત્મા છે. માટે સારથિ જેમ અશ્વોને નિયમમાં રાખે છે તેમ મનુષ્યે પોતે ઇંદ્રિયોને નિયમમાં રાખવી જોઇએ.

હે કૌશિક! તમોગુણી પુરૂષ મૂઢ, અતિ નિદ્રાવાળો, પાપ કર્મોમાં ઇંદ્રિયોની પ્રવૃત્તિવાળો, વિચાર શક્તિ વગરનો, ક્રોધયુક્ત, આળસુ તથા ધર્મથી ભ્રષ્ટ હોય છે. રજોગુણી પુરૂષ બીજાના દોષ જોનાર, અભિમાની,

પોતાનાં વખાણથી રાજી થનાર તથા સંપત્તિ વગેરેની બહુ તૃષ્ણાવાળો હોય છે, અને સત્વગુણી પુરૂષ તૃષ્ણા રહિત, ધીર, ક્રોધ રહિત, બુદ્ધિમાન અને સુખ દુઃખની અસર વગરનો હોય છે. સત્વગુણના પ્રભાવથી **શૂદ્ર** વૈશ્ય-પણાને પામે છે, **વૈશ્ય** ક્ષત્રિયપણાને પામે છે, **ક્ષત્રિય** બ્રાહ્મણપણાને પામે છે, અને બ્રાહ્મણ **બ્રહ્મવેત્તા** થઇ મુક્ત બને છે.

ઉપર પ્રમાણે ઉપદેશ કરી **ધર્મવ્યાધ** તે બ્રાહ્મણને પોતાના ઘરમાં લઇ ગયો. ત્યાં શ્રેષ્ટ આસનપર સારી રીતે સેવા કરાયેલાં ધર્મવ્યાધના **માત-પિતા** કૌશિકના જોવામાં આવ્યાં **ધર્મવ્યાધ** બોલ્યો કે આ મારૂં પરમ દૈવત છે મારાં સ્ત્રી પુત્ર સહિત હું સદૈવ આળસ વગરનો બની એમની શુશ્રષા કરૂંછું. અને તેના પ્રભાવથીજ મારી વૃત્તિ ધર્મમાં સ્થિર રહે છે. હે **કૌશિક**! તમે પોતાનાં માબાપની શુશ્રુષા કરવી છોડી ચાલી નિકળ્યા છો એ ઘણુંજ ખોટું કર્યું છે માટે તેમની પાસે પાછા જાઓ અને તેમની સેવામાં ધ્યાન આપો. **કૌશિક** બોલ્યો કે હે **ધર્મવ્યાધ**! તેં આજ મને નરકમાં ડૂબતો બચાવ્યો છે, તારા સરખા ધર્મોપદેશ કરનાર દુર્લભ હોય છે. કારણ કે હજારો મનુષ્યોમાં ધર્મ જાણનાર તો એકાદ હોય છે અથવા નથી પણ હોતો. તારા સરખા મહાત્માને આવી શૂદ્ર જાતિ પ્રાપ્ત થવી એ મને મોટું આશ્ચર્ય થાય છે! માટે તેનું કારણ હું જાણવા ઇચ્છુછું. **ધર્મવ્યાધ** બોલ્યો કે હું પૂર્વે જન્મમાં વેદવેત્તા બ્રાહ્મણનો પુત્ર હતો. હું પણ વેદ તથા ઉપનિષદોના પારને પામેલો હતો. તેમ ધનુર્વિદ્યામાં કુશળ એક રાજા મારો મિત્ર હોવાથી હું ધનુર્વિદ્યામાં પ્રવિણ થયો હતો. એક વખત રાજા મૃગયા કરવા જતાં હું પણ તેની સાથે ગયો અને એક મૃગ ઉપર બાણ મૂકતાં મારૂં તે બાણ આશ્રમ નજીકમાં બેઠેલા અને દૂરથી મૃગ સરખા જણાતા એક **મુનિને** વાગ્યું. હું નજીકમાં જઇ જોઉંછું તો મૃગને બદલે મુનિને દીઠા તરતજ મેં ક્ષમા માગી પણ મહાવ્યથામાં ઘેરાયેલા તે મુનિએ ક્રોધથી મને શાપ દીધો કે તું બીજા જન્મમાં શૂદ્ર થઇ **પારાધી**પણાને પામીશ. મેં ફરી ફરી ક્ષમાની યાચના કરતાં તે દયાળુ મુનિએ કહ્યું કે મારો શાપ વૃથા તો નહિ થાય પણ આટલું થઇ શકશે કે તે જન્મમાં તું માતા પિતાની સેવા કરનાર તથા ધર્મજ્ઞ થઇ અંતે તે જાતિમાંથી છૂટી પાછો બ્રાહ્મણના જન્મને પામીશ. તેમણે મારાપર આ પ્રમાણે અનુગ્રહ કરવા પછી મેં તેમના શરીરમાંથી બાણ ખેંચીને કાઢી લીધું અને તેમને તેમના આશ્ર-મપર પહોંચાડયા, અને કાળે કરી મારો દેહ છૂટી જતાં આ શૂદ્ર જાતિને પામ્યો. **કૌશિક** બોલ્યો કે હે વ્યાધ! તું જ્ઞાને કરી તૃપ્ત છે. હવે હું તારી પાસેથી રજા લઉંછું આમ કહી તે બ્રાહ્મણ **ધર્મવ્યાધની** રજા લઇ પોતાને

ઘેર આવ્યો અને માતા પિતાની શુશ્રુષા કરવા લાગ્યો.

**માર્કંડેય** બોલ્યો કે હે **યુધિષ્ઠિર ! પતિસેવાનું અને માતાપિતાની** સેવાનું અત્યુત્તમ મહાત્મ્ય મેં તમને કહ્યું. **યુધિષ્ઠિરે** અત્યંત પ્રસન્ન થઇ કહ્યું કે આ વૃત્તાંત સાંભળતાં મને જે આનંદ થયો છે તે હું વર્ણવી શકતો જ નથી.

## શ્રીકૃષ્ણનો સ્નેહ.

પાંડવો **અર્જુન** સહિત કામ્યક વનમાં આવ્યાની ખબર શ્રીકૃષ્ણને થતાં **સત્યભામાને** સાથે લઇને પાંડવોને મળવા આવ્યા. સર્વને પ્રણામ કરી શ્રીકૃષ્ણ **અર્જુનને** બાથમાં લઈ પ્રીતિથી મળ્યા. સત્યભામા દ્રૌપદીને મળ્યાં અને દ્રૌપદીએ સર્વનું કુશળ પુછ્યું. અર્જુને ઇંદ્રલોકમાં જઇ આવી દિવ્ય અસ્ત્રો પ્રાપ્ત કર્યાની સઘળી હકીકત શ્રીકૃષ્ણને કહી. યુધિષ્ઠિરે **અભિમન્યુ** તથા સુભદ્રા આદિ સર્વનું કુશળ પુછ્યું. તેમના કુશળ સમાચાર જણાવતાં શ્રીકૃષ્ણે કહ્યું કે દ્વારકાંમાં તેઓ પ્રદ્યુમ્નના જેટલાજ માનથી રહ્યા છે. યુધિષ્ઠિર ! તમે કાર્યના લાભ કરતાં પણ ધર્મના લાભને અધિક માનો છો, અને ધર્મની વૃદ્ધિને વાસ્તે તપનું, સત્યનું તથા સરળતાનું પાલન કરોછો તેથી તમારૂં અંતે કલ્યાણજ છે. તમારી પ્રતિજ્ઞાનાં વર્ષ પૂરાં થએ અમે સૌ તમારૂં રાજ્ય અપાવવા તૈયાર છીએ. તમે આજ્ઞા કરો એટલે **કૌરવોને** હરાવીએ અને તમો તેર વર્ષ પૂરાં કરી આવી તમારૂં રાજ્ય સંભાળજો. શ્રીકૃષ્ણનું બોલવું સાંભળી યુધિષ્ઠિરે હાથ જોડયા અને કહ્યું કે " પાંડવોના ધણી આપજ છો. પાંડવો આપને શરણે છે. પરંતુ સમય આવે ત્યારે તૈયાર રહેજો અને અમને સહાયતા કરજો. બાર વર્ષ પૂરાં થવા આવ્યાં છે. હવે અમારે ગુપ્ત રેહેવાનું છે " શ્રીકૃષ્ણ સહાયતા કરવાનું વચન આપી કેટલાક દિવસ પાંડવોની સાથે વનમાં રહ્યા.

## દ્રૌપદીના દિવ્ય વિચાર.

**દ્રૌપદી** તથા સત્યભામા તેમના એકાંતવાસમાં વિનોદ વાર્તા કરતાં હતાં, ત્યારે વાતના પ્રસંગમાં સત્યભામાએ દ્રૌપદીને પૂછ્યું કે " તમે પાંચે પાંડવોને શી રીતે કબજામાં રાખી શકો છો ? પાંડવો તમારી ઉપર કદી કોપ કરતા નથી એટલુંજ નહિ પણ તમારાં વચનને પણ કોઈ દિવસ ઉથાપતા નથી. તમે એવડું બધું શું વશીકરણ કર્યું છે ? તમારી પાસે વશ કરવાની વિદ્યા, મંત્ર, ઔષધિ, દાન, અંજન કે **કામણ** હોય તો તે મને પણ બતાવો કે જેથી શ્રીકૃષ્ણ સર્વદા મને **વશ** રહે. " **સત્યભામાનું** આવું બોલવું સાંભળી દ્રૌપદી આશ્ચર્ય પામી બોલ્યાં કે " સત્યભામા ! **નીચ સ્ત્રી**ઓનાં **આચરણ** વિષે તમે મને પૂછો છો તેનો ઉત્તર હું શી રીતે આપી શકું.

સ્ત્રી કામણ કુટણ કરે છે એવું જ્યારથી પતિના જાણવામાં આવે ત્યારથી પતિ જેમ ઘરમાં રહેલા સર્પના ભયથી ભાગે તેમ એવી સ્ત્રીથી ત્રાસ પામી નાસે છે; આવું થયા કરે એટલે તે દંપતીને અરસપરસ સંતોષ તો ક્યાંથીજ રહે. તમે જણાવેલા ઉપાયોથી પતિ વશ્ય થાય છે તે વાતજ ખોટી છે. નીચ સ્ત્રીઓ વશીકરણને વાસ્તે પતિઓને જે જે પદાર્થોનો સ્પર્શ કરાવે છે અને જે જે પદાર્થો ખવરાવે છે તે તે પદાર્થોથી પતિઓનાં શરીરમાં જલોદર, કોઢ, આંધળાપણું, બહેરાપણું તથા નપુંસકપણું આદિ અનેક રોગો ઉત્પન્ન થાય છે. કામણ વગેરેથી પતિને વશ્ય કરવા વિચાર કરવો એ તો દુષ્ટ સ્ત્રીઓનું કામ છે. સારી સ્ત્રીએ તો પોતાના પ્રાણ પ્રિયની નિષ્કપટ મન-વચન-કર્મથી સેવા કરવી. દિવસે દિવસે પોહોરે પોહોરે, ઘડીએ ઘડિએ, અને ક્ષણે ક્ષણે પણ પોતાના પ્રાણ પ્રિયનુંજ પ્રિય અને હિત કરવું એનેજ સાચું વશીકરણ સમજી પતિની ઇચ્છાને અક્ષરશઃ અનુસરીને તેને પ્રસન્ન રાખે છે, અને પતિને વશ કરવાનો એટલે પોતાનો કરી લેવાનો એજ ખરો ઉપાય છે એમ માને છે મેં જે રીતે મારા પતિઓની પ્રીતિ મેળવી તેમને વશ કરેલા છે તે રીતિ કહું છું તે સાંભળો—અહંકાર, કામ, ક્રોધ, તથા ઇર્ષ્યા આદિ દુર્ગુણોનો અત્યંત ત્યાગ કરી મનને ધીરજવાળું રાખી હું પાંડવોની સેવા કર્યા કરું છું. ખરાબ ભાષણ, અયોગ્ય રીતે જોવું, બેસવું, ઉઠવું અને ચાલવું, ઇત્યાદિ અઘટિત વર્તણુંકથી હું હમેશાં બીતી રહું છું કે રખેને એ દુર્ગુણો મારામાં પ્રવેશ કરી જાય. પર પુરુષ તરફ મારી કદિ વૃત્તિ સરખી પણ થતી નથી. પતિઓને નવરાવ્યા પહેલાં હું કદી નહાતી નથી. જમાડ્યા પહેલાં જમતી નથી અને સુવાડ્યા પહેલાં સુતી નથી. પતિ બહારથી ઘેર આવે ત્યારે ઉભી થઇને પ્રસન્ન વદને આસન અને જળ આપી તેનો સત્કાર કરવા ચુકતી નથી. ઘરની વસ્તુઓ સ્વચ્છ રાખું છું. રસોઈ સુંદર બનાવું છું, તેઓને વખતસર જમાડું છું, જિતેંદ્રિય રહું છું, વાત્ત ચિતમાં તેમનું કદી પણ અપમાન કરતી નથી, નીચ સ્ત્રીઓની સાથે સંબંધ રાખતી નથી, આળસુ રહેતી નથી; ધનને સારી રીતે સાચવી રાખું છું, કોઇની હાંસી કરતી નથી, ઝાઝું હસતી નથી, બારણામાં કે ગલીઓમાં વારંવાર ઉભી રહેતી નથી, ક્રોધનાં કારણોને છોડી દઉં છું. સર્વદા સત્યમાંજ પ્રીતિ રાખું છું, પતિના કહ્યા પ્રમાણેજ ચાલું છું અને તેમની સેવામાં સદા તત્પર રહું છું. પતિની ગેરહાજરીમાં અલંકારને દૂર કરી યોગ્ય નિયમો પાળવા સ્વામી સ્વીકારે નહિં એવી વસ્તુને પોતે પણ છોડી દેવી. સાસુની આજ્ઞા પ્રમાણે કુટુંબીઓની સાથે વરતવું. શ્રાદ્ધ વગેરે કુળની સરંપરાની રીતને અનુસરવું. ઇષ્ટ દેવથી પણ અધિક માનવા. સાસુની સાથે કદી પણ વિવાદ કરવો નહિ, સાસુની આજ્ઞા પાળવામાં

સાવધાન રહેવું, સાસુની સેવા કરવી. ઘરના નોકર ચાકરોને જમાડીને જમવું નોકર ચાકરનાં કામપર દેખરેખ રાખવી ઘરના ઉપજ ખર્ચનો હિસાબ રાખવો છુટે હાથે ખર્ચ કરવું નહિ, પતિનું આરાધન કરવામાં ભુખ, તરસ, નિદ્રા કે કશાને ગણકારવાં નહિ પતિના જમવા પહેલાં જમવું. અને સુઇ ગયા પછી સુઇ જવું વગેરે સદાચરણોનેજ યોગ્ય ગણું છું. મારી પાસે માત્ર આવાં આચરણસિવાય **વશીકરણની** બીજી વિદ્યા નથી. બીજા કોઇ પ્રકારના વશીકરણને હું જાણુતી નથી. તમારે પણ પ્રેમથી સંપૂર્ણ રીતે **શ્રીકૃષ્ણની** મરજી સાચવવી, તેની કહેલી વાત પેટમાં રાખવી. દાસીઓ હાજર છતાં પણ પતિનું કામ જાતેજ ઉઠીને કરવું. પતિવ્રતાઓનો સમાગમ રાખવો, નીચ સ્ત્રીઓની સાથે ભાષણ પણ કરવું નહિ, અને પુખ્ત ઉમ્મરના પુત્રો પાસે પણ એકાંતમાં બેસવું નહિ. પતિને જે વાત અપ્રિય હોય તેથી અળગાંજ રહેવું. મદિરા પીવી નહિ, અભિમાન રાખવું નહિ, ઝાઝું બોલવું નહિ, મનને વશ રાખવું, વસ્ત્રાલંકારની બહુ લાલચ કરવી નહિ અને શોક્યનું પણ વાંકું બોલવું નહિ. સુખ ભોગવવાથી સુખ મળતું નથી પણ સુખ મેળવવાનું સાધન દુઃખ છે, એ વાત હમેશાં ધ્યાનમાં રાખવી. **સત્યભામા**! જો તમે એ પ્રમાણે વર્તશો તો **શ્રીકૃષ્ણ** કેવળ તમારા ઉપરજ પ્રેમ રાખશે" આ પછી કેટલેક દિવસે **શ્રીકૃષ્ણ** સત્યભામા સહિત દ્વારિકા પધાર્યા.

## દુર્યોધનની ક્ષુદ્રતા યુધિષ્ઠિરની મહત્તા.

કોઇએક ફરતા **બ્રાહ્મણે** દ્વૈતવનમાં પાંડવોનો પ્રભાવ જોઇ **ધૃતરાષ્ટ્ર** પાસે તેમના વિવેક અને પરાક્રમનાં વખાણ કર્યાં. જે સાંભળી **ધૃતરાષ્ટ્રને** અપાર શોક થવાં તે બોલ્યો કે, શુભ વા અશુભ કાર્ય કર્યા પછી તેના ફળની વાટ અવશ્ય જોવીજ જોઇએ. **યુધિષ્ઠિરે** આજ સુધી સારૂંજ કર્યું છે. મેં દુષ્ટ દુષ્ટ પુત્રને વશ થઇ ભુંડુંજ કર્યું છે. જરૂર કૌરવોનો વિનાશ થવો છે. પણ શું થાય? હું પણ મળેલા લાભને છોડી શકતો નથી, ધન એ કાંઇ એવો પદાર્થ છે કે તેને વાસ્તે અન્યાયથી પણ યત્ન કરવામાં આવે છે. પૂર્વે મહાત્મા રાજાઓ પણ મળેલા ધનને છોડી શક્યા નથી. ધનનાપર મનુષ્યોને કોઇ એવો સ્વાભાવિકજ પ્રેમ છે. ધન વિના વ્યવહારની પણ અનુકૂળતા નથી થતી. અન્યાયથી પણ મેં મેળવેલા ધનનું રક્ષણ કર્યા વિના કેમજ ચાલે? ભવિષ્ય હશે તે થશે પણ બીકથી ધનને કેમ છોડી દેવાય! ધનને એવું જાળવી રાખવું જોઇએ કે એક દમડી પણ ઓછી થાય નહીં. જે હાથમાં આવ્યું છે તે અનાયાસે પાછું આપી દેવું એતો મને ઠીક લાગતું નથી. અંતે **ધૃતરાષ્ટ્રના** છેવટના વિચારથી **દુર્યોધનના** દુરાગ્રહને અનુમોદન મળેલું જાણી ચંડાળ ચોકડી રાજી થઇ. **શકુનિ** અને **કર્ણે** એકાંતમાં

દુષ્ટ દુર્યોધનને કહ્યું કે પાંડવો દ્વૈત વનમાં બુભુક્ષિત જેવા બની ગયેલા છે. જેથી તારી જાહોજલાલી જોઇ તેઓ મનમાં બળશે. શત્રુઓને દુઃખી દેખવાથી જેવો આનંદ થાય છે, તેવો આનંદ ધન, લાભ, પુત્ર જન્મ કે રાજ્યની પ્રાપ્તિથી પણ થતો નથી. અર્જુનને વલ્કલો પહેરી બેઠેલો જોઈ તને કેટલો બધો આનંદ થશે? દુર્યોધને કહ્યું કે ભીમ અર્જુન તથા દ્રૌપદી વગેરેને ચીંથરે હાલ જોવાથી જેવો મને આનંદ થાય એવો આનંદ રાજ્ય સુખથી પણ મળતો નથી. તેઓ મારા ઉત્કર્ષને દેખે તોજ મારૂં જીવિત સફળ થાય, આવો વિચાર કરી તુરતજ પાંડવો પાસે જવાને અને તેમને ભેટવાને કર્ણ તથા શકુનિએ ફરી દુર્યોધનને ઉશ્કેર્યો; એટલા માટે કે તેઓ તારી સમૃદ્ધિ અને પોતાની દુર્દશા જોઇને અત્યંત સંતાપ પામે. ધૃતરાષ્ટ્ર રજા ન આપે તેટલા માટે ગાયોના વ્રજની તપાસ કરવાને બ્હાને દ્વૈત વનમાં જ્યાં પાંડવો રહેતા હતા ત્યાં જવાનું ઠરાવ્યું. આ ગાયોના વ્રજની સમીપ પાંડવો રહે છે એમ ધૃતરાષ્ટ્ર જાણતો હોવાથી દુર્યોધનને તેણે કહ્યું કે તે કામ વાસ્તે તમે પોતે ત્યાં ન જતાં કોઇ બીજાને મોકલો. "જ્યાં પાંડવો રહે છે ત્યાં અમે નહિ જઇએ" એવું શકુનિએ વચન આપવાથી તથા "અમારે પાંડવોને જોવાની ઇચ્છા નથી" એમ અસત્ય બોલવાથી ધૃતરાષ્ટ્રે જવાની અપ્રસન્નતાથી આજ્ઞા આપી. દુર્યોધન મોટી સેના અને મોટા દમામથી પોતાના ભાઇઓ, શકુનિ, કર્ણ, હજારો સ્ત્રીઓ, રથો, હાથીઓ, ઘોડાઓ તથા લાખો પાળાઓ લઇને નીકળ્યો અને ઘણી રીતે આનંદ માનતો તથા ગાયોના વ્રજની તપાસ લેતો લેતો દ્વૈત વનનું પવિત્ર સરોવર, જ્યાં પાંડવોનું નિવાસ સ્થાન હતું ત્યાં આવી પહોંચ્યો. તે સરોવરની આસપાસના વનમાં દુર્યોધનના સિપાઇઓને પ્રવેશ કરતા જોઇને, ગંધર્વોએ તેમને અટકાવ્યા અને કહ્યું કે ગંધર્વરાજ અહિં પધાર્યા છે અને અહિં કોઇને પણ દાખલ થવા દેવાની મના છે. દુર્યોધને બળાત્કારે પોતાનો રસ્તો કરવાનો યત્ન કર્યો ત્યારે મહાયુદ્ધ થયું, જેમાં ગંધર્વોએ કૌરવોને હરાવ્યા. અને કર્ણ જે પર્વતની પેઠે ઘણા યુદ્ધોમાં અડગ અને અહંકારથી રહેતો તેને પણ નસાડી મૂક્યો. દુર્યોધન ન્હાસતો નહોતો તેને દુઃશાસનાદિ બીજાઓ સહિત બંધીવાન કર્યો અને લઇ ચાલ્યા. ન્હાસી છૂટેલું કૌરવ સૈન્ય પાંડવોને શરણે જવા લાગ્યું. ભીમે તિરસ્કાર યુક્ત તથા ક્રોધવાળાં વાક્યો કહીને તેમને શરણ આપવાની ના કહી; પણ યુધિષ્ઠિર ભીમને ઠબકો આપવા લાગ્યા કે આવાં પરૂષ વાક્યો કહેવાનો હમણાં સમય નથી. સંબંધીઓમાં વેર થાય તોપણ જ્યારે કોઇ બહારનો શત્રુ સંબંધીઓની લાજ લેતો હોય ત્યારે તે લાજનું રક્ષણ કરવું જોઇએ માટે તમે સજ્જ થાઓ અને દુર્યોધનાદિ કેદીઓને છોડવી

લાવો. આથી તેઓ દુર્યોધનને છોડાવવા આવ્યા. પણ ગંધર્વોએ પકડેલાઓને છોડયા નહિ તેથી પાંડવોએ તેમની સાથે યુદ્ધ કર્યું. ગંધર્વો પાંડવોને ઘેરી વળ્યા. પાંડવો પ્રબળ બાણોથી એવા પ્રહાર કરવા લાગ્યા કે ગંધર્વો તેમના સમીપમાં આવવા પામ્યાજ નહિ. ક્રોધ પામેલા ગંધર્વો ઉપર, **અર્જુને** દિવ્ય અસ્ત્રોનો મારો ચલાવ્યો. બાણોથી કપાતા ગંધર્વો **દુર્યોધન** વગેરેને લઈ આકાશમાં જવા લાગ્યા. **અર્જુને** બાણોનું જબરૂં જાળ પાંચરી તેમને અટકાવ્યા, અને **અર્જુનનાં** બાણોથી તેમનાં શરીર એવાં તો કપાવા માંડયાં કે તેમનાં માથાં હાથ, પગ વગેરે ધરતીપર ધડોધડ પડવા લાગ્યાં. ગંધર્વોને ત્રાસ પામેલો જોઇ છૂપાએલો ચિત્રસેન દિવ્ય અસ્ત્રોનો પ્રયોગ કરવા લાગ્યો. **અર્જુને** પોતાનાં બાણોથી તેનું વારણ કર્યું. ત્યારે **ચિત્રસેન** પ્રત્યક્ષ થયો અને **અર્જુન** પાસે આવી બોલ્યો. ' મને ઓળખો છો? હું તમારો મિત્ર છું. ઓળખાણ પડતાં પાંડવોએ યુદ્ધ બંધ કર્યું. અર્જુને ચિત્રસેનની કુશળતા પૂછી, અને દુર્યોધન વગેરેને પકડી લઈ જવાનું કારણ પૂછયું. ચિત્રસેને ઉત્તર આપ્યો કે અહિં આવી પોતાની સંપત્તિનો ભપકો દેખાડીને તમોને કચવાવવાનો દુષ્ટ અભિપ્રાય જાણવામાં આવતાં ઇંદ્ર મહારાજે મને આજ્ઞા કરી કે **અર્જુન** તારો મિત્ર છે અને શિષ્ય પણ છે, માટે આ અપમાનથી **અર્જુનની** અને તેના ભાઇઓની રક્ષા કર, અને **દુર્યોધન** વગેરેને પકડી લાવ. આ પ્રમાણે ઇંદ્ર મહારાજની આજ્ઞાથી હું સૈન્ય લઈ આવ્યો હતો, આમ **અર્જુનને** કહ્યા પછી તેઓએ તે બધા કેદીઓને આપણે **યુધિષ્ઠિર** પાસે લઇ ચાલીએ અને આ બધી બાબત તેને નિવેદન કરીએ. પછી તે મરજી પ્રમાણે કરે. એમ વિચાર કરી સૌ **યુધિષ્ઠિર** પાસે આવ્યા, અને સઘળી વાત નિવેદન કરી. પછી **યુધિષ્ઠિરે** ગંધર્વોની પ્રશંસા કરી અને પોતાના સંબંધીઓને છૂટા કર્યા. **યુધિષ્ઠિરે** નીચું જોઇ ગએલા **દુર્યોધનને** પ્રસન્ન વદને કહ્યું કે ભાઈ, આવું સાહસ કામ કદી કરીશ નહીં. હે ભારત! સાહસ કરનારાઓ સુખી થતા નથી. હે કુરૂ કુળમાં ઉત્પન્ન થએલા **દુર્યોધન** ! પોતાના ભાઇઓ સહિત કુશળ એવો તું પોતાને ઘેર ઇચ્છા પ્રમાણે જા અને આ બાબતનો ખેદ કરીશ નહિ. **દુર્યોધન** પોતાનો ભાઈ છે અને આપત્તિમાં છે એમ જાણીને **યુધિષ્ઠિર** પ્રસન્ન થઇને એ પ્રમાણે બોલ્યા હતા.

### દુર્યોધનનો શ્મશાન વૈરાગ્ય—સ્વભાવનું અર્થોપરિવર્તન.

પછી પરાભવ પામવાથી અને કેદમાંથી છુટા થવાથી છેવતાં જુવા જેવો તથા લાજથી લેવાઇ ગએલો નીચે મહોડે **દુર્યોધન** ગળગળો થઇ આહ્યો ગયો અને જ્યારે નીચું મોઢું કરીને અત્યંત ખેદ યુક્ત થએલો પોતે બેઠો

હતો તેવામાં યુદ્ધમાંથી પોબારા ગણી ગએલો કર્ણ તેની પાસે આવ્યો ને દુર્યોધને જય મેળવ્યો હશે એવું ધારીને કહ્યું કે હું તમને તમારી જીતને માટે અભિવંદન કરૂંછું. દુર્યોધન કર્ણને પોતાની થએલી દુર્દશાનું બનેલ વૃત્તાંત જણાવતાં બોલ્યો કે " ગંધર્વોએ અમને હરાવ્યા અને અમને તથા અમારી સ્ત્રીઓને કેદ પકડીને લઇ જતા હતા તે સમયે આપણી સેનાનાં ઘણાંક માણસો પાંડવોની શરણે જતાં, પાંડવોએ કુળાભિમાનથી ગંધર્વોની સાથે યુદ્ધ કરીને છોડાવ્યા છે. આપણે જે કારણથી દ્વૈત વનમાં ગયાં હતા તે કાર્ય ચિત્રસેને યુધિષ્ઠિરને કહી સંભળાવવા માંડયું તે સમયે તો મને ધરતી માર્ગ આપે તો ઠીક" એવી ઇચ્છા થઇ હતી. જેઓના મેં અત્યંત તિરસ્કારો કર્યા છે, અને જેઓનો હું પરમ શત્રુ છું, તેઓની પાસે હું કેદ બંધાઈ ગયો, તેઓએજ મને છોડાવી જીવતદાન આપી આભારી કર્યો તો એથી વધારે બીજું શું ભુડું હોય. હું યુદ્ધમાં મુવો હોત તો મારી કીર્ત્તિ પણ રહેત અને ઉત્તમ લોકની પ્રાપ્તિ પણ થાત હવે હું જીવવા સમર્થ નથી માટે અહીંજ મારાં પ્રાણ કાહાડી મરીશ. હું ત્યાં આવીને શું મોહોડું દેખાડું, ધૃતરાષ્ટ્ર, ભીષ્મ તથા વિદુર વગેરે લોકોને શો ઉત્તર આપું. શત્રુનાં માથાંની ઉપર પગ મૂકનારો હું આજ પોતાના દોષથીજ દુખી થયો તો હવે મારે જીવીને શું કરવું? હું કે જે મોટું અભિમાન ધરાવનારો છું તેને શત્રુઓએ કષ્ટમાંથી છોડાવ્યો તથા હાંસી કરી માટે હવે મારા જીવવાની આશા છોડી દીધો. દુર્યોધને દુઃશાસનને કહ્યું કે હું તને રાજ્યગાદી આપી દઉં છું. તું કર્ણ અને શકુનિની સહાયતાથી રાજ્ય કરજે, બાંધવોનું રક્ષણ કરજે અને શત્રુઓનો તિરસ્કાર કરજે. દુઃશાસન ગળગળો થઇ રડી પડી દુર્યોધનનાં ખોળામાં માથું નાખી સોગન ખાઇ હાથ જોડી બોલ્યો કે હું તમારે બદલે રાજ્ય કરવાનો નથી. તમે તમારો આ અભિપ્રાય તજી કુરૂ કુળમાં શ્રેષ્ઠ પુરૂષ તરીકે રાજ્યપર રહો. કર્ણે દુર્યોધનને કહ્યું કે શોક કરવાથી દુઃખ મટતું નથી પણ ઉલટું વધે છે, માટે ધીરજ પકડો. શત્રુઓને રાજી કરોમાં. શકુનિએ દુર્યોધનને કહ્યું કે, મેં પાંડવોની પાસેથી ખેંચીને આપેલી લક્ષ્મીને છોડી દઇને તમે આજ મૂર્ખાઇથી પ્રાણ છોડી દેવા કેમ બેઠા છો. તમે કોઇ વૃદ્ધોની વાતો સાંભળી નથી જે રાજા અત્યંત બીકણ, અત્યંત દુબળા મનવાળો, દીર્ઘ સત્ર કે ગાફલ હોય તેને પ્રજા પણ માન દેતી નથી. એ પ્રમાણે કર્ણ તથા શકુનિ સમજાવતાં છતાં પણ લજાએલો, ભોંઠો પડેલો અને નિરાશ થએલો દુર્યોધન બોલ્યો કે " મારે ધર્મનું, ધનનું, સુખનું, ઐશ્વર્યનું, આજ્ઞાનું કે ભોગોનું કશું કામ નથી. તમો અહિંથી જતા રહો. ને મારા નિશ્ચયમાં આડા આવોમાં. " તે સર્વેએ ઘણી રીતે સમજાવ્યા છતાં મરવાનોજ નિશ્ચય

કરી જળનું આચમન કરી, મૌન ધરીને તે દર્ભની પથારીપર બેઠો. દુર્યોધનના મરણથી દેવતાઓ સાથેના યુદ્ધમાં આપણો પક્ષ બળહીન થઈ જશે એવું જાણીને; દાનવો તથા દૈત્યોએ કેટલાક ચમત્કારિક મંત્રોથી; જેનો ગર્વ ઉતરી ગયો હતો એવા દુર્યોધનને; પોતાની પાસે બોલાવ્યો. પાંડવોની ઉપર જય પ્રાપ્ત કરાવવા 'દુર્યોધનને તેઓએ વચન આપ્યું અને "મહાદેવજીને પ્રસન્ન કરી અમે તને પ્રાપ્ત કર્યો છે અને તને સ્હાયતા કરવાને મહા શૂરવીર દાનવો પૃથ્વીપર અવતર્યા છે." એવું કહીને મદદ આપવા વચન આપ્યું. દુર્યોધન રાજી થતો ઉઠયો, પણ તેણે તે વાત કોઇ પાસે કરી નહિં. કર્ણે કહ્યું કે જે જીવતો હોય તેજ સુખોને દેખે છે. મુવા પછી શત્રુઓને જીતી શકતો નથી ખેદ મટાડી ઉદ્યોગ કરવાનો સમય છે. હું પ્રતિજ્ઞાથી કહું છું કે 'પાંડવોને વનવાસનું તેરમું વર્ષ પૂરૂં થયા પછી અર્જુનને યુદ્ધમાં હું અવશ્ય મારી નાંખીશ.' આ પ્રમાણે કર્ણનાં વચન ઉપર વિશ્વાસ ને બંધુઓના કાલાવાલા ઉપરથી તથા દાનવોના વચનથી રાજી થઇને ઉભો થયો. સર્વ સૈન્ય તૈયાર કર્યું અને હસ્તિનાપુર ભણી તે ચાલ્યો.

## ભીષ્મે આપેલો ઠપકો—કર્ણનો દિગ્વિજય.

દુર્યોધનની વાત ઘેર ઘેર થવા લાગી. ભીષ્મને આ દુર્દશાના સમાચાર મળતાં તેણે દુર્યોધનને સમયોચિત શિખામણ આપી. ધૃતરાષ્ટ્રની મરજી વિરૂદ્ધ તું દ્વૈત વનમાં ગયો તો ગંધર્વોના હાથથી પકડાયો અને પાંડવોના પરાક્રમથી છૂટો થયો. કહે છે કે તું યુદ્ધમાં બુમો પાડતો હતો છતાં કર્ણ પલાયન કરી ગયો તે તેં નજરે જોયું. પાંડવોના પરાક્રમની તથા કર્ણના પરાક્રમની પરીક્ષા કરવાનો આ તને સારો પ્રસંગ મળ્યો. હવે તને સમજ પડી હશે કે પાંડવો પાસે કર્ણ કશા લેખામાં નથી. હવે તારે તારા કુળના કલ્યાણને વાસ્તે પાંડવોની સાથે સમાધાની કરવી જોઇએ." ભીષ્મનાં વચનોપર હાસ્ય કરતો દુર્યોધન મામાની સાથે ત્યાંથી ઉઠી ચાલતો થયો, અને તેમની પાછળ કર્ણ તથા દુઃશાસન પણ ચાલતા થયા. ફરી એકવાર ચંડાળ ચોકડી વિચાર કરવાને એકઠી થઈ. કર્ણે ભીષ્મનાં વચનોમાં દ્વેષ બુદ્ધિનો આરોપ મૂકયો; પાંડવોનાં વખાણ અને પોતાની નિંદામાં અસહનતા દર્શાવી ભીષ્મનાં વચનો મિથ્યા કરવા પોતે દિગ્વિજય કરવાનો પોતાનો નિશ્ચય દુર્યોધનને જણાવ્યો. દુર્યોધને આજ્ઞા આપી અને સૈન્યની જોઈતી સહાયતા કરી આપી. શુભ મુહૂર્તમાં બ્રાહ્મણો પાસે સ્વસ્તિ વાચન કરાવી કર્ણ સૈન્ય સાથે નીકળ્યો. થોડા વખતમાં ચારે દિશાઓના રાજાઓને જીતી પુષ્કળ ધન લઇ કર્ણ પાછો આવ્યો. દુર્યોધને ઘણા માન સાથે કર્ણના તરફનો સર્વથી અધીક સંતોષ જાહેર કર્યો. પાંડવોને કર્ણના પરાક્રમ આગળ તુચ્છ-

કરી કાઢ્યા. દિગ્વિજયમાંથી મેળવેલું ધન **દુર્યોધનને** આપતાં **કર્ણ** બોલ્યો કે સઘળી પૃથ્વી તને સ્વાધીન થઇ ગઇ છે, માટે તું ઇંદ્રના સરખું સુખ ભોગવ. **દુર્યોધને** આ પ્રસંગે પાંડવોના જેવો **રાજસૂય** યજ્ઞ કરવાની ઇચ્છા **કર્ણને** જણાવી, અને તે ઇચ્છા પાર પડવાનો સર્વ ભાર **કર્ણને** શિર મૂકયો. કર્ણે સંમતિ આપી. **દુર્યોધને** રાજ ગોરને બોલાવી તેની સલાહ લીધી. કુળમાં રાજસૂય યજ્ઞ કરનાર પુરૂષની હયાતીમાં બીજાને તેવો યજ્ઞ કરવાનો અધિકાર નથી, એવું ગોરના શાસ્ત્રમાં નીકળ્યું. બીજો બાધ એ આવ્યો કે પિતાએ રાજસૂય યજ્ઞ ન કર્યો હોય તો પિતાની હયાતીમાં પુત્રથી એ થઇ શકે નહિ. પરંતુ રાજસૂય યજ્ઞ વિના એક બીજા પ્રકારનો યજ્ઞ કરવાનો અધિકાર ગોર મહારાજે ગોતી કહાડયો, જે યજ્ઞ વિષ્ણુ વિના બીજા કોઇએ કર્યો નહોતો. દુર્યોધને સર્વની સલાહ લીધી અને બાવાની ચાંદે ચાંદ બોલનારી ચંડાળ ચોકડીએ ચોસલું બેસાડી દીધું.

## દુર્યોધનનો વિષ્ણુયાગ કર્ણની પ્રતિજ્ઞા.

**દુર્યોધનને** યજ્ઞની સઘળી તૈયારી કરી મંડપ કરવા માટે કારીગરોને આજ્ઞા કરી યજ્ઞ મંડપ તૈયાર કરાવ્યો. **સુવર્ણના** હળથી જમીન ખેડાવી કુંડ કરાવ્યા. યોગ્ય સમયે **દુર્યોધને** યજ્ઞની દીક્ષા લીધી. યજ્ઞ ઉત્સવનો આરંભ થતાં સંબંધીઓ અને વડીલ વર્ગ સૌ પ્રસન્ન થયાં. રાજાઓને અને બ્રાહ્મણોને બોલાવવા દૂતો મોકલ્યા. એક દૂતને દ્વૈત વનમાં મોકલતાં **દુઃશાસને** કહ્યું કે “દ્વૈત વનમાં બ્રાહ્મણો છે તેમને આવવાનું આમંત્રણ કરતાં પાપી **પાંડવોને** પણ આમંત્રણ કરજે.” **દુતે દુર્યોધનની** આજ્ઞાને અનુસરી દ્વૈત વનમાં જઇ પાંડવોને યજ્ઞના સમાચાર સાથે આમંત્રણ કર્યું. **યુધિષ્ઠિરે** શાંત ચિતથી ઉત્તર આપ્યો કે **દુર્યોધન** રાજાએ યજ્ઞારંભ કર્યો છે, તે બહુ સારૂં કર્યું છે. અમારે તો તેર વર્ષ સુધી બહાર રહેવાની પ્રતિજ્ઞા પાળવાની છે, તેથી અમારાથી આવી શકાશે નહિ. પછી **ભીમે** દૂતની સાથે સંદેશો કહાવ્યો કે મહારાજ **યુધિષ્ઠિર** હસ્તિનાપુરમાં ત્યારે આવશે કે જ્યારે અસ્ત્રો અને શસ્ત્રો વડે પ્રદીપ્ત થએલ રણભૂમિ રૂપી યજ્ઞમાં **દુર્યોધનને** હોમી દેશે. **તેર** વર્ષ પછી જ્યારે મહારાજ **યુધિષ્ઠિર** રણરૂપી યજ્ઞમાં **ધૃતરાષ્ટ્રના** સઘળા **પૂત્રોને પશુરૂપ** કરશે ત્યારે **ભીમસેન** ત્યાં આવશે, એવું તું તારા **દુર્યોધનને** કહેજે. બીજા પાંડવો કાંઇ અપ્રિય વચન બોલ્યા નહિ. દૂતના સંદેશાથી સઘળા કૌરવો ચકિત થઇ ગયા. યજ્ઞની અગાઉ સઘળા રાજાઓ અને બ્રાહ્મણો આવી પહોંચ્યા. તેમનો સત્કાર કરવાનું કામ **ધૃતરાષ્ટ્રે** વિદુરને સોપ્યું હતું. યજ્ઞની ક્રિયા શરૂ થઇ અને તે નિર્વિઘ્ને સમાપ્ત થતાં સૌને સંતુષ્ટ કરી રજા આપી. **દુર્યોધન** ગાજતે વાજતે દરબારમાં આવ્યો, **ધૃતરાષ્ટ્ર** વગેરે વ-

દીક્ષીને પગે પડ્યો. **દુર્યોધનને** આશિર્વાદ આપ્યો. સ્નેહિ વર્ગે આ યજ્ઞને માન્ધાતાના જેવો કહી વખાણ્યો. સઘળી ક્રિયા સંપૂર્ણ થતાં **દુર્યોધન** સભામાં આવી સિંહાસને બેઠો, એટલે કર્ણે ઉઠીને કહ્યું કે, તમારો આ મોટો યજ્ઞ બહુ ઉત્તમ રીતે સમાપ્ત થયો છે. હવે પાંડવોને માર્યા પછી જ્યારે તમે રાજસૂય યજ્ઞ કરશો, ત્યારે વળી આવીજ રીતે તમને અભિનંદન આપવાનો મને પ્રસંગ મળશે. એમ ઇચ્છું છું. **દુર્યોધન** કર્ણનું આલિંગન કરી બોલ્યો કે, હું **પાંડવોને** મારી રાજસૂય યજ્ઞ કરૂં એવા દિવસો ક્યારે દેખું ! કર્ણ બોલ્યો કે જ્યાં સુધી **અર્જુનને** મેં માર્યો નથી ત્યાં સુધી મારે બીજાના હાથથી પગ ધોવરાવવા નથી, **મદ્ય** પીવું નથી, **માંસ** ખાવું નથી, અને માગનારને કોઇ વસ્તુની ના પાડવી નથી. **કર્ણની** પ્રતિજ્ઞા સાંભળી સભામાં હર્ષની તાળીયો પડી. આવી પ્રતિજ્ઞાથી **કર્ણને** ઘણોજ ગેરલાભ થયો કારણ કે **અર્જુનના** હિત અર્થે ઇંદ્રે કર્ણ પાસે આવીને જ્યારે **કવચ** તથા **કુંડલો** માગ્યાં ત્યારે, પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે તેણે તે આપ્યાં અને એ રીતે પોતાનું **અભેદ્ય** કવચ ખોયું. **દુર્યોધને** પાંડવો સામે અનેક કાવા દાવા શરૂ રાખ્યા પણ તેથી તેમને કંઈ દુઃખ થયું નહિ. હવે બાર વરસના વનવાસનો અંત નજીક હતો. તે વખતે **યુધિષ્ઠિર** પોતાના સદ્‌ગુણની ખરેખરી કસોટીથી કીર્ત્તિને પામ્યા હતા.

### દુર્વાસાના કોપમાંથી પાંડવોનું બચવું—શ્રીકૃષ્ણની કૃપા.

**પાંડવોને** વનવાસમાં સૂર્યદેવે આપેલ પાત્ર અખુટ અન્ન આપ્યા કરતું હતું તેથી તેઓ સંખ્યા બંધ બ્રાહ્મણોનું પોષણ કરતા હતા, બીજી તરફ કપટી કૌરવો પાંડવોનું ગમે તે પ્રકારે ભુંડું કરવાની તજવીજો કરતા હતા. એક દિવસ દશ હજાર શિષ્યો સાથે **દુર્વાસા** મુનિ **દુર્યોધન** પાસે આવ્યા તેમણે તેમનું ઘણું ઘણું આતિથ્ય કર્યું, અને ઘણા દિવસ પોતાને ત્યાં રાખી, તેમના ઘણાજ તામસી સ્વભાવને સહન કરી તેમને પ્રસન્ન થયેલા **દુર્વાસાએ** **દુર્યોધનને** વરદાન માગવાનું કહેતાં, દુષ્ટોની સલાહથી દુર્યોધને માગ્યું કે "મહારાજ! જેમ આપ અહીં પધાર્યા, તેમજ **કામ્યક** વનમાં **યુધિષ્ઠિરને** ત્યાં પણ **દ્રૌપદી** સૌને જમાડી જમી રહ્યાં હોય ત્યારે મેમાન થાઓ" હા પાડી મુનિ ત્યાં પધાર્યા, અને **દુર્યોધન** તથા કર્ણ પરસ્પર આ યુક્તિથી પોતાને કૃતાર્થ માની કહેવા લાગ્યા કે **દુર્વાસા** તીવ્ર તામસી છે અને વનવાસી પાંડવો તેનું દશહજાર શિષ્યો સહિત આતિથ્ય કરી શકશે નહીં, એટલે દુર્વાસાના શાપ રૂપી અગ્નિમાં પડીને તેઓ ભસ્મ થયા વિના રહેવાના નથી.

**દુર્યોધનના કહેવાથી દુર્વાસા શિષ્યોં સહિત વનમાં પાંડવો પાસે ગયા.**

પાંડવોએ ઉભા થઇ પ્રણામ કરી અર્ધ્યપાદ્યથી પૂજા કરી આસનપર બેસાડયા અને શું આજ્ઞા છે એમ પુછયું. મુનિએ પાંડવોને કહયું કે અમને **ભિક્ષા** આપો. આવાં મુનિનાં વચન સાંભળી પાંડવો વિચાર કરવા લાગ્યા કે હવે શું કરવું. જરા વિચાર કરી **મુનિઓને** સ્નાન કરવા વાસ્તે મોકલ્યા અને પાછળથી નિશ્ચય કર્યો કે મુનિઓ અવસ્ય શાપ આપશે માટે કાષ્ટની ચિતા ખડકી બળી મરવું. એમ **દ્રૌપદી** સહિત તેઓએ નીશ્ચય કરી, ભીમને કાષ્ટ લાવવા કહ્યું. **ભીમે** કાષ્ટ લઇ આવી ચિતા તૈયાર કરી તેઓ અગ્નિમાં પ્રવેશ કરવા જાયછે, એટલામાં ચક્રધારી શ્રીકૃષ્ણ આવી બોલ્યા કે "**દ્રૌપદી!** મને કાલનો ઉપવાસ છે માટે પારણાં કરાવો. એ સાભળી **દ્રૌપદી** હર્ષ પામી બોલી કે હે **કેશવ!** મધ્યાન્હ ઉત્તર થવાથી પાત્ર ઉંચે ધર્યુ છે માટે આ વખતે અન્ન ક્યાંથી મળે ? ત્યારે શ્રીકૃષ્ણે દ્રૌપદીને **અક્ષય** પાત્ર આપવા કહ્યું એટલે **દ્રૌપદી**એ તે દેખાડયું કે તેને એક ખુણે શાક પત્ર દીઠું તે લઇ તેણે મુખમાં મુકયું અને પાણીની અંજલીનું પાન કર્યું કે સર્વે મુનિઓ તૃપ્ત થયા **શ્રીકૃષ્ણે** પાંડવો પાસે જઇ તેઓને દાહમાંથી બચાવી કહ્યું કે "**ભીમ** ઋષિમંડળને તેડી આવે. આજ્ઞા માથે ચડાવી **ભીમે** મુનિશ્વરો પાસે જઇ કહ્યું કે મહારાજ ભોજનની તૈયારી થઇછે માટે પધારો. મુનિઓએ કહ્યું કે **શ્રીકૃષ્ણ** પધાર્યા અને તેના ભોજનથી અમો તૃપ્ત થયા છીએ તો પણ ચાલો શ્રીકૃષ્ણનાં દર્શનનો અત્યુત્તમ લાભ મળશે. એમ કહી ત્યાં આવ્યા. અને બોલ્યા કે "અમને કૌરવોએ તમને શાપ દેવાને મોકલ્યા હતા પણ તમારા સહાયક ભગવાન છે" પછી ઋષિઓએ શ્રીકૃષ્ણને પ્રણામ કરી હળી મળી પાંડવોને આશીર્વાદ આપી કૌરવો પાસે જઇ કહ્યું કે " પાંડવોને શ્રીકૃષ્ણની સહાયતા છે" એમ કહી **દુર્વાસા** પોતાને આશ્રમે ગયા. યુધિષ્ટિરે **શ્રીકૃષ્ણ**ની સ્તુતિ કરી કહ્યું કે "અમને સંકટ તથા વિપત્તિમાંથી આપજ બચાવતા આવો છો."

## દ્રૌપદી હરણ.

એક દિવસ **દ્રૌપદીને** તૃણબિંદુના આશ્રમમાં **ધૌમ્ય** મુનિને દ્રૌપદીની સંભાળ રાખવાની ભલામણ આપી પાંડવો ચારે દિશામાં મૃગયા કરવા સારૂ ગયા. તે પછી ધૃતરાષ્ટ્રની પુત્રી દુઃશલાનો વર **જયદ્રથ** મોટી સેના અને ઘણા રાજાઓને લઇ પરણવાને શાલ્વદેશમાં જતો હતો તે રસ્તે ચાલતાં **કામ્યક** વનમાં આવ્યો ત્યાં આશ્રમના દ્વારમાં કદંબની ડાળને નમાવીને એકલાં ઉભેલાં દ્રૌપદીનું રૂપ જોતાંજ કામદેવનાં બાણોથી મોહિ વ્યાકુળ થએલા **જયદ્રથે** પોતાના તાબેદાર **કોટીકાશ્ય** રાજાને કહ્યું કે "તું જઇને આ કોની સ્ત્રી છે અને કોની દીકરી છે એ નક્કી કર. જો આ સ્ત્રી મારા હાથમાં આ-

વેતો **શાલ્વદેશ**માં જઇ પરણવાનું કાંઇ કામ નથી." એ આજ્ઞાને તાબે થઇ **દ્રૌપદી**ની પાસે જઇ કોટિકાસ્યે પૂછ્યું કે "તું દેવાંગનાછે, ગંધર્વની સ્ત્રી છે, અપ્સરા છે કે નાગકન્યા છે, અથવા તું કોની પુત્રી છે અને કોની સ્ત્રી છે? આ **જયદ્રથ** રાજા પોતાની જાનલઇ ઘણા ઘણા રાજાઓ સાથે **શાલ્વદેશ** માં જાયછે એ તમને પુછાવે છે." તેનાં વચન સાંભળી વસ્ત્રોને સંકોચીને **દ્રૌપદી** બોલ્યાં કે "મારા જેવી પતિવ્રતા સ્ત્રીએ આવા સ્થળમાં પરપુરૂષની સાથે બોલવું નહિ જોઇએ તો પણ બીજો કોઇ જવાબ દેનાર નથી અને હું તમને ઓળખું છું તેથી ઉત્તર આપું છું. હું **દ્રુપદ** રાજાની પુત્રી છું અને **યુધિષ્ઠિર** આદિ પાંચ પાંડવોની સ્ત્રી છું. તેઓ મને અહીં રાખીને મૃગયા કરવાને ગયા છે. હું ધારૂં છું કે એઓને આવવાનો વખત થયો છે તમો અહીં ઉતારો કરી પાંડવોને મળી મહેમાની લઇને જજો." એમ કહી તેઓના સન્માનની સગવડ કરવાને વાસ્તે **દ્રૌપદી** પર્ણશાળામાં પેસતાં **કોટિકાશ્ય** જયદ્રથની પાસે આવ્યો. તેને આવેલો જોઇ **જયદ્રથે** કહ્યું કે "તું એ સ્ત્રીને લાવ્યા વિના કેમ આવ્યો. મેં આ સ્ત્રીને જોઈ તેથી હવે તો મને બીજી સ્ત્રીઓ **વાનરીઓ** જેવી લાગેછે" **કોટિકાશ્ય** બોલ્યો કે "એ **દ્રુપદ** રાજાની દીકરી અને પાંડવોની સ્ત્રી **દ્રૌપદી** છે. એ તમારી મેહેમાની કરવા ધારે છે માટે જો તમારી ઇચ્છા હોયતો તેને મળો." એ પ્રમાણે તેનાં વચન સાંભળી બીજા છ જણની સાથે **જયદ્રથે** દ્રૌપદીની પર્ણશાળામાં જઇને **દ્રૌપદીને** પુછ્યું કે "તમારા પતિઓ કુશળછે અને તમે જેઓનું કુશળ ઇચ્છો તેઓ સઘળા કુશળ છે? **દ્રૌપદી** બોલ્યાં કે "**જયદ્રથ?** તમે કુશળ છો? મારાપાંચે પતિઓ કુશળ છે. આ **જળ** લીઓ અને આસનપર બીરાજો. હાલ **પાંચસો** મૃગનું માંસ તૈયાર છે એ હું તમને તથા તમારી સેનાને **ભોજનને** વાસ્તે આપું છું. મારા પતિઓ મૃગયા કરવા ગયા છે તેઓ બીજું પણ ઘણું માંસ લઇને આવતા હશે." **જયદ્રથ** બોલ્યો કે "તમે કહ્યું એટલે અમો ભોજન કરી ચુકયા હવે ચાલો, મારા **રથમાં** બેસો અને કેવળ સુખજ ભોગવો. પાંડવો તો કંગાલ છે, રાજ્ય વગરના છે, વનમાં ફરનારા છે અને હવે પછી પણ રાજ્ય કે **લક્ષ્મી** ને પ્રાપ્ત થાય તેમ નથી માટે તેઓને છોડી દઇ મારી સ્ત્રી થઇને **સિંધુ દેશના** રાજ્યનું સુખ ભોગવો. "એ પ્રમાણે **જયદ્રથે** હૃદયને કંપાવી નાંખે એવું નીચ ભાષણ કરતાં **દ્રૌપદી** ભમર ચઢાવી જરા દૂર જઇ તેનો તિરસ્કાર કરી 'નીચ? લાજ લાજ' એમ બોલીને ધમકી આપી નાસી જવાનું કહ્યું અને **ધૌમ્યમુનિને** સાદ પાડવા લાગ્યાં. આ સમયમાં **જયદ્રથે** તેમનો છેડો પકડતાં તેમણે જોરથી છેડો વછોડાવી તેને એવો પાડી નાખ્યો કે જેથી તે નીચ કાપી નાંખેલા કે-

ળના ઝાડની પેઠે નીચે પડી ગયો. જયદ્રથ પાછો ઉઠીને દ્રૌપદીને બળાત્કારે ઉચકી રથમાં બેસારી ચાલતો થયો. દ્રૌપદી નીસાસા મુકી ધૌમ્ય મુનિને પ્રણામ કરી તેના રથમાં અત્યંત રૂદન કરવા લાગ્યાં. એમ દ્રૌપદીનું હરણ કરી રથમાં બેસી પોતાની સેનાની સાથે જયદ્રથ ચાલતો થતા ' અરે નીચ? પાંડવોને જીત્યા વિના તારાથી કદી પણ દ્રૌપદીને લઇ શકાશે નહીં. તું કાંઇ ક્ષત્રિઓના જુના ધર્મનો વિચાર કર. તને આ નીચ કર્મનું ફળ હમણાંજ મળશે, એમ બોલતાં બોલતાં ધૌમ્યમુનિ પણ રથની પછવાડે દોડતા આવ્યા. આ સમયે પાંડવો મૃગયા કરી પાછા આવતા હતાં ત્યાં કેટલાક અપશકુનો જોઇ યુધિષ્ઠરે કહ્યું કે "તુરત ચાલો આપણા આશ્રમમાં કાંઇક મોટો અનર્થ ઉત્પન્ન થયો હોય એમ જણાય છે" એ વચનથી ઉદ્વેગ પામેલા ભીમ આદિ પાંડવો રથોને વેગથી હાંકી આશ્રમ પાસે પહોચ્યા દાસી પાંડવોને દેખી પોકારવા લાગી કે " દ્રૌપદીને હરીને જયદ્રથ ચાલ્યો જાય છે. એ પ્રમાણે દાસીના પોકારથી પાંડવોએ આયુધોને સજ્જ કરી તુરતજ રથોને દોડાવ્યા. ત્યાં પહોંચી જયદ્રથને હાકલ પાડીને સેનાની ઉપર બાણો ફેંકવા લાગ્યા હજારો યોદ્ધાઓને કાપી નાખ્યા, યુધિષ્ઠિરે પોતે એક નિમેષ માત્રમાં સો યોદ્ધાઓ મારી નાખ્યા. ત્રિગર્ત દેશના રાજાએ યુધિષ્ટિરના ચારે ઘોડાઓને મારી નાખતાં યુધિષ્ઠિરે અર્દ્ધ ચંદ્રકૃતિ બાણુથી એ રાજાને ધરતીપર પાડી નાખ્યો. આમ ઘણા ઘણા રાજાઓ, વીર પુરૂષો મરણ પામતાં જયદ્રથ બીકને લીધે દ્રૌપદીને રથમાંથી ઉતારી દઇ પોતે ભાગી ગયો. તેને ખુબ ખોળી અર્જુને તિરસ્કારનાં વચનોથી હાકલ કરતાં છતાં ઉભો નહી રેહેતાં ભીમે રથમાંથી ઉતરી તુરત દોડી પોહોચી તેનો ચોટલો પકડી ઉપાડીને પછાડયો, ઉઠવા ગયો ત્યાં માથામાં પાટુ મારી, મોહોડા ઉપર ઠપાટો મારી અને કેડમાં ગોઠણીઆં મારીને ખુબ ગુંધો કે જેથી તે મૂર્છિત થઈ ગયો પછી તેને ધર્મ પાસે બાંધી આણ્યો. હતપ્રાય થએલા જયદ્રથને બનેવી ગણી મારી ન નાખતાં તેના માથામાં પાંચ પટીઆં પાડયાં. અને મૂછ મૂડી પાંડવોનો દાસછું એમ બોલાવ્યો અને શિખામણ દઇ જવા દીધો. એ બનાવથી લજ્જિત થઇ જયદ્રથ પરબારો હરદ્વાર જઈ મહાદેવને ઉગ્ર તપથી પ્રસન્ન કરી પાંડવોને હું યુદ્ધમાં જીતું એમ વરદાન માગ્યું. સદાશિવે કહ્યું કે એમ તો નહિ થશે પણ જ્યારે અર્જુન નહી હોય ત્યારે બીજા પાંડવોને તું એક દિવસ યુદ્ધમાં રોકી શકશે એમ કહી શિવ અંતર્હિત થતાં જયદ્રથ પાછો પોતાના રાજ્યમાં ગયો. આ પછી એક દિવસે મુનિઓના સમાજમાં બેઠેલા યુધિષ્ઠિરે માર્કંડેય મુનિને પૂછયું કે ' મહારાજ ? અમો વનવાસનું દુઃખ ભોગવતાં વળી આ દ્રૌપદીના હરણનું મોટું કષ્ટ પ્રાપ્ત

થયું કે જેમાંથી આપ લોકોની કૃપાથી માંડ છુટયા. કોઇ મારા જેવો મંદ ભાગ્ય આપે દીઠો છે કે સાંભળ્યો છે ? આમ યુધિષ્ઠિર પૂછતાં માર્કંડેયે રામચંદ્રજીની સઘળી કથા સંભળાવી.

**રામ ચરિત્ર.**

**શ્રી રામચંદ્રજી** સૂર્યવંશી **દશરથ** રાજાના **કૌશલ્યાથી** થયેલા પુત્ર-**વિષ્ણુના** અવતાર એ પ્રથમ **કૌશલ્યાને** દર્શન આપી પછી બાળક રૂપે થઇ ગયા હતા. એણે **વશિષ્ઠ** ગુરૂ પાસે વિદ્યાભ્યાસ કર્યો, અને પછી **વિશ્વામિત્ર** ઋષિ જે પોતાના **યજ્ઞના** રક્ષણને માટે તેડવા આવ્યા હતા. તેની સાથે ગયા. **રામચંદ્રે** માર્ગમાં **તાટિકા** રાક્ષસીને મારીને **વિશ્વામિત્રને** ત્યાં યજ્ઞ પ્રસંગે જે **રાક્ષસો** દુઃખ દેતા હતા તેઓને પણ માર્યા. **યજ્ઞ** નિર્વિઘ્ને સમાપ્ત થયા પછી **શ્રીરામચંદ્ર** તથા **લક્ષ્મણજી** ( એ પણ સાથે હતા ), **વિશ્વામિત્રની** સાથે ઋષિના શિષ્ય મંડળ સહિત મિથિલાપુરીના **જનકરાજાને** ત્યાં સ્વયંવરમાં જવા નિકળ્યા. વાટમાં **ગૌતમની** સ્ત્રી **અહલ્યા** જે **શિલા** થઇને પડી હતી તેને ચરણ અરકાડી પૂર્વ રૂપ કરી. **જનકને** ત્યાં, **સીતાના** સ્વયંવરમાં **શ્રીરામચંદ્રે** મહાપ્રચંડ ત્ર્યંબક ધનુષ જેને ઉપાડતાં અભિમાની **રાવણ** ચગદાઇ ભોંયપર પડયો હતો, તે ગુરૂની આજ્ઞાથી ઉઠાવી તેના ત્રણ કકડા કરી નાખ્યા અને **સીતાએ** ધારેલા વર સાથે લગ્ન કર્યું લોક પ્રિય **રામચંદ્રની** વિવાહની ક્રિયા **વશિષ્ઠ**, **વિશ્વામિત્ર** અને **શતાનંદે** કરાવી તે સમાપ્ત થયા પછી શ્રીરામચંદ્ર **અયોધ્યામાં** આવતા હતા એટલામાં **પરશુરામે** આવી **બાણ** મારવા માંડયાં પણ **શ્રીરામને** કંઈ લાગ્યાં નહીં. પછી **પરશુરામે** રામાવતાર થયો જાણી **શ્રીરામને** નમન કર્યું, અને **શ્રીરામે** હાથીએથી ઉતરી તેને ભેટી તેનું તેજ હરણ કરી લીધું **અયોધ્યામાં** આવ્યા પછી **રામ-લક્ષ્મણે** **વસિષ્ઠ** ગુરૂ પાસે ધનુર્વિદ્યાનો વિશેષ અભ્યાસ કર્યો. જ્યારે **દશરથે** **શ્રીરામચંદ્રજીને** ગાદીએ બેસાડવાનો વિચાર કર્યો ત્યારે **કૈકેયી** આડી પડી વિઘ્ન પાડી બોલી કે **શ્રીરામને** વનવાસ મોકલો અને મારા પુત્ર **ભરતને** ગાદીયે બેસાડો. એ સાંભળી **દશરથ** રાજા તો મૂર્છિત પડી રહ્યા પણ **શ્રીરામચંદ્ર** **ભરતને** ગાદીએ બેસવાનું કહી **ચૌદ** વરસ **વનવાસ** કરવા નિકળ્યા.-**લક્ષ્મણ** અને **સીતા** પણ સાથે ગયાં.

**શ્રીરામચંદ્ર** ગંગાપાર ઉતરી **પ્રયાગમાં** ભરદ્વાજ ઋષિને ત્યાં આવ્યા અને પછી ઋષિની ઇચ્છા પ્રમાણે **ચિત્રકૂટ** પર્વત ઉપર એક પર્ણકુટીમાં રહ્યા. અહીં **શ્રીરામચંદ્રજીને** મળવાને અયોધ્યાથી **ભરત** **શત્રુઘ્ન** તથા કેટલાક નગર જન આવ્યા અને એઓને મ્હોડેથી પિતા **દશરથનું** મરણ સાંભળી શ્રીરામે અત્યંત શોક કર્યો અને પછી **વશિષ્ઠ** ગુરૂના કહ્યા

પ્રમાણે તેનું શ્રાદ્ધ કર્યું. અને **ભરતાદિકને** ધીરજ આપી વિદાય કર્યા અને પોતે અહીં ઋષિના સમાગમમાં રહ્યા. પછી અહીંથી ચાલ્યા તે **સંક્ષાદિ** પર્વત ઉપર અત્રિને આશ્રમે અને પછી **શરભંગ** ઋષિને આશ્રમે થઇને માર્ગમાં **વિરોધ** નામનો રાક્ષસ જે **સીતાને** ઉંચકી લઇ જઇ ઝાડીમાં ભરાયો હતો તેને મારીને **જટાયુ** પક્ષીના કહેવાથી પંચવટીમાં આવી રહ્યા. એક દિવસ **સીતાએ સુવર્ણ** મૃગ દીઠો અને તેના **ચર્મની** કંચુકી પેરવાની હઠ લીધી તે ઉપરથી **શ્રીરામચંદ્રજી** તેની પૂંઠે દોડયા, ઘણીવાર થઇ પણ **શ્રીરામ** ન આવ્યા ત્યારે **સીતાજીએ** લક્ષ્મણજીને જોવા મોકલ્યા. એ ટાંકણામાં **રાવણ** જોગીને વેષે જાચવા આવી **સીતાજીને** ઉપાડી લઇ ગયો. **રામચંદ્રજીએ** મૃગને માર્યો એટલે તે **રાક્ષસ** રૂપે થઇ પડ્યો અને પછી **શ્રીરામ લક્ષ્મણ** આશ્રમમાં આવી જુવે છે તો **સીતાજી** ન મળે. બન્ને ભાઇઓએ અત્યંત શોક કર્યો પણ પછી **સીતાજીની** શોધ કરવા **રાવણનાં** પગલાં પડેલાં તે જોઇ દક્ષીણ દિશાનો પંથ લીધો. વાટમાં **રાવણના** મોકલેલા **રાક્ષસો** મળ્યા તેઓને માર્યા અને પછી **શ્રીરામચંદ્રજી** કિષ્કિન્ધ્યામાં આવ્યા. અહીં પંપાસરોવર આગળ **રામ** લક્ષ્મણને પ્રથમ **હનુમાન** અને પછી **નળ નીળ સુગ્રીવ** અને **જાંબુવાન** સાથે સમાગમ થયો અને એ વાનરો ભક્ત થઇ રહ્યા. **શ્રીરામે વાળીને** માર્યો અને તેનું રાજ્ય **સુગ્રીવ**ને આપ્યું અને **વાળીની** સ્ત્રી **તારાનું** સુગ્રીવ સાથે લગ્ન કરાવ્યું. પછી **શ્રીરામની** આજ્ઞાથી **હનુમાન લંકામાં** જઈ સીતાજીનો શોધ લઇ આવ્યા. સર્વ વર્તમાન જાણ્યા પછી **શ્રીરામચંદ્રજી** અને **લક્ષ્મણજી** વાંનરોના મ્હોટા સૈન્ય સાથે **કિષ્કિન્ધ્યા** છોડી **સમુદ્ર** કિનારે આવ્યા. અહીં **રાવણનો** ભાઇ **વિભીષણ** આવી શ્રીરામને શરણ થયો. પછી વાનરોએ **સેતુ** બાંધ્યો અને સહુ સેતુ ઉપર થઇને **લંકાની** પાસેના **સુવેળાચળ** પર્વતની તળેટીપર આવી પોંહોચ્યા.

**શ્રીરામચંદ્રે** અંગદ વાનરને **રાવણ** પાસે વષ્ટિએ મોકલ્યો. **અંગદે** અનેક પ્રકારે **રાવણને** સમજાવ્યો પણ તેણે ન માન્યું પછી બન્ને પક્ષના સૈન્ય સામ સામાં મળ્યાં, ભારી યુદ્ધ થયું તેમાં અઢાર પદ્મ **વાનર** અને બોતેર કોટી રીંછ એકદમ **રાવણના** રાક્ષસો ઉપર તુટી પડયા તેમાં નીલ **સેનાપતિ**, હનુમાન, અંગદ, સુગ્રીવ, સુષેણ ઇત્યાદિ ઝુમ્યા. કોઇ **રાક્ષસને** રથને ઘોડાને-હાથીને પગેથી ઝાલી માથાપર ફેરવી પૃથ્વીપર ફેંકે, કોઇ તેઓના પેટ ફાડી નાખે, કોઇ હાથ-પગ-નાક તોડે, કોઇ મુડદાંને ઉંચકી લંકામાં ફેંકે અને કોઈ પર્વતો વરસાવે; તેમ **રાવણની** ચતુરંગિણી સેનાના મહોન્મત **રાક્ષસો** પણ અનેક અનેક શસ્ત્રોથી વાનરોને કાપે, તેઓને પગ

તળે કચરે અને તેઓનાં ડોકાં મરડી નાખે. એ ધમસાણમાં રાવણના સેનાપતિ ધૂમ્રાક્ષે અને વજ્રદષ્ટિએ પોતાનાં બળ ચાતુર્યથી અસંખ્યાત વાનરોને હણ્યા અને તેઓનો પરાભવ કર્યો પણ પછવાડેથી હનુમાને ધૂમ્રાક્ષને અને અંગદે વજ્રદૃષ્ટિને મુષ્ટિ પ્રહારે મારી નાખ્યા. પછી ઇંદ્રજીત ચડયો અને એણે વાદળમાં ભરાઇ સર્પાસ્ત્ર બાણ મુકયાં જેથી વાનરો વિહ્વળ થઇને પૃથ્વીપર પડયા અને શ્રીરામચંદ્ર લક્ષ્મણને પણ મૂર્છા આવી. વાયુએ ગુપ્તરૂપે આવી શ્રીરામના કાનમાં ગરૂડ મંત્ર ભણ્યો અને એથી શ્રીરામે જાગૃત થઈ ગરૂડાસ્ત્ર મુકયું કે સર્પ નાઠા અને સૈન્ય પાછું યુદ્ધ કરવા ઉભું થયું. રાવણના પ્રહસ્ત સેનાપતિએ બહુ મારો ચલાવ્યો પણ અંતે તે હારી રણમાં પડયો. પછી મોટાં સૈન્યના અત્યંત ઠાઠમાં રાવણ રથારૂઢ થઇ યુદ્ધ કરવા આવ્યો. સર્વે વાનરોએ સામટો પર્વતનો વર્ષાદ વરસાવ્યો પણ રાવણે પોતાના મહા બળ ચાતુરીથી નિવારણ કર્યું અને સુગ્રીવાદિને અત્યંત વિંધ્યા. લક્ષ્મણે બાણ મુકયાં પણ રાવણના બાણથી તે મૂર્છિત થયા. જ્યારે હનુમાને વજ્રમુષ્ટિ ચલાવી અને નળે બ્રહ્મદત્ત મંત્રથી કોટિ નળ કર્યા ત્યારે રાવણે બ્રહ્માસ્ત્ર મુકયું. અંતે શ્રીરામે બાણ મારી તેના છત્ર છેદ્યાં અને મુગટને પાડયો. પછી રાવણે રણમાંથી ખસી જઇ કુંભકર્ણને મોકલ્યો. એ પણ શ્રીરામને બાણે પડયો. પછી વાનરોએ નરાંતક, દેવાંતક ઇત્યાદિ સાથે યુદ્ધ કરી તેમને માર્યા. લક્ષ્મણે રાવણના પુત્ર અતિકાયાને માર્યો. ઇંદ્રજીતે આવી મોટા મોટા વાનરોને શરે વિંધ્યા અને સો સો બાણથી શ્રીરામ લક્ષ્મણને વિંધ્યા મૂર્છા પામીને જયવાદ્ય વગડાવી તે લંકામાં ગયો. પછી જાંબુવાનના કહેવાથી હનુમાન દ્રોણાચળ લઇ આવ્યા અને એ ઉપરની વેલીની સુગંધીથી શ્રી રામ લક્ષ્મણ તથા સહુ વાનર વીર પાછા ઉઠયા અને એઓએ લંકાગઢપર ધસારો કર્યો. વળી યુદ્ધ ચાલ્યું તેમાં ઘણાક અસુર પડયા પણ પાછો ઇંદ્રજીતે આવી સહુનો પરાભવ કર્યો, એણે એક કૃત્રિમ સીતા દેખાડી તેનો વધ કર્યો અને અક્ષય રથ પ્રાપ્ત કરવાને હવન કરવા માંડયો. સીતાનો વધ થયો જાણી શ્રીરામે નીચું માથું કર્યું અને સર્વે વાનરો ગગળી ગયા પણ એટલામાં વિભીષણના પ્રધાનો સીતાજી જીવતાં છે એવા ખબર લાવ્યા એટલે સહુ પાછા સજ્જ થયા. વિભીષણના કહ્યાથી શ્રીરામે લક્ષ્મણને વાનરો સહિત ઇંદ્રજીતનો હોમ ભ્રષ્ટ કરવાને મોકલ્યા. અરધો રથ તો નિકળી ચુકયો હતો એવામાં વાનરોએ પર્વત નાખીને હોમ ભ્રષ્ટ કર્યો અને પછી તે નાસી ગયા. ઇંદ્રજીત નિરાશ થયો પણ મોટા દળ સાથે મહા યુદ્ધ કરવા ઉભો. એણે બહુ ચાતુરીથી લક્ષ્મણજી સાથે યુદ્ધ કર્યું પણ પછી

અંતે ૧૪ વર્ષ બ્રહ્મચર્ય વ્રત પાળેલું એવા **લક્ષ્મણે** બાણ મુકી **ઇંદ્રજીતને** માર્યો, ઇંદ્રજીતના મરણ પછી **રાવણે** પોતાના મામા **અહિરાવણ મહિરાવણ** જે પાતાળમાં રાજ્ય કરતા હતા તેને બોલાવ્યા અને એઓએ સુતેલા **શ્રીરામ લક્ષ્મણને** ઉઠાવી પાતાળમાં લઈ જઇ કારાગ્રહમાં નાખ્યા વાનરોએ. **શ્રીરામ** લક્ષ્મણને ન દીઠા ત્યારે તેઓ બહુ ગભરાયા. પણ પછી વિભીષણના કેહેવાથી **નળ નીળ** જાંબુવાન અંગદ સુગ્રીવ અને હનુમાન તેની શોધને માટે નિકળ્યા. આગળ જતાં પાંચ જણે તો હામ મુકી પણ **હનુમાન** હિંમત ન હાર્યા અને ઘણી વારે પણ તે **રાક્ષસોના** નગરમાં પેઠા. તે **રાક્ષસો** શ્રીરામ લક્ષ્મણને સિંદુરનાં ટીલાં કરી ફુલનો હાર પેહેરાવી ગાઢાં સાથે બાંધી **કાળિકાને** ભોગ આપવાને તેને મંદિરે લઇ ગયા હતા, પણ **હનુમાન** જે સૂક્ષ્મરૂપ ધરી આગળથી ત્યાં ભરાયા હતા તેણે **મહિરાવણને** મંદિરમાં તેડી તેનો વધ કર્યો અને પછી **શ્રીરામ** લક્ષ્મણે મંદિરમાંથી બાહાર આવી **અહિરાવણ** સાથે યુદ્ધ કરી તેને માર્યો. પછી **શ્રીરામ** લક્ષ્મણ હનુમાન સાથે પાછા **સુવેળાચળ** પર આવ્યા. અહીં મ્હોટું સૈન્ય લઇ **રાવણ** યુદ્ધ કરવા આવ્યો. યુદ્ધમાં એણે **વાનરોને** ન દેખતાં **શ્રીરામને** પાંચ બાણ માર્યા ને તે લાગ્યાં એ જોઈ તે ફુલાયો, પણ **શ્રીરામે** સાત એવાં બાણો માર્યા કે તે **રાવણનું** હૃદય ભેદીને લંકામાં ગયાં. **રાવણ** મૂર્છિત થઈ પડયો. લક્ષ્મણે બાણ મારી તેના સારથીને પાડયો. રાવણે બીજો રથ મંગાવી યુદ્ધ કર્યું ને તેમાં તે **શ્રીરામનાં** સૈન્યને મૂર્છિત કરી ચાલતો થયો. પછી એણે એક ગુફામાં શિવલિંગ સ્થાપી તેની આગળ મોટો **હોમ** કરવા માંડયો પણ એટલામાં **વાનરોએ** આવી તેનો ધ્વંસ કર્યો. પછી પાછું મહા યુદ્ધ થયું અને એ પ્રસંગે ઇંદ્રે **શ્રીરામને** માટે શસ્ત્ર ભરેલો રથ મોકલ્યો અને એ ઉપર બેસી શ્રીરામે અદ્ભુત યુદ્ધ કર્યું અને **રાવણનાં મસ્તક** છેદ્યાં. પણ એનાં વક્ષસ્થળમાં અમૃતની કુંપી હતી તેથી તરતજ પાછાં દશ **મસ્તક** નિકળ્યાં. **શ્રીરામે** પછી હૃદય લક્ષીને બાણ માર્યું અને **રાવણ** પડયો. અને એ પડયો કે શ્રીરામે ધનુષ મૂકી દીધું.

**શ્રીરામચંદ્રજીએ** વિભીષણને લંકામાં રાજ્યનું દાન આપ્યું અને તેને સૈન્ય સાથે ત્યાં વિદાય કર્યા. સર્વે દેવતા **શ્રીરામની** ભેટ લેવાને આવ્યા અને પોતાને **રાવણના** ત્રાસથી છોડાવ્યા માટે **શ્રીરામચંદ્રજીના** તેઓએ ઘણા ગુણ ગાયા, અને નમન કરી તે સ્વસ્થાને ગયા. બીજે દિવસે **વિભીષણ** સીતાને તેડી સૈન્ય સાથે **સુવેળામાં** આવ્યા અને **શ્રીરામે સીતાને** આવતાં દેખીને આડું જોયું. **સીતા** પગે લાગવા ગઈ તેને **શ્રીરામે** દૂર ખસેડી કહ્યું કે તને દુષ્ટના હાથમાંથી છોડાવી મેં મારો ક્ષત્રિયનો ધર્મ પાળ્યો

માટે તું તારી નજરમાં આવે ત્યાં જા; સીતાએ પોતાના સતીત્વની ખાત્રી કરી આપી તો પણ શ્રી રામે ન માનતાં કહ્યું કે હું તો જનમ લગી વનવાસ કરવાનો છું માટે તારે કોઇ બીજા રાજા સાથે લગ્ન કરવું. એ સાંભળી સીતાને મૂર્છા આવી, પણ સાવધ થયા પછી તેણે ક્રોધમાં ચિતા ખડકાવી અને "હું જો સતી ન હોઉં તો મને અગ્નિ બાળી નાખજો માં" એવું કહી તેમાં ઝંપલાવ્યું. સીતા અગ્નિમાંથી સહી સલામત પાછાં નિકળ્યાં અને એ વેળા આકાશવાણી થઇ કે સીતા પતિવ્રતા છે. તેથી શ્રીરામે તેનો અંગીકાર કર્યો. પછી અત્યંત વિશાળ એવાં પુષ્પક વિમાનમાં શ્રીરામ લક્ષ્મણ સીતા અને સુગ્રીવાદિ બેઠાં અને તે આકાશ માર્ગે ઉડયું. માર્ગમાં શ્રી રામચંદ્રે જ્યાં જ્યાં પોતે મુકામ કરેલા તથા પોતાને સંકટ દુઃખ પડેલાં તે તે સ્થળો સીતાને બતાવે અને વચમાં વચમાં ઋષિઓના આશ્રમ આવે તેમાં કોઇ કોઇ ઋષિની ભેટ લેવા નીચે ઉતરે એમ કરતાં નંદિગ્રામમાં જ્યાં ભરત હતા ત્યાં આવી પોંહોચ્યા. ભરતે અયોધ્યામાં સમાચાર કહાવ્યા તેથી રાજકુટુંબ અને સર્વ પ્રજા શ્રીરામને તેડવા આવ્યાં. પછી બે ત્રણ દિવસ નંદિગ્રામમાં રહી શ્રીરામ અયોધ્યામાં આવ્યા. એ રાજ્યઆસને બેઠા અને ભરત તથા સુમંત તેના પ્રધાન થયા. વિભીષણ, સુગ્રીવ આદિ કેટલાક દિવસ અયોધ્યામાં રહ્યા પછી પુષ્પક વિમાનમાં બેસી પોત પોતાને સ્થાનકે ગયા. જતી વખત શ્રીરામચંદ્રે વભીષણને કહ્યું કે એ વિમાન કુબેરને પાછું આપજો. ઘણા દિવસ શ્રીરામે અયોધ્યાનું રાજ્ય કર્યું. એના રાજ્યમાં પ્રજાને ઘણું સુખ મળ્યું માટે સર્વ જનો ભાવથી એનાં ગુણ ગાવા લાગ્યા ને સદા શ્રીરામ રાજ્ય રહે એવું ઇચ્છવા લાગ્યા એવામાં સીતાને ગર્ભ રહ્યો અને શ્રીરામચંદ્રે વિધિથી સીમંત કર્યું. એક દિવસ પોતે એક દૂતને બોલાવી પુછ્યું કે મારે વિષે નગરનાં લોકો કેવો વિચાર રાખે છે ? દૂતે કહ્યું કે મહારાજ આખા શેહેરનો આપના ઉપર પૂર્ણભાવ છે પણ એક પાપી ધોબી કાલે આપને વિષે વાંકું બોલ્યો. શ્રીરામે તેને કહેવાનો આગ્રહ કર્યો ત્યારે દૂતે કહ્યું કે એ દારૂડીઆ ધોબીએ પોતાની સ્ત્રીને તેનાપર પતિવ્રત ભંગનો દોષ મુકી પીહેર કહાડી મુકી હતી પણ જ્યારે કેટલેક દિવસે તેનો પિતા પાછી મુકવા આવ્યો અને જમાઇના ઘણા કાલાવાલા કર્યા તારે એણે કહ્યું કે સીતા રાવણ જોડે ગઇ તેને શ્રીરામે પાછી ઘરમાં ઘાલી તેમ શું હું કરવાનો છઉં ? એમ કહી સ્ત્રીને એક લાત મારી બ્હાર ઉસાડી દીધી. એ ઉપરથી શ્રીરામે લક્ષ્મણને બોલાવી ધોબીની વાત કહી અને કહ્યું કે હું જાણું છઉં કે સીતા મહા સતી છે તો પણ લોકાપવાદ આવ્યો માટે કાલેસ્હવારે તમે સીતાને રથમાં બેસાડી ગંગાપાર મુકી આવો. સીતાએ કેટલાક દિવસ ઉપર મારા પુછવાથી

ઋષિઓ અને ઋષિપત્નીઓ એઓનું પૂજન કરી વસ્ત્રાલંકાર આપવાની પોતાની ઇચ્છા બતાવી હતી તે ઇચ્છા પૂર્ણ કરવાને બ્હાને તેડી જજો. લક્ષ્મણે એમ ન કરવાને શ્રીરામને ઘણા કાલાવાલા કર્યા અને કહ્યું કે મારાં માતુશ્રી જેવાં સીતા છે તેને વનમાં એકલાં મુકીને મારાથી કેમ અવાશે. શ્રીરામે માન્યું નહીં, અને લક્ષ્મણ ઉપર અત્યત ક્રોધ કરી કહ્યું કે જો તું એમ નહીં કરે તો કાલે હું મારો પ્રાણ તજીશ. પછી બીજે દિવસે લક્ષ્મણ સીતાને ઋષિયોનાં દર્શનને બ્હાને રથમાં બેસાડી ચિત્રકૂટ પર્વતપર જ્યાં વાલ્મીક ઋષિનો આશ્રમ હતો, તેથી થોડે દૂર ગંગાપર લઈ જઈ ત્યાં બેસાડયાં અને શ્રીરામની વાત માંડીને કહી અને ધીરજ આપી પોતે અયોધ્યામાં આવતા હતા ત્યારે સીતાએ કહાવ્યું કે, હે પ્રાણનાથ ? હું આપની દાસી છું. મારૂં રક્ષણ કરનાર તમેજ છો. મારૂં સર્વસ્વ છો. વગેરે અત્યંત અસકારક વચનો કહાવી મોલ્યાં. ગર્ભવંતી સીતા સખત તડકામાં એકલાં અત્યંત રૂદન કરતાં હતાં તેનો કરૂણાજનક સ્વર સાંભળી વાલ્મીકિ ઋષિ જે ગંગા કિનારે સ્નાન કરતા હતા તેણે ત્યાં આવી સીતાને પોતાને આશ્રમે તેડી જઇ પોતાની પત્નીને સોંપ્યાં. કેટલેક દિવસે તેને બે પુત્રો જન્મ્યા. ઋષિએ તેમનાં લવ અને કુશ એવાં નામ પાડયાં. તે પાંચ વર્ષના થયા, ત્યારે ઋષિએ વિદ્યાભ્યાસ કરાવવા માંડયો. આઠમે વર્ષે જનોઇ દીધું. તેઓને અનેક શાસ્ત્રોનો અને અસ્ત્ર શસ્ત્રનો અભ્યાસ કરાવ્યો. જેમ જેમ ઉમ્મર વધતી ગઇ, તેમ તેમ તેનું પરાક્રમ અને બુદ્ધિ ખીલતાં ગયાં. કેટલાક દિવસ પછી શ્રીરામચંદ્રે વશિષ્ઠ ગુરૂની સલાહથી અશ્વમેધનો આરંભ કર્યો અને અશ્વરક્ષણ કરવાને શત્રુઘ્નને મોકલ્યો. એ પૃથ્વીના રાજાઓને જીતી વાલ્મીકિના આશ્રમ આગળ આવ્યો તો અશ્વને લવે બાંધેલો. આ વખતે લવકુશની ઉમર પંદરેક વર્ષની હતી. પણ ઋષિ અને માતાના શિક્ષણથી તેઓ મહારથિ થયા હતા. શત્રુઘ્ને ઘોડો છોડી મૂકવાને ઘણું કહ્યું પણ બાળકે માન્યું નહિ તેથી છેવટ મહા દારૂણ યુદ્ધ થયું તેમાં લવકુશે ભરત, શત્રુઘ્ન, લક્ષ્મણ આદિને મૂર્છાગત કર્યા અને છેલીવારે શ્રીરામ યુદ્ધ કરવા આવ્યા તેને પણ લવકુશે મૂર્છા પમાડી. એ વાત શ્રી વાલ્મીકિએ જાણી એટલે લવકુશને શ્રીરામ સામે ઉભા રાખ્યા. લવકુશનાં મુખ જોઇ શ્રીરામને પિતૃ પ્રેમ ઉપજ્યો અને રામના જાણવામાં આવ્યું કે એતો મારા પુત્રો છે. પછી ઋષિએ સતી સીતા સંબંધી હકીકત કહી કહ્યું કે તમારી આ સાધ્વી પત્ની સીતાનો અનુગ્રહ કરો. આપરથી રામચંદ્રજી સીતા તથા પોતાનાં બે સંતાનોને આનંદભેર ભેટયાં, અને સર્વેને તેડી અયોધ્યામાં આવ્યા અને ઘણા આનંદથી અશ્વમેધ કર્યો. પછી કેટલેક વર્ષે શ્રીરામે કુબેરનું પુષ્પક વિમાન મગાવી પોતાના રાજ્યની ચોકસી કરવા અં-

તરિક્ષ માર્ગે નિકળ્યા તે બધે ફરી અને છેલીવારે તપસ્વીયોનાં વનમાં આવ્યા. અહીં તપાસ કરતાં એક ગુફામાં કોઇ માછીને તપ કરતો જોયો. શ્રીરામચંદ્રે તેને કહ્યું કે તને તપનો અધિકાર નથી માટે દેહ કષ્ટ કરવું મુકી તારે ધંધે લાગ. માછીએ માન્યું નહીં અને શ્રી રામે તેનો વધ કર્યો. માર્ગમાં બે પક્ષી લડતા હતા તેનો ન્યાય ચુકવી શ્રીરામે અયોધ્યામાં આવી કેટલાંક વર્ષ રાજ્ય કર્યું. અને છેવટ કુશને ગાદીએ બેસાડી અને ભાઇઓને બીજાં રાજ્ય સોંપી પોતે નગર લોક સહિત સ્વધામ ગયા.

ઉપર પ્રમાણે આખ્યાન સાંભળી મુનિએ યુધિષ્ટિરને કહ્યું કે "જેવું રામચંદ્રજીને દુઃખ પડયું હતું તેવું તમને પડયુંજ નથી. તેઓની પાસે નોકરો કે રથો વગેરે કાંઈ હતુંજ નહિ અને તમારી પાસે તો એ સઘળું છે. રામચંદ્રનાં પત્ની સીતા રાવણના હાથમાંથી ઘણે મહીને છુટયાં હતાં, અને તમારી પત્ની આ દ્રૌપદી તો જરાવારમાં છુટયાં છે. માટે તમારે વધારે શોક કરવો યોગ્ય નથી તમારા જેવા માહાત્મા પુરૂષોએ શોકનો તો ત્યાગજ કરવો જોઇએ.

### માર્કંડેયે યુધિષ્ટિરને કહેલો સનાતન ધર્મ.

માર્કંડેયનાં વચન સાંભળી યુધિષ્ટિરે પૂછ્યું કે અમારે કેવી રીતે વર્ત્તવું? ત્યારે માર્કંડેય બોલ્યા કે તમારે સર્વ ભૂત પ્રાણીઓ ઉપર દયા રાખવી, તેનું હિત ઇચ્છવું. સર્વમાં પ્રીતિ રાખવી, કોઇની નિંદા કરવી નહીં, અને સત્યવાદી નમ્ર, શુદ્ધ અંતઃકરણવાળા તથા પ્રજાનું રક્ષણ કરવામાં પ્રીતિવાન થવું, ધર્મનું સેવન, અધર્મનો ત્યાગ અને પિત તથા દેવતાઓનું પૂજન કરવું, અજ્ઞાન અથવા પ્રમાદથી કરેલા પાપને દાને કરી જીતવાને ઉદ્યોગ કરવો; અહંકાર રહિત થઇ નમ્રતાવાન તથા સદાચરણી થવું. પૃથ્વીને જીતીને હર્ષથી સુખે રહેવું. જે રીતે ધર્મમાં આચરણ કરવું જોઇએ તે મેં તમને કહી સંભળાવ્યું." પછી તેમણે તપસ્વીઓનો ધર્મ કહી સંભળાવ્યો કે "જે પુરૂષનું અંતઃકરણ શુદ્ધ નથી તે ત્રિદંડ ધારણ કરે, મુનિવ્રત રાખે, મસ્તક ઉપર જટા રાખે, મુંડન કરાવે, વલ્કલ વસ્ત્ર ધારણ કરે, મૃગચર્મ ઓઢે, વ્રત કરે, તીર્થમાં સ્નાન કરે, અગ્નિ હોત્ર હોમે, વનમાં જઇ રહે, પોતાના શરીરને અનેક વ્રતાદિથી સોસાવે તો પણ તેને એ સર્વ વ્યર્થ છે. જે મહાત્મા પુરૂષ મન, વાણી, કર્મ તથા બુદ્ધિએ કરી પાપ કર્મ નથી કરતો તેજ ખરેખરો તપસ્વી છે; પણ જે વ્રતાદિએથી શરીરને સુકાવે છે તે તપસ્વી કહેવા તો નથી. જે મનુષ્ય કેવળ દેહની શુદ્ધ વૃત્તિ કરી જીવે છે; પણ બીજી રીતે દયા વગરનો થઇને તેવી વૃત્તિથી પોતાના કુટુંબને વર્ત્તાવતાં પીડા મુક્ત કરે છે તેને નિષ્પાપ જાણુએ નહિ; કારણ તે વૃત્તિરૂપ, તપહિંસારૂપ થાય છે. માત્ર જનસમાજ અને પરલો

ત્યાગ કરવો તે કંઇ ત્યાગ કહેવાતો નથી. જે પુરૂષ પોતાના ગૃહને વિષે રહીને પણ પવિત્ર તથા ધર્મવાન હોય અને જીવે ત્યાં સુધી દયાવાન હોય તો તે મુનિ છે. આવો મનુષ્ય પાપથી મુક્ત થાય છે. વ્રત તથા ઉપવાસોથી માણસ પાપ કર્મથી મુકાતો તેથી. કેવળ તેથી તેનું માંસ તથા રૂધિરમય દેહ સુકાય છે. જે માણસ પવિત્ર મન વગર; અને વ્રતોનો ભાવ સમજ્યા વગર, ઉપવાસ આદિ કરે છે તે ફક્ત કલેશ પામે છે પણ તેનાં પાપ કદી નાશ પામતાં નથી. તેવીજ રીતે દાન, યજ્ઞો કરતાં શ્રેષ્ઠ છે. જે મનુષ્ય ભૂખે મરતાને ભોજન આપે છે. તે, અને જે અન્નક્ષેત્રો ( સદાવ્રતો ) બનાવીને તેમાં દરેક અભ્યાગતની સંભાળ લેવાને એક માણસ રાખેછે તે બન્નેને; સર્વે યજ્ઞો કર્યાના પુણ્યની પ્રાપ્તિ થાય છે. *

## પુત્રના બચાવ માટે પિતાની કાળજી.

અર્જુનનું હિત કરવા સારૂં ઇંદ્રે વિચાર કર્યો કે કર્ણ જન્મ્યો ત્યારે તેના શરીરની સાથેજ અભેદ્ય કવચ ( બખતર ) તથા કુંડલ લાવ્યો છે એ કવચ તેના શરીરમાં હશે અને કુંડલ કાનમાં હશે ત્યાં સુધી અર્જુન તેને મારી શકશે નહિ માટે હું બ્રાહ્મણનું રૂપ ધરી તેની પાસેથી એ કવચ તથા કુંડલ માગી આવું, ઇંદ્રનો આ વિચાર સૂર્યના જાણવામાં આવતાં સૂર્યે કર્ણને સ્વપ્નમાં કહ્યું કે ઇંદ્ર બ્રાહ્મણને વેશે તારાં કવચ તથા કુંડલ માગવાને આવશે પણ તારે આપવાં નહિ. એઓના પ્રભાવથી તું શત્રુઓના હાથથી મરે એમ નથી. જો એ આપીશ તો તું રણમાં મૃત્યુને વશ થઇ જશે. કર્ણ બોલ્યો કે યાચકો આવીને મારા પ્રાણને માગે તો પણ હું આપી દઇશ મને કીર્તિ જેવી પ્યારી છે તેવું જીવતર પ્યારૂં નથી. માગવાથી ઇંદ્રની અપકીર્તિ થશે અને આપવાથી મારી કીર્તિ થશે. સૂર્ય બોલ્યા કે કર્ણ! જો ઇંદ્રને ના ન પાડવાનુંજ તારા મનમાં હોય તો તું બદલામાં ઇંદ્રની પાસેથી તેની અમોઘ સાંગ માગી લઇને પછી તારાં કવચ કુંડલ વિના પણ અર્જુનને મારી શકીશ. કર્ણે સૂર્યનું કહેવું કબુલ કર્યું. પછી ઇંદ્રે બ્રાહ્મણને વેષે આવી કવચ કુંડલ માગ્યાં કર્ણે બીજું ગમે તે માગવા કહ્યું. ઇંદ્રે કહ્યું કે મારે બીજું કાંઇ પણ જોઇતું નથી. જો તમારૂં વચન પાળતા હો તો કવચ તથા કુંડલ ઉખેડીને આપો. કર્ણ બોલ્યો તમે ત્રૈલોક્યના રાજા હું જેવા પાસેથી મફત કવચ કુંડલ લ્યો તે કરતાં હું જે કાંઇ માગું તે મને બદલામાં આપીને મારાં કવચ કુંડલ ખુશીથી લઇ જાઓ. ઇંદ્ર બોલ્યા કે આ

* જ્યારે પોતાનાજ ધર્મશાસ્ત્રોમાં ઉત્તમ નીતિ શિક્ષણનો પુષ્કળ ભંડાર મળી આવે છે ત્યાં કોઇ પણ હિંદુ બાળકે પોતાના ધર્મ સિવાય બીજા ધર્મમાંથી શિક્ષણ લેવા શામાટે જવું જોઇએ?

પ્રપંચ તમને સૂર્યે બતાવ્યો છે. પણ ભલે. તમારી ઇચ્છા હોય તેમ કરો. મારા વજ્ર શિવાય બીજું ગમે તે મારી પાસેથી માગી લ્યો. કર્ણે કહ્યું કે તમારી અમોઘ ( શત્રુને માર્યા વિના રહેજ નહિ એવી ) સાંગ જે તે આપો અને મારી પાસેથી કવચ કુંડલ લીઓ. ઇંદ્રે બોલ્યા કે એ સાંગને જ્યારે તમે ફેંકશો ત્યારે તે એક શત્રુને મારીને પાછી મરી પાસે આવશે. બીજાં શસ્ત્રો વિદ્યમાન છતાં અને ભારે મુંઝવણ આવ્યા વિના જો શત્રુની ઉપર એ સાંગ નાખશો તો તે સાંગ તમારી ઉપર પડશે. કર્ણે પ્રતિજ્ઞા કરી તે સાંગ લીધી અને શસ્ત્ર વતે પોતાનાં કવચકુંડલ ઉખેડીને આપ્યાં. એ પ્રમાણે કર્ણને ઠગી ઇંદ્ર સ્વર્ગમાં ગયા. આ સાંભળીને દુર્યોધન વગેરે ખેદ પામ્યા અને પાંડવો બહુજ રાજી થયા.

કોઈ વખતે દ્રૌપદીના પતિ પ્રેમનો પ્રસંગ નિકળતાં યુધિષ્ઠિરના પૂછવાથી મુનિ બોલ્યા કે,—

## સતી સાવિત્રીનું ચરિત્ર.

મદ્રદેશના મહાન્ વિખ્યાત રાજા અશ્વપતિને સંતતિ સુખ નહીં હોવાથી તેણે ગાયત્રીનું આરાધન કરતાં ગાયત્રીએ તેની રાણી માલવીને ઉદર એક કન્યા રત્ન આપ્યું; આ સુંદર રાજ પુત્રીનું નામ સાવિત્રી પાડ્યુ, એ તે નામને હતી. છાજે તેવી તે ઉમર લાયક થવાથી તથા વિદ્યા કળામાં ઘણી નિપુણ હોવાથી તેનો વિવાહ કોઇ યોગ્ય પુરૂષ સાથે ગુણની પરીક્ષા કરીનેજ કરવા પિતા અશ્વપતિએ સાવિત્રીને પતિ પસંદ કરવા પોતાના પ્રધાન સાથે વિદેશ મોકલી. દેશો દેશના રાજકુમારોને જોતાં જોતાં જંગલમાં તપોવનની અંદર જ્યાં ઋષિ, મુનિઓનો આશ્રમ હતો ત્યાં આવ્યાં. સાવિત્રી મુનિઓનાં દર્શન કરી એક પર્ણકુટી પાસે આવી, તેમાં નજર કરતાં અંદર એક અંધ વૃદ્ધ સ્ત્રી પુરૂષ, અને એક કિશોર વયનો મુનિ વેષે પણ રાજ્ય ચિન્હોથી યુક્ત નીતિમાન, ધીર, વીર, સદ્‌ગુણી અને રૂપમાં કામદેવથી અધિક રૂપાળો તથા માતા પિતાની પરમ ભક્તિવાળો એક તરૂણ એ ત્રણ જોયાં. એમને જોઇ મુનિઓને પૂછી તજવીજ કરતાં જણાયુ કે અવંતી નગરીના દ્યુમત્સેન રાજાને તેના શત્રુઓએ પદભ્રષ્ટ કરવાથી તે પોતાની રાણી શૈલ્યા તથા પુત્ર સત્યવાન સાથે અહીં રહેલાં છે, સાવિત્રી આ હકીકત જાણી ઘણી દીલગીર થઇ, પણ સત્યવાનમાં ચતુરાઇ સાથે ઉત્કૃષ્ટ ગુણ અને સ્વાભાવિક રૂપ સંપત્તિથી આ નવ યૌવન રાજકુમાર પર ખુશી થઈ મોહ પામી. તેની આવી દુર્દશા નજરે જોયા છતાં સત્યવાનને પોતાને લાયક પતિ સમજી મનથી પતિ માની લીધો. પ્રધાને આવી સ્થિતિ વાળાને વર તરીકે પસંદ નહીં કરવા તથા વિદેશમાં ફરી બીજા યોગ્ય વરને

સ્વીકારવા રાજકન્યાને સમજાવી. પણ તેણે કરેલ નિશ્ચય ફેરવવા ના પાડી તેઓ ઘેર આવ્યા. પ્રધાને થએલી સર્વ વાત અશ્વપતિ રાજાને નિવેદન કરી કહ્યું કે આપની કન્યા સુકોમળ શરીરની છે. જેણે કદી રાજમેહેલથી બહાર પગ મૂક્યો નથી; તે વનમાં ટાઢ, તડકો અને વરસાદ સહન કરી શકશે? તે હજુ બાળ બુદ્ધિની છે. ચક્રવર્તી રાજાની કુંવરી પરણીને તરતજ વનવાસ ભોગવે, એથી વધારે બીજું દુ:ખ કયું? હવે આપની ઇચ્છા હોય તેમ કરવાને આપ મુખત્યાર છો. અમે તે રાજ્ય ભ્રષ્ટ કુમારનું ચિત્ર ચિત્રાવી લાવ્યા છીએ. અશ્વપતિ આ વાતથી ઘણો દીલગીર થયો ચિત્ર નિહાળી વિચારમાં ગરક્ાવ થયો. એવામાં નારદ મુનિ આવી ચડયા. રાજાએ તેનો ઘણો સત્કાર કર્યો. કેટલીક વાતચીત ચાલતી હતી ત્યાં રાજકન્યા પણ આવી. મુનિએ કન્યાને જોઇ રાજાને કહ્યું કે, આ પુત્રી સતી થશે; એવું તેના લક્ષણો ઉપરથી જણાય છે. અશ્વપતિએ મુનિનાં વચન સાંભળી કહ્યું કે, મહારાજ મારે આપની સલાહ પૂછવી છે? એમ કહી સાવિત્રીએ સત્યવાનને પતિ તરીકે પસંદ કર્યાની સવિસ્તર વાત કહી સંભળાવી, જણાવ્યું કે હું સાવિત્રીના સ્વભાવને જાણું છું તે ઘણું કરીને વિચાર કર્યા વગર કંઇ કરતી નથી; અને વિચાર કર્યા પછી ગ્રહણ કરેલા કાર્યને છોડતી નથી. માટે તેણે જે સત્યવાન સાથે લગ્નનો નિશ્ચય કરેલો છે, તે ફેરવવામાં વનવાસનો તુચ્છ દોષ કહાડીશું, તો તે તેના મનમાં બિલકુલ ઠસશે નહીં, એવું હું માનું છું. તેથી જો તેનામાં બીજા દોષ ન હોય તો હું સાવિત્રીને તે સાથે પરણાવતાં દીલગીર થાઉં તેમ નથી; કેમકે રાજ્ય તો તેમને મારી સત્તાથી પ્રાપ્ત કરાવી શકીશ. માટે તેનું શુભા શુભ જે હોય તે કૃપા કરી જણાવો. નારદમુનિ બોલ્યા,—રાજા! રાજકુમાર સત્યવાન નીતિશાસ્ત્ર અને બીજી ઘણી એક વિદ્યામાં ઉત્તમ પ્રકારની કેળવણી લઇ નિપુણ બન્યો છે, તેમાં ક્ષત્રિયપણાનાં સારાં ચિન્હો છે, પણ તેના આયુષની મર્યાદા ઘણીજ ટુંકી છે, એટલે સત્યવાનનું આયુષ માત્ર એક વર્ષ બાકી રહ્યું છે; તો પણ સાવિત્રીનો સંબંધ તે તે સાથે થયા વગર રહેશે નહિં. આમ બોલી મુનિ ચાલી નીકળ્યા. આ મુનિની વાણી સાંભળી રાજાએ પોતાની રાણી તથા પુત્રી સાવિત્રીને બોલાવી કહ્યું કે, પુત્રી! તેં જે પતિ પસંદ કર્યો છે. તેમાં મોટો દોષ છે એવું તેં સાંભળ્યું. એ દોષ છે એ દોષ કોઇ ઉપાયથી ટળી શકે એવો નથી. તેં સાહસ કર્યું છે, તેના સારા નરસા પરિણામની તને ખબર નથી. આ સઘળું હું જાણતાં છતાં તેની સાથે લગ્ન કરવાનુ શી રીતે માન્ય થઇ શકે! તું હવે તારે મન પસંદ બીજો પતિ શોધી લે, સાવિત્રીએ ઉત્તર આપ્યો કે પિતાજી! બ્રહ્માનાં વચન મિથ્યા થતાં

નથી, બોલ્યું વચન પાછું ખેંચાતું નથી, દીધું દાન લેવાતું નથી, સત્યવાદી વચન પાળવા છતાં ચૂકતા નથી, સતી સત્ય ચૂકતી નથી. હરિશ્ચંદ્રે નીચ ઘેર વેચાવાનું કબૂલ કર્યું, પણ પોતાનું વચન દૃઢ નિશ્ચય કર્યા પછી ફેરવ્યું નહીં. તેથી મેં જે પતિ પસંદ કર્યો છે, તે દીર્ઘાયુ હો, વા અલ્પાયુ હો, ગુણવાન હો, વા દુર્ગુણી હો, પણ હું મનવડે જેને વરી ચૂકી છું, તે ખીજાને કદી નહીં વરૂં. હું તો જે સાથે મને કરીને વરીછું, તેજ મારો સ્વામી છે. મેં મારૂં મન સત્યવાનને અર્પણ કર્યું છે. અન્યથા થાયજ શી રીતે ? મારૂં ભવિષ્યમાં જે થવાનું હશે તે થશે. તે માટે આપ ચિંતા નહીં કરો.

અશ્વપતિ બોલ્યો—પુત્રી ! એ સત્યવાન સર્વે રીતે યોગ્ય છે. પરંતુ તેનું આયુષ્ય ઘણું ટુંકુ છે. એક વર્ષમાં તેનું મરણ થશે, ત્યારે તું પતિ વગરની થઇશ. પતિ એ નારીનું ભૂષણ છે, नारीणां भूषणं पतिः । પતિ વગરની સ્ત્રીનું જીવન વૃથા છે. વિધવાપણાનાં સંકટો કેવાં દુઃખદ અને ભયાનક છે, તેનો ખ્યાલ પતિ વગરની સ્ત્રી શિવાય બીજા કોઇના મનમાં ભાગ્યેજ આવતો હશે. પતિ વગરની સ્ત્રી પોતેજ એકલી દુઃખી થાય છે એમ નથી, પરંતુ તેણીનાં માતપિતાની જીંદગી પણ ધૂળ મળી જાય છે. માટે તારા જેવી ડાહી પુત્રીએ હઠ કરવી નહીં. તું મને રજા આપ, એટલે હું દેશો દેશના રાજાઓને આમંત્રણ કરી સ્વયંવરની તૈયારી કરૂં, તેમાંથી તું મન પસંદ પતિને શોધીને વરજે, સાવિત્રી બોલી,—પિતાજી ! આપની બાળાને ક્ષમા કરો. મારે માટે આપની ઘણી કાળજી છે; એ માટે હું આભારી છું. પણ હું જે પતિને મનથી વરી ચૂકી છું. એજ મારો પતિ છે. તે સિવાય બીજા કોઇ સાથે વરવા હું ખુશી નથી. ભવિષ્યમાં મારે વિધવાપણાનું દુઃખ લખ્યું હશે, તો કોઈ મિથ્યા કરી શકનાર નથી. આ અનિત્ય સંસારમાં કાંઇ નિત્ય નથી. જેણે જન્મ ધર્યો છે, તેનો નાશ એકવાર થવાનો છે. વહેલા મોડું મરણ પ્રાણી માત્રને છે, તે કોઇનું અટકાવ્યું અટકતું નથી. મૃત્યુની ઉત્પત્તિ શરીરની ઉત્પત્તિ સાથેજ છે, મૃત્યુ તો પ્રાણીની ખરી પ્રકૃતિજ છે. માટે તેથી શા માટે ડરવું ? સાવિત્રીના માત પિતાએ જાણ્યું કે કરેલો દૃઢ નિશ્ચય પુત્રી કદી ફેરવે એવી નથી. તેથી સદા દૈવજ પ્રબળ છે, એમ ધારી નારદમુનિનું વચન યાદ લાવી, તેને સત્યવાન સાથે પરણાવવાનો નિશ્ચય કર્યો. રાજાએ વિવાહની સઘળી સામગ્રી ત્યાર કરી, તેણે પ્રધાન, રાજગુરૂ, રાણી માલવી વગેરે સ્ત્રીઓ સહિત સાવીત્રીને ઋષિ આશ્રમમાં તેડી જઇને સત્યવાન સાથે વિધિ સહિત પરણાવી. કેટલીક પહેરામણી આપી; સૌએ પુત્રીને મળી રાજધાનીમાં આવવાની તૈયારી કરી. માતા પુત્રીને છાતી સાથે દાબી આંખોમાં આંસુ લાવી બોલી, પુત્રી ! ડાહી થજે. તારા સાસુ સસરાની અને પતિની સેવા કરજે. તારા માવતરની આન-

ધાનીનો આધાર તારી ચાલ ચલગતપર રહેલો છે, તે તું યાદ રાખજે. હવે તું આ વનને સુંદર ભવન સમાન માનજે. તું તારા સાસુ સસરા અને પતિની આજ્ઞા પ્રમાણે ચાલી તેમને સદા રાજી રાખજે, તેથી જરા પણ વિરૂદ્ધ ચાલીશ નહિ. સતસંગત કરી સદાચરણથી ચાલી કીર્તિ વધારજે. અમે હવે રજા લઇએ છીએ. તું શોક કરીશ નહીં. મહારાણી શૈબ્યા! આ સાવિત્રી હવે મારી પુત્રી નહીં, પણ તમારીજ પુત્રી છે એમ સમજજો; કારણ પુત્ર વધૂ એ પુત્રી સમાન સ્નેહનું પાત્ર છે. તેનામાં જે કાંઈ ભૂલ પડે તે સુધારજો, વગેરે કહી, રાણી શૈબ્યાનો યોગ્ય ઉત્તર મળતાં સ્નેહ સહિત જુદાં પડી રાજધાનીમાં આવ્યાં. સાવિત્રી ઇચ્છા પ્રમાણે પતિ પામી ખુશી થઇ, વનવાસને યોગ્ય વલ્કલ વસ્ત્રો ધારણ કરી સાસુ, સસરા અને પતિની મન, વચન, અને કર્મથી સેવા કરવા લાગી. સાવિત્રીની પવિત્ર લાગણી અને નિર્મળ મનની સેવા જોઈ શૈબ્યા રાણી એક વખતે હૈઉં ભરાઈ આવવાથી બોલી,—અહો? ઇશ્વરની કુદરત ન્યારી છે? ક્યાં તે સત્યવાનનું લગ્ન કરીને પુત્ર વધૂને રાજ મહિષી કરવાની ઉમેદ! ક્યાં તે રાજભૂવનમાં રત્નભૂષિત બાજોઠપર બેસીને પુત્ર વધૂનું મૂખ ચૂંબન કરવાની આશા? અને ક્યાં આ વિપરીત તૃણ શય્યામાં તે ચંદ્રવદનીનું મૂખ જોવાનો પ્રસંગ! કેવો ખેદનો વિષય કે આ પુત્ર વધૂ અમારા દુઃખમાં ભાગિયેણ થઇ! અહો! દૈવ! તારી ગહનગતિ છે! સાવિત્રી પોતાની સાસુને શોક કરતાં જોઈ સમજાવવા લાગી, સાસુજી! આપ રાજસિંહાસન છોડીને જંગલમાં રહો છો. તેથી આપને ઘણું દુઃખ થતું હશે, પરંતુ સુખ દુઃખનો દાતા ઈશ્વર છે, તેણે જેના નશીબમાં જે નિર્માણ કરી રાખ્યું છે તે કોઇથી મટાડી શકાતું નથી. તેમાં કંટાળો ખાવો એતો ઇશ્વરની નિંદા કર્યા જેવું છે. એટલુંજ નહીં, પણ એવા શોકમાં પડવાથી ઉલટો તેમાં વધારો થઈ આપણી ફરજ બજાવવી ચૂકી જઇએ છીએ. સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર, કરી જોઇએ, તો રાજગાદીને ઘાસની પથારીમાં કંઈ ફેર જેવું નથી. હું સત્ય હૃદયથી કહું છું કે આ જગતમાં આપની અને પતિની યથાર્થ ચરણ સેવા કરવાનુ જો મારાથી બન્યું, તો હું ઘણી પોતાને સુખી સમજીશ. આ સાંભળી આશ્રમ વાસિની ઋષિ બાળાઓ સાવિત્રીનાં ઘણાંજ વખાણ કરવા લાગી અને સત્યવાનને પણ આવી પવિત્ર સ્ત્રી મળવાથી ભાગ્યશાળી સમજી અભિનંદન આપવા લાગી. સત્યવાન તથા તેનાં માત પિતા સાવિત્રીથી ઘણું સુખ પામ્યાં. સત્યવાનનાં આયુષ્યનો અવધિ નજીક આવવા લાગ્યો. તેથી સાવિત્રીના ચિત્તને ચિંતાએ ઘેરી લીધું. આ વાત તેના સિવાય કોઇ જાણતું નહોતું. સાવિત્રી પોતાનું સૌભાગ્ય વધારવા અનેક વ્રતો કરવાથી શરીરે શુષ્ક થઇ ગઇ

હતી. પતિના આયુષ્યના અવધિમાં ચાર દિવસ રહ્યા કે, તેણે વટ સાવિત્રીનું વ્રત આરંભ્યું, ત્રણ દિવસ ઉપવાસ કરી ચોથે દિવસે શાસ્ત્રક્રિયા કરી વૃદ્ધ તપસ્વી અને સાસુ સસરાને જમાડી અભિવંદન કરી અખંડ સૌભાગ્યના આશિર્વાદ મેળવ્યા. સત્યવાન એજ સાંજે કાંધે કુહાડો લઈ અગ્નિહોત્ર માટે કાષ્ટ અને ફળ ફૂલ લેવા તૈયાર થયો. સાવિત્રીએ જાણ્યું કે આજે તેનો કાળ નજીક છે, તેથીજ તેણે અસુરે જવું ધાર્યું. હવે મારે તેને એકલા જવા દેવા નહીં, કેમકે ન કરે નારાયણ પણ કંઇ બને; માટે મારે સાથે રહેવું જોઇએ. એવો નિશ્ચય કરી પતિને કહ્યું, હું આવ્યા પછી કોઈ દિવસ આશ્રમ બહાર નીકળી નથી. માટે મારે આજે આ વન જોવાની ઘણી ઇચ્છા થઇ છે, વળી સાંજને વખતે આપ એકલા જાઓ છો, તો હું પણ આપને ફૂલ ફળ લેવામાં મદદગાર થાઉં. મારાપર પ્રેમ રાખતા હો, તો મને સાથે આવવા અટકાવ કરશો નહીં. સત્યવાન બોલ્યો કે, હે પ્રિયે ! જો વનમાં આવવા તમારો દૃઢ સિદ્ધાંત હોય તો મારાં માત પિતાની આજ્ઞા લઈ લો. સાવિત્રી સાસુ સસરાની આજીજીથી રજા લઇ પતિ સાથે ચાલી. બન્ને ફળ ફૂલે વીણતાં દૂર નીકળી ગયાં. સત્યવાન તે સર્વ સ્ત્રીને સોંપી એક વડ ઉપર ચડી તેની ડાળ કાપીને બીજી કાપતાં તે કપાળમાં વાગી જેથી તે મૂર્છા ખાઇ પડયો. સાવિત્રી મનમાંસમજી કે કાળ આવ્યો, તે મનમાંને મનમાં ઘણી વ્યાકૂળ થઈ, લુગડાંનો છેડો પાથરી તેનું બિછાનું કર્યું, ખોળામાં માથું રાખી, તેને જે રીતે આરામ થાય એવો ઉપચાર કરવા લાગી. પોતે ઘણું સંકટમાં છતાં પતિને ધૈર્ય આપવા લાગી. સત્યવાન બેભાન થઇ ગયો. તેથી સાવિત્રી આંખો મીંચી ઉંડા વિચારમાં પડી ગઇ. વિચારોથી તેનું હૃદય ભેદાઇ ગયું, પણ ધૈર્ય છોડી નહિ રડતાં પ્રિય પતિનું સાન્તવન અને સેવા કરવા લાગી. સત્યવાનના પ્રાણ જવાની તૈયારી હતી તેટલામાં તો સયવાનના પડખામાં સૂર્ય સમાન તેજસ્વી, શ્યામ કાન્તિવાળા દેવ પુરૂષને ઉભેલા જોયા. પોતાનાપર કૃપા કરી આવેલા, આ દેવને જોઇ પતિના મસ્તકનેહળવેથી નીચે મેલી હાથ જોડી કંપતા હૃદયથી બોલી,—દેવ ! તમે કોણ છો ? તેણે કહ્યું કે,—તમે સતી સ્ત્રી છો. તેથી તમારી સાથે બોલું છું કે, હું યમરાજા છું. તમારા પતિનું આયુષ્ય પુરૂં થવાનું છે તેથી આવ્યો છું. આ સાંભળી સાવિત્રી મહા દુઃખથી પીડાઇ છાતી ફાટ રૂદન કરતી બોલી—આ સંસાર માયાવાળો છે, જગતમાં કોઇ અચસ નથી, મને સંસારની વાસના નથી, આપ ધર્મ વડે પ્રજાને રંજિત કરનાર છો, તેથી ધર્મ રાજા કહેવાઓ છો. મનુષ્યોને જેટલો પોતાનો વિશ્વાસ નથી, તેટલો સત્ પુરૂષોનો હોય છે. સંકટની દશામાં પણ સત્ય પુરૂષજ એક ગતિ છે. તે કાંઇ પણ બદલાની ઇચ્છા વગર

પરંતુ ભલું કરવામાં ખુશી માને છે. સત્પુરૂષનાં દર્શન કલ્યાણ કારક થઇ પડે છે. તે કદી નિષ્ફળ જતાં નથી. આપની સાથે વાતચિતથી મારૂં દુઃખ વિસારે પડે છે. આપ સાક્ષાત્ પ્રભુ રૂપ છો. પૃથ્વી માયા વાળી છે; મનુષ્ય માયાથી મોહિત થઇને સંસાર રૂપ મહા વિપદ્ સાગરમાં મગ્ન થાય છે અને ભ્રાંતિવાળા સર્વે વસ્તુને પોતાની કહે છે. આ સંસારમાં ઘણીજ પ્યારી વસ્તુ પતિ છે. તે સિવાયનાં સર્વે સ્વાર્થનાં સગાં છે. માયાને લીધે તેઓ અધર્મનો આશ્રય લે છે. જેમ એક જાતનો રેશમનો કીડો પોતાના તંતુથી પોતે બંધાય છે અને પાછો નીકળી પણ શકતો નથી. તેમ મનુષ્ય આંખ હોવા છતાં પોતાનું સારૂં જોઇ શકતો નથી અને વિષય રૂપી જાળમાં પોતાને બાંધે છે. તેથી અંતે ઘણું દુઃખ ભોગવે છે. માટે મેં એકદમ સંસારની વાસના છોડી છે. પતિ વગરની પત્ની મૃત્યુ તુલ્ય છે, પતિ વગર સુખ, સ્વર્ગ, કાંઇ પણ પ્રિય પદાર્થ કે જીવિતને પણ હું ઇચ્છતી નથી. પતિ વગરની સ્ત્રી પ્રાણ વગરના દેહની પેઠે નકામી છે. સ્ત્રીને પતિ એજ જીવન અને ભૂષણ છે. હું મારા પતિનો પ્રાણ બચે તેને બદલે મારો પ્રાણ આપવાને તૈયાર છું. વગેરે ધર્મ યુક્ત ગંભીર અને કોમળ વચનો કહ્યાં. એ સાંભળી યમરાજા સતી સાવિત્રીનું સતીત્વ અને જ્ઞાન જોઇ, તે ઉપર ઘણા પ્રસન્ન થયા. તેથી તેણે સાવિત્રીના માગવા પ્રમાણે સત્યવાન દીર્ઘાયુષી થાય એમ કર્યું. તથા તેનું ગએલું રાજ્ય પાછું મળે અને સત્યવાનના માતા પિતાનો અંધાપો દૂર થાય એવો ઉપાય બતાવ્યો. વગેરે લાભ કરી સાવિત્રીના સતીત્વનાં વખાણ કરતાં યમરાજા ચાલી નીકળ્યા. થોડીવારે સત્યવાન વ્યાધિ મુક્ત થઇ નિદ્રામાંથી જાગી ઉઠે, તેમ આળસ મરડી બેઠો થઇ બોલ્યો;—અહો ! "મને કેટલી બધી નિંદ્રા આવી ! ઘણીવાર થઇ છતાં મને કેમ ઉઠાડયો નહીં. ચાલો હવે આપણે આશ્રમમાં જઇએ. અરે ! મને ઘણીવાર થઇ તેથી મારાં માત પિતા ઘણાં દુઃખી થતાં હશે. મને શોધીને થાકી ગયાં હશે. હવે તરત નહીં જઇએ તો તેઓ પ્રાણ ત્યાગ કરશે. આમ બોલી બન્ને ઝટ ચાલવા લાગ્યાં. સત્યવાનનાં માતપિતા પોતાને આંધળાની લાકડી રૂપ પુત્ર અને પુત્ર વધૂ વખતસર ન આવ્યાથી વ્યાકુળ થઇ રૂદન કરતાં જંગલમાં શોધ કરી થાકી ગયાં હતાં. ઋષિ પત્નીઓ દિલાસો આપતી બેઠી હતી. આ વખતે સત્યવાન અને સતી સાવિત્રી આવી પહોંચ્યાં તેમને જોઇ આશ્રમ વાસી ઋષિઓ અને તેમની પત્નીઓ સૌ ખુશી થયાં સૌએ રોકાઇ જવાનું કારણ પૂછયું, ત્યારે જે વાત બની હતી, તે વાત યથાસ્થિત સાવિત્રીએ કહી સંભળાવી, આ સાંભળી સૌએ હર્ષનાદ સાથે તેને અભિવંદન કરી વધાવી લીધાં. દેવોએ પુષ્પ વૃષ્ટિ કરી આશીર્વાદ આપ્યો યમરાજના કહેવા પ્રમાણે

કરવાથી તેમને સર્વે પ્રાપ્ત થયું. તેથી સાવિત્રીની ઘણી કીર્તિ જગતમાં પ્રસરી ગઈ. આ શુભ દિવસ જે જેઠ સુદી ૧૪ તે દિવસ સ્ત્રીઓને સૌભાગ્ય વધારનાર તરીકે ગણાય છે. તે વ્રતને વટ સાવિત્રી[1] પૂજન કહે છે. આ આખ્યાન સાંભળી દ્રૌપદી તેમજ પાંડવો બહુ ખુશી થયા.

**બ્રાહ્મણનાં અરણી સારૂં પાંડવોનું મૃગ પાછળ જવું જવું.**

કામ્યક વનમાંથી આવી દ્વૈતવનમાં આવીને પાંડવો રહેવા લાગ્યા. તેટલામાં એક દિવસે કોઈ એક બ્રાહ્મણનું અગ્નિમાંથી મથન કરવાના અરણી કાષ્ટની સાથે પોતાનું શરીર ઘસતા મૃગના શીંગડીમાં તે ભરાયું અને તે લઈને મૃગ નાઠો. પોતાના અગ્નિહોત્રનાં સાહિત્યો લાવી આપવા તે બ્રાહ્મણે પાંડવોને કહ્યું એટલે પાંડવો મૃગની પાછળ ઉતાવળે ગયા. તેઓ તેને વિંધી શક્યા નહિ. અથવા પકડી શક્યા નહિ અને ઘણો દૂર જતાં છેવટે મૃગ દૃષ્ટિ બહાર જતો રહ્યો ત્યારે તૃષાથી પીડાઈને થાકીને નીચે બેઠા. યુધિષ્ટિરે નકુળને પાણીની શોધ કરવા મોકલ્યો. પાણીનું એક સરોવર તો મળી આવ્યું. તેમાંથી એક અંતરિક્ષથી અવાજ આવ્યો કે મારા પ્રશ્નના ઉત્તર દીધા વગર પાણી પીશ કે લેઈશ તો તું મરીશ. તે અવાજની દરકાર કર્યા વગર તેણે પાણી પીધું કે તુરતજ નકુલ મરણ પામ્યો. નકુલને ઘણીવાર થઈ તેથી યુધિષ્ઠિરે સહદેવને તેની શોધ કરવા મોકલ્યો તેના પણ એવાજ હાલ થયા. તેની પાછળ અર્જુન તથા ભીમ પણ ગયા તેઓ પણ તે પાણી પીતાંજ મરણને શરણ થયા, પછી ઘણી વાર થયાથી યુધિષ્ઠિર પોતે તે સઘળાની શોધ કરવા ગયા અને પૃથ્વી ઉપર પોતાના ચારે બાંધવોને મરણ પામેલા જોયા કષ્ટ રૂપ દશાને પામેલા યુધિષ્ઠિરના નેત્રમાંથી અશ્રુ ચાલવા લાગ્યાં અને તેમણે ચિંતા યુક્ત થઈ પોતાના ભાઈઓને મારનાર શત્રુની તપાસ કરવા માંડી અને જ્યારે પાણીમાં ઉતરી સ્નાન કરવા લાગ્યા ત્યારે અંતરિક્ષ અવાજે કહ્યું કે, તારા ભાઈઓને મેં મરણ પમાડેલા છે. એમ કહી પ્રશ્નના ઉત્તર આપવાની સૂચના કરી. યુધિષ્ઠિરે વિસ્મય પામી પૂછ્યું કે તું કોણ છે? બગલા રૂપે બોલનારે જવાબ આપ્યો કે હું યક્ષ છું અને મારા પ્રશ્નનો ઉત્તર તમે આપો નહિં. ત્યાં સુધી આ સરોવરનું પાણી લેશો નહિ. નિરંતર જેણે પોતાના આત્માને નિયમમાં રાખેલો છે એવા યુધિષ્ઠિર રાજાએ કહ્યું કે હું પારકી ચીજનો લોભ કરતો નથી. હું મારી મતિ અનુસાર તમારા પ્રશ્નનો ઉત્તર દઈશ પછી ધર્મે તે યક્ષના પ્રશ્નના બરાબર નીચે પ્રમાણે ઉત્તર દીધા.

---

૧ આ વ્રત સૌભાગ્યવંતી સ્ત્રીઓમાં આજે પણ વિશેષ કરી નાગર ગૃહસ્થોની સ્ત્રીઓમાં તે વ્રત દરેક કરે છે.

## યક્ષે યુધિષ્ઠિરને પૂછેલાં પ્રશ્નો.

સૂર્યનો ઉદય કરનાર કોણ?—બ્રહ્મા. તેની ચારે તરફ ફરનાર કોણ? દેવતા. તેને અસ્ત પમાડનારા કોણ?—ધર્મ. એને રહેવાનું સ્થાન કયું?—સત્ય. વેદ ભણેલો શાથી કહેવાય?—વેદનો અર્થ જાણવાથી. મોટા સ્થાનને શાથી પામે?—તપથી. બીજાના જેવો શાથી થાય?—ધૈર્યથી. બુદ્ધિમાન શાથી થાય?—વૃદ્ધોની સેવાથી. બ્રાહ્મણોનું દૈવત શું?—અંગો સહિત વેદ. સત્પુરૂષ જેવો ધર્મ શું?—તપશ્ચર્યા. તેઓમાં મનુષ્યપણું શું? મરણ. તેઓમાં ખરાબ મનુષ્ય જેવું શું?—નિંદા કરવી. યજ્ઞ સંબંધી સામ શું?—પ્રાણ. તે સંબંધી યજુર શું?—મન. એઓમાંથી યજ્ઞને કોણ વરે છે?—ઋચા. યજ્ઞ અતિક્રમણ કોને ના કરે?—ઋચાને. ક્ષત્રિયોનું દૈવત શું?—ધનુષબાણ ધારણ કરવાં. તેમનો સત્પુરૂષના જેવો ધર્મ શું? યજ્ઞ કરવા. તેઓનું મનુષ્ય પણું શું?—ભય. તેમનામાં ખરાબ મનુષ્યના જેવું શું?—શરણાગતની રક્ષા ન કરવી. ક્યારા બાંધનારને વહાલું શું?—વર્ષાદ. સંગ્રહ કરનારને વહાલું શું?—બીજ. પ્રતિષ્ઠા ઇચ્છનારને વહાલું શું?—ગાયો. પ્રસવ કરનારને શ્રેષ્ઠ શું?—પુત્ર. વિષયોનો અનુભવ કરનાર કોણ?—દેવતા. બુદ્ધિમાનોએ પૂજેલો એવો કોણ?—અતિથિ. સર્વ પ્રાણિયોને માનવા લાયક કોણ?—પિતૃ. શ્વાસોશ્વાસ લે તથાપિ નથી જીવતો એવો કોણ?—દેવતા, અતિથી, ચાકરો, પિતૃ તથા પોતે એ પાંચને જે ન આપે તે. પૃથ્વીથી અત્યંત મોટું કોણ?—માતા. આકાશથી અત્યંત ઉંચૂ કોણ?—પિતા. વાયુથી અત્યંત ઉતાવળું કોણ?—મન. નિદ્રામાં આંખ્ય કોણ ના મીચે?—મત્સ્ય. જન્મીને ચળે નહી એવું શું? ઇંડું. હૃદય કોને ના હોય?—પાષાણને. વેગથી વૃદ્ધિ કોણ પામે?—નદી. પ્રવાસમાં મિત્ર કોણ?—સારી સોબત. (સથવારો) ગૃહ વિષે વસનારને મિત્ર કોણ?—સદ્ગુણી સ્ત્રી. રોગીને મિત્ર કોણ?—વૈદ્ય. અવસાન કાળમાં મિત્ર કોણ?—દાન. સર્વ પ્રાણીનો અતિથિ કોણ?—અગ્નિ. સનાતન ધર્મ તથા અમૃત રૂપ શું?—સોમયાગ વિષે ગાયનું દુધ હોમવું તે. આ સર્વ જગત શું છે?—કારણ પરત્વે વાતાવરણનો ગોળો. એકલો કોણ ફરે?—સૂર્ય. ઉત્પન્ન થઇ ફરીથી કોણ ઉત્પન્ન થાય?—ચંદ્રમા. શીતનું ઓષડ શું?—અગ્નિ. બીજ વાવવાનું સ્થાન કયું?—પૃથ્વી. ધર્મ તથા યશનું સ્થાન કયું?—દાન, ચાતુર્ય. સ્વર્ગ તથા સુખનું સ્થાન કયું?—શીળ, સત્ય. મનુષ્યનો આત્મા કોણ?—પુત્ર. દૈવ કૃત મિત્ર કોણ?—સ્ત્રી. આ જગતનું ઉપજીવન શું? મેઘ. આ જગતનો આશ્રય શું?—દાન. ધન્ય માત્રમાં ઉત્તમ શું?—ચાતુર્ય. ધન માત્રમાં ઉત્તમ શું?—આ જીવિકા. લાભમાં ઉત્તમ શું?—

આરોગ્યતા. સુખમાં ઉત્તમ શું?—સંતોષ. લોક માત્રમાં શ્રેષ્ટ ધર્મ કયો? અક્રોધ પણું. નિરંતર ફળ આપનાર ધર્મ કયો?—વેદ. શું નિયમમાં રાખવાથી શોચ ન થાય?—મન. મિત્રાઈ કોની જીર્ણ ન થાય?—સત્પુરૂષની. સર્વના પ્રિય થવાને શું મૂકવું જોઇએ?—અભિમાન. શું મૂકીયે તો શોચ ન થાય?—ક્રોધ. શું મૂકીયે તો ધનવાન થવાય?—કામના. શું મૂકે તો સુખી થાય?—લોભ. બ્રાહ્મણને દાન શું કરવા આપવું?—ધર્મને માટે. નટ તથા ભાટ ચારણને શા માટે?—યશને માટે. ચાકરને શા માટે આપવું?—પોષણને માટે. રાજાને શા માટે આપવું?—ભયને માટે. લોક શાથી વિટાઇ રહ્યા છે?—અજ્ઞાનથી. પ્રકાશ શાથી નથી થતો?—અંધારાથી. મિત્રો કેમ છોડી જાય છે?—લોભ રાખવાથી. સ્વર્ગ વિષે શાથી નથી જવાતું?—કુસંગતથી. પુરૂષ મરેલો શાથી કહેવાય છે?—નિરૂદ્યોગ અથવા દરિદ્રતાથી. દેશ મરેલો શાથી કહેવાય?—રાજા વગરનો હોવાથી. શ્રાદ્ધ મરેલું શાથી કહેવાય? વેદના અર્થ જાણનાર પવિત્ર બ્રાહ્મણ વગરનું હોવાથી. યજ્ઞ મરેલો શાથી કહેવાય?—દક્ષણા વગરનો હોવાથી. વાણી તે શું?—આકાશવાણી. અન્નકોને કહીયે?—ગાયના દુધને. વિષ કોને કહિયે?—યાચનાને. શ્રાદ્ધનો કાળ કહો?—સત્પાત્ર બ્રાહ્મણ મળે તે ટાણું. દિશા કોને કહિયે?—સત્પુરૂષો. તપનું લક્ષણ શું?—સ્વધર્મે.વર્તવું. દમ કોને કહિયે? મનને વશ રાખવું. ક્ષમા કોને કહીએ?—શીતોષ્ણાદિ સહન કરવું તેને. લજ્જા કોને કહિયે?—ન કરવા લાયક કામ કરવું તેને. જ્ઞાન તે શું?—તત્વને ઓળખવું તે. શમ તે શું?—ચિતની શાન્તતા. દયા કોને કહિયે? સર્વેપર સમાન દૃષ્ટિ રાખવી તેને. કોમળ કોને કહિયે? જેની સમાન બુદ્ધિ તેને. કષ્ટે કરીને પણ જીતાય નહિ એવો શત્રુ કોણ?—ક્રોધ. અસાધ્ય રોગ કયો?—લોભ. સાધુ કોને કહેવો?—સર્વનું કલ્યાણ ઇચ્છે તેને. અસાધુ કોને કહિયે?—નિર્દય મનુષ્યને. મોહ તે શું?—ધર્મમાં મૂઢ પણું તે. અભિમાન કોને કહિયે?—પોતાની વડાઇ કરવી તેને. આળસ્ય એટલે શું? હરેક વાતની બેપરવાઈ તેજ. શોકનું સ્વરૂપ શું?—અજ્ઞાન એજ. સ્થિરપણું તે શું?—પોતાના ધર્મમાં દૃઢ રહેવું તે. ધૈર્ય કોને કહિયે?—ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો તેને. ઉત્તમસ્નાન કયું?—મનના મેલનો ત્યાગ કરવો તે. દાન કયું?—પ્રાણિઓની રક્ષા કરવી તે. પંડિત કોને કહિયે?—ધર્મને જાણનારને. નાસ્તિક કયો?—ધર્મ ઉપર જેને આસ્તા નથી તે. કામના એટલે શું? જન્મ મરણ આપે તે. મત્સર એટલે શું?—હૃદયનો જે તાપ તે. અહંકાર એટલે શું?—મોટું અજ્ઞાન તેજ. દંભ કોને કહિયે?—લોકને દેખાડવાને જે ધર્મ કરવું તે. દૈવ એટલે શું?—દાનનું ફળ. પૈશુન્ય તે શું?

—બીજાને દૂષણ લગાડવું તે. ધર્મ અર્થ ને કામ એ ત્રણ પરસ્પર નિત્ય વિરોધી છે તેનો એકને એક સ્થાનકે સમાગમ કેમ સંભવે?—અગ્નિહોત્રાદિ રૂપ ધર્મ સ્ત્રી વિના થતો નથી તેમ સ્ત્રી પણ જો તેમાં સાવધાન રહે તો તે ધર્મ અર્થને આપે અને સ્ત્રી કામના પૂર્ણ કરે એમ ધર્મ અર્થને કામનો એક સ્થળે સમાગમ થાય છે. શું કરવાથી મનુષ્ય અક્ષય નરકને પ્રાપ્ત થાય છે?—યાચના કરનાર પવિત્ર બ્રાહ્મણને બોલાવીને છે નહી, એમ જે કહે તે, તથા વેદ ધર્મશાસ્ત્ર, બ્રાહ્મણ, દેવ, તથા પિતૃ ધર્મ એઓને જે મિથ્યા માને તે, ધન છતાં લોભથી દાન ભોગ રહિત જે પુરૂષ મારી પાસે કંઇ નથી એમ કહે તે અક્ષય નરકને પ્રાપ્ત થાય છે. કુળ, આચરણ, વેદાધ્યયન તથા શાસ્ત્ર એ ચારમાંથી બ્રાહ્મણ પણું શાથી આવે?—સારૂં આચરણ એજ બ્રાહ્મણ પણાનો હેતું. પ્રિય વચન બોલનાર શાને પામે?—સર્વની પ્રીતિને. વિચારીને કામ કરનાર શું પામે?—જય. ઘણા મિત્રવાળો શું પામે?—સંકટમાં સહાયતા. ધર્મપરાયણ મનુષ્ય શું પામે?—સદ્ગતિ. હર્ષ કોણ પામે?—જેને માથે કરજ ન હોય, કદી પ્રવાસ કરવો નથી પડતો તે નર. જેમ કે ગર્ભ શ્રીમંત. આશ્ચર્ય શું? સર્વને મરતાં દેખે તથાપિ જે પોતાને એમ માને છે કે હું મરવાનો નથી. માર્ગ તે શું?—સદાચરણી વિદ્વાનો જે માર્ગે ચાલતા હોય તેજ માર્ગ. વાર્તા તે શું?—કાળ સર્વનું ભક્ષણ કરે છે અથવા કાળના મુખમાં આખું જગત રહેલું છે એ જાણવું તે. હાલ કયો પુરૂષ જીવતો છે? પવિત્ર કર્મથી જેની કીર્તિનો શબ્દ પૃથ્વી તથા સ્વર્ગ પ્રત્યે વ્યાપ્ત થઈ રહ્યો છે તે જ્યાં સુધી કાયમ રહે છે ત્યાં સુધી તે ધણી જીવતો સમજવો. સમગ્ર ધનવાળો કયો પુરૂષ છે?—જેને પ્રિય અને અપ્રિય, સુખ તથા દુઃખ અને ભૂત તથા ભવિષ્ય એ બન્ને સમાન છે તેને સમગ્ર ધન વાન જાણવો.

ઉપર પ્રમાણે પ્રશ્નો પૂછ્યાં અને જ્યાં સુધી તે યક્ષ સંતોષ પામ્યો અને "તમારા ભાઇઓમાંથી જે એકને ઇચ્છિતા હો તે જીવતો થાય" એમ વરદાન આપ્યું. ત્યાં સુધી તેણે યથાર્થ ઉત્તર આપ્યા કર્યા. યુધિષ્ઠિરે કહ્યું કે "નકુળ જીવતો થાય," જે સાંભળી યક્ષે સમજાવ્યા કે "ઓરમાન ભાઇ નકુળ કરતાં ભીમ અથવા અર્જુનના જીવતા થવાની કેમ ઇચ્છા કરતા નથી;" પણ ધર્માત્મા યુધિષ્ઠિરે નિશ્ચય પણાથી કહ્યું કે "અવિષમ પણું એજ પરમ ધર્મ છે અને મારી કોઇ પણ માતાને અપુત્ર રહેવા દેવાની હું ઇચ્છા રાખતો નથી કારણ કે હુ મારી બન્ને માતાઓમાં વિષમતા રાખતો નથી માટે હે યક્ષ! નકુળ જીવતો થાઓ." પછી યક્ષે કહ્યું "હે ભરત કુળમાં શ્રેષ્ઠ, અર્થ તથા કામથી પણ તને વિષમ પણું નથી માટે તારા સર્વ

ભાઇઓ જીવતા થાઓ. " તુરતજ ચારે ભાઇઓ પીડા રહિત ઉભા થયા. યુધિષ્ઠિર બોલ્યા કે બગલાના રૂપમાં આપ કોણ દેવ છો તે જાણવા હું પ્રાર્થના કરૂં છું કારણ તમે યક્ષ એમ હું માનતો નથી. એમ જ્યારે યુધિષ્ઠિરે કહ્યું ત્યારે ધર્મરાજા દૃશ્યમાન થયા અને પોતાના પુત્રને આશીર્વાદ આપ્યો અને વરદાન માગવા કહ્યું ત્યારે યુધિષ્ઠિરે કહ્યું કે આ બ્રાહ્મણનું અગ્નિ મંથન કરવાના બે કાષ્ટ પાછાં મળો. ધર્મરાજાએ કહ્યું કે મૃગને વેષે તે બ્રાહ્મણના અગ્નિ મંથન કાષ્ટ તારી પરીક્ષા જોવા સારૂં મેંજ હરણ કર્યા હતાં; પછી બીજો વર માગવા કહ્યું ત્યારે યુધિષ્ઠિરે કહ્યું કે બાર વરસ વનમાં રહ્યા, હવે અજ્ઞાત વાસનું તેરમું વરસ આવ્યું માટે તે વરસમાં જ્યાં અમે વસીએ ત્યાં ક્યારેય પણ અમને મનુષ્યો ઓળખી શકે નહિ એ બીજો વર માગું છું, તથા ત્રીજો એકે, લોભ, મોહ, અને ક્રોધને હમેશ જીતું, અને દાન, તપ અને સત્ય એ ત્રણને વિષે હમેશ મારૂં મન રહે, ધર્મરાજાએ કહ્યું કે તારી ઇચ્છામાં આવે એવું રૂપ ધારણ કરીને વિરાટના રાજ્યમાં જાઓ. એમ વરદાન આપી ધર્મ અંતર્ધ્યાન થયા.

પાંડવોએ દ્યૂતની હોડ પ્રમાણે ધૌમ્ય આદિ મુનિઓ સાથે વિચાર કરી વિરાટ નગરમાં ગુપ્ત રહેવાનો નિર્ણય કર્યો. યુધિષ્ઠિરે જણાવ્યું કે હું કંક નામનો બ્રાહ્મણ છું એમ કહીશ. ભીમે કહ્યું હું રસોઇયો થઇશ. અર્જુને કહ્યું હું નપુંસક છું એમ કહીશ. નકુલે ઘોડાનો ચાબુક છું એમ કહીશ. સહદેવે ગોવાળ છું એમ કહીશ. દ્રૌપદીએ કહ્યું કે હું સૈરંધ્રી થઇને રહીશ આમ પરસ્પર ઠરાવ કરી સર્વે ઋષિ મંડળને વિનયથી વિદાય કરીને પાંડવો દ્રૌપદી સહિત વેષ બદલી એકલા પર્વતોના ઉજડ પ્રદેશોમાં થઇ મત્સ્ય દેશના વિરાટ રાજાની રાજધાની પાસે આવી પહોંચી ત્યાંજ ગુપ્ત વેષે રહેવાનો નિશ્ચય કર્યો, અને પોતાના ગોર ધૌમ્યને અગ્નિહોત્ર સહિત દ્રુપદ રાજાને ત્યાં જવા વિનંતી કરી. પોતે વિરાટના નગર તરફ જવા તૈયારી કરી.



# વિરાટ પર્વ ૪ થું.

## સમયની બાલહારી. પાંડવોનો ગુપ્તવાસ.

પાંડવોએ વિરાટ રાજાની નગરીમાં ગુપ્ત રીતે પ્રવેશ કર્યાની પહેલાં તેઓએ નગરીની બહાર મસાણની સમીપમાં દૂર એક શમી ( ખીજડા )નું ઝાડ હતું તે ઉપર આ પણાનાં આયુધો રાખીને આપણે નગરમાં જવું આમ સર્વની સંમતિ મળતાં સઘળાં આયુધોનો ગાંસડો બાંધી નકુલે ખીજડાની

ઉપર ચઢીને તે ગાંસડાને મજબુત રીતે બાંધ્યો, અને તેની સાથે એક માણસનું શબ પડેલું દીઠું તે લઇને ઝાડ સાથે બાંધ્યું કે જેથી ભય અને દુર્ગંધને લીધે કોઈ પણ માણસ એ ખીજડાની પાસે જાય નહિ. પછી બુમ પાડી કે આ અમારી માનું શબ છે તે અમે વર્ષે પછી આવીને બાળવાના છીએ માટે કોઇ એને છોડશો નહિ. પછી એઓએ સ્મરણ કરનારના દુઃખને ટાળનારી દુર્ગાદેવીની યુધિષ્ઠિરે સ્તુતિ કરી ત્યારે દેવીએ તેને દર્શન દઇ આશીર્વાદ આપી કહ્યું કે તારો જય થશે અને હું તારૂં રક્ષણ કરીશ. આવી રીતે દુર્ગાદેવીનો આશીર્વાદ પામેલા યુધિષ્ઠિરે વૈદૂર્યમણિ તથા સુવર્ણના પાશા અને અક્ષય પોટલું કાખમાં રાખીને વિરાટને જઈ આશીર્વાદ દીધો અને કહ્યું કે, હું પાંડવોને ત્યાં હતો પણ તેઓ વનવાસ ગયા ત્યારે હું નિરાશ્રિત હોવાથી અહીંયાં આવ્યો છું; અક્ષ વિદ્યામાં કુશળ છું. મારૂં નામ કંક છે. યુધિષ્ઠિરને ચોપાટની રમત બહુ પ્યારી હતી અને વિરાટને પણ રમતનું વ્યસન હોવાથી તેને પોતાની હજુરમાં તેનો ઉમદા ચેહેરો જોઇને વિરાટે તેનો માન પૂર્વક આદર સત્કાર કર્યો અને તેને પોતાના મિત્ર તથા મંત્રી બનાવ્યા. થોડીવાર પછી ભીમ હાથમાં કડછી તથા છરી લઇ બલ્લવ રસોઇયાના વેષથી સભામાં પ્રવેશ કરી બોલ્યો કે હું રસોઈ કરવા ઉપરાંત મલ્લ યુદ્ધમાં પણ પ્રવીણ છું. ભીમનાં વચન સાંભળી રાજાએ તે આવી નોકરીને લાયક નથી એમ શંકા લાવીને તેને રસોઇઆનો અધિપતિ બનાવ્યો. અર્જુને સ્ત્રીનો વેષ ધરી જણાવ્યું કે મારૂં આવું રૂપ થયા વિશેની વાત ખેદ કારક છે, માટે હું કહેતો નથી. મારૂં નામ બૃહન્નલા છે હું ગાયનમાં, નૃત્યમાં, તથા બજાવવામાં પ્રવીણ છું. રાજાએ કહ્યું કે તું નપુંસક નહિ પણ એક વીર યોદ્ધા જેવો તેમજ કોઇ રાજવંશી પુરૂષ જેવો જણાય છે. એમ કહી તેની આ કળામાં પ્રવિણતાની પરીક્ષા કરાવી તે ખરેખર નપુંસક છે એમ નિશ્ચય થતાં તેને સ્ત્રીયોને શિક્ષણ આપવા અંતઃપુરમાં રાખ્યો. અને તે ઉત્તરા કુંવરીને તથા તેની સખીઓને નૃત્ય, ગાયન તથા બજાવવાની તાલીમ આપવા ભડવાની પેઠે કામ કરવા લાગ્યો. નકુલે આવીને ગોવાળની ભાષામાં જણાવ્યું કે હું ગોવાળ છું, પાંડવોના દેશથી આવ્યો છું. યુધિષ્ઠિરની લાખો ગાયોનો હું ગોવાળ હતો, હું ઢોરો ઉછેરવામાં કુશળ છું, અને તેની ચિકિત્સા કરવામાં પ્રવીણ છું. મારૂં નામ તંતિપાળ છે. એ પ્રમાણે નકુળનાં વચન સાંભળી વિરાટે તે ગોવાળનો ઉપરી નિમ્યો. સહદેવે આવીને કહ્યું કે હું એક વખત યુધિષ્ઠિર રાજાની ઘોડારનો ઉપરી હતો. ઘોડાઓની જાતને, કેળવવાની રીતને, ખોટ કાઢવાના પ્રકારને તથા ઘોડાઓની ચિકિત્સાને સંપૂર્ણ રીતે જાણુંછું. મારૂં નામ ગ્રંથિક છે, હું ચાબુક સ-

વારની નોકરી કરવા ઇચ્છુ છું. વિરાટે તેની માગણી સ્વીકારીને તેને ઘોડાનો અધિષ્ઠાતા નિમ્યો. એ પ્રમાણે પાંડવો ત્યાં નોકરી કરવા લાગ્યા. અને તેઓએ પોતાના ખાનગી સંકેતને માટે પોતાના જય, જયંત, વિજય, જયંતસેન અને જયદ્બલ એવાં નામોની ગોઠવણ કરી.

સૈરંધ્રી નામ ધારણ કરી પોતાના ચોટલાનો જમણી તરફ અંબોડો વાળી એકજ સ્વેત મેલું વસ્ત્ર ઓઢી મેહેલની આસપાસ ફરતી દ્રૌપદીને જોઇને વિરાટ રાજાની રાણી સુદેષ્ણાએ તેને પોતાની પાસે બોલાવીને પૂછ્યું કે તું કોણ છે? દ્રૌપદીએ જવાબ આપ્યો કે હું નોકરીની શોધ કરૂંછું. પણ રાણી તેનું અનુપમ રૂપ જોઇને વિચારવા લાગી કે તે દાસી નથી પણ કોઇ દેવી છે. દ્રૌપદીએ કહ્યું કે હું પ્રથમ રૂક્મિણીની દાસી હતી અને તે પછી દ્રૌપદીની દાસી થઇ હતી, પણ પાંડવો સાથે દ્રૌપદી વનમાં ગઇ ત્યારથી હું રઝળ્યા કરૂં છું. રાણી બોલ્યાં તું કોઇ રાજાની રાણી જેવી જણાય છે અને તું મારા કરતાં વધારે સુરૂપ છે. તેથી રાજા જો કોઇ દિવસ તને જોય તો તારા અત્યુત્કૃષ્ટ સૌંદર્યથી મોહ પામે જેથી તે મારો તો ભાવજ ન પુછે અને પછી તું પણ મારી વિરૂદ્ધ થઇ જાય. દ્રૌપદી બોલી કે તે વાતની ચિંતા નહિ રાખશો. પાંચ ગંધર્વ મારા પતિ છે, તે નિત્ય મારૂં રક્ષણ કરે છે અને જે કોઈ મારી સામે કુદૃષ્ટિ કરશે તેને તે તરત મારી નાંખશે. હું સઘળા ઘર ધંધા ઉપરાંત કેશ સારા ગુથી જાણું છું, પુષ્પોની માળા પણ અચ્છી તરેહ ગુંથી જાણું છું. મે સત્યભામા તથા દ્રૌપદીની નોકરી કરી છે. હું આપનું સઘળું કામ કરીશ; પણ કોઇના પગ નહિ ધોઉં અને કોઇનું એઠું નહિ જમું. રાણી સુદેષ્ણાએ તે કબુલ કરી તેને ખુશીથી પોતાની પાસે રાખી. પણ તે કોણ છે એમ કોઇ કહી શક્યું નહિ.

આ રીતે પાંડવોએ પોતાના વનવાસનું તેરમું વરસ શરૂ કર્યું અને કેટલાંક તીવ્ર દુઃખો ભોગવતા છતાં પણ સુખથી અજ્ઞાત વાસનાના દિવસો કાઢવા લાગ્યા. ત્યાં યુધિષ્ઠિર ઘણા ઘણા રાજા તથા સરદારો સાથે દ્યૂત રમે અને જીતે તે રાજાની આગળ લાવી મૂકતા અને રાજા પ્રસન્ન થઈ સઘળું તેને પાછું આપી દેતા.

## ભીમ અને જીમૂત મલ્લ.

ત્રણ માસ પછી રાજાએ મલ્લ યુદ્ધની રમત કરાવી. એ પ્રસંગે દેશો દેશના મલ્લો પોતાનું બળ તથા ચાતુર્ય દેખાડવાને આવ્યા હતા. એક જીમૂત નામે મલ્લ ઘણે દૂરથી આવ્યો હતો તેણે વિરાટ રાજાના હજાર મલ્લને જીત્યા. પોતાના રાજ્યમાં જીમૂતને જીતે તેવો કોઇ ન દેખાવાથી રાજાએ ભીમને બોલાવ્યો અને જીમૂત સાથે લડવાનું પૂછ્યું ભીમ બોલ્યો હું બૂઢ્યો છું મારે

ખાશા પછી લડીશ. રાજાએ ભીમની પાસે ઢગે ઢગ ખાવાનું મુકાવ્યું અને ભીમે સૌના દેખતાં ધરાઇને ખાધું. પછી બન્ને જણ ભારે બાહુ યુદ્ધ કરવા લાગ્યા. પ્રમથન, ઉન્મથન, ક્ષેપણુ ઇત્યાદિ ૧૨ ક્રિયાઓથી તેઓનું મલ્લ યુદ્ધ ચાલતાં જોનારા સર્વે લોકો રાજી થઈ માન દેવા લાગ્યા. યુદ્ધની અનેક ક્રિયાઓ ચાલતાં ભીમે જીમૂતને બન્ને હાથથી ઉપાડી ખૂબ ફેરવીને ધરતીપર એવો પછાડીને મારયો કે જેથી તેનાં "પ્રાણુજ" નીકળી ગયાં. અને સર્વને ભારે વિસ્મય થયો. વિરાટ રાજાએ ભીમનાં અત્યંત વખાણુ કરી ઘણાં ઘણાં ઇનામો આપ્યાં. ભીમે રાજાની બહુજ પ્રીતિ સંપાદન કરી. જ્યારે બલ્લવના જેવો કોઇ પુરૂષ બળવાન નથી એમ ધારવામાં આવ્યું ત્યારે વિરાટે તેને હાથીઓની, દીપડાઓની તથા સિંહની સાથે પણુ લડાવવા માંડયો અને તેની કેટલી એક કુસ્તીઓ પોતાની રાણીઓને પણુ દેખાડી. ભીમનું પરાક્રમ જોઇ રાજા રાણી અત્યંત આનંદ પામ્યાં.

### દયા પાત્ર દશા.

અર્જુન રાજ કન્યા ઉત્તરાઆદિને ગાતાં નાચતાં શીખવતા. તેના નૃત્યથી તથા ગાયનથી વિરાટને તથા રાણીઓને આનંદ થવા લાગ્યો. એવીજ રીતે નકુલ તથા સહદેવ પોત પોતાનાં કામોથી વિરાટ રાજાને રાજી કરીને ઇનામો મેળવવા લાગ્યા. પોતાના પાંચે પતિઓને એ પ્રમાણે પરતંત્ર પણાથી નોકરી કરતાં જોઇ દ્રૌપદી મનમાં બહુજ કચવાવા લાગ્યાં. એમ કરતાં દશ મહિના વ્યતીત થઇ ગયા. અને છેવટે પાંડવોના વનવાસનું તેરમું. વર્ષ પણુ પુરૂં થવા આવ્યું. દુર્યોધન જોડે યુધિષ્ઠિરે જુગટું રમ્યા તેમાં છેલ્લી રમતની શરત એવી હતી કે યુધિષ્ઠિર હારે તો પાંડવો બાર વર્ષ વનવાસ કરે અને તેરમે વરસે ગુપ્ત રહે. તેરમા વર્ષમાં તેઓ ઓળખાય એટલે છતા પડે તો બીજાં બાર વર્ષ વનવાસ ભોગવે. માટે આ વર્ષ ઘણું સંભાળવાનું હતું, અત્યાર સુધી તો એમને કોઇએ પારખ્યાન હતા, દશ માસ વ્યતિત થઇ ગયો જે દરમ્યાન તેમણે માન તથા ધન બન્ને સંપાદન કર્યાં. આખરે પોતાના પાતિવ્રત્યના પ્રભાવથી દ્રૌપદી અગ્નિને પણુ બાળી દીએ એવી હતી તેને માથે એકાએક ભારે ભયંકર સંકટ આવ્યું.

### દ્રૌપદીપર બલાત્કાર કીચકનો વધ.

જુની કથાઓમાં સીતા, લોપામુદ્રા, સાવિત્રી વગેરે પાંચ મોટી સતીઓ ગણાય છે તેમાં દ્રૌપદી મુખ્ય અને પ્રખ્યાતછે. પતિવ્રત્ય ધર્મ જે એને અતિ વહાલો હતો તેની ઉપર વિરાટના દરબારમાં આ વખતે એક વિઘ્ન આવ્યું. વિરાટ રાજાની રાણી સુદેષ્ણાની દાસી થઇને એ સૈરંધ્રી નામ ધારણુ કરીને રહેલી હતી. રેહેવા ગઈ ત્યારે, તેણે રાણીને કહ્યું હતું કે હું દ્રૌપદીની

દાસી છું. તે તેના પતિ જોડે વનમાં ગઈ ત્યારથી હું તેનાથી છુટી પડી છું. પાંડવો સાથે વનવાસ જતી વેળા દ્રૌપદીએ પોતાનાં સઘળાં કિંમતી વસ્ત્રા ભૂષણ ત્યજ્યાં હતાં તે માત્ર એક ધોળે લુગડે નીકળી હતી. સુદેષ્ણાની ચાકરીમાં રહી તે વારે તેણીએ જણાવ્યું હતું કે મારા ધણી પાંચ ગંધર્વો છે, તેઓ રાત દિવસ મારી રક્ષા કરે છે. આ તરફ સુદેષ્ણાને એકસો પાંચ ભાઇઓ હતા તેઓ કીચક કહેવાતા હતા, વિરાટ રાજાના રાજ્યમાં તેનું ઘણું જોર હતું." તેઓમાં સૌથી મ્હોટો હતો તે સેનાપતિ હતો, એ સઘળાથી રાજા બહુ ડરતો અને તેની મરજી સામે થઇ શકતો નહિ. વડા કીચકે દ્રૌપદીનું અત્યુત્કૃષ્ટ સૌંદર્ય જોઇ કામાતુર થઇ પોતાની બેન પાસે આવીને કહ્યું કે "બેન ! આ સૈરંધ્રીને જોઇ મારૂં મન પરવશ થયું છે. એ દાસી પણું કરવાને લાયક નથી પણ મારી સ્ત્રી થઇને મારૂં સઘળું ઐશ્વર્ય ભોગવવાને લાયક છે માટે એ મારા ઘરમાં રહે એવી સગવડ કરી આપો." સુદેષ્ણાની સંમતિ મળતાં કીચકે દ્રૌપદીને મળી કહ્યું કે "સુંદરી ! તારા ચંદ્ર સરખા મુખને, કમળની કળીઓ સરખાં સુંદર સ્તનોને અને સ્તનોના ભારથી નમી રહેલા પાતળા મધ્યને જોઇને મારૂં મન કામાતુર થયું છે. મારા શરીરમાં કામદેવ રૂપી અગ્નિ અત્યંત પ્રજવલિત થયો છે તેને તું તારા સમાગમ રૂપી વરસાદથી શાંત કર. તું દાસી પણાની સ્થિતિમાં રહેવા યોગ્ય નથી. તું મારી સ્ત્રી થશે તો મારી બીજી સઘળી સ્ત્રીઓ તારી દાસી થઇને રહેશે અને હું પણ તારો દાસ થઇને રહીશ." એ પ્રમાણે કીચકનાં અનેક વચનો સાંભળી તેને અત્યંત ધિક્કારીને દ્રૌપદી બોલ્યાં કે "અરે સૂતના પુત્ર ! મારા પતિ પાંચ ગંધર્વો સર્વદા મારૂં રક્ષણ કરે છે માટે મારા મોહમાં પડવાથી તારો જીવ જશે" એવું કહ્યું તો પણ કામાતુર થએલા દુર્બુદ્ધિ કીચકે તેને પોતાની સ્ત્રી કરવાની ઇચ્છા તજી નહિ. છેવટે તેણે પોતાની બ્હેન સુદેષ્ણને ફરી સમજાવી ત્યારે એણે તેને ભોજન પદાર્થ તથા મદિરા આપીને બળાત્કારે કીચક પાસે જવા ફરજ પાડી. દ્રૌપદીએ પોતાને આવે કામે નહિ મોકલવાને રાણીને ઘણું સમજાવ્યું અને કહ્યું કે ત્યાં જઇશ તો કીચક મારો તિરસ્કાર કરશે અને તેથી કંઈ અનિષ્ટ થશે. પણ ફોકટ ! પોતાના કામાંધ ભાઇને પ્રસન્ન કરવાની મતલબથી સુદેષ્ણાએ દ્રૌપદીને જવાનો અત્યાગ્રહ કર્યો. એટલે લાચારીથી દ્રૌપદીએ જતાં માર્ગમાં સૂર્યની સ્તુતિ કરી જેથી સૂર્યે તેની રક્ષા કરવા સારૂ એક રાક્ષસને અદૃશ્ય તેની સાથે મોકલ્યો. દ્રૌપદી ધ્રુજતી ધ્રુજતી કીચક પાસે ગઇ એટલે કીચકે બળાત્કારથી તેનો હાથ ઝાલ્યો, પણ અદૃશ્ય રાક્ષસે કીચકને તરછોડી પાડી નાખ્યો ને દ્રૌપદી છટકીને નાઠી અને બોલી કે "મેં મનથી પણ કદી વ્યભિચાર કર્યો નથી એ વાત જો સ-

ન કરી તો હું તારા જુદા હવાલ થએલા જોઇશ." એમ કહી પુરૂષ સાથે દ્રૌપદી ત્યાંથી ભાગી રાજસભામાં આવી. અહીં કીચકે આવીને દ્રૌપદીનો ચોટલો પકડી પાટુ મારી બહાર ખેંચી જઇ મારવા માંડી પણ પહેલા રાક્ષસે અદૃશ્યપણે કીચકને બહુ મારી ધરતીપર પાડી બેભાન કરી મૂક્યાં દ્રૌપદીએ સભામાં આવી કહ્યું કે વિરાટ રાજા ! તમારી સમીપમાં મને કીચકે પાટુ મારી એ તમારી પ્રતિષ્ઠાની હાનિ થઇ છે. પોતાની પ્રિય પત્નિનો આવી રીતે પરાભવ થએલો જોઇને યુધિષ્ઠિર તથા ભીમ શું કરી શકે તેમ હતા ? આપણે આવે બારીક સમયે કલ્પના કરી શકીએ કે ભીમ ઉભો થાયજ અને તે પ્રમાણે ભીમ ગુસ્સે થઇને ઉભો થતો હતો અને ઓળખાઇ જવાની અણીપર હતો તેવામાં યુધિષ્ઠિરે પોતાના મંદ અવાજે કહ્યું કે, "હે રસોઇઆ, શું લાકડાં વાસ્તે વૃક્ષને જુઓ છો ? જો લાકડાં જોઇતાં હોય તો બહારના ઝાડોને ભાંગો " દ્રૌપદીએ પ્રતિજ્ઞા પાળવાની ઇચ્છાથી ફક્ત વિરાટ રાજાનેજ તેની સમક્ષ થએલા પોતાના અપમાન માટે ઠબકો આપ્યો. વિરાટે કહ્યું કે તમારો કજીઓ મારાથી પરોક્ષ થયો છે માટે તે બાબત હું કાંઇ જાણતો નથી, સભાસદોએ દ્રૌપદીના રૂપનાં વખાણ કર્યાં જે વખાણ યુધિષ્ઠિરને કીચકની લાત કરતાં પણ વધારે અસહ્ય હતાં. છતાં પણ તેમણે પોતાનું મન વશ રાખી દ્રૌપદીને કહ્યું કે " હે સૈરંધ્રી અહિં સભામાં ઉભી રહે નહિ. સુદેષ્ણાના અંતઃપુરમાં જા. " સ્વામિની પછવાડે દુઃખી થનારી વીર પુરૂષોની સ્ત્રીઓ ક્લેશ પામે છે; પણ પતિની સેવાથી ક્લેશ પામતી તે સ્ત્રીઓ પતિના લોકને પામે છે. હાલ સૂર્ય સરખા તેજવાળા તારા પતિ ગંધર્વો ક્રોધ કરવાનો વખત જોતા નહિ હોય તેથી દોડીને તારી પાસે આવતા નથી એમ હું માનું છું. હે સૈરંધ્રી ? તું વખતને જાણતી નથી અને તેથી નટની સ્ત્રીની પેઠે રૂવે છે અને રાજાની સભામાં રમનારાઓને વિઘ્ન કરે છે. માટે અહીંથી જા; ગંધર્વો તારૂં પ્રિય કરશે અને જેણે તને દુઃખ દીધું હશે તેને તેઓ મારી નાંખશે." અત્યંત ક્લેશ પામેલી દ્રૌપદીએ રાતાં નેત્ર કરી પોતાની પ્રતિજ્ઞા પાળવાને કહ્યું કે " હું ધારૂં છું કે મારા ગંધર્વ પતિઓ બહુ દયાળુ છે અને તેઓમાં મોટો પાસાનો રમનાર છે તેથી તે બધાને હાથે દુઃખ પામે તેમાં કાંઇ નવાઇ નથી."આવું તીવ્ર મ્હેણું મારીને દ્રૌપદી સભામાંથી દોડી ગયાં અને રાણીના અંતપુરમાં ગયાં જ્યાં તેણે રાણીને સર્વ વાત નિવેદન કરી. તેજ રાત્રે દ્રૌપદીએ રસોડામાં જઇ ભીમને શોધી કાઢી ઉંઘમાંથી જગાડી એકાંતમાં છાનામાનાં મળી અતિ વિહ્વલ થઇને પોતાપર પડેલું દુઃખ સંભળાવી કહ્યું કે આ સર્વ દુઃખોનું મૂળ તમારા મોટાભાઇ છે. મારા પતિઓ જેનું સમગ્ર લોકો સેવન કરતા હતા તે

આ વખતે બીજાની સેવા કરે છે તે હું કેમ જોઈ શકું? કામ કરવાથી તથા ચંદન ઘસવાથી ડણુ પડી ગયેલા પોતાના કોમળ હાથ દેખાડીને તેણે કહ્યું કે ઉંચ કુળમાં અવતરેલી તથા રાણી થયેલી એવી હું આજે દાસી થઇ છું અને બીજાઓને વાસ્તે ચંદનના લેપ ઘસુ છું અને તેમની સેવામાં તત્પર રહું છું. દ્રૌપદીનાં ડણુ પડી ગએલા હાથ ઝાલી મ્હોંઢા આગળ લઈ દ્રૌપદીના ઉપર પડતાં દુઃખોનો શોક કરતો ભીમ ઘણો દિલગીર થઇ કહેવા લાગ્યો કે, તમારાં દુઃખોનું તથા ઘણાક મ્હેણાંનું નિવારણ કરવાને હું હમણાં અશક્ત છું તેથી મારૂં હ્રદય ભેદાઇ જાય છે માટે શાંત મનથી દુઃખ સહન કરો. પંદર દિવસ ધૈર્યધરો એટલે તમે રાજાની રાણી થશો. દ્રૌપદીએ બહુ રૂદન કરી કહ્યું કે તમે જો દુષ્ટ કીચકને નહિ મારો તો તે મારા ઉપર જુલમ કરશે અને પછી મારે ઝેરખાઇને કે અગ્નિમાં પ્રવેશ કરીને પ્રાણત્યાગ કરવો પડશે. જો તમે તેને મારી નહિ નાંખશો તો બીજે દિવસે સવારે હું મરીશ, અને મારા જે પતિવ્રતપણાનું મારા પતિઓ રક્ષણ કરી શકતા નથી તે હું જાળવીશ આ સાંભળી ઘણો દિલગીર થઇ અને કીચક ઉપર ઘણો ક્રોધાયમાન થઇ ફરી દ્રૌપદીને શાંત પાડીને સમજાવી ભીમ બોલ્યો કે તમે મારો વાંક શું કરવા કહાડો છો? દુઃશાસનને હું મારવા ઉઠયો હતો, પણ મોટાભાઇએ અટકાવ્યો; જયદ્રથ વેળા પણ તેણે અટકાવ્યો મારે વડીલ બંધુની આજ્ઞામાં રહેવું જોઇએ, પણ કીચકનો ઘાટતો હું નક્કી ઘડી નાખીશ. આ મારો વિચાર એકેભાઇને કે બીજા કોઇને જણાવ્યા વિના આવતી કાલે નીચ કીચકનો ઘટતો હું નક્કી ઘડી નાખીશ. આ મારો વિચાર એકે ભાઇને કે બીજા કોઇને જણાવ્યા વિના આવતી કાલે નીચ કીચકનો પ્રાણ લઇશ. તું આવતી રાત્રે એકાંત ઓરડામાં અંધારી જગોએ ચિત્રશાળામાં તેને આવવાનો સંકેત કરજે એટલે તારે બદલે ત્યાં હું જઇશ અને તેને મારી નાખીશ. આ ગોઠવણથી રાજી થઇ દ્રૌપદી પોતાના ઠેકાણાપર ગઇ અને તેણે બીજે દિવસ દ્રૌપદીએ તે પ્રમાણે કર્યું અને દ્રૌપદીને બદલે ભીમ ત્યાં ગયો જ્યારે કીચક પ્રીતિ સંપાદન કરનારા મૃદુ વાક્યો બોલતો અંધારે તેની પાસે આવ્યો ત્યારે ભીમે તેની હાસ્યથી પ્રશંસા કરી અને ઉભો થઇ પોતાના શત્રુપર તુટી પડયો. બહુ યુદ્ધ થવા લાગ્યું જેમાં કીચક થાકીને બળહીન થઇ ગયો. એટલે ભીમે તેને દાબીને માંસના પીંડ જેવો બનાવી દીધો. આ સમયમાં દ્રૌપદી ગુપ્ત રીતે જોવા આવતાં ભીમે દીવો લાવી તેને દેખાડીને કહ્યું કે તારા શત્રુને મેં કેવી રીતે માર્યો છે. જે કોઇ તને સંતાશે તેને હું આ દશાએ પહોંડીશ. દ્રૌપદી રાજી થયાં. તેણીએ એવી બૂમ ઉડાવી કે પર સ્ત્રીમાં લાલચ રાખનારા દુષ્ટ કીચકને મારા પતિ

ગન્ધર્વે માર્યો. કીચકનાં મરણની ખબર શેહેરમાં થવાથી હાહાકાર થઇ રહ્યો. કીચકના ભાઇઓ અને સગા વ્હાલાઓ તેના શબને બાળવા લેઇ ગયા તે વેળા તેઓએ વિરાટ રાજાને કહ્યું કે જે દાસીને માટે કીચકનું મરણ થયું છે તેને અમે કીચક સાથે બાળી મૂકવાને ઇચ્છીએ છીએ. રાજા કીચકથી બહુ બીતા તેથી તે કાંઈ અટકાવ કરી શક્યા નહિ તેઓ દ્રૌપદીને પકડીને લેઇ ગયા એટલે દ્રૌપદી મ્હોટેથી પોકારવા લાગ્યાં. આ સાંભળીને ભીમ જૂદે માર્ગે ત્યાં ગયો અને એક મોટું વૃક્ષ મૂળથી ઉખેડી પોતાના વાળ મોઢાપર નાખ્યા તેણે દ્રૌપદીપર જુલમ કરનારાઓને મારી નાખ્યા, અને દ્રૌપદીને મુક્ત કરીને પોતે છાનોમાનો પોતાને ઠેકાણે આવી રહ્યો. શેહેરમાં પાછો ગભરાટ ઉઠયો સૌ પ્રધાનોએ વિરાટ રાજાને કહ્યું કે સૈરંધ્રીથી બહુ ઉત્પાત થાય છે માટે તેને વિદાય કરી દેવી જોઇએ. વિરાટ રાજાએ સૈરંધ્રીથી ડરીને પોતાની રાણીને કહ્યું કે સૈરંધ્રીને કહે કે તેની ઇચ્છામાં આવે તે સ્થળે જાય પણ સૈરંધ્રીએ પ્રાર્થના કરી કે મને ફક્ત તેર દિવસની મુદત આપો, તે પછી મારા ગંધર્વો તમારૂં કલ્યાણ ઇચ્છીને મને બીજા ઠેકાણે લેઇ જશે. તેની આ માગણી કબુલ રાખવામાં આવી.

## વિરાટની ગાયોનું હરણ—ભીમનો પ્રભાવ.

કૌરવોએ પાંડવોને બીજાં બાર વર્ષ વનવાસ ભોગવવો પડે માટે તેઓને શોધી કહાડવાને વાસ્તે ગુપ્ત દૂતો મોકલ્યા હતા, પણ એઓને જાણ પડી નહોતી, તેટલામાં મલ્લ યુદ્ધમાં અત્યંત પ્રખ્યાત જીમૂત વિરાટનો સૈન્યાધિપતિ કીચક મરણ પામવાના ખબર તેઓ લાવ્યા. તેથી કૌરવોને સંદેહ ઉપજ્યો કે પાંડવો વિરાટને ત્યાં હશે. એ નક્કી કરવાને તથા વિરાટ પોતાના સાળા કીચકના બળથી આપણને ગણકારતો નથી તો કીચક માર્યો જતાં વિરાટ નિર્બળ અને નિરૂત્સાહ થઇ ગએલો હશે. એમ જાણી, દુર્યોધને તેનાપર ચડાઈ કરવાનું ધાર્યું. આમ કરવાથી પાડવો છતા પડે ને છતા પડે તો ફરીથી તેઓને બાર વર્ષ વનવાસ કરવો પડે. એ વિચાર તેઓએ રાખ્યો હતો પણ તેમાં તેઓ ભૂલ્યા હતા. કેમકે વનવાસનો અવધિ પુરો થયો હતો. છતાં તેઓની ગણુતરીમાં ઘણા દિવસ બાકી છે એવું ધારી કૌરવો સૈન્ય લઇને વિરાટ શહેર ઉપર હલ્લો કરવા આવ્યા. તેઓને સહાય કરવા પાસેના ત્રિગર્ત દેશના રાજા સુશર્માએ વિરાટની ગાયોનું હરણ કરવાને દુર્યોધનની સંમતિ માગી. પાંડવોના વનવાસના તેરમા વરસના છેલ્લા પખવાડીયાના આઠમે દહાડે આ મહાભારત કામ કરવાને કૌરવો નીકળ્યા હતા. સુશર્માએ ત્રિગર્ત દેશની ફોજ સહિત આગલે દિવસે વિરાટ નગરની દક્ષિણેથી ગાયોનું હરણ કર્યું વિરાટે શતાનીક, મદિરાક્ષ અને સૂર્યદત્ત આદિ

બાણ્ઓ અને શંખ કુંવર સહિત તેની પાછળ દોડ કરી. ત્યાં મ્હોટું યુદ્ધ થયું, પરસ્પરની ઉપર બાણોની વૃષ્ટિઓ થવા લાગી. હજારો વીર લોકોનાં માથાએ કપાઇ ધરતી ઉપર પડવા લાગ્યા, લોહીના પ્રવાહો ચાલવા લાગ્યા અને બે દિવસ ભયંકર યુદ્ધ ચાલ્યું તેમાં વિરાટ હાર્યો અને સુશર્મા તેને જીવતો પકડી બાંધી લેઇ ચાલતો થયો, વિરાટનું સૈન્ય ત્રાસથી ભગવા લાગતાં યુધિષ્ઠિરે ભીમને કહ્યું કે આપણે વર્ષ થયા વિરાટનું લૂણ ખાઇએ છીએ અને એણે આપણને સારી રીતે રાખ્યા છે માટે વિરાટને શત્રુના હાથમાંથી પરાક્રમ કરીને છોડાવી આણવો જોઇએ. હું સૌની સંભાળ રાખું છું ને તમે તથા નકુલ અને સહદેવ સુશર્માની પછવાડે દોડો, યુધિષ્ઠિરની આજ્ઞાથી એઓએ ભારે યુદ્ધ કરી ક્ષણ વારમાં જેમ સિંહ મૃગને પકડે તેમ વિરાટ દેખતાં સુશર્માને ભીમે પકડી ચોટલો ઝાલીને ધરતી ઉપર પછાડયો. ભીમે પ્રથમ વિરાટને છોડાવ્યો ને પછી સુશર્માને મુશકેરાટ બાંધી યુધિષ્ઠિરની સમક્ષ વિરાટ પાસે આણ્યો. સુશર્માએ માફી માગી ત્યારે વિરાટે તેને તેના રાજ્યમાં પાછો મોકલ્યો. એ પ્રસંગમાં વિરાટે પાંડવોનાં બહુ વખાણ કર્યાં. મોટાં મોટાં ઇનામો આપ્યાં અને વચનથી તેઓનો અત્યંત ઉપકાર માન્યો.

## બૃહન્નલાના હાથથી કૌરવોનો પરાભવ.

વિરાટ અને પાંડવો દક્ષિણ દિશામાં સુશર્મા સામે યુદ્ધ કરતા હતા તેવામાં દુર્યોધન, ભીષ્મ, કર્ણ, દ્રોણ, કૃપાચાર્ય, અશ્વત્થામા, અને દુ:શાસન, આદિ ઘણા ઘણા મહારથિઓ અને બીજા કૌરવોએ ઉત્તર દિશાએ આવી ગાયો વાળી હલ્લો કરવા માંડયો હતો, પણ વિરાટના શહેરમાંથી એઓની સામે લડવા જનાર કોઈ નહોતું. રાજકુમાર ઉત્તર સિવાય કોઇ અગ્રભાગ લેનાર મળ્યું નહિ. યુદ્ધ સંબંધી તે કાંઇજ જાણતો નહોતો, લોકોએ કહ્યું કે રાજા તને રાજ્ય સોંપીને ગયા છે માટે આ વેળા તારે નીકળવુંજ જોઇએ. તે કુમારે મદથી કહ્યું કે હું કૌરવ સામો જઈ યુદ્ધ કરૂં પણ મારો સારથિ પ્રથમના યુદ્ધમાં મરાયો છે માટે રથ હાંકનાર કોઈ સારથિ નથી એ વચનથી દાસી રૂપ દ્રૌપદીએ કહ્યું કે તારી બેનના ભણાવનારે અર્જુનનો રથ હાંક્યો છે તે તારો રથ હાંકશે ઉત્તરે પોતાની બેનને કહી બૃહન્નલાના રૂપવાળા અર્જુનને પોતાનો સારથિ કરવાની ગોઠવણ કરી, અર્જુને શસ્ત્ર કવચ સજવા માંડયાં તે જોઇ સો સ્ત્રીઓ અને કન્યાઓએ હાસ્ય કર્યું પછી અર્જુને ઘોડાઓ રથ તૈયાર કરી હાથમાંની લગામ લીધી અને જ્યાં કૌરવો હતા ત્યાં આવીને ઘોડાને સામા હાંકયા. કૌરવોનું પ્રબળ સૈન્ય દેખી ત્રાસથી રોમાંચિત થઇને ઉત્તર ભય પામ્યો અને અર્જુનને કહેવા લાગ્યો કે સ્ત્રીઓ હસશે તે ખમાશે, પણ આ સૈન્યની સામે તો મારાથી જોવાતું નથી માટે રથને પાછો ફેરો

રથને હાંક. આ પ્રબળ સેનામાં મારથી કેમ પ્રવેશ કરી શકાય ! અર્જુને કહ્યું કે હવે તેમ નહિ થાય, ધીરજ રાખો. ઉત્તરની ધીરજ ન રહી અને તેણે રથમાંથી નીચે કૂદી પડી ભાગવા માંડયું. અર્જુન ગુસ્સે થઇને લગામ ફેંકીને તેની પછવાડે દોડવા લાગ્યો અને તેના કેશ પકડીને તેને નાસતો અટકાવ્યો. અર્જુને કહ્યું કે " ત્યારે તું મારૂં સારથિ પણું કર." એમ કહી સમજાવી પાછો લાવી સારથિની જગાએ બેસાડ્યો, અને પોતે લડવાને માટે અંદર બેઠો. એ સઘળું જોઈ કૌરવોને વિચાર પડ્યો કે " આ વિરૂપ વેષવાળો જણ કોણ હશે ! આના શરીરમાં કાંઇક પુરૂષનું પણ ચિન્હ છે. તે અર્જુન તો નહિ હોય ! જો અર્જુન હોય તો ઠીક છે કે પાંડવોને પાછો બાર વર્ષ વનવાસ કરવો પડશે. પછી તેરમું વર્ષ ક્યારે પૂરૂં થાય છે તે વિષે વાદ ચાલ્યો, પણ ભીષ્મ બોલ્યા કે તેર વર્ષ પૂરાં થયાં છે. આ પછી કૌરવોના સૈન્યના વિનાશને સૂચવનારા ઉત્પાતો થવા લાગ્યા. અર્જુને ઉત્તરને કહ્યું કે તું સ્મશાન ભણી રથને હાંક, તેણે તેમ કરતાં વૃક્ષ ઉપર એક વરસ થયા આયુધો સંતાડયાં હતાં. ત્યાં આવી અર્જુને ઉત્તરને કહ્યું કે આ ઝાડપર ચડીને અર્જુનનું ધનુષ ઉતારી લાવ, કારણ આ તારૂં ધનુષ મારૂં બળ સહન કરી શકે તેમ નથી. ફરીથી અર્જુને હર્ષથી પોતાનું ધનુષ ગ્રહણ કર્યું અને તે આયુધો અને તેના માલેકો વિષે જણાવીને છેવટે હુંજ અર્જુન છું એમ કહી પોતાના ભાઇઓની ઓળખાણ આપી. ઉત્તર આનંદ પામી નિર્ભય થયો અને ઘોડાઓની લગામ લીધી. અર્જુનના રથના ચક્રનો ઝણઝંણાટ સાથે શંખનાદ કરતો અને ગાંડીવનો ટંકાર કરતો રણ ક્ષેત્રમાં આવ્યો. તેણે દ્રોણાચાર્યને પ્રણામ કરી કહ્યું કે તમે પ્રથમ મારાપર બાણ વૃષ્ટિ કરશો નહીં ત્યાં સુધી હું પ્રહાર કરીશ નહિ. દ્રોણાચાર્યે બાણો વરસાવ્યાં. પણ દ્રોણાચાર્ય આદિ યોદ્ધાઓને હંફાવી શૂરવીર અર્જુને કર્ણની સામે અદ્દ્ભુત યુદ્ધ કર્યું. આ વખતે પરસ્પર તુમુલ યુદ્ધ ચાલ્યું, અને છેવટે અર્જુને અભિમાનનાં વચનો બોલનારા વીર કર્ણને ઘાયલ કરી એવો વિંધ્યો કે લોહી લોહાણ થએલો રણભૂમિ મૂકી નાસી ગયો. કર્ણને નાસી ગએલો જાણી દુર્યોધન અર્જુનની સામે થયો. અર્જુને ત્રૈંતેર બાણોથી દ્રોણને, આઠ બાણોથી અશ્વત્થામાને, બાર બાણોથી દુઃશાસનને, ત્રણ બાણોથી કૃપાચાર્યને, સાઠ બાણોથી ભીષ્મને અને સો બાણોથી દુર્યોધનને વિંધ્યો કે, તરતજ કૌરવોની સઘળી સેના ભાગવા લાગી. આ સમયે અર્જુને સૌને હઠાવી પોતાનો રથ કૃપાચાર્ય તરફ હાંક્યો. કૃપાચાર્યે પ્રથમ દશ બાણ અર્જુનના ઉપર નાખ્યા કે અર્જુને તેમના ઉપર ઘણાક બાણો મૂક્યાં કૃપાચાર્યે એકદમ દશ હજાર બાણોથી અર્જુનને ઢાંકી દીધો, અને અર્જુને કૃપાચાર્યના ઘોડાઓને એવા

વીંધ્યા કે ઘોડાઓ ઠેકી રથને ઉંધો નાખી દેતાં કૃપાચાર્યને વાગવાથી બે-ભાન થઇ ગયા. અર્જુન થોડીવાર થોભ્યો કે સાવચેત થઇ કૃપાચાર્યે દશ બાણ મૂક્યાં, અને અર્જુને કૃપાચાર્યના ધનુષને તેમજ તેના બખતરને કાપી નાખ્યું, એક ધનુષ કપાતાં કૃપાચાર્યે બીજું ધનુષ હાથમાં લીધું કે તરતજ તે ધનુષને પણ અર્જુને કાપી નાંખ્યું. ને તેજ પ્રમાણે ત્રીજા ધનુષને પણ કાપી નાખતાં પોતાનો પરાભવ થવાથી ક્રોધ કરી કૃપાચાર્યે એક મોટી સાંગનો ઘા કર્યો તે પણ અર્જુને કાપી નાંખી, વળી એક બાણથી તેના સારથિને અને ચાર બાણથી ઘોડાને કાપી નાંખ્યાં. કૃપાચાર્યને રથ વગરના અને પીડા પામેલા જોઇને તેના યોદ્ધાઓ તેને દૂર લઇ ગયા. એટલે અર્જુને પોતાનો રથ દ્રોણાચાર્યની સામે કર્યો. દ્રોણાચાર્યે પ્રથમ એકવીશ બાણો અર્જુન ઉપર ફેંક્યાં, અર્જુને પણ આચાર્યને બાણોથી ઢાંકી દીધા કે કૌરવોના સૈન્યમાં મોટો હાહાકાર થઇ રહ્યો અને ઇંદ્રાદિ દેવતાઓ પણ અર્જુનનાં વખાણ કરવા લાગ્યા. પિતાનો પરાભવ સાંભળી અશ્વત્થામા આડો ફર્યો અને તે તરફ પોતાના રથને વાળી તેણે આચાર્યને યુદ્ધમાંથી નીકળી જવા લાગ આપ્યો. અશ્વત્થામાએ અર્જુનના ઉપર અસંખ્ય બાણો નાખ્યાં. અર્જુને પણ તેનાપર બાણો ફેંકવા માંડયાં. બંને વીર પુરૂષોના સંગ્રામને જોઇ યોદ્ધાઓ વિસ્મય પામ્યા. છેવટ અશ્વત્થામાનાં બાણો ખુટી ગયાં તેથી અર્જુનની જીત થઇ ક્રોધને વશ થએલા કર્ણને સામે થએલો જોઇ અર્જુને કહ્યું કે કર્ણ! તું સભામાં ઘણાં ઘણાં વચનો બોલ્યો હતો. વળી મારા જેવો કોઇ યોદ્ધો નથી એમ ઘણીવાર બકવાદ કર્યા કરે છે, તો આજ મારી સાથે યુદ્ધ કરી તારી જે શક્તિ હોય તે બતાવ. મેં ધર્મના પાશથી તારા અનેક અપરાધોને સહન કર્યા છે પણ હવે હું એ ધર્મ પાશથી મુક્ત થયોછું માટે તારા સઘળા અપરાધોનું પૂરેપુરૂં ફળ આપીશ." "અર્જુન! તું જે બોલે છે તે કરી બતાવ, તું ધર્મના પાશથી છુટયો નથી તે છતાં છુટયો માને છે તે તારી ભૂલ છે; તેં તેર વર્ષ પૂરાં કર્યા નથી." આમ બન્નેનું પરસ્પર બોલવું થતાં અર્જુને કર્ણ ઉપર તીવ્ર બાણો ફેંકવા માંડયાં અને કર્ણ પણ અર્જુન ઉપર બાણોનો વરસાદ વરસાવવા લાગ્યો. કર્ણે અર્જુનના ઘોડાઓને તથા હાથના મોજાઓને વીંધી નાંખ્યા. અર્જુને કર્ણના ભાથાનો દોરો કાપી નાંખતાં ભાથું નીચે પડી ગયું. કર્ણે બીજા ભાથામાંથી બાણો ફેંકવા માંડ્યાં અને અર્જુનના હાથને એવો વીંધ્યો કે તેથી તેની મુઠી ઢીલી પડી ગઇ. આથી અર્જુને ક્રોધ કરી કર્ણનું ધનુષ કાપી નાખ્યું, સાંગ કાપી નાંખી અને જે કોઇ કર્ણનું રક્ષણ કરવા આડા આવ્યા તેઓને પણ ઠાર કર્યા અને છેલ્લે

એક બાણથી કર્ણની છાતી તથા અભ્યંતર ભેદાઇ ગયું, અને તે બેભાન થઇ ગયો વેદનાથી કાયર થએલો કર્ણ રણભૂમિમાંથી ભાગી ગયો, તે જોઇ અર્જુને સિંહનાદ કર્યો. કર્ણને જીતી અર્જુને ભીષ્મના સૈન્યમાં પ્રવેશ કરી એક બાણથી ભીષ્મની ધ્વજાને પાડી નાંખી. અર્જુનના બાણથી દુઃશાસન ભાગી ગયો, વિકર્ણ મૂર્છિત થઇ પડી ગયો અને દુઃસહ તથા વિવંશતિન તેના સ્નેહીઓ.તેને રણભૂમિમાંથી દૂર લઇ ગયાં. ભીષ્મ તથા અર્જુનનું પ્રબળ કાળ જેવું યુદ્ધ ચાલતું હતું. થોડીવાર ભીષ્મ અર્જુનથી વધવા લાગ્યા અને થોડીવાર અર્જુન ભીષ્મથી વધવા લાગ્યો. છેવટ ભીષ્મ અર્જુનનાં બાણથી મુંઝાયા અને મૂર્છિત થતા રથના ધોંસરાને પકડી બેસી રહ્યા. ભીષ્મને બેભાન થએલા જોઇ સારથિ રથને દૂર લઇ ગયો. ભીષ્મ સંગ્રામમાંથી નીકળી જતાં દુર્યોધન અર્જુનની સામે થયો. અર્જુને પોતાનાં બાણોથી કૌરવોની સેનામાં ત્રાસ વર્ત્તાવી દુર્યોધનની છાતીને એક બાણથી ભેદી નાંખી, પીડાએલો દુર્યોધન પોતાના યોદ્ધાઓને ભાગતા જોઇ પોતે પણ ભાગવા લાગ્યો, દુર્યોધનને ભાગતો જોઇ અર્જુન કહ્યું કે, દુર્યોધન! યુદ્ધમાંથી પાછો વળી ભાગે છે કેમ? તું મોહોડું ફેરવી જવાબ દે, અર્જુનનું કઠોર વચન સાંભળી દુર્યોધન પાછો વળ્યો અને બીજા પણ યોદ્ધાઓ અર્જુનની સામા થયા. શત્રુનાં સઘળાં અસ્ત્રોનું નિવારણ કરી સંમોહન અસ્ત્રથી, ગાંડીવના શબ્દથી અને શંખના નાદથી અર્જુને સર્વને મૂઢ કરી દીધા, શત્રુઓ આયુધો છોડી બેભાન થઈ પડ્યા કે અર્જુનને ઉત્તરાનાં વચનો યાદ આવ્યાથી તેણે ઉત્તરને કહ્યું કે આ યોદ્ધાઓને સંજ્ઞા પ્રાપ્ત થઇ નથી તે પેહેલાંતું સઘળા યોદ્ધાઓનું એક એક વસ્ત્ર ઉતારી લે. ઉત્તર રથ ઉપરથી ઉતરી દ્રોણાચાર્યનાં ધોળા વસ્ત્રને, કર્ણનાં પીળાં વસ્ત્રને કૃપાચાર્યનાં ધોળાં વસ્ત્રને, દુર્યોધનનાં નીલ વસ્ત્રને, અશ્વત્થામાનાં નીલ વસ્ત્રને, અને બીજા પણ યોદ્ધાઓનાં તે તે રંગનાં વસ્ત્રો લઇ આવી પાછો રથમાં બેઠો. આટલો પરાભવ થયા છતાં પણ દુર્યોધને પાછી લડવા યોદ્ધાઓને આજ્ઞા આપી. તેથી ભીષ્મ બોલ્યા કે અરે દુર્યોધન! તારી બુદ્ધિ ક્યાં ગઇ છે? હવે અર્જુનને જવા દો અને આપણે પાછા હસ્તિનાપુર ચાલો હવે મૂર્ખાઇથી સ્વાર્થની હાનિ નહિ કરતાં બચાવનો રસ્તો ઉત્તમ છે. ભીષ્મનાં વચનથી અને સઘળા યોદ્ધાઓને થાકેલા જોઇ દુર્યોધન હસ્તિનાપુર ભણી નિસાસા મુકતો ચાલતો થયો કે પાછળથી અર્જુને બાણથી દુર્યોધનનો રત્નમય મુકુટ કાપી નાંખ્યો. લડાઇમાં અજીત અર્જુને સ્મશાન નજીકના તે વૃક્ષ આગળ પાછા આવીને પોતાનાં આયુધો તેમાં પાછાં મુક્યાં અને બૃહન્નલા સારથિનું રૂપ લઇને ઉત્તર પાસેથી લગામ લીધી.

## પાંડવોનું જાહેર થવું—અભિમન્યુ ઉત્તરાનાં લગ્ન.

વિરાટ રાજા ત્રિગર્તોના સુશર્માને જીતી પોતાના નગરમાં આવતો હતો તેને માન આપવા લોકો સામા ગયા હતા. પણ તેમાં ઉત્તર નહોતો તેથી રાજાએ તેના ખબર પુછ્યા એટલામાં તો સંદેશો આવ્યો કે ઉત્તર પ્રખ્યાત કૌરવોની સામે બૃહન્નલા જેવા નપુંસક સારથિને લઇને યુદ્ધ કરવા ગયો છે. એમ સાંભળી વિરાટ બહુજ ગભરાયો, પણ યુધિષ્ઠિરે હસીને તેનું સાંત્વન કરી કહ્યું કે બૃહન્નલા જેવા સારથિથી તેને કંઈ હરકત થશે નહિ. એટલામાં જીતના તથા ઉત્તરના કુશળ સમાચાર મળ્યા કે તે કૌરવોને જીતી લૂટ સાથે આવે છે. પછી વિરાટે મોટી ધામધુમથી સૈન્યને સામે મોકલ્યું અને હર્ષથી યુધિષ્ઠિરને બોલાવી કહ્યું કે મહારાજ આવો મારી સાથે દ્યૂત રમો. યુધિષ્ટિર બોલ્યા કે અતિ હર્ષમાં આવેલા સાથે દ્યૂત ન રમવું એવું શાસ્ત્રમાં કહેલું છે. રાજાએ આગ્રહ કર્યો ને બે જણ રમવા બેઠા. રમતાં રાજા બોલ્યા કે મારા કુંવરે કૌરવોને કેવા હરાવ્યા છે! એટલે ફરીથી ધર્મરાજાએ કહ્યું કે જેનો સારથિ બૃહન્નલા હોય તેનો જય થયા વિના રહેજ નહિ. રાજા પોતાના કુંવરના પરાક્રમનાં વખાણ કરતો હતો તે વેળા, જાહેર થવાનો સમય નજીક આવ્યો છે એમ જાણીને યુધિષ્ટિરે વળી કહ્યું કે બૃહન્નલા જેનો સારથિ તે સંગ્રામમાં કેમ જીતે નહિ! સારથિનાં વારંવાર વખાણ થતાં સાંભળીને ક્રોધાવિષ્ટ થએલા વિરાટે ગુપ્ત વેષમાં રહેલા યુધિષ્ટિરને કહ્યું કે મારા પુત્રને એક હીજડાની સાથે તું સરખાવે છે! યુધિષ્ટિરે જવાબ આપ્યો કે જે સૈન્યમાં દ્રોણ, ભીષ્મ, કર્ણ, કૃપાચાર્ય, દુર્યોધન અને અશ્વત્થામા જેવા મહારથીઓ હોય તેની સાથે ઉત્તર ટકી શકેજ નહિ, એવા સંગ્રામમાં બૃહન્નલા વગર બીજો કોણ યુદ્ધ કરે! એવાની સહાયતાથી તમારો પુત્ર શું કરવા શત્રુઓને જીતે નહિ! આથી બહુજ ગુસ્સે થઇ ગએલા વિરાટે યુધિષ્ટિરના મ્હોંપર જોરથી પાસો ફેંક્યો જે લાગતાં ત્યાંથી અને રૂધિર વહેવા લાગ્યું યુધિષ્ટિરે તે લોહી પોતાના હાથમાં અને પાસે ઉભેલી દ્રૌપદીએ પોતાનાં લૂગડાં ઉપર ઝીલી લીધું, એટલામાં સેવકોએ આવી જાણ કરી કે કુંવર મેહેલને આંગણે આવી ઉભા છે. વિરાટે કહ્યું કે તેઓ ભલે આવે પણ યુધિષ્ટિરે દ્વારપાળને ધીમેથી કહ્યું કે સારથિ અહિં ન આવે કારણ કે જો તે મને લોહી નીકળતું દેખે તો રાજાને મારી નાખે આમ પોતાનું અસહ્ય અપમાન થયું તો પણ ધર્માત્મા યુધિષ્ટિરે આ રીતે ધીરજ રાખી. ઉત્તર એકલો સભામાં દાખલ થયો અને યુધિષ્ટિરને રૂધિર નીકળતું જોઇને અને તેનું કારણ જાણીને તેણે પોતાના પિતાને ક્ષમા માગવાને વિનંતિ કરી. યુધિષ્ટિર તેને ક્ષમા આપી બોલ્યા કે મેં ક્રોધને જીત્યો છે, પણ મારૂં લોહી

દ્રૌપદીએ ન ઝીલ્યું હોત તો તમારૂં ને નગરનાં લોકોનું સૌનું આવી બન્યું હોત. વેહેતું રૂધિર બંધ થયું ત્યારે બૃહન્નલાને સભામાં વિરાટે દાખલ કર્યો. વિરાટ રાજાને તથા પોતાના ભાઇને પ્રણામ કરીને શું થાય છે તે જોતો ઉભો રહ્યો. વિરાટ પોતાના પુત્ર સામે જોઇને તેના અદભૂત પરાક્રમની પ્રસંસા કરવા લાગ્યો પણ ઉત્તર ઉતાવળથી બોલી ઉઠયો કે "મેં કંઈ કર્યું નથી. એક દેવ કુમારે મારી વતી યુદ્ધ કરીને કૌરવોના મહારથિઓને હરાવ્યા અને ગાયોને પાછી વાળી. તેણે મને સારથિને ઠેકાણે બેસારી પોતે સઘળું યુદ્ધ કર્યું. હમણાં તો તે અદૃશ્ય થઇ ગયો છે પણ તે પાછો ફરશે એમ હું માનું છું.

પાંડવોને વનવાસનાં તેર વરસ પૂરાં થયા તે દિવસની સુખ રૂપ પ્રભાતે શુક્લ વસ્ત્ર તથા સુંદર આભરણોથી શોભિતા પાંચે બાંધવો વિરાટની સભામાં આવ્યા અને રાજાના આસનો ઉપર બેઠા. જ્યારે વિરાટે આવી યુધિષ્ટિરાદિને રાજાઓના આસનપર બેઠેલા જોઇ ક્રોધ કર્યો અને કંકનો વેષ લીધેલા યુધિષ્ટિરને અવિનયને માટે ઠબકો આપ્યો ત્યારે અર્જુને હસીને પોતાના વડીલ ભાઇના સદ્દગુણો કહી બતાવી કહ્યું કે "તે કુરૂ કુરૂ કુળમાં ઉત્પન્ન થયેલા ધર્માત્મા યુધિષ્ટિર છે." વિરાટે વિસ્મય પામીને પૂછયું કે જો તે યુધિષ્ટિર છે તો તેના બળવાન ભાઇઓ અને દ્રૌપદી ક્યાં છે ! તેથી અર્જુને રસોઇઓ, ચાબુક સવાર, ગાયોનો રક્ષક, સૈરંધ્રી અને પોતાની એક પછી એક એમ ઓળખાણ આપી. પ્રસન્ન થઇને રાજાએ પાંડવોનો યથા યોગ્ય સત્કાર કર્યો અને યુધિષ્ટિરને પોતાનું રાજ્ય અને અર્જુનને પોતાની ઉત્તરા નામની કન્યા આપવાની ઇચ્છા દેખાડી. અર્જુને વડીલભાઈની અનુમતિથી જવાબ આપ્યો કે પિતાની પેઠે મારે વિષે તેનો વિશ્વાસ છે; તેથી મારો પુત્ર અભિમન્યુ કે જે વાસુદેવ ભગવાનનો ભાણેજ થાય છે તે સાથે ઉત્તરાને પરણાવો. રાજાએ તે માન્યું અને થોડા માસ પછી લગ્નનો સમારંભ કરવા માંડયો તથા પાંડવોને ઉપપ્લવ્ય નામના પાસેના મહાલમાં રાખ્યા. શ્રીકૃષ્ણ બળરામ, સુભદ્રા તેનો પુત્ર અભિમન્યુ, દ્રૌપદીના પાંચ પુત્રો, પાંડવોની બીજી સ્ત્રીઓ. કાશીનો રાજા, દ્રુપદ તથા તેના ધૃષ્ટદ્યુમ્ન આદિ પુત્રો તથા બીજા ઘણાક રાજાઓ અને સરદારો ત્યાં આવ્યા અને મોટા ઉત્સાહથી ઉત્તરા અભિમન્યુના વિધિ પૂર્વક લગ્ન અગ્નિની સાક્ષીએ કરવામાં આવ્યાં. વિરાટે દાયજામાં સાત હજાર ઘોડા, બસો હાથી અને બીજું પણ ઘણુંક ધન આપ્યું યુધિષ્ટિરે પણ બ્રાહ્મણોને તથા માગણોને ઘણીક દક્ષિણાઓ આપી. આ રીતે લગ્નની ધામધૂમમાં વનવાસનાં તેર વરસ સંપૂર્ણ થયાં.

લગ્નની ધામધુમ પૂરી થયા પછી "રાજ્ય કેવી રીતે પાછું મેળવવું."

તે પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉઠયો. શરત પ્રમાણે તેર વર્ષ પાંડવો વનવાસમાં રહ્યા પછી તેઓને તેઓનું રાજ્ય પાછું આપવું એવો ઠરાવ તમને યાદ હશે પાંડવોએ તો પોતાની કબુલાત પ્રમાણે બહાદુરીથી પોતાનું કામ કર્યું; પણ દુર્યોધન પોતાની કબુલાત પ્રમાણે વર્તવાને ખુશી ન હતો ! મહાભારત યુદ્ધ પહેલાં બનેલી કેટલીક બિનાઓ આ પછીના ઉદ્યોગ પર્વમાં આવશે.

# ઉદ્યોગ પર્વ ૫ મું.

## વિષ્ટિના વિચાર–યુદ્ધની તૈયારીઓ.

ઉત્તરા અભિમન્યુનો વિવાહોત્સવ થયા પછી ત્યાં મળેલા સર્વે રાજા સરદારો વિરાટના દરબારમાં પાંડવોના કાર્ય સંબંધી વિચાર કરવા બેઠા. બે ઘડી પર્યંત ગણી સાધારણ બાબતોની વાતચિત થયા પછી સભામાં શાંતિ ફેલાઈ અને શ્રીકૃષ્ણ કે જે સમજુ છે તે એ વિષય ઉપર કંઇ બોલવાની શરૂઆત કરશે એમ ધારીને સૌ તેમની સામું જોઇ બેશી રહ્યા. એ વખતે જે જે બાબત બની હતી તે સર્વેનું વર્ણન આપીને અને બાલ્યાવસ્થામાં પાંડવોને દુર્યોધને જે જે અત્યંત કષ્ટો આપ્યાં હતાં તે ગણી બતાવીને શ્રીકૃષ્ણે સઘળા રાજાઓ પ્રત્યે કહ્યું કે "બન્ને પક્ષનું હિત જળવાય અને જેમાં સર્વે અનુમોદન આપે તે રીતે ન્યાય તથા ધર્મ યુક્ત વિચાર કરો." દ્રુપદ આદિ સૌએ પોતાના મંત જણાવ્યા કે "હજી દુર્યોધનનો વિચાર જણાતો નથી જે એ શું કરશે. માટે અરધું રાજ્ય યુધિષ્ટિરને અપાવવા સારૂં ઘણી નમ્રતા પૂર્વક માગણી કરવાને તેની પાસે એક દૂતને મોકલો." પછી બળરામે ઉઠીને કહ્યું કે "યુધિષ્ઠિર પોતાનું રાજ્ય છોડી દેવાને ખુશી છે તેવીજ રીતે દુર્યોધન પણ કરશે એમ હું આશા રાખું છું. વળી તેમણે કહ્યું કે દૂતે જઇને જુગાર રમવાનો તમામ દોષ યુધિષ્ટિરનો છે એમ કહેવું, અને એ રીતે સામથી કામ સિદ્ધ કરી લેવું." ક્રોધથી ઘેરાએલો સાત્યકિ આ સાંભળી સહન કરી શકયો નહિ અને પોતે ઉભો થઈ યુધિષ્ટિર જે ધર્મને રસ્તે ચાલનાર, હતા તેનો બચાવ કરી તેણે કહ્યું કે "મારાં તીક્ષ્ણ બાણોથી હું તેઓને સમજાવીશ." દ્રુપદ રાજાએ નમ્રતાથી બોલી અનુમોદન આપી કહ્યું કે "દુર્યોધનની હીલાઈ જોતાં આસપાસના રાજાઓ પ્રત્યે કુમકને માટે દૂતો મોકલો. આ કાર્ય ત્વરાથી થવું જોઇએ કારણ કે ધર્માભિમાની રાજાઓ જેની માગણી અગાઉથી આવી હશે તે તરફ જશે. તેટલા વખતમાં મારા પુરોહિતને હસ્તિનાપુર ધૃતરાષ્ટ્ર પાસે મોકલી કૌરવોને કહેવરાવવું

કે આપ રાજ ધર્મને જાણો છો, માટે તમારે પાંડવોને તેઓનું ઇંદ્રપ્રસ્થનું રાજ્ય પાછું આપવું જોઇએ. દુર્યોધન તે ન માને તો પાંડવોએ યુદ્ધ કરવું." આમ ઠરાવ કરી સૌ પોત પોતાના રાજ્યમાં ગયા અને **શ્રી**કૃષ્ણ દ્વારકા ગયા. પાંડવો તથા કૌરવોનો પક્ષ લેનારા શૂરવીર યોદ્ધાઓ દેશોદેશથી આવી એકઠા થવા લાગ્યા. શ્રીકૃષ્ણ ગયા એ જાણ કૌરવોને થઇ કે તુરતજ દુર્યોધને સૈન્યની તૈયારી કરવાં માંડી અને તે પોતે શ્રીકૃષ્ણને પોતાના સહાયક કરવાને દ્વારકાં ગયો. એવું બન્યું કે **અર્જુન** પણ તેજ દિવસે દ્વારકાં જઈ પહોંચ્યા. શ્રીકૃષ્ણ નિદ્રામાં હતા તેથી દુર્યોધન તેમના ઓશીકાની તરફ શ્રેષ્ઠ આસનપર ગર્વથી બેઠો અને **અર્જુન** નમ્ર થઇને હાથ જોડી તેમના ચરણાર વિંદની બાજુએ બેઠો. શ્રીકૃષ્ણ જાગ્યા એટલે તેણે પ્રથમ સન્મુખ બેઠેલા **અર્જુન**ને જોયો. પછી દુર્યોધને પ્રથમ જવાબ આપ્યો કે દુર્યોધનને જોઈ તેમને ઘટતો સત્કાર કરી તેમને આવવાનું કારણ પુછ્યું. **શ્રી**કૃષ્ણ આ કજીઆમાં તમે મને સહાયતા આપો કારણ કે હું સહાયતા માગવા પ્રથમ આવ્યો છું તે સાંભળી **શ્રી**કૃષ્ણે કહ્યું કે અહિં મારી પાસે તમે પ્રથમ આવ્યા તેમાં સંશય નથી પણ જાગૃત થતાં મેં તો પ્રથમ **અર્જુન**ને દીઠો પણ કંઈ નહિ, તેટલા ઉપરથી તમારે અપ્રસન્ન ન થવું, તમે બન્ને મારી બે આંખ જેવા છો, કારણ તમો બન્ને મારા સગા છો, મારે સહાયતા તો બન્નેને કરવી જોઇએ. પરાક્રમી યોદ્ધાઓનું મારૂં દશ કરોડનું સૈન્ય એક તરફ રહે અને શસ્ત્ર વિનાનો તથા સંગ્રામમાં યુદ્ધ નહિ કરનારો હું બીજી બાજુ રહીશ. **અર્જુન** ન્હાનો હોવાથી પોતાને ગમે તે પસંદ કરે માટે હે કુંતીના પુત્ર; એ બેમાંથી એક જે તને ગમે તે માગ. **અર્જુને** વગર આનાકાનીએ પૂજ્ય એવા **શ્રી**કૃષ્ણ જેને તે સંસારની સર્વ વસ્તુઓ કરતાં પ્રિય ગણતો હતો તેને માગી લીધા; અને દુર્યોધને પોતાને ભાગ આવેલા પરાક્રમી સૈન્યને હર્ષથી સ્વીકાર્યું. પછી દુર્યોધન બળરામને મળ્યો. એ બોલ્યા કે તમે તમારૂં ફોડી લ્યો; હું કાંઇ તમારા યુદ્ધમાં આવવાનો નથી. પછી દુર્યોધન કૃતવર્મા યાદવને એક અક્ષોહિણી સૈન્ય સાથે લઇ ખુશી થઇને હસ્તિનાપુર ગયો. **શ્રી**કૃષ્ણે પોતાના સખા **અર્જુન**ને પુછ્યું કે સંગ્રામમાં યુદ્ધ નહિ કરનાર મને શામાટે તે માગી લીધો ! **અર્જુને** ઉત્તર આપ્યો કે હું એકલો મારા શત્રુઓને મારવા સમર્થ છું પણ હું યશની ઇચ્છા રાખું છું અને તે યશ આપની સાથેજ હોય છે. સંગ્રામમાં તમારે મારૂં સારથિ પણું કરવું એમ મારા મનની ઉમેદ છે. તેથી ઘણા કાળથી ઇચ્છા કરેલું એ મારૂં કામ આપ સંપુર્ણ કરશો, શ્રીકૃષ્ણે કહ્યું કે "હું તારૂં સારથિપણું કરીશ. તારૂં કામ પૂર્ણ થાઓ." પછી પ્રસન્ન થઈ દાશાર્હ (યાદવો) માં શ્રેષ્ઠ **શ્રી**કૃષ્ણ સહિત અર્જુન પાછા યુધિષ્ઠિર પાસે આવ્યા

શ્રીકૃષ્ણની સહાયતાથી સૌ પાંડવો અતિશય રાજી થયા. કારણ કે જ્યાં શ્રીકૃષ્ણ હોય ત્યાં વિજય હોય.

**સમાધાન માટે પુરોહિતનું કૌરવો પાસે જવું.**

દ્રુપદના પુરોહિતે હસ્તનાપુર જઇ કૌરવોની સભામાં પાંડવોનો મોકલેલો સંદેશો કહ્યો, તેનો મતલબ આ હતો કે પાંડવો તુલ્ય ભાગના હકદાર છતાં દુર્યોધન એકલો સઘળી મિલકતને દબાવી રાખે એ કેવળ અન્યાય છે. મિલકત દબાવવા ઉપરાંત પાંડવોનાં પ્રાણ લેવા ઘણાં ઘણાં યત્નો દુર્યોધને કર્યા છે. અને રાજ્ય પણ કપટથીજ હરી લીધું. છેવટ જુગારના સમયમાં પરસ્પરના કોલકરાર પ્રમાણે હવે અમોને અમારો અર્દ્ધ ભાગ આપો. જે જે દુઃખો એમ વેઠયાં છે તે અમે વિસરી જઇશું; પણ જો તમે અમારા હકનો અર્દ્ધ ભાગ અમને પાછો નહિ આપો તો યુદ્ધના સંહારનો દોષ તમારે શિર રહેશે. લોકોનો નાશ થાય તેવી લડાઈ કરતાં શરત પ્રમાણે તેઓનું રાજ્ય પાછું આપવું તે વધારે સારૂં છે. ઉપર પ્રમાણે પુરોહિતનાં વચન સાંભળી ભીષ્મે તેનો સત્કાર કરી કહ્યું કે પાંડવો હવે પોતાની મિલકતના હકદાર થયા છે એ વાત પણ નિઃસંશય છે. અર્જુન બળવાન છે, અને તે અસ્ત્ર વિદ્યામાં એવો પ્રવીણ છે કે ઇંદ્રિ પણ તેની સાથે યુદ્ધ કરી શકે તેમ નથી. આ પ્રમાણે હજુ ભીષ્મ પોતાનું ભાષણ આગળ ચલાવતા હતા ત્યાં તે ભાષણને અધવચ રોકી દુર્યોધનની સામું જોઇ કર્ણ બોલી ઉઠયો કે—દુર્યોધનને માટે શકુનિએ જુગાર રમી પાંડવોને હરાવ્યા. અને રાજ્ય લઇ લીધું. બાર વરસ ઉપરાંત તેરમા વર્ષમાં પ્રસિદ્ધ થઇએ તો ફરીવાર વનવાસ ભોગવવો એવા કોલકરાર કર્યા પછી યુધિષ્ઠિર વનમાં ગએલ છે. યુધિષ્ટિર પોતાના વચન પ્રમાણે પિતાનું રાજ્ય લેવા ઇચ્છતો નથી પણ મૂર્ખની પેઠે દ્રુપદ તથા વિરાટની ગુલામગીરી કરી તેના બળ ઉપર આધાર રાખી રાજ્ય લેવા ઇચ્છે છે. મહારાજ દુર્યોધન બીકથી અરધું તો શું પણ ચોથા હિસ્સાનું પણ રાજ્ય આપે એમ નથી, પણ ધર્મની મર્યાદાથી શત્રુને પણ સઘળું રાજ્ય આપી દે એમ છે. જો પાંડવો રાજ્ય મેળવવા ઇચ્છતા હોય તો ફરીવાર વનવાસ ભોગવી રાજ્યની માગણી કરે, પણ મૂર્ખતાથી જો તેઓ લડાઇમાં ઉતરશે તો મારાં વચન સંભારશે. કર્ણનાં અતિ ગર્વિષ્ટ વચન સાંભળી ભીષ્મથી રેહેવાયું નહિ, અને તે બોલી ઉઠયા કે કર્ણ! તારો બકવાદ વૃથા છે. અર્જુને એકલાએજ વિરાટ નગરમાં આપણે સૌને થોડીવારમાંજ જીતી લીધા, તે વાત યાદ કર. તારૂં તો ઘણીવાર હારી જવાનું કામજ અમોએ જોએલું છે. જો આ બ્રાહ્મણના કહેવાને નહિ માનીશું તો અવશ્ય આપણે રણભૂમિમાં

પછી ધૂળ ધ્રાકીશું. આમ વાદવિવાદ વધી પડયો. વળી ભીષ્મે કહ્યું કે પરશુરામે તેને શાપ આપ્યો છે કે મરવાના સમયમાં તને અસ્ત્રવિદ્યા સ્ફુરિત થશે નહિ.

## પાંડવો પાસે સંજયનું આવવું.

અંધરાજાએ ભીષ્મને કેટલાક કાલાવાલા કરી કર્ણ સાથે વાદવિવાદનું બંધ રખાવી સમાધાન કરી તેને પ્રસન્ન કરી કર્ણને તરછોડી દ્રુપદના પુરોહિતને કહ્યું કે, આપ સુખેથી પાછા પધારો અને હું વિચાર કરી પાંડવો પાસે મારા હજુરી સંજયને મોકલુંછું. આમ ભીષ્મ તથા કર્ણ વચ્ચે કેટલીક ભાંજગડ ચાલી અને લોભી ધૃતરાષ્ટ્રે પાંડવો પાસે સંજયને મોકલ્યો એણે જઇ પાંડવોના કુશળ સમાચાર પુછી તેમને શાંતિ પકડવાનું કહ્યું. યુધિષ્ટિરે જરા ક્રોધથી કહ્યું કે લડાઇ કરવાની અમારી ઇચ્છા નથી પણ રાજા અને તેનો દુષ્ટ પુત્ર અધર્મથી યુદ્ધ કરવાની અમને ફરજ પાડે છે. દુષ્ટ દુર્યોધન આદિ ચંડાળ ચોકડી હયાત છતાં કૌરવોનાં ભલાની આશા સ્વપ્નમાં પણ રાખવી ન જોઇએ. મહારાજ અમને હસ્તિનાપુર તેડી આશ્રમમાં રાખવાનું કહે છે, પણ રાજ્ય ભાગ આપવાનું કહેતા નથી. સંજયે કહ્યું કે મહારાજ ઇચ્છે છે કે સગાં સંબંધીમાં કલહ ન કરો. જોઇએ. માટે કોઇ પ્રકારે બુદ્ધિ પહોંચાડીને આ બખેડાને શાંત કરી નાંખો. દુર્યોધન, કર્ણ અને બીજા મારા પુત્રો યુદ્ધ કરવાને સજ્જ થયા છે, પણ મારી અને ભીષ્મ દ્રોણાદિકની ઇચ્છા નથી કે યુદ્ધ કરવું. અહિં આવો તો તમારૂં તથા કૌરવોનું ઐક્ય કરાવીએ. કે યુદ્ધ કરવા કરતાં ભિક્ષા માગવી તે વધારે સારૂં છે. ત્યારે યુધિષ્ટરે શ્રીકૃષ્ણને તે બાબતનો નિશ્ચય કરવા વિનંતિ કરી. તેથી શ્રીકૃષ્ણે સંજયને કહ્યું કે પાંડવો ધર્મને રસ્તે ચાલે છે તથા ક્ષત્રિઓના સ્વધર્મને બરાબર પાળે છે. પાંડવોએ ઘણુંજ દુઃખ વેઠયું છે તો પણ તેઓ સલાહ કરવા ઇચ્છા રાખે છે પણ તેથી તેઓ તેમનો ધર્મ તજશે નહિં તેમણે છેવટે કહ્યું કે સમાધાન કરવા હું પોતે કૌરવો પાસે આવીશ તેઓ માનશેજ નહિ તો ખચિત લડાઇ થશે. પછી સંજયે જવાની રજા માગી ત્યારે યુધિષ્ટિરે તેને એકાંતમાં તેડી જઈ કહ્યું કે તમે ઉપર પ્રમાણે સંદેશો સભામાં કહેજો અને દુર્યોધનને એકલાને કહેજો કે હે ભારતના મુખ્ય વીર, કાંતો મને ઇંદ્રપ્રસ્થ આપ અથવા યુદ્ધ કર. અમને આપેલાં દુઃખો તથા દ્રોપદીના કરેલા અપમાનની અમે ક્ષમા આપીએ છીએ, પણ તમારે અમારા રાજ્યનો ભાગ પાછો આપવો જોઇએ. એકાદો પ્રાંત આપ તેમ નહિ તો માત્ર પાંચ ગામમાં કુશસ્થળ, વૃકસ્થળ, માકંદી, વારણાવત અને હરકોઇ પાંચમું ગામ પણ અમે કબુલ રાખીશું અને કું-

કાસનો છેડો લાવીશું અને સલાહ કરીશું.

સંજયે હસ્તિનાપુર જઇ સંદેશો કહ્યો અને નીચ દુર્યોધનને પણ ઘણું સમજાવ્યો, પણ મોટેરાઓએ યુદ્ધ ન કરવા વિષે અને તરૂણોએ તે કરવા વિશે ઘણીવાર ભાંજગડ કરી. કંઇ નક્કી થયું નહિ ને કૌરવોએ કર્ણ શકુનિ વગેરેના વિચારથી નિષ્કંટક રાજ કરીશું એવા અભિમાનથી સંદેશાનો ઉત્તર પણ પાંડવોને મોકલ્યો નહિ.

## વિદુરનાં નીતિયુક્ત વચનો.

ધૃતરાષ્ટ્રે સંજયને પાંડવો પાસે મોકલ્યા પછી કોઇ પણ રીતે નિરાંત વળતી નહોતી, ચિંતાથી ઘેરાઈ ગયા હતા અને શું કરવું એ કોઇ પણ રીતે સુજતું નહોતું, તેથી તેણે વિદુરને બોલાવી પૂછ્યું કે, મને બહુ ચિંતા થાય છે, બળતરા થાય છે, ઉજાગરો થાય છે, મનમાં બળ્યા કરૂં છું ને મુઝાણો કરૂં છું, માટે મારા કલ્યાણની જે વાત હોય તે કહો વિદુર કહે કે જેના ઉપર અત્યંત પ્રબળ શત્રુઓ હોય તેને, જેનું ધન હરાઈ ગયું હોય તેને, કામી જનને, ચોરને અને પરાયા ધનને પચાવી પાડવાની લાલચ રાખનારને ઉજાગરા થાય છે, માટે હું આપને પુછું છું કે એમાંથી કોઇ દોષ તમારામાં તો નથી કે? ધતરાષ્ટ્રે કહ્યું કે "તમે મને તે કાંઇ નહિ પૂછતાં સારી સારી નીતિની શિખામણો અને અર્થ શાસ્ત્રની વાતો કહો. હું તેવો ઉત્તમ બોધ સાંભળવા ઇચ્છું છું." ન્યાય શાસ્ત્રીઓમાં પ્રતિષ્ટા પામેલા વિદુરજી બોલ્યા કે યુધિષ્ટિર સઘળાં શુભ લક્ષણોથી સંપન્ન છે તેથી તે પૃથ્વીના તો શું બલ્કે ત્રૈલોક્યના પણ રાજા થવાને યોગ્ય છે; તેને તમે વનવાસ કહાડયા એ બહુ અવળું કર્યું છે, તમે અંધ હોવાને લીધે મનુષ્યોના ગુણ દોષોને જાણી શકતા નથી અને પાસે રહેનારા નીચ લોકો જેમ સમજાવે તેમ સમજો છો. તમને પિતા તુલ્ય ગણવાને લીધે અને ભલપણ, દયા તથા ધર્મ આદિ ગુણોને લીધે યુધિષ્ટિર તમે આપેલાં દુઃખોને આજ દિવસ સુધી સહન કર્યા કરે છે દુર્યોધન, શકુનિ, કર્ણ અને દુઃશાસન કે જેઓ અતિ નીચ અને મૂર્ખ છે તેઓના હાથમાં રાજ્યની લગામ સોંપી દઇને તમે સુખની ઇચ્છા કેમ રાખો છો! જેમ ભણ્યા વિના પંડિતપણાનું અભિમાન રાખનારો અને દરિદ્ર છતાં ઉદાર પણું રાખનારો માણસ મૂઢ કહેવાય છે તેમ અયોગ્ય માર્ગેથી ધનની ઇચ્છા રાખનારો અને બળવાનનો દ્વેષ કરનારો માણસ પણ મૂઢ કહેવાય છે. પાપો કરીને ધન મેળવવામાં આવ્યું હોય તો ધનના થતાં સુખોને ઘણા જણ ભોગવે છે પણ પાપ તો કરનારને જ ભોગવવાં પડે છે. તમે વિદ્યમાન છો ત્યાં સુધી રાજ્યની ઉપર દુર્યોધનની કશી માલેકી નથી, માટે જો રાજ્ય પાંડવોને આપવું હોય તો તમે આપવાને

શક્તિમાન છે. પરાઇ મિલકતનું હરણ, પર સ્ત્રીનો પરાભવ અને મિત્રનો ત્યાગ એ ત્રણ દોષો મોટી ખરાબી કરનારા છે. જેમ દેવતાઓનો સંકલ્પ, બુદ્ધિમાન લોકોનો પ્રભાવ અને વિદ્વાનનો વિનય તુરત ફળ આપે છે; તેમ પાપી લોકોનાં પાપો પણ તુરતજ વિનાશ રૂપ ફળને આપે છે. રાજ્ય કબજામાં આવી ગયું એટલા ઉપરથી અયોગ્ય રીતે વર્તવું યોગ્ય નથી, કેમકે જેમ જરાવસ્થા રૂપનો નાશ કરે છે તેમ અન્યાય લક્ષ્મીનો નાશ કરે છે. જેમ માંછલું માંસની ગોળીથી ઢાંકેલી કડીને લાલચથી મોહોડામાં લેતાં તેના પરિણામને જોતું નથી. તેમ દુર્યોધન વિગેરે એ પાંડવોનું રાજ્ય કબજામાં લેતાં પરિણામ જોયોજ નથી. જે વસ્તુ ગળી શકાય એવી હોય, ગળ્યા પછી પચે એવી હોય અને પચ્યા પછી હિત કરે એવી હોય તેનેજ ગળવી જોઇએ. આ કામ કરવાથી શું થશે એનો સંપૂર્ણ વિચાર કર્યા પછીજ જો યોગ્ય લાગે તો કામનો આરંભ કરવો જોઇએ. જે રાજા ન્યાયને છોડી દઇને અન્યાયનું ગ્રહણ કરે તેનું રાજ્ય અગ્નિમાં ધડેલાં ચામડાંની પેઠે સંકોચાઇ જાય છે. નબળા માણસને નમવામાં પોતાની કદી હલકાઇ સમજવી નહિ, કેમકે જે માણસ બળવાનને નમે છે તે ઇંદ્રનેજ નમે છે એવો શાસ્ત્રનો સિદ્ધાંત છે, જેમ ધર્મનું રક્ષણ સત્યથી થાય છે, વિદ્યાનું રક્ષણ અભ્યાસથી થાય છે અને રૂપનું રક્ષણ સ્વચ્છતાથી થાય છે. તેમ કુળનું રક્ષણ સારી વર્તણુકથીજ થાય છે. પરાયાં ધનોમાં, રૂપોમાં, પરાક્રમોમાં અને સુખોમાં જે પુરૂષ ઇર્ષ્યા રાખે છે તેને અનંત પીડા થાય છે. જે માણસમાં સુશીલ ન હોય તે માણસનાં જીવિત, ધન અને કુળ વ્યર્થજ છે. સઘળા મદો કરતાં ઐશ્વર્યનો મદ અતિ દુષ્ટ છે કેમકે ઐશ્વર્યના મદથી મત્ત થયેલા પુરૂષ ઐશ્વર્યથી ભ્રષ્ટ થયા વિના જાગ્રત થતોજ નથી. જે પુરૂષ મનનું સહજ રીતે આકર્ષણ કરનારા ઇંદ્રિયોના વિષયોમાં લંપટ રહે તે તેની આપદાઓ દિવસે દિવસે વધતી આવે છે. જે રાજા પ્રથમ પોતાના મનને વશ્ય કરીને પછી મંત્રીઓને તથા શત્રુઓને વશ્ય કરવા ધારે તેની સઘળી ઇચ્છા પાર પડે છે. મોટા મોટા રાજાઓ પણ મનને અને ઇંદ્રિયોને વશ્ય નહિ રાખી શકવાથી રાજ્ય ભ્રષ્ટ થએલા જોવામાં આવ્યા છે. જેમ સુકાની સાથે રહેલું લીલું પણ બળી જાય છે તેમ પાપી લોકોની સાથે રહેલો ભલો પુરૂષ પણ દુઃખી થાય છે. કુવાડાનો જખમ થયો હોય તે કદી રૂઝાઇ જાય છે પણ દુર્વચનોથી થએલો જખમ કદી રૂઝાતો નથી. દૈવ જે માણસનું બુરૂં કરવા ધારે તેની બુદ્ધિને હરી લે છે એટલે પછી તે માણસને નીચ કામોજ સૂઝે છે. વિનાશનો સમય આવવાને લીધે બુદ્ધિ મલિન થઇ જાય છે ત્યારે અનીતિ નીતિ જેવી લાગીને હૃદયમાંથી ખસતીજ નથી. પાંડવોની પર દ્વેષને લીધે

તમારા પુત્રોની બુદ્ધિ ફરી ગઇ છે પણ તે લોભને લીધે તમારા જાણવામાં આવતું નથી. સઘળાં તીર્થોમાં સ્નાન કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે તે કરતાં, પણ વિષમ બુદ્ધિને છોડી દેવાથી વધારે પુણ્ય થાય છે. માટે તમે તમારા પુત્રોમાં વિષમ બુદ્ધિ રાખોમાં જ્યાં સુધી માણુસની સારી કીર્તિ જગતમાં ગવાય છે ત્યાં સુધી તે માણસ સ્વર્ગમાં પણ પૂજાય છે એવો સિદ્ધાંત છે. એક કન્યાને પરણાવવાની બાબતમાં વિરોચન નામના દૈત્યને અને સુધન્વા નામના બ્રાહ્મણને, હારી જનારનાં પ્રાણ જાય એવો વિવાદ ઉત્પન્ન થયો હતો તે છતાં પણ વિરોચનના પિતા પ્રલ્હાદે પુત્રનો પક્ષપાત નહિ કરતાં સાચીજ વાત કહી હતી. ધૃતરાષ્ટ્ર રાજા! તમારે પણ પુત્રોને વાસ્તે ખોટું બોલવું જોઇતું નથી. ગરાસને વાસ્તે ખોટું બોલવામાં આવે તો તેથી સઘળા બ્રહ્માંડનો વધ કરવા જેટલું પાપ લાગે છે. દેવતાઓ ગોવાળની પેઠે હાથમાં લાકડી લઇને કોઇનું રક્ષણ કરવાને ઇચ્છે છે તેને સુબુદ્ધિ આપે છે. માણસનું મન જેમ જેમ નીચ માર્ગમાં પ્રવર્ત્તતું જાય તેમ તેનું ભુંડું થતું આવે છે અને જેમ જેમ ભલા માર્ગમાં પ્રવર્ત્તતું જાય તેમ તેમ તેનું ભલું થતું આવે છે. એમાં કશો સંશય નથી. જેમ મદ્યપાન કરવાથી, ઘણાઓની સાથે વૈર કરવાથી અને રાજદ્રોહ કરવાથી ભુંડું થાય છે તેમ ભાયાતોમાં કુસંપ રાખવાથી પણ ભુંડું થાય છે. સત્ય, ક્ષમા, દયા અને અલોભ એજ ધર્મનું મુખ્ય સ્વરૂપ છે અને તેઓ મહાત્માઓ વગર બીજાઓમાં રેહેતાંજ નથી. જે પુરૂષ પરાયા સદ્ગુણોમાં દોષનો આરોપ કરનાર, વૈર ઉત્પન્ન કરનાર, કઠોર વચનો બોલનાર અને શઠપણાવાળો હોય તેને થોડા દિવસોમાંજ મોટું કષ્ટ પ્રાપ્ત થાય છે. રાતે સારી રીતે રેહેવાય એવું કામ દિવસેજ કરી લેવું જોઇએ. ચોમાસામાં સુખે રેહેવાય એવું કામ આઠ મહિનામાં કરી લેવું જોઇએ. ઘડપણમાં સુખે રેહેવાય એવું કામ પેહેલી અવસ્થામાંજ કરી લેવું જોઇએ અને પરલોકમાં સુખી રેહેવાય એવું કામ જીવતાં સુધી કરવું જોઇએ તમે કર્ણનાં વખાણ કરો છો પણ જેમ અન્ન પચી ગયા પછી અન્નનાં વખાણ કરવાં જોઇએ અને સ્ત્રી વૃદ્ધ થયા પછી સ્ત્રીનાં વખાણ કરવાં જોઇએ તેમ શૂર પુરૂષનાં વખાણ તે પુરૂષ જ્યારે સંગ્રામમાં જય મેળવે ત્યારે કરવાં જોઇએ. અધર્મથી મળેલા ધનથી જે છિદ્ર ઢાંકવામાં આવે તે છિદ્ર ઉઘાડા જેવુંજ રહે છે. એટલું નહિ પણ ઢાંકવા જતાં બીજાં ઘણાં છિદ્રો ફાટીને પ્રગટ થાય છે. જે ક્ષત્રિય માન્ય લોકોનું માન રાખનારા હોય, સુશીલ હોય અને ભાયાતોની સાથે સરલતાથી વર્ત્તનાર હોય તે ક્ષત્રિય લાંબા કાળ સુધી રાજ્ય કરી શકે છે. કોઈ સમયે નીચ કર્મથી પણ ધન મળે છે. પરંતુ તેવું કર્મ કર્યાનાં વખાણ થતાં નથી અને તેને કુલીનોની પંક્તિ પણ

મળતી નથી જિતેંદ્રિયપણું, શાસ્ત્રોનું અધ્યયન, યજ્ઞની ક્રિયાઓ, પવિત્ર વિવાહો અને અન્નોનાં દાન એઓથી કુલીનપણું પ્રાપ્ત થાય છે. નીચ વિવાહો કરવાથી, નાસ્તિક પણાથી, અને અનીતિ ભરેલાં આચરણોથી ઉત્તમ કુળો પણ નીચ કુળમાં ગણાય છે. જે કુળોમાં ધન અલ્પ હોય પણ સદાચરણ પરિપૂર્ણ હોય તે કુળો મોટી કીર્તિને મેળવે છે. ધન તો આવે છે અને જાય છે. માટે ધનના રક્ષણ ઉપર વિશેષ દૃષ્ટિ નહિ રાખાતાં સદાચારનુંજ રક્ષણ કરવું જોઇએ, મહાત્માઓ ઇચ્છે છે કે અમારા કુળમાં કોઇ પણ વૈર કરનાર, પરાયા ધનનું હરણ કરનાર, મિત્રદ્રોહી, કપટી ખોટા બોલો કે નાસ્તિક થજો માં. ભાયાતોનાં ઐક્યવાળો પુરૂષ જેટલા તે તે કાર્યોના બોજાને ઉપાડી શકે છે તેટલા બોજાને પ્રબળ પુરૂષો પણ ઉપાડી શકતા નથી. જન્મ, મરણ, લાભ; હાનિ, સુખ, દુઃખ, ઉત્કર્ષ અને અપકર્ષ એઓ અનુક્રમે સર્વ પ્રાણીઓને પ્રાપ્ત થાય છે માટે હર્ષના કે શોકના વેગમાં નહિ પડતાં પ્રમાણિકપણાની કીર્ત્તિ મેળવવીજ યોગ્ય છે. જેઓને ભાયાતોમાં કુસંપ ઉત્પન્ન થયો હોય તેઓને સારા બીછાવેલા પલંગોમાં સુતાં છતાં પણ નિદ્રા આવતી નથી, સ્ત્રીઓ ઉપર રૂચિ થતી નથી, ભાટ ચારણો સ્તુતિ કરતાં છતાં પણ સુખ મળતું નથી, કોઇનું હિતકારી ભાષણ ગમતું નથી, આજીવિકામાં હાનિ થતી જાય છે, અને અંતે વિનાશજ પ્રાપ્ત થાય છે. સુતરના તાંતણાઓ નબળા છતાં પણ જો સામટા એકઠા થાય છે તો મોટા બોજાને સહન કરી શકે છે. તેમ ભાયાતો નિર્બળ છતાં પણ જો સંપવાળા હોય તો મોટાં મોટાં દુષ્કર કામો પણ કરી શકે છે. જો કે જેમ ઉંબાડીયાંઓ જુદાં પડે તો ધુંધવ્યા કરે છે અને એકઠાં થાય તો સળગી ઉઠે છે; તેમ ભાયાતો જુદા પડે તો ધુંધવ્યા કરે છે અને એકઠા થાય તો સળગી ઉઠે છે એમ કેટલેક ઠેકાણે જોવામાં આવે છે, પરંતુ પાંડવો અને કૌરવો એકઠા થાય તો કદી પણ તેમ થવાનો સંભવ નથી. જેઓ બ્રાહ્મણોની ઉપર, સ્ત્રીઓની ઉપર, જ્ઞાતિઓની ઉપર, કે ગાયોની ઉપર પોતાનું શૂરપણું વાપરે છે તેઓ પાકેલાં ફળોની પેઠે પોતાની મેળેજ પડી જાય છે. વૃક્ષોના સમુદાય વગરનું એકલું ઝાડ મોટું હોય, બળવત્તર હોય અને દૃઢ મૂલવાળું હોય તો પણ તે પ્રચંડ પવનથી ક્ષણમાત્રમાં ઉખડી જાય છે. પણ જે વૃક્ષો, પોતાના સમુદાયમાં રહેલાં હોય તેઓ પરસ્પરના આશ્રયને લીધે ઘણા પ્રચંડ પવનોને પણ સહન કરી શકે છે, તેમ જે પુરૂષ ગુણવાન્ છતાં પણ એકલો હોય તે પુરૂષ શત્રુના હાથથી સહેજ ઉખડી જાય છે પણ સમુદાયના સંપવાળા પુરૂષો પરસ્પરના ટેકાને લીધે પ્રબળ શત્રુઓને પણ સહન કરી શકે છે. મહારાજ ધૃતરાષ્ટ્ર ! ક્રોધ કે જે મહા દુષ્ટ રોગ

જેવો છે તેનો નાશ કરીને શાંત થાઓ. પૂર્વે જુગારની સભામાં દ્રૌપદીની સ્થિતિ જોઇને મેં તમને કપટી દુર્યોધનને વારવાનું કહ્યું પણ તમે માન્યું નહિ તેનું આજ ફળ ભોગવો છો. સમજુ પુરૂષોએ જુગારથી બહુજ દૂર રહેવું જોઇએ. ક્રૂર માણસના હાથમાં આવેલી લક્ષ્મી તુરત નષ્ટ થાય છે અને સુપાત્ર માણસના હાથમાં આવેલી લક્ષ્મી વંશ પરંપરા સુધી પોહોંચે છે. જે બળ ક્રૂર માણસની ઉપર વાપરવામાં આવે તેજ બળ કહેવાય પણ સહન કરનારા યુધિષ્ઠિર જેવાની ઉપર વાપરવામાં આવે તે બળજ ન કહેવાય. તમારા પુત્રો પાંડવોનું પાલન કરે અને પાંડવો તમારા પુત્રોનું પાલન કરે એવો સંપ થાય તો બહુ સારૂં. તમારા ઉપર સઘળા કુળનો આધાર છે માટે તમે પોતાની કીર્ત્તિનો બચાવ કરવા સારૂં તમારા પુત્રોને અને પાંડવોને સ્નેહ કરાવો કે જેથી દુશ્મનો રાજી ન થાય અને તમારા કુળ ઉપર કોઇ પણ શત્રુઓ તરાપ ન મારે. પાંડવો અનીતિને રસ્તે નજ ચાલે એવા છે; માટે તમે દુર્યોધનને સમજાવો. અતિ અભિમાનથી, અતિ વિવાદથી અતિ અપરાધથી, અતિ ક્રોધથી, અતિ લોભથી અને મિત્રોના દ્રોહથી માણસોનાં આયુષો કપાઇ જાય છે. નિરંતર પ્રિય બોલનારા પુરૂષો જેટલા જોઇએ તેટલા મળે છે પરંતુ કડવાં ઓસડ જેવાં હિતકારી વચનો બોલનાર દુર્લભ છે અને સાંભળનાર પણ દુર્લભ છે. જુગારના સમયમાં પણ મેં તમને આવાં વચનો કહ્યાં હતાં પણ જેમ આતુરને પથ્ય ઔષધો ગમે નહિ તેમ તે વચનો તમને ગમ્યાં નહિ હતાં. જુગારમાં તમારા પુત્રોના હાથથી પાંડવોને હરાવ્યા એ કામ કાગડાઓથી હંસોને હરાવવા બરાબર થયું છે. ધન અને સહાયો એઓ અન્યોન્યથી પ્રાપ્ત થાય છે એટલે ધનથી સહાયો પ્રાપ્ત થાય છે અને સહાયોથી ધન પ્રાપ્ત થાય છે. ધન આપી દેવું પડયું હોય તો પણ જેની પાસે બુદ્ધિ, પ્રભાવ, શૌર્ય, ધૈર્ય. ધર્મ ઉદ્યોગ અને નિશ્ચય હોય તેને આજીવિકા નહિ મળવાનો ભય કેમજ થાય? પાંડવોની સાથે કજીઓ કરવામાં કેટલી પીડાઓ છે તેનો વિચાર કરો. કજીઓ કરવાથી કુટુંબમાં વૈર થશે, નિરંતર ઉદ્વેગ રહ્યા કરશે, કીર્ત્તિનો નાશ થશે અને શત્રુઓ રાજી થશે. તમારા, ભીષ્મના, યુધિષ્ટિરના અને અર્જુનના કોપથી લોકોનો મોટો પ્રલય થશે. તમારા સો પુત્રો, કર્ણ અને પાંચ પાંડવો જો ઐકય પામે તો સઘળી પૃથ્વીનું રાજ્ય કરી શકે, દુષ્ટ ચિત્તવાળા દુર્યોધન આદિ લોકો પાંડવોના દોષોને જેવા જોયા કરે છે તેવા તેઓના ગુણોને જોવા ઇચ્છતા નથી. જેને ધન મેળવવાની ઇચ્છા હોય તેણે પ્રથમ ધર્મનુંજ સંપાદન કરવું જોઇએ. કેમકે જ્યાં ધર્મ હોય ત્યાં ધન પ્રાપ્ત થયા વગર રેહેતુંજ નથી. જે પુરૂષ પોતાના અંતઃકરણને પાપોથી તમામ અટકાવીને સદાચરણમાંજ તત્પર રાખે તેના સઘળા મનોરથો સિદ્ધ થાય છે.

બાહુબળ, સારા મંત્રીઓના લાભરૂપ બળ, ધનરૂપ બળ અને કુટુંબના ઐક્ય રૂપ બળ એ ચારે બળો કરતાં સદાચરણરૂપ બળ અત્યંત શ્રેષ્ટ છે કે જેથી સઘળાં બળો પ્રાપ્ત થાય છે. જે માણસ મોટા અપકાર કરવાને સમર્થ હોય તેની સાથે વેર બાંધીને નિશ્ચિંત રહેવાયજ નહિ. જે પુરૂષ દુરાચારી, અવિવેકી, ઇર્ષ્યાવાળો, અધર્મી, કઠોર બોલનારો અને ક્રોધી હોય તેને તુરતજ અનર્થો પ્રાપ્ત થાય છે. પ્રમાણિકપણું, ઉદારતા સંભયની સાચવણુ અને મધુર ભાષણુ, એઓથી સઘળાં મનુષ્યો વશ્ય થાય છે. ધીરજ શાંતિ, જિતેંદ્રિયપણું, પવિત્રતા, દયા, મધુર ભાષણુ અને મિત્રોનો અદ્રોહ, એઓથી લક્ષ્મી દિવસે દિવસે વધ્યા કરે છે. પોતે અપરાધી છતાં જે માણુસ નિરપરાધ માણુસને કચવાવે તે માણુસ રાતે સુખથી સુઈ શકતો નથી. જેઓનો પ્રકોપ થયાથી પોતાની આજીવિકામાં અડચણ આવે તેઓનું તો સર્વદા દેવતાઓના જેવું આરાધન કરવું જોઇએ. જ્યાં મૂર્ખના હાથમાં ઐશ્વર્ય હોય અને જુગારીનું જોર હોય ત્યાં મોટી ખરાબી થયા વગર રેહેતીજ નથી. જેને કપટી લોકો, ચારણો અને છીનાળો વખાણે તે માણુસ લાંબા કાળ સુધી જીવતો નથી. તમે પાંડવોનો ત્યાગ કરીને મોટું ઐશ્વર્ય દુષ્ટ દુર્યોધનને સોંપી દીધું છે. પણુ તે નીચ થોડા દિવસમાંજ રાજ્યભ્રષ્ટ થએલો તમારા જોવામાં આવશે. અભાગીયો દુર્યોધન જન્મ્યો તે સમયેજ મેં તમને કહ્યું હતું કે તે અધર્મીનો ત્યાગ નહિ કરો તો તમારી મોટી ખરાબી થશે. તમારાથી દુર્યોધનનો ત્યાગ ન કરી શકાતો હોય તો પણુ શકુનિ વગેરેનો ત્યાગ તો અવશ્ય કરવો જોઇએ: કેમકે જેઓ કુટુંબમાં કુસંપ કરાવનારા હોય, પરાઇ નિંદાઓમાંજ આશક્ત હોય અને નમ્રતા વગરના હોય તેઓના સહવાસથી અકલ્યાણુજ થાય છે. સમજુ પુરૂષે કુટુંબમાં જરા પણુ ખટપટ ઉઠતી હોય તો તેને તુરત દાબી નાખવીજ જોઇએ. પાંડવોની ઉપર કૃપા કરીને તેઓની આજીવિકાને વાસ્તે થોડાંકજ ગાંમડાં આપશો તો પણુ તમારી સારી કીર્તિ થશે અને સઘળો વિરોધ ટળી જશે. તમે વૃદ્ધ છો માટે તમારે તમારા પુત્રોને સારી શીખામણુ દેવી જોઇએ, અને મારે પણુ તમને હિતની વાત કહેવી જોઇએ. સાથે બેસી જમવું, સાથે રહી વાતો કરવી અને પરસ્પરથી પ્રીતિ રાખવી એજ ભાઇઓને શોભા આપનાર છે. ભાઇઓ સારા હોય તો સઘળું સારૂં થાય છે અને ભાઇએ બગડયા હોય તો સઘળું બગડી જાય છે. એક ભાયાત સારી પેઠે ઐશ્વર્યવાળો છતાં બીજા ભાયાતો જો સીદાતા હોય તો તે પાપ ઐશ્વર્યવાળા ભાયાતને લાગે છે. તમે તમારા પુત્રોને મરણુ પામેલા સાંભળશો અથવા પાંડવોને મરણુ પામેલા સાંભળશો તો પણુ તમને પાછળથી પરિ-

તાપ થયા વગર રહેશે નહિ. જે કામ કરવાથી લજાઇને મોઢું દેખાડવું પણ ગમે નહિં, તે કામ પ્રથમથીજ કરવું નહિ, માણસોમાં ભૂલ આવ્યા વગર રહે નહિ એ સ્વાભાવિક છે, પણ પાછળથી તે ભૂલને ટાળી નાખવી એ બુદ્ધિમાનનું કામ છે. પાપી અને ક્રૂર દુર્યોધન પાંડવોની ઉપર જે ખરાબ ચાલ ચલાવી છે તેને તમારે ભલાઇ કરીને ધોઇ નાખવી જોઇએ છીએ. પાંડવોને રાજ્યનો વિભાગ આપીને સ્થિર કરશો તો તમે નિર્દોષ થઇને સારા માણસોમાં માનપાત્ર થશો. હિતને ઇચ્છનારા ધીર પુરૂષોના વચનોનાં ફળોનો વિચાર કરીને જે માણુસ કાર્ય કરવાનો નિશ્ચય કરે તે માણુસ લાંબા કાળ સુધી કીર્તિને ભોગવે છે. જેમ રાખમાં હોમેલું વ્યર્થ થાય છે તેમ લોભી માણુસને આપેલો ઉપદેશ પણ વ્યર્થ થાય છે. ઉત્તમ કુળનો અથવા નીચ કુળનો પણ જે માણુસ મર્યાદાનું ઉલ્લંઘન ન કરે, ધર્મ ઉપર પ્રેમ રાખે, કોમળ રહે અને લાજવાળો હોય તેને સેંકડો કુલીનો કરતાં પણ શ્રેષ્ઠ સમજવો જોઇએ. જે લોકો અભિમાની, મૂર્ખ, સાહસીક અને અધર્મી હોય તેઓની સાથે મૈત્રી રાખવીજ નહિ જોઇએ. જે પુરૂષ બગડી ગએલી વાતને નીતિથી પાછી સુધારી શકે તે બુદ્ધિમાન કહેવાય છે. જે સુખનું સેવન કરતાં ધર્મને કે અર્થને હાનિ ન પહોંચે તે સુખનું સેવન કરવું પણ જેથી મૂઢતા કહેવાય એવા સુખનું સેવન કરવું નહિ. અધર્મથી મેળવેલાં ધનો ખરચીને જે કાંઈ યજ્ઞ, દાન કે, શ્રાદ્ધાદિક કરવામાં આવે તેનું કાંઇ પણ યોગ્ય ફળ થતું નથી. દારિદ્રય કે તેવું બીજું જે કાંઈ પોતાને ભુંડું લાગે તે બીજાઓને પણ તેવુંજ ભુંડું લાગે એવો વિચાર રાખીને કોઈનું પણ અનીતિથી અનિષ્ટ કરવું નહિ. જે ધન અત્યંત દૂષ ભોગવવાથી અથવા ધર્મનું ઉલ્લંઘન કરવાથી અગર નીચ લોકોને પ્રણામ કરવાથી મળતું હોય તેવા ધનની ઇચ્છાજ કરવી નહિ. જેની પાસે હજાર હોય છે તે પણ જીવે છે અને જેની પાસે સો હોય તે પણ જીવે છે, માટે અન્યાયથી ધન મેળવવાની ઇચ્છાજ રાખવી નહિ. ઝાઝું ધન હોય તોજ જીવાય અને થોડું ધન હોય તો ન જીવાય એમ નથી. પૃથ્વીમાં જેટલું ધાન્ય છે, જેટલું ધન છે અને જેટલી સ્ત્રીઓ છે તે સઘળું એકને મળે તોપણ તૃષ્ણા શાંત થાય એમ નથી. એમ વિચાર કરવામાં આવે તો કોઇ પ્રકારની ભૂલ થાય નહિ. ધૃતરાષ્ટ્ર રાજા ! હું તમને ફરીવાર પણ કહું છું કે તમારા પુત્રોમાં અને પાંડવોમાં તમે સમતાથી વર્તો. બીજાઓ તરફથી દબાણ થયા વગરજ જે પુરૂષ અધર્મના સંબંધવાળા ઘણાં ધનને છોડી દે છે તે પુરૂષ સઘળાં દુઃખોથી રહિત થઇને સુખથી સૂઇ શકે છે. જેમ આશા ધીરજને હણી નાખે છે, કાળ પ્રબળતાને હણી નાંખે છે અને ક્રોધ લક્ષ્મીને હણી નાખે છે તેમ અ-

તિ લોભ કીર્ત્તિને હણી નાખે છે. પૃથ્વી કે ધન કોઇની સાથે ગયાં પણ નથી અને જશે પણ નહિં. મુવા પછી તો પુણ્ય અને પાપ એજ જીવની સાથે જાય છે. મહા પ્રતાપી મોટા મોટા રાજાઓ પણ રાજ્યોને અને વૈભવોને છોડી દઇને મૃત્યુને વશ્ય થએલા છે. આ મારાં વચન પ્રમાણે જો તમે કરી શકશો તો જીવતાં યશ પ્રાપ્ત થશે અને મૃત્યુ પામ્યા પછી સદ્ગતિ પ્રાપ્ત થશે. ધૃતરાષ્ટ્ર રાજા! તમારી તૃષ્ણાનો તો અંતજ આવતો નથી, એ મોટો અફસોસ છે. તમે પાંડવોને કાંઇ નહિ આપો તો પાંડવો ક્ષત્રિયપણાથી ભ્રષ્ટ થશે માટે તમારે પાંડવોને ક્ષત્રિયપણામાં રાખવા ઘટે છે. મનુષ્યોનું જીવન ક્ષણ ભંગુર છે, સર્વદા દુઃખ રૂપ છે, જીવનને વાસ્તે કુટુંબને મારી અપકીર્ત્તિ લેવી એ તમોને ઘટતું નથી, તમે ધર્માત્મા છો માટે મારૂં માનો અને યુદ્ધનો આરંભ છોડી દો. યુધિષ્ઠિર અને અર્જુન શાંતિમાં રાજી છે, અને હું પણ તમને શાંતિની ભલામણ કરૂછું.

એ સઘળું સાંભળીને પણ દુષ્ટ પુત્રને વશ થઇ ઐશ્વર્ય મેળવવાની મોટી આશાવાળા ધૃતરાષ્ટ્રને કાંઇ ઘુંટડો ઉતર્યો નહિ ત્યારે દૈવને પ્રબળ ગણી વિદુર ત્યાંથી ચાલ્યા નીકળ્યા.

## પાંડવોની સહાય ઘટાડવાનો પ્રપંચ.

મદ્ર દેશનો શલ્ય રાજા પાંડવોને મળવા જાય છે એવું સાંભળીને રસ્તામાં તેની પાસે છૂપી રીતે દુર્યોધન ગયો અને તેને માટે શોભાયમાન સભાઓ બનાવી સારો સત્કાર કર્યો. પાંડવોના ચાકરોએ આ કર્યું હશે એમ માનીને શલ્યે પુછ્યું કે કયા ચાકરોએ આ સભા બનાવી છે ત્યારે દુર્યોધન આવી ઉભો રહ્યો અને તેને જે ઇચ્છા હોય તે માગવાનું જ્યારે શલ્ય રાજાએ કહ્યું ત્યારે તેણે શલ્ય રાજા તેની સેનાના નાયક થાય "એમ વિનંતિ કરી. આવી રીતે ફસાઇ પડવાથી શલ્યને કબુલ થવું પડયું અને પોતાને પોતાની મરજી વિરૂદ્ધ વચન આપવું પડયું હતું. તે કહેવાને પાંડવો પાસે અત્યંત ખેદ પામતો ગયો. યુધિષ્ઠિરે તેમને જવાબ આપ્યો કે તેમાં કશી અડચણ નહિ પણ તમે શ્રીકૃષ્ણ સરખા છો તેથી કર્ણ તથા અર્જુનનું રથમાં બેસી યુદ્ધ થાય તે વખતે તમે કર્ણનું સારથિપણું કરો તો, તમે કર્ણના શત્રુ અર્જુનનાં વખાણ કરીને કર્ણના તેજનો વધ કરજો અને અર્જુનની રક્ષા કરજો. તે પ્રમાણે કરવાને કબુલ થઇને શલ્ય રાજા યુધિષ્ઠિર આદિની રજા લઇ દુર્યોધન પ્રત્યે સૈન્ય સહિત જવા નીકળ્યો

## સંજયે કૌરવો પ્રત્યે પાંડવોના કહેલા સમાચાર.

પાંડવોએ સંજય સાથે મોકલેલા સમાચાર કૌરવની સભામાં સંજયે નીચે પ્રમાણે કહ્યા. યુધિષ્ઠિરની સંમતિથી શ્રીકૃષ્ણ આદિ સઘળા વીર યોદ્ધાએ

સાંભળતાં રાતી આંખવાળા અર્જુને મને કહ્યું કે સંજય! ધૃતરાષ્ટ્રના પુત્રોને પાંડવો, શ્રીકૃષ્ણ, સાત્યકિ, ધૃષ્ટદ્યુમ્ન, અભિમન્યુ દ્રુપદ તથા વિરાટ આદિ બળવાન રાજાઓની સાથે યુદ્ધ કરવાનું માથે આવેલું છે; માટે કૌરવોના નસીબ ફૂરી વળેલાં છે એમ સમજજો. દુર્યોધનને તેઓની સાથે યુદ્ધ કરવાનું મન થયું હોય તો પાંડવોના સઘળા મનોરથો સિદ્ધ થયેલાજ સમજવા. સમાધાન થશે તો પાંડવોને અરધું અને યુદ્ધ થશે તો, સઘળું રાજ્ય મળશે. દુર્યોધનને યુદ્ધની મરજી હોય તો અરધું રાજ્ય દેવાની વૃત્તિ કરવીજ નહિ. યુધિષ્ઠિરે ઘણા વર્ષોથી અટકાવી રાખેલા અગ્નિ સરખા ક્રોધને કૌરવોની ઉપર છૂટો મૂકશે ત્યારે તે તેમને સુકેલાં ખડની પેઠે બાળી દેશે, જ્યારે ભીમસેન કૌરવોની સેનામાં સિંહની પેઠે પ્રવેશ કરશે. ત્યારે દુર્યોધનને ઘણોજ પસ્તાવો થશે. જ્યારે નકુલ, સહદેવ અને દ્રૌપદીના પાંચે પુત્રો પ્રબળ શસ્ત્રો તથા દિવ્ય અસ્ત્રોથી યોદ્ધાઓનાં મસ્તકો ઉડાવશે ત્યારે દુર્યોધન પસ્તાશે. જ્યારે અભિમન્યુ અપાર બાણો ફેંકતો જોવામાં આવશે ત્યારે દુર્યોધન પસ્તાશે. જ્યારે વિરાટ અને દ્રુપદ, યોદ્ધાઓને કાપી નાખતા જોવામાં આવશે ત્યારે દુર્યોધન પસ્તાશે. જ્યારે સહદેવ, શકુનિ ને શિખંડી ભીષ્મને, ધૃષ્ટદ્યુમ્ન દ્રોણને અને હું કર્ણને યમપુરીમાં મોકલીશ ત્યારે દુર્યોધન પસ્તાશે. સાત્યકિ જ્યારે યુદ્ધમાં સિંહની પેઠે ફરતો જોવામાં આવશે ત્યારે દુર્યોધન પસ્તાશે. શ્વેત ઘોડાવાળો, ધ્વજામાં હનુમાનથી શોભતો અને શ્રીકૃષ્ણના હાથથી હંકાતો મારો રથ અને ગાંડીવના પ્રબળ ટંકાર કરતાં નિકળતાં હજારો બાણોથી યોદ્ધાઓનાં મસ્તકો રણભૂમિમાં પડતાં જોવામાં આવશે ત્યારે દુર્યોધન પસ્તાશે. ધૃતરાષ્ટ્રના પુત્રોએ પાંડવોને બાલ્યાવસ્થામાં પણ ઘણાં ઘણાં દુઃખો આપેલાં છે અને હમણાં પણ કપટથી જુગારમાં જીતી તેર વર્ષ સુધી પીડયા છે, તો હવે પાંડવો તેઓને જીવવા કેમજ દેશે? હું એકલોજ બાણોથી સઘળા શત્રુઓને મારીશ. સ્થૂણાકર્ણ, પાશુપતાસ્ત્ર, બ્રહ્માસ્ત્ર અને બીજાં પણ ઘણાં ઘણાં દિવ્ય અસ્ત્રો મારી પાસે હાજર છે. તેથી હું કૌરવોને મારીશ એમાં કશો સંશય નથી. સંજય! હું છેલ્લી વારે કહુંછું કે ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, અશ્વત્થામા અને વિદુર એઓ મળી જેમ કહેશે તેમ અમો સ્વીકારશું કે જેથી કૌરવો જીવતા રહે અર્જુને કહેલું સંજયનું બોલવું સાંભળી ભીષ્મે કહ્યું કે દુર્યોધન! શ્રીકૃષ્ણ નારાયણ અને અર્જુન નરનો અવતાર છે; માટે તેઓ યુદ્ધમાં કોઈથી જીતી શકાય તેમ નથી. ચક્રધારી શ્રીકૃષ્ણ અને દિવ્ય અસ્ત્રોના પ્રયોગો કરતો અર્જુન એ બન્ને એક રથમાં બેઠેલા તારા જોવામાં આવશે ત્યારે તું મારાં વચનોને યાદ કરશે. કૌરવોનો વિનાશ કાળજ પ્રાપ્ત થયો છે એમ હું ધારૂં છું. ભીષ્મનાં વચનો સાંભળી કર્ણ બોલ્યો કે

પિતામહ ! આપે આવું બોલવું નહિ. હું સઘળા પાંડવોને યુદ્ધમાં મારીશ. મારે ધૃતરાષ્ટ્ર અને દુર્યોધનનું પ્રિય કરવું છે. ઘણા કાળથી ચાલતા આવેલા વિરોધનું સમાધાન કેમજ બને ?

ધૃતરાષ્ટ્ર ! દુરાત્મા કર્ણ પાંડવોને જીતવાનો બકવાદ કરે છે પણ તે પાંડવોના બળના સોળમા ભાગની પણ બરાબરી કરી શકે તેમ નથી. તમારા પુત્રોની ઉપર જે આપત્તિ આવી છે તે આ સૂતના દીકરા કર્ણનુંજ કામ છે. પાંડવોએ જેવાં મહાન કામો કરેલાં છે તેવું એક કામ પણ કર્ણે કર્યું નથી. અને મિથ્યાભિમાન રાખે છે. અર્જુન સઘળા કૌરવો સામે એકલો આવી સર્વેને મૂર્છિત કરી લુગડાં લઇ ગયો ત્યારે કર્ણ ક્યાં ગયો હતો ! ગંધર્વો દુર્યોધનને પકડી ગયા ત્યારે કર્ણ ક્યાં ભાગી ગયો હતો. ખોટો બકવાદ અને ધર્મનો લોપ કરનારા કર્ણની વાતો ઉપર તમારે વિશ્વાસ મૂકવો જોઇતો નથી.

ભીષ્મનાં વચનને ટેકો આપી દ્રોણાચાર્ય બોલ્યા કે ભીષ્મ જેમ કહે છે તેમ કરો, લુચ્ચા લોકોનાં વચનો તમારે માનવાં જોઇતાં નથી. યુદ્ધ ઝગ્યા પહેલાં સમાધાન કરવું સારૂં છે. સંજયના બોલવા પ્રમાણેજ અર્જુન સઘળું કરશે એમાં સંશય નથી. અર્જુન જેવો બીજો મહાવીર યોદ્ધો ત્રૈલોક્યમાં નથી. આ પ્રમાણે ભીષ્મ અને દ્રોણનાં વચન કડવાં માની તેને કાન નહિ દેતાં ધૃતરાષ્ટ્ર સંજયને પાંડવોના ખબર પૂછવા લાગ્યા ત્યારે સઘળા સમજુ યોદ્ધાઓએ જીવવાની આશા મૂકી દીધી.

"સંજય! યુધિષ્ઠિર કેમ વર્ત્તે છે! યુદ્ધ નહિ કરવાનું કોણ કોણ કહે છે ! કોના કોના બળ ઉપર આધાર રાખી પાંડવો આપણી સામે યુદ્ધ કરવા ઇચ્છે છે !" સંજયે ઉંડો નીસાસો મૂકી જવાબ આપ્યો કે પાંડવો. દ્રુપદ આદિ પાંચાલ દેશના ક્ષત્રિયો, વિરાટ આદિ મત્સ્ય દેશના ક્ષત્રિયો અને ધૃષ્ટદ્યુમ્ન કેકય દેશના પાંચ રાજકુમારો, સાત્યકિ, ધૃષ્ટકેતુ, શ્રીકૃષ્ણ, જરાસંધના બે પુત્રો અને બીજા પણ સેંકડો રાજાઓના બળ ઉપર આધાર રાખી આપણી સામે યુદ્ધ કરવા ઇચ્છે છે. સંજયની વાત સાંભળી ધૃતરાષ્ટ્ર બીવા લાગ્યો કે પાંડવો મારા પુત્રને મારી નાખ્યા વગર રહેશે નહિ. અને તેથી તેણે સમાધાનની ઇચ્છા જણાવી. પણ તે પુત્ર વશ્ય હોવાથી પોતાનો વિચાર સ્થિર રાખી શક્યો નહિ એટલે પુત્રના મતને ફેરવી શક્યો નહિ.

પિતાને બીતા જાણી દુર્યોધને કહ્યું કે તમે જરા પણ બીયોમાં; અમો પાંડવોને જીતવા સમર્થ છીએ, પ્રથમ ભીષ્મે સઘળા રાજાઓને જીતી લીધા હતા, અને હમણાં તો ભીષ્મને અમો સઘળા સહાયતા આપીશું. હું અભિમાનથી કહું છું કે રાજ્ય અને જીવિતને છોડી દેવું સ્વીકારૂં છું પણ પાંડવોને

તીખી સોયની અણીથી વીંધાય તેટલો ભાગ પણ હું આપવાનો નથી દેવતાઓના કરતાં પણ વધારે શક્તિ ધરાવું છું. આવાં બડાઇનાં વચન સાંભળી કર્ણ કૂલાઈ બોલ્યો કે હું પરશુરામ પાસેથી જે વિદ્યા શીખ્યો છું તેથી સઘળી પૃથ્વીને બાળી નાખવા સમર્થ છું. કર્ણના બોલથી ભીષ્મે તેને ઠબકો દઇ કહ્યું કે અરે સૂતપુત્ર કર્ણ! તું શું બકે છે! તારી પાસે ઇંદ્રની આપેલ સાંગ છે તે સાંગને શ્રીકૃષ્ણનું ચક્ર ક્ષણ માત્રમાં ભસ્મ કરી નાખશે. અને તારી પાસે જે સર્પ મુખ બાણ છે તે અર્જુનનાં દિવ્ય અસ્ત્રોથી ભસ્મ થઇ જશે. બાણાસુર અને નરકાસુરને તોડી નાખનારા શ્રીકૃષ્ણ અર્જુનની રક્ષા કરે છે. માટે તારાથી અર્જુનની સામે પણ જોઈ શકાશે નહિ. ભીષ્મનાં અત્યંત કઠોર વચનો સાંભળી કર્ણે કહ્યું કે ભીષ્મ મને વારંવાર દુર્વચનો સંભળાવે છે માટે જ્યાં સુધી ભીષ્મ જીવતા હશે ત્યાં સુધી મારે યુદ્ધમાં ઉતરવું નથી. હું જો સંગ્રામમાં ભીષ્મની સાથે હોઉં તો મારી સહાયતાથી ભીષ્મ જીવતા રહે અને મારાં કરેલાં કામનો યશ પોતે લીએ. માટે ભીષ્મ મરણ પામ્યા પછીજ મારો પ્રભાવ સઘળા રાજાઓને હું દેખાડીશ. એ પ્રમાણે બોલી રીસાઇ કર્ણ સભામાંથી ઉઠી ગયો. તે ઉઠી ગયા પછી ભીષ્મે હાસ્ય કર્યું અને કહ્યું કે દુર્યોધન! જોયું. કર્ણની કેવી સ્થિતિ છે? પહેલાં તો સહુથી આગળ યુદ્ધ કરવાની બડાઇ મારતો હતો અને હમણાં હું જીવતાં સુધી તને નુકશાન થતું હોય તો પણ તે સ્વીકારીને ઉઠી ગયો. આવો સ્નેહી પરિણામે શા ઉપયોગનો થાય એ તારે વિચારવું જોઇએ. એ કર્ણ અસ્ત્રવિદ્યા શિખવા સારૂં પરશુરામ પાસે પોતે બ્રાહ્મણ હોવાનું ખોટું બોલ્યો હતો. ત્યારેજ તેના ધર્મ, તપ અને તેજ નષ્ટ થઇ ગયાં છે. પરશુરામે એને શાપ આપ્યો છે કે મરવાના સમયમાં તને અસ્ત્રવિદ્યા સ્ફુરિત થશે નહિ.

## દુર્યોધનનો દુરાગ્રહ.

કૌરવોની સભામાં ઘણી ગડબડ ઉઠી રહી. પરસ્પર વિરૂદ્ધ વાતો બોલાવા લાગી. માંહોમાંહે કુસંપનું બીજ રોપાયું. અંધ ધૃતરાષ્ટ્રે પોતાના પુત્રોના જીવવાની આશા છોડી દીધી. સઘળા વૃદ્ધ અને વિદ્વાન પુરૂષો દુર્યોધનને ધિક્કારવા લાગ્યા. છેવટ તેઓ વચ્ચે વિવાદ ઉઠતાં સઘળી સભા પોતાની મેળેજ ઉઠી નીકળી. સભાસદો ગયા પછી ધૃતરાષ્ટ્રે કુપુત્ર દુર્યોધનને સંજયને મોકલી પાસે બોલાવ્યો અને ગાંધારીને બોલાવી પોતાના પુત્રને શિખામણ આપવા ભલામણ કરી. ગાંધારીએ અત્યંત નમ્ર વચનથી સમજાવ્યો, આગ્રહ છોડવાની ભલામણ કરી કહ્યું કે ભીમની ગદા વાગશે ત્યારે તું મારાં વચનને યાદ કરીશ, માટે ગમે તેમ કરી શ્રીકૃષ્ણને શરણે જા. વાસુદેવ, એ સર્વે સ્થાવર જંગમાત્મક જગતના તથા કાળ અને મૃત્યુના ઇશ છે, જ્યાં

જ્યાં શ્રીકૃષ્ણ હોય છે ત્યાં વિજયજ થાય છે, ત્યારે વેદ વ્યાસ તથા માતા પિતાએ શ્રીકૃષ્ણને શરણે જવાનું વારંવાર કહ્યું; પણ તેણે કહ્યું કે "અર્જુનના મિત્ર દેવકીના પુત્ર ભગવાન વાસુદેવ સર્વે મનુષ્યનો સંહાર કરી નાંખે તો પણ હું તેને નમવાનો નથી." તેનાં માતા પિતાએ નિરાશ થઈ આજીજી સાથે ખૂબ ઠબકો આપ્યો. વ્યાસજીએ પણ ફરી ધૃતરાષ્ટ્રને જનાર્દન ભગવાનને શરણે જવાનું કહ્યું. પછી સંજયે શ્રીકૃષ્ણ ભગવાનના જુદા જુદા નામોના અર્થ સમજાવ્યા અને કહ્યું કે શ્રીકૃષ્ણ પોતે અહીં સમાધાન કરવાને પધારવાના છે. ધૃતરાષ્ટ્રનો પરના પણ પર એવા વાસુદેવને શરણે જવાનો નિશ્ચય; અફસોસ પાર પડયો નહિ, અને વેદ વ્યાસ તથા માતા પિતાનાં વચનોનો તિરસ્કાર કરી કાળચક્ર માથે ફરવાને લીધે દુર્મતિ દુર્યોધન ચાલતો થયો એટલે ધૃતરાષ્ટ્ર ગાંધારી તથા વ્યાસ આદિ બીજા પણ જે સભ્ય મનુષ્યો પાછળ રહ્યા હતા તેઓ પણ ઉદાસ બની ગુપચુપ ચાલ્યા ગયા.

ઘણાક દિવસો થયા પણ કૌરવો તરફથી સંદેશો ન આવ્યો ત્યારે યુધિષ્ટિરે ભાઈઓના અભિપ્રાયથી પોતપોતાની મરજી પ્રમાણે સૌએ વિચાર જણાવી છેવટે શ્રીકૃષ્ણે વિનંતી કરી કે મેં માત્ર પાંચ ગામને માટે દુર્મતિ દુર્યોધનને કહેવડાવ્યું છે છતાં તે રાજી હોય એમ જણાતું નથી, જો અમો શાંત રહીશું તો ભુખે મરશું અને યુદ્ધ કરશું તો ગોત્ર હત્યાના પાપમાં પડશું માટે હવે શું કરવું. શ્રીકૃષ્ણે કહ્યું કે હવે હું જઈને સામોપચારથી સમજાવું અને તે જો ન માને તો પછી વિલંબ ન કરતાં યુદ્ધના આરંભમાં ઉતરવું. ત્યારે યુધિષ્ટિરે કહ્યું કે "તમારે તેમની પાસે જવું તે મને રૂચતુ નથી કારણ કે રખેને ત્યાં તમને કંઇ હાનિ થાય" જ્યારે હું સંહાર કરવા ઉઠું ત્યારે મારી સામે કોઈ પણ ઉભો રહી શકે નહિ. એવાં શ્રીકૃષ્ણનાં વાક્ય સાંભળીને યુધિષ્ટિરે જવાની હા પાડી. શ્રીકૃષ્ણે યુધિષ્ટિરને કહ્યું કે "ભિક્ષા માગી જીવન ગાળવું તે ક્ષત્રિયોનો ધર્મ નથી, અને કૌરવો સાથે સમાધાન કરવાનો હું અત્યંત પ્રયત્ન કરીશ. પણ હું ધારૂં છું કે સમાધાન થવું બહુ દૂર છે. તો પણ કાર્ય ફળીભૂત થાય યા ન થાય તો પણ પોતાની ફરજ તો બજાવવીજ. જોઇએ.

### શ્રીકૃષ્ણનું પાંડવોના રાજ્ય ભાગ સારૂં હસ્તિનાપુર જવું.

શ્રીકૃષ્ણ મોટા ભભકાથી કાર્તિક માસમાં આ અગત્યના કામ સારૂં હસ્તિના પુર જવા નીકળ્યા, એ સાંભળી ધૃતરાષ્ટ્રે તેમના સન્માન માટે સઘળી તજવીજ કરવા માંડી. રસ્તામાં જ્યાં જ્યાં ઉતારા થાય ત્યાં ત્યાં ધૃતરાષ્ટ્રે તેમને માટે ઉત્તમ ગોઠવણ કરાવી પણ તે તૈયારીની સામું નહીં

જોતાં શ્રીકૃષ્ણ પરભાર્યા ચાલ્યા ગયા. રાજાની આવી ગોઠવણ સાંભળીને વિદુરે કહ્યું કે શ્રીકૃષ્ણને તમે ધને કરીને તમારી તરફ ખેંચી લેવા માગો છો તે આશા વ્યર્થ છે! કેશવ ભગવાન સલાહ વગર બીજું કંઇ તમારી પાસેથી કબુલ રાખશે નહિ. તમારી ભેટોથી કાંઈ વળે તેવું નથી. શ્રીકૃષ્ણ હસ્તિનાપુર પોહોંચ્યા કે સૌ શ્રીકૃષ્ણને સામા લેવા ગયા, પણ અભિમાની દુર્યોધન ન ગયો. શ્રીકૃષ્ણ માન સહિત શેહેરમાં આવ્યા અને ધૃતરાષ્ટ્ર આદિ સૌને મળ્યા પછી વિદુરને ત્યાં જઈ વિયોગથી દુઃખી એવાં કુંતીને મળ્યા અને તેની આશ્વાસના કરીને પછી દુર્યોધનના મેહેલમાં ગયા. અહીં દુર્યોધને માનથી બેસાડ્યા અને મધ તથા ફળ પાન તેની આગળ મૂક્યાં જે તેમણે માન્ય કર્યું નહિ. દુર્યોધને શ્રીકૃષ્ણને શઠતાથી ભરેલાં અને સુંદર વાક્યથી પૂછ્યું કે આપ ભોજન કરતા નથી ત્યારે શ્રીકૃષ્ણ સ્પષ્ટાક્ષર યુક્ત વાક્ય બોલ્યા કે જે દૂત જે કામ સારૂં આવ્યો હોય તે કામ કરી કૃતાર્થ થયો હોય તોજ માત્ર ભોજન કરે છે માટે જ્યારે હું કૃતાર્થ થાઉં ત્યારે તમો ભલે મારી આગતા સ્વાગતા કરજો. વધારે આગ્રહ કરવાથી શ્રીકૃષ્ણે વધારે કડ-કાઇથી કહ્યું કે હું કદી પણ કામ, ક્રોધ, દ્વેષ, કપટ, લોભ તથા અર્થના કારણથી ધર્મનો ત્યાગ કરૂં એમ નથી. જ્યારે કોઇ પણ માણસ જમનાર ઉપર પ્રીતિ દેખાડે અથવા જ્યારે જમનાર આપત્તિમાં હોય ત્યારેજ તે મા-માણસ બીજાનું ભોજન ગ્રહણ કરે છે. હે રાજન્, પ્રીતિના તથા આપત્તિના અન્ન મને પ્રસન્ન કરે તેમ નથી કારણ કે તમે મારાપર પ્રીતિ બતાવી નથી તેમજ હું આપત્તિપણાને પામેલો નથી. હે રાજન્, તમે, તમારાં પ્રિય તથા પોતાના ગુણે કરી જગતમાં પ્રસિદ્ધિને પામેલા પોતાના ભાઇ પાંડવોનો જન્મ-થીજ ફોકટ દ્વેષ કરો છો; માટે દુષ્ટોએ બનાવેલું આ સર્વ અન્નનું મારે ભોજન કરવું જોઇએ નહિ. કેવળ એક વિદુરના અન્નનુંજ ભોજન કરવું એવીજ મારી ઇચ્છા છે એવું કહીને કેશવ ભગવાન ઉઠ્યા અને તેની સાથે ભીષ્મ, દ્રોણ અને બીજા પણ ઉઠ્યા. એઓએ પોતાને ત્યાં આવવાને હૃષીકેશ ભગવાનને વિનંતિ કરી, પણ શ્રીકૃષ્ણે કહ્યું કે હું એકને ઘેર જાઉં તો બીજાને દુઃખ લાગે માટે હું તો વિદુરને ત્યાં જઇશ. તે રાત્રે વિ-દુરની સાથે વાત કરતા શ્રીકૃષ્ણે કહ્યું કે પૃથ્વીને મૃત્યુના પાશથી મુક્ત કરવાને વાસ્તે હું અહિં આવ્યો છું. બંન્ને પક્ષમાં સલાહ થશે તેમ હું યત્ન કરીશ. જો કૌરવો મારા હિત રૂપ તથા ધર્મ અને અર્થ યુક્ત વાક્યો ધ્યાનમાં લેશે તો મારો અર્થ જે સલાહ કરવાનો છે તે પાર પડશે.

બીજે દહાડે સભામાં જ્યાં શોભાયમાન યોદ્ધાઓ તથા રાજાઓ એકઠા થયા હતા ત્યાં કમલ સરખાં નેત્રવાળા, શ્રીકૃષ્ણ સભામાં પધાર્યા. ત્યારે તે

સર્વે રાજાઓ તેમને મળવાને આસન પરથી ઉભા થયા દરેકની દૃષ્ટિ તેમના પર લાગેલી હતી, તેટલામાં નારદજી અને બીજા ઋષિઓ આકાશ માર્ગે સભામાં આવી વિરાજ્યા અને શાંતિ પ્રસરી રહી. પછી ચતુર્માસમાં જેમ મેઘ ગર્જના કરે તેમ શ્રીકૃષ્ણ મોટા શબ્દોથી બોલ્યા કેઃ–" હે ભારત, વીર લોકોનો નાશ ન થાય અને કૌરવો તથા પાંડવો વચ્ચે સંપ થાય તે વિષેનો યત્ન કરવા હું અહીં આવેલો છું. તમારૂં કુળ દયા, સત્ય, ક્ષમા, સરલતા તથા શૌર્ય આદિ સઘળા સદ્દગુણોથી સંપન્ન છે. તો હવે પછી પણ એ કુળ એવી સ્થિતિમાં રહે એમ થવું જોઇએ. ભારતનું કુળ સદા ધર્માચરણને માટે વિખ્યાતિ પામ્યું છે, પણ તમારા પુત્ર મૂઢતાને લીધે અર્થનું તત્વ જાણતા નથી તથા અધર્મ અને દુરાચારે વર્ત્તે છે. હવે તેઓ સગાં સંબધીઓનો નાશ કરવા ઇચ્છે છે. જો તમે યુદ્ધ કરવા આજ્ઞા આપશો તો પૃથ્વીનો પ્રલય થશે, તમે ઇચ્છશો તો સમાધાન ઝટ થશે. શત્રુવટથી ને યુદ્ધથી લાભ થનાર નથી; પાંડવો તમારી સેવા કરવાને પણ તૈયાર છે માટે યોગ્ય લાગે તે કરો. પાંડવો તેમના પુત્રો સહિત તમારી સાથે મળીને તેઓ તમારા રાજ્યના રક્ષકો બનશે તો તમારૂં બળ અમાપ થઈ પડશે. પણ જો બન્ને પક્ષ એક બીજાનો નાશ કરશે તો શું તમે સુખ પામશો! તમે તેમને પુત્ર તરીકે ઉછેર્યા છે માટે તેમનાપર જેવી તેમની બાલ્યાવસ્થામાં તમારી પ્રીતિ હતી તેવીજ પ્રીતિ રાખો. પાંડવોએ તો પોતાનું તેર વરસ દર્મ્યાનનું વચન પાળ્યું છે અને હવે તમે તમારૂં વચન પાળો; અને પાંડવોએ તમને કહેવડાવ્યું છે કે "તમરૂપ અમારા વડીલ છતાં અમે બહુ દુઃખ વેઠીએ છીએ. તમે અમારામાં પિતાની વૃત્તિને પામો, કદી અમે અવળે માર્ગે ચાલતા હોઇએ તો પણ પિતા રૂપ તમારે અમને સીધે રસ્તે ચલાવવા જોઇએ; માટે તમે સારો માર્ગ બતાવો ને પોતે પણ સારા માર્ગ રૂપ ધર્મમાં રહો," આમ જણાવીને પછી પાંડવોના ઉપર તેઓએ નાખેલું દુઃખ જે તેઓએ ધીરજથી સહન કર્યું અને જે સર્વને માટે તેઓ ક્ષમા આપવાને પ્રસન્ન હતા તે અત્યંત કરૂણાજનક રીતે શ્રીકૃષ્ણે કહી દેખાડી વળી પણ કહ્યું કે "હે ભારત; હું તેમના તથા તમારા ધર્મ, અર્થ તથા સુખના હેતુથી શાંતિને ઇચ્છુ છું માટે અનર્થને અર્થ રૂપ અને અર્થને અનર્થ રૂપ માનીને તમે વૃથા પ્રજાનો નાશ કરો નહી. હે રાજન્, લોભમાં ગરકાવ થયેલા તમારા પુત્રોને વારો. પાંડવો તો તમારી સેવામાં પણ તત્પર છે તથા યુદ્ધ થશે તો તેમાં પણ તત્પર છે. માટે હે શત્રુનું દમન કરનાર ધૃતરાષ્ટ્ર ? તમને યોગ્ય લાગે તે કરો."

શ્રીકૃષ્ણની મધુર વાણી બંધ પડી. અને સર્વે સભાસદો સ્તંભિત થયા અને આ વાક્યનો કોઇ પુરૂષ ઉત્તર આપવા ઇચ્છતો નથી

એમ સો પોતાના મનમાં ચિંતવન કરવા લાગ્યા. વળી મદથી ઉન્મત્ત બનેલા પુરુષોના પરાજયનાં દૃષ્ટાંતો આપી ઘણાએક ઋષિઓએ દુર્યોધનને સમજાવ્યો. નારદજીએ તેની સાથે ઘણો વખત વિવાદ કર્યો અને કહ્યું કે હિત ઇચ્છનારા સંબંધીનાં હિત વાક્યો તેણે સાંભળવાં જોઇએ; પણ સર્વ વૃથા! પોતાના મૂર્ખ અને દુષ્ટ બુદ્ધિમાન પુત્ર દુર્યોધનને સમજાવવા ધૃતરાષ્ટ્રે શ્રીકૃષ્ણને વિનંતિ કરી ત્યારે કેશવ ભગવાને તેની પાસે જઇને મધુર વાણીથી તેના ગુણોની પ્રશંસા કરી કહ્યું કે "તું હઠ છોડી દઇ પાંડવો સાથે સલાહ કર. આથી સર્વ સુખી થશે અને તે તારા પિતાની આજ્ઞાનું પાલન કર્યું કહેવાશે. તારા પિતા ધૃતરાષ્ટ્રને પાંડવો સાથે સ્નેહ કરવો રૂચે છે માટે હે કુરૂ શ્રેષ્ઠ તું પણ તેમ ઇચ્છ. અધર્મનું વર્તન કરવાથી થોડા સમયમાં નાશ થાય છે. તેથી તારા સંબંધીઓ અને યોદ્ધાઓ નાશ ન પામે તેમ કર. તું પોતાને કુળને તથા કુળની કીર્તિને હણનારો કહેવડાવમાં. પાંડવોની સંમતિ તથા મદદથી તું યુવરાજ પદને પામીશ. પાંડવો સાથે સારી રીતે સ્નેહ કરવાથી, સંબંધીઓનાં વચન માનવાથી તથા મિત્રો સાથે પ્રસન્નતા વડે રહેવાથી ઘણા કાળ સુધી તું સુખ પામીશ." પછી ભીષ્મ કહેવા લાગ્યા કે "તું માતાપિતાને શોક રૂપી સમુદ્રમાં ડુબાવ નહિ." પછી દ્રોણાચાર્યે પણ ઘણીક રીતે સમજાવ્યો, વિદુર તથા ધૃતરાષ્ટ્રે પણ સમજાવ્યો, ફરીથી ભીષ્મ તથા દ્રોણે મધુર વાણીથી કહીને સમજાવ્યો પણ સર્વ વૃથા. દુર્યોધને ચંડાળ ચોકડીના બળથી ઉશ્કેરાઈ જઇને જવાબ આપ્યો કે "હું નિરપરાધી છઉં અને જ્યાં સુધી હું જીવીશ ત્યાં સુધી હે માધવ! તીખી સોઇની અણી ખૂંચે તેટલો પણ પૃથ્વીનો વિભાગ પાંડવોને હું આપનાર નથી." પછી કેશવ ભગવાને ક્રોધથી ઉત્તર આપ્યો કે "તું તારી ઇચ્છા પ્રમાણે શૂરવીરની શય્યાને પામીશ, તું તારા અમાત્ય સહિત સ્થિર થા. અરે દુષ્ટ! તું તારી પાસેથી માગી લેનાર પાંડવોને તેના પિતાનું વિભાગ રૂપ રાજ્ય આપવાને ઇચ્છતો નથી પણ ઐશ્વર્ય ભ્રષ્ટ થઇને તારે તેમને રાજ્ય આપવું પડશે અને તારો વિનાશ થશે." આથી અત્યંત લાલચોળ નેત્ર કરી દુર્યોધન પોતાના વડીલોનું અપમાન કરીને સભામાંથી ઉઠી ચાલ્યો અને તેને જોઇને તેના ભાઇઓ અને તેના પક્ષકારો તેની પાછળ જવા લાગ્યા. શ્રીકૃષ્ણે રાજાને કહ્યું કે દુર્યોધન કર્ણ, શકુનિ તથા દુ:શાસનને બાંધીને પાંડવોને સ્વાધીન કરો જેથી આખા કુળનો બચાવ થાય પણ ધૃતરાષ્ટ્ર છેવટના ઉપાયે ગાંધારીને બોલાવી મૂઢ દુર્યોધનને સમજાવવા કહ્યું. ગાંધારીએ દુર્યોધનને સભામાં તેડાવ્યો ક્રોધથી કાળોતરા નાગની પેઠે ફુંફાડા મારતો દુર્યોધન લાલ નેત્ર કરીને સભામાં આવ્યો. માતાએ નમ્રવાણીથી તેને

બહુ બહુ સમજાવ્યો, પણ જ્યાં આગળ શ્રીકૃષ્ણ જેવાની મીઠી વાણીનું કંઇ ચાલ્યું નહિં ત્યાં માતા પણ શું અસર કરી શકે! ક્રોધાવેશમાં આવીને કાંઇ પણ પ્રત્યુત્તર આપ્યા વગર અને વડીલોને આદરમાન આપ્યા વગર વળી પણ તે સભામાંથી ચાલ્યો ગયો.

## દુર્યોધનનો દુષ્ટ સંકલ્પ–શ્રીકૃષ્ણનો પ્રભાવ.

એકાંતમાં ભેળામળી ચંડાળ ચોકડીએ વિચાર કીધો કે સઘળા આપણી સામા થાય છે અને શ્રીકૃષ્ણનો વિચાર આપણને કેદ કરવાનો હોય તેવો જણાય છે, માટે આપણેજ તેને કેદ કરીએ. પછી પાંડવો અને યાદવો કેવળ અશક્ત થઇ રહે. એવો મૂર્ખાઇ ભરેલો વિચાર સાત્યકીએ જાણીને કેશવ, ધૃતરાષ્ટ્ર તથા વિદુરજીને તે અભિપ્રાય કહી બતાવ્યો અને કહ્યું કે જેમ બાળક તથા જડ પુરૂષ પ્રજ્વલિત અગ્નિને વસ્ત્રે કરી બાંધવા ઇચ્છે તેમ કમળ સરખા નેત્રવાળા આ શ્રીકૃષ્ણને દુર્યોધન બાંધવા ઇચ્છે છે." ભગવાને ધૃતરાષ્ટ્રને કહ્યું કે "દુર્યોધન પોતાનું નિંદિત કર્મ ભલે કરો; હું તેનાપર ક્રોધ કરીશ નહિ." ભાઇઓ તથા રાજાઓ સહિત દુર્યોધનને પાછો બોલાવીને ધૃતરાષ્ટ્ર તથા વિદુરજીએ તેને ઘણાજ ગુસ્સે થઇ કહ્યું કે "આ શ્રીકૃષ્ણનું પરાક્રમ તું જાણતો નથી. બળાત્કારથી તેને ગ્રહણ કરવાને કોઈ પણ શક્તિમાન નથી."" પછી ભગવાને પોતાનો પ્રભાવ બતાવવા વિરાટરૂપ ધરવાની ઇચ્છા કરી કે ધૃતરાષ્ટ્રને દિવ્ય ચક્ષુ થયાં. શ્રીકૃષ્ણ અત્યંત ક્રોધાયમાન થઇ બોલ્યો કે, હે દુર્બુદ્ધિ દુર્યોધન, મોહથી તું મને એકલો જાણી બળાત્કારથી બાંધવાની ઇચ્છા કરે છે; પણ અહિંજ સર્વે પાંડવો અંધક તથા વૃષ્ણિ કુળના સર્વે યાદવો, સૂર્યો, રૂદ્રો તથા મહર્ષિ સહિત વસુઓ છે." આમ કહીને શ્રીકૃષ્ણ પોતાના ક્ષુદ્ર જેવા શત્રુને જોઇને ખડખડ હસ્યા કે તેમના શરીરમાંથી હજારો દેવો ઉત્પન્ન થયા જેઓ તેની ચોતરફ ભયંકર અગ્નિની જ્વાળાઓ મુકવા લાગ્યા; લલાટમાં બ્રહ્મા, છાતીમાં રૂદ્ર, મુખમાં અગ્નિ, જમણા હાથમાં અર્જુન ડાબા હાથમાં બળભદ્ર પીઠમાં પાંડવો, અંગોમાં યાદવો અને રૂવાડાંના છિદ્રોમાં અનેક બ્રહ્માંડો દેખાવા લાગ્યાં. સર્વે પ્રાણિમાત્રના આત્મારૂપ શ્રીકૃષ્ણનું આ વિશ્વરૂપ જોઈ દ્રોણ, ભીષ્મ, વિદુર અને સંજય એ સિવાય બીજા બધા લોકો પોતપોતાના નેત્રો મીંચી ગયા. ઋષિઓ સ્તુતિ કરવા લાગ્યા; દેવતાઓનાં દુંદુભિઓ વાગવા લાગ્યાં, પુષ્પોની વૃષ્ટિ થવા લાગી, પૃથ્વી ચળાયમાન થવા લાગી, અને સમુદ્રો ક્ષોભ પામવા લાગ્યા. સર્વે આશ્ચર્ય પામી જુવે છે એટલામાં પોતાનું દિવ્ય સ્વરૂપ શમાવી અદૃશ્ય કર્યું અને પ્રથમના જેવા સ્વરૂપથી સાત્યકિ તથા કૃતવર્માનો હાથ પકડી સભાની બહાર જતાંજ પોતાનો શ્વેત રથ

જોયો. પછી ધૃતરાષ્ટ્રે તેમની પાછળ જઇ કહેવા માંડયું કે 'હે જનાર્દન, મારા પુત્રો પાસે મારૂં કંઇ ચાલતું નથી તે આપ જાણો છો. ત્યારે શ્રીકૃષ્ણે સર્વે રાજાઓ તથા ધૃતરાષ્ટ્રને કહ્યું કે " કૌરવોની સભામાં ખરાબ માણસની પેઠે, મંદ બુદ્ધિવાળો દુર્યોધન ક્રોધથી ઉઠયો તે સર્વ વૃત્તાંત તમે જાણો છો અને આ ધૃતરાષ્ટ્ર રાજા હું અસમર્થછું, મારૂં કાંઈ ચાલતું નથી એમ કહે છે મા[illegible]હવે હું યુધિષ્ઠિર પાસે જવાની સર્વે સભાસદોની રજા લઉછું. એ પ્રમાણે સર્વેની રજા લઇ કેશવે રથમાં બેસી વિદુરને ત્યાં જઇ પોતાની ફઇ કુંતીને સર્વે હકીકત કહી.

## કુંતીએ ક્રોધથી પુત્રોને મોકલેલા સમાચાર.

કુંતીએ કહ્યું કે ભાઇ! પાંડવોને મારી આશીષ કેજો અને સમજાવજો કે હવે તમે યુદ્ધ કરવામાં આળસ કરશો નહિ. યુદ્ધ કરી શત્રુઓને મારી પોતાનું નામ પ્રખ્યાત કરો. તમને જણીને હું રાંકપણામાં પરાયા અન્નના ટુકડાઓ ખાઉછું એથી બીજું શું ભુંડું કહેવાય? તમે બાપદાદાનું ઓળોમાં પણ ક્ષત્રિય ધર્મને અનુસરી યુદ્ધ કરો. જેનું ચરિત્ર ચારે કોર પ્રખ્યાતિ પામી ગવાય નહિ તે પુરૂષ નહિ પણ નપુંસકજ સમજવો. જે ક્ષત્રિય જીવીને પોતાનું પરાક્રમ ન દેખાડે તેને ક્ષત્રિય નહિ પણ ચોરજ સમજવો. તમે પોતાની છાતી લોઢા જેવી કરી. શત્રુ પાસેથી બાપની મિલકતને છોડાવી અમો કે જેઓ મુવાં પડેલાં છીએ તેઓને જીવાડો. આમ યુધિષ્ઠિરને કહેવરાવી વળી પણ તેણે ભીમ, અર્જુન, નકુળ તથા સહદેવને પણ કહેવરાવ્યું કે રજપુતાણી જે કામ વાસ્તે દિકરાને જન્મ આપે છે તે કામ કરવાનો આ સમય પ્રાપ્ત થયા છતાં જો તમો તે કામ નહિ કરો તો તમારી માને પેટે પથરાની પેઠે વૃથા પડયાજ કહેવાશો તમે આવી નપુંસકની વૃત્તિથીજ રહેવાના હોતો તમારૂં જીવવાનું કશું પ્રયોજન નથી. હું અતિ દુઃખ પામી છું અને તમે પામ્યા છો, પામોછો પણ એ કંઇજ નથી, પણ દ્રૌપદીને ચોટલો ઝાલી સભામાં આણી અત્યંત અઘટિત વચનો બોલી ચીર ખેંચ્યાં એ કાંઇ શત્રુઓએ જેવો તેવો તિરસ્કાર નથી કર્યો. તે વેળા તમે વેર લીધું હોત અથવા પ્રાણ ત્યાગ કર્યો હોત તો સારૂં હતું, પણ તે વેળા તમે કાંઇ કીધું નથી, તો હવે યુદ્ધમાં વધારે વૈરબુદ્ધિથી વર્તજો.

## સમાધાનના યત્નની સંપૂર્ણ નિષ્ફળતા.

કુંતીનાં જુસ્સો લાવે એવાં વચનો કહેવરાવ્યા પછી શ્રીકૃષ્ણ રથમાં બેસી નગર બહાર ગયા, તેણે કર્ણને જતો દીઠો, શ્રીકૃષ્ણે કર્ણને બોલાવી પોતાના રથમાં બેસાડી સમજાવ્યો કે કુંતી કુંવારી હતા તે સમયે તું તેના ઉદરથી જન્મેલો છે તેથી ધર્મની રીતિ પ્રમાણે તું પાંડુનો પુત્ર છો

માટે કૌરવોને છોડી મારી સાથે આવી તારા ભાઇ પાંડવોને મળ. પાંડવો તને મોટા ભાઇ ગણી તારા ચરણમાં પડશે. તું રાજા થઇશ અને યુધિષ્ઠિર યુવરાજ થશે તથા બીજા ચારે તારી સેવા કરશે; કર્ણ બોલ્યો કે તમે સ્નેહથી, મિત્રપણાથી તથા મારૂં હિત ઇચ્છી કહોછો એ વાત નિઃસંશય થાય છે, પણ આજ સોળ વર્ષ થયાં દુર્યોધને રાજ્ય કારભાર સોંપ્યો છે. હવે શું મારે તેને આપત્કાળમાં છોડવો? દુર્યોધને મારા ઉપર સઘળો આધાર રાખીને પાંડવો સાથે વિગ્રહ કર્યો છે અને તે મારા બળ ઉપર આધાર રાખે છે, તમારા પક્ષમાં અર્જુન છે અને તેની કીર્તિ મોટી છે, કૌરવ પક્ષમાં મારી છે, જો હું પાંડવ પક્ષમાં આવું તો લોકો મને અર્જુનથી ઉતરતોજ ગણશે અર્જુનમાં કેટલું પાણી છે તે હું જાણુંછું અને તે મારૂં જાણે છે, પણ હવે દૈવ ઉપર વાત રહી છે. મેં કૌરવોનું લુણ ખાધું છે માટે હું તેનાજ પક્ષમાં રહીશ. પછી શ્રીકૃષ્ણ અને કર્ણ બન્ને જણ ભેટયા કર્ણે કેશવને કહ્યું કે મેં પાંડવોનો જવ જોયો છે. એમ કહી કર્ણ પાછો ગયો અને શ્રીકૃષ્ણ પાછા પાછા ગયા. પાછળથી ફરી પણ વિદુરે યુદ્ધ ન કરતાં સમાધાન માટે કૌરવોને સમજાવતાં તેઓએ વિદુરને ઘણાંક દુર્વચનો કહ્યાથી વિદુર ખેદયુક્ત થઇ તીર્થ યાત્રા કરવાં ગયા. સમાધાનીનો છેલ્લો યત્ન પણ નિષ્ફળ ગયો.

ભીષ્મ અને દ્રોણ જેઓ પાછળ રહ્યા હતા તેમણે દુર્યોધનને સમાધાન કરવાનું ફરીથી એકવાર સમજાવ્યું અને પોતાની રાજ્યભક્તિની ખાત્રી આપી અને પાંડવો સાથે પરાણે યુદ્ધ કરવા માંટે શોક કરવા લાગ્યા. દ્રોણે કહ્યું કે મારા પુત્ર કરતાં પણ અર્જુન મને વધારે વ્હાલો છે. અમે વૃદ્ધ થયા છીએ તેમ અમારૂં આયુષ્ય પણ પુરૂં થઇ રહેવા આવ્યું છે. તું હજી જુવાન છે તેથી મિત્ર, રાજ્ય અને આયુષ્યનો શા માટે ત્યાગ કરે છે? પણ દુર્યોધનને તે વાત ગળે ઉતરી નહિ.

### ભીષ્મ તથા દ્રોણ કૌરવો તરફ કેમ રહ્યા?

ઘણી એક વખત એવો સવાલ થાય છે કે ભીષ્મ અને તેનાજ જેવા હૃદયવાળા મહાપુરૂષો પાંડવોના પક્ષમાં કેમ ગયા નહિ અને જેપક્ષમાં તેઓનાં મન અને દેવોના આશીર્વાદ હતા તે પક્ષ તરફથી કેમ લડયા નહિ; ભીષ્મ જે મુખ્યત્વે કરીને શ્રીકૃષ્ણના ભક્ત હતા તેણે શ્રીકૃષ્ણની સામે પોતાનું ધનુષ કેમ ઉપાડયું ? ભીષ્મ જે ધર્મ, નીતિ તથા ન્યાયનું સ્વરૂપ હતા તે જે પક્ષમાં આ ત્રણ ગુણો હતા તેની સામે અને જે પક્ષમાં તેથી વિરૂદ્ધ ગુણો હતા તેની તરફથી શા માટે લડયા? દ્રોણાચાર્યનું પણ શું ? જેણે અર્જુનને યુદ્ધકળા શીખવી, જે અર્જુન ઉપર ઘણોજ પ્રેમ રાખતા હતા, તેણેજ શા

માટે તેની સામા યુદ્ધ કર્યું ! તેનું કારણ એ છે કે કસોટી વખતે, જીંદગીની દરેક સ્થિતિમાં, અત્યંત શોકને વખતે અને મૃત્યુને સમયે પણ પોતાનો ધર્મ મનુષ્યે તજવો નહિ જોઇએ. પોતાના રાજા તથા દેશને માટે લડવું તે તો સર્વનો મુખ્ય ધર્મ છે. ભીષ્મ તથા દ્રોણનાં શરીરો રાજ્યથી ધૃતરાષ્ટ્ર અને તેના પુત્રો તરફ વફાદાર રહેવાને બંધાએલાં હતાં; તેઓ તેની પ્રજા, લડવૈયા તથા સલાહકારો હતા, ધૃતરાષ્ટ્રની સેવામાં તેઓ રહ્યા હતા અને તેની તરફથી લડયા હતા. દુઃખ અને આપત્તિ અથવા અત્યંત શોક અથવા જીંદગીના નાશથી ડરીને ભીષ્મ અને દ્રોણ પોતાનો ધર્મ કદી તજે નહિ. જે શરીરોથી તેઓ તેમના દેવાદાર હતા તેજ શરીરોથી તેમણે તે દેવું વાળવું જોઇએ. તેઓની પ્રીતિ, ઉત્કંઠા અને ભક્તિભાવ શ્રીકૃષ્ણ અને તેના મિત્રો અર્જુનમાં હતા; પણ તેઓનું શારીરિક બળ, સામર્થ્ય, યુદ્ધ કળામાં કુશળપણું નાયક તરીકેનું તેમનું જોમ આ સર્વ ધૃતરાષ્ટ્ર રાજા જેની સાથે તેઓ વફાદાર રહેવાને બંધાયેલા હતા તેનાં [illegible] માંડયું ત્યારે તે વ્યાજબી અથવા ગેરવ્યાજબી રીતે થાય છે કે નહિ તે વિચારવાનું કામ તેમનું નહોતું. તેમને તો જ્યાં કર્મે નિર્માણ કર્યા હતા તે તરફવી લડવાનું હતું. જે શ્રીકૃષ્ણને તેઓ અંતરથી ચાહતા હતા. તેની સામે ઉપરથી લડવાને તૈયાર હતા. એવી આશાથી કે યુદ્ધમાં લડતાં મરતી વખતે ભગવાનનું દર્શન સ્મરણ થઈ ઉત્તમ લોકની પ્રાપ્તિ થાય.

### કુંતીએ કર્ણને પાંડવ પક્ષમાં જવા કરેલી માગણી.

શ્રીકૃષ્ણના ગયા પછી કુંતીને વિચાર થયો કે કર્ણ પાંડવોનું ભૂંડું કર્યા વિના રહેશે નહિ, માટે તેને પાંડવોના પક્ષમાં ખેંચવાની હું ગોઠવણ કરૂં. કર્ણ પણ મારી કુંવારી અવસ્થાનો પુત્ર છે એટલે મારૂં કહેવું કેમ નહિ માને ! માનશેજ. એમ માની કર્ણની પાસે ગયાં. કુંતીને જોઇ પ્રણામ કરી કર્ણે પૂછ્યું કે તમે અહિં શામાટે આવ્યાં છો ! તે કહો હું તમારૂં શું કામ કરી આપુ. પુત્ર ! તું રાધાતથા અધિરથનો પુત્રનહિ પણ મારોજ પુત્રછો. હું મારા પિતાને ઘેર કુવારી હતી ત્યારે દુર્વાસા મુનિએ મને ગમે તે દેવનું આ વાહન કરવાનો મંત્ર શીખવ્યો હતો અને તે દેવથી તને પુત્રોત્પત્તિ થશે એવું કહ્યું હતું. નાદાનીથી મે ખોટું માની સૂર્યનું તેમંત્રથી આવાહન કર્યું એટલે સૂર્યનારાયણથી તું મારા ઉદરમાં ઉત્પન્ન થયેલો છે. તું તારા સાચા ભાઇઓને મોહથી નહિ જાણી ધૃતરાષ્ટ્રના પુત્રોનીસેવા કરે છે એ તને ઘટતું નથી. પુત્ર ! માતાજીને રાજી કરવી એજ પુત્રનો ધર્મ છે. પાંડવોએ મેળવેલી લક્ષ્મીને ધૃતરાષ્ટ્રના પુત્રો પાસેથી ખેંચી લઈ તું ભોગવ. કર્ણ તથા અર્જુનના સંપને જોઈ કોણ નહિ નમી દીએ ? જેવા શ્રીકૃષ્ણ અને બળરામ ગણાય છે તેવાજ

તમે ગણાઓ એ પ્રમાણે કુંતી બોલતાં હતાં તે વેળા સૂર્યે આકાશ વાણીથી કુંતીને ટેકો આપતાં. કહ્યું કે " કુંતી સત્ય વાક્ય કહે છે. માટે હે કર્ણ, તું તારી માનાં વચન પાળ. હે મનુષ્યમાં સિંહરૂપ કર્ણ, તેના કહેવા પ્રમાણે કરવાથી તારૂં શ્રેય થશે." પણ સત્ય ધૈર્યવાન કર્ણ સત્યથી ચલાયમાન નહિ થઇ કહેવા લાગ્યો કે " હું મારા મિત્રોને આપત્તિને વખતે તજીશ નહિ. કૌરવોની પાછળ વર્તનારાઓને માટે તેમને બદલો વાળી આપવાને આ વખત આવેલો છે; માટે પ્રાણની પણ રક્ષા ન કરતાં હું મારો પક્ષ છોડીશ નહિ. સારી રીતે પોષણ કરાયેલા પુરૂષો જ્યારે પોતાનું પોષણ કરનારનું કામ કરી બદલો વાળવાનો સમય નજીક આવે ત્યારે પ્રત્યુપકાર કરવાને બદલે પાપિષ્ટ બુદ્ધિવાળા પુરૂષો તેનું ઉલટું બુરૂં કરી ઉભા રહે છે. પણ તે પાપ બુદ્ધિવાળા, નિમકહરામ અને વૃથા અન્ન ખાઇ જનાર પુરૂષોના આ લોક તથા પરલોક બેઉ બગડે છે. પોતાના ધણીની ભક્તિવાળા કર્ણે વળી પણ કહ્યું કે હે મા હું તમારા કહ્યા પ્રમાણે ચાલું તો ધર્મનો નાશ થાય, તમે મને નાખી દઇ મારૂં એવું ભૂંડું કર્યું છે કે જેથી મારાં માહાત્મનો નાશ થયો છે. હું ક્ષત્રિય જાતની માતાના ઉદરથી જન્મી ક્ષત્રિય જાતિના સંસ્કારોને પ્રાપ્ત ન થયો એ સમાન બીજું શું ભૂંડું કહેવાય ? તમે માએ કરવું જોઇએ એવું મારૂં કાંઇ પણ હિત કર્યું નથી, પણ આજ કેવળ પોતાના સ્વાર્થને વાસ્તેજ મને સમજાવવા આવ્યાં છો. હું કે જે પાંડવોનો ભાઇ છતાં નથીજ એમ જણાયું છે તે આજ યુદ્ધનો સમય પ્રાપ્ત થતાં ભાઇપણાથી પ્રસિદ્ધ થાઉં અને પાંડવોને મળું તો ક્ષત્રિયો મને શું કહે, ધૃતરાષ્ટ્રના પુત્રો જેણે મારા આખા કુળનું પોષણ કર્યું અને જેઓ મારા બળથીજ શત્રુઓને હરાવવાની લાંબા કાળથી આશા ધારી બેઠા છે, એઓનો આ સમયમાં મારાથી ત્યાગ કેમ કરી શકાય ? તો પણ તમારા આ પરિશ્રમને વૃથા નહિ કરવા કહું છું કે યુધિષ્ઠિર, ભીમ, નકુલ, અને સહદેવ કે જેઓ મારા વડીયા નથી, તેઓનો વધ હું કરીશ નહિ. અર્જુન તો મારો વડીઓ છે માટે તેને તો અવશ્ય મારીશ. અર્જુન મરશે તો પણ તમારા પાંચના પાંચ પુત્રો રહેશે અને હું મરીશ તોપણ તમારા પાંચના પાંચ પુત્રો રહેશે. કર્ણનાં વચનથી ધ્રુજવા લાગેલાં કુંતીએ કર્ણનું દુખદાયક આલિંગન કરીને કહ્યું કે ક્ષત્રિઓનો ક્ષય થવાનુંજ ભવિષ્ય જણાય છે.

## યુદ્ધનો ઉદ્યોગ.

શ્રીકૃષ્ણ હસ્તિનાપુરમાંથી ઉપપ્લવ્ય જ્યાં પાંડવો રહેતા હતા ત્યાં આવી પાંડવોને કહ્યું કે દુષ્ટ દુર્યોધનને મેં, દ્રોણે, ભીષ્મે, વિદુરે, ધૃતરાષ્ટ્રે તથા ગાંધારીએ એક સંપ કરવાને ઘણું સમજાવ્યો તો પણ તે અભાન

ગીઓ સમજ્યો નહિ. સઘળા રાજાઓની સમક્ષ મેં દુર્યોધનના અપરાધો પણ સાબીત કર્યા, અને ધૃતરાષ્ટ્રને પણ તેનીજ કસુર દેખાડવી તથા કેટલાક ચમત્કારો પણ દેખાડી છેલ્લીવારે કર્ણને ફોડવાની ગોઠવણ કરતાં પણ કોઇ રીતે બંધ બેઠું નહિ. માટે એ દુષ્ટોને હવે લડાઇથી બરાબર શિક્ષા કરવી એમ મને યોગ્ય લાગે છે. એ દુષ્ટો યુદ્ધને માટે કુરૂક્ષેત્રમાં જઇ ચૂક્યા છે. શ્રીકૃષ્ણની તથા સભાસદોની સલાહથી યુધિષ્ઠિરે યુદ્ધની તૈયારી કરવા હુકમ આપ્યો કે એકલોયા શસ્ત્રધારી સુભટો સાથે વિચાર કરી ફરી પણ શ્રીકૃષ્ણે કહ્યું કે હે નરેંદ્ર? ઠરાવેલાં ચૌદ વર્ષ વીત્યા છતાં પણ હવે ચુપ બેઠા રહેશો તો કપટી દુર્યોધન ઘણા દીવસ ભોગવેલી રાજ્ય સમૃદ્ધિને સહેલાઇથી કેમજ મુકી શકશે? શત્રુએ અન્યાયથી દબાવેલી પોતાની સમૃદ્ધિને પાછી પોતાના કબજામાં લેવા વિલંબ ન કરવો, એ મારો મત છે. પછી પાંડવોએ દ્રુપદ, વિરાટ, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, સાત્યકિ, ચેકિતાન અને ભીમ એ દરેકને એક એક અક્ષૌહિણીના નાયક બનાવ્યા અને સર્વ સેનાનો અધિપતિ કોણ થાય તે વિષે પૂછવા માંડ્યું. સૌ રાજાઓએ તેમના મત વારા ફરતી કહી બતાવ્યા અને છેવટે શ્રીકૃષ્ણ કહે તેનેજ સેનાધિપતિ બનાવવો એમ નક્કી થયું શ્રીકૃષ્ણે કહ્યું કે "યજ્ઞ—વેદિમાંથી ઉત્પન્ન થએલો એવો ધૃષ્ટદ્યુમ્ન જેને માટે આકાશ વાણી થઇ હતી કે તે દ્રોણનો મારનાર થશે તે આપણી સેનાનો અધિપતિ થાઓ એ નક્કી કરી પાંડવોનું સૈન્ય આગળ ચાલ્યું અને કુરૂક્ષેત્રમાં આવી કૌરવોની સામે હિરણ્યવતી નદીને કિનારે પોતાનો પડાવ નાંખ્યો.

## ઉત્તરા તથા અભિમન્યુનું રણમાં મળવું.

ઉત્તરાને અભિમન્યુ સાથે પરણવાની વાત આગળ આવી ગઇ છે પણ તે વખતે ઉત્તરા સાસરે ગઈ નોહોતી તેટલામાં યુદ્ધ થયું ને અભિમન્યુને રણમાં જવું થશે એમ ધારી દ્રૌપદીએ યુધિષ્ઠિરને કહી અભિમન્યુને જાણ ન થાય તેવી રીતે ઉત્તરાને આણું મોકલ્યું. અભિમન્યુ રણની વાટમાં હતો એટલામાં ઉત્તરા તેને સામી મળી. પછી એ જણ તંબુમાં મળ્યાં. (અહિં એને ગર્ભ રહ્યો) પછી અભિમન્યુએ સજ્જ થઈ રણમાં જવાને ઉત્તરાને જણાવ્યું. એ વેળા ઉત્તરાએ તેનો છેડો ઝાલી અત્યંત પ્રેમનાં વચનો કહ્યાં પણ પછી અભિમન્યુએ કહ્યું કે સુંદરી! તારા શરીરમાંથી રૂપ અને યૌવનમદ છલકાઈ જતાં આડી આંખે તું પ્રેમનાં કટાક્ષ મારે છે એથી તથા નાનાપ્રકારના વિલાસથી તેં મારૂં મન રંજન કરી આઠે પહોર આનંદમાં પવિત્ર પ્રેમની ગાંઠ જોડી અપૂર્વ સુખ ભોગવ્યું પણ ક્ષત્રિય યુદ્ધમાં જવા નિકળ્યો તેણે પાછું ફરાયજ નહિ અને તમે

આગાણી થઈ મને પ્રેમથી અટકાવો છો એ ઠીક નહીં માટે મને રજા આપો. પછી ઉત્તરાએ કહ્યું કે એમજ છે. ત્યારે ભલે ખુશીથી પધારો અને યશ મેળવી પાછા વ્હેલા પધારજો, એમ કહી તે લક્ષ્મી તથા પાર્વતીને કહેવા લાગી કે "અહો! સર્વદા અખંડ સૌભાગ્યવાળાં માતુશ્રીઓ, મારા પ્રાણપતીનું દીર્ધાયુ કરજો. અહો! દયાળું અને ઉદાર અંતઃકરણવાળા, કૃપાસિંધુ કૈલાસવાસી જગત્ પિતા મહાદેવજી! મારા પ્રાણનાથનું ક્ષેમે કરી મુખારવિંદ જોઈશ ત્યારે સવાલક્ષ મહારૂદ્ર કરાવીશ. આમ પ્રાર્થના કરી બન્ને ત્યાંથી જુદાં પડયાં અને અભિમન્યુ રણસંગ્રામમાં ગયો.

## યુદ્ધની પહેલાંના કેટલાએક બનાવો.

થોડા દિવસ પછી બન્ને પક્ષનાં સૈન્ય સંપૂર્ણ એકઠા થયા પછી દીલ્હીથી અગ્ની ખુણામાં ૪૦—૫૦ ગાઉ દૂર કુરૂક્ષેત્ર (પાણીપતના મેદાનમાં) આવ્યાં. કૌરવ સૈન્યમાં અગીયાર અક્ષૌહિણી એકઠી થયા પછી ભીષ્મે પ્રતિજ્ઞા કરી કે જેટલો સંબંધ મારે કૌરવો સાથે છે તેટલોજ પાંડવો સાથે પણ છે. પણ જ્યાં સુધી હું આ સૈન્યમાં છું ત્યાં સુધી અંતઃકરણના ઉત્સાહથી શ્રમ લેઈ યુદ્ધ કરીશ. કર્ણ મારી બરોબરી કરવા આવે છે તો જ્યાં સુધી તે યુદ્ધમાંથી દૂર નહિ રહે ત્યાં સુધી હું યુદ્ધ નહિ કરૂં. કર્ણે પ્રતિજ્ઞા કરી કે જ્યાં સુધી ભીષ્મ યુદ્ધમાં હશે ત્યાં સુધી હું યુદ્ધમાં સાથે નહિ રહું. પછી દુર્યોધન ભીષ્મને સેનાપતિ કરી સ્થાપ્યા અને સૌ તેની આજ્ઞા પ્રમાણે વર્તતા થયા. પાંડવોએ સાત અક્ષૌહિણી સૈન્યમાં શ્રીહૃષિકેશ ભગવાનના કહેવાં પ્રમાણે ધૃષ્ટદ્યુમ્ન (દ્રૌપદીના ભાઇ) ને સેનાપતિ કર્યો અને સૈન્યને વજ્ર વ્યૂહમાં ગોઠવી ભીમને અગ્રણી કરી રાખ્યો. યુદ્ધને માટે તોમરો, ભાથાંઓ, ધનુષો, ખડ્ગો, ગદાઓ, ભોગળો, સાંગો, લાકડીઓ તથા બીજા અનેક પ્રકારનાં આયુધો ગોઠવાયાં અને સૈન્યની બન્નેઓએ સર્વે ગોઠવણ કરી.

અંધરાજા ધૃતરાષ્ટ્ર પાસે વ્યાસજીએ આવીને તેને યુદ્ધ જોવા માટે દિવ્યદૃષ્ટિ આપવાનું કહ્યું. પણ ધૃતરાષ્ટ્રે તે વિનાશ જોવાનું ઇચ્છયું નહિ તેથી વ્યાસજીએ સંજયને દિવ્ય ચક્ષુ આપ્યાં જે વડે તે ધૃતરાષ્ટ્ર પાસે યુદ્ધનું વર્ણન કરે તથા દિવસે અને રાત્રિએ જે બને અથવા મનમાં જે કાંઇ ચિંતવન કરે તે પણ વર્ણવી શકે. મહાત્મા વ્યાસે કહ્યું કે યુદ્ધનું પરિણામ, જય; તો જે તરફ ધર્મ હશે તે બાજુનોજ થશે. ખરેખર, અધર્મીનો જો કે પહેલો જય થાય, એટલે કે પાંડવોની ઉપર કૌરવોએ પ્રથમ જય મેળવ્યો, તો પણ છેવટે સત્ય તથા ધર્મને માર્ગે ચાલનારાનો જય થાય છે. પાંડવો પાસે કૌરવો કરતાં ઘણું ઓછું સૈન્ય હતું. તો પણ તેમનો જય ખચિત થવાનો હતો; કારણ કે અગાઉ બ્રહ્માએ. ઇતર સંગ્રામમાં તેમ કહ્યું હતું અને

તે વચનો આ વખતે જ્યારે સૈન્ય વ્યૂહમાં ગોઠવાતું હતું ત્યારે અર્જુને કહ્યાં:– "યુદ્ધમાં જય મેળવવાની ઇચ્છાવાળા પુરૂષો સત્યતા, અક્રૂરતા, ધર્મ તથા ઉદ્યોગે કરીને જેવો જય મેળવે છે તેવો બળ તથા પરાક્રમથી મેળવી શકતા નથી; માટે ધર્મ તથા અધર્મનો વિચાર કરી અને ઉત્તમ લોભ ત્યાગીને અને ઉદ્યમ કરીને અહંકાર રહિત થઇને યુદ્ધ કરો; કારણ કે જે પક્ષમાં ધર્મ હોય તેજ પક્ષનો જય થાય." અને નારદજીએ પણ કહેલ છે કે "જ્યાં શ્રીકૃષ્ણ ત્યાંજ જય હોય છે." પછી શ્રીકૃષ્ણે અર્જુનને જય આપનારી એવી દુર્ગાદેવીની સ્તુતિ કરવાનું કહ્યું. તેણે ભક્તોનો ઉદ્ધાર કરનારી અને દુઃખોનું નિવારણ કરનારી દુર્ગા દેવીનું સ્મરણ કર્યું એટલે દેવીએ તેને પ્રત્યક્ષ દર્શન દઇ વચન આપ્યું કે "તું શત્રુને જીતીશ." પછી અર્જુન, પોતાના સારથિ શ્રીકૃષ્ણની સાથે યુદ્ધમાં જવા આગળ ચાલવા તૈયારી કરી.

લડાઇની સઘળી તજવીજ થઈ રહ્યા પછી ભીષ્મક રાજાનો પુત્ર રૂકમી એક અક્ષૌહિણી સેના સહિત પાંડવો પાસે આવી બડાઇથી અર્જુનને કહેવા લાગ્યો કે જો તમે શત્રુઓથી ભય પામતા હોતો હું તમારી સહાયતામાં રહેવા તૈયાર છું. દ્રોણ, કૃપાચાર્ય, ભીષ્મ અને કર્ણ એઓમાંથી જે મારા ભાગમાં આવે તેને હું મારી નાખવા સમર્થ છું. આ સાંભળી અર્જુને કહ્યું કે પાંડુનો પુત્ર, શ્રીકૃષ્ણની સહાયતાવાળો દ્રોણનો શિષ્ય અને ગાંડીવ ધનુષને ધરનાર આ અર્જુન "હુ બીઉં છું" એમ તો કેમજ બોલે! મેં ઘણે ઘણે ઠેકાણે યુદ્ધ કરેલાં છે તે વખતે મારી સહાયતામાં કોણ હતું! માટે મારે તમારી સહાયતાની જરૂર નથી. વાસ્તે તમારે જવું હોય તો જાઓ અગર દુર્યોધનના પક્ષમાં મળવું હોય તો ભલે મળો.

દુર્યોધનની સેનામાં જઇ રૂકમીએ જેમ અર્જુનને કહ્યું હતું તેમજ કહ્યું. વીરપણાનું અભિમાન ધરાવનારા દુર્યોધને પણ અર્જુનના જેવોજ જવાબ આપ્યો હતો તેથી રૂકમી પાછો વળી સેના સહિત પોતાના નગરમાં લડાઇ વખતે બેસી રહ્યો હતો.

## યુદ્ધના નિયમો.

બન્ને પક્ષનું સૈન્ય સંપૂર્ણ એકઠું થયા પછી બન્નેએ મળી યુદ્ધના કાયદા ઘડયા અને ઠરાવ કર્યો કે યુદ્ધમાં કૂડ કપટ કરવું નહિ. યુદ્ધ પૂરૂં થાય કે કોઇએ કોઇના ઉપર વેર રાખવું નહિ અને એક સૈન્યના યોદ્ધાએ બીજા સૈન્યમાં સુખેથી જા આવ કરે, જેઓ યુદ્ધ જોવાને આવ્યા હોય, જેઓ નાસતા હોય તથા જેઓ શસ્ત્ર મૂકી દેતા હોય તેઓ અને વાદ્ય વગાડનારા, રથ હાંકનારા, બાતમીદાર, દૂત, સેવક, લુહાર, ખોદનાર, ઇત્યાદિ કામ કરનારા

ઉપર શસ્ત્ર ઘાત કરવો નહિ. રથીએ રથી સાથે, સ્વારે સવાર સાથે અને પદાતિએ પદાતિ" સાથે. યુદ્ધ કરવું. જ્યારે યોદ્ધાઓ પરસ્પર નિંદતા હોય અથવા ભાંડતા હોય તો તેમાંથી કોઇએ અથવા ત્રીજાએ શસ્ત્ર ઉચકી ઘાત ન કરવો. આગળથી જણાવ્યા વિના કોઇએ કોઇની ઉપર શસ્ત્ર ઉગામવું નહિ. બે જણ યુદ્ધ કરે તેમાં ત્રીજાએ વચમાં પડવું નહિ."

## યુયુત્સુનું કૌરવ પક્ષમાંથી પાંડવ પક્ષમાં જવું.

સૈન્યોની સઘળી ગોઠવણ થયા પછી યુધિષ્ઠિર બન્ને સૈન્યના મધ્યમાં ઉભા રહી ઉંચા સ્વરથી બોલ્યા કે જે કોઈ અમારા પક્ષમાં આવવા રાજી હોય તેની હું સહાયતા માગું છું; યુધિષ્ઠિરને એ પ્રમાણે બોલતા સાંભળી યુયુત્સુ ( ધૃતરાષ્ટ્રથી તેણે રાખેલી વાણીયાણીમાં થયેલો પુત્ર ) કૌરવોના સૈન્યમાંથી બહાર નિકળી બોલ્યો કે મહારાજ! જો મને તમારા પક્ષમાં લો તો હું તમારે વાસ્તે કૌરવોની સાથે યુદ્ધ કરીશ. યુધિષ્ઠિરે કહ્યું કે આવો! આવો! આપણે સઘળા મળી તમારા મૂર્ખ ભાઇઓ સાથે યુદ્ધ કરીશું. હવે ધૃતરાષ્ટ્રના પિંડ અને વંશનો આધાર તમારા ઉપરજ રહેશે એ નિશ્ચય છે. એ પ્રમાણે યુધિષ્ઠિરનાં વચન સાંભળી યુયુત્સુ કૌરવોને છોડી દઈ દુંદુભિ વગડાવી પાંડવોની પક્ષમાં ગયો.

આ વખતે **ભીષ્મે** સઘળા યોદ્ધાઓ સાંભળે તેમ કહ્યું કે ક્ષત્રિય જાતનો પુરૂષ ઘરમાં માંદો પડીને મરે એ અધર્મ છે. હવે તમે સૌ તમારી જાતને છાજતું કામ કરજો. તમારે વાસ્તે આ યુદ્ધ રૂપી સ્વર્ગનું દ્વાર ખુલ્લું છે, **ભીષ્મનાં** વચનથી ઉત્સાહ પામેલા સર્વે ક્ષત્રિયો રણભૂમિમાં પોતાનાં વિધવિધ પરાક્રમ દેખાડવા આગળ વધવા લાગ્યા.

## ઉદ્યોગ પર્વ સમાપ્ત.



# ભીષ્મ પર્વ ૬ ઠું.

## યુદ્ધની સરૂઆત—અર્જુનને થયેલો વ્યામોહ.



અર્જુન રથ ઉપરં ચડયા અને બેઉ સૈન્યોની વચમાં જ્યારે હૃષીકેશ ભગવાને લડાઇ શરૂ થયા પહેલાં અર્જુનનો રથ લાવી ઉભો રાખ્યો ત્યારે અર્જુનનું સિંહસરખું હૃદય કૌરવ સૈન્યને નિહાળી કંપવા લાગ્યું અને પોતાના રથના મધ્ય ભાગમાં તે ખેદ પામતો શાંત થઇ બેઠો. બ્હીકથી, દુસ્મનોને વ્યૂહમાં ગોઠવાયલું જોવાથી, મરણના ભયથી અથવા યુદ્ધનાદથી તેનું પરાક્રમી હૃદય ગ્લાનિ પામ્યું નહોતું, પણ પોતાના સગાં સંબંધીઓ, મિત્રો બાળપણાના સાથીઓ અને મોટી ઉમરના વડીલોનો યુદ્ધમાં નાશ થવાનો હતો તેને માટે તેનાં રૂવાડાં ઉભાં થયાં હતાં; કારણ કે ભીષ્મ તેને પિતા કરતાં પણ વધારે હતા અને દ્રોણ ગુરૂ હતા તેથી તેને વધારે પ્રિય હતા. તે વીર પુરૂષનું વજ્ર સરખું હૃદય ખેદથી ફાટવા લાગ્યું. "હું લડીશ નહિ" એમ કહીને ધનુષ્યનો ત્યાગ કર્યો, અને પ્રેમના મોહથી મૂર્છિત થઇ પડયા. પછી તેને સાવધ કરી ઉશ્કેરવાને ભગવાન શ્રીકૃષ્ણે, પોતાનામાં પ્રીતિ રાખનારાઓને અત્યંત બોધરૂપ મધુર અને ગુહ્ય આશ્ચર્યરૂપ અને દૈવી સંવાદ કર્યો, જે સંવાદ પાંચ હજાર વરસ પૂર્વે થયો હતો અને જે

ચાર પછીથી ઉત્તરોત્તર ગાવામાં આવે એવા જ્ઞાનબોધથી જે ઉપદેશ કર્યો છે, તેથી તો હદ વળી છે. આમ ગીતા જ્ઞાન સમજાવ્યું કે અર્જુન તું મોહને વશ કેમ થયો! તું મારશે તોજ શું તે મરશે, બાકી તે શું ચિરંજીવી રહેવાના છે!. તું તો નિમિત્ત માત્ર છો, કર્ત્તા હર્ત્તા તો હું છું. ઉત્પતિ, સ્થિતિ, પ્રલય મારાવડેજ થાય છે, તું મિથ્યાભિમાન શું કરવા ધરાવે છે? તું તારા ક્ષત્રિય ધર્મ પ્રમાણે વર્ત્ત, યુદ્ધ નહિ કરવાથી લોકો તને હસશે, ઇ૦. ધનુષ બાણ ધરીને યુદ્ધ કર. એ પ્રમાણે જ્ઞાનનો મહાન્ ઉપદેશ કરવા શ્રીકૃષ્ણે પોતાના સ્વરૂપમાં ચૌદલોક દેખાડી અર્જુનને સાવધ કર્યો. (આ કથા આજ પર્વના પચ્ચીશમા અધ્યાયથી બેંતાલીશમા અધ્યાય પર્યંત અઢાર અધ્યાયમાં સમાવેવામાં આવી છે. જેના સાતસો શ્લોકમાં ૧ ધૃતરાષ્ટ્રનો ૪૧ સંજયના ૮૪ અર્જુનના અને ૫૭૪ શ્રીકૃષ્ણના કહેલા છે. એ ગીતાના અઢાર અધ્યાયની ટુંક કથામાં પ્રસંગે પ્રસંગે અનેક વિષયો સંક્ષેપથી સૂચવેલા છે તો પણ તેનો મુખ્ય વિષય જીવ બ્રહ્મનું ઐક્ય છે. આ ગ્રંથ ભણવાને મોક્ષની ઇચ્છાવાળા પુરૂષો અધિકારી છે, અત્યંત દુ:ખની નિવૃત્તિ અને પરમ આનંદની પ્રાપ્તિ થવી એજ તે શાસ્ત્રનું મુખ્ય પ્રયોજન છે. એમાં સમાએલા વિષયોનો સારાંશ આ પ્રમાણે છે.

### શ્રીમદ્‌ ભગવદ્‌ગીતાના અઢારે અધ્યાય.

પ્રથમ અધ્યાયમાં, યુદ્ધ કરવા ઉભેલા આતતાયી જેવા બંધુ વર્ગને જોઇને, જો કે આતતાયીને મારવામાં દોષ નથી, તો પણ દયા ઉત્પન્ન થવાથી. "તેને મારીને રાજ્ય મેળવવામાં સુખ નથી. થવાનું ઉલટું દુ:ખ થશે," એમ માની અર્જુન શોક સંતાપ યુક્ત થઇ શસ્ત્ર મૂકી રથમાં બેસી રહેલ છે.

બીજા અધ્યાયમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ તેનું કારણ પુછ્યું, તો તેના ઉત્તરમાં અર્જુન પોતાના શોકનું કારણ બતાવી, તે ટાળવા માટે શ્રીકૃષ્ણની શરણે [illegible] તેને શ્રીકૃષ્ણે આત્મા નિત્ય છે ને તેના દેહ નાશવંત છે, એમ વિસ્તારથી સાંખ્ય રીતે સમજાવી, સકામ કર્મની નિષેધ અને નિષ્કામ કર્મની સ્તુતિ કરી, પતંજલિ મુનિપ્રણીત યોગ શાસ્ત્રમાં કહેલ જ્ઞાનીની સ્થિતિ, ને તે પ્રમાણે વર્તનારને મોક્ષ કહેલ છે.

ત્રીજા અધ્યાયમાં શ્રીકૃષ્ણે જ્ઞાનેદ્રિયને નિયમમાં રાખી કર્મેંદ્રિયથી વ્યવહારિક કર્મ તથા વિરાટ સ્વરૂપ અને તેના અંગભૂત પંચ મહાભૂતની ઉપાસના રૂપ નિત્ય યજ્ઞ કર્મ આચરવા, તેમાં જનકાદિ રાજા તથા પોતાનું દૃષ્ટાંત અને નહિ આચરવાથી થતિ હાની તથા પાપ કહીને, આત્મા, બુદ્ધિથી પણ પર છે એમ સમજાવી, જ્ઞાનને પ્રતિબંધ કરનારા કામ રૂપ શત્રુને જીતવા કહેલ છે.

ચોથા અધ્યાયમાં શ્રીકૃષ્ણે ગુણકર્મથી જાતિ, યજ્ઞતાપ્રકાર, સર્વ કર્મ બ્રહ્મને અર્પણ કરી અસંગ રહેવાની સૂચના, જ્ઞાનની શ્રેષ્ઠતા, તે મેળવવાનો ઉપાય તથા તે જાણ્યાથી જીવ બ્રહ્મનું ઐક્ય, અને સંશયવાળાં મનુષ્યના આ લોક તથા પરલોક બન્ને બગડે છે, માટે હૃદયમાં રહેલ સંશયને જ્ઞાન રૂપ ખડ્ગથી છેદી, નિશ્ચય બુદ્ધિ કરીને, અસંગ રહી સર્વ વ્યાવહારિક કર્મ આચરવા કહેલ છે.

પાંચમા અંધ્યાયમાંશ્રીકૃષ્ણે આસક્તિરહિત થઇ કર્મ આચરવા, પ્રાણી માત્રમાં સમભાવ રાખવા, તે સર્વના હિતમાં તત્પર રહેવા તથા કામ ક્રોધના વેગથી રહિત થવા ઉપદેશ આપ્યો છે. અને એ પ્રમાણે આચરનાર પુરૂષ સર્વ ભૂત પ્રાણીમાં રહેલ પરમાત્માને જોઇને, પોતે તે રૂપજ થાય છે, એમ કહેલું છે.

છઠ્ઠા અધ્યાયમાં ઇંદ્રિયાદિને વશ્ય કરી આત્મા પોતેંજ પોતાનું હિત કરનાર થાય છે તથા તેને વશ્ય ન કરવાથી પોતેજ પોતાનું અહિત કરનાર થાય છે, માટે ઇંદ્રિયાદિને વશ્ય કરી આહાર વિહાર વિગેરે નિયમમાં રાખી સમાધિ કરવાની રીતિ, સમાધિમાં અમુલ્ય બ્રહ્મસુખનો અનુભવ, સર્વ પ્રાણીને પોતા સમાન ગણવા, સર્વને પોતાના આત્મામાં ને પોતાના આત્માને સર્વમાં જોવા, એમ જોનારને બ્રહ્મનું સાક્ષાત્કાર અને કદિ યોગથી ભ્રષ્ટ થાય તો તેને જન્માંતરમાં સિદ્ધ કહેલ છે.

સાતમા અધ્યાયમાં જ્ઞાનની શ્રેષ્ઠતા, જડ ચૈતન્યનો વિવેક પરમાત્માથીજ ઉત્પત્તિ, સ્થિતિ અને લય, તેની સર્વ વ્યાપકતા, સત્વ રજ અને તમો ગુણથી જગતનો મોહ, માયાનું અનિર્વચનીયપણું, ચાર પ્રકારના ભક્તોમાં જ્ઞાનીની ઉત્કૃષ્ટતા, અવ્યક્ત પરમાત્માને આકારવાન માનવાનું અજ્ઞાન, આત્મ સ્વરૂપને માયાનું આચ્છાદન અને આત્માનું સર્વજ્ઞપણું કહેલ છે.

આઠમા અધ્યાયમાં, ઓંકારનું મહાત્મ્ય, આત્મસ્વરૂપને પામનારની પુનર્જન્મ નિવૃત્તિ, શુક્લ કૃષ્ણ ગતિ, તથા એને જાણનાર યોગીને મોહ પામ્યા વગર પરબ્રહ્મની પ્રાપ્તિ કહી છે.

નવમા અધ્યાયમાં જ્ઞાનની ઉત્કૃષ્ટતા, આત્માની વ્યાપકતા, માયાના યોગથી એક કલ્પમાં જગતની ઉત્પત્તિ સ્થિતિ અને બીજામાં નાશ, ઇશ્વરને તેનું પરમાત્મા સ્વરૂપ ન જાણીને જે મનુષ્યો આકારવાળા માને છે, તેને આસુરી જન કહી તેની નિંદા અને ઇશ્વરના પરમાત્મ સ્વરૂપને યથાર્થ જાણનારને દૈવી જન કહી તેની સ્તુતિ, ઇશ્વરનું સર્વ શક્તિમાન પણું, તેનું સર્વ ભૂત પ્રાણીમાં સમાન પણું અને તેને તત્વથી જાણનાર કદિ નીચ હોય તો પણ તેને પરબ્રહ્મની પ્રાપ્તિ કહી છે.

દશમા અધ્યાયમાં જગત્ બધું ઇશ્વર રૂપજ છે, તેમાં જે જે વિશેષ

પસર્યા છે, તેનું ઈશ્વર રૂપે નિરૂપણ, અને અંતમાં પરમાત્મા પોતાના એક અંશથીજ સર્વ જગત્ વ્યાપી રહ્યા છે એમ કહેલું છે.

અગિયારમા અધ્યાયમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુનને જ્ઞાનદ્વારા વિરાટ સ્વરૂપ વિશ્વનું દર્શન કરાવ્યું અને તેની અર્જુને સર્વ ભાવથી સ્તુતી કરી છે.

બારમા અધ્યાયમાં નિર્ગુણ બ્રહ્મ જાણવાને જે અશક્ત છે, તેને વિશ્વરૂપ ભગવાનની ભક્તિનું સરલપણું અને ભક્તનાં લક્ષણ કહ્યાં છે.

તેરમા અધ્યાયમાં, જે કાંઈ વિકાર પામનાર વસ્તુ તે ક્ષેત્ર અથવા પ્રકૃતિ તથા તેને જાણનાર ક્ષેત્રજ્ઞ અથવા પુરૂષ, એ બન્નેનું "પ્રકૃતિ વિકારીને પુરૂષ અસંગ" એ પ્રકારનું વિવેચન, અને તે જાણનારને મોક્ષની પ્રાપ્તિ કહી છે.

ચૌદમા અધ્યાયમાં સત્વ, રજ, અને તમોગુણનું વિવેચન, પ્રત્યેક ગુણવાળાની ગતિ, ગુણોથીજ પ્રવૃત્તિ, આત્મા એ ત્રણથી પર છે, અને તેને જાણનારને મોક્ષ કહેલ છે

પંદરમા અધ્યાયમાં, સંસારરૂપ વૃક્ષનું વર્ણન, તેમાં અસંગ રહેનાર જ્ઞાનિયોને પરસ્વરૂપની પ્રાપ્તિ, તે સ્વરૂપનું વર્ણન, તેનું પોતાના આત્મામાં જોવું, ઈશ્વરની સર્વ વ્યાપકતા, માયા રહિત પરમાત્મા સ્વરૂપ પુરૂષોત્તમનું વર્ણન અને તેને જાણનારને પરમ ભક્ત કહેલ છે.

સોળમા અધ્યાયમાં દૈવી તથા આસુરી સંપતિ, દૈવીથી મોક્ષ અને આસુરીથી બંધન, દંભ આચરનાર આસુર જનને અધમ ગતિ અને વેદશાસ્ત્રની વિધિ છોડી ઇચ્છા પ્રમાણે આચરનારને મોક્ષની અપ્રાપ્તિ, માટે વેદશાસ્ત્રને પ્રમાણ ગણી તેમાં કહેલ વિધિ પ્રમાણે આચરવા કહેલ છે.

સત્તરમા અધ્યાયમાં સાત્વિક, રાજસ તથા તામસ, એ ત્રણ પ્રકારનાં મનુષ્ય, તેમનાં આચરણ, દંભવ્રત કરનારની નિંદા, ત્રણ પ્રકારના આહાર તેમાં એઠું ખાનારની નિંદા ત્રણ પ્રકારના યજ્ઞ, તપ તથા દાનનું સંક્ષેપથી નિરૂપણ અને "ઓં તત્સત્" પદની યોજના કહેલ છે.

અઢારમા અધ્યાયમાં ત્રણ પ્રકારનો ત્યાગ, આત્માનું અકર્તાપણું, ત્રણ પ્રકારના જ્ઞાન, તેમાં વ્યાપક પરમાત્માને એકજ ઠેકાણે માનવારૂપ જ્ઞાનની નિંદા, ત્રણ પ્રકારની બુદ્ધિ, તેમાં અધર્મને ધર્મ માનનાર બુદ્ધિની નિંદા, ત્રણ પ્રકારની ધૃતિ, ત્રણ પ્રકારનું સુખ, ચારે વર્ણનાં સ્વાભાવિક કર્મ યોગીનાં લક્ષણ, તેને બ્રહ્મની પ્રાપ્તિ, જીવાત્માનું અસ્વતંત્રપણું. માટે સર્વ ભાવે ઇશ્વરને શરણ થવા આજ્ઞા, જ્ઞાનનું રહસ્યપણું, તે અધિકારીનેજ કહેવા યોગ્ય, અર્જુનના મોહની નિવૃત્તિ, તેને થયેલો નિશ્ચય અને સંજયે ધૃતરાષ્ટ્રને જણાવેલ પોતાનો મત કહેલ છે.

આ સર્વ સાંભળવાથી અર્જુનનો વ્યામોહ નિવૃત્ત થયો અને તે યુદ્ધ કરવાને ઉત્સાહ પૂર્વક તૈયાર થયો.

### યોદ્ધાઓના બળની ગણના.

"આ તરફ દુર્યોધને પિતામહને કહ્યું કે આપ તથા દ્રોણાચાર્ય મારા પક્ષમાં છો, તેથી હું શત્રુઓથી બીતોજ નથી. શ્રીકૃષ્ણે આપણી સભામાં આવી પોતાના શરીરમાંથી અગ્નિની જવાળાઓ વિગેરે દેખાડવાનો ઢોંગ કર્યો તેથી કોઇએ ડરવું નહિં કારણ કે એવા કેટલા એક જાદુ સંબંધી ખેલો તો અમોને પણ કરતાં આવડે છે; પણ હવે આપણી તથા શત્રુઓની સેનામાં અર્ધરથી, એકરથી, દ્વિરથી, મહારથી અને અતિરથી કોણ કોણ છે? એ આપના મુખથી અમે જાણવા ઇચ્છીએ છીએ. ભીષ્મ બોલ્યા કે આપણી સેનામાં તું દુઃશાસન વિગેરે તારા સઘળા ભાઇઓ, કંબોજનો સુદક્ષિણ, માહિષ્મતીનો નીલ, માલવાનાં બિંદુ તથા અનુબિંદ, ત્રિગર્ત્તના સુશર્મા આદિ પાચ ભાઇઓ, તારો પુત્ર લક્ષ્મણ, દુઃશાસનનો પુત્ર, દંડધાર, અયોધ્યાનો બૃહદ્બલ, તારો મામો શકુનિ, પૌરવરાજા, સત્યકીર્ત્તિ, કર્ણનો પુત્ર વૃષસેન, જલસંધરાજા સત્યવાન અને શકુનિના ભાઇઓ અચલ તથા વૃષક; એટલા એકરથી છે. સિંધુ દેશનો જયદ્રથ દ્વિરથી છે, અલંબુષ નામનો રાક્ષસ અને કામરૂનો ભગદત્ત; એઓ મહારથી છે. કૃત્તવર્મા યાદવ, શલ્ય ભૂરિશ્રવા કૃપાચાર્ય અને બાલ્હીક એઓ અતિરથી છે. હું મારા વિષે કાંઇ બોલતો નથી. દ્રોણનો પુત્ર અશ્વત્થામાં અર્જુનના જેવોજ અસ્ત્ર વિદ્યામાં પ્રવીણ છે. અને જો તે ઇચ્છે તો ત્રૈલોક્યને પણ ક્ષણ માત્રમાં ભસ્મ કરી શકે એવી શક્તિવાળો છે; પણ તે અતિરથી તો શું પણ મહારથીમાં પણ ગણતો નથી. કારણ કે તેને જીવવાની તૃષ્ણા બહુ છે. દ્રોણ એકલાજ હજારો અતિરથીઓના જેટલુંજ કામ કરી શકે એવા છે, તેની શક્તિનું પ્રમાણ મારાથી કહી શકાતુંજ નથી. તે યુદ્ધમાં એકલા હોય તો પણ સઘળાં બ્રહ્માંડોને તોડી શકે એવા છે. પરંતુ હું ધારૂં છું કે તે અર્જુનને પુત્ર સમાન ગણે છે; તેથી તેને કદી પણ મારશે નહિ. કર્ણને હું અતિરથી, મહારથી, દ્વિરથી કે એકરથી પણ માનતો નથી. પરંતુ અર્ધરથી માનું છું. કારણ કે એ બખતર તથા કુંડલોથી રહિત થએલો છે અને પરશુરામના શાપથી શાપિત થયો છે, તેથી તે સમયસર સામર્થ્ય વગરનો થઇ જાય છે. એ જ્યારે અર્જુનના સપાટામાં આવશે ત્યારે જીવતો છૂટવાનોજ નથી. દ્રોણે પણ કહ્યું કે ભીષ્મ જે કહે છે તે ખરી વાત છે, કર્ણને આપણે પ્રત્યેક યુદ્ધમાં ફક્ત અભિમાન કરતોજ જોયેલો. કર્ણે ખીજાઇ કહ્યું કે દુર્યોધન! તું આ દુષ્ટ ભીષ્મનો ત્યાગજ કરી દે. અતિ વૃદ્ધ થયા હોય તેઓની

બુદ્ધિ નષ્ટ થઇ હોય છે. તેથી તેઓનું સાંભળવું નહિ જોઇએ. રથીઓ વિગેરેની પરીક્ષા કરવી ક્યાં! અને અલ્પ બુદ્ધિવાળો ભીષ્મ ક્યાં? હું એકલોજ પાંડવોની સેનાને મારી નાખત પણ તે ભીષ્મને સેનાપતિ કર્યો એટલે મારો મનોરથ અટક્યો છે. ભીષ્મે કહ્યું હું વૃદ્ધ છતાં પણ તારાં લાડ ઉતારૂં. એમ છું. પણ પોતાનાં વખાણ પોતાને કરવાં એ યોગ્ય નથી. પરંતુ બળતરાને લીધે મારે કહેવું પડે છે કે કાશી રાજાની કન્યાઓના સ્વયંવરમાં તારા જેવા તો હજારો યોદ્ધાઓને મેં તોડી નાખ્યા છે.

દુર્યોધને કહ્યું પિતામહ ક્ષમા કરો. તમે અને કર્ણ બન્ને મારૂં મોટું કામ કરશો એવી આશા રાખું છું. દુર્યોધનના બોલવા ઉપરથી પોતાની અને કર્ણની વચ્ચે ચાલેલી તકરાર બંધ પાડી દુર્યોધનની માગણી મુજબ પાંડવોની સેનામાં અતિરથી વિગેરેની ગણના કરાવતાં ભીષ્મે કહ્યું કે યુધિષ્ઠિર, નકુલ, સહદેવ, દ્રૌપદીના પાંચ પુત્રો વિરાટનો પુત્ર દ્રુપદનો પુત્ર શિખંડી, ક્ષત્રધર્મા, ક્ષત્રદેવ, જયંત, અમિતૌજા, અજ, ભોજ, કેકય દેશના પાંચ પુત્રો, ઉત્તમૌજા, યુધામન્યુ, કાશિક, નીલ, સૂર્યદત્ત, શંખ, મદિરાશ્વ, ચિત્રાયુધ, ચેકિતાન, સત્યધૃતિ, વ્યાઘ્રદત્ત અને ચંદ્રસેન એટલા એકરથી છે. ભીમ અષ્ટરથી છે, અને ગદાયુદ્ધમાં તેના જેવો જગતમાં બીજો કોઇ નથી. મારી તને ભલામણ છે કે તારે કોઇ પણ પાંડવની સાથે ભેટાભેટ થવું નહિ. કેમકે તેઓ ઘણા કાળના દાઝેલા છે તેથી તારા ઉપર તો તેઓ તૂટીજ પડશે. વિરાટ રાજા, દ્રુપદ, શિશુપાળનો પુત્ર ધૃષ્ટકેતુ, વાર્દ્ધક્ષેમી. અને રાજમાન એઓ મહારથી છે, અભિમન્યું, સાત્યકિ, ધૃષ્ટદ્યુમ્ન દ્રુપદનો પુત્ર સત્યજિત, પાંડ્યરાજ, શ્રેણિમાન, વસુમાન, કુંતિભોજ, અને ભીમનો પુત્ર ઘટોત્કચ એઓ અતિરથી છે. સેનબિંદુ તથા કાશી રાજા પણ ભીમના જેવાજ છે. ધૃષ્ટદ્યુમ્નનો પુત્ર ક્ષત્રધર્મા અર્ધરથી છે. પાંડવોની સેનામાં જેવો અર્જુન છે તેવો તો બીજો કોઇ પણ યોદ્ધા આપણી સેનામાં કે તેઓની સેનામાં પણ નથી, એટલુંજ નહિ પણ તેના જેવો યોદ્ધા આખા બ્રહ્માંડમાં પણ થયો નથી. છે નહિ અને થશે પણ નહિ. અર્જુનની પાસે શ્રીકૃષ્ણ સારથિ, ગાંડીવ ધનુષ, પવનવેગી દિવ્ય ઘોડાઓ અને ભાથાંઓ પણ અખુટ બાણો વાળાં છે; બખતર પણ કોઇ શસ્ત્ર કે અસ્ત્રથી ભેદાય એવું નથી. અને પાશુપતાદિ અસ્ત્રો પણ અસાધારણ છે; માટે અર્જુન એકલો હોય તો પણ તારી સઘળી સેનાને મારી નાખવા સમર્થ છે. હું અને દ્રોણ એ બન્નેજ તેની સામે લડી શકીયે તેમ છીએ, ત્રીજો કોઇ પણ તેની સામે ટકી શકે તેમ નથી. પરંતુ એ જુવાન છે અને અમે, બન્ને બૂઢા છીએ. અભિમન્યુને અતિરથીઓમાં ગણ્યો છે, પણ એને અર્જુન

જેવો કહી શકાય, એમ છે. જ્યાં સુધી મારામાં શક્તિ હશે ત્યાં સુધી હું પાંડવોના સઘળા યોદ્ધાઓ સાથે લડી તારી સેનાનું પાલન કરીશ પરંતુ શિખંડી સામે કદી લડીશ નહિ. કેમકે એ પ્રથમ કન્યા અવતરીને પાછળથી પુરૂષ થયો છે, માટે તેને જોવાથી તેનાં સ્ત્રીપણાનું સ્મરણ આવતાં મારા બ્રહ્મચર્યવ્રતનો ભંગ થાય. બન્ને પક્ષની ગણના ભીષ્મે દુર્યોધનને સંભાળાવી એમ જાણ્યા પછી યુધિષ્ઠિરે પણ તેજ પ્રમાણે અર્જુનને પુછ્યું ને અર્જુને પણ ઉપર મુજબ યુધિષ્ઠિરને કહી સંભળાવ્યું.

## યુધિષ્ઠિરની નમ્રતા અને ભીષ્મનો આશીર્વાદ.

જ્યારે યુદ્ધને માટે બેઉ સેના ઉભી હતી ત્યારે મનુષ્યોમાં સિંહ સરખા યુધિષ્ઠિર કવચ તથા આયુધ છોડી દઇ, હાથ જોડી કૌરવદળના ઘણુ ક વીરોની વચ્ચે થઇ ચાલ્યા તેથી વિસ્મય પામી અર્જુન રથમાંથી નીચે ઉતરી ભાઇઓ તથા કેશવ ભગવાન્ તથા બીજા રાજાઓ સહિત યુધિષ્ઠિરની પાછળ ચાલ્યા અને ચિંતાથી કહેવા લાગ્યા કે " તમે ક્યાં જાઓ છો ? " વાસુદેવ ભગવાને હાસ્યથી કહ્યું કે એનો અભિપ્રાય મેં જાણ્યો છે એમ કહી તે અભિપ્રાય તેમને તે ગભરાએલા સર્વ રાજાઓને સમજાવ્યો. તે બીહે છે અને શરણ થવાને આવે છે એમ શત્રુની સેનામાં મોટા હાહાકાર થવા લાગ્યો. પછી કૌરવોનું સૈન્ય બોલતું રહી ગયું. તો પણ આયુધ વગરના યુધિષ્ઠિર શત્રુની સેનામાં થઇને ભીષ્મ પાસે આવ્યા ચરણારવિંદનો સ્પર્શ કરી કહેવા લાગ્યા કે હે દુર્ધર્ષ તમારી સાથે અમને યુદ્ધ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે માટે આજ્ઞા તથા આશીર્વાદ આપો. ભીષ્મે કહ્યું કે હું તમારી ઉપર પ્રસન્ન થયો છું; તમો યુદ્ધ કરી જય પામો અને જે તમારૂં અભિલષિત હોય તે મારી પાસે વર માગો. હું અર્થે કરી પાંડવો સાથે બંધાઇ રહ્યો છું. યુદ્ધ વિના બીજું તમે શું ઇચ્છોછો ? પછી યુધિષ્ઠિરે કહ્યું કે " યુદ્ધમાં તમને કોણ જીતશે ?" ભીષ્મે કહ્યું કે " જ્યાં સુધી હું સંગ્રામમાં યુદ્ધ કરતો હોઉં ત્યાં સુધી મને કોઈ પણ પુરૂષ જીતશે નહિ." ત્યારે યુધિષ્ઠિરે પુછ્યું કે " તમારો વધ કેવી રીતે થશે." ભીષ્મે કહ્યું કે " હાલ મારો મૃત્યુકાળ પણ આવ્યો નથી." માટે તે જાણવા તું ફરીથી આવજે. પછી યુધિષ્ઠિર આદિ સઘળાએ દ્રોણને પ્રણામ કરી ભીષ્મની પાસે કર્યો હતો તેવોજ પ્રશ્ન કર્યો જેના ઉત્તરમાં દ્રોણે કહ્યું કે જ્યારે હું કંઇ અપ્રિય સાંભળીશ; ત્યારે શસ્ત્રનો ત્યાગ કરી યોગધ્યાનમાં લાગીશ ત્યારેજ મારો વધ થઇ શકશે. કૃપાચાર્ય તથા શલ્યમામાને મલ્યા અને તેઓના આશીર્વાદ લઇ યુધિષ્ઠિરે શલ્યને કહ્યું કે મામા તમે કર્ણના સારથિ થઇ તેના તેજનું હરણ કરજો પછી શલ્યરાજાને પ્રણામ કરી પોતાના સૈન્યમાં પાછા

આવ્યા; અને પાંડવોની મ્હોટાઇ જોઇ સૌ તેમની પ્રશંસા કરવા લાગ્યા. અને યુધિષ્ઠિર પોતાના સૈન્યમાં ગયા.

**યુદ્ધ સરૂ થયું.**

**પ્રથમ દિવસ** પ્રાતઃકાળમાં ભયંકર યુદ્ધની શરૂઆતમાં દુંદુભિના નાદો સાથે બન્ને સેનાઓ ભેટાભેટ થઇ કે દુર્યોધન તથા દુઃશાસન આદિ ભાઇઓ **ભીમ**ને ઘેરી તેનાપર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા. **ભીમ** તેઓના ઉપર બાણો ફેંકવા લાગ્યો; ધનુષની દોરીઓનો શબ્દ નિરંતર થવા લાગ્યા. ધનુષમાંથી દીપ્ત બાણો નિકળવા લાગ્યા. આ વખતે **ભીમ** અને દુર્યોધન વચ્ચે થતાં તુમલ યુદ્ધમાં **ભીમ** હાંક મારવા લાગ્યો અને શત્રુઓનાં શિર છેદવા લાગ્યો. બીજા રાજાઓને પણ યુદ્ધની આજ્ઞા થતાં હજારો યોદ્ધાઓ શત્રુઓ સાથે લડવા લાગ્યા. આ વખત રજથી સુર્ય ઢંકાઇ ગયો; **ભીષ્મે** કાળદંડ જેવું ધનુષ લઇ **અર્જુન** ઉપર ઝડપ કરી, **અર્જુને** પણ ગાંડીવ ધનુષ લઈ **ભીષ્મ**ના ઉપર ઝડપ કરી. **ભીષ્મ અરજુનને** ધ્રુજાવી શકયા નહિ અને **અરજુન ભીષ્મ**ને ધ્રુજાવી શકયા નહિ. એજ પ્રમાણે **સાત્યકિ** તથા કૃતવર્મા, અભિમન્યુ તથા બૃહદ્બલ યુધિષ્ઠિર તથા શલ્ય, ધૃષ્ટદ્યુમ્ન તથા દ્રોણ, ઘટોત્કચ તથા અલંબુષ, શિખંડી તથા અશ્વત્થામા, વિરાટ તથા ભગદત્ત, બૃહત્સેન તથા કૃપાચાર્ય, દ્રુપદ તથા જયદ્રથ, પ્રતિવિંધ્ય તથા શકુનિ અને ધૃષ્ટકેતુ તથા બાલ્હીક ઇત્યાદિ ઘણાક યોદ્ધાઓનાં દ્વંદ્વ યુદ્ધ થવા લાગ્યા, પરસ્પરનાં ધનુષો કપાવા લાગ્યાં, ધ્વજાઓ છેદાવા લાગી, ઘોડાઓ મરવા લાલાગ્યા, શરીરમાં બાણો ખુંચી જવા લાગ્યાં અને એક બીજા ઉપર વરસાદની પેઠે બાણો પડવા લાગ્યાં. પાંડવો અને કૌરવો જાણે ભૂતના આવેશ વાળા હોય એમ લડવા લાગ્યા; પુત્ર પિતાને, પિતા પુત્રને મામો ભાણેજને, ભાણેજ મામાને ભાઇ ભાઇને અને મિત્ર મિત્રને, જાણે મુદલ નજ ઓળખતા હોય તેમ પરસ્પર મારવા લાગ્યા. એ પ્રમાણે નિર્મર્યાદ યુદ્ધ ચાલતાં પાંડવોની સેના **ભીષ્મ**ના પ્રભાવથી કંપવા લાગી. દુર્યોધનની પ્રેરણાથી કૃતવર્મા, કૃપાચાર્ય અને શલ્ય, **ભીષ્મ**નું રક્ષણ કરવા લાગ્યા. જ્યારે **ભીષ્મ** નમેલી અણીવાળાં ભાલાંથી હજારો યોદ્ધાઓ, હાથીઓ, રથો તથા ઘોડાઓને કાપવા લાગ્યા; ત્યારે અભિમન્યુએ **ભીષ્મ**ની સામે જઈ એવી ચાલાકી દેખાડી કે તેથી સર્વે લોકો વિસ્મય પામ્યા. ભીષ્મનાં બાણોને અભિમન્યુ કાપવા લાગ્યો અને અભિમન્યુનાં બાણોને **ભીષ્મ** કાપવા લાગ્યા. અભિમન્યુએ નવ બાણોથી **ભીષ્મ**ની ધ્વજાને કાપી નાખી તેથી **ભીમે** રાજી થઇ ભારે સિંહનાદ કર્યો. **ભીમ** તથા અભિમન્યુ ઉપર હજારો બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા કે તરત વિરાટ, ધૃષ્ટદ્યુમ્ન, **ભીમ** તથા **સાત્યકિ** વગેરે યોદ્ધાઓ અભિમન્યુનું રક્ષણ કરવા આવી પહોંચ્યા. **ભીષ્મ**નાં એવાં બાણો નિકળવા લા-

ગ્યાં કે તેથી અંતરિક્ષ તથા પૃથ્વી બાણુમય થઈ ગઇ. પાંડવોના પક્ષના હજાનો યોદ્ધાઓ પડવા લાગ્યા, હાહાકાર વર્ત્તી રહ્યો, અને ભીષ્મ વીણી વીણીને યોદ્ધાઓને મારવા લાગ્યા. આ વખતે વિરાટનો પુત્ર ઉત્તર મરાયો અને તેના મ્હોટાભાઇ શ્વેતે ક્રોધાવેશમાં આવી જઈ શત્રુના સૈન્યને હઠાવ્યું પણ છેવટે ભીષ્મે તેની સામા ધસી આવીને, અને ઘણા વખત યુદ્ધ કરીને તેને માર્યો. એટલામાં સૂર્યાસ્તને લીધે અંધારૂ ફેલાવાથી પાંડવોએ પોતાની સેનાને પાછી વાળી લીધી આ શિવાય પહેલે દિવસે કાંઇ જાણુવા જેવો બનાવ બન્યો નહિ હતો.

## પૌત્ર તથા પિતામહનું ઉગ્ર યુદ્ધ.

બીજે દિવસે યુદ્ધ સરૂ થયુ અને ભીષ્મે પાંડવોના વ્યૂહને તોડનારો મકર (વ્યૂહ) રચ્યો. ભીષ્મ આગળ ચાલ્યા, તેની પાછળ દ્રોણુ, શકુનિ, દુર્યોધન આદિ યોદ્ધાઓ સૈન્યના પાછલા ભાગમાં રહ્યા. પાંડવોના ક્રૌંચ વ્યૂહને જોઈ ભીષ્મે શંખનાદ કર્યો, કે યોદ્ધાઓ પ્રાણુ બચાવવાની ગરજ નહિ રાખતાં પરસ્પર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા. ભીષ્મ ભીમસેન, અભિમન્યુ તથા સાત્યકિ ઉપર બાણોનો એવો વરસાદ વરસાવવા લાગ્યા. પાંડવોનો વ્યૂહ તરત વીંખરાઇ ગયો અને સૈન્યમાં ભાગનાસ થવા લાગી. અર્જુને શ્રીકૃષ્ણ પાસે ભીષ્મની સામો રથ હંકાવ્યો; ભીષ્મે પણ પોતાનો રથ અર્જુનની સામે કર્યો; ભીષ્મે સિત્તેર દ્રોણે પચ્ચીશ કૃપાચાર્યે પચ્ચાસ, દુર્યોધનને ચોસઠ, શલ્યે નવ, જયદ્રથે નવ, અને શકુનિ એ પાંચ બાણુ અર્જુન ઉપર નાખ્યાં બાણોથી વીંધાયા છતાં પણુ વ્યથાને નહિ પામતા અર્જુને ભીષ્મને પચ્ચીસ, કૃપાચાર્યને નવ, દ્રોણને સાઠ, શલ્યને નવ, અને દુર્યોધનને પાંચ બાણુ માર્યા; સાત્યકિ, વિરાટ, ધૃષ્ટદ્યુમ્ન અને અભિમન્યુ એઓ અર્જુનનું રક્ષણુ કરવા લાગ્યા, અર્જુને શત્રુની સેનાના મધ્યમાં પ્રવેશ કરી ભારે કતલ ચલાવી; અર્જુનને કતલ કરતો જોઈ દુર્યોધન મુંઝાણો અને ભીષ્મને કહ્યું કે શ્રીકૃષ્ણુની સહાયતાવાળો આ અર્જુન આપણાં મૂળને કાપે છે; આપ તથા દ્રોણુ જીવતા છતાં આમ થતું જોઇતું નથી, કર્ણુ તમારે વાંસ્તેજ હથિયાર મૂકી બેઠો છે, માટે આપે અર્જુનને મારવાનો પ્રયત્ન કરવો જોઇએ. દુર્યોધનનાં કઠોર વચન સાંભળી ક્ષત્રિયનાં ધર્મને ધિક્કાર છે, એમ કહી ભીષ્મ અર્જુન સામે ચાલ્યા પણુ બોલ્યા કે મહાવીર અર્જુન ઈંદ્રાદિ દેવતાઓથી પણુ પરાજય પામે તેમ નથી, તે સઘળા દેવતાઓ પાસેથી અસ્ત્ર વિદ્યા શીખેલો છે. અશ્વત્થામા, દુર્યોધન અને વિકર્ણુ ભીષ્મનું રક્ષણુ કરવા ઉભા રહ્યા અને સઘળા પાંડવો અર્જુનનું રક્ષણુ કરવા લાગ્યા; ભીષ્મે શ્રીકૃષ્ણુની છાતીમાં ત્રણુ બાણુ માર્યાં કે જેથી તે લોહી નિકળતાં છતાં પણુ સોભવા લા-

આ શ્રીકૃષ્ણને વિંધાએલા જોઇ અર્જુને ભીષ્મના સારથિને બાણોથી વીંધી નાંખ્યો. અર્જુન તથા ભીષ્મ ભારે યત્ન કરતા છતાં પણ પરસ્પરને કોઈ હરાવી શક્યું નહિ. પણ કેવળ તેઓ પોતાની ચાલાકીજ દેખાડતા હોય એમ દેખાવા લાગ્યું. તેઓના ધનુષના ટંકારથી પૃથ્વી કંપવા લાગી; ભીષ્મ અર્જુનનાં અને અરજુને ભીષ્મનાં છિદ્રો જોવા લાગ્યા, પણ કોઇને કોઇનું છિદ્ર જોવામાં આવ્યું નહિ યુદ્ધ જોઈ દેવતાઓ ગંધર્વો બોલ્યા કે ભીષ્મ અરજુનને કે અરજુન ભીષ્મને જીતી શકે તેમ નથી આવું યુદ્ધ તો પૂર્વે થયું નથી અને થવાનું પણ નથી.

## પાંડવ પક્ષની પ્રબળતા.

ઉપરનું યુદ્ધ પુરૂં થવાની આશા છોડી ધૃષ્ટદ્યુમ્ન અરજુનની પીઠ છોડી દઇ દ્રોણની સામે ગયો. દ્રોણે તેના પ્રાણ લેવા કાળ દંડ જેવું એક બાણ ધનુષમાં સાધ્યું પણ તે બાણ કાપી નાખી ધૃષ્ટદ્યુમ્ન દ્રોણ ઉપર બાણોનો વરસાદ કરવા લાગ્યો. દ્રોણે પોતાના વધ સારૂં શત્રુએ ફેંકેલી સાંગને કાપી નાખી તેનું ધનુષ પણ કાપી નાખ્યું; દ્રોણે બીજું ધૃષ્ટદ્યુમ્નનું ધનુષ પણ કાપી નાખી ભાલાથી તેના સારથી અને ઘોડાઓને પાડી નાખ્યા, ધૃષ્ટદ્યુમ્ન ગદા લઇ રથમાંથી ઉતરવા જતો હતો તેવામાં તેની ગદાને પણ દ્રોણે તોડી નાખી. ગદા ત્રુટતાં ઢાલ તરવારથી દ્રોણની સામે દોડયો, પણ તેને બાણની વૃષ્ટિથી એવો તો અટકાવ્યો કે તે બળવાન છતાં જરા પણ વધી શકયો નહિ. આ વખતે ભીમે ત્યાં આવી સાત બાણથી દ્રોણને વીંધી ધૃષ્ટદ્યુમ્નને પોતાના રથમાં બેસાડી દીધો. દુર્યોધને ભાનુમાનને તેની સેના સાથે ભીમ સામે મોકલ્યો, તે બન્નેનું એવું યુદ્ધ જામ્યું કે કોઇને પોતાના કે પારકાની ખબર રહી નહિ. ભીમે સઘળા યોદ્ધાઓને પરાસ્ત કરી ભાનુમાનના દીકરા શક્રદેવને ગદાથી મારી નાખ્યો અને ભાનુમાનનાં બાણોની વૃષ્ટિને નહિ ગણકારતાં હાથીના દંતોસળ ઉપર ચડીને તેને તરવારથી જનોઈ વઢ કાપી નાખ્યો તથા તેની સાથે ઘણાક હાથી, ઘોડા અને પ્યાદળોને કાપી નાખ્યા. સઘળી પૃથ્વી શબમય દેખાવા લાગી. તેણે ઠેકી ઠેકીને ઘણાક યોદ્ધાઓને તથા હાથી ઘોડાઓને ખડ્ગથી તથા કેટલાકને પોતાના સાથળના વેગથી પાડી નાખ્યા. તેણે ભીષ્મની સામે જતાં સત્તાવીશસો યોદ્ધાઓની કતલ કરી નાખી. ભીમનું પરાક્રમ જોઇ કૌરવની સઘળી સેના કંપવા લાગી અને બેભાન જેવી થઈ ગઈ. યુધિષ્ઠિર, ધૃષ્ટદ્યુમ્ન તથા સાત્યકિ ભીમની મદદે આવતા હતા તેને ભીષ્મે પોતાના બાણોથી અટકાવી ભીમના ઘોડાઓને મારી નાખ્યા તથા તેણે મૂકેલી સાંગને પણ કાપી નાખી. ભીમ હાથમાં ગદા લઈ ઠેકીને ઉતરી પડયો. ભીમને રાજી કરવા સાત્યકિએ બાણ-

થી ભીષ્મનાં સારથિને મારી નાખ્યો અને સારથિ વગરના ઘોડાઓ ભીષ્મના રથને દૂર લઇ ગયા.

ધૃષ્ટદ્યુમ્ન, અશ્વત્થામા, શલ્ય તથા કૃપાચાર્ય સાથે યુદ્ધ કરતો હતો. એ યુદ્ધમાં અશ્વત્થામાના ઘોડા મરી ગયા તેથી તે શલ્યના રથમાં બેઠો. ધૃષ્ટદ્યુમ્નની મદદ માટે અભિમન્યુએ તુરત ત્યાં આવી શલ્ય, કૃપાચાર્ય તથા અશ્વત્થામાને બાણો વડે વીંધી નાખ્યા. આ વખતે દુર્યોધનના પુત્ર લક્ષ્મણે અભિમન્યુનું ધનુષ કાપી નાખ્યું, તેથી તેણે ક્રોધ કરી બીજું ધનુષ લઇ લક્ષ્મણ ઉપર ભારે ઝડપ કરી. લક્ષ્મણના બચાવ સારૂ દુર્યોધને ઘણા ઘણા રાજાઓને સાથે લઇ ત્યાં આવી અભિમન્યુને ઘેરી લીધો. મહાપરાક્રમવાળો અભિમન્યુ ગભરાણો નહિ. અભિમન્યુને ઘેરાએલો જોઇ તેની મદદ સારૂ અરજુન ત્યાં આવી પહોચ્યા. પણ ભીષ્મ, દ્રોણ આદિ ઘણા પ્રબળ યોદ્ધાઓએ અરજુનને ઘેરી લીધા છતાં પણ તેણે એવી ઝડપથી બાણો નાખવા માંડયાં કે પૃથ્વી તથા આકાશ બાણમય થઇ ગયાં; અરજુનના વેગને સહન ન કરી શકવાથી યોદ્ધાઓ પોતપોતાનાં વાહનો છોડી ભાગવા લાગ્યા; પડી ગયેલા હાથ, માથાં તથા બીજા અવયવોથી પૃથ્વી સંપૂર્ણ છવાઈ રહી; હાથીઓ, ઘોડાઓ તથા માણસોનાં હજારો શબો કચરાવા લાગ્યાં; ઘોડેસ્વારો ઘોડાઓને, હાથીપર બેઠેલા હાથીઓને અને રથોવાળા રથોને છોડીને ભાગવા લાગ્યા, અરજુનની સામે જોઇ શકે એવો કૈરવના સૈન્યમાં કોઇ પણ યોદ્ધો આ વખતે દેખાયો નહિ. જે કોઇ તેની સામે જતા તે ક્ષણ માત્રમાંજ પરલોકમાં પહોંચતા. કૈરવના યોદ્ધાઓ ભાગવા લાગ્યા કે શ્રી કૃષ્ણ તથા અરજુને શંખનાદ કર્યો. સૈન્યમાં ભંગાણ પડયું જોઇ ભીષ્મે દ્રોણાચાર્યને કહ્યું કે શ્રીકૃષ્ણ સહિત આ મહા બળવાન અરજુન આપણા સૈન્યને જેમ અગ્નિ ખડને બાળે તેમ બાળવા લાગ્યો છે. અરજુનનું રૂપ કાળ તથા યમ જેવું દેખાય છે. હું ધારૂં છું કે તેને કોઈ રીતે જીતી શકાય તેમ નથી; સૂર્યાસ્ત થવાની તૈયારી છે, યોદ્ધાઓ થાકથી તથા બીકથી આજ લડી શકે તેમ નથી માટે યુદ્ધ બંધ કરો તો સારૂં. દ્રોણની સલાહથી ભીષ્મે સેના પાછી વાળી એટલે પાંડવોએ પણ પોતાની સેના પાછી વાળી.

## શ્રીકૃષ્ણનો રોષ—ભીષ્મનો સંતોષ.

ત્રીજે દિવસે બન્ને પક્ષના વ્યૂહો ગોઠવાયા પછી યોદ્ધાઓ પક્ષની ઇચ્છાથી મરતાં સુધી લડવાનો નિશ્ચય કરી લડવા લાગ્યા અને રથોની એવી દોડાદોડ થવા લાગી કે રજથી સૂર્ય ઢંકાઇ ગયો, કૈરવો તથા પાંડવોનો વ્યૂહ તૂટયો નહિ, તેથી યોદ્ધાઓ ઉતાવળા થઇ સૈન્યના અગ્ર ભાગમાંથી બહાર નિકળી યુદ્ધ કરવા લાગ્યા. બાણ, ખડ્ગ, પ્રાસ, ફરસી વગેરે હથિ-

મારો એક બીજા ઉપર પડવા લાગ્યાં. ઘેડાઓ અને હાથીઓનાં શબો પડવાથી પૃથ્વીપર માંસ તથા લોહીનો કીચ જામી રહ્યો; ભીષ્મ, દ્રોણ, જયદ્રથ, શલ્ય તથા શકુનિ વગેરે યોદ્ધાઓ પાંડવોની સેનાને, અને ભીમ, ઘટોત્કચ, સાત્યકિ તથા ચેકિતાન આદિ યોદ્ધાઓ કૌરવોની સેનાને તોડવા લાગ્યા. દુર્યોધન ઘટોત્કચની સામે થયો. દ્રોણ તથા ભીષ્મ પાંડવોની સેના ઉપર ગયા અને અભિમન્યુ તથા સાત્યકિ શકુનિની સેના ઉપર ગયા. અર્જુન તો સઘળી દિશાઓમાં ફરી ફરી શત્રુને વીણી વીણી મારવા લાગ્યો. સામા પક્ષવાળા અર્જુનનું ભારે પરાક્રમ જોઇ તેને ઘેરી લઇ બાણો, સાંગો, પરિઘો તથા મુદગરોની વૃષ્ટિ કરવા લાગ્યા. શત્રુનાં આયુધોને અર્જુને પોતાનાં બાણોથી રોકી દીધાં. સાત્યકિનો રથ ભાંગી જવાથી તે અભિમન્યુના રથમાં બેઠો. અને બન્ને સાથે બેસી શત્રુના સૈન્યને તોડવા લાગ્યા. દુર્યોધન સામે લડતાં લડતાં ઘટોત્કચે એવું પરાક્રમ કર્યું કે તે પરાક્રમ આગળ ભીમનું પરાક્રમ કાંઇ પણ હિસાબમાં નહિ એમ જણાવા લાગ્યું. ભીમે ક્રોધ કરી દુર્યોધનની છાતી વીંધી નાંખી કે તે મૂર્છિત થયો અને તેનો સારથિ રથને દૂર લઇ ગયો, આમ થવાથી કૌરવોની સેનામાં ભંગાણ પડયું. ભાગતી સેનાને રોકવા માટે ભીષ્મ તથા દ્રોણે ઘણું ઘણું પ્રયત્ન કર્યું પણ તે રોકી શકાઇ નહિ. મૂર્છા ઉતર્યા પછી માંડ માંડ ભાગતી સેનાને દુર્યોધને પાછી વાળી. પોતાની સેનાને માર ખાધેલી જોઇ બિચારો દુર્યોધન તુરત ભીષ્મની પાસે ગયો અને કહ્યું કે તમે, દ્રોણ કૃપાચાર્ય તથા અશ્વત્થામા જીવતા છતાં આમ થાય છે એ યોગ્ય નથી. તમો ખરા રૂપમાં આવો તો પાંડવો કદી પણ તમને પહોંચી શકે નહિ. તમે આપણી સેનાની ઉપેક્ષા કરો છો, તેથી હું ધારૂં છું કે તમારા પેટમાં પાંડવોનો પક્ષપાત છે. જો તમારે આમ કરવું હતે તો મને પ્રથમથીજ ચેતવવું હતું એટલે હું કર્ણની સલાહથીજ સઘળું કામ લેત. હવે જો તમારે મને છોડી દેવો ન હોય તો તમોને છાજે તેવું પરાક્રમ કરો.

અરે મૂર્ખ ? પાંડવો દેવતાથી પણ જીતી શકાય તેમ નથી; એમ મેં તને વારંવાર સાચું કહેલું તે એમાં મારો કશો અપરાધ નથી. હું વૃદ્ધ છતાં પણ આજ યથા શક્તિ કામ કરી દેખાડીશ, અને સર્વે લોકો દેખતાં આજ હું પાંડવોને પરાસ્ત કરીશ.

પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે ભીષ્મ મોટી સેના સહિત પાંડવોની સેનામાં આગળ વધ્યા, અને તેથી તેમાં ભારે કતલથી લોહીની નદીઓ ચાલવા લાગી મારો, કાપો એવા શબ્દો થવા લાગ્યા. હજારો માથાંઓ તથા ધડો ધરતીપર પડી તરફડવા લાગ્યાં. હાથી, ઘોડા તથા યોદ્ધાઓનાં શબો પડવાથી

રથોને ચાલવાનો માર્ગ પણ ન રહ્યો, કેટલાએક યોદ્ધાઓ પોતાનાં નિકળી પડેલાં આંતરડાંને ઘસેડતાં ઘસેડતા પણ યુદ્ધ કરવા લાગ્યા. ભીષ્મ ધનુષને મંડલાકાર કરી ઝેરી નાગ જેવાં બાણોથી સઘળી દિશાઓને આચ્છાદિત કરી પાંડવોના યોદ્ધાઓને વીણી વીણીને મારવા લાગ્યા. પોતે એક છતાં પણ પાંડવોના યોદ્ધાઓને અનેક દેખાવા લાગ્યા. ભીષ્મ જાણે માયાથી અનેક રૂપ ધરી ફરતા હોય તેમ ક્ષણે ક્ષણે સઘળી દીશાઓમાં દેખાવા લાગ્યા. અને એક એક બાણથી સામટા ચાર ચાર હાથીઓને વીંધવા લાગ્યા. જે જે જણ ભીષ્મની સામે થયો, તે તે જણ ક્ષણ માત્રમાં મરણ પામેલો જ જોવામાં આવ્યો. તેનું કોઇ પણ બાણ વ્યર્થ ગએલું જોવામાં આવ્યું નહિ. શ્રીકૃષ્ણ, અર્જુન, ધૃષ્ટદ્યુમ્ન અને ભીમ જોતા છતાં પણ તેનાં બાણોથી પાંડવોની સેના સેંકડો પ્રકારથી વીંખાવા લાગી. પાંડવોની સેનામાં ભંગાણ પડેલું જોઇ શ્રીકૃષ્ણે રથને ઉભો રાખી અર્જુનને ઉશ્કેરવાને ખાતર કહ્યું કે તમે જે સમયને ઇચ્છતા હતા તે સમય હવે પ્રાપ્ત થયો છે. માટે તમે રાજાઓની સમીપમાં ભીષ્મ તથા દ્રોણને મારવાની જે પ્રતિજ્ઞા કરી છે તે આજ સફળ કરો. તમે દેખતાં છતાં તમારા યોદ્ધાઓ ભીષ્મના ભયથી ભાગી જાય છે તેમાં તમારી પ્રતિષ્ઠા નથી. આ સાંભળી પોતાના ક્ષત્રિય ધર્મને વિચારી ધનુષ ધારી અર્જુને પૂજવા લાયક દ્રોણ આદિક દ્વિજ ગુરૂ સામે ઉભી સંગ્રામ કરવા નિશ્ચય કર્યો.

અત્યંત કઠોર અર્જુને પોતાનો રથ ભીષ્મની સામે લઇ જવા જણાવ્યું; અને કહ્યુંકે હવે હું એ ડોસાને પાડવા વગર રહેવાનો નથી. અર્જુનના કહેવાથી શ્રીકૃષ્ણે રથને ભીષ્મના તરફ વાળ્યો. તે જોઇ પાંડવોની ભાગતી સેના પણ હિમ્મત ધરી પાછી વળી. આ સમયે ભીષ્મે સિંહના જેવી ગર્જના કરી અને બાણોની વૃષ્ટિથી અરજુનના આખા રથને ઢાંકી દીધો. રથ ઢંકાયા છતાં પણ શ્રીકૃષ્ણ ધીરજ રાખી ઘોડાઓને હાંકવા લાગ્યા; અરજુને બાણોથી ભીમનાં ધનુષને કાપી નાખ્યું નિમિષ માત્રમાં બીજું ધનુષ લઇ સજ્જ કરવા માંડયું કે તેને પણ તેણે કાપી નાખ્યું. આ પ્રમાણે અરજુનનું પરાક્રમ જોઇ ભીષ્મ બોલ્યા કે ત્રૈલોકયને પણ બાણોથી તોડી નાખનાર અરજુન ! પુત્ર ! ધન્ય છે. આવું પરાક્રમ તમે જ કરી શકો, હું રાજી થઇને આજ્ઞા આપું છું કે મારી સામે યુદ્ધ કરો.

અરજુનનાં વખાણ કરી ત્રીજું ધનુષ હાથમાં લઇ ભીષ્મ અરજુન ઉપર અસંખ્ય બાણો નાખવા લાગ્યા. પણ તે સઘળાં બાણો શ્રીકૃષ્ણની ઘોડા હાંકવાની ચાલાકીથી વ્યર્થ જવા લાગ્યાં. પોતાનાં સઘળાં બાણો વ્યર્થ જવાથી ભીષ્મે અત્યંત ક્રોધ કરી હજારો બાણો ફેંકી અરજુનના રથની

સઘળી દિશાઓ બંધ કરી દીધી અને શ્રીકૃષ્ણ તથા અરજુનને બાણોથી શેઢાંઇ જેવા બનાવી દીધા.

પાંડવોની સેનાનો પરાભવ જોઇ શ્રીકૃષ્ણે મનમાં વિચાર કર્યો કે ભીષ્મ અગ્નિની પેઠે પાંડવોના સૈન્યને બાળે છે; અરજુન તેની મોટાઇ જાળવવા સારૂં કોમળ યુદ્ધ કરે છે; ભીષ્મ એક દિવસમાં પણ સઘળા ત્રૈલોક્યને નષ્ટ કરવા સમર્થ છે. અરજુન તીક્ષ્ણ બાણોથી પીડાતા છતાં પણ પોતાનાં કર્ત્તવ્યને જાણતો નથી. કૌરવો ગર્જના કરે છે, પાંડવોના યોદ્ધાઓ ભાગે છે, જો આમજ ચાલ્યા કરશે તો એક દિવસમાંજ પાંડવોની સેનાનો ક્ષય થઇ જશે; માટે પાંડવોને વાસ્તે આજતે આજ હું સજ્જ થઇ ભીષ્મને મારી પાંડવોપરનો બોજો ઉતારી નાખું. આમ શ્રીકૃષ્ણ વિચાર કરે છે તેટલામાંજ ભીષ્મે એટલાં બધાં બાણો અરજુનના રથ ઉપર નાખ્યાં કે તેથી અંતરિક્ષ, દિશાઓ, સૂર્ય તથા પૃથ્વી દેખાતાં બંધ થઇ ગયાં અને પ્રચંડ પવન વાવા લાગ્યો. દ્રોણ, ભૂરિશ્રવા, જયદ્રથ, કૃતવર્મા, કૃપાચાર્ય, એએએ ચારેકોરથી અરજુનના રથને ઘેરી લીધો, અને અરજુન ક્યાં છે એ પત્તો પાંડવાને યોદ્ધાઓને મળવો કઠણ થઇ પડયો.

શ્રીકૃષ્ણ તથા અરજુન ઘેરાઈ ગયા છે અને આપણું સૈન્ય ભાગે છે એમ વિચારી મહાવીર સાત્યકિ તેઓની સહાયતા કરવા ગયો, અને યોદ્ધાઓને ધીરજ આપી કહેવા લાગ્યો કે વીર લોકો? આવી રીતે ભાગી જવું એ તમારો ધર્મ નથી માટે યુદ્ધ કરો અને શત્રુઓને હઠાવો. આમ ઉત્સાહ આપ્યા છતાં પણ લશ્કર પાછું વળતું નથી; તે જોઇ શ્રીકૃષ્ણે સાત્યકીને કહ્યું કે જેઓ જાય છે તે ભલે જાય અને જેઓ ઉભા છે તેઓ પણ ભલે જાય, આજ હું સઘળા કૌરવોનો એકે યોદ્ધા મારા હાથથી છટકી જવાનો નથી, આજ મારે યુધિષ્ઠિરને સઘળું રાજ્ય હસ્તગત કરી આપવાનુંછે, એમ કહેતાં કહેતાં કરોડો સૂર્યો જેવું સુદર્શન પણ શત્રુઓને દુર્દર્શન ચક્ર હાથમાં લઇ તે ઉંચે ફેરવીને રથમાંથી ઉતરી સિંહનાદ કરતા કરતા હાથમાં હથિયાર ન ધરવાની પોતે લીધેલી પ્રતિજ્ઞા ભૂલી જઈ શ્રીકૃષ્ણ ભીષ્મની સામે દોડયા. જેમ મદાંધ હાથીની સામે સિંહ દોડે તેમ ભીષ્મની સામે દોડતા જગતનો પ્રલય કરવા ધારતા હોય નહિ? એમ ઉગ્ર દેખાતા અને વેગને લીધે જેનું પીતાંબર ઘસડાય છે એવા શ્રીકૃષ્ણને જોઈ સર્વ લોકો કૌરવોનો ક્ષય થવાનું ધારવા લાગ્યા. શ્રીકૃષ્ણને ચક્ર લઇ વેગથી આવતા જોઇ નિર્ભય રીતે બન્ને હાથથી પોતાના ધનુષને ખેંચતાં ખેંચતાં ભીષ્મ, હર્ષમાં આવી જઈ બોલ્યા કે હે દેવાધિદેવ! હે જગતના નિવાસરૂપ! હે માધવ! હે ચક્રપાણિ! પધારો, પધારો; તમે મને સંગ્રામમાં મારશો તો તમારા

હાથે મરવાથી મારૂં આ લોક તથા પરલોકમાં કલ્યાણ થશે. આજ આપે મારી સામે આવી મને સઘળા વીર લોકોમાં માનપાત્ર કરેલ છે.

એ પ્રમાણે ભીષ્મ બોલતા હતા અને શ્રીકૃષ્ણ દોડ્યા જતા હતા, તેવામાં અર્જુને શરમાઈ જઇ રથમાંથી ઉતરી દશમે પગલે કેશવ ભગવાનને પકડ્યા. પકડ્યા છતાં પણ અર્જુનને ધસડીને આગળ વધતા શ્રીકૃષ્ણના પગમાં અર્જુન શરમાઈ જઈ બલાત્કારથી પડી કહ્યું કે હું મારા પુત્રો તથા સહોદર ભાઇઓના સોગન લઈ કહું છું કે મારી પ્રતિજ્ઞા પ્રમાણે વધારે ઉત્સાહથી કામ કરવામાં કશી ખામી રાખીશ નહિ માટે શાંત થાઓ. હું આપની સહાયતાથી કૌરવોનો તુરત નાશ કરી મંગ્રામમાં ફતેહ પામીશ.

અર્જુનનાં વચનથી શ્રીકૃષ્ણ સુદર્શનને વિદાય કરી પાછા રથપર બેઠા. અર્જુને ગાંડીવનો ટંકાર કર્યો. જેથી સઘળી દિશાઓ ગાજી રહી. અર્જુને કેટલાક તો બાણો ફેંક્યાં કે સઘળી દિશાઓ અંધકાર મય થઇ રહી; દુર્યોધન, ભૂરિશ્રવા, શલ્ય તથા ભીષ્મ આદિ સઘળા યોદ્ધાઓ કાયર થઇ ગયા. અને કૌરવોના સૈન્યમાં હાહાકાર વર્ત્તી રહ્યો. તે સમયેજ અર્જુને ઇંદ્રાસ્ત્રનો પ્રયોગ કર્યો. પાંડવોના પક્ષના સઘળા યોદ્ધાઓ રાજી થયા; કૌરવોની સેના ત્રાસથી ધ્રુજવા લાગી, લોહીની ભયંકર નદી ચાલવા લાગી અને પાંડવોના યોદ્ધાઓ શત્રુને કાપવા લાગ્યા, એટલે કૌરવોના યોદ્ધાઓ ભાગવા લાગ્યા. ઇંદ્રાસ્ત્રને વૃદ્ધિ પામતું તથા સૂર્યને અસ્ત પામતો જોઇ તેમજ સત્રુથી ત્રાસ પામી ભીષ્મે પોતાની સેનાને પાછી વાળી લીધી. કૌરવોની સેનાવાળા પાછા વળતાં બોલ્યા કે આજ અર્જુને જે કામ કર્યું છે તેવું કોઇથી બની શકવાનું નથી.

## ભીમની ગદા–ઘટોત્કચની માયા.

ચોથે દિવસે કૌરવોના વ્યૂહને જોઇ પાંડવોએ પોતાનો વ્યૂહ એવા પ્રકારથી ગોઠવ્યો કે વ્યૂહ પૂર્વે કોઈના જોવામાં કે સાંભળવામાં આવ્યો નહોતો લડાઇ ચાલતી થઈ કે ભીષ્મ, દ્રોણ તથા દુર્યોધન વગેરે યોદ્ધાઓ અર્જુનની સામે થયા. પણ વચમાં અભિમન્યુ એ તે સઘળાને તોડવા વાસ્તે ભારે યુદ્ધ મચાવી લોહીની નદી ચલાવી મૂકી. ભીષ્મ અભિમન્યુને છોડી દઇ અર્જુનની સામે આવી બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા.તે બન્ને યોદ્ધાઓ એક બીજાનાં અસ્ત્રોને તોડવા લાગ્યા. અશ્વત્થામા, ભૂરિશ્રવા, શલ્ય તથા તેનો પુત્ર, એઓએ અભિમન્યુને ઘેરી લીધો. પણ તેઓમાંનો કોઇ કોઇ યોધ્ધો શૌર્ય, અસ્ત્રવિદ્યા કે ચાલાકીમાં અભિમન્યુથી વધી શક્યો નહિ. પુત્રને અદ્ભુત પરાક્રમ કરતો જોઈ અર્જુને આનંદથી સિંહનાદ કર્યો કે તરતજ અભિમન્યુ એ અશ્વત્થામાં તથા શલ્યને તીક્ષ્ણ બાણોથી વીંધી

નાખ્યા અને શલ્યના પુત્રની ધ્વજા તથા શ્રીભૂરિશ્રવાની સાગ કાપી નાખવાની સાથે શલ્યના ચારે ઘોડાઓને મારી નાખ્યા. મહાન પરાક્રમી બાળક અભિમન્યુના હાથથી મહા બળવાન શલ્ય આદિ યોદ્ધાઓને પરાસ્ત થતા જોઇ દુર્યોધનની પ્રેરણાથી ત્રિગર્ત તથા મદ્રદેશના મુખ્ય પચ્ચીશ હજાર યોદ્ધાઓ અભિમન્યુ તથા અર્જુનને ચારે તરફથી ઘેરી વળ્યા. પોતાના સૈન્યના બે મુખ્ય યોદ્ધાઓને ઘેરાએલા જોઇ સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ન ઘણી મોટી સેના સાથે ત્યાં આવી પહોચ્યો. તેણે ઘણા ઘણા શત્રુઓને મારી પાડી એક ભયંકર ગદાના પ્રહારથી શલ્યના પુત્રનું મસ્તક ઉડાવી દીધું. પુત્રને મરણ પામેલો જોઇ ક્રોધાતુર શલ્યે તરતજ એક તીવ્ર બાણથી ધૃષ્ટદ્યુમ્નનું ધનુષ કાપી નાખી તેને બાણની જાળથી ઢાંકી દીધો. શલ્યનું આવું પરાક્રમ જોઇ અભિમન્યુએ તેનાપર ભારે ઝડપ કરી. આ સમયે દુર્યોધન તથા દુઃશાસન આદિ દશ યોદ્ધાઓ શલ્યનું રક્ષણ કરવા આવતાં ભીમ, ધૃષ્ટદ્યુમ્ન, નકુલ, સહદેવ તથા દ્રૌપદીના પાંચે પુત્રો એઓ અભિમન્યુના રક્ષણ વાસ્તે આવી પહોંચ્યા. દુર્યોધનને જોઇ ભીમે આ મહાભારત યુદ્ધનો એકદમ અંત આણવા માટે મૃત્યુ દૂત સરખી ભયાનક ગદા હાથમાં લેતાં દુર્યોધન તથા તેના સઘળા યોદ્ધાઓ ત્યાંથી ખસી ગયા.

એ પછી દશહજાર હાથીઓ સહિત માગધ રાજાને અગ્રણી કરી દુર્યોધન ભીમ સામે આવ્યો કે ભીમ રથમાંથી ઉતરી હાથીઓને મારવા લાગ્યો, કેટલાએક હાથીઓ તો ભીમના સિંહનાદથીજ ફાટી પડવા લાગ્યા. ભીમની મદદ માટે અભિમન્યુ, નકુલ, સહદેવ તથા ધૃષ્ટદ્યુમ્ન એઓએ પણ અસંખ્ય યોદ્ધાઓ અને હાથીઓનાં મસ્તકોથી પૃથ્વીને ઢાંકી દીધી. માગધ રાજા ઐરાવત ઉપર બેશી અભિમન્યુ સામે આવ્યો કે અભિમન્યુએ બાણથી હાથી સહિત તે રાજાનું મસ્તક ઉડાવી દીધું. ભીમ હાથીની ફોજમાં પેસી હાથીઓના સમૂહને વીંખીને રણભૂમિમાં નિર્ભય ઉભો રહ્યો. હાથીઓની ફોજ તુટી જતાં દુર્યોધનની આજ્ઞાથી સમગ્ર સૈન્યે ભીમને ઘેરી લીધો, પણ મહાપરાક્રમી ભીમ એકલોજ સર્વ શત્રુઓને ત્રાસ ઉપજાવવા લાગ્યો. તેણે કેટલાએકને ગદાથી ને કેટલાએકને સાથળના વેગથી પાડી નાખ્યા. તેની લોહી, માંસ તથા મજ્જાથી ખરડાએલી ગદા યમદંડ તથા કાળરૂદ્રના પિનાક, સરખી દેખાવા લાગી, અને કૌરવોનું સૈન્ય ભીમની દૃષ્ટિથી વીંખરાવા લાગ્યું, એથી ભીષ્મે પોતાનો રથ ભીમની સામે ચલાવ્યો. ભીમનાં રક્ષણ માટે સાત્યકિ આવ્યો તેને અટકાવવા માટે શત્રુના યોદ્ધાઓએ ઘણો યત્ન કર્યો પણ તે અટક્યો નહિ અને સામે થએલાઓને મુઝાવી દેવા લાગ્યો. તે જોઇ ભૂરિશ્રવા, સાત્યકિ સામે થયો. સાત્યકિ ભૂરિશ્રવાની સાથે લડવામાં રોકાઇ

જતાં **દુર્યોધન શલ્ય** તથા પોતાના **ચૌદ** ભાઇઓ સહિત ત્યાં આવી પહોંચ્યો. વેગમાં આવેલા દુર્યોધનના પ્રચંડ પ્રહારથી **ભીમ** મૂર્છિત થઈ ગયો, પણ તેણે ક્ષણ માત્રમાં સાવધ થઇ ઉગ્ર બાણોની વૃષ્ટિથી **શલ્ય** અને **દુર્યોધનને** પરાસ્ત કરી તેના **ચૌદ** ભાઈઓનાં માથાં ઉડાવી દીધાં. આ સમય **ભીષ્મની** આજ્ઞાથી **ભગદત્તે** પોતાનો મદોન્મત્ત હાથી **ભીમની** સામે હાંકયો. જેને અટકાવવા **અભિમન્યુ** આદિએ કરેલો યત્ન નિષ્ફળ થયો. મહા બળવાન **ભગદત્તે ભીમની** છાતીમાં એક ભયંકર બાણ મારી તેને મૂછિત કર્યો કે મહા વેગમાં આવેલા તેના પુત્ર **ઘટોત્કચે** પોતાની માયાથી **ઐરાવત** આદિ હાથીઓને નવા બનાવી પોતે ભયાનક રૂપ ધરી **ઐરાવત** ઉપર ચડી **ભગદત્તને** મારવા આવ્યો. **ઘટોત્કચના** હાથીના દંતોસળોથી **ભગદત્તનો** હાથી ઘણી ચીસો પાડવા લાગ્યો. તે સાંભળી **ભીષ્મે દ્રોણ** તથા **દુર્યોધનને** કહ્યું કે આ માયાવી **ઘટોત્કચ** તાજો છે અને આપણે સઘળા થાકેલા છીએ માટે હમણાં તેની સાથે યુદ્ધ કરવું મને ગમતું નથી. તો હવે આપણી સેનાને પાછી વાળી લ્યો. હવે આવતી કાલે યુદ્ધ કરીશું.

### સાત્યકીના દશ પુત્રોનું મરણ.

**પાંચમે** દિવસે કૌરવોએ **મકરવ્યૂહ** અને પાંડવોએ **શ્યેનવ્યૂહ** ગોઠવ્યો. **ભીમે મકરના** મુખમાં પેસીને **ભીષ્મને** બાણોથી ઢાંકી દીધા. અને **ભીષ્મે** મોટાં મોટાં અસ્ત્રોથી પાંડવોની સેનાને ગભરાવી પણ તેવામાં **અર્જુને** એક હજાર બાણો નાખી **ભીષ્મના** વેગને અટકાવી દીધો. આ વખતે **દ્રોણે** પાંડવોની સેનાને તોડવા લાગતાં સાત્યકિ તેની સામે થયો. દ્રોણે બાણોથી **સાત્યકિની** હાંસડી વીંધી નાખી, તેથી તેના બચાવ માટે ભીમે **દ્રોણની** ઉપર ભારે ચપળતા વાપરી ચોટ કરી, પણ **ભીષ્મ**, દ્રોણ તથા **શલ્યે** તેને બાણોથી ઢાંકી દીધો. **શિખંડી** ઉગ્ર બાણોથી શત્રુઓને ત્રાસ પમાડતો **ભીષ્મની** સામે આવ્યો. **શિખંડીને** સામે આવેલો જોઈ પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે તેનું પ્રથમનું **સ્ત્રીપણું** સંભારી **ભીષ્મે** તેને છોડી દીધો કે **દુર્યોધનની** પ્રેરણાથી દ્રોણ **શિખંડીની** સામે લડવા લાગ્યો પ્રલય કાળના અગ્નિ સમાન ક્રોધ પામેલા દ્રોણને જોઈ **શિખંડી** ત્રાસને લીધે બીજા યોદ્ધાઓ સામે યુદ્ધ કરવાને ચાલ્યો ગયો. આ સમય **પાંડવ** તથા **કૌરવો** એક બીજાની સેના ઉપર ઘણા રોષથી તૂટી પડ્યા. હાથી ઘોડા અને માણસોનાં મુડદાંઓથી પૃથ્વી છવાઇ રહી, અને લોહીના પ્રવાહો ચાલવા લાગ્યા.

**ભીષ્મની** વધતી જતી ઝડપથી **અર્જુન** તેની સામે દોડ્યો. **ગાંડીવ** અને **પાંચજન્ય** તેમજ **દેવદત્ત** નામના શંખનો શબ્દ સાંભળી તથા **હનુમાનના** ચિન્હવાળી ધ્વજા જોઈ **કૌરવોની** સેનામાં ભારે ભય ફેલાઈ રહ્યો.

ભયંકર અસ્ત્રોવાળા અર્જુનનું ભીષ્મ પર થતું પરાક્રમ જોઇ કૌરવોના યોદ્ધાઓને દિશાઓનું પણ ભાન રહ્યું નહિ. વજ્રના કડાકા જેવા ગાંડીવના શબ્દને સાંભળી દુર્યોધન તથા તેની સઘળી સેના ભીષ્મની પાછળ ભરાવા લાગી સુકેલા ખડને અગ્નિ બાળે તેમ અર્જુને સૈન્ય બાળવા માંડયું. ભીષ્મ અને અરજુન જયદ્રથ અને ભીમ, શલ્ય અને યુધિષ્ઠિર તથા દ્રોણુ અને સાત્યકિ; તેમજ દુર્યોધન તથા શકુનિ વિરાટ સાથે અને કૃતવર્મા તથા કૃપાચાર્ય ધૃષ્ટદ્યુમ્નની સાથે યુદ્ધ કરવા લાગ્યા. આ યુદ્ધનો દેખાવ મહા ભયાનક દેખાવા લાગ્યો ભીષ્મ ભીમ તરફ દોડયા અને તેના ઉપર ઘણાં ઘણાં બાણો નાખતાં ભીમે ક્રોધથી વ્યાકુલ થઇ ભીષ્મ ઉપર એક ભયંકર સાંગ ફેંકી. ભીષ્મે એ સાંગના ઘણા કટકા કરવાની સાથે ભીમના ધનુષને પણ કાપી નાખ્યું. ભીમના બચાવ માટે સાત્યકિએ ભીષ્મ ઉપર ઝડપ કરતાં ભીમે તેના સારથિને માર્યો જેથી તેના ઘોડા ભાગ્યા કે પાંડવોના સૈન્યમાં ભારે ગભરાટ વર્તી રહ્યો: સાત્યકિનો રથ દૂર જતાં ભીષ્મે પાંડવોની સેનાને તોડવા માંડી. અશ્વત્થામાંએ અરજુનની છાતી ૭ બાણોથી વીંધી નાખી અને અર્જુને ત્રણ બાણોથી તેનું ધનુષ કાપી નાખ્યું કે તેણે બીજું ધનુષ લઇ નેવું બાણોથી અરજુનને અને સીત્તેર બાણોથી શ્રી કૃષ્ણને વીંધતાં અરજુને લાંબો તથા ઉંડો નિસાસો મૂકી તેના પર બાણોની વૃષ્ટિ ચલાવી અરજુનના બાણોથી વીંધાયા છતાં પણ અશ્વાત્થામા બીલકુલ નહિ મુઝાતાં ભીષ્મનું રક્ષણ કરવામાં તત્પર રહેવા લાગ્યો. અશ્વત્થાંમાં નિર્ભય બની નિર્દયપણાથી યુદ્ધ કરતો હતો, તો પણ અરજુને તેને ગુરૂપુત્ર તથા બ્રાહ્મણ જાણી દયાને લીધે વધારે વેગ નહિ. કરતાં તેને છોડી દઇ કૌરવોની સેનામાં પ્રવેશ કર્યો.

આ વખત અભિમન્યુ તથા દુર્યોધનના પુત્ર લક્ષ્મણ વચ્ચે ભારે યુદ્ધ ચાલતું હતું અભિમન્યુ લક્ષ્મણના સારથિ તથા ઘોડાઓનો મારી નાખી તેનાપર ભારે ઝડપ કરી પરંતુ કૃપાચાર્ય વચમાં આવી લક્ષ્મણને પોતાના રથમાં બેસાડી દૂર લઇ ગયા. અભિમન્યુનું પરાક્રમ જોઇ સાત્યકિએ પણ ઘણી ચાલાકી વાપરી દિવ્ય અસ્ત્રોથી એકદમ કૌરવોની સેનાના દશ હજાર યોદ્ધાઓનો નાશ કરી નાખ્યો ભૂરિશ્રવા સાત્યકિની સામે થયો. તેનાં બાણોથી સાત્યકિના યોદ્ધાઓ તેને છોડી ભાગી ગયા પણ સાત્યકિના દશ પુત્રો ટકી રહી ભૂરિશ્રવા સામે ઘણું ભયંકર યુદ્ધ કરવા લાગ્યા આખરે ભૂરિશ્રવાએ તેના દશે પુત્રોનાં માથાં કાપી નાખ્યાં. દશે પુત્રોને ભૂરિશ્રવાના હાથથી મરણ પામેલા જોઇ શોક તથા ક્રોધથી વ્યાપ્ત થએલા સાત્યકિએ ભૂરિશ્રવાનું ધનુષ કાપી નાખી તેનાં સારથિ તથા ઘોડાઓને મારી નાખતાં

રથને પણ ભાંગી નાખ્યો. ભુરિશ્રવાએ પણ સાત્યકિને રથ વગરનો કરી દીધો. બન્ને યોદ્ધાઓ ઢાલ તલવાર લઇ સામસામે રણભૂમિ પર ઉતરી પડ્યા. પણ તેટલામાં ભીમે સાત્યકિને અને દુર્યોધને ભૂરિશ્રવાને પોતાના રથમાં બેસાડી દીધા. પછી ભીષ્મને નરમ પાડવા સારૂ અરજુને કૌરવોના પચીશ હજાર યોદ્ધાઓને મારી નાખ્યા. જેમ દીવાથી પતંગીયા નાશ પામે તેમ કૌરવોના યોદ્ધાઓ અરજુનના હાથથી નષ્ટ થયા. પાંડવોના બળથી કૌરવોના સૈન્યને વીખરાતું જોઇને ભીષ્મે સૂર્યાસ્ત થવાથી પોતાની સેનાને પાછી વાળી કે પાંડવોએ પણ લડાઇ બંધ કરી.

## ભીમે લીધેલી દુર્યોધનની ખબર.

છઠ્ઠે દિવસે પાંડવોના કહેવાથી ધૃષ્ટદ્યુમ્ને મકરવ્યૂહ ગોઠવ્યો તથા ભીષ્મે કૌંચવ્યૂહ ગોઠવ્યો બન્ને સેનામાં ભારે કતલ ચાલી ભીમ દ્રોણની સામે થતાં દ્રોણે ભીમનાં મર્મસ્થાનોને વીંધી નાંખ્યા અને ભીમે દ્રોણના સારથિને મારી નાંખ્યો. દ્રોણ તથા ભીષ્મના હાથથી પાંડવોની અને ભીમ તથા અરજુનના હાથથી કૌરવોની સેના ગભરાવા લાગી. થોડીવારમાં બન્ને સેનાના વ્યૂહ તુટી ગયા અને ભીમ ભયંકર બાણોથી મોટી સેનાને તોડી દુઃશાસન તથા વિકર્ણ વગેરે દુર્યોધનના સઘળા ભાઇઓ તેને જીવતો પકડી લેવાનો નિશ્ચય કરી ચારે તરફથી ઘેરી વળ્યા અને લાખો બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા. ભીમ તેઓના નિશ્ચયને જાણી હાથમાં ગદા લઇ રથમાંથી ઉતરી પડ્યો અને શત્રુના સૈન્યની અંદર પેસી યોદ્ધાઓનો વિનાશ કરવા લાગ્યો. ભીમની ખબર લેવા માટે ધૃષ્ટદ્યુમ્ન ભીમના રથ આગળ આવ્યો અને તે રથ ખાલી જોવામાં આવતાં તેણે ઘણો ખેદ પામી તેના સારથિને પૂછ્યું. સારથિથી વાકેફ થઇ ભીમના રથ સહિત ધૃષ્ટદ્યુમ્ન ભીમની પાસે આવ્યો.

દુર્યોધનના ભાઇઓએ ઘેરી ઘાયલ કરેલ ભીમને ધૃષ્ટદ્યુમ્ને પોતાના રથમાં બેસાડી દીધો, પણ તેઓએ ભારે ઝડપ કરી.. ભીમ તથા ધૃષ્ટદ્યુમ્ને મોહનાસ્ત્રથી તે સઘળાને બેભાન કરી દીધા. તેને આવી સ્થિતિમાં જોઇ દ્રોણે તરત દ્રુપદરાજાને પરાસ્ત કરી ત્યાં આવી પ્રજ્ઞાસ્ત્રથી મોહનાસ્ત્રનો નાશ કરી નાખ્યો. દુર્યોધનના ભાંઇઓનો મોહ મટતાં વળી પાછા તેઓ ભીમ તથા ધૃષ્ટદ્યુમ્નની સામે લડવા લાગ્યા. યુધિષ્ઠિરે અભિમન્યુ આદિ બાર યોદ્ધાઓને આજ્ઞા કરી કે તમો ભીમ તથા ધૃષ્ટદ્યુમ્નની પાસે જાઓ. યુધિષ્ઠિરની આજ્ઞા પ્રમાણે તેઓ પોતાનો સુચિમુખ નામે વ્યૂહ ગોઠવી શત્રુઓની સેનાને તોડતા તોડતા ભીમ તથા ધૃષ્ટદ્યુમ્નની પાસે જઇ પોહોંચ્યા. ભીમ અને ધૃષ્ટદ્યુમ્નને સહાયતા મળવાથી તેઓ વધારે ઝડપથી સેનાને મારવા લાગ્યા. તેટ-

લામાં ત્યાં દ્રોણાચાર્ય આવી પહોંચ્યા. તેઓને આવેલા જોઇ ધૃષ્ટદ્યુમ્ને દુર્યોધનના ભાઇઓના વધની આશા છોડી ભીમને બીજા રથમાં બેસાડી પોતે પોતાનો રથ દ્રોણ સામે ચલાવ્યો. ઘણા ઘણા બાણોથી દ્રોણને વીંધતાં તેણે તેના ધનુષની દોરી તોડી નાખી તથા ઘોડાઓ અને સારથિને મારી નાખ્યા. પરાભવ પામેલો ધૃષ્ટદ્યુમ્ન તરત પોતાના રથમાંથી ઉતરી અભિમન્યુના રથમાં બેઠો. દ્રોણાચાર્યનાં વેગથી પાંડવોનું સૈન્ય કંપવા લાગ્યું અને કૈરવો તેનાં વખાણ કરવા લાગ્યા. વળી ભીમને પકડવા માટે ઉપાય કરતા દુર્યોધનના ભાઇઓને ભીમે એવાં તીક્ષ્ણ બાણોથી વીંધી નાંખ્યા કે તેઓ રણભૂમિ છોડી ત્યાંથી ભાગી જવા લાગ્યા. તેઓને જીવતા જતા જોઇ મનમાં ખેદ પામતો ભીમ તેઓની પછવાડે દોડી દોડીને તેઓને પીડવા લાગ્યો. આ વખત ભીષ્મ પાંડવોની સેનાને બહુજ ત્રાસ આપતા હતા, પણ દક્ષિણ તરફ અર્જુનના ગાંડીવનો શબ્દ તેને કાને પડતાં તે કાંઇક નરમ પડ્યા. તેટલામાં ભીમ તરફ વેગથી દુર્યોધન આવ્યો, જેને જોઇ ભીમ બોલ્યો કે આ દુષ્ટ દુર્યોધન હું જે સમયને ઘણાં વર્ષો થયા ઇચ્છતો હતો તે સમય આજ આવેલો સમજું છું. માટે જો તું અહીંથી ભાગી નહિ જાતો હું તને માર્યા વગર છોડનાર નથી. તેં કર્ણ વગેરે દુષ્ટ લોકોની સલાહથી અમને વનવાસ આપ્યો, દ્રૌપદીને ઘણું કષ્ટ દીધું તથા શ્રીકૃષ્ણની માગણીનું અપમાન કર્યું એ સર્વ પાપોનો બદલો આજે હું તને આપીશ. એમ બોલી ભીમે દુર્યોધનનાં ધનુષને, છત્રને તથા ધ્વજાને કાપી; સારથિ તથા ઘોડાઓને પણ મારી નાખી સિંહનાદ કર્યો, અને દશ બાણોથી તેની છાતીને વીંધી મૂર્છા પમાડી દીધો. તેને જોઇ દુર્યોધનના રક્ષણ વાસ્તે આવી પહોંચેલા જયદ્રથે ભીમની સાથે ભારે યુદ્ધ કરવા માંડ્યું, અને કૃપાચાર્યે મૂર્છિત થએલા દુર્યોધનને પોતાના રથમાં ઉપાડી લીધો. સૂર્ય આથમી ગયા પછી પણ દારૂણ યુદ્ધ ચલાવી હજારો યોદ્ધાઓને કાપી ભીષ્મે પોતાની સેનાને પાછી વાળતાં પાંડવોએ પણ પોતાની સેનાને પાછી વાળી લીધી.

## શિખંડી સામે લડવાનો ભીષ્મનો અણગમો.

સાતમે દિવસે ભીષ્મે મંડળ વ્યૂહ ગોઠવ્યો અને પાંડવોએ વજ્ર વ્યૂહ ગોઠવ્યો. લડાઇની શરૂવાત ચાલતાં દ્રોણ વિરાટની સામે, અશ્વત્થામા શિખંડીની સામે, દુર્યોધન ધૃષ્ટદ્યુમ્નની સામે, શલ્ય નકુલ તથા સહદેવની સામે, કૃતવર્મા ભીમની સામે, દુઃશાસન વગેરે ભાઇઓ અભિમન્યુની સામે, ભગદત્ત ઘટોત્કચની સામે, અલંબુષ સાત્યકિની સામે તથા બીજા સઘળા રાજા અર્જુનની સામે યુદ્ધ કરવા ગયા, અત્યંત ક્રોધ પામેલા અર્જુને ઇંદ્રાસ્ત્રનો પ્રયોગ કર્યો કે જેથી સામે આવેલો કોઈ પણ શત્રુ ભેદાયા વગર રહ્યો. નહિ.

અર્જુનનાં બબ્બે ત્રણ ત્રણ બાણોથી વીંધાઇ ગએલા અસંખ્ય સૈન્યો, ઘોડાઓ, અને હાથીઓ એવા તો ગભરાઇ ગયા કે તે સર્વને ભીષ્મની શરણે જવાની જરૂર પડી. ભીષ્મ અને અર્જુન એક બીજા સામે થતાં કૌરવોનો પક્ષ અર્જુનને અને પાંડવોનો પક્ષ ભીષ્મને જોઇ શકતો નહોતો. આ વખતે દ્રોણે વિરાટના રથ તથા ધનુષને તોડીનાખી તેના પુત્ર શંખને મારી નાખ્યો જેથી વિરાટને યુદ્ધમાંથી નિકળી જવાની જરૂર પડી, અશ્વત્થામા અને શિખંડીનું પરસ્પર યુદ્ધ ચાલતાં અશ્વત્થામાએ શિખંડીના ઘોડા મારી નાખવાથી તે ઢાલ તરવાર લઇ રથમાંથી ઉતરી પડતાં વળી પણ અશ્વત્થામાએ તેની તરવાર કાપી નાખવાની સાથે તેને તીક્ષ્ણ બાણોથી વીંધી નાખ્યા. શિખંડી મુંઝાઇ સાત્યકિના રથમાં બેઠો. તેવામાં અલંબુષ રાક્ષસે સાત્યકિનું ધનુષ કાપી નાંખ્યું, અને પોતાની રાક્ષસી માયા ચલાવતાં સાત્યકિએ ઇંદ્રાસ્ત્રના પ્રયોગથી તે માયાનો નાશ કર્યો અને અલંબુષને ઘણાં ઘણાં બાણોથી ઢાંકી દીધો. જેથી તેને યુદ્ધ ભૂમિમાંથી નીકળી જવું પડ્યું. ધૃષ્ટદ્યુમ્ને દુર્યોધનને ઘણાં બાણોથી ઢાંકી દેતાં જરા પ્રાણ નહિ ગભરાયલા દુર્યોધને ધૃષ્ટદ્યુમ્નને ઘણાં બાણોથી વીંધી નાંખ્યો. જેથી ધૃષ્ટદ્યુમ્ને ઘણા વેગથી દુર્યોધનના ધનુષ્યની દોરી તોડી તેના ઘોડાઓને મારી નાંખ્યા તેથી દુર્યોધન રથમાંથી ઉતરી ખડગ લઇ ધૃષ્ટદ્યુમ્નની સામે દોડતાં શકુનિએ દુર્યોધનનો હાથ પકડી પોતાના રથમાં બેસાડી દીધો. ભીષ્મે પોતાની સાથે યુદ્ધ કરતા કૃતવર્માના ઘોડા તથા સારથિને મારી નાખી કૃતવર્માને પણ ઘણો ઘાયલ કરી નાખવાથી તે બીજા રથમાં બેસી ત્યાંથી ચાલ્યો ગયો. ઘટોત્કચે ઘણા રાક્ષસોની સાથે લઇ ભગદત્ત સાથે ભયંકર સંગ્રામ મચાવતાં ભગદત્ત પણ તેની સાથે એવો લડયો કે જેથી સઘળા રાક્ષસો ભાગી ગયા. પાંડવોમાં ત્રાસ વર્ત્તી રહ્યો. ઘટોત્કચનાં સઘલાં શસ્ત્રો કપાઇ ગયાં અને છલ્લે તેને ભાગી જવાની જરૂર પડી. નકુલ તથા સહદેવે પોતાના મામા શલ્યની સાથે ભારે યુદ્ધ કરી તેને ઘાયલ કરી દેતાં મૂર્છિત થઇ ગએલા શલ્યને તેનો સારથિ દૂર લઇ ગયો. અભિમન્યુએ દુર્યોધનના સઘળા ભાઇઓને રથ વગરના કરી નાખ્યા પણ ભીમની પ્રતિજ્ઞા જાળવવા સારૂ તેઓને જીવતા છોડી દીધા. આ વખતે ભીષ્મઆદિ ઘણા ઘણા યોદ્ધાઓએ અભિમન્યુને ઘેરી લીધો. તેનું રક્ષણ કરવા માટે અરજુન ત્યાં આવતાં સુશર્માએ કશું પણ બોલ્યા ચાલ્યા વગર પોતાની સેનાથી તેને ઘેરી લીધો અને અપાર બાણોની વૃષ્ટિ કરી કે તરત અરજુન પોતાને ઘેરી વળેલા યોદ્ધાઓનાં ધનુષ તથા મસ્તકો કાપી નાખી તથા કેટલાએકને ઘાયલ કરી પોતે ભીષ્મની સામે ગયો. તે વખત યુધિષ્ઠિર, ભીમ, નકુલ તથા સહદેવ

એઓ પણ ભીષ્મનો વધ કરવાનાં ઉદ્દેશથી તેની સાથે ચાલ્યા. વચમાં જયદ્રથ તથા દુર્યોધને તેમને રોકી વીંધી નાખતાં યુધિષ્ઠિરે શિખંડીને કહ્યું કે તેં ભીષ્મને મારવાની પ્રતિજ્ઞા કરી છે તે છતાં તું તેને નહિ મારતાં તેનાથી ભાગતો ભાગતો ફરે છે એ તને લાયક નથી. એ પ્રમાણે યુધિષ્ઠિરનું મેણું સાંભળી શિખંડીએ ભીષ્મ ઉપર વેગ કરતાં શલ્યે વચમાં પડીને બાણોથી તેને અટકાવી દીધો. યુધિષ્ઠિર ભીષ્મ પાસે પહોંચી તેને હજારો બાણોથી ઢાંકી દેતાં ક્ષણ માત્રમાં ભીષ્મે યુધિષ્ઠિરને અસંખ્ય બાણોથી અદૃશ્ય કરી દીધા અને તેનાં શસ્ત્રોને કાપી ઘોડાઓને પણ મારી નાખ્યા. જેથી તેને નકુલના રથમાં બેસવું પડયું. પછી યુધિષ્ઠિર આદિ ઘણા રાજાઓએ ભીષ્મને ઘેરી લીધા. ઘેરાએલા ભીષ્મે સિંહ જેમ પશુઓને મારે તેમ શત્રુઓને મારવા માંડયાં, ભીષ્મના મારથી યોદ્ધાઓનાં માથાં તાડનાં ફળોની પેઠે નીચે પડવા માંડયાં, અને ભારે ગડબડ મચી રહી. તેવામાં શિખંડી ભીષ્મની સામે જઇ બાણો ફેંકવા લાગતાં ભીષ્મ વળી પણ પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે તેને છોડી દઇને બીજા યોદ્ધાઓને મારવા લાગ્યા. અનેક યોદ્ધાઓનાં યુદ્ધ ચાલતાં રણભૂમિની અંદર લોહીના પ્રવાહોનાં પૂર ચાલવા લાગ્યાં અને શિયાળ તથા ગરજો વગેરે મુડદાંઓને ખેંચી માંસોનું ભક્ષણ કરવા લાગ્યા. સૂર્યાસ્તનો સમય હોવાથી બન્ને પક્ષની સેનાઓએ યુદ્ધ બંધ કર્યું.

## ઘટોત્કચનું પરાક્રમ દુર્યોધનનું ગભરાવું.

આઠમે દિવસે ભીષ્મે પોતાની સેનાનો સાગરોપમ (દરિયા જેવો) વ્યૂહ ગોઠવ્યો અને ધૃષ્ટદ્યુમ્ન શૃંગાટક ( ચોવટા જેવો ) વ્યૂહ ગોઠવ્યો. લડાઇ શરૂ થતાં ભીષ્મ અને ધૃષ્ટદ્યુમ્ન એક બીજાની સેના સામે ચડી ગયા. ભીષ્મ પાંડવોના ઘણા ઘણા યોદ્ધાઓને મારવા માંડયા તો પણ તેઓ મૃત્યુનો જરા પણ ત્રાસ નહિ રાખતાં ભીષ્મની સામે બહુ વેગથી લડયા. પાંડવોના સૈન્યમાં ભીષ્મની સામે ભીમ સિવાય બીજો કોઇપણ ટક્કર લેતો જોવામાં આવ્યો નહિ. દુર્યોધન પોતાના ભાઇઓ સહિત ભીષ્મનું રક્ષણ કરવા આવતાં ભીમે ભીષ્મના સારથિને મારી નાખી તેના રથને દૂર દોડાવી મૂકયો અને ભયંકર બાણોનો બરસાદ વરસાવી દુર્યોધનના આઠ ભાઇઓનાં મસ્તકો ઉડાવી દીધાં. ભાઇઓના દુઃખથી પીડાએલા દુર્યોધને વિદુરનાં વચનો સંભારી તથા વિલાપ કરી ભીષ્મની પાસે જઇ ક્રોધથી કહ્યું કે ભીમ મારા ભાઇઓને મારી નાખે છે, તો પણ તમે તેને મારતા નથી. દુર્યોધનનાં અતિ કઠણ વચનો સાંભળી અશ્રુઓથી વ્યાપ્ત થએલા ભીષ્મ ક્રૂર વચનં બોલ્યા કે મેં, દ્રોણે, વિદુરે તથા ગાંધારી આદિ ઘણાએ આ વાત પ્રથમથીજ તુંને કહી હતી પણ તું સમજ્યો નહિ. તેમ મને અને દ્રોણને યુદ્ધમાં નહિ લેવનો

વાસ્તે પણ મેં તને કહ્યું હતું. તારા જે જે ભાઈ ભીમની દૃષ્ટિએ પડશે તેને ભીમ માર્યા વગર રહેનાર નથી. પાંડવો ઈંદ્રાદિ દેવતાઓથી પણ જીતાય તેમ નથી. માટે તું હવે બીજો કાંઈ પણ વિચાર નહિ કરતાં સ્વર્ગલોક ઉપર ધ્યાન રાખીને યુદ્ધ કર્યા કર. પાંડવો શૂરા, બળવાન અને અસ્ત્રવિદ્યાવાળા છે તેથી ભીમ જીવતાં સુધી યુદ્ધ છોડી દીએ એમ હું ધારતો નથી.

ભીષ્મ એમ ક્રોધાક્રાંત થએલા બોલતા હતા તેટલામાં ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી તથા સાત્યકિ ભીષ્મની ઉપર ચડી આવ્યા. અરજુન અભિમન્યુ, ભીમ તથા ઘટોત્કચ બીજા યોદ્ધાઓની સાથે લડવા લાગ્યા. પાંચાલોને દ્રોણાચાર્ય અને કૌરવોને ભીમ નિર્દયપણાથી મારવા લાગતાં ભારે હાહાકાર વર્તી રહ્યો. શકુનિ, કૃતવર્મા તથા કંબોજ રાજાએ મોટી ફોજથી પાંડવોની સેનાને ધ્રુજાવી દેતાં નાગકન્યામાં ઉત્પન્ન થએલો ઈરાવાન નામે અરજુનનો પુત્ર સૈન્ય સહિત સામે થયો. તેણે શકુનિ સામે યુદ્ધ કરતાં તેના ગજ વગેરે છ ભાઈઓ તેણે વાર્યા છતાં પણ ઈરાવાનની સામે થયા. ઇરાવાને ધૈર્ય રાખી પોતાના ઘોડા ઉપરથી ઉતરી હાથમાં તરવાર લઇ ઘણી ચાલાકીથી તેઓમાંના પાંચને કાપી નાખ્યા. તે જોઇ ભય પામેલા દુર્યોધને મોકલેલો આર્ષ્યશૃંગી નામનો રાક્ષસ ઈરાવાનની સામે આવ્યો તેણે પોતાની માયાથી ઉત્પન્ન કરેલા હજારો ઘોડેસ્વારો ઈરાવાનના સૈન્યને કાપી નાખતાં ઇરાવાને ઘણા વેગથી ખડ્ગ ચલાવી આર્ષ્યશૃંગીનાં ધનુષને કાપી નાખ્યું. ઈરાવાનને ગભરાવતા તેણે અંતરિક્ષમાં ચડી જતાં ઈરાવાન પણ ત્યાં જઇ બાણો વડે તેના શરીરને કાપવા લાગ્યો. રાક્ષસ જેમ જેમ કપાતો તેમ તેમ પોતાની માયા વડે નવો નવો થતો ગયો. તેની ભયંકર માયા જોઇ ઇરાવાને પોતાની માયાવડે હજારો નાગો ઉત્પન્ન કરી આર્ષ્યગીને ઘેરી લીધો. પોતે ઘેરાઇ જતાં તેણે ગરૂડનું રૂપ લઈ નાગોને ખાઇ જતાં છેલ્લે એક મોટા ખડ્ગ વડે ઈરાવાનનું માથુ કાપી નાંખ્યું કે કૌરવોની સેનામાં ભારે ખુશાલી ફેલાઇ રહી.

પુત્રના મરણથી બિન વાકેફગાર અરજુને ભીમનું રક્ષણ કરનારા ક્ષત્રિયોનો સંહાર કરવા લાગ્યો છે અને ભીષ્મ અરજુન તરફના રાજાઓને તોડવા લાગ્યા છે તેવામાં ભીમના પુત્ર ઘટોત્કચે ઇરાવાનને મરણ પામેલો જોઇ મોટા આવેશમાં આવી એવી ગર્જના કરી કે તેથી સઘળી દિશાઓ ગાજી રહી અને સામા પક્ષના યોદ્ધાઓ કંપવા લાગ્યા. હાથમાં ભયંકર ત્રિશૂળ લઇ પોતાના સૈન્યનો સમૂળ વિનાશ કરવા તૈયાર થયેલા ઘટોત્કચને તથા તેના ત્રાસથી વિમુખ થયેલ પોતાના સૈન્યને જોઇ એક મોટું ધનુષ લઇ દુર્યોધન તેની સામે થયો. દુર્યોધનની મદદ માટે દશ હજાર હાથીઓનું લશ્કર લઈ બંગાલાનો રાજા પણ ઘટોત્કચની સામે આવ્યો. ઘટોત્કચના રાક્ષસોએ

અનેક શસ્ત્રો, પર્વતો, તથા વૃક્ષોથી સઘળી સેનાનો નાશ કરી દેતાં ક્રોધાતુર થએલો દુર્યોધન જીવવાની આશાને છોડી દઇ રાક્ષસો અને ઘટોત્કચ ઉપર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો. ઘટોત્કચે ધનુષનો ટંકાર કરી દુર્યોધનને કહ્યું કે "મારા પિતા પાંડવોને તથા મારી માતા દ્રૌપદીને તેં ઘણાં કષ્ટો આપેલાં છે, તેનો બદલો આજે હું તને આપ્યા વગર રહેનાર નથી." એમ કહી તેણે બાણોની વૃષ્ટિથી દુર્યોધનને ઢાંકી દીધો. દુર્યોધને પણ પચ્ચીશ બાણોથી ઘટોત્કચને વીંધી નાખ્યો. લોહીથી ખરડાએલા ઘટોત્કચે તેનાં પ્રાણ લેવા ભયંકર સાંગ ફેંકતાં તે સાંગ હાથીપર પડી તેનાં પ્રાણ લઇ શાંત થઇ. હાથી જે મરણ પામ્યો તે જોઈ દુર્યોધનના સૈન્યમાં ભંગાણ પડયું. તો પણ અચળ ઉભેલા દુર્યોધનને ઘટોત્કચ ઉપર વજ્ર જેવું ભયંકર બાણ ફેંકયું. ઘટોત્કચે તે બાણના સપાટામાંથી છટકી જઈ મોટો સિંહનાદ કર્યો. રાક્ષસોની ગર્જના સાંભળી ભીષ્મે દ્રોણને કહ્યું કે ઘટોત્કચ અને દુર્યોધનની વચ્ચે ભારે યુદ્ધ થાય છે. માટે દુર્યોધનનું રક્ષણ કરવા તમે તુરત જાઓ. ભીષ્મના કહેવાથી દ્રોણ ઘણા યોદ્ધાઓ સાથે આવતાં ઘટોત્કચે ભયંકર શસ્ત્રોથી દ્રોણનું ધનુષ કાપી સોમદત્તના રથની ધ્વજા ઉડાવી દીધી, બાલ્હીકની છાતી વીંધી, કૃપાચાર્યને મૂર્છિત કર્યા અને જયદ્રથ વગેરેને પરાસ્ત કરી દીધા અને છેવટ દુર્યોધન ઉપર ચોટ કરતાં તેનાં રક્ષકોએ ઘટોત્કચનાં સઘળાં અંગો વીંધી નાખ્યાં. આ વખતે આકાશમાં ચડી જઈ ઘટોત્કચે ઘણી ભયાનક કીકીયારી કરી. તેથી યુધિષ્ઠિરે ભીમને કહ્યું કે ઘટોત્કચ ભયમાં જણાય છે માટે તમે અભિમન્યુ વગેરે યોદ્ધાઓને સાથે લઇ ત્યાં જઇ તેનું રક્ષણ કરો. તેથી ભીમ. સઘળા યોદ્ધાઓ સહિત ઘટોત્કચની પાસે આવ્યો. બન્ને પક્ષ ભેટા ભેટ થઈ ભારે સંગ્રામ ચાલ્યો, હજારો વાહનો તથા યોદ્ધાઓનો ક્ષય થવા લાગ્યો અને લોહીના પ્રવાહો ચાલવા લાગ્યા. દુર્યોધને નાખેલાં બાણોથી ભીમની છાતી વીંધાઇ જતાં ઘટોત્કચ તથા અભિમન્યુએ દુર્યોધન પર એવી ઝડપ કરી કે સઘળું સૈન્ય અને દ્રોણ પણ ગભરાઇ ગયા દ્રોણે ધનુષનો ટંકાર કરી ભીમને પચ્ચીશ બાણોથી વીંધ્યો કે તુરતજ તેણે પોતાનાં બાણોથી દ્રોણને ડાબા પડખામાં એવા વીંધી નાખ્યા કે તે મૂર્છિત થઇ પોતાના રથમાં પડી ગયા. દ્રોણને મૂર્છિત થએલા જોઈ દુર્યોધન ભીમની સાથે અને અશ્વત્થામા ઘટોત્કચની સાથે યુદ્ધ કરવા લાગ્યા. તેવામાં ઘટોત્કચે એવી માયા પ્રગટ કરી કે જેથી કૌરવોના સઘળા યોદ્ધાઓ પરસ્પર ભાગતા દેખાવા લાગ્યા. તેથી કૌરવના સૈન્યમાં મોટું ભંગાણ પડયું અને પાંડવોના સૈન્યમાં જયના શબ્દો થવા લાગ્યા.

નિસાસા મૂકતાં દુર્યોધને ભીષ્મની પાસે આવીને કહ્યું કે મેં ફક્ત

આપનાજ આશ્રયથી પાંડવાની સાથે આ ભયંકર યુદ્ધ ઉઠાવ્યું છે અને હું તથા સર્વ સેના આપનાજ હુકમમાં વર્તીએ છીએ; છતાં ઘટોત્કચના બળથી પાંડવોએ આ વખત મને જીતી લીધો તેથી મને મોટી બળતરા થાયછે. ભીષ્મ બોલ્યા કે " રાજાએ રાજાની સામેજ લડવું જોઇએ, માટે તારે પણપાંડવોની સામેજ લડવું, પણ ઘટોત્કચ જેવાઓ સામે જવું નહિ. તેમની સામે યુદ્ધ કરનાર તો અમો હાજર છીએ. તને રાક્ષસને માટે પશ્ચાતાપ થતો હોય તો તેની સામે હું આ ભગદત્તને મોકલું છું એમ કહી ભીષ્મે તેને પાંડવોની સામે મોકલ્યો. ભીમ અભિમન્યુ, ઘટોત્કચ તથા દશાર્ણ દેશના રાજાએ ભગદત્ત સામે ભારે યુદ્ધ કર્યું. એક બીજાને ભેદી નાખી અસંખ્ય પાયદળ પરસ્પરનાં શસ્ત્રોથી પૃથ્વીપર પડવા લાગ્યાં. હાથીપર બેઠેલા ભગદત્તે ભીમના ઉપર ભયંકર શસ્ત્રોની ભારે વૃષ્ટિ કરી, જેથી પાંડવોનું ઘણું સૈન્ય કચરાઇ જવા લાગ્યું. તેને જોઇ ઘટોત્કચે એક ભયંકર ત્રિશૂળ ભગદત્ત ઉપર ફેક્યું તેણે તે ત્રિશૂળને પોતાના બાણવડે કાપી નાંખ્યું. અને ઘટોત્કચ ઉપર અગ્નિની શિખા સરખી જાજ્વલ્યમાન પ્રબળ સાંગ ફેંકી તે તેણે ઉછળી અધવચથી કાપી નાખી. ઘટોત્કચનું પરાક્રમ જોઇ પાંડવોએ સિંહનાદ કર્યો. આ વખતે ભગદત્તે ઘટોત્કચ, અભિમન્યુ તથા બીજા પણ ઘણા યોદ્ધાઓને ઘાયલ કરી ભીમના ઘોડાઓને મારી નાંખ્યા. ભીમ હાથમાં ગદા લઇને હેઠળ ઉતરી પડ્યો અને તેટલામાં અરજુન પણ ત્યાં આવી પહોંચ્યો. ભીમના મોહોડાથી અરજુનને ઇરાવાનના વધની ખબર પડતાં અરજુને શ્રીકૃષ્ણને કહ્યું કે નિર્ધનપણમાં મરી જવું એ સારૂં પણ ભાયાતોને મારી ધન મેળવવું એ સારૂં નથી. આ ટાણે ક્ષત્રિયોની વૃત્તિને ધિક્કારી હું યુદ્ધ છોડી દઉં તો ક્ષત્રિયો મને અશક્ત ગણે. માટે મારી ભુજાઓથી આ યુદ્ધસમુદ્ર તર્યા વગર છુટકો નથી એમ કહી ક્રોધ મૂર્છિત થએલા અરજુને ભૂકંપ થતાં પર્વત કંપે તેમ કંપથી વિહ્વળ થઇ વળી કહ્યું કે હવે તુરત શત્રુઓની સેનામાં રથને ચલાવો. આ કાલક્ષેપ કરવાનો વખત નથી આથી શ્રીકૃષ્ણે રથને ચલાવતાં ભીષ્મ, ભગદત્ત સુશર્મા એ ત્રણ અરજુનની સામે થયા અને દુર્યોધનના ભાઇઓએ ભીમને બાણોથી ઢાંકી દીધો. ક્રોધથી કાલાગ્નિ સમાન જણાતા ભીમે ઝડપ કરતાં દ્રોણે તેને અટકાવ્યો પણ ભારે વેગથી દ્રોણને ગભરાવી દઇ દુર્યોધનના નવ ભાઇઓને તેણે મારી નાંખ્યા. જેથી બીજાઓ ત્રાસથી નાસી ગયા. ભીષ્મ, ભગદત્ત તથા કૃપાચાર્યે અરજુન પર અનેક બાણોની વૃષ્ટિ કરતાં અરજુને તેઓને પરાસ્ત કરી ઘણા યોદ્ધાઓને મારી નાંખ્યા.

આ સમયે સંધ્યાકાળ થવાથી ભીષ્મે પોતાની સેનાને પાછી વાળતાં

પાંડવોએ પણ પાંછી વાળી લીધી. તંબુએ ગયા પછી દુર્યોધન, દુઃશાસન, શકુનિ અને કર્ણ એઓએ વિચાર કરતાં કર્ણે કહ્યું કે ભીષ્મ હથિયાર મૂકે એટલીજ પાંડવોને, મારવાને વારછે, એમ સમજજો. કર્ણનાં વચન સાંભળી દુર્યોધન ભાઇયો સહિત ભીષ્મને ત્યાં જઈ આંખમાં આંસુઓ લાવી હાથ જોડી બોલ્યો કે પિતામહ આપ દયાથી અથવા મારા ઉપર કોઇ જાતના દ્વેષથી અથવા મારા મંદ ભાગ્યને લીધે પાંડવોને ન મારતાહો તો કર્ણને યુદ્ધ કરવાની આજ્ઞા આપો. એટલે તે પાંડવોને મારી નાખે. ભીષ્મ દુર્યોધનનાં વચનરૂપ બાણોથી અત્યંત વીંધાઇ ગયા તો પણ ક્રોધ નહિ કરતાં કહ્યું કે દુર્યોધન હું તારે વાસ્તે મારી શક્તિ ઉપરાંત યુદ્ધ કરૂં છું અને પ્રાણાર્પણ કરવા તૈયાર થયો છું છતાં તું મને કઠણ વચનોથી શામાટે પીડે છે, અરજુન ઇંદ્રનો પરાજય કરી ખાંડવવનથી અગ્નિને તૃપ્ત કર્યો હતો. વળી ગંધર્વોના યુદ્ધમાં તારા ભાઇઓ અને કર્ણ ભાગી જતાં તને ગંધર્વોના હાથમાંથી છોડાવ્યો હતો. વિરાટના નગરમાં તે એકલોજ આપણા સઘળાની સામે થઈ મને તથા કર્ણ વંગેરેને જીતી તમારાં સર્વનાં વસ્ત્ર લઇ ગયો હતો અને ઇંદ્રથી પણ નહિ જીતાયલા નિવાતકવચ નામના દૈત્યોને તેણે એકલાએ માર્યા હતા. આવા અનેક દાખલા ઉપરથી જાણવું જોઇએ કે અરજુનને કોઇ પણ જીતી શકે તેમ નથી. હું તને કહું છું કે ફક્ત શિખંડિને છોડી દઇને બીજા સઘળાઓને મારીને અથવા તેઓના હાથથી મરીને હું તને રાજી કરીશ. મારા પ્રાણ જતાં સુધી હું શિખંડીને નહિ મારૂં કારણ કે તે સ્ત્રીમાંથી પુરૂષ બનેલો છે. દુર્યોધન હું આવતી કાલે એવું યુદ્ધ કરીશ કે જેની વાતો આ પૃથ્વીની સ્થિતિ પર્યંત કાયમ રહી જશે.

## ભીષ્મનું ભયંકર યુદ્ધ-શ્રીકૃષ્ણનો ક્રોધ.

નવમે દિવસે ભીષ્મે પોતાની સેનાનો સર્વતોભદ્ર નામનો વ્યૂહ અને ધૃષ્ટદ્યુમ્ને મહાવ્યૂહ નામે વ્યૂહ ગોઠવ્યો. લડાઇની શરૂઆતમાં બન્ને સૈન્યો ભેટભેટાં થયાં, મહા. પ્રબળ અભિમન્યુએ એવી ચાલાકીથી અગ્નિ જેવાં તીવ્ર બાણો ફેંકવા માંડ્યા કે સઘળા શત્રુઓ તેની સામે જોવા પણ અશક્ત થયા. ચોગમ અભિમન્યુનાં વખાણ થવા લાગ્યાં અને દુર્યોધનના યોદ્ધાઓની નબળી સ્થિતિ થઇ પડી. કૃપાચાર્ય, દ્રોણ, અશ્વત્થામા તથા જયદ્રથ વગેરે યોદ્ધાઓ ગભરાઇ ગયા અને સર્વ લોકો અભિમન્યુના પરાક્રમથી જગતમાં બે અરજુન છે એમ માનવા લાગ્યા. દુર્યોધનના કહેવાથી અલંબુષ રાક્ષસ પાંડવોની સેનામાં આવી ભારે કતલ કરવા લાગ્યો; જેથી પાંડવોની સેના કંપવા લાગી. દ્રૌપદીના પાંચે પુત્રો પરાજિત થઇ ગયા, અને સેનામાં મોટો હાહાકાર થઇ રહ્યો. અલંબુષે માયાથી અંધકારને ઉત્પન્ન કર્યો પણ સૂર્યાસ્ત્ર-

થી તે અંધકારને અભિમન્યુએ ટાળી નાંખ્યો અને બીજી પણ રાક્ષસની અનેક માયાઓને નષ્ટ કરી નાંખી અને તને એટલો બધો હેરાન કર્યો કે છેવટે તે ભાગી ગયો. તેને ભાગી ગએલો જોઈ ભીષ્માદિ ઘણા યોદ્ધાઓ અભિમન્યુને ઘેરી વળ્યા, પણ તેથી ભય નહિ પામતાં તે વજ્ર જેવાં તીક્ષ્ણ બાણથી પોતાનાં પિતા તથા મામાના સરખું પરાક્રમ કરવા લાગ્યો. કૃપાચાર્ય અર્જુનની ઉપર બાણો ફેંકતા હતા. તેવામાં સાત્યકિએ તેની પર તેના પ્રાણ લે તેવું એક બાણ નાખ્યું પણ અશ્વત્થામાએ તે બાણને તથા સાત્યકિના ધનુષને પણ કાપી નાંખ્યું. બીજું ધનુષ લઈ સાત્યકિએ સાઠ બાણોથી અશ્વત્થામાની છાતી તથા હાથ વીંધી નાંખ્યા. અશ્વત્થામા મૂર્છિત થયો અને સંજ્ઞા પ્રાપ્ત થતાં તેણે સાત્યકિની સાથે ભારે યુદ્ધ કરવા માંડ્યું. પણ પુત્રનું રક્ષણ કરવા આવેલ દ્રોણની સામે અશ્વત્થામાને છોડી દઈ સાત્યકિયે યુદ્ધ કરવા માંડ્યું. દુર્યોધનની પ્રેરણાથી અર્જુનની સામે સૈન્ય સહિત સુશર્મા થયો હતો, પણ તેણે સુશર્માને હઠાવી તેના સૈન્યને મારવા માંડ્યું. અર્જુને તે સૈન્ય ઉપર વાયવ્યાસ્ત્રનો પ્રયોગ કર્યો ત્યારે વાયુના સપાટાથી યોદ્ધાઓ પડવા લાગ્યા. દ્રોણે સાત્યકિને છોડી દઈ પર્વતાસ્ત્રનો પ્રયોગ કરી વાયુને શાંત કરી નાંખ્યો. ભગદત્તે હાથીની મોટી ફોજથી ભીમને ઘેરી લીધો, પણ ભીમ હાથીનાં કુંભસ્થળોને ભાંગવા લાગ્યો, શત્રુના ત્રાસથી કૌરવોની સેનાનો દેખાવ જોવા લાયક થયો. લોહીની ભયંકર નદી ચાલી અને ક્ષત્રિઓ પોકારવા લાગ્યા કે દુષ્ટ દુર્યોધનનો અપરાધ આ સઘળા કલ્પાંતનું કારણ છે. જ્યારે કૌરવોના સૈન્યમાં ભારે ભંગાણ પડ્યું ત્યારે કેટલાએક યોદ્ધાઓને પાછા વાળવાનો સુશર્માએ ઘણો પ્રયત્ન કર્યો પણ તે સઘળો નિષ્ફળ થયો. સુશર્માને બચાવવા સારૂ દુર્યોધન ભીષ્મને પડખામાં લઈ સઘળા ઉદ્યોગથી અર્જુનની સામે થયો. સાત્યકિ તથા કૃતવર્મા, દ્રોણ તથા દ્રુપદ અને ભીમ તથા બાલ્હીક પરસ્પર ઉગ્ર યુદ્ધ કરવા લાગ્યા. દ્રોણે દ્રુપદને બાણોથી ખુબ વીંધ્યો અને તેના સારથિને મારી નાખતાં ઘોડાઓ ભાગી ગયા. સાત્યકિ કૃતવર્માને પરાસ્ત કરી ભીષ્મની સામે થયો અને તેના તરફથી પોતાપર આવેલી સાંગથી બચી જઈ બીજી સાંગ તેણે ભીષ્મ ઉપર નાંખી. ભીષ્મે તે સાંગને કાપી નાંખી સાત્યકિને બાણોથી ઢાંકી દીધો. સાત્યકિના બચાવ સારૂ સઘળા પાંડવોએ ભીષ્મને ઘેરી લીધા કે તરતજ દુઃશાસન દશ હજાર ઘોડેસ્વારથી ભીષ્મનું રક્ષણ કરવા ઉભો રહ્યો, ભીષ્મ, યુધિષ્ઠિર, ભીમ ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકિ તથા બીજા પણ સઘળા યોદ્ધાઓને એવા તો વીંધ્યા કે પાંડવોની સેનામાં ત્રાસ વર્તી રહ્યો અને એકી વખતે ચેદી દેશના તથા કાશીના ચૌદ હજાર યોદ્ધાઓનો નાશ થતાં મોટું ભંગાણ પડ્યું. ભીષ્મ દ-

રોજ દશ હજાર રથીઓને મારતા પણ આજ તો કાંઈ સુમાર રહ્યો નહિ.

પાંડવોની સેનાને ભાગતી જોઇ તથા ભીષ્મને અજીત અને નિર્દય યુદ્ધ કરતા જોઇ કેશવ ભગવાને ઉત્સાહ વગરના યુદ્ધ કરતા પોતાના મિત્ર અરજુનને ઠબકો આપ્યો તેથી તેણે ફરીથી નારાજ મને ભીષ્મ ઉપર બાણોની વૃષ્ટિ કરી. પોતાનો મિત્ર ઇતર ઉપાયોથી ઉત્સાહવાળો થશે નહીં, અને યુદ્ધમાં છેવટે પાંડવોનોજ પરાજય થશે એવું ભાસવા લાગ્યું. સંધ્યા સમય થવા આવ્યો એમ ધારીને ફરીથી એકવાર હાથમાં ફક્ત ચાબુક લઈ રથથી ઉતરી ભીષ્મને મારવા નીચે દોડ્યા અને તે વખતે "ભીષ્મ મુવા ભીષ્મ મુવા" એવો પોકાર થઇ રહ્યો, ભગવાનને આવતા જોઈ નિર્ભય મનથી તે પ્રિય હાથથી મૃત્યુ પામવાને બાણોની વૃષ્ટિ કરતાં કરતાં આવકાર આપી ભીષ્મ બોલ્યા કે મહારાજ! મારી પ્રતિજ્ઞા તો મેં પૂર્ણ કરી છે, માટે પધારી મને જલદી મારી નાંખો હે અનઘ, તમારી ઇચ્છા પ્રમાણે મને મારો, હું તમારો દાસછું હું તમારે હાથે મરવાથી આ દાસનું આલોક તથા પરલોક એ બન્નેમાં કલ્યાણ છે, ભીષ્મને મારવા તૈયાર થએલા શ્રીકૃષ્ણને બીજીવાર લજ્જા પામેલા અરજુને પાછળ દોડી દશમે પગલે માંડ માંડ બાથમાં લીધા અને કહ્યું કે મહારાજ! પાછા વળો. યુદ્ધમાં હથિયાર નહીં ધરવાની પ્રતિજ્ઞા ખોટી ના કરો. હે માધવ! તમે પૂર્વે કહેલું છે કે હું યુદ્ધ નહીં કરૂં ને આ વખતે તમે તેમ કરશે તો લોકો તમને મિથ્યાવાદી કહેશે. ભીષ્મને મારવાનો જોખમ મારે માથેછે. હું શાસ્ત્ર, સત્ય તથા સુકૃત્યના સમખાઇ કહું છું કે હવે દુશ્મનનો જલદીથી અંત આવે એવું હું કરીશ. ક્રોધાવિષ્ટ ભગવાન રથમાં બેઠા તોપણ ભીષ્મે તે દિવસના સંગ્રામમાં સૂર્યાસ્ત થયો ત્યાં સુધી જય જ મેળવ્યો.

## ભીષ્મના મનની આશ્ચર્યજનક મોહોટાઈ.

તે રાતે યુધિષ્ઠિરે ભીષ્મના મારથી તથા પોતાના સૈન્યમાં થયેલા નાશથી ઘણો વિલાપ કર્યો ત્યારે કેશવ ભગવાને ભીષ્મને જાતે મારવાનું અને કરેલી પ્રતિજ્ઞા તોડવાનું કહ્યું. શું ભીષ્મે તેમને તેની પાસે તેના મરણનું કારણ પુછવા આવવા નહોતું કહ્યું? તેને મારવાના ઉપાય તે આપણને બતાવશે. માટે આપણે બધાએ પૂછવા તેમની પાસે જવું. આમ વાત થતાં છેવટે અરજુને દુઃખદાયક વાણીથી કહ્યું કે "મા બાપ વગરના અમો બાળકને તેણે મોટા કરેલાછે. હે માધવ! પ્રિય પિતાના પિતા તે વૃદ્ધ ભીષ્મને હું મારવાને ઇચ્છું છું તેથી ક્ષત્રિયની વૃત્તિને ધિક્કાર છે. પછી પાંડવો વાસુદેવ સહિત શસ્ત્ર તથા કવચ મુકી હાલના જમાનાને આશ્ચર્ય લાગે એવું ભીષ્મને તેના મોતનું કારણ પૂછવા તેની પાસે ગયા. ભીષ્મે તેનો માનપૂર્વક

સત્કાર કર્યો અને યુધિષ્ઠિરે તેમને નમ્ર વાણીથી કહ્યું કે તમને જીતવાનો તથા તમારા વધનો ઉપાય બતાવો. ત્યારે ભીષ્મે કહ્યું કે " હું જીવું છું ત્યાં સુધી મને જીતવા કોઇ સમર્થ નથી, પણ તમારી ઇચ્છા મુજબ મારી ઉપર પ્રહાર કરો " યુધિષ્ઠિરે કહ્યું કે " અમે તમને મારવા શક્તિમાન નથી " ત્યારે ભીષ્મે તેમને પોતાના વધનો ઉપાય કહેવા માંડયો; કારણ કે ભીષ્મ જેવા પુરૂષોને તો પરમાત્માની ઇચ્છાનુકૂળ વર્તવાનીજ કામના હોય છે અને તેઓ પોતે મમતા અને ઇચ્છા રહિત થઇને તેનીજ ઇચ્છાને સ્વાધીન રહે છે. " તમારા સૈન્યમાં એક શિખંડી નામનો મહાપરાક્રમી યોદ્ધા છે તે પૂર્વે સ્ત્રી હતો અને તેની સામે હું લડવાની ઇચ્છા નહિ કરૂં. અર્જુન શિખંડીને આગળ કરે અને હું તેની ઉપર પ્રહાર નહિ કરૂં. પછી અર્જુન જલદી ચોતરફથી બાણોથી મને મારે. " દુઃખથી અત્યંત તપેલા અર્જુને લજ્જાથી કહ્યું કે " હે માધવ, કુળમાં વૃદ્ધ, બુદ્ધિમાન પિતામહ ભીષ્મ સાથે હું કેમ યુદ્ધ કરી શકું ! હે વાસુદેવ, બાળકપણામાં રજથી ખરડાયેલા શરીરવાળી ક્રીડા કરતા અમે ઉદાર મનવાળા તે મહાત્માને રૂક્ષ કર્યા છે. હે ગદાગ્રજ! તે મારા પિતા પાંડુના પિતા થાય છે. તેના ખોળામાં બેસી બાળક એવો હું તે મહાત્માને "હે તાત"એ રીતે કહેતો હતો. તે વખતે 'હે ભારત, હું તારો પિતા નથી." "પિતાનો પિતા છું" એ પ્રમાણે બાળકપણામાં જે મને કહેતા હતા તેને આ વખતે મારે કેમ મારવા ? મારા સૈન્યને તે ભલે મારો. મારો જય થાઓ વા પરાજય થાઓ; પણ તે મહાત્મા સાથે હું યુદ્ધ નહિ કરૂં. હે કૃષ્ણ ! આપ તે બાબતમાં શું અભિપ્રાય આપો છો?" પરમાત્મા શ્રીકૃષ્ણે તેને ગંભીર અને મૃદુવાણીથી કહ્યું કે " ભીષ્મના વધની પ્રતિજ્ઞા કરી ક્ષત્રિય ધર્મને વિષે રહેલો તું તેને સંગ્રામમાં કેમ નહીં માર; કારણ કે તેને માર્યા વગર તારો જય નહીં, થાય" હે ધનંજય! યુદ્ધ કરવું, પ્રજાની રક્ષા કરવી તથા ઇર્ષ્યા રહિત યજન કરવું એ ક્ષત્રિઓનો શાશ્વત ધર્મછે, પછી ભીષ્મનીસલાહ પ્રમાણે સર્વ બાબતનો નિશ્ચય કરી માધવ સહિત પાંડવો યુદ્ધના દશમા દિવસના પ્રાતઃકાળની વાટ જોતાં પોતાના સૈન્યમાં પાછા ફર્યા, જે યજ્ઞરૂપ સંગ્રામમાં ભીષ્મ બળીદાન રૂપ થવાના હતા અને અરજુન યજ્ઞના હોતારૂપ થવાના હતા.

ઉતારામાં જઈ યુધિષ્ઠિરે લાંબો વિચાર કરી ફરી શ્રીકૃષ્ણને કહ્યું કે હું તો લડાઇ બંધ પાડી વનમાં જવાજ ધારૂં છું. " રાજાધિરાજ; ઉતાવળ ન કરો શિખંડીને નિમિત્ત કરી આવતી કાલ પિતામહને મારવાનો અરજુને નિશ્ચય કર્યો છે માટે શાંત થાઓ શ્રીકૃષ્ણના મોહોડાથી અરજુનનો નિશ્ચય સાંભળી રાજી થઇ સઘળા પોતપોતાના ઉતારામાં જઇ સુઇ રહ્યા.

## ભીષ્મનું યુદ્ધમાં પડવું.

દશમે દિવસે સૂર્યોદય થયા પછી ભીષ્મે ભદ્રવ્યૂહ રચ્યો અને પાંડવોએ શિખાકાર વ્યૂહ રચ્યો. ભારે ઘમસાણ મચ્યું. સઘળા પાંડવો ભીષ્મની સામે થયા છતાં પણ તેને પરાસ્ત કરવાને કોઇ સમર્થ થયા નહિ. આ વખતે શિખંડીએ અગ્રણી થઇ ભીષ્મની છાતીમાં ત્રણ બાણ માર્યા. ભીષ્મે તેને કહ્યું કે તું પ્રયત્ન કર કે ન કર, પણ હું તારી સાથે યુદ્ધ કરવાનો નથી. તું શિખંડી નથી પણ વિધાતાએ બનાવેલી શિખંડિની છો. પૂર્વે તેને વિધાતાએ સ્ત્રીરૂપ બનાવી હતી અને હાલ પણ તું તેજ છો એમ હું માનું છું. સ્ત્રીની સાથે યુદ્ધ કરતાં મારા બ્રહ્મચર્યવ્રતનો ભંગ થાય. એ સાંભળી શિખંડી બોલ્યો કે તું ગમે તેમ છટકવાનું કર પણ આજ હું તને છોડનાર નથી. એમ બોલતાં બોલતાં તેણે બીજાં પાંચ બાણ ભીષ્મને માર્યા. અર્જુને શિખંડીને કહ્યું કે આજ ભીષ્મને માર્યા વિના પાછો ફરીશ તો તારી ને મારી બન્નેની મશ્કરી થશે. હું તારૂં રક્ષણ કરવા પછવાડે ઉભો છું. તું ભીષ્મ ઉપર નિર્દયપણે યુદ્ધ કર્યા કર. દ્રોણ, જયદ્રથ તથા ભગદત્ત વગેરે યોદ્ધાઓને હું અટકાવીશ. તેથી તારે ભીષ્મને પાડવાનું સુગમ પડશે. એમ કહી અરજુને કૌરવોની સેનાનો સંહાર કરવા માંડ્યો, અને ભીષ્મે પાંડવોની સેનાનો સંહાર કરવા માંડ્યો. ભીષ્મની સામે ટકવા કોઇપણ સમર્થ થયું નહીં. પણ એકલો અરજુન તેની સામે આવી ગાંડીવનો ટંકારકરી સિંહનાદ કરવા લાગ્યો. ભીષ્મે અસંખ્ય યોદ્ધાઓને મારી નાંખ્યા અરજુન પોતાના સામો આવતો હતો તેટલા વખતમાં ભીષ્મે પાંડવોના દશહજાર હાથી દશહજાર ઘોડા અને અસંખ્ય પ્યાદળોને મારી નાંખ્યા. અરજુનની સહાયતા માટે ધૃષ્ટદ્યુમ્ન વગેરે યોદ્ધાઓ ભીષ્મની ઉપર ઝડપ કરવા લાગ્યા. ધૃષ્ટદ્યુમ્નને કૃતવર્માએ, ભીમને ભુરિશ્રવાએ, નકુલને વિકર્ણે, સહદેવને કૃપાચાર્યે, ઘટોત્કચને દુર્યોધનના ભાઇ દુર્મુખે, સાત્યકિને દુર્યોધને યુધિષ્ઠિરને દ્રોણે, વિરાટ તથા દ્રુપદને અશ્વત્થામાએ અને અરજુન તથા શ્રીકૃષ્ણને દુઃશાસને રોકી રાખ્યા. ભીષ્મના બચાવ માટે વળી પણ દુઃશાસને અરજુનની સામે ભારી યુદ્ધ કરવા માંડ્યું પણ તેણે તેનું ધનુષ કાપી નાંખ્યું. દુઃશાસને બીજુ ધનુષ લઇ અરજુન તથા શ્રીકૃષ્ણને વીંધ્યા, અને તેણે દુઃશાસનના શરીરમાં હજારો બાણો ખુંચાડી દીધાં, તથા તેનો રથ ભાંગી નાંખ્યો. ગભરાયેલો દુઃશાસન ભીષ્મના રથમાં આવી જરાવાર આરામ લઇ પાછો અરજુનની સાથે લડવા લાગ્યો સાત્યકિએ અલંબુષ તથા ભગદત્તનાં હજારો બાણો કાપી સિંહનાદ કર્યો. દુર્યોધને પોતાના ભાઇઓને કહ્યું કે સાત્યકિ આપણા સૈન્યમાંથી જીવતો ન જાય એમ કરવું જોઇએ, આ પ્રમાણે દુર્યોધનના કહ્યાથી તેના ભાઇઓ સાત્યકિને

ચારે કોરથી ઘેરી લઇ યુદ્ધ કરવા લાગ્યા.

ભીમે ભીષ્મના વધના ઉદ્દેશથી કૌરવોના સૈન્યમાં ભારે કતલ ચલાવવા માંડી. કૃતવર્મા, કૃપાચાર્ય, શલ્ય તથા ભગદત્ત ભીમને પીડવા લાગ્યા. પણ ભીમે તે સર્વને તૃણ સમાન ગણી પરાસ્ત કરી નાખ્યા. ભીમને ઘણા શત્રુઓની બચમાં આવેલો જોઇ અરજુન તેની સહાયતા માટે આવી પહોંચી કૃપાચાર્ય વગેરેને પરાસ્ત કરવા લાગ્યો. ભીમ અને અર્જુન એ બન્ને ભાઇઓએ વિચિત્ર બાણોની વૃષ્ટિ કરી હજારો યોદ્ધાઓને કાપી નાખ્યા. ભીમ દ્રોણને અને અરજુન સુશર્માને વીંધી નાખી સૈન્યને કાપવા લાગતાં શિખંડી વિગેરે યોદ્ધાઓ ભીષ્મની ઉપર ચડી ગયા. બુઢ્ઢા ભીષ્મે પણ ભારે કતલ ચલાવી અને ઘણા ઘણા વીર યોદ્ધાઓનો ક્ષય કરી નાખ્યો.

પાંડવોને ભીષ્મની ઉપર તુટી પડતા જોઇ દુઃશાસન વગેરે કૌરવોના યોદ્ધાઓ ભીષ્મને બચાવવાને વાસ્તે ભારે યત્ન કરવા લાગ્યા. આ સમય પૃથ્વી ધ્રુજવા લાગી, દારૂણ શબ્દોથી દિશાઓ ગાજવા લાગી, અને લોહીની નદીઓ ચાલવા લાગી. ભીષ્મની ઉપર શિખંડી બાણો ફેંકવા લાગ્યો. પણ તે શિખંડીને છોડી દઇ દિવ્ય અસ્ત્રોથી પાંડવોની સેનાને મારવા લાગ્યા. જે કોઇ તેની સામે થયો તે મરતોજ જોવામાં આવ્યો. ફક્ત અરજુન તથા શિખંડી વિના બીજા કોઇએ તેની સામે થવા હિમ્મત ધરી નહિ, શિખંડીએ ભીષ્મની સામે જઇ તેની છાતીમાં દશ બાણ માર્યાં, અને બીજાં અનેક બાણોથી બુઢ્ઢા ભીષ્મને ઢાંકી દીધા. ભીષ્મ ક્રોધથી વ્યાપ્ત થયા પણ તેના સામુ તેણે જોયુંજ નહિ (કારણ કે શિખંડી પ્રથમ સ્રીરૂપે હતો તે તો તેનાપર ઘા નહિ કરતાં અર્જુનના ઉપરજ બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા; પરંતુ શિખંડી તો ભીષ્મની ઉપરજ મંડયો રહ્યો. ક્રોધ પામેલા ભીષ્મે શિખંડીનાં બાણોને નહિ ગણકારતાં થોડીવારમાં પાંડવોના અસંખ્ય હાથી, ઘોડા, રથ સાદ હજાર પાયદળ અને વિરાટના ભાઇ શતાનીક આદિ આઠ મહારથિઓને મારી નાખ્યા. પાંડવોની સેનામાં મોટો ત્રાસ વર્તી રહ્યો. આ વખત શ્રીકૃષ્ણે અરજુનને કહ્યું કે ભીષ્મને માર્યા વિના તમારો કદી પણ વિજય થવાનો નથી. આથી અરજુને પોતાનાં બાણોથી જેમ અગ્નિ ખડને બાળે તેમ કૌરવોની સેનાને બાળતા બાળતા ભીષ્મના ધોળા રથને ઢાંકી દીધો. ભીષ્મનાં બાણોથી પાંડવોની સઘળી સેના પીડા પામતી હતી, પણ ભીમ, સાત્યકિ, ઘટોત્કચ તથા અભિમન્યુ વગેરે યોદ્ધાઓને ભીષ્મથી બચાવતાં અરજુન શિખંડીને આગળી રાખી ભીષ્મનું ધનુષ કાપી નાખ્યું. મારો, કાપો, પકડો એવા હજારો શબ્દો થવા લાગ્યા. અરજુનના રક્ષણ તળે રહી શિખંડીએ ભીષ્મના સારથિને મારી નાખ્યો

અને તેની ધ્વજા કાપી નાખી અરજુને ભીષ્મનાં ઘણાં ધનુષ્યો કાપી નાખ્યા. ધનુષો કપાઇ જતાં ભીષ્મે સાંગ, ભાલાં તથા બીજા પણ ઘણાં ઘણાં શસ્રો ફેંકવા માડ્યાં અરજુને તે સઘળાં કાપી નાખ્યાં. અત્યંત શૂરવીર એવા ભીષ્મ પ્રબળ ધનુષ લઇ અરજુન સામે યુદ્ધ કરવા લાગ્યા, પણ કોઈ રીતે તે અરજુનથી વધી શક્યા નહિ, અને કહેવા લાગ્યા કે ભયંકર વજ્ર જેવાં બાણો જે મારા મર્મ સ્થળોને કાપી નાખે છે.તે શિખંડીનાં નથી પણ શિષ્ય અરજુનનાં છે. એમ બોલતાં બોલતાં ભીષ્મે અરજુન ઉપર સાંગનો ઘા કર્યો પણ અરજુને ત્રણ બાણોથી તે સાંગને કાપી નાખી. આ વખતે હજારો યોદ્ધાઓ ભીષ્મ ઉપર ત્રુટી પડયા અને તેના રથ ઉપર 'મારો, પકડો, પાડો, કાપો, ઇત્યાદિ તુમુલ શબ્દો થવા લાગ્યા. અરજુનનાં બાણોથી કૌરવોનો કોઇપણ યોદ્ધો ભીષ્મને પડખે આવી શક્યો નહિ, અને ભીષ્મના શરીરમાં એક આંગળ જેટલી જગ્યા પણ વીંધાયા વગર રહી નહિ. તે તીવ્ર બાણો ખુંચી જવાથી શેળાઇ જેવા થઇ જઇ છેવટ સુધી અરજુનની ઉપર ભીષ્મ બાણોનો વરસાદ વરસાવતા હતા. પણ સૂર્યાસ્તનો સમય થયો તે વખતે " મારા પિતાએ મને ઇચ્છા પ્રમાણે મરણરૂપ વર આપેલો છે માટે મારા મૃત્યુ કાળને નજીક આવવાનો હવે હું સ્વીકાર કરૂં" આ રીતે ભીષ્મનો નિશ્ચય જાણી આકાશમાં રહેલા ઋષિઓ તથા વસુ દેવતાઓએ તેને કહ્યું કે " હે તાત, જે તમે મનમાં નિશ્ચય કર્યો તે અમને પણ પ્રિય છે માટે હે રાજન્ તેમ કરી યુદ્ધને વિષે બુદ્ધિ નિવૃત કરો." તે વખતે સુગંધી પવિત્ર પવન વાવા લાગ્યો અને પુષ્પની વૃષ્ટિ થઇ. સર્વે યોદ્ધાઓના બાણોનો તેમનીપર વ્યર્થ વરસાદ પડવા લાગ્યો; અને તે દઢ ઉભા રહ્યા; પણ તેમણે તેમની ઇચ્છાથી અર્જુનનાં બાણો વાગે તેમ પોતાના શરીરમાં જગ્યા કરી, જે બાણો છુટીને તેમના શરીરમાં ઉંડાં પેસતાં ગયાં. ભીષ્મ હસતા હોય નહિ તેની પેઠે દુઃશાસન પ્રત્યે કહેવા લાગ્યો કે વજ્ર સરખા સ્પર્શવાળા જે આ હમેશ મારીપર બાણ પડે છે તે અરજુનનાં છે; હનુમાન જેની ધજામાં છે એવા શૂરવીર ગાંડીવ ધનુષવાળા અરજુન વિના બીજા સર્વે રાજાઓ પણ મને દુઃખ કરી શકે નહિ. જ્યાંસુધી ભીષ્મનું શરીર બાણથી ભેદાયા વગર બે અંગુલ પણ ખાલી નહોતું ત્યાં સુધી તેમના ઉપર બાણનો વરસાદ ચાલુંજ રહ્યો; અને કાંઇક શેષ સૂર્ય હતો તે વખતે પૂર્વમાં મસ્તક રાખી રથમાંથી તે નીચે પડયા, અને ચોતરફ બાણથી વિંધાવાને લીધે તેને પૃથ્વીનો સ્પર્શ થયો નહિ અને બાણોથી વિંધાયેલા પોતે બાણની શય્યાપર સુતા. રથમાંથી નીચે પડયા ત્યારે તેમણે જાણ્યું કે સૂર્ય દક્ષિણાયનના હતા. "ધનુષ ધરનારામાં શ્રેષ્ઠ, પુરૂષમાં સિંહરૂપ,

મહાત્મા ગંગાપુત્ર ભીષ્મ દક્ષિણાયનમાં કેમ મરણ પામશે ? ” એવી અંતરિક્ષમાંથી દિવ્યવાણી થઈ. તે સાંભળી “ હાલ હું જીવું છું ” એમ કહી પોતાના પ્રાણ ધારણ કરી રાખ્યાં. ગંગાએ મહર્ષિઓને હંસરૂપે કરી ભીષ્મની પાસે મોકલ્યા અને ઉપર પ્રમાણે પ્રશ્ન કર્યો. ભીષ્મે કહ્યું કે “ હું આ દક્ષિણાયનના સૂર્યમાં ક્યારેય પણ પરલોકમાં જાઇશ નહિ એ મારા અનમાંજ છે અને ઉત્તરાયણના સૂર્ય થાશે ત્યારે મારા પ્રાચીનસ્થાન પ્રત્યે જાઇશ એ હું તમોને સત્ય કહું છું. ” તેમ મારા સામર્થ્યે કરી હું સ્વચ્છંદ મૃત્યુ છું માટે હું મારાં પ્રાણ ધારણ કરીશ કારણ કે તે વિષે મહાત્મા મારાં પિતાએ “ તારૂં ઇચ્છા પ્રમાણે મરણ થશે” એમ મને વર આપેલોછે

## પિતામહ ભીષ્મની બાણ શય્યા.

સેનાધિપતિ ભીષ્મના પડવાથી પૃથ્વીમાં સઘળે હાહાકાર વર્તી રહ્યો. કૌરવોની સઘળી સેના બેભાન થઇ અને સર્વે યોદ્ધાઓ નિસાસા મૂકીને રોવા કરવા લાગ્યા. પાંડવ, કૌરવો બન્નેએ લડાઇ બંધ પાડી શસ્ત્ર મૂકી દઈને સૌ ભીષ્મની પાસે આવ્યા અને બીજા રાજાઓ પણ બખતરો ઉતારી પ્રણામ કરતા કરતા ભીષ્મનાં દર્શને ગયા, તેણે ભલે આવ્યા એમ કહી તેમનો સત્કાર કરી, નીચે પડતા પોતાના મસ્તકના ટેકા વાસ્તે કહ્યું કે “ ઓશીકું આપો. ” દુર્યોધન સુંવાળુ ઓશીકું લેઈ આવ્યો, ત્યારે તે ઓશીકું બાજુપર મુકી તેમણે હસતાં હોયની તેમ કહ્યું કે “ હે રાજાઓ, વીરશય્યામાં એ ઓશીકું યોગ્ય નહિ આમ કહી પિતામહ ભીષ્મે અરજુન સામે જોયું, અરજુને ભીષ્મનો અભિપ્રાય જાણી રોતાં રોતાં ગાંડીવ ધનુષને ચડાવી ભીષ્મનાં માથામાં ત્રણ બાણો મારી લટકતું માથું ઉંચુ કર્યું અને ભીષ્મને પ્રસન્ન કર્યા, ભીષ્મ અરજુન ઉપર પ્રસન્ન થઈ હસીને કહ્યું કે “હે પાંડુ પુત્ર આ શય્યા ને યોગ્ય એવું ઓશીકું તેં મને આપ્યું. હે મહાબાહો. ધર્મથી ચાલનાર બાણ શય્યામાં ગએલા ક્ષત્રિયે આજ રીતે શયન કરવું યોગ્ય છે. હે રાજાઓ અહિં મારા નિવાસ સ્થાનમાં ખાઈ ખોદો અને સંગ્રામથી વિરામ પામો. આમ બોલી વૈદોની સહાયતાની ના કહી તેમણે સુતાં સુતાં પોતાનું મન પરમાત્મામાં જોડ્યું. તે પછી બાણોથી સંતપ્ત થએલા તથા જળથી તપેલા શરીરવાળા ભીષ્મે પાણી માગ્યું; પણ જે પાણી રાજાઓ લઇ આવ્યા તે નહિ સ્વીકારીને અરજુનને બોલાવ્યો અને કહ્યું કે “ તારાં બાણોથી વિંધાએલું મારૂં શરીર જાણે બળતું હોય તેવું થાય છે અને મારાં મર્મસ્થાનમાં વેદના થાય છે, મોઢું સકાય છે, માટે હે મોટા ધનુષવાળા અરજુન વેદનાંથી પીડિત શરીરવાળા મને ગંગા જળ આપ કારણ તું ઘટતી રીતે મને જળ આપવા સમર્થ છો.” પછી અરજુને ગાંડીવ ધનુષ લઈ બાણ સાંધી તેને

અભિમંત્રણ કરી પૃથ્વી વિંધી અને તેમાંથી અમૃત જેવાં દિવ્ય ગંધવાળાં પાતાળ ગંગાની ધારા નિકળી ભીષ્મના મુખમાં પડી જેવડે તેણે ભીષ્મને તૃપ્ત કીધા તૃપ્ત થયેલા ભીષ્મ તેની પ્રશંસા કરવા લાગ્યા અરજુનનું આવું અદ્ભુત પરાક્રમ જોઇ કૌરવો ધ્રુજવા લાગ્યા અને મનમાં કહેવા લાગ્યા કે અરજુન ત્રૈલોક્યને પણ બાણોથી ત્રોડી નાખવા સમર્થ છે. ભીષ્મે કાર્તિક વદિ આઠેમથી તે ઉત્તરાયણ થતાં લગી મૃત્યુને પાછું વાળ્યું ને બાણ શય્યાપર રહી ઉપનિષદ્ આદિ મહા મંત્રોનો જપ કરવા માંડયો તથા ધર્મો વિષે વ્યાખ્યાન અને નીતિનું ઉલંઘન ન કરવા બોધ કર્યો. વળી પણ ભીષ્મે અરજુનનાં વખાણ કરી દુર્યોધનને કહ્યું કેઃ—અરજુનનો ચમત્કાર તેં નજરે જોયો જેના પક્ષમાં શ્રીકૃષ્ણ છે એવા અરજુનને કોઈ જીતી શકે તેમ નથી, તેથી તારે તેની સાથે તુરત સંધિ કરવી યોગ્ય છે. સઘળા રાજાઓ નષ્ટ થયા નથી, અને હજી તારા થોડા ભાઇઓ જીવતા છે ત્યાં સુધીમાં તું સંગ્રામ બંધ કર. એમ કહી વેદનાને સહન કરી શલ્યથી તપેલ મર્મસ્થાનવાળા ભીષ્મ પોતાનું મન પરમાત્મામાં જોડી બોલતા રહી ગયા. ભીષ્મનાં વચનો કોઇપણ રીતે દુર્યોધનના મનમાં ઉતર્યાં નહી તેથી સર્વ ક્ષત્રિયો ભવિષ્યને પ્રબળ માની પોતપોતાને સ્થાનકે ગયા.

કૌરવ દળના સેનાધિપતિ મહારથી ભીષ્મ દશ દિવસ અદ્‌ભુત યુદ્ધ કરી રણમાં તેમની ઇચ્છાનુસાર કાળને વશ થઇ પડ્યાની વાત સાંભળી કર્ણ ભીષ્મની પાસે આવ્યો અને રથમાંથી હેઠો ઉતરી ભીષ્મનાં દર્શન કરી આંખમાં આંસુ લાવી ખેદયુક્ત થઇ પ્રણામ કરી હાથ જોડી ગદ્ ગદ્ કંઠથી બોલ્યો કે " હે કુરૂશ્રેષ્ઠ ! સર્વદા તમારી આંખે આવેલો અને તમારા દ્વેષનું પાત્ર હું રાધાપુત્ર કર્ણ આપને પ્રણામ કરૂંછું. " દુઃખથી પીડાતી આંખો ઉઘાડી એક હાથ તેના ગળામાં નાંખી સ્નેહથી આવી રીતે વચન કહ્યું કે અરે દેવસરખા કર્ણ ! મનુષ્યમાં તારા સરખો કોઇ પણ પુરૂષ નથી. તથાપિ કુળના ભંગાણના ભયથી તથા તું નીચના આશ્રયને લીધે હમેશ નાહક પાંડવોની નિંદા કરતો તેથી તારા ઉત્સાહનો ભંગ કરવા હું તને હમેશાં કઠોર વચનો કહેતો હતો. તું અરજુન સરખો છે. તારૂં પરાક્રમ, શૌર્ય, આસ્તિકપણું અને ઉદારતાને પણ હું જાણુંછું. તું શસ્ત્ર તથા અસ્ત્રની વિદ્યામાં અરજુન તથા શ્રીકૃષ્ણ જેવો છે અને જરાસંધ કરતાં પણ અધિક બળવાન છે, અને તારા ઉપર જે રીસ હતી તેને દૂર કરીને આજ હું તને કહુંછું કે જો મને રાજી કરવો હોય તો તું પાંડવોની સાથે મળી જા જેથી સર્વે રાજા સૈન્ય સહિત જીવતા રહે. વળી શૂરવીર પાંડવો તારા સહોદર ભાઇઓ છે માટે તેમની સાથે મળી જા. કર્ણ બોલ્યો કે મહારાજ ! મેં

આજ દિવસ સુધી દુર્યોધનનુંજ ઐશ્વર્ય ભોગવ્યું છે તે ટાળી હું કૃતઘ્ન થવા ઇચ્છતો નથી; મેં છેવટ સુધી પાંડવો સાથે લડવા નિશ્ચય કર્યો છે, માટે હે બુદ્ધિમાન પિતામહ, મને આજ્ઞા આપો, કારણ તમારી આજ્ઞાથી યુદ્ધ કરવું એવી મારી ઇચ્છા છે. મેં ક્રોધથી અથવા અવિચારથી જે કાંઈ અવળું કર્યું હોય૦વા દુર્વર્તનો કર્યાં હોય તે તમે ક્ષમા કરવા યોગ્ય છો. ભીષ્મ બોલ્યા કે આ દારૂણ વૈર કોઇ રીતે છોડી શકાય એવું ન હોય તો હું તને યુદ્ધ કરવાની રજા આપું છું કે સ્વર્ગની ઇચ્છાથી તું યુદ્ધ કર. તારા બળ અને પરાક્રમના પ્રમાણમાં અને ધર્મને છાજે એવી રીતે નિરહંકાર તથા ક્રોધ રહિત થઇ યુદ્ધ કરજે અને તારી વીરમાતાને શોભા આપજે. એમ કહી બંને શાંતિથી છૂટા પડ્યા અને નિર્માણ કરેલા મૃત્યુ કાળની ધૈર્યથી સહ જોતા, પોતાની દુઃખરૂપ શય્યા ઉપર સ્વચ્છંદ રીતે ભોગ થઇ પડેલા એવા ભીષ્મને, પોતાના જે શરીરવડે, વાજબી રીતે, પરંતુ અધર્મી પક્ષ તરફથી યુદ્ધ કર્યું હતું તે શરીરવડે દુઃખરૂપી છેલ્લું ઋણ દેવાને તેમને ત્યાં મુકીને કર્ણ દુર્યોધન પાસે ગયો.

---

# દ્રોણ પર્વ ૭ મું.

## સેનાધિપતિનો દ્રોણને અભિષેક.

ભીષ્મપિતામહનાં રક્ષણનો સઘળો બંદોબસ્ત કરી સર્વ ક્ષત્રિઓ યુદ્ધની તૈયારી કરવા તેમની પાસેથી પાછા ફર્યા અને બંધ પડેલી લડાઇ ફરી શરૂ કરવાની ગોઠવણ કરવા લાગ્યા. પણ કૌરવોના સૈન્યના મહા બળવાન, મહારથી એવા પિતામહનું કામ કોણ બજાવશે એમ જ્યારે કૌરવો વિચાર કરતા હતા, ત્યારે સર્વની દૃષ્ટિ એક વીર કે જે દશ દિવસ સુધી યુદ્ધથી દૂર ઉભો રહી જોયા કરતો હતો તેના તરફ ખેંચાઇ અને કર્ણ, કર્ણ, એમ સૌ એક અવાજે બોલી ઉઠ્યા. કર્ણને યુદ્ધ કરવાની ઇચ્છા તો હતી, પરંતુ તેણે પહેલાં પિતામહની તે બાબત આજ્ઞા માગી; અને તેમણે તેને યુદ્ધમાં જવાની રજા આપી અને દુર્યોધને તેને ભીષ્મને બદલે પોતાની સેનાનો નાયક થવા અગર તેવો સેનાપતિ થવાને યોગ્ય કોણ છે તે બતાવવા વિનંતિ કરી. કર્ણે કહ્યું કે આપણ સર્વને જેણે શસ્ત્રવિદ્યા શીખવી છે અને તેટલા માટે જેનું અનુકરણ આપણે ખુશીથી કરીશું એવા શ્રેષ્ઠ દ્રોણાચાર્યને સેનાધિપતિ તરીકે અભિષેક કરવો જોઇએ. સર્વ રાજાઓએ તે સૂચનાને ઘણી ખુશીથી અનુમોદન આપ્યું અને દ્રોણાચાર્યે તે કબુલ રાખવાથી સર્વ

રાજાઓએ તેમને અભિષેક કર્યો અને શત્રુની સાથે અગીઆરમીવાર સંગ્રામ કરવા ગોઠવણ કરી. યુદ્ધ શરૂ થયા પહેલાં દુર્યોધને આચાર્યને કહ્યું કે આપને અમારી સેનાના અગ્રણી થએલા જોઇ અરજુન આપની સાથે યુદ્ધ કરવું છોડી દેશે એટલે મારો સહજ વિજય થશે એમ ધારૂંછું. સઘળી શસ્ત્ર વિદ્યામાં પ્રવીણતાવાળા દ્રોણાચાર્યે કહ્યું કે હું પાંડવોની સાથે યુદ્ધ કરીશ. પણ ધૃષ્ટદ્યુમ્નને કદી મારીશ નહિ. કેમકે તે મારો વધ કરવા વાસ્તે જ ઉત્પન્ન થયો છે. તમે ભીષ્મપિતામહ પછી મને સેનાપતિપણાની પદવી આપી તેથી હું ખુશી થઇને કહું છું કે તમારે જે કાંઇ મારી પાસેથી માગવું હોય તે માગો.

## યુધિષ્ઠિરને પકડવા દ્રોણનો પ્રયત્ન—અરજુનની પ્રતિજ્ઞા.

દ્રોણાચાર્યનાં વચન ઉપરથી દુર્યોધને કર્ણ, દુઃશાસન તથા શકુનિ સાથે વિચાર કરી "યુધિષ્ઠિરને જીવતો પકડી મારા હાથમાં આપો" એ પ્રમાણે કપટયુક્ત માગણી કરી; કારણ કે તેને મારવાથી બાકીના પાંડવો આપણા ઉપર વૈર લે અને આપણ સર્વને જરૂર મારી નાંખે; પણ તેમને જીવતા પકડવાથી સૌ તેની આજ્ઞામાં રહે અને આપણે તેમને પાછા દ્યૂતથી ફરી વનવાસ મોકલી શકીયે. દ્રોણે કહ્યું કે, જો તમે અરજુનને તેમની પાસેથી દૂર લઇ જાઓ તોજ હું યુધિષ્ઠિરને પકડી આપીશ. પાંડવોને જ્યારે દ્રોણના કર્તવ્યની કોઇ વિશ્વાસું માણસ તરફથી ખબર મળી ત્યારે તેઓએ તેનો પ્રતીકાર કરવાને તેવાંજ કર્તવ્ય કર્યાં અને અરજુનને બોલાવી તે બાબતથી વાકેફ કર્યો. આ વખત અરજુને પ્રતિજ્ઞા લીધી કે જો હું મારાં પ્રાણને છોડી દઉં તો પણ આચાર્યને મારૂં નહિ એવો મારો નિયમ છે. પરંતુ તમને પણ પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે પૃથ્વી ફાટી પડે, સૂર્ય પૃથ્વી પર પડી જાય અને વિષ્ણુ આદિ દેવતાઓ દ્રોણની સહાયતા કરે તો પણ હું જીવતાં સુધી તમારે તેના હાથથી પકડાઇ જવાની કશી ધાસ્તી રાખવી નહીં. આમ અરજુને પણ પ્રતિજ્ઞા કરી. આ પ્રમાણે યુધિષ્ઠિરને પકડવાના ઇરાદાથી કૌરવોએ પોતાના સૈન્યમાં તે વિષેની મસલત રાત્રી આખી ચલાવી હતી.

અગિયારમે દિવસે અતિરથી દ્રોણે સેનાપતિ થઇને નાના પ્રકારની ચાતુરીથી યુદ્ધ ચલાવવા પોતાની સેનાનો શકટવ્યૂહ ગોઠવ્યો. પાંડવોએ પણ ક્રૌંચવ્યૂહ ગોઠવ્યો. દ્રોણે પાંડવોની સેના ઉપર એવી ઝડપ કરી કે જેથી સઘળા શત્રુઓ દ્રોણને એક છતાં પણ અનેક માનવા લાગ્યા. દ્રોણે વિધ વિધ પ્રકારથી મૂકેલા પ્રબળ બાણો સઘળે સ્થળે જોવામાં આવતાં પાંડવોના સૈન્યમાં ત્રાસ વર્તી રહ્યો અને દ્રોણની સામે જોવાને પણ અશક્ત થયા. પરાક્રમી દ્રોણે થોડી વારમાં ધૃષ્ટદ્યુમ્નના સૈન્યમાં પ્રવેશ કરી જેમ સૂકેલા ખડને અગ્નિ

બાળે તેમ તેને બાળવા માંડયું. સઘળા સોમકો તથા સંજયો કે જેઓ ધૃષ્ટદ્યુમ્નના બાપાતો હતા તેઓ ધ્રુજવા લાગ્યા. દ્રોણના ધનુષના ટંકારથી હજારો રથો, ઘોડાઓ, હાથીઓ અને ખ્યાદલો કંપથી તૂટવા લાગ્યા, મોટા મોટા યોદ્ધાઓને હંફાવી દ્રોણ યુધિષ્ઠિરને પકડવા માટે બહુ યુક્તિથી લડ્યા. આ પ્રમાણે દ્રોણને પરાક્રમ કરતા જોઈ યુધિષ્ઠિર વગેરે સઘળા યોદ્ધાઓ તેનાપર ચડી આવ્યા, અને ભારે કોલાહલ મચી રહેતાં શકુનિએ સહદેવને, વિવિંશતિએ ભીમને, શલ્યે નકૂલને, કૃપાચાર્યે ધૃષ્ટકેતુને, કૃતવર્માએ સાત્યકિને, સુશર્માએ, ધૃષ્ટદ્યુમ્નને. કર્ણે વિરાટને, ભગદત્તે દ્રુપદને, ભૂરિશ્રવાએ શિખંડીને, અલંબુષે ઘટોત્કચને અને પૌરવરાજાએ અભિમન્યુને રોકી દીધા. પૌરવ અભિમન્યુની ઉપર બાણોની વૃષ્ટિ કરવા લાગતાં અભિમન્યુએ તેની ધ્વજા, છત્ર તથા ધનુષને કાપી નાખી સિંહનાદ કર્યો, અને તેનાં પ્રાણ હરી લે એવું એક બાણ સાંધતાં દૂરથી કૃતવર્માએ પોતાનાં બે બાણો વડે અભિમન્યુનું ધનુષ કાપી નાખ્યું કે તરતજ અભિમન્યું હાથમાં ઢાલ તરવાર લઇ રથમાંથી હેઠો ઉતરી તરવાર ફેરવવાની અનેક ક્રિયાઓ. દેખાડતો દેખાડતો પૌરવના રથના ધોંસરા ઉપર ચડી ગયો, અને એક ઘાથી તેના સારથિને કાપી નાખી રથમાં પેસી પૌરવરાજાનો ચોટલો પકડયો, તેવામાં તેના બચાવ માટે જયદ્રથે ઢાલ તરવાર લઇ ઘણી ઝડપથી પોતાના રથમાંથી ઉતરી પડી અભિમન્યુપર વેગ કર્યો. તેને આવતો જોઇ પૌરવને છોડી દઇ બાજ પક્ષીની પેઠે તે રથમાંથી એકદમ જયદ્રથની ઉપર ઠેકી પડયો. મહા બળવાન જયદ્રથ અને અભિમન્યુ વચ્ચે એવું યુદ્ધ જામ્યું કે તે બન્નેમાં કેટલોક વખત સુધી કોઇની પણ અધિકતા કે ન્યૂનતા જણાઈ નહિ. છેવટ અભિમન્યુએ પોતાની તરવારનો તેનાપર ઘા કરતાં જયદ્રથે તેને પોતાની ઢાલપર ઝીલવાથી તે તરવાર ભાંગી પડી. આમ થવાથી અભિમન્યુ ઘણી ચાલાકીથી છ પગલાં ઠેકી પોતાના રથપર ચડી ગયો. તેવામાં તેનાપર શલ્યે ભયંકર સાંગ ફેંકતાં અભિમન્યુએ ઉંચે ઉછળી તે સાંગને પકડીને પાછી શલ્યનાજ રથ ઉપર નાંખી. જેથી તેનો સારથી મરણ પામી નીચે પડીગયો. અભિમન્યુની ચાલાકી જોઇ શલ્ય રથમાંથી મોટી ગદા લઇ અભિમન્યુ ઉપર આવતાં તે પણ ઘણી મોટી ગદા હાથમાં લઇ તેની સામે દોડયો. અધવચ અભિમન્યુને આઘો ખસેડી મહાબળવાન ભીમ હાથમાં ભયંકર ગદા લઇ શલ્યની સામે આવ્યો. શલ્ય પણ અભિમન્યુ તરફ નહિ જતાં ભીમની સાથે ગદા યુદ્ધ કરવા લાગ્યો. ભીમ અને શલ્યના યુદ્ધને જોઇ બન્ને સેનાવાળાઓ સિંહનાદ કરવા લાગ્યા. ભીમ તથા શલ્યનાં પરસ્પર વખાણ થવા લાગ્યાં. તે બન્નેના પરસ્પર વેગને લીધે બન્ને યોદ્ધાઓ પૃથ્વી

ઉપર પડી ગયા. શલ્યને અકળાતો જોઈ કૃતવર્મા તેને પોતાના રથમાં બેસાડી દૂર લઇ ગયો અને ભીમ તો પાછો તરતજ બીજા યોદ્ધાઓને મારવા લાગ્યો. તેથી કૌરવોની સેના કંપવા લાગી, અને પાંડવોએ સિંહનાદ કર્યો.

## દ્રોણનો યુધિષ્ઠિરને પકડવા પ્રયત્ન.

પાંડવોના ત્રાસથી કૌરવોના યોદ્ધાઓને નાસતા જોઇને કર્ણપુત્ર વૃષસેન પોતાનું અદ્દભુત પરાક્રમ બતાવવા પાંડવોની સેનાને તોડવા લાગ્યો. તેને પરાક્રમ કરતો જોઇ દ્રોપદીના પાંચે પુત્રોએ તેની સામે આવી બાણોથી તેને વીંધી નાખ્યો કે તરતજ અશ્વત્થામા વગેરે યોદ્ધાઓ તેનું રક્ષણ કરવા આવી પહોચ્યા. તેમને જોઇ ભીમ, યુધિષ્ટિર. સાત્યકિ તથા ધૃષ્ટદ્યુમ્ન એઓએ પણ આવી કૌરવોના સૈન્યમાં ભંગાણ પાડયું. પોતાના સૈન્યને ભાગતુ જોઈ દ્રોણે પાંડવોના સૈન્યમાં પેસી યુધિષ્ટિરપર ચોટ કરી. યુધિષ્ટિરે દ્રોણને ઘણાં બાણોથી વીંધી નાખ્યા, પરંતુ દ્રોણે તેનું ધનુષ કાપી નાખ્યું અને તેનું રક્ષણ કરવા આવેલા એક રાજકુંવરને પણ કાપી નાખ્યો. શિખંડી ઉત્તમૌજા, નકુલ, સહદેવ, સાત્યકિ, વિરાટ અને દ્રોપદીના પાંચ પુત્રોને ઘણાં તીક્ષ્ણ બાણોથી ગભરાવી દઇને તથા સિંહસેન અને વ્યાઘ્રદત્તને ભાલાંઓથી મારી નાખી કાળરૂદ્ર સરખા દ્રોણ યુધિષ્ટિરના રથની પાસેજ આવી પહોચ્યા. પાંડવોના સૈન્યમાં યુધિષ્ટિર પકડાઇ જવાનો એકદમ પોકાર ઉઠયો આ પોકાર પોતાને કાને પડતાં આશ્ચર્ય ઉપજાવે એવી ઝડપથી શત્રુઓનો પ્રલય કરતો અને લોહીની નદી ચલાવતો અર્જુન દ્રોણના સૈન્યમાં આવી પહોંચ્યો અને તેણે બાણોના સમૂહથી સઘળાઓને ગભરાવી દીધા. અર્જુન પોતાનું બાણ ક્યારે સાધે છે અને ક્યારે મૂકે છે એ કોઇ પણ જાણી શકતું નહોતું. આ વખત બાણોથી જેમ અંધકાર થઈ ગયો હોય તેમ સૂર્યાસ્તથી અંધકાર ફેલાવા લાગ્યો, અને શત્રુ મિત્રની પણ ખબર રહી નહિ, તેથી દ્રોણે યુધિષ્ઠિરને પડતા મૂકી પોતાની સેનાને પાછી વાળી લીધી. કૌરવોને ત્રાસ પામેલા જોઇ ધૃષ્ટદ્યુમ્ને પણ પોતાનું સૈન્ય પાછું વાળી લીધુ.

## અર્જુનને દુર રાખવા સુશર્માની પ્રતિજ્ઞા.

દ્રોણે દુર્યોધનને કહ્યું કે જ્યાં સુધી અર્જુન હાજર હોય ત્યાં સુધી ઇંદ્ર આવે તો પણ યુધિષ્ટિર પકડાય તેમ નથી. માટે જો તમો અર્જુનને ક્યાંક રોકી રાખો અને યુધિષ્ટિર મારા સામે બે ઘડી પણ યુદ્ધ કરવા ઉભે તો તમારી ધારણા પાર પડે, આમ દ્રોણ દુર્યોધનને કહેતા હતા તે વખત ત્રિગર્ત દેશના રાજા સુશર્માએ પોતાના ભાઇઓની સાથે એકમત થઈ અર્જુનની સાથે પોતાનું આગળનું વેર સંભારી દુર્યોધનને કહ્યું કે તમારે માટે

અમો અરજુનને યુદ્ધ ભૂમિથી બહાર લઈ જઇ મારી નાખીશું અથવા યુદ્ધમાં તેને હાથે મરશું. પછી તેઓએ તેને યુદ્ધનું કહેણ મોકલ્યું તેથી અર્જુન જેનો નિયમ એવો હતો કે યુદ્ધને માટે બોલાવનારની સામે જવું તેણે સાત્યકીને યુધિષ્ટિરની રક્ષા કરવાને મુકીને જવાની યુધિષ્ટિર પાસે આજ્ઞા માગી. યુધિષ્ટિરે આજ્ઞા આપી એટલે જ્યાં તેઓ વ્યુહમાં ઉભા રહેવાના હતા ત્યાં જવા નક્કી કર્યું.

બારમે દિવસે યુધિષ્ટિરને જીવતા પકડવાની દ્રોણે પ્રતિજ્ઞા કરી પોતાના સૈન્યનો ગરૂડવ્યૂહ ગોઠવી પાંડવો સામે પ્રયાણ કર્યું. સુશર્માદિ સંસપ્તક લોકોએ યુધિષ્ટિરને દ્રોણ સહેલાઇથી પકડી શકે એટલા માટે અર્જુનને દૂર લઈ જવા દુર્યોધન પાસે પોતે કરેલ ઠરાવ મુજબ પ્રતિજ્ઞા કરી કે જો અમો આજ અરજુનને માર્યાવિના પાછા વળીએ અથવા યુદ્ધમાંથી પાછી પેની આપીએ તો અમોને બ્રહ્મહત્યા, ગૌહત્યા આદિ અનેક પાપ લાગજો, અમો કરેલી પ્રતિજ્ઞા પાળીએ તો અમોને સારા લોકની પ્રાપ્તિ થજો એમ કહી તેઓએ યુદ્ધ ભૂમિથી દક્ષિણ દિશામાં લડાઇને માટે અરજુનને બુમ પાડી યુદ્ધને માટે બોલાવનારની સામે જવું અને તેઓને જીતીનેજ પાછા આવવું એ અરજુનનો નિયમ હતો, અને પોતાની ગેરહાજરીમાં યુધિષ્ટિરને જીવતાં પકડવા દ્રોણે જે પ્રતિજ્ઞા કરી હતી તેથી આ વખતે અરજુનના મનમાં બહુ સંકલ્પ વિકલ્પ થવા વાગ્યા. આખર પોતાના નિયમનો ભંગ ન થાય અને દ્રોણની પ્રતિજ્ઞા ખોટી પડે એવા વિચારથી દ્રુપદના દીકરા સત્યજિતને યુધિષ્ટિરના રક્ષણ માટે નિમ્યો; કારણ કે તેને ખાત્રી હતી જે તે જીવતાં દ્રોણ કદી પણ પોતાની ધારણામાં પાર પડનાર નથી. સત્યજિત લડાઈમાં કામ આવી જાય તો બીજા બધાઓની સહાયતા છતાં પણ તમારે દ્રોણની સામે ઉભવું નહિ એવી યુધિષ્ટિરને ભલામણ આપી અરજુન ત્રિગર્ત લોકોપર દોડયો. અર્જુન અહિંથી દૂર ગયો છે એ સમાચાર સાંભળી દુર્યોધન તથા તેનું સઘળું સૈન્ય દ્રોણના હાથથી યુધિષ્ટિરને પકડાયલાજ માનવા લાગ્યું. આ વખતનો લાભ લઈ દ્રોણ પાંડવો સામે ચાલ્યા દ્રોણને આવતા જોઇ ધૃષ્ટદ્યુમ્ને પણ પોતાના સૈન્યનો મંડલાર્ધ વ્યૂહ ગોઠવ્યો હુ જીવતો છું ત્યાં સુધી તમારે દ્રોણના હાથથી પકડાઇ જવાની બિલકુલ ધાસ્તી રાખવી નહિ. એમ કહી ધૃષ્ટદ્યુમ્ન દ્રોણ સામે દોડયો ધૃષ્ટદ્યુમ્નને સામે આવેલા જોઇ દ્રોણનો મુખરાગ જરા વાર બદલાઈ ગયો. તો પણ શત્રુના સૈન્યને બાણોથી તોડવા લાગ્યા. અને વાયુ જેમ વાદળાંને વીંખી નાખે તેમ તેણે પાંડવોના સૈન્યને વીંખવા માંડયું. યુદ્ધના વેગથી અને રજની ડમરીથી કોઇ કોઇને ઓળખવા અશક્ત થતાં બાપ દીકરાને, દીકરો બાપને અને સં-

બધી સંબધીઓને કાપવા લાગ્યા. છેવટ સઘળા શત્રુઓને ગભરાવી દ્રોણ યુધિષ્ઠિરના રથની સમીપ આવી પહોંચ્યા કે પાંડવોના સૈન્યમાં મોટો કોલાહલ થઇ રહ્યો. આ વખતે સત્યજિત્ વચમાં પડયો અને તેણે ઘણું પરાક્રમ કર્યું. તેનાં ઘણાં ધનુષો કપાતાં બીજાં ધનુષો હાથમાં લઇ દ્રોણને બાણોથી વીંધવા લાગ્યો. તેનો ભાઇ વૃક પણ મદદમાં રહી દ્રોણને મારવા લાગ્યો. પણ દ્રોણે તરતજ પોતાની ચાલાકીથી વૃકનું માથું ઉડાવી દઇ એક બીજા બાણથી સત્યજિતનું માથું પણ કાપી નાખ્યું તેઓ બન્ને ભાઇઓ મરણ પામતાં યુધિષ્ઠિર પોતાના રથને દોડાવી દૂર લઈ ગયા, શિખંડી, સાત્યકિ ધૃષ્ટદ્યુમ્ન અને ઉત્તમૌજા વગેરે યોદ્ધાઓને કાયર કરી મૂકી શતાનીક, અદ્દસેન, ક્ષત્રદેવ, તથા વસુદાન નામના મહારથિઓને દ્રોણે મારી નાખ્યા. આ પ્રમાણે કતલ ચલાવતાં વળી પણ યુધિષ્ઠિરના રથ સમીપ દ્રોણ આવી પહોંચ્યા. એથી રથને બીજીવાર પણ યુધિષ્ઠિરે દોડાવી મૂકયો, તે જોઇ ભીમ, સાત્યકિ અને બીજા ઘણા યોદ્ધાઓ દ્રોણની સામે થયા, દુર્યોધન પોતાના ભાઇઓ સહિત દ્રોણની સહાયતા વાસ્તે આવ્યો. શત્રુઓની ભારે ચાલાકીથી કૌરવો ત્રાસ પામવા લાગ્યા. આ વખત દુર્યોધન અને ભીમ વચ્ચે ભારે યુદ્ધ જામી રહ્યું. દુર્યોધનને ભીમથી પીડાએલો જાણી અંગદેશના રાજાએ પોતાના હાથીને વચમાં નાખ્યો. પણ તે હાથી ભીમનાં બાણોથી વીંધાઈ ગયો. ભીમે હાથીને વીંધી નાખી એક ભાલાથી રાજાનું માથું પણ ઉડાવી દીધું.

## ભગદત્તના સુપ્રતીક હાથીનું પરાક્રમ.

અંગદેશના રાજાને મરણ પામેલો જોઇ ભગદત્ત સુપ્રતીક નામના હાથીપર બેસી ભીમની સામે થયો. હાથીએ ક્રોધથી પોતાના બે પગ તથા સુંઢથી ભીમના રથ તથા ઘોડાના ભૂકા કરી નાખ્યા. ભીમ પાળો દોડી તેના ચાર પગની વચમાં પેસી ગયો. ઘણા બળવાળો હાથી ભીમને પકડવા ફરવા લાગ્યો છેવટ પગ વચમાંથી બહાર નીકળેલા ભીમને તે હાથી સુંઢવતી નમાવી બન્ને ગોઠણનો માર મારી ડોકમાં સુંઢનો વીંટો લઈ મારવાની તૈયારી કરતાં ભીમ ચકરી ફરી સુંઢના દાવને છોડાવી દઇ ફરીથી તેના પગોમાંથી નિકલી એકદમ ભાગી ગયો ભીમની એ સ્થિતિ જોઇ યુધિષ્ઠિર, ધૃષ્ટદ્યુમ્ન અને બીજા પણ ઘણાક યોદ્ધાઓ તે હાથીને ઘેરી લઇ બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા, પણ ભગદત્તે તે સઘળાં બાણોને કાપી નાખી હાથીના બળથી તે યોદ્ધાઓને પરાસ્ત કરી નાખ્યા. પાંડવોના સૈન્યને ગભરાતું જોઇ દશાર્ણદેશનો રાજા પોતાના હાથી ઉપર બેસી ભગદત્તના હાથી સામે થયો, અને બે હાથીઓનું પરસ્પર યુદ્ધ થવા

લાગ્યું. ભગદત્તના હાથીએ પડખે ચડી દંતુસળવતી તે હાથીનું પેટફાડી નાખ્યું કે દશાર્ણદેશનો રાજા ઉતરવા જાય છે તેટલામાં ભગદત્તે તેને સાત ભાલા મારી મારી નાખ્યો. તે હાથીએ સાત્યકિના રથને દૂર ફેંકી દીધો. તેમાંથી સાત્યકિ માંડ માંડ છટકી શકયો. ભગદત્તના ત્રાસથી ક્રોધ પામેલો ભીમ બીજીવાર તે હાથીની સામે આવ્યો, પણ તેના ઘોડાને હાથીએ એવા ભડકાવ્યા કે તેઓ રથને દૂર લઇ ગયા. અભિમન્યુ વગેરે યોદ્ધાઓનાં બાણોથી ચારેકોર પીડાએલો છતાં પણ ભગદત્તની ચાલાકીથી તે હાથી શત્રુઓને ઝડપમાં લેવા લાગ્યો. આ વખતે ભગદત્તનો હાથી પાંડવોના સૈન્યમાં મોટું રમખાણ કરી રહ્યો હતો.

અરજુનને મુંઝાવવાની દુર્યોધન તથા કર્ણે ગોઠવણ કરી સૈન્યના બે વિભાગ કર્યા હતા. એ બે વિભાગથી મુંઝાઇ અરજુન સંસપ્તકના લશ્કર સાથે યુદ્ધ કરતાં તેઓને સુકાએલાં પાંદડાંના સમૂહની પેઠે ઉડાવતો હતો. આ વખતે ભગદત્તના હાથીનો નાદ કાને પડતાં અરજુને વિચાર્યું કે ભગદત્ત યુદ્ધમાં ઇંદ્રના જેવો પરાક્રમી છે. માટે હવે જો હું ત્યાં નહિ જાઉં તો એ સઘળા સૈન્યનો નાશ કરી નાખશે. એમ વિચારી તેણે પોતાના સૈન્યના બચાવ માટે પોતાના રથને ભગદત્તના હાથી સામે હંકાવ્યો. આ વખતે સુશર્મા પોતાના વીશહજાર લશ્કર અને ભાઇઓ સહિત પાછો આવી અરજુનને યુદ્ધ માટે બોલાવવા લાગ્યો. વળી પણ અરજુનનું મન દ્વૈધીભૂત થઇ ગયું; કારણ કે એક તરફ સંશપ્તકોને જોઇને અને બીજી તરફ પોતાના સૈન્યનું વિદારણ થતું જોઇને અરજુનનું હૃદય બે પ્રકારથી ડોહોળાયમાન થયું અને શું કરવું તેનો વિચાર કરવા લાગ્યા પણ સંશપ્તકોને પ્રથમ મારવાનો વિચાર થવાથી તેણે તેમના ઉપર બાણોની અત્યંત વૃષ્ટિ કરી અને તેમને હણવા માંડ્યા. પછી તેના શ્વેત અશ્વોને વિદ્યુતના વેગની માફક ફેરવવા શ્રીકૃષ્ણની સલાહથી પોતાનો રથ સુશર્મા સામે કરી સુશર્માના ભાઇને મારી, અને સુશર્માને પણ ઘણા બાણોથી વીંધી પાછો ભગદત્તની તરફ પોતાનો રથ હંકાવ્યો. આ વેળા તેને કોઇએ રોક્યો નહિ. અરજુને ગરૂડના જેવી ઝડપથી ભગદત્તની પાસે આવી ક્ષણમાત્રમાં ભગદત્તના સૈન્યને તોડી નાખ્યું. સૈન્યને તુટી ગએલું જોઇ ભગદત્તે હાથીને અરજુનની સામે દોડાવ્યો. હાથીને આવતો જોઇ શ્રીકૃષ્ણે રથને જમણી તરફ હાંકી મેલ્યો. તેથી હાથી ઉપર ઘા કરવા અરજુનને લાગ આવ્યો. તેટલામાં ભગદત્તે ચૌદ ભાલાંઓ અરજુન ઉપર ફેંક્યાં, પણ તેણે તે ભાલાંઓના બબે કકડા કરી નાંખી પોતાનાં બાણોથી તે હાથીનું કુંભસ્થળ તોડી નાંખ્યું અને ભગદત્તનાં સઘળાં મર્મસ્થળો વીંધી નાંખ્યાં. વ્યથા પામેલા ભગદત્તે અંકુશને

વૈષ્ણવઅના મંત્રથી મંત્રી તે અંકુશને અરજુનની છાતીમાં ઘા કર્યો, પણ શ્રીકૃષ્ણે પોતાના સખાને માટે ઉભા થઇને તે અંકુશ પોતાની છાતીમાં ઝીલી અરજુનને બચાવ્યો. આવી રીતે તેનું રક્ષણ કરવાથી શરમાઈ ગએલો અરજુન બોલ્યો કે મહારાજ ! હું સમર્થ છતાં તમે એ ઘા શો માટે ઝીલ્યો, શ્રીકૃષ્ણ બોલ્યા કે વૈષ્ણવાસ્ત્રથી મંત્રેલ અંકુશ મારા વગર કોઇ પણ ઝીલી શકેજ નહીં. પછી શ્રીકૃષ્ણ અર્થયુક્ત નમ્ર વચનો અરજુન પ્રત્યે કહેવા લાગ્યા કે પોતાના પુત્ર વાસ્તે પૃથ્વીની માગણી સાંભલી મેં વૈષ્ણવાસ્ત્ર તેને આપ્યું હતું અને જેની પાસેથી આ ભગદત્તે તે મેળવ્યું હતું તેનું વિદારણ મારા સિવાય કોઇથી થઈ શકે એવું નહોતું. જ્યાં સુધી તેણે તે ગ્રહણ કરેલું હતું ત્યાંસુધી તે અજીત હતો અને તે અસ્ત્ર હવે તેણે ફેંકી દીધું છે તેથી હવે અસ્ત્રથી રહિત થએલા હાથી તથા ભગદત્ત એ બન્નેને ભલે તમો મારો. પોતાના મનનું સમાધાન થવાથી અરજુને અર્ધચંદ્રાકાર બાણથી તેના મસ્તકને ઉડાવી દીધું. ભગદત્તને મારી તેના વૃષક અને અચળ નામના બે ભાઇઓને પણ મારી નાંખ્યા. આથી શકુનિએ ક્રોધે ભરાઇ શ્રીકૃષ્ણ તથા અરજુનને મુંઝાવવા ચારે કોર અંધકારને ફેલાવ્યો તેને અરજુને જ્યોતિષ નામનાં અસ્ત્રથી તોડી નાખ્યો. અર્જુનના ભારે પરાક્રમથી ઘણા યોદ્ધાઓ દ્રોણની પાસે અને કેટલાક દુર્યોધનની પાસે જતા રહ્યા. આ વખતે દ્રોણને મારો એમ બોલી પાંડવોના યોદ્ધાઓ દ્રોણ ઉપર તૂટી પડ્યા અને દ્રોણને બચાવો બચાવો એમ બોલતા કૌરવના યોદ્ધાઓએ આડા પડી યુદ્ધ કરવા માંડયું. પાંચાલોની જે જે ટુકડીમાં દ્રોણ ઝડપ કરવા લાગ્યા તે તે ટુકડીમાં ધૃષ્ટદ્યુમ્ન હાજર થઇ દ્રોણની ઝડપને અટકાવવા લાગ્યો. પાંડવમાંના નીલ રાજાએ કૌરવોની સેનામાં ત્રાસ વર્તાવ્યો તેથી અશ્વત્થામા તેની સામે થયો, નીલ રથમાંથી ઉતરી ઢાલ તરવાર લઇ અશ્વત્થામાની સામે દોડયો પણ તેટલામાં અશ્વત્થામાએ એક ભાલાંથી તેનું માથું પાડી નાખ્યું. તે મરણ પામતાં ભીમે દ્રોણ તથા કર્ણની સામે જઇ એકને સાઠ તથા બીજાને દશ બાણ માર્યા. પણ તેઓએ ભીમને એવો પાડયો કે તે મોતની દાઢમાં આવી ગયો. આ વખતે કૌરવો અને પાંડવો વચ્ચે ભારે યુદ્ધ થવા લાગ્યું. ધૃષ્ટદ્યુમ્નની આજ્ઞાથી પાંડવોના યોદ્ધાઓ દ્રોણના રથ ઉપર આવી પડ્યા. દ્રોણે પણ મૃત્યુના ભયને છોડી દઈ પાંડવોના યોદ્ધાઓના માથાં ઉતારવા માંડયાં. આ વખતે અર્જુન પણ ત્યાં આવી પહોંચ્યો અને શસ્ત્રોથી કૌરવોની સેનાનો પ્રલય કરવા લાગ્યો. ભાગતા કૌરવોના યોદ્ધાઓને અભય વચન આપતો કર્ણ અર્જુનની સામે થયો. બન્ને યોદ્ધાઓનું ભારે યુદ્ધ થતું જોઇ કર્ણને દબાવવા ધૃષ્ટદ્યુમ્ન, ભીમ અને સાત્યકિ પણ તેની ઉપર બાણોથી

વૃષ્ટિ કરવા લાગ્યો. સાત્યકિ એ બે ભાલાંઓથી કર્ણના ધનુષને કાપી નાખી તેની છાતીમાં તથા બીજે ઘણાં બાણો માર્યાં સાત્યકિથી પરાજય પામેલા કર્ણને દુર્યોધનાદિ ઘણા યોદ્ધાઓએ આવી પહોંચી બચાવ્યો. યુદ્ધના પરિશ્રમથી ક્ષય થઇ જતાં અને સૂર્યાસ્ત થઇ જતાં બન્ને પક્ષના સેનાપતિઓએ યુદ્ધને બંધ પાડી સેનાઓને ઉતારે જવા આજ્ઞા આપી. પાંડવો વિજયમાં હતા અને યુધિષ્ઠિરને પકડવાનો દ્રોણનો નિશ્ચય પાર પડયો નહિ.

દુર્યોધને ખેદ કરી દ્રોણને કહ્યું કે આપ અમોને દુશ્મન ગણો છો. કારણ કે યુધિષ્ઠિર હાથમાં આવ્યા છતાં પણ આપે તેને પકડયો નહિ. આપ તેને પકડવા ધારો તો તમારા હાથમાંથી તે છટકી શકે નહિ. દ્રોણે કહ્યું હું તારૂં સારૂં કરવા યત્ન કરૂં છું, છતાં મારા ઉપર તારે ખોટો વહેમ રાખવો જોઇતો નથી. અર્જુન જેનું રક્ષણ કરતો હોય તેને પરાભવ પમાડવા માટે સુર, અસુર, ગંધર્વ, યક્ષ, નાગ કે રાક્ષસ તેમ ત્રૈલોક્યમાં કોઇ પણ સમર્થ નથી. કાલના સંગ્રામમાં હું એક પાંડવોના પક્ષના મોટા મહારથિને પાડીશ. એ તમને વચન આપું છું અને તેટલા સારૂંજ કાલ દેવતાઓથી પણ તોડી ન શકાય એવો વ્યૂવ ગોઠવીશ. પણ હું તમને ફરીથી યાદ આપુ છું કે કોઇ પણ પ્રકારે અર્જુનને દૂર રાખવાની ગોઠવણ કરવી.

## ચક્રવ્યૂહમાં અભિમન્યુનું પરાક્રમ અને પડવું.

તેરમે દિવસ વળી સુશર્માએ અરજુન સામે યુદ્ધ માગ્યું એથી તેને દક્ષિણ દિશામાં યુદ્ધ કરવા લઈ ગયા. દ્રોણે પોતાના સૈન્યનો ચક્રવ્યૂહ રચ્યો જે કોઇથી ભેદાય નહિ. તે વ્યૂહ સામે ભીમ, સાત્યકિ, દ્રુપદ, વિરાટ, નકુળ, સહદેવ, ધૃષ્ટકેત્ય, યુધામન્યુ આદિ પાંડવોના યોદ્ધાઓ થયા. લડાઇ શરૂ થતાં પાંડવોના યોદ્ધાઓ તે વ્યૂહને ભેદી દ્રોણનું ઉલ્લંઘન કરી શક્યા નહિ. એટલુંજ નહિ પણ સામે ઉભવાને પણ અશક્ત થયા. આ વખતે દ્રોણને વધતા જોઇ યુધિષ્ઠિરે તે વ્યૂહ ભેદવાનો બોજો વિનયવાન, શૂરવીર અને શ્રીકૃષ્ણની બ્હેન સુભદ્રાના પુત્ર બાળક અભિમન્યુ વર્ચેને સ્વર્ગ પ્રત્યે જવાનું હતું પણ આ માહારથી પુત્ર બાળકે તે દીવસની કીર્ત્તિ પ્રાપ્ત કરી. બાલ્યાવસ્થામાંથી કંઇક ઉમર લાયક થતો જતો એટલે સોળ વર્ષની ઉમરે તેણે એક અનુભવી યોદ્ધાની પેઠે યુદ્ધ કરી જય મેળવવા વિચાર કર્યો. તેથી તેને બોલાવી આજ્ઞા કરી કે પુત્ર ? આપણા સૈન્યમાં તારાં સિવાય ચક્રવ્યૂહને ભેદવાને કોઈ પણ જાણતો નથી માટે ચક્રવ્યૂહને તોડી તું અંદર પ્રવેશ કરીશ અને અમોને રસ્તો કરી આપીશ તો પછી અમો સઘળા તારી પછવાડેજ આવી ઘણી સાવચેતીથી તારૂં રક્ષણ કરશું. અભિમન્યુ, ભીમ, સાત્યકિ, ધૃષ્ટદ્યુમ્ન અને બીજા પણ ઘણા ઘણા યોદ્ધાઓ અંદર પ્રવેશ થયા

પછી આખા વ્યૂહને વીખી નાખશે. બહુ સારૂં એમ કહી પ્રણામ કરી મહારથી બાળક પુત્ર અભિમન્યુએ સારથિને પોતાનો રથ દ્રોણની ફોજ ઉપર લેઇ જવા આજ્ઞા કરી. એટલે સારથિએ ભલામણ આપી રથને દ્રોણની સામે હાંકયો કે કૌરવોના યોદ્ધાઓ અભિમન્યુની સામે થયા. અને પાંડવો અભિમન્યુની પાછળ ચાલ્યા. બાલ્યાવસ્થામાંથી કંઇક ઉમર લાયક થતો જતો એટલે કે સોળ વરસની ઉમરે પહોંચેલો અભિમન્યું વ્યૂહને ભેદવા લાગ્યો, અને કૌરવો તેનું રક્ષણ કરવા લાગ્યા. શસ્ત્રધારી દ્રોણના દેખતાં એકલો શૂરવીર અભિમન્યુ તે વ્યૂહને ભેદી અંદર પેઠો, અંદર પેસતી જગ્યામાં, ઉભો રહે, મારી સામો આવ; એમ બોલતા બોલતા હજારો શત્રુઓ તેની સામે આવ્યા. અભિમન્યુનાં બાણોથી શત્રુઓનાં માથાં ટપોટપ પડવા લાગ્યાં; કુંડલો, મુગટો તથા શિરપેચોથી શોભતાં ઘણાક રાજાઓનાં મસ્તકોથી રણભૂમિ વ્યાપ્ત થઇ ગઇ; પ્રાણીઓનાં શબોથી રણભૂમિમાં ચાલવાનો રસ્તો પણ ન રહ્યો, કૌરવોનાં મોહોડાં સૂકાવા લાગ્યાં; ગાત્રોમાં પસીનો વળી ગયો, નેત્રો ચકરવકર થવા લાગ્યાં, જીતવાનો સઘળો ઉત્સાહ ટળી ગયો અને જીવવાની ઇચ્છાથી યોદ્ધાઓ પોતપોતાનાં વાહનોને ઉતાવળથી હાંકી ભાગી જવા લાગ્યા. આ સમય અસ્ત્ર શસ્ત્ર વાપરવામાં નિપુણ દ્રોણ પણ પોતાનું મન મોકળું મૂકી લડતા હતા. અભિમન્યુના સપાટામાં આવેલ દુર્યોધનને જ્યારે દ્રોણ, અશ્વત્થામા, કર્ણ તથા બીજા યોદ્ધાઓએ છોડાવ્યો ત્યારે જેમ માણસના મોઢામાંથી કોળીઓ ખેંચાઇ જતાં જુસ્સામાં આવે તેમ અભિમન્યુ જુસ્સામાં આવી અદ્ભુત રીતે પરાક્રમ કરવા લાગ્યો, અને શત્રુઓના વેગને રોકવા લાગ્યો. તે પોતાના સ્વાભાવિક અને કેળવણીના બળથી શત્રુઓની સઘળી ક્રિયાઓને વ્યર્થ કરવા લાગ્યો. તથા એક પ્રબળ બાણથી કર્ણનું બખતર ભેદી તેને ગભરાવી નાખ્યો. સુષેણ અને કુંડભેદી નામના મહારથીઓને મારી નાખી શલ્યનાં મર્મસ્થળોને ભેદી તેને મૂર્છિત કરી દીધો. શલ્ય મૂર્છિત થતાં કૌરવોના યોદ્ધાઓ અભિમન્યુના ત્રાસથી ભાગવા લાગ્યા. તેણે પોતાની અસ્ત્રવિદ્યાનો ચમત્કાર દેખાડવા અત્યંત દારૂણ યુદ્ધ ચલાવ્યું કે ક્રોધી આચાર્ય જોતાં છતાં કૌરવોનું સઘળું સૈન્ય વિમુખ થઈ ગયું. આ વખતે ક્રોધથી પ્રદીપ્ત થએલા અભિમન્યુએ એક કાળ તથા અગ્નિ જેવું બાણ દુઃશાસન ઉપર ફેંક્યું; જે તેના શરીરમાં પેસી ગયું, અને તે મૂર્છિત થયો. દુઃશાસન મૂર્છિત થતાં સારથિ તેના રથને દૂર લઇ ગયો. દુઃશાસનનો પરાભવ કરી અભિમન્યુએ જરાવારમાં કર્ણનો રથ તથા ધ્વજ કાપી નાખ્યાં. કર્ણ પણ તેનાં બાણો સહન ન થવાથી ઘોડાઓ દોડાવી ત્યાંથી ભાગી ગયો. કર્ણ ભાગી જતાં કૌરવોની સેના દુ-

જવા લાગી. પોતાની સેનાને ભાગતી જોઇ ક્રોધ કરી દુર્યોધન તરત અભિમન્યુની સામે થયો. પણ અભિમન્યુના પ્રહારથી તે વિમુખ થઇ ગયો. સૈન્યને ભાંગતું જોઈ દુર્યોધનનો પરાક્રમી પુત્ર લક્ષ્મણ બાળકપણાને લીધે અને અભિમાનને લીધે અભિમન્યુની સામે થયો. તેના બચાવ માટે દુર્યોધન પણ પછવાડે ગયો. અને તેની સાથે બીજા પણ ઘણા યોદ્ધાઓ જઇ જેમ વાદળાંઓ પૃથ્વીપર જળની વૃષ્ટિ કરે તેમ અભિમન્યુ ઉપર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા. છતાં પણ તે વીરપુત્ર જેના વેગને અટકાવવો મુશ્કેલ હતો એવા મહા બળવાન અભિમન્યુએ એકલાએ દશ હજાર વીરને અહિત સંહારી એક બાણથી લક્ષ્મણનું મસ્તક ઉડાવી દીધું. તેને મરણ પામેલો જોઇ યોદ્ધાઓ હાહાકાર કરવા લાગ્યા. ક્રોધ પામેલા દુર્યોધનની પ્રેરણાથી દ્રોણ, કૃપાચાર્ય, અશ્વત્થામા, બૃહદ્બળ, કર્ણ અને કૃતવર્મા એ છ મહારથીઓ તે બાળક અભિમન્યુને ઘેરી વળ્યા. બીજીવાર પણ તેઓને વિમુખ કરી અભિમન્યુ જયદ્રથના સૈન્ય ઉપર જવાનું કરતો હતો તેટલામાં ક્રાથ રાજાનો પુત્ર તથા બીજા ભીલ વગેરે યોદ્ધાઓએ હાથીની મોટી ફોજ વચમાં નાંખીને તેના રસ્તાને રોકી દીધો. જેમ વાયુ વાદળાંને વીંખે તેમ તેણે તે ફોજને તોડી ક્રાથ રાજાના પુત્રનું માથું ઉડાવી દીધું.

મહાદેવે આપેલા વરદાનથી પરાક્રમ કરતા જયદ્રથે યુધિષ્ઠિર, ભીમ, સાત્યકિ તથા ઘટોત્કચ વગેરે સબળા યોદ્ધાઓને રોકી રાખ્યા હતા. તેથી અભિમન્યુ કૌરવોના મધ્યમાં અસહાય હતો. તો પણ નિર્ભયપણાથી દ્રોણ વગેરે છ મહારથીઓની સામે યુદ્ધ કરવા લાગ્યો, એ છ મહારથીઓ અસ્ત્રવિદ્યામાં પરિપૂર્ણ પહોંચેલા હતા. તેઓ પોતપોતાની શક્તિને અનુસરી બાણોની વૃષ્ટિ કરતા હતા. તો પણ તેઓની બાળક અભિમન્યુ પોતાનાં બાણોથી વિમુખ કરવા લાગ્યો. દ્રોણને પચાસ, બૃહદ્બલને વીશ, કૃતવર્માને એંશી, કૃપાચાર્યને સાત, અશ્વત્થામાને દશ, અને કર્ણને એક બાણથી સીધ્યો. કૃપાચાર્યના ઘોડાઓ તથા ચક્ર રક્ષકોને મારી નાખી વીર અભિમન્યુ અશ્વત્થામાપર વધારે ચોટ કરવા લાગ્યો. તેના બચાવ માટે દ્રોણે એકસો, કર્ણે બાવીશ, કૃતવર્માએ વીશ, બૃહદ્બલે પચાશ અને કૃપાચાર્યે દશ બાણ અભિમન્યુને માર્યાં. અભિમન્યુએ પણ તે દરેકને દશ દશ બાણ મારી વ્યથિત કર્યા અને બૃહદ્બલના સારથિ તથા ઘોડાઓને મારી નાખ્યા. એટલે બૃહદ્બલ રથમાંથી ઉતરી તરવાર લઇ અભિમન્યુનું માથું કાપી લેવા દોડ્યો. પણ તેણે તેની છાતીમાં એવું એક પ્રબળ બાણ માર્યું કે બૃહદ્બલ તરત મરણ પામ્યો. તે મરણ પામતાં દ્રોણ વગેરે મહારથીઓ નરમ પડી ગયા. આ વખતનો લાભ લઇ અભિમન્યુએ બીજા દશ હજાર ક્ષત્રિયોને

તોડી નાખ્યા, અને કર્ણની દુષ્ટતાનો બદલો લેવા તેને ફરીવાર પચાસ બાણોથી વીંધ્યો. કર્ણે પણ સામાં તેટલાંજ બાણ અભિમન્યુને માર્યાં. શુરવીર અભિમન્યુનું ઘણું પરાક્રમ જોઈ દુર્યોધન શકુનિને કહેવા લાગ્યો અને કર્ણ દ્રોણને કહેવા લાગ્યો કે આ હમણાંજ આપણુ સર્વને તોડી નાખશે. માટે એને મારી નાખવાનો કોઈ ઉપાય અમને જણાવો. અભિમન્યુનાં બાણથી પીડાતા કર્ણે ફરીવાર દ્રોણને કહ્યું કે મારે તેની સામે ઉભ્યા વિના છુટકો નથી તેથી હું ઉભો છું, પણ તેનાં અગ્નિ જેવાં બાણોથી મારી છાતી ભેદાઇ જાય છે દ્રોણ બોલ્યા કે જો તારાથી બની શકે તો તેનું ધનુષ, દોરી, ઘોડા, સારથિ તથા ચક્રરક્ષકોને મારી નાખવાનો પ્રયત્ન કર. જ્યાં સુધી તે રથમાં બેઠો છે અને તેના હાથમાં ધનુષ છે ત્યાં સુધી તો તે દેવતાઓથી કે દૈત્યોથી પણ જીતાય એમ નથી. દ્રોણના કહેવાથી કર્ણે તેના ધનુષને કાપી નાખ્યું. કૃતવર્માએ ઘોડા અને કૃપાચાર્યે ચક્રરક્ષકને મારી નાખ્યા. અભિમન્યુને એ અત્યંત નિરદય થએલા મહારથિઓ રથ તથા ધનુષ વગરનો કરી બાણોથી ગભરાવવા લાગ્યા. હથીયાર વગરનો અભિમન્યુ ક્ષત્રિય ધર્મનું સ્મરણ કરી આકાશમાં ઠેંકી ઠેંકીને તરવાર ફેરવવાના ચમત્કારોથી ગરૂડના જેવી ઝડપ કરવા લાગ્યો અને સઘળા મહારથીઓ અભિમન્યુને વીંધવા લાગ્યા. દ્રોણે તરવારની મુઠ કાપીનાખી અને કર્ણે ઢાલ કાપી નાખી. તેથી બાણોવડે વીંધાએલો અભિમન્યું અંતરિક્ષમાંથી પાછો ધરતી પર આવી હાથમાં ચક્ર લઇ ક્રોધથી દ્રોણની સામે દોડયો. તેને ચક્ર લઇ આવતો જોઇ અત્યંત ઉદ્વેગ પામેલા એ મહારથીઓએ બાણોથી તેના ચક્રના ટુકડે ટુકડા કરી નાખ્યા. ચક્ર તૂટવાથી અભિમન્યુ હાથમાં મોટી ગદા લઈ અશ્વત્થામા સામે દોડયો અને તેના ઘોડાઓને મારી નાખ્યા પણ અશ્વત્થામા રથમાંથી ઉતરી ત્રણ પગલાં ખસી ગયો તેથીજ બચ્યો. અભિમન્યુએ તેના ઘોડા તથા ચક્ર રક્ષકોને મારી શકુનિના ભાઇ કાલકેય, તેના સિત્તોતેર અનુચરો તથા બીજા પણ સતર મહારથીઓ અને કેટલા એક હાથીઓને મારી દુઃશાસનના પુત્રના રથ તથા ઘોડાને ચુર્ણ કરી નાખ્યા. દુઃશાસનનો પુત્ર ગદા લઇ યુદ્ધ કરવા તેની સામે આવ્યો અન્યોઅન્ય બન્નેનું ગદા યુદ્ધ સઘળા યોદ્ધાઓને વિસ્મય આપવા લાગ્યું. તે બન્ને પરસ્પરની ગદાથી પડી ગયા પણ દુઃશાસનનો પુત્ર કે જે તાજો જ હતો તેણે થાકી ગએલો મહાવીર અભિમન્યુ ઉઠવા જતો હતો તેટલામાં તેના માથામાં ગદા મારી. લડાઇના પરિશ્રમથી મુંઝાઇ ગએલો અભિમન્યુ ધરતીપર પડયો, તે પડયા પછી પણ જયદ્રથે તેને લાત મારી એમ કહેવાયછે. મહાબાહુ અભિમન્યુને ધરતીપર પડેલો જોઇ કૌરવોના યોદ્ધાઓ રાજી થયા અને બીજાઓને આંસુની ધારાઓ પાડવા લાગી અભિ-

મન્યુને માર્યો પછી દ્રોણે પોતાની સેનાને પાછી વાળી. એટલે ધૃષ્ટદ્યુમ્ને પણ તેમ કર્યું.

## પાંડવ પક્ષમાં શોક અને પ્રતિજ્ઞા.

મહાવીર બાળક અભિમન્યુના રણમાં પડવાથી લડાઇ બંધ થઇ અને યુધિષ્ઠિર જેણે તેને શત્રુના સૈન્યને ભેદવાનું મહાભારત કામ સોંપ્યું હતું અને જે પાછળથી તેને મદદ કરી શક્યા નહિ તે અત્યંત ખેદ પામવા લાગ્યા. સઘળા રાજાઓ ખેદ પામી યુધિષ્ઠિર પાસે આવી બેઠા અને તેના મરણને વાસ્તે શોકની સાથ યુધિષ્ઠિરની આશ્વાસના કરવા લાગ્યા, તેમ તેમ યુધિષ્ઠિરનું મન વધારે ગભરાવા લાગ્યું અને તે વિલાપ કરવા લાગ્યા કે પુત્ર હીન અરજુનને હું કેવી રીતે મુખ દેખાડી શકીશ અને તેના પ્રિય પુત્રના મૃત્યુના સમાચાર શી રીતે કહીશ? તે વખતે વ્યાસજી પધાર્યા અને ખેદ કરતા રાજાનું સાંત્વન કરી કાળનો હેતુ અને તે કાળના ભોગ થઇ પડેલા કેટલાએક રાજાઓનાં વૃત્તાંત કહી સંભળાવ્યાં અને કહ્યું કે હે રાજન્ પ્રાજ્ઞ પુરૂષો મૃત્યુને માટે શોચ કરતા નથી. મૃત્યુ પામેલાઓના આનંદ, કીર્ત્તિ અને કલ્યાણનોજ વિદ્યમાન પુરૂષોએ વિચાર કરવો જોઇએ. એવી રીતે લંબાણથી યુધિષ્ઠિરની આશ્વાસના કરી વ્યાસજી અંતર્ધાન થઇ ગયા. તોપણ હજુ "હું ધનંજયને શું કહીશ" એમ યુધિષ્ઠિર ચિંતાગ્રસ્ત દિલથી વિચાર કરતા હતા. મારા સ્વાર્થની લાલસથી શ્રીકૃષ્ણ, અરજુન અને સુભદ્રાનું મેં અત્યંત અપ્રિય કર્યું. હવે મને વિજય મળે, રાજ્ય મળે કે ઇંદ્રની પદવી મળે તો પણ મને તેથી રાજી થવા જેવું કશું રહ્યું નથી.

અરજુન સુશર્માને જીતી સાંજે રણમાંથી પાછા વળતાં પોતાને ઘણાં અપશુકનો થવાથી અરજુને કેશવને કહ્યું કે મારે માથે કંઇ ભયાનક ઉત્પાતો તો આવી પડવાના ન હોય? નિસ્તેજ છાવણીમાં દાખલ થઇને તે આતુરતાથી આગળ ચાલી આવ્યો. જ્યાં પોતાના ભાઇઓ શોકાતુર અને વાચા વગરના થઇ બેઠેલા હતા ત્યાં પહોંચ્યો અને પોતાના પ્રિય પુત્રને જોયો નહિ. પછી તેણે એકદમ અગમચેતીથી જે ખરી વાત હતી તે જાણી લીધી અને અભિમન્યુના સમાચાર પૂછ્યા. "અભિમન્યુ વિના તમારામાંનો કોઇ તે વ્યૂહને ભેદી શકે એવો નથી. મેં અભિમન્યુને ચક્રવ્યૂહનું ભેદન કરી અંદર પેસવાની રીત શીખવી છે, પણ તેમાંથી પાછું નીકળી આવવાની યુક્તિ શીખવી નથી. તમોએ એ બાળકને ચક્રવ્યૂહમાં તો મોકલ્યો નથી?" પણ તે પિતાને પ્રત્યુત્તરની કંઇ જરૂર નહોતી અને પુત્રના મરણ માટે શોક કરવા લાગ્યો." જ્યારે મારા પુત્રને દ્રોણ, કર્ણ અને કૃપાચાર્યે તેને પીડવા માંડ્યો હશે ત્યારે "આ સમયમાં જો મારો પિતા હાજર હોય તો મારૂં

રક્ષણ કરે" એમ તેણે મને યાદ કર્યો હશે. શું પાંડવો તથા પાંચાલો તેનું રક્ષણ કરવાને અશક્ત હતા? તમે બખ્તરો કેવળ શોભા વાસ્તેજ ધારણ કર્યાં છે? અભિમન્યુને પડતાં તમે જોયો ત્યારે તમે બધા શું કરતા હતા?" યુધિષ્ઠિર અને શ્રીકૃષ્ણ વિના બીજા કોઇ તેની સામે ભાષણ કરવાને સમર્થ નહોતા. તે બેઉ સર્વ અવસ્થામાં અરજુનને કહેવા યોગ્ય હતા. યુધિષ્ટિરે તેને કહ્યું કે અમે તેને ચક્રવ્યૂહ ભેદવાનું કહ્યું હતું અને તેણે મારી આજ્ઞાથી અસહ્ય બોજો ઉપાડી ચક્રવ્યૂહ ભેદન કર્યું અને અમે તેની મદદને માટે તેની પાછળ જતા હતા, પણ જયદ્રથે અમોને અટકાવી રાખ્યા. તેથી તેને દ્રોણ, કૃપાચાર્ય, અશ્વત્થામા વગેરે છ જણાઓએ ભાગી ધનુષ તથા રથ વગરનો કરી છેલ્લીવારે ગદાથી લડતાં એને દુઃશાસનના દીકરાએ મારી નાખ્યો. આઠ હજાર રથ, નવસો હાથી, બે હાજર રાજકુમાર, અયોધ્યાના બૃહદ્બળ તથા બીજા ઘણા ઘણા વીર યોદ્ધાઓને મારી એ મહાવીર સંગ્રામિક મૃત્યુથી સ્વર્ગ પ્રત્યે ગયો છે. એ સાંભળી નિસાસો મૂકી હાય પુત્ર? એમ બોલી અરજુન ધરતીપર પડ્યો. સંજ્ઞા પ્રાપ્ત થતાં ક્રોધથી વ્યાપ્ત થએલો, જાણે જ્વરથી ઘેરાયેલો હોય તેમ કંપતો તથા નિઃશ્વાસ મૂકતો અરજુન બોલ્યો કે આવતી કાલે જો જયદ્રથને ન મારૂં તો માતા પિતાની હત્યા કરનાર લોકોની જે ગતિ થાય તે ગતિ મારી હોજો. વળી આવતી કાલે જયદ્રથ મર્યા પહેલાં સૂર્ય આંથમશે તો હું પ્રજ્વલિત અગ્નિમાં પ્રવેશ કરીશ.

## જયદ્રથનો જવાનો વિચાર—દ્રોણે આપેલી ધારણા.

આ સમાચાર જ્યારે જયદ્રથને મળ્યા ત્યારે ધાસ્તીને લીધે તેણે છાવણી છોડી જતું રહેવા માંડ્યું પણ કૌરવોએ તેનું રક્ષણ કરવાનું વચન આપી સમજાવ્યો. તેના આવા આતુર પ્રશ્ન સાંભળી દ્રોણાચાર્યે કહ્યું કે તને તથા અરજુન બેઉને ગુરૂ શિક્ષા તો સરખી છે. તથાપિ યોગને લીધે અને ઘણાં દુઃખો વેઠવાથી અરજુન તારાથી અધિક છે. પણ જેને અરજુન ભેદી શકે નહિ એવી વ્યૂહ રચના કરી હું તારૂં રક્ષણ કરીશ.

## સુભદ્રા અને દ્રૌપદીનો વિલાપ કૃષ્ણે કરેલું સાંત્વન.

અભિમન્યુના મરણના ખબર સાંભલી સુભદ્રા અત્યંત વિલાપ કરતી બોલી કે હે પુત્ર! તું રણમાં કેમ મરણ પામ્યો? અરે! હવે હું તારૂં ચંદ્ર સરખું મુખ ક્યારે દેખીશ? ભીમસેનના બળને, અરજુનની અસ્ત્રવિદ્યાને અને યાદવોની શક્તિને ધિક્કાર છે. તેઓ યુદ્ધમાં તારૂં રક્ષણ કેમ કરી શક્યા નહિ! હાય હાય? જેમ સ્વપ્નમાં દીઠેલું ધન જતું રહે તેમ તું જતો રહ્યો. હવે વિધવા થએલી તારી સ્ત્રી ઉતરાઉને મારાથી શીરીતે જોઇ તથાન-

ળવી શકાશે. ! સુભદ્રાનો વિલાપ જોઇ દ્રૌપદી તથા ઉત્તરા પણ વિશેષ વિલાપ કરવા લાગ્યાં. પુત્રના મરણથી અંત:પુરમાં વિલાપ થઇ રહ્યો છે ત્યાં શ્રીકૃષ્ણ પોતે આવી સુભદ્રા વિગેરેને આશ્વાસના કરવા લાગ્યા કે બેહેન! સુભદ્રા! તમે તથા તમારી વહુ શોક કરોમાં; પ્રાણી માત્રને એક દિવસ મરવું એ સ્વભાવિક નિયમ છે. ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલ ક્ષત્રિયને જે રીતે મરવું જોઇએ તે રીતે તમારા પુત્રનું મરણ થયું છે. પિતા જેવા પરાક્રમવાળો ધીર વીર મહારથિ અભિમન્યુ ઘણા ઘણા શત્રુઓને મારી જીતી ક્ષત્રિયોના સંપ્રદાય પ્રમાણે સંગ્રામિક મૃત્યુ જે સુખરૂપ ગણાય એમ સામે પગલે ચાલી મરણ પામ્યો છે. તમે વીરની માતા, વીરની પુત્રી, વીરની સ્ત્રી અને વીરની બેહેન છો, તમારે શોક કરવો ઘટિત નથી. પુત્રના મરણમાં કારણરૂપ થએલ દુષ્ટ જયદ્રથનું માથું આવતી કાલે અરજુનના બાણથી ઉડશે. એ અરજુનની પ્રતિજ્ઞા છે તેમાં કશો ફેરફાર થવાનો નથી. માટે શાંત થાઓ અને તમારી વહુને પણ ધીરજ આપો. એમ શાંત કરી શ્રીકૃષ્ણ અરજુનના પાસે ગયા.

## અર્જુન પ્રતિ શ્રીકૃષ્ણનો સ્નેહ.

અરજુન પાસે આવી શ્રીકૃષ્ણને ચિંતા થવા લાગી કે અરજુને મારો મત જાણ્યા વગર જયદ્રથને મારવાની જે પ્રતિજ્ઞા લીધી તે સાહસ કર્યું છે. કૌરવોના છ મહારથીઓ જયદ્રથની આગળ રહેશે અને અભેદ્ય વ્યૂહની મધ્યમાં તેઓ તેને રાખશે. વળી જેનું દ્રોણ રક્ષણ કરે તેને ઇંદ્ર પણ મારી ન શકે અને તેથી યુદ્ધમાં કાલે અરજુનનો પરાજય થાય તો અરજુનના ખરા મિત્ર તરીકે મારે શુ કરવું તેનો વિચાર કરી પોતાંના સારથિ દારૂકને જરૂર પડે તો ભગવાને પોતાનો રથ અને ગદા, સાંગ, ચક્ર, ધનુષ વિગેરે સઘળાં આયુધોથી ભરપૂર પોતાનો જુનો રથ તૈયાર કરી લાવવા આજ્ઞા આપી. પછી જ્યારે અરજુન સુતો હતો ત્યારે ભગવાન ત્યાં આવીને તેના શરીરમાંથી તેના આત્માને લઇને કૈલાસ પર્વત જ્યાં દેદીપ્યમાન મહાદેવજી બીરાજતા હતા ત્યાં આવ્યા અને અરજુન સહિત તેમણે તેમનું પૂજન કરી જયની ખાત્રી મેળવી પાછા ફર્યા.

## જયદ્રથના રક્ષણ તથા વિનાશ માટે ઉગ્ર પ્રયાસ.

ચૌદમા દિવસની સવારમાં અરજુન સામો આવશે એમ જાણી આચાર્યે સેનાને સ્થિર કરવા આજ્ઞા આપી કે જયદ્રથ, ભૂરિશ્રવા, કર્ણ અશ્વત્થામા, શલ્ય, વૃષસેન અને કૃપાચાર્ય એઓએ આજના યુદ્ધમાં પરસ્પરથી જુદું પડવું નહિ. એક લાખ ઘોડા સાઠ હજાર રથ ચૌદ હજાર હાથી, અને એકવીશ હજાર પ્યાદલો સાથે રાખી જયદ્રથ તથા કર્ણ વિગેરે યોદ્ધાઓએ મારાથી છ ગાઉ છેટે રહેવું. ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્મર્ષણે પંદરસો હાથીઓની

ફોજ લઇ સેનાનાં અગ્રભાગમાં ઉભવું દુ:શાસન તથા વિકર્ણે પણ તેઓની આસપાસજ રહેવું.

આમ સૈન્યનો બંદોબસ્ત કરી ચોવીશ ગાઉ લાંબો, પાછલા ભાગમાં દશ આઉ પોહોળો અને ગર્ભમાં ચક્રવ્યૂહ વાળો શકટ વ્યૂહના ગોઠવ્યો. શકટવ્યુહના પાછલા અર્ધા ભાગમાં પદ્મ વ્યૂહ નામનો ગર્ભવ્યૂહ ગોઠવ્યો. પદ્મ વ્યૂહના ગર્ભ ગર્ભમાં અત્યંત ગુંઢતાવાળો સૂચી વ્યૂહ રચ્યા. સૂચી વ્યૂહના મુખમાં કૃતવર્મા, કાંબોજ, જલસંધ, દુર્યોધન અને કર્ણ એઓને અનુક્રમે ગોઠવ્યા. અને સૂચી વ્યૂહના પડખામાં મોટા સૈન્યથી વીંટાઇ જયદ્રથ ઉભો રહ્યો. મોટાં પરાક્રમવાળા આચાર્યને વ્યૂહના મુખમાં ઉભેલાં જોઇ હરકોઇ કબુલ કરે કે સઘળી પૃથ્વીને પણ ગળી જવા સમર્થ થાય.

આ તરફથી અર્જુને પોતાની પ્રતિજ્ઞા સત્ય કરવાને યુધિષ્ટિરને સાત્યકિના રક્ષણ તળે મુકીને આગળ ચાલ્યો. આચાર્યે પણ સૈન્યનો બંદોબસ્ત કરી નાના પ્રકારની ચાતુરીથી શકટ વ્યૂહ રચ્યો, લડાઈ શરૂ થતાં અર્જુને જયદ્રથને શોધવા ભયંકર શબ્દ કરી જાણે ક્રોધ પામેલો કાળ હોય વજ્રને ધરનારો ઇંદ્ર હોય, ત્રિશળ ધારી રૂદ્ર હોય અને કાળદંડ ધારી સાક્ષાત મૃત્યુ આવેલ હોય એવા દેખાવથી પોતાનો રથ સૈન્યની સામે હંકાવ્યો શ્રી કૃષ્ણે તેનો રથ પ્રથમ દુર્મર્ષણની હાથીઓની ફોજ સામે હાંકયો અને ઝપાઝપી શરૂ થઇ. અરજુન શત્રુઓ ઉપર બાણોની અત્યંત વૃષ્ટિ કરવા લાગ્યો. જેમ ઉગતો સૂર્ય અંધકારને તોડી નાંખે તેમ તેણે હાથીઓની ફોજને તોડી નાખી જેમ પ્રબળ કાલમાં પૃથ્વીપર ધંસાઇ પડેલા પર્વતો જોવામાં આવે તેમ રણભૂમિપર અનેક હાથીઓના ઢગલા જોવામાં આવ્યા. દુ:શાસનને સામે આવતો જોઇ અર્જુન સિંહનાદ કરી તેમને ભેદવા લાગ્યો. અર્જુનનાં બાણોથી ચીસો પાડી પાડી હાથીઓ પડવા લાગ્યા. જયદ્રથ સામે તુરત પહોંચવાની ઇચ્છાથી અર્જુન પ્રણામ કરી પોતાના ગુરૂ દ્રોણની સામે થયો. ત્યાં કેટલુંએક પરાક્રમ બતાવી દ્રોણનો પરાજય થશે નહી. એવી ધારણાથી અર્જુનની સંમતિથી શ્રીકૃષ્ણે દ્રોણની પ્રદક્ષિણા કરી જમણા પડખામાં રાખી રથને શત્રુના સૈન્ય તરફ હાંકયો; એટલે દ્રોણાચાર્ય બોલ્યા કે અર્જુન? તું યુદ્ધમાં શત્રુઓને જીત્યા વિના ક્યાંય પાછો વાળ્યો નથી છતાં આજ મને જીત્યા વિના કયાં જાય છે? ' તમે મારા શત્રુ નથી પણ પિતા તુલ્ય ગુરૂ છો. હું તમારો પુત્ર સામાન શિષ્ય છું, ' એમ ઉત્તર આપતાં જયદ્રથ પાસે જવાની ઉતાવળથી અર્જુન શત્રુના સૈન્યમાં પેઠો. ત્યાં બીજા યોદ્ધાઓ અને કૃતવર્મા અર્જુનને રોકવા આવ્યા. પણ તેઓ સાથે યુધામન્યુ અને ઉત્તમૌજા એ બે ચક્ર રક્ષકોએ યુદ્ધ કરવા માંડયું. લાગ મળતાં તેણે

સૈન્યમાં વધારે વધારે પ્રવેશ કરવા માંડયો. રસ્તામાં શ્રુતાયુધે શ્રીકૃષ્ણ ઉપર એક સાંગ ફેંકી. જેણે તેની છાતીમાં ભટકાઇ પાછી વળી શ્રુતાયુધનાંજ પ્રાણ લીધાં. પોતાનું પરાક્રમ દેખાડતો દેખાડતો અર્જુન સૈન્યમાં પ્રવેશ કરતો ગયો. તેવામાં અચ્યુતાયુ રાજાયે ભયંકર ભાલું મોકી અર્જુનને મૂર્છિત કરી દીધો. અને તે સમયમાં વળી પણ અચ્યુતાયુ રાજાએ ત્રિશૂળથી અરજુનની છાતી વીંધી નાખી. તેથી પીડા પામેલો અર્જુન મુંઝાઈ જઈ જરાવર બેભાન થઇ ગયો અને ધ્વજાના દંડને પકડી બેસી રહ્યો. આમ થવાથી કૌરવો અર્જુનને મરણ પામેલો જાણી રાજી થવા લાગ્યા. સંજ્ઞા પ્રાપ્ત થતાં અર્જુન તરત ઇંદ્રાસ્ત્ર મૂકી એ બે રાજાને મારી આગળ વધવા માંડયું, અર્જુનને પોતાના સૈન્યમાં વધારે વધતો જતો જોઇ દુર્યોધન દ્રોણને કહેવા લાગ્યો કે જયદ્રથ યમની દાઢમાંથી મૂકાય પણ અર્જુનના હાથથી છુટો થવો મુસ્કેલ છે. માટે જયદ્રથનું રક્ષણ થાય તેમ કરો. દ્રોણ બોલ્યા હું વૃદ્ધ છું અને અર્જુન જુવાન છે તેથી એના જેવી ઝડપથી મારાથી દોડી શકાતું નથી. વ્યૂહના મોઢા આગળ પાંડવોનું લશ્કર આવી પહોંચ્યું છે. વળી મેં યુધિષ્ઠિરને પકડવાની પ્રતિજ્ઞા કરી છે. આ વખત યુધિષ્ઠિર અર્જુન વગરનો છે. માટે મારાથી અર્જુનની સામે જવાય તેમ નથી. તું અર્જુનનો વડીઓ છો, માટે તું પોતે પછવાડે પહોંચી સામો થા, કદાચ તું એમ ધારે કે અર્જુન દ્રોણનું પણ ઉલંઘન કરી ગયો તો હું તેને કેમજ જીતી શકું ! દુર્યોધન આ તારૂં ધારવું ખરૂં છે, અર્જુન કોઇથી જીતી શકાય તેમ નથીજ તે મને તથા કૃતવર્મા, શ્રુતાયુ, સુદક્ષિણ, શ્રુતાયુધ. અચ્યુતાયુ, અને હજારો મ્લેચ્છોને જીતી અંદર ગયો છે. પણ હું તને અભેદ્ય કવચની સગવડ કરી આપું છું કે તે પહેરીને તું તેની સામે ટક્કર લઇ શકશે. આ બખ્તર લે, તે હું તને આવીરીતે બાંધી આપું છું કે તેને કોઇ અસ્ત્ર ભેદી શકશે નહિ. સઘળું ત્રૈલોક્ય તારી સામે આવે તો પણ તે ભેદાવાની તારે ધાસ્તી રાખવી નહિ. બખતર પહેરી સઘળા શૂરવીરોને તૃણ તુલ્ય ગણનારો અભિમાની દુર્યોધન અર્જુનની પછવાડે ગયો કે વ્યૂહની મુખ આગળ બન્ને સૈન્ય વચ્ચે તુમલ યુદ્ધ ચાલ્યું. દ્રોણ યત્ન કરતાં છતાં પણ ધૃષ્ટદ્યુમ્નના જોસને લીધે કૌરવોના સૈન્યના ત્રણ વિભાગ થઇ ગયા. બન્ને પક્ષના યોદ્ધાઓ જીવવાની આશા છોડી દઇ યુદ્ધ કરવા લાગ્યા. આ વખતે ધૃષ્ટદ્યુમ્ને પોતાના રથને દ્રોણના રથ સામે ભુટકાવી તેનું માથું કાપી લેવાના ઇરાદાથી હાથમાં તરવાર લઇ તે શત્રુના રથ પર ચડી ગયો, અને ચારે કોર ફરવા લાગ્યો જેમ માંસની ઉપર ઝડપ નાખતા બાજનું રૂપ દેખાય તેમ દ્રોણની ઉપર ઝડપ નાખતા ધૃષ્ટદ્યુમ્નનું

રૂપ દેખાવા લાગ્યું. તેવામાં ધૃષ્ટદ્યુમ્નના પ્રાણ લેવા દ્રોણે એક ભયંકર બાણ ફેંક્યું, પણ સાત્યકિએ તે બાણ વચમાંથીજ કાપી ધૃષ્ટદ્યુમ્નને છોડાવ્યો. સાત્યકિનું પરાક્રમ જોઇ ક્રોધ કરી અસંખ્ય બાણોથી દ્રોણે તેની છાતી વીંધી નાખી. તે બન્ને યોદ્ધાઓને સામ સામે લાગેલા જોઇ સઘળા પાંચાલો ધૃષ્ટદ્યુમ્નને દ્રોણના મોહોડા આગળથી દૂર લઇ ગયા. એટલે દ્રોણ પોતાનો રથ સાત્યકિની સામે લઇ ગયા. તે બન્ને યોદ્ધાઓનાં બાણો સામસામાં આવી પડતાં પરસ્પર બાણો ભુટકવાથી કડાકા થવા લાગ્યા. બન્ને પ્રબળ યોદ્ધાઓ એક બીજાના પ્રાણ લેવાની વેતરણ કરવા લાગ્યા. બન્નેનાં છત્રો તથા ધ્વજાઓ કપાઇ ગયા અને બન્નેના શરીરમાંથી લોહીના ધોધ ચાલવા લાગ્યા. આ અદ્ભુત યુદ્ધમાં સાત્યકિએ ઉપરા ઉપરી દ્રોણનાં સો ધનુષો કાપી નાખ્યાં, તેથી દ્રોણનો હર્ષ તથા અભિમાન ત્રુટી ગયાં. આચાર્ય મનમાં તેનાં વખાણ કરવા લાગ્યા.

આ વખતે અરજુન જયદ્રથ સુધી પહોંચવાના ઇરાદાથીજ પોતાનાં બાણોથી સૈન્યમાં રસ્તો કરતો હતો, તે તરફ કૌરવોની સેના વીંખાવા લાગી. પણ અરજુનના ઘોડા ઘણા શ્રમથી મંદ પડતાં તે વખતનો લાભ લઇ બિંદ તથા અનુબિંદ એ બે રાજાઓ અરજુનની સામે થયા, પણ અરજુને જરાવારમાં તે બન્નેનાં પ્રાણ લીધાં. તે બન્નેના મરણથી ક્રોધ પામી કૌરવોના યોદ્ધાઓ અરજુનની સામે થયા. પણ તેઓને તુરત કાપી નાખી વળી પણ અરજુન ઘણું પરાક્રમ કરતો આગળ વધવા લાગ્યો, કે કૌરવો ત્રાસ પામવા લાગ્યાં. આ વખતે અરજુન તથા શ્રીકૃષ્ણ એ બન્નેના મનમાં ઘોડાઓ અત્યંત થાકી જવાથીઅને શરીરે ઘાયલ થવાથી વિસામો આપવાનો તથા શલ્યોને કાઢવાનો વિચાર થયો. તેથી મહાવીર અરજુન શત્રુથી નિર્ભયપણે રથમાંથી ઉતરી ગાંડીવ ધનુષ ખેંચી શત્રુની સામે ઉભો પોતાનો અપાર ચમત્કાર દેખાડવા લાગ્યો. ઘોડાને પાણી પાવા સારૂ અરજુને અસ્ત્રથી ધરતીને વીંધી પાણીનો એક ઝરો ઉત્પન્ન કરી તેની પાસે બાણોનું એક ઘર પણ બનાવી દીધું. શ્રીકૃષ્ણે ઘોડાઓને છોડયા અને બાણોના ઘરમાં લઇ જઇ તેઓને ધરતીપર લોટાડયા, અને શલ્યોને કાઢી નાખી સાફ કરી તેઓને પાણી પાયું, ઘમાર્યા અને જોગાણ પણ ખવરાવી તાજા કરી ફરીથી તેઓને રથમાં જોડયા એટલે અર્જુન તેમાં બેસી પાછો પહેલાના જેવી ઝડપથી જયદ્રથને મારવા સારૂ આગળ ચાલ્યો. તેને અત્યંત પરાક્રમથી અપ્રતિબંધ આગળ વધતો જોઇ ઘણાક યોદ્ધાઓ કહેવા લાગ્યા કે હાય હાય! દુર્યોધનના અપરાધથી અસંખ્ય યોદ્ધાઓનો ક્ષય થાય છે. એમ વાતો કરે છે તેટલામાં દુર્યોધન દ્રોણે અભિમંત્રણ કરેલું અભેદ્ય બખતર બાંધી મોકલેલો સામે ધસી આવ્યો. અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું કે

બીજું સઘળું છોડી દઇ રથને દુર્યોધન સામે હાંકો, તેનું માથું કાપી નાખું તો સભામાં દ્રોપદીનાં વસ્ત્ર તથા કેશ ખેંચવાનો બદલો વળે અને મહાભારત યુદ્ધની પૂર્ણાહુતિજ થઇ જાય.

અર્જુનના કહેવાથી શ્રીકૃષ્ણે રથને દુર્યોધનની સામે હાંક્યો. દુર્યોધને અર્જુનને કહ્યું કે હું તને તથા શ્રીકૃષ્ણને યમપુરીમાં મોકલીશ. માટે જો તું પાંડુનો પુત્ર હો તો તારી સઘળી અસ્ત્રવિદ્યા મને દેખાડ. તારા તથા શ્રીકૃષ્ણમાં જે કાંઇ બળ હોય તેનો ઉપયોગ મારા પર કર. એટલું બોલી તેણે ત્રણ બાણો અર્જુનને, ચાર ઘોડાઓને અને દશ બાણ શ્રીકૃષ્ણને મારી એક ભાલાથી શ્રીકૃષ્ણના ચાબખાને કાપી નાખ્યો. અર્જુને ઘણાં ઘણાં બાણો તેનાપર નાખ્યાં પણ તે સઘળાં તેના બખતરનો સ્પર્શ કરતાંજ ભાંગીને નીચે પડી ગયાં. તે જોઇ શ્રીકૃષ્ણે વિચાર કર્યો કે અર્જુને નાખેલાં બાણ કાંઇ પણ કામ કરતાં નથી એ નવાઇ જેવું છે. શ્રીકૃષ્ણને વિચારમાં પડેલા જોઇ અર્જુન તેનો અભિપ્રાય ચેતી ગયો, અને તેણે શ્રીકૃષ્ણને કહ્યું કે દ્રોણે અભેધ બખતર બાંધી આપ્યું છે, તેને લીધેજ દુર્યોધન આજ મારી સામે ઉભો છે. દુર્યોધનનું કોઇ પણ અંગ બખતરના રક્ષણ વગર નહિ જોવામાં આવવાથી અર્જુને પ્રથમ તેના ઘોડા, ચક્ર રક્ષક તથા ધનુષને કાપી નાખી તેના નખ અને દેરવાંઓના મધ્ય ભાગને બાણોથી વીંધી નાખ્યાં. અસંત પીડાએલા દુર્યોધનને મૃત્યુના મોઢામાં આવેલો જોઇ તેનો બચાવ કરવા તેના પક્ષના યોદ્ધાઓ મોટી ફોજથી અર્જુનને ઘેરી વળ્યા. પણ તે સર્વને પરાસ્ત કરી અર્જુને જયદ્રથ સુધી પહોંચી તેના રક્ષકોની સાથે યુદ્ધ કરવા માંડયું. અર્જુન જયદ્રથના રક્ષકોની સાથે લડતો હતો ત્યાં અર્જુનની પાછળ ધૃષ્ટદ્યુમ્ન પાંચાળ લોકો દ્રોણને મારવા તૈયાર થયા, અને કૌરવના યોદ્ધાઓ દ્રોણનો બચાવ કરવા લાગ્યા, એકની સાથે એક અને બીજાની સાથે બીજો એમ ઘણા ઘણા દ્વંદ્વ યુદ્ધ ચાલવા લાગ્યાં, આ તરફ દ્રોણ અને યુધિષ્ઠિરનું યુદ્ધ થતાં યુધિષ્ઠિરે દ્રોણનું ધનુષ કાપી નાખ્યું, ધનુષ કપાયાથી દ્રોણે ગદાનો ઘા કર્યો. યુધિષ્ઠિરે પણ સામો ગદાનો ઘા કર્યો, તેથી તે બન્ને ગદા સામ સામી ભુટકાઇ તૂટીને ધરતી ઉપર પડી ગઇ, દ્રોણે ચાર બાણોથી યુધિષ્ઠિરના ઘોડાને, એક ભાલાથી ધનુષને, અને એક બાણથી ધ્વજાને કાપી નાખી. યુધિષ્ઠિર હેઠે કૂદી પડયા એટલે દ્રોણ તેને પકડવાને દોડયા, પણ યુધિષ્ઠિર તરત સહદેવના રથમાં બેસી પલાયન કરી ગયા. આ વખત ભીમ અને અલંબુષનું યુદ્ધ ચાલતું હતું. અલંબુષે ભીમના સાતસો જણને કાપી નાખી તેને એક બાણથી વીંધી મૂર્છિત કરી દીધો. પણ ભીમે ત્વાષ્ટ્ર નામના અસ્ત્રથી રાક્ષસને એવો પીડયો કે તે ભીમને છોડી

દઈ દ્રોણના સૈન્યમાં નાસી ગયો. પાછો આવતાં ભીમનો પુત્ર ઘટોત્કચ તેની સામે થયો. તે બન્નેનું રામ અને રાવણના જેવું ભારે દારૂણ યુદ્ધ ચાલ્યું, ઘટોત્કચે અલંબુષને પછાડી પછાડીને મારી નાખ્યો. આ તરફ દ્રોણ સાત્યકિને ગળી જવા લાગ્યો તે જોઇ યુધિષ્ઠિરે ધૃષ્ટદ્યુમ્ન તથા ભીમને સાત્યકિના બચાવ માટે દ્રોણની સામે દોડાવ્યા. પણ દ્રોણે પાંડવોની સેનામાં મોટો ત્રાસ વર્તાવી યુધિષ્ઠિરને પકડવાની ગોઠવણ કરવા માંડી.

## અર્જુનની ખબર લેવા સાત્યકિનું જવું.

બીજી તરફ અર્જુન જયદ્રથને મારવા ગયો છે, તેની ખબર લેવા સાત્યકિને મોકલવા યુધિષ્ઠિરે કહેતાં સાત્યકિએ સારથિને આજ્ઞા કરી કે રથને આગળ ચલાવ્યો એટલે દ્રોણે સાત્યકિને અટકાવ્યો. તેણે દ્રોણને કહ્યું કે જેમ અર્જુન ગયા છે તેમ હું પણ તમને પ્રણામ કરી જાઉછું. એમ કહી દ્રોણને છોડી આગળ વધતાં કૃતવર્માએ તેને અટકાવ્યો, તેણે એક ભયંકર બાણથી સાત્યકિની છાતી વીંધી તેના ધનુષને પણ કાપી નાખ્યું. સાત્યકિએ બીજું ધનુષ લઇ તેના સારથિનું માથું ઉડાવી દીધું; તેથી કૃતવર્માનો રથ દૂર જતો રહ્યો. એટલે સાત્યકિયાદવ અંદર પેસી ગયો. દ્રોણ વ્યૂહના રક્ષણનો બોજો કૃતવર્મા ઉપર નાખી સાત્યકિની પાછળ જવા લાગ્યા. તેથી ભીમ દ્રોણને અટકાવવા લાગ્યો. પણ કૃતવર્માએ તે સઘળાને અટકાવી ભીમ તથા શિખંડીને મૂર્છિત કરી દીધા. દ્રોણ સાત્યકિની સામે જવાનું ધારતા હતા, તેવામાં પાંડવોએ વ્યૂહને તોડી નાખ્યો. એટલે વ્યૂહનું રક્ષણ કરવા માટે દ્રોણને ત્યાંજ રહેવાની ફરજ પડી.

સાત્યકિ અદ્ભુત પરાક્રમ કરતાં કહેવા લાગ્યો કે અર્જુને મારી મુકેલાનેજ હું મારૂં છું, એમ કહી તે મ્લેચ્છોનાં લશ્કરની સામે થયો, અને તેપર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો મ્લેચ્છોના સૈન્યમાં સાત્યકિએ પ્રલયકાળ વર્ત્તાવી મેલ્યો. સાત્યકિનું કોઇ પણ બાણ ખાલી નહિ જવાથી કૌરવોના યોદ્ધાઓ ધ્રુજવા લાગ્યા. દુઃશાસન આદિ યોદ્ધાઓનાં બાણો કાપી તથા દુર્યોધનના સારથિને મારી નાખી સાત્યકિ આગળ ચાલ્યો. દ્રોણનાં ક્રોધ ભરેલાં વચનોથી દુઃશાસન સાત્યકિની સામે નિર્ભયપણાથી ઉભો રહી બહુ બહુ પરાક્રમ દેખાડવા લાગ્યો, પણ સાત્યકિએ તેના રથને બાણોથી ઢાંકી, ભીમની પ્રતિજ્ઞાનું સ્મરણ કરી તેનું માથું કાપી લીધું નહિ; અને તેને છોડી તે અર્જુનની પાસે જવા સારૂ આગળ વધવા લાગ્યો. સાત્યકિ અર્જુન પાસે પહોંચવાથી કૌરવોના વ્યૂહના અંતરમાં ભારે સંગ્રામ થવા લાગ્યો અને પાંડવો તથા દ્રોણના સમાગમથી વ્યૂહના મુખમાં અતિ ઉગ્ર લડાઇ ચાલતાં દ્રોણની ઉપર બન્ને ઠેકાણાનું જોખમ સંભાળવાની ફરજ પડી. તેણે

પાંડવોના બૃહત્સેન તથા બૃહત્ક્ષેત્ર એ બેનાં પ્રાણ લીધાં ધૃષ્ટકેતુને પણ મારી નાખ્યો.

## સાત્યકિની પાછળ ભીમનું જવું

આ વખતે સાત્યકિ તથા અર્જુનની ખબર મેળવવા માટે યુધિષ્ઠિરને બહુ ચિંતા થઇ એટલે ભીમને મોકલવો યોગ્ય ધારી તેણે ભીમને જવાનું કહ્યું. ભીમ યુધિષ્ઠિરને પ્રણામ કરી આજ્ઞા માથે ચડાવી કૌરવના સૈન્યમાં આગળ ચાલ્યો. ભીમની સામે અનેક યોદ્ધાઓ થતાં તેઓને ભીમે મારી ભગાડ્યા. ભાગતા યોદ્ધાઓને અટકાવવા દ્રોણ ભીમની સામે થયો અને તેના કપાળમાં ત્રણ બાણ મારી કહ્યું કે મને જીત્યા વિના તારાથી વ્યૂહની અંદર પેસી શકાશે નહિ, ભીમ બોલ્યો તમોને પિતા તુલ્ય ગુરૂ માની અમો નમતાં છતાં તમારા હાથથીજ અમારા શત્રુ થયા છો; માટે હવે મારો સપાટો જોઇ લ્યો. એમ બોલી તેણે ગદા ફેરવી દ્રોણની ઉપર મૂકી કે દ્રોણ રથમાંથી ઠેકી પડ્યા. તેથી તેનો રથ, ઘોડા, સારથિ તથા બીજા યોદ્ધાઓ પણ કચરાઇ ગયા. દ્રોણ પરાસ્ત થવાથી દુર્યોધનના સુષેણ દીર્ઘનેત્ર, આદિ ઘણા ભાઇઓ સામા આવતાં તેઓનો પરાજય કરતો કરતો ભીમ આગળ વધ્યો. ભીમ દ્રોણનાં બાણોની વૃષ્ટિને સહન કરી દ્રોણના આઠ રથને ફેંકી દઈ યોદ્ધાઓને વિસ્મય પમાડી વ્યૂહની અંદર પેઠો. વચમાં કૃતવર્માની સેના તથા બીજા ઘણા ઘણા યોદ્ધાઓને તોડી ભીમ આગળ વધ્યો, ત્યાં અર્જુન અને સાત્યકિએ બન્ને તેના જોવામાં આવ્યા. તેથી મોટા સિંહનાદ કર્યો, તે નાદ સાંભળી અર્જુન, શ્રીકૃષ્ણ તથા સાત્યકિએ પણ સિંહનાદો કર્યા. એ સાંભળી યુધિષ્ઠિર બહુ રાજી થયા. ભીમનો ભારેનાદ સાંભળી મહાવીર કર્ણ પોતાનું બળ બતાવવા તેની સામે આવ્યો. બન્ને યોદ્ધાઓ એવા લડ્યા કે તેના શરીરમાંથી લોહીની ધારાઓ ચાલવા લાગી. પ્રહારથી પીડાએલો અને ભય પામેલો કર્ણ ઘોડા તથા સારથિને કપાએલ જોઇ દિગ્મૂઢ જેવો પોતાના પુત્ર વૃષસેનના રથમાં બેઠો. અર્જુન, સાત્યકિ અને ભીમ એ ત્રણે જયદ્રથની સામે લડવા લાગ્યા. દુર્યોધન મનમાં ગભરાઈ દ્રોણ પાસે તે ખબર આપી કહેવા લાગ્યો કે જયદ્રથના રક્ષણનો સમય પ્રાપ્ત થયો છે, માટે જેમ યોગ્ય લાગે તેમ તુરત ગોઠવણ કરો. દ્રોણે કહ્યું બાપ, દુર્યોધન ! આપણી સેના બન્ને ભાગમાં જોખમમાં આવી પડી છે. તમે શકુનિની બુદ્ધિને અનુસરી અમારૂં નહિ માની જે જુગાર રમ્યા તેનું આ ફળ પ્રાપ્ત થયું. જુગારની સભામાં થએલા જયપરાજય ખરા નહિ હતા, પણ આ સંગ્રામમાં જે જયપરાજય થશે તે ખરા છે. તમે પોતે ત્યાં જઇ જયદ્રથના રક્ષકોનું રક્ષણ કરો હું આ સેનામાં રહી વધતા આવતા યોદ્ધાઓને રોકી રાખીશ.

ઉપરનાં વચન સાંભળી દુર્યોધન બીચારો મરણીયો થઇ દોડી ત્યાં જઇ જોયું તો પોતાના ઘણા ભાઇઓને **ભીમે** મારી નાખેલા હતા. **ભીમ**ની સામે કર્ણ પૂર્વના વૈરનું સ્મરણ કરી એક બીજા સિંહોની પેઠે ગર્જના કરતા હતા. **ભીમે** કર્ણનાં લગોલગ અઢાર ધનુષ કાપી નાખ્યાં. કર્ણે ઘણા ઉગ્ર વેગથી **ભીમ** ઉપર ચડી તેનાં ધનુષ, દોરી, ઘોડા, રેન, લગામ તથા સારથિને વીંધી નાખ્યા. વ્યાકુળ થએલા **ભીમ**નો વધ કરવાનો લાગ આવ્યો, પણ ભીમ કર્ણનું દયા પાત્ર બન્યો, ત્યારે તેણે કુંતીને આપેલ વચનનું સ્મરણ કરી **ભીમ**નો વધ નહિ કરતાં **ભીમ**ના શરીરમાં કર્ણે પોતાના ધનુષની અણી ઘોંચી તે વાગવાથી **ભીમે** કર્ણના તે ધનુષને ખેંચી લઇ તેજ ધનુષ તેના માથામાં માર્યું. કર્ણનાં દુર્વચનોથી વ્યાકુળ થઇ **ભીમે** તેને કહ્યું કે અરે નીચ ! તારામાં જો બળ હોય તો મારી સાથે **મલ્લ યુદ્ધ** કર; જેમ મેં કીચકને માર્યો હતો તેમ હું તને હમણાં મારી નાખું આથી કર્ણ ત્યાંથી ખસી ગયો અને ઘણાં ઘણાં દુર્વચનો સંભળાવવા લાગ્યો અને **ભૂરિશ્રવા સાત્યકિ**ની સામે થયો. **સોમ**દત્તના પુત્ર **ભૂરિશ્રવાએ સાત્યકિ**ના કેશ ઝાલી ભોંય ઉપર પછાડયો અને તેનું ડોકું કાપવાને ખડ્ગ ઉગામ્યું તેથી **અર્જુને** એક શસ્ત્ર મુકી **ભૂરિશ્રવા**નો હાથ કાપી નાખ્યો. **ભૂરિશ્રવા** બોલ્યો આ કેટલો અધર્મ કે અમે બન્ને લડતા હતા તેમાં તમે વચમાં આવી મને માર્યો, **અર્જુન** બોલ્યો કે છ જણે મળીને **અભિમન્યુ**ને કેમ માર્યો ? **ભૂરિશ્રવાએ** કહ્યું કે કુલીન માણસના હાથથી આવું અધમ કામ થાય એ ઘણું શોચનીય છે. **શ્રીકૃષ્ણે** અને **અર્જુને** ના કહ્યા છતાં પણ **સાત્યકિએ** વેરમાં ઉભરાઇ **ભૂરિશ્રવા**નું ડોકું ઉડાવી દીધું. તેથી કૌરવો તેને ધિક્કારવા લાગ્યા. **દુર્યોધને** કર્ણને બહુ ઉસ્કેર્યો કે **સૂર્યાસ્ત** થતાં સુધી **જયદ્રથ** બચે તો અવશ્ય આપણો જય છે. **શલ્ય કૃપાચાર્ય, અશ્વત્થામા, દુઃશાસન** અને હું **જયદ્રથ**નું રક્ષણ કરીએ છીએ માટે તું તારૂં પરાક્રમ બજાવ, એમ કર્ણને કહી ઘણા યોદ્ધાઓને **અર્જુન**ની સામે લડવા મોકલ્યા. **અર્જુન** પણ આગળ વધતો ગયો તે પોતાનાં અપરિમિત બાણોથી સઘળી દિશાઓને ઢાંકી દઇ **ગાંડીવ**નો ટંકાર કરી સઘળા યોદ્ધાઓનાં મસ્તકો ટપોટપ પડવા લાગ્યાં, એથી કૌરવોની સેનામાં મોટો પ્રલયકાળ વર્તી રહ્યો. અને યોદ્ધાઓને વિસ્મય આપવા લાગ્યો. સઘળી દિશા અર્જુનના અસ્ત્ર મગજ જોવામાં આવી અનેઆ વખત શ્રીકૃષ્ણ યોગબળથી **સૂર્યને** ઢાંકી દેવા ગોઠવણ કરી સૂર્યના આચ્છાદન સારૂં અંધકાર ઉત્પન્ન કર્યું અને સૂર્ય અસ્ત પામ્યો હોય એમ દેખાવા લાગ્યું.

## જયદ્રથનો વધ.

**સૂર્યાસ્ત**નો સમય લગભગ થવા આવ્યો જાણી **જયદ્રથ** જીવવાની

ઈચ્છાથી છ મહારથિઓનાં મધ્યમાં આવ્યો, અને તે છ યોદ્ધાઓ જીત્યાવિના તેને મારવો અશક્ય હતો; તેથી જયદ્રથ ભય મુક્ત થઇને વ્યૂહમાંથી છૂટો થઈ તેણે ત્રણ બાણથી શ્રીકૃષ્ણને, છ બાણથી અર્જુનને અને આઠ બાણથી તેના ઘોડાને વીંધ્યા, અર્જુને બે બાણથી તેનો ધ્વજ અને સારથિનું માથું ઉડાવી દીધું. અર્જુન પ્રતિજ્ઞા પ્રમાણે બળી મરવાને તત્પર થશે એમ ધારી જયદ્રથ અને બીજા મનમાં રાજી થઇને છેક બહાર આવી ઉંચાં મોહોડાં કરીને સૂર્યાસ્તનો નિશ્ચય કરવા લાગ્યા, આ વખતે અર્જુને છ મહારથિઓને અપરિમિત બાણોથી વ્યાકુળ કરી એક અભિમંત્રણ કરેલું ભયંકર બાણ ગાંડીવમાં સાંધી વજ્રાસ્ત્રનો પ્રયોગ કરી જયદ્રથના માથાને તરત ઉડાવી દીધું કેશવ ભગવાને પ્રથમ આપેલી સૂચના પ્રમાણે બીજાં બાણોના યોગથી તે માથાને અધર ચલાવી એનો પિતા વૃદ્ધક્ષત્ર પશ્ચિમ સમુદ્ર ઉપર સંધ્યા કરતો હતો તેના ખોળામાં નાખ્યું. જયદ્રથનું માથું ખોળામાંથી નીચે પડ્યું કે તેના તેમજ તેના બાપના શિરના પણ સોકટા થઇ ગયા, અને પોતાને આપેલી આશીષ પોતાનેજ ફળીભૂત થઇ. જયદ્રથ મરાયો અને અર્જુનની પ્રતિજ્ઞા ફળીભૂત થઇ.

અર્જુનનાં બાણોથી વ્યાકુળ થએલા દુર્યોધન તથા કર્ણ આદિ યોદ્ધાઓ અર્જુનની ચાલાકી જોઇ વિસ્મય પામ્યા. પણ તેણે સૂર્યાસ્ત પછીજ જયદ્રથનું માથું કાપ્યું છે એમ ધારતા હતા, તેટલામાં અંધકાર દૂર થયો કે સૌ નિરાશ થઇને રોવા લાગ્યા. શ્રીકૃષ્ણ, અર્જુન, ભીમ તથા સાત્યકિએ શંખોના નાદો કર્યા. એ નાદો કાને પડવાથી યુધિષ્ઠિરે જયદ્રથનો વધ થએલો જાણી પોતાની સેનામાં વાજાં વગડાવ્યાં. યુધિષ્ઠિર આદિ સઘળા યોદ્ધાઓ દ્રોણની સામે પ્રબળ યુદ્ધ કરવા લાગ્યા. જયદ્રથના મરણથી કૃપાચાર્ય, કર્ણ, અશ્વત્થામા અને બીજા પણ યોદ્ધાઓ અર્જુન ઉપર તીક્ષ્ણ બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા. અર્જુનનાં બાણથી કૃપાચાર્ય મૂર્છિત થતાં સારથિ તેના રથને દૂર લઈ ગયો. અશ્વત્થામાં પણ અર્જુનની પાસેથી ખસી ગયો. અને બીજા યોદ્ધાઓ પણ ભાગી જતાં કર્ણ સાત્યકિની સાથે લડ્યો. ભૂરિશ્રવા અને જલસંધના શોકથી કર્ણ ઘણી ક્રૂરતાથી કતલ કરતાં સાત્યકિએ તેના સારથિ તથા ઘોડાને મારી ગાત્રોને ભેદી નાખ્યાં, કર્ણ હાંફતો હાંફતો દુર્યોધનના રથમાં બેઠો.

### રાત્રિ યુદ્ધ–ઘટોત્કચનું મરણ.

જયદ્રથનાં મરણથી નિસાસા મૂકતો અને શોકના આંસુઓથી ઘેરાએલો દુર્યોધન દ્રોણને દુર્વચનોથી કહેવા લાગ્યો કે આપ ચશ્મપોષીથી અર્જુનને શિષ્ય ગણી અમારી ઉપેક્ષા કરોછો. આપને પાંડવો ઉપર શિષ્ય ભાવને લીધે સ્નેહ છે. માટે મને મારી મરજી પ્રમાણે કરવાની રજા આપો.

દુર્વચનોથી બહુ ખેદ પામેલા દ્રોણ બોલ્યા કે દુર્યોધન! યુદ્ધમાં અર્જુન કોઇથી જીતાય તેમ નથી, એમ મેં તમને વારંવાર કહ્યું છે તેમ છતાં પણ તું મને દુર્વચનોથી પીડે છે! ભીષ્મ પડ્યા ત્યારથીજ મેં નિશ્ચય કર્યો છે કે આપણી સેનામાં કંઈ માલ નથી, જુગારની સભામાં વિદુર ખરાં વચનો બોલ્યા હતા તેનું આ ફળ થયું, એમ બોલી દ્રોણ યુદ્ધભૂમિ તરફ ગયા, અને રાત્રિ થઇ તોપણ દારૂણ અંધકાર છતાં લડાઈ શરૂ કરીને મોટી કાપા કાપી ચલાવી. ભીમ કૌરવોના યોદ્ધાઓને મુઠીઓથીજ મારવા લાગ્યો. અને દુર્યોધનના ઘણા ભાઇઓને પાટુથીજ મારી નાખ્યા. અર્જુન દ્રોણની સેનાના જમણા ભાગમાં અને ભીમ ડાબા ભાગમાં કતલ કરવા લાગ્યો. ધૃષ્ટદ્યુમ્ન તથા સાત્યકિ તેઓની સહાયતા માટે આવી પહોંચ્યા, ઘટોત્કચ, અશ્વત્થામાની સામે થયો. વિકાળ રૂપવાળા ઘટોત્કચને જોઇ કૌરવોની સેના કંપવા લાગી ઘટોત્કચનો પુત્ર અંજન અશ્વત્થામા પર ચડી આવતાં તેણે તેને બાણથી મારી નાખ્યો, પુત્રના મરણથી ઘટોત્કચ અશ્વત્થામા ઉપર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો. અશ્વત્થામાનાં બાણોથી દ્રુપદના આઠ પુત્રો, શ્રુતાયુ રાજા તથા કુંતિભોજના દશ કુમારો પણ માર્યા ગયા. અશ્વત્થામાએ એક ભયંકર બાણ મુકી ઘટોત્કચની છાતીને વીંધી તેને મૂર્છિત કરી દીધો. પુત્રને મૂર્છા પામેલો જોઇ ભીમે ભયંકર યુદ્ધ કરવા માંડ્યું અને શકુનિના પાંચ ભાઇઓને મારી નાખ્યા. દ્રોણ યુધિષ્ઠિરની સામે આવ્યા. યુધિષ્ઠિરે દ્રોણનાં અસ્ત્રોને તોડી નાખ્યાં. ભીમે કૌરવોના સૈન્યમાં એવું તો ભંગાણ પાડ્યું કે દ્રોણ તથા દુર્યોધનને પણ તેનું સમાધાન કરવું મુશ્કેલ થઇ પડ્યું. આ વખત પાંડવોના યોદ્ધાઓએ કર્ણના હાથને વીંધ્યો કે તેના હાથમાંથી ધનુષ પડી ગયું તે પાછું ઉપાડી કર્ણ પણ અર્જુનનો પરાભવ કરવા લાગ્યો. કર્ણને વધતો જોઇ અર્જુને તેનુ ધનુષ કાપી નાખ્યું તથા ઘોડા અને સારથિનું માથું ઉડાવી દીધું. તેથી કર્ણ કૃપાચાર્યના રથમાં બેઠો. સહદેવ અને કર્ણ યુદ્ધ કરતા હતા તેમાં કર્ણે સહદેવનાં ઘોડા મારી ધનુષને કાપી નાખ્યું તથા ઘોડા અને સારથિનું માથું ઉડાવી દીધું. તેથી કર્ણ કૃપાચાર્યના રથમાં બેઠો. સહદેવ અને કર્ણ યુદ્ધ કરતા હતા તેમાં કર્ણે સહદેવનાં ઘોડા મારી ધનુષને કાપી નાખ્યું અને બીજા પણ અસ્ત્રો સહદેવના કાપી નાખ્યાં અને પોતા પાસે કાંઈ પણ આયુધ ન રહેવાથી તે ભાગવા લાગ્યો એટલે કર્ણે પાછળ દોડી ધનુષની અણી તેના શરીરમાં ઘોંચી કહ્યું કે હું તને મારી પ્રતિજ્ઞાનું સ્મરણ કરી છોડી દઉં છું. તારે તારા વડીયા સાથે લડવું જોઇએ. પણ મારાં જેવાઓની સામે લડવું નહી. કર્ણને પરાક્રમ કરતો જોઇ અર્જુને તેની સામે થવા તૈયારી કરી. પણ શ્રીકૃષ્ણની સલાહથી ઘટોત્કચને તેની

સામે મોકલવાનો નિશ્ચય થયો. ઘટોત્કચ ગર્જના કરતો કર્ણની સામે થયો. કર્ણે પણ સામી ગર્જના કરી યુદ્ધ શરૂ કર્યું. દુર્યોધનની આજ્ઞાથી અલંબુષે ઘટોત્કચની છાતીમાં મુઠી મારી તેને કંપાયમાન કરી દીધો. ઘટોત્કચે તેને બન્ને હાથથી પકડી ધરતી ઉપર પછાડી ભીસ દીધી, પણ તેમાંથી છટકી તેને પણ તેણે તેજ પ્રમાણે પછાડયો. આમ ઘણીક રીતે લડી છેવટે ઘટોત્કચે અલંબુષને ધરતીપર પછાડી ખડ્ગથી તેનું માથું કાપી લીધું. અને તે તેનું માથું દુર્યોધનના રથમાં નાખી કહ્યું કે હવે કર્ણના માથાની વાટ જો જે એમ બોલી તે કર્ણની સામે લડવા લાગ્યો. ઘટોત્કચ કર્ણને મુંઝાવવા માટે અનેક શરીરોથી સઘળી દિશાઓમાં દેખાવા લાગ્યો. તેઓ બન્ને એટલા તો ક્રોધમાં આવી ગયા કે રાત્રિ ઘણી વ્યતીત થઇ તો પણ મહા દારૂણ યુદ્ધ કરતા બંધ પડયા નહિ. અંધકાર, નિદ્રા અને ઘટોત્કચનાં બાણોથી કૌરવોની સેનામાં ભાગ નાશ થઈ રહી. યોદ્ધાઓએ ઉન્મત્ત થઇ મોટો સંહાર કર્યો.

ઘટોત્કચ કર્ણને અવશ્ય માયાથી કરીને મારશે એમ પાંડવો તથા કૌરવો પણ માનવા લાગ્યા. કૌરવો કર્ણને સમજાવવા લાગ્યા કે તારી પાસે ઇંદ્રની આપેલી સાંગ છે તેના બળથી ઘટોત્કચને મારી નાખ. શત્રુઓના ગર્વને તોડનારા અર્જુન તથા ભીમ તો હજુ પછવાડે છે, પણ તે પહેલાંજ ઘટોત્કચ આપણને મારી નાખશે. કૌરવોનાં વચનથી અને સૈન્યને ગભરાતું જોઇ તથા ઘટોત્કચે એવો સપાટામાં લીધો અને માયાથી કરી એવો ગભરાવ્યો કે કવચ તથા કુંડળના બદલામાં આપેલી ઇંદ્રની શક્તિ હાથમાં લઇ કર્ણે મૃત્યુની બેન જેવી સાંગ ( શક્તિ ) ઘટોત્કચ ઉપર મુકી જેણે ઘટોત્કચની છાતી ભેદી તેનાં પ્રાણ લઇ ઇંદ્ર પાસે જતી રહી. આથી કૌરવોએ સિંહનાદ કર્યો અને પાંડવો રોવા લાગ્યા. પણ આ અયોગ્ય વખતે શ્રીકૃષ્ણને આનંદ થતો જોઇ અર્જુને આશ્ચર્ય પામીને ભગવાનને તેનું કારણ પૂછ્યું ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું કે ઇંદ્રે આપેલી શક્તિ જ્યાં સધી કર્ણ પાસે હતી ત્યાં સુધી તેને ઇચ્છામાં આવે તે એક પુરૂષને હણી શકે તેમ હતી, તે શક્તિને તેણે ઘટોત્કચ ઉપર વાપરી છે તેથી હે અર્જુન! તું હવે તેનાથી હણાઇશ નહિ અને તેને મારવાને તું શક્તિમાન થઇશ. ખરેખરૂં તો તે શક્તિ તેણે મારે વિષે નાખવાને રાખી મુકી હતી પણ જ્યારે જ્યારે તેવો પ્રસંગ તેને મળતો ત્યારે ત્યારે હું તેને તેના ઉપયોગનું વિસ્મરણ કરાવી દેતો હતો. હવે તેની શક્તિ તેણે વાપરી દીધી છે અને પોતાના જીવિતની આશા પોતાના કર્તવ્યથીજ તેણે વ્યર્થ કરી છે. ઉપર પ્રમાણે શ્રીકૃષ્ણે યુધિષ્ઠિર તથા અર્જુનને સમજાવ્યા છતાં પણ યુધિષ્ઠિર બોલ્યા કે અભિમન્યુ તથા ઘટોત્કચના મર-

ષનું દુઃખ મારાથી સહન થતું નથી એમ બોલતાં બોલતાં તેણે ઘણા વેગમાં આવી કર્ણને મારવા કતલ ચલાવી, પણ તેમાં કર્ણે યુધિષ્ઠિરને બાણોથી વીંધી નાખ્યા અને પછી ખભા ઉપર હાથ મુકી કહ્યું કે વનમાં જઈ તપશ્ચર્યા કરો અથવા ઘેર જાઓ અથવા ભીમ કે અર્જુન પાસે જાઓ કે તે તમારૂં રક્ષણ કરશે તમારે અમોવડિયા સાથે યુદ્ધ કરવું ઘટિત છે. એમ કહી તેણે બીજા યોદ્ધાઓ સાથે કતલ ચલાવી કે પિતાએ પુત્રને, પુત્રે પિતાને અને મિત્રે મિત્રને એમ અંધારામાં કાપી નાખ્યા, અકેક જણે એક હાથમાં દીવો રાખ્યો અને બીજે હાથે શસ્ત્ર પ્રહાર કરવા માંડયાં અકેક રથી પાછળ દશ દશ દીવાઓ હતા. યોદ્ધાઓ પથ્થરને પૈડાં જેકાંઈ હાથમાં આવ્યું તેનો ઉપયોગ કરતા હતા, શત્રુનું શિર કાપ્યું કે તેને હાથમાં ધરી રાખતા હતા, તેઓનાં મોંઢાં લોહીનાં અંધરાળાથી વિકરાળ દેખાતાં હતાં. રણભૂમિ તો મુડદાઓના ઢગથી ભરાઇ ગઇ હતી. દુર્યોધને કર્ણ તથા દ્રોણને કહ્યું કે તમો દુશ્મનોને મારવા સમર્થ છતાં મારતા નથી. તમારે મારો ત્યાગ કરવો હતે તો પ્રથમથીજ કહેવું હતું કે જેથી હું આ યુદ્ધનો આરંભજ કરત નહિ. મધરાત્રિ થઇ તે સમા ઉપર બન્ને પક્ષના યોદ્ધાઓ લડતાં લડતાં થાકી ગયા હતા અને નિદ્રાથી ઘેરાઇ ગયા હતા તેથી દયાળુ અર્જુને મોટે સ્વરે કહ્યું કે હવે થોડીવાર યુદ્ધ બંધ રાખો. જ્યાં જે હોય ત્યાં તે રણભૂમિમાંજ બે ઘડી નિદ્રા કરી લ્યો, ઉંઘનો વેગ ઉતરી જાયને ચંદ્ર ઉગે ત્યારે વળી પાછા સંગ્રામ કરજો. આ વાત સૌએ માન્ય રાખી.

## વિજયવાસી પાંડવોની પ્રપંચ યુક્તિ.

પંદરમે દિવસે ઘણા ઉત્સાહથી ફરીથી યુદ્ધની શરૂવાતમાં અભિમાની દુર્યોધને પ્રકૃતિ પ્રમાણે દ્રોણ પાસે આવી તેને ઘણાંક મેહેણાં મારવા માંડયાં. ત્યારે દ્રોણે કહ્યું અરે મૂઢ! અર્જુનને જીતવા આખા બ્રહ્માંડમાં કોઇ સમર્થ નથી. તેણે કરેલાં પરાક્રમોનું વર્ણન હું કેટલીકવાર કરૂં! તું પણ તેની સામે ખૂબ યુદ્ધ કરજે પછી અસ્ત્ર વેત્તાઓમાં શિરોમણિ અને અત્યંત પ્રબળ ચાલાકીવાળો અર્જુન. ભીમ તથા શ્રીકૃષ્ણની ઉશ્કેરણીથી કૌરવોના સૈન્યને ચારે કોર ઝડપમાં લેવા લાગ્યો અને સૈન્યને કાપતો કાપતો આગળ વધ્યો. તેને અટકાવવા કોઈ પણ ક્ષત્રિય સમર્થ થયો નહિ. સઘળું સૈન્ય ધ્રૂજવા લાગ્યું. આખર દુર્યોધન, કર્ણ અને શકુનિ તેની ઉપર બાણો વૃષ્ટિ કરવા લાગ્યા, અર્જુન તેઓનાં શસ્ત્રોનું નિવારણ કરી અત્યંત ચાલાકીથી સેનાની કતલ કરવા લાગ્યો દ્રોણે ઉત્તર ભાગમાં પાંડવોના સૈન્યમાં મરણીયા થઇ લડતાં દ્રુપદના ત્રણ પૌત્રોનાં પ્રાણ લીધાં. તેથી કોપ પામેલા વિરાટ તથા દ્રુપદ દ્રોણની સામે જઇ સાંગ વગેરે અનેક આયુધો વાપરવા લાગ્યા. દ્રોણે

તેઓનાં સઘળાં આયુધોને ક્ષણમાત્રમાં તોડી નાખી એ તીક્ષ્ણ ભાલાંથી દ્રુપદ તથા વિરાટનાં મસ્તકો ઉડાવી દીધાં. પાંડવોની સેનામાં હાહાકાર વર્તી રહ્યો. ધૃષ્ટદ્યુમ્ને સઘળા ક્ષત્રિઓની સમક્ષ પ્રતિજ્ઞા કરી કે જો હું આજ દ્રોણને જીવતો મુકું તો મારા ધર્મ તથા ક્ષત્રિય પણાનો નાશ થજો. આ પ્રમાણે પ્રતિજ્ઞા કરી તે દ્રોણની સામો થયો. સઘળા પાંચાલો તથા પાંડવો ધૃષ્ટદ્યુમ્નનું અને દુર્યોધન, કર્ણ, શકુનિ, દુઃશાસન આદિ દ્રોણનું રક્ષણ કરવા લાગ્યા. પાંડવો અત્યંત યત્ન કરતા છતાં પણ દ્રોણને મારવા અશક્ત જણા-યા. તેથી ભીમે ક્રોધથી ધૃષ્ટદ્યુમ્નને કહ્યું કે બાપ તથા દીકરાઓ મરાયા છતાં અને ક્ષત્રિઓના સમક્ષ પ્રતિજ્ઞા કર્યા છતાં શત્રુને જીવતો જોયા કરે એવો તારા વિના બીજો કોણ ક્ષત્રિય હોય ! તમે સઘળા ઉભા રહીને જોયા કરો. હું જાતે જઇને દ્રોણને મારૂં છું. એમ બોલી તે શત્રુની સામે દોડયો. તે પોતાની સંપૂર્ણ શક્તિથી દ્રોણની સેનાનો કતલ કરવા લાગ્યો. દ્રોણ અને અર્જુન વચ્ચે દારૂણ યુદ્ધ થયું તેમાં તેઓ પોતાની અસ્ત્ર વિદ્યાની ચાલાકી અને રથોની ગતિથી પરસ્પરને ગભરાવા લાગ્યા. અર્જુનને જીતી લેવા દ્રોણ જેટલી જેટલી ક્રિયાઓ કરી તે સઘળી ક્રિયાઓ તેણે તોડી નાખી. દ્રોણ જ્યારે કોઇ રીતે પણ અર્જુનથી વધી શક્યા નહિ ત્યારે તેણે બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કર્યો. પણ અર્જુને પોતાના બ્રહ્માસ્ત્રથી તેને શાંત કરી મુક્યું અર્જુન દ્રોણની સાથે લડે છે તેટલામાં સઘળા પાંચાલો અને મત્સ્યો ધૃષ્ટદ્યુમ્ન ના આશ્રય તળે રહી દ્રોણની સામા થયા. દ્રોણ બ્રહ્માસ્ત્રથી પાંડવોના સૈન્યનો નાશ કર વા લાગ્યા. યુધિષ્ઠિર ગભરાયા અને નિરાશ થઇ બોલ્યા કે અર્જુન દ્રોણને ગુરુ જાણી તેનાપર ક્રૂરતા ચલાવતો નથી, અને દ્રોણ પોતાની સઘળી શક્તિ આપણા ઉપર વાપરે છે. યુધિષ્ઠિરને મુંઝાએલા જોઇ મહા પ્રપંચ વીર શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું કે ' જ્યાં સુધી દ્રોણના હાથમાં શસ્ત્રો હશે ત્યાં સુધી તે કોઇના માર્યા મરશે નહિ. માટે હવે ધર્મને છોડી દઇ કેવળ જય-નોજ ઉપાય ગોઠવવો જોઇએ. અશ્વત્થામા મરે તો દ્રોણ શસ્ત્રોને છોડી દે. પણ અશ્વત્થામા મરે એવો નથી. તેથી જો કોઇ પ્રમાણિક માણસના મોઢા-ડાથી અશ્વત્થામાના મરણની ખોટી પણ ખબર દ્રોણને આપીએ તો તે હથિયાર છોડી દે. શ્રીકૃષ્ણની આ સલાહની અર્જુને ના કહી પણ એક અર્જુન સિવાય સઘળા યોદ્ધાઓને તે પસંદ પડી અને તેઓ એક મત થયા. યુધિષ્ઠિર પોતાની મરજી નહિ છતાં પણ દ્રોણનો કાળ વેહેલો આણવા સારૂં માંડ માંડ એક મત થયા. શ્રીકૃષ્ણે ભીમની પાસે કૌરવ સૈન્યમાં ઇંદ્રવર્માનો અશ્વત્થામા નામનો હાથી મરાવ્યો અને ભીમે દ્રોણની પાસે જઇ ઉંચા સ્વરથી બુમ પાડી અશ્વત્થામા મુઓ અને જયનાં વાજાં વગ-

ડાબ્યાં, મારો પુત્ર ચિરંજીવ છે તે કેમ મુઓ; માટે રખેને ભીમનું વચન ખોટું હોય એમ ધારી જરાશાંત થઇ વળી પણ દ્રોણ પાંચાલોની સાથે લડવા લાગ્યા. અને બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કર્યો. પણ ભીમનું વચન યાદ થવાથી અને ધૃષ્ટદ્યુમ્નને સામે ઉભેલો જોઇ દ્રોણ બહુ વ્યથિત થયા. પણ પુત્રના મરણની ખાત્રી કરી લેવા દ્રોણ ધર્મ પાસે આવ્યા કારણકે યુધિષ્ઠિર ત્રણ લોકના પણ અધિપતિપણા માટે કોઇ દિવસ ખોટું બોલે તેમ નથી. દ્રોણનો આ અભિપ્રાય જાણી શ્રીકૃષ્ણે પ્રપંચથી યુધિષ્ઠિરને કહ્યું કે દ્રોણ જો થોડો વખત યુદ્ધ કરશે તો આપણી સઘળી સેનાનો નાશ થશે; માટે એ સર્વનો બચાવ તમારા હાથમાં છે આ વખતે સત્ય કરતાં ખોટું બોલવું વધારે લાભકારી છે. પ્રાણને બચાવવા વાસ્તે ખોટું બોલવામાં કશું પાપ નથી, માટે તમારા કહેવાથી પુત્રના મરણને સાચુ માની દ્રોણગુરૂ યુદ્ધ કરવું છોડી દેશે, ભીમે હમણાંજ અશ્વત્થામાં નામનો હાથી માર્યો છે. માટે એ પક્ષથી તમારૂં વચન સત્ય પણ ગણાશે. શ્રીકૃષ્ણ વિગેરેએ દબાણ કરતાં યુધિષ્ઠિરે તેમ બોલવાની માંડમાંડ હા પાડી. કચવાતા દ્રોણે પોતાના પુત્રના મરણ વિષે ધર્મને પુછ્યું ત્યારે જયની ઇચ્છા અને મિથ્યા બોલવાના પાપના ભયથી યુધિષ્ઠિર પ્રપંચથી બોલ્યા કે અશ્વત્થામા મુઓ—પણ હાથી એમાં છેલ્લા ચાર અક્ષર તે બહુજ ધીમેથી બોલ્યા તેથી તે અક્ષરો દ્રોણને કાને પડ્યા નહિ. અશ્વત્થામાં મરણ પામ્યો એમ ખોટું બોલવા પછી યુધિષ્ઠિર બહુજ પસ્તાણા.

## દ્રોણાચાર્યનો વધ.

પરાક્રમી પુત્રના મરણથી અતિ ખેદ પામેલા દ્રોણ " શત્રુઓની સામે લડતાં લડતાં આ વખત મરણ પામું તો ઠીક ". એવી ધારણાથી પાંડવો ઉપર બાણો ફેંકવા લાગ્યા. તોપણ તેનું મોઢું શોકથી ઘેરાઇ ગયું હતું અને લડવાની ઝડપ પણ મંદ થઇ ગઇ હતી; તે જોઇ અધર્મી ધૃષ્ટદ્યુમ્ને તેને મારવા પ્રલયકાળના અગ્નિ જેવું બાણ મુકયું. દ્રોણ પણ તેથી પોતાનો છેડો આવેલો માનવા લાગ્યા તે બાણનું નિવારણ કરવા પ્રયત્ન કર્યું. પણ પોતાનાં બાણો ખુટી ગએલાં જોયાં અને અસ્ત્ર વિદ્યા પણ અનુપસ્થિત જેવી થઇ ગઇ. દ્રોણને વિહ્વળ થએલા જોઇ ધૃષ્ટદ્યુમ્ન પોતાના રથને તેના રથ સામે ભેટાવી દઇ તરવાર લઇ તેના રથની ઉધ ઉપર ચડી ગયો. દ્રોણ બહુ જોસથી લડ્યા તેવામાં ભીમે જઇ બુમ પાડી કહ્યું કે જે દીકરાને માટે તમે ચંડાળની પેઠે ક્ષત્રિયોનો સંહાર કરો છો. પણ તે તો યુદ્ધમાં મરી ગયો છે. યુધિષ્ઠિરે પણ જેવુંહતુ તેવુંજ કહ્યું. અપુત્ર છતાં નીચ કામ કરતાં કેમ લાજતા નથી ?

ભીમના અત્યંત કઠોર વચન સાંભળી ખિન્ન થઇ ધનુષ આદિ આ-

યુધો નાખી દઇ દ્રોણ બોલ્યા કે " કર્ણ! દુર્યોધન! કૃપાચાર્ય હું હવે અસ્ત્રો છોડી દઉં છું. તમારાથી બને તે સંગ્રામમાં યત્ન કરજો." આમ બોલી તેણે પોતાના રથમાં દ્રઢ આસન વાળી "પાંડવોનો જય થાઓ" એમ બોલી સમાધિ ચડાવી દીધી. તેજ વખત તેના મસ્તકમાંથી તેજ નિકળ્યું તે સૂર્યમાં જઇ મળ્યું. જે ચમત્કાર શ્રીકૃષ્ણ, અરજુન, ધર્મ કૃપાચાર્યને સંજય એ પાંચ જણેજ જોયો. પછી ધૃષ્ટદ્યુમ્ને પોતાના રથમાંથી કુદી પડી આયુધ વિનાના તે મહારથિ ઉપર દોડયો, જે મહારથિ પોતાનું માથું નીચું રાખીને બેઠા હતા ત્યારે ખડગથી તેનું મસ્તક કાપી નાંખ્યું. અને તે મસ્તક કૌરવોની સામે ફેકયું. જ્યારે તેમણે પ્રાણ તજ્યો ત્યારે જે બાજુએ યુદ્ધ ચાલતું હતું તે તરફ તેનું શરીર ફેરવ્યું હતું. પોતાના આચાર્ય, પંચાશી વરસના વૃદ્ધ મહારથિ જેના શિષ્યો યુદ્ધ કર્ત્તા સૈન્યના અગ્રણીઓ હતા; તેનું પૂજ્ય મસ્તક ઉડાવી દીધું. "દ્રોણાચાર્યને જીવતા લાવ અને હણમાં; તે હણવા યોગ્ય નથી" એમ અરજુને તે વખતે કહ્યું. પણ વ્યર્થ? દ્રોણની ઉપર તરવારબા પડયો તે પહેલાં તો તે બ્રહ્માના કીર્તિવંત લોકમાં સિધાવ્યા હતા. અને તેમને કંઇપણ શારીરિક દુઃખ થયું નહોતું.

દ્રોણના મરણથી કૌરવોના સૈન્યમાં ભંગાણ પડયું અને બન્ને પક્ષના યોદ્ધાઓ ઘણા ખેદ યુક્ત થયા. ભારે ભાગનાસ થઇ રહી. શકુનિ, કર્ણ આદિ યોદ્ધાઓએ જીવવાની આશા છોડી દીધી. આ સમયે દૂર પ્રદેશમાં અશ્વત્થામાં યુદ્ધ કરતો હતો, તેણે દુર્યોધન પાસે આવી સૈન્યને ભાગવાનું કારણ પુછ્યું. પણ દુર્યોધન ખેદને લીધે કશું બોલી શકયો નહિં. પરંતુ કૃપાચાર્યે તેને બધી હકીકત કહી સંભળાવતાં કહ્યું કે અરજુને ના પાડતા છતાં પણ ધૃષ્ટદ્યુમ્ને તારા પિતાનું શિર કાપ્યું. પિતાના મરણથી અત્યંત ક્રોધમાં આવેલો અશ્વત્થામા બોલ્યો કે મારા પૂજ્ય પિતાના સફેદ વાળ પકડી શત્રુએ યુદ્ધમાં માર્યા હોત તો મને કશો ખેદ થાત નહિ પણ કપટ કર્યું, તેથી ધૃષ્ટદ્યુમ્ન અને યુધિષ્ટિરને ન મારૂં તો મારા પરાક્રમ તથા અસ્ત્રવિદ્યાને ધિક્કાર છે. હવે હું નારાયણાસ્ત્રથી પાંડવોની સઘળી સેનાને ભસ્મ કરી નાખીશ. એમ બોલી તે અતિ ઉગ્ર યુદ્ધને માટે તૈયાર થયો.

## પિતાના વધથી પુત્રની પ્રતિજ્ઞા ગુરૂ. તરફથી શિષ્યની લાગણી.

પિતાના મરણથી અશ્વત્થામાંએ પ્રતિજ્ઞા કરી નારાયણાસ્ત્રને પ્રગટ કર્યું. એટલે પૃથ્વી કંપવા લાગી, પર્વતોનાં શિખરો પડવા લાગ્યાં. સૂર્ય ઝાંખો પડી ગયો. પાંડવોની સેનામાં ત્રાસવર્તી રહ્યો. કૌરવોના યોદ્ધાઓ પ્રથમ ભાગી જતા હતા, પણ હમણાં યુદ્ધ કરવાને તૈયાર થયા. આથી યુધિષ્ઠિરે ગુરૂના શોકથી રીશમાં ત્રાહિતની પેઠે ઉભેલા અરજુનને પૂછયું કે શત્રુઓ

થોડીવાર પહેલાં ભાગી જતા હતા, પણ તેને કોણે પાછા વાળશે ? હું બહુ ભય પામું છું. મારાં રૂવાડાં ઉભાં થઇ જાય છે. આમ થવાનું કારણ મને કહો. નિરાશ થઇ અરજુને કહ્યું કે ઉપકારના બદલામાં અપકાર કરી તમે રાજ્યના લોભથી મિથ્યા વચન બોલ્યા, પિતાતુલ્ય ગુરૂની હત્યા કરાવી તેનું આ સઘળું ફળ છે. તમે કદીપણ ખોટું બોલશો નહિ, એવો આપણા ગુરૂને ભરૂસો હતો. તમે વિશ્વાસઘાત કરી મોટું પાપ કર્યું; જેમ વાળીને મારવાથી શ્રી રામની મોટી અપકીર્તિ થઈ હતી તેમ તમારી પણ અત્યંત અપકીર્તિ આ પૃથ્વીની સ્થિતિ પર્યંત રહેશે. ધર્મનો ખોટો જામો પહેરનારા તમે ખરેખરા ધર્મ ઠગ છો. આયુષ્યનો થોડોક કાળ બાકી રહ્યો છે, તેમાં તમે અપકીર્તિનો મોટો ચાંડલો કપાળમાં લીધો. દુર્યોધન તરફથી મોટામાં મોટી આજીવિકા મળતાં છતાં પણ ગુરૂ દ્રોણાચાર્ય આપણને પુત્ર સમાન ગણતા હતા તેને તમે કપટથી મરાવ્યા એ થોડા ખેદની વાત નથી. આ કપટ થાય છે એમ જાણતાં છતાં મેં તેને મરવા દીધા તેથી મારે તો હજારો વર્ષ સુધી ઉંધે માથે નરકમાંજ રહેવું પડશે. હું ધારૂં છું કે પિતાના વધથી અત્યંત ખેદ પામેલો અશ્વત્થામા અતિ ઉગ્ર વેગથી આવે છે. પિતા સમાન અને શસ્ત્રને છોડી દીધેલ પૂજ્ય ગુરૂને રાજ્યને વાસ્તે આપણે મરાવ્યા. હવે આપણે જીવવા કરતાં મરવું સારૂં છે.

અત્યંત ગુસ્સે થએલ અર્જુનનાં વચન સાંભળી ક્રોધી ભીમ, અર્જુનને અત્યંત ધિક્કારી બોલ્યો કે તું ક્ષત્રિયોના ગુણોથી યુક્ત છતાં મૂર્ખના જેવી વાત કરે છે એ તને શોભતું નથી. શત્રુઓએ તેર વર્ષ સુધી આપેલાં ઘણાક દારૂણ દુઃખોને નહિ ગણકારી તું કેવળ ધર્મનીજ ઇચ્છા રાખે છે. શત્રુઓએ અધર્મથીજ રાજ્ય લઇ લીધું, સભામાં દ્રૌપદીને અતિ બેહાલ કરી અને આપણને વલ્કલ પહેરાવી વનમાં મોકલ્યા; એ સઘળા અપરાધોને સહન કરી ક્ષત્રિયપુત્ર મુનિનો ધર્મ ઉપરજ નિષ્ટા રાખે એ કેવો અફસોસ ? પોતાની જીભથીજ પોતાના દોષનું વર્ણન કરે છે તેમાં તને કેમ લાજ થતી નથી ? તારે જો યુદ્ધ ન કરવું હોય તો ભલે ચાલ્યો જા. હું એકલોજ હાથમાં ગદા લઇ ગુરૂ પુત્ર અશ્વત્થામાનું મસ્તક તોડી નાખીશ, પૃથ્વીને ઉથલપાથલ કરી નાખવી હોય અને સઘળા ત્રૈલોક્યને તોડી નાખવું હોય તોપણ હું સમર્થ છું. ભીમનાં વચનથી ધૃષ્ટદ્યુમ્ને અર્જુનને કહ્યું કે બ્રાહ્મણના ધર્મમાંથી ક્ષત્રિય ધર્મમાં મળી તે ધર્મથી પણ ભ્રષ્ટ થઇ યુદ્ધ કરનારા તમારા ગુરૂને મેં માર્યા તેમાં મેં કશો અધર્મ કર્યો નથી. ધૃષ્ટદ્યુમ્નનાં વચનથી અર્જુન તેને ધિક્કારી બોલ્યો કે તેં તારા પૂર્વજોને નરકમાં નાખ્યા છે, તેં ક્ષત્રિયને ન ઘટે એવો મોટો અધર્મ કર્યો છે. આમ વાદ વિવાદ આ-

લતાં શ્રીકૃષ્ણે તે સઘળાઓને શાંત પાડયા. પણ યુધિષ્ઠિરે કહ્યું કે અર્જુનના મનોરથો પૂર્ણ કરવા ભાઇઓ સહિત હું અગ્નિમાં પ્રવેશ કરૂં છું. ધર્માત્મા દ્રોણાચાર્યે ઘણાઓની સાથે મળી અભિમન્યુને માર્યો, સભામાં દ્રોપદીની ઉપેક્ષા કરી, તેના પ્રશ્નનો ઉત્તર ન આપ્યો. અર્જુનના ઘોડા થાકી ગએલ તે સમયમાં દુર્યોધનને દિવ્ય બખતર બંધાવી યુદ્ધ કરવા મોકલ્યો, અસ્ત્રવિદ્યાને નહિ જાણનાર ક્ષત્રિયો ઉપર દિવ્યાસ્ત્રોના પ્રયોગ કર્યા અને તેઓને મારી નાખ્યા તથા વનવાસ થયો તે વખતે અમારી કશી મદદ ન કરી તે દ્રોણાચાર્યને મેં યુદ્ધમાં મરાવ્યા એ મોટો અધર્મ કર્યો છે!

આ પ્રમાણે વાત થાય છે તેટલામાં નારાયણાસ્ત્ર પાંડવોના દળને બાળવા વૃદ્ધિ પામતું ચાલ્યું, તેથી શ્રીકૃષ્ણે પોતાના પક્ષના સઘળા યોદ્ધાઓને લડાઇ બંધ પાડવા કહ્યું કારણ કે જેમ જેમ યુદ્ધ કરવામાં આવે તેમ તેમ તે અસ્ત્ર વૃદ્ધિ પામે એવો તેનો પ્રભાવ હતો તેથી તે અસ્ત્રને નિષેધ કરવાને તે ઉપાય હતો. શ્રીકૃષ્ણની આજ્ઞાથી સઘળા યોદ્ધાઓ હથીયાર છોડી વાહનો ઉપરથી નીચે ઉતરવા લાગ્યા. પણ એકલો ભીમ બોલ્યો કે હું મારી ગદાથી નારાયણાસ્ત્રને તોડી નાખીશ અને અશ્વત્થામાનું શિર છેદી નાખીશ. ભીમે અર્જુનને નારાયણાસ્ત્રની સામે યુદ્ધ કરવા કહ્યું પણ અર્જુને કહ્યું કે નારાયણાસ્ત્ર પાસે તથા ગાયોના અને બ્રાહ્મણોના રક્ષણને માટે ગાંડીવ છોડી દેવામાં મને અડચણ નથી. આથી અર્જુનને ધિક્કારી પોતે એકલોજ અશ્વત્થામાની સામે થયો. બીજા યોદ્ધાઓએ તો હથિયાર છોડયાં હતાં. તેથી તે અસ્ત્ર એકલા ભીમ ઉપરજ આવી પડયું, ભીમને અગ્નિથી વીટાએલો જોઇ અર્જુને કોઇ ન જાણે તેવી રીતે તે અસ્ત્રને વારૂણાસ્ત્રના સંયોગવાળું કરી નાખ્યું છતાં પણ ભીમને અતિ વ્યથા જણાતાં શ્રીકૃષ્ણે માયાથી તે અગ્નિમાંથી ભીમને તેનાં આયુધો સહિત ખેંચી ઘણો વાર્યો અને કહ્યું કે આ સમય યુદ્ધ કરવાનો નથી. એમ કહી બળાત્કારથી રથમાંથી ઉતાર્યો અને હથીયાર છોડાવ્યાં એટલે નારાયણાસ્ત્ર પોતાની મેળે શાંત થઇ ગયું. શ્રીકૃષ્ણે તેના પ્રતિઘાત કર્યો તેથી શત્રુઓનો થતો વધ રહ્યો અને અસ્ત્ર શાંત થયું ફરીથી પાંડવોના મહાવીરો લડવાને તૈયાર થયા. એટલે દુર્યોધને અશ્વત્થામાને તે અસ્ત્ર મૂકવા ફરીથી ભલામણ કરી, પણ તે અસ્ત્રનો જો ફરીથી પ્રયોગ કરવામાં આવે તો તે કરનાર ઉપરજ આવી પડે. એમ અશ્વત્થામાએ કહ્યું, એથી દુર્યોધન લાચાર થઇ ગયો, પણ ધનુર્વિદ્યામાં મહાવીર અશ્વત્થામા નિર્ભય થઇ ધૃષ્ટદ્યુમ્નની ઉપર ઉગ્ર બાણો વરસાવવા લાગ્યો. ધૃષ્ટદ્યુમ્ન પણ તેના દળને સંહારવા લાગ્યો અશ્વત્થામાએ એક વજ્ર જેવા બાણથી સાત્યકિની છાતી વીંધી નાખી, અને બીજા બાણથી

ધૃષ્ટદ્યુમ્નના અંગને વીંધી નાખ્યું. બન્ને મૂર્છિત થઇ ગયા. બન્નેને પીડા પામેલા જોઇ **અર્જુન** તથા **ભીમ** અશ્વત્થામાં સામે લડવા આવ્યા. **ભીમે** તેની હાંસડી વીંધી નાખી. **અશ્વત્થામાંએ** અતિઉગ્ર યુદ્ધ કરી અત્યંત પરાક્રમ બતાવ્યું અને શત્રુઓમાં મોટું ભંગાણ પાડ્યું. **અર્જુનને અશ્વત્થામાં** ઉપર મોટી પ્રીતિ હતી; તોપણ પોતાના સૈન્યનો પરાભવ અને યુધિષ્ઠિરનાં મેણાંથી **અર્જુને** તેની સામે મહાદારૂણ યુદ્ધમાં પોતાનું પરાક્રમ બતાવવા અત્યંત બાણો વરસાવ્યાં. **અશ્વત્થાથમાએ** અગ્નિયાસ્ત્રનો પ્રયોગ કર્યો તેથી અગ્નિની વૃષ્ટિ **અર્જુન** માથે થવા લાગી, પણ **અર્જુનના** બ્રહ્માસ્ત્રથી તે શાંત થઇ ગયું. એ ટુંક વખતમાં પાંડવોની એક **અક્ષૌહિણી** સેના અને ઘણાખરા શૂરવીર રાજાઓ, મરણ પામ્યા. **અશ્વત્થામાંએ** પાંડવોના નાશને વાસ્તે પોતાનાં **અસ્ત્રશસ્ત્ર** વાપરવામાં લગાર પણ કસર રાખી નહિ પણ તેમાં તે નિષ્ફળ જવાથી તથા **અર્જુનની** સામાં તેનાથી ટકી શકાયું નહિ તેમજ રથ, અને ધનુષ્ છેદાયાં ત્યારે તે યુદ્ધ કરવું છોડી નિસાસા મુકી હાય હાય! આ સઘળું મિથ્યા થાય છે. એમ બોલી યુદ્ધમાંથી ભાગી **સરસ્વતીને** તીરે તપ કરવા બેઠો. પણ એટલામાં **વ્યાસે** આવી તેને સમજાવી જણાવ્યું કે કેશવ ભગવાન અને **અર્જુન** કોણ છે અને તે કારણથી તેનું અસ્ત્ર તેમને મારી શક્યું નહિ તેથી તેને તરત પાછો યુદ્ધ કરવા મોકલ્યો. **અશ્વત્થામાં** ભાગી ગયો અને **દ્રોણ** મરણ પામ્યા તેથી તથા રાત પડી જવાથી મોટા ખેદથી ઘેરાએલા કૌરવોએ પોતાની સેનાને પાછી વાળી અને પાંડવોએ પણ પોતાની સેનાને પાછી વાળી યુદ્ધ બંધ કર્યું.

લડાઇ બંધ પડ્યા પછી **અર્જુને શ્રીવ્યાસજીને** પૂછ્યું કે મારા રથની આગળ **અગ્નિ** સમાન કાંતિવાળા પુરૂષ કોણ હતા? અને જેણે હણેલા સર્વે શત્રુઓને મેં હણેલા છે એમ મનુષ્યો માને છે? **વ્યાસજીએ** કહ્યું કે ત્રણ ભુવનના ઇશ્વર **શ્રીમહાદેવજી** હતા. પછી તેમણે **મહાદેવજીની** ઐશ્વર્યતાનું અદ્ભુત વર્ણન કહી સંભળાવ્યું. લડાઇ બંધ પાડી ઉતારામાં ગયા પછી, **દુર્યોધને કર્ણને** કહ્યું કે, **ભીષ્મ** અને **દ્રોણ** એ બન્ને મારા સેનાપતિઓ યુદ્ધમાં કામ આવ્યા હવે તેઓથી અધિક બળવાન તું છો. તેઓ વૃદ્ધ અને વળી **અર્જુન** ઉપર પ્રીતિ રાખનારા હતા, તોપણ તારા વચનને માન આપી મેં તેઓને સેનાધિપતિપણાની પદવી આપી હતી. **ભીષ્મ** પાંડવોને પૌત્ર જાણી અને **દ્રોણ** શિષ્ય જાણી બચાવતા હતા. હવે હું એ બોજો તારા ઉપર નાખું છું તું પાંડવોને જીતી લેવા સમર્થ છે. **કર્ણ** બોલ્યો કે **દુર્યોધન**, મેં તમારી પાસે પ્રથમજ **શ્રીકૃષ્ણ** સહિત **પાંડવોને** જીતી લેવા કબુલાત

આપી છે, માટે હું તમારો સેનાપતિ થઇશ, તમે સઘળી રીતે નિશ્ચિંત રહો. પાંડવોને જીતાએલાજ સમજો.

# કર્ણ પર્વ ૮ મું.

## સેનાધિપતિ કર્ણ.

કર્ણનો સેનાધિપતિપણામાં અભિષેક થવાથી તેણે મોટા પરોડિયામાં પોતાની સેનાને સજ્જ રહેવાની આજ્ઞા કરી. એટલે હુકમ માથે ચડાવી સઘળી સેનાએ પોતપોતાને ઠેકાણે જઇ રાત્રિ વ્યતીત કરી. પરોડિએ તૈયાર થવાની સુચનાનાં વાજાં વાગતાં સઘળી સેના તૈયાર થઇ, અને કર્ણ પોતે ધોળા ઘોડાવાળા, અનેક શસ્ત્રો તથા અસ્ત્રથી ભરપૂર અને ધોળી પતાકાવાળા રથમાં બેસી સૈન્યનો બંદોબસ્ત કરવા લાગ્યો. સજ્જ થએલા અને શંખનાદ કરતા કર્ણને જોઇ કૌરવપક્ષના સઘળા યોદ્ધાઓ ભીષ્મ અને દ્રોણના મરણનાં દુઃખને ભૂલી ગયા.

એ દિવસે એટલે સોળમે દિવસ સેનાપતિ કર્ણ—જેનું નામ આ પર્વમાં આપવામાં આવ્યું, તેણે પોતાની સેનાનો મકરવ્યૂહ ગોઠવી તે રણભૂમિમાં ચાલ્યો. પાંડવો પણ અર્ધચંદ્ર વ્યૂહ ગોઠવી સામે થયા; અદ્ભૂત દર્શનવાળું યુદ્ધ શરૂ થતાં સામે થયેલા ક્ષેમધુર્તિ નામના રાજાને એકદમ ગદાથી ભીમે મારી નાખ્યો. એને મારી ભીમ અશ્વત્થામાની સામે થયો. બન્ને યોદ્ધાઓનું મહાદારૂણ યુદ્ધ ચાલ્યું. પરસ્પરનાં બાણોથી વીંધાઇ બન્ને મૂર્છિત થઇ ગયા. સંજ્ઞા પ્રાપ્ત થઇ એટલે અશ્વત્થામા પાછો આવી બાણો ફેંકવા લાગ્યો, પણ અર્જુને તેનાં પ્રત્યેક બાણના ત્રણ ત્રણ કટકા કરી નાખ્યા. ગુરૂ પુત્રને નહિ ગણકારી અર્જુને અશ્વત્થામાનાં મર્મોને વીંધી નાખી ઘોડાઓની રેન કાપી તેઓને એવો તો માર માર્યો કે તેઓ વ્યથા પામી, રથને સંગ્રામમાંથી દૂર લઇ ગયા. હંફાએલા અશ્વત્થામાને પાછું અર્જુનની સામે આવવાનું મન થયુંજ નહિ એટલે અર્જુને સંસપ્તક લોકોને ક્ષાયર કરવા માંડયા. આ તરફ સાત્યકિ, નકુલ, સહદેવ, ધૃષ્ટદ્યુમ્ન તથા દ્રૌપદીના પુત્રોએ શત્રુના ઘણા ઘણા મહારથિઓ કાપી નાખ્યા. પોતાની સેનાને કપાએલી જોઇ ક્રોધથી વ્યાકુળ થએલો દુઃશાસન નકુલની સામે આવ્યો પણ નકુલે પ્રબળ બાણોથી તેને મૂર્છિત કરી દીધો. એથી ક્રોધ કરી કર્ણ મોટા વેગથી ન-

કુલની સામે આવ્યો. કર્ણે નકુલનું ધનુષ કાપી નાખ્યું, અને તેવીજ રીતે તેનાં બીજાં પણ ઘણાં ધનુષો કાપી નાખ્યાં. નકુલે પણ તેવુંજ પરાક્રમ બતાવી એક મોટી ભોગળ લઇ કર્ણની સામે યુદ્ધ કર્યું. બળવાન કર્ણે તે ભોગળને પણ કાપી નાખી અને ઘણાં બાણોથી તેને વ્યાકુળ કરી દીધો. એટલે તે ભાગ્યો. કર્ણ તેની પછવાડે દોડી તેના ગળામાં ધનુષની દોરી નાખી બોલ્યો કે નકુલ! હું મારૂં વચન યાદ કરી તેને છોડી દઉછું લજ્જાયમાન થયેલા અને પરાજય પામેલા નકુલને છોડી કર્ણ પાંચાલોને મારવા લાગ્યો. કર્ણનું પરાક્રમ જોઇ રાજી થયેલા કૃપાચાર્ય ધૃષ્ટદ્યુમ્નની ઉપર બાણો ફેંકવા લાગ્યા. સર્વ યોદ્ધાઓ ધૃષ્ટદ્યુમ્નને મૃત્યુના મુખમાં સપડાએલો માનવા લાગ્યા. ધૃષ્ટદ્યુમ્ન બેભાન જેવો થઇ ગયો અને તેનું શરીર ધ્રૂજવા લાગ્યું; આથી તેને અર્જુન તથા ભીમની પાસે લઇ જવા રથને પાછો હાંકતાં અને કૃપાચાર્યે બાણોની વૃષ્ટિ ચલાવતાં કૌરવો રાજી થયા.

ધૃષ્ટદ્યુમ્ન જેમ કૃપાચાર્યથી પરાજિત થયો તેમ શિખંડી પણ કૃતવર્માથી પરાજિત થયો. એ જોઇ ખેદ પામેલા અર્જુને અસંત ક્રોધના આવેશમાં આવી કૌરવો તરફના સત્યસેન, ચંદ્રદેવ, મિત્રદેવ શતંજય, સૌશ્રુતિ, ચિત્રસેન અને મિત્રવર્મા નામના યોદ્ધાઓને કાપી નાખ્યાની સાથે તેની સેનામાં મોટી કતલ ચલાવી મુકી. આ વખત દુર્યોધન યુધિષ્ઠિરની સામે આવતાં યુધિષ્ઠિરે 'ઉભો રહેજે' એમ કહી તેને ઘણાં બાણોથી વીંધી નાખ્યો, અને તેના સારથિ, ઘોડા તથા ધનુષને કાપી નાખ્યાં. એટલે ક્રોધથી ઘેરાએલો દુર્યોધન બીજા રથમાં બેસી યુધિષ્ઠિરની સામે થયો. યુધિષ્ઠિરે એક ભયંકર બાણથી તેને વિહવળ કરી દીધો પણ તે મરણીયો થઇ હાથમાં ગદા લઈ યુધિષ્ઠિરની સામે દોડયો. તેને આવતો જોઇ યુધિષ્ઠિરે તેના પર એક ભયંકર સાંગનો ઘા કર્યો. જેથી તેનાં બખતર અને છાતી ભેદાઇ ગયાં ને તે ધરતી ઉપર પડી ગયો.

દુર્યોધનને મારવાની મારી પ્રતિજ્ઞા છે માટે હવે તમારે તેના ઉપર બીજો ઘા કરવો નહિ. એમ ભીમનું બોલતું સાંભળી યુધિષ્ઠિરે દુર્યોધનને છોડી દીધો. આ વખત બન્ને સૈન્યોનું પરસ્પર ઉન્મત્તની પેઠે નિર્મર્યાદ યુદ્ધ ચાલવા લાગ્યું. કર્ણ ઉગ્ર બાણોથી સાત્યકિને પીડવા લાગતાં તે પણ ઘણાં ઝેરી બાણોથી કર્ણને ઘેરી વળ્યો. ઘેરાએલા કર્ણની મદદ માટે ઘણા યોદ્ધા આવતા જોઇ પાંડવોના યોદ્ધાઓ પણ ત્યાં આવી પહોંચ્યા. અર્જુને ઝેરી નાગ જેવાં બાણોથી અનેક યોદ્ધાઓ, ઘોડાઓ તથા હાથીઓને મારી નાખ્યા. તેણે સામે આવેલા દુર્યોધનના સારથિ, ઘોડા, ધનુષ, ધ્વજ તથા બીજાં હથીયારને કાપી નાખી એક ભયંકર બાણ ફેંક્યું, પણ અશ્વત્થામાએ

તેને અધવચથીજ કાપી નાખ્યું. અત્યંત ક્રોધથી વ્યાપ્ત થયેલા અરજુને અશ્વત્થામા, કૃપાચાર્ય, કૃતવર્મા અને દુઃશાસનના ઘોડાઓને મારી તેનાં ધનુષોને પણ કાપી નાખ્યાં. પાંડવોના યોદ્ધાઓ કર્ણને પીડવા લાગ્યા, પણ કર્ણ તેથી કશી વ્યથા નહિ પામતાં તે શત્રુઓને તોડવા લાગ્યો. કર્ણના અસ્ત્રથી પોતાના સૈન્યનો વધ થતો જોઇ અર્જુને એક દિવ્યાસ્ત્રનો એવો અચાનક પ્રયોગ કર્યો કે જેથી આકાશ તથા પૃથ્વી ઢંકાઇ ગયાં, અને ભયંકર બાણો પડવા લાગ્યાં. શ્રીકૃષ્ણ જેના સારથિ છે એવો શ્વેત અશ્વોવાળો રથ જ્યાં જ્યાં તેજ કરતો ત્યાં ત્યાં જયજ જોવામાં આવતો હતો. આથી પીડા પામેલું કૌરવોનું સૈન્ય સૂર્યાસ્ત થતો જોઇ રખેને રાત્રિ યુદ્ધ ચાલુ થાય એવી ધાસ્તીથી પોતાની મેળેજ રણભૂમિમાંથી પાછું વાળ્યું. તે જોઇ પાંડવોએ પણ પોતાની સેનાને પાછી વાળી. હારીને ઉતારાપર ગએલા, આયુધો, વાહનો અને બખતરોથી રહિત થએલા તથા ઘણા જખમ પામેલા કૌરવોના યોદ્ધાઓ વિચારમાં પડી ઉંડા નિસાસા નાંખવા લાગ્યા; આ વખતે કર્ણે હાથથી હાથ દબાવી દુર્યોધનને કહ્યું કે અરજુન ઉદ્યોગી, દઢ, ચતુર અને ધીરજવાળો છે; વળી તેને વખતો વખત શ્રીકૃષ્ણ યોગ્ય સલાહ આપ્યા કરે છે, પરંતુ આવતી કાલે હું તેને અવશ્ય તોડયા વિના રહેવાનો નથી.

## યુધિષ્ઠિર રણભૂમિ છોડી ભાગી ગયા.

સતરમા દિવસની સવાર થતાં બન્ને સૈન્યમાં ચર્ચા ચાલી કે આજ જે યુદ્ધમાંથી ઉગરશે તે નવે જન્મે આવ્યા મનાશે. ગઇકાલે મારે અરજુનની સામે ઘણાં કામો કરવાનાં હતાં પણ તેમાં જોઇએ તેવો અમારો સમાગમ થયો નહિ પણ હું આજ અવશ્ય કાળજી રાખીને તેની સાથે યુદ્ધ કરવાનો છું. આમ કહી કર્ણે "હું અરજુનને મારીશ અથવા તે મને મારશે" એવી પ્રતિજ્ઞા કરી; વળી તેણે જણાવ્યું કે આજે અરજુનને માર્યા વિના હું કદી પાછો આવવાનો નથી. આપણા સૈન્યના મોટા મોટા વીર લોકો મરી ગયા છે અને મારી પાસેથી ઇંદ્રની સાંગ જતી રહેલી છે. તેથી અરજુન આજ મારી સામે આવ્યા વિના રહેવાનો નથી. અરજુનની પાસે ગાંડીવ ધનુષ છે તેમ મારી પાસે પણ પરશુરામે આપેલું વિજય નામનું ધનુષ છે, જે ધનુષથી તેણે એકવીશવાર પૃથ્વીને નિઃક્ષત્રિય કરી હતી. ચાલાકીમાં, નિશાનને પાડવામાં, શરીર અને દિવ્યાસ્ત્રના બળમાં, પરાક્રમમાં અને મનની શક્તિમાં અરજુન કદીપણ મારી બરોબરી કરી શકે એમ નથી; પરંતુ અખુટ બાણો વાળાં ભાથાઓ અભેદ્ય રથ, દિવ્ય ઘોડાઓ, હનુમાનવાળો ધ્વજ અને શ્રીકૃષ્ણ સારથિ એઓથી અરજુન મારા કરતાં વધે તેમ છે. માટે આપણામાં મદ્રદેશનો શલ્યરાજા જેવો અસ્ત્રવિદ્યામાં નિપુણ તથા પરાક્રમી

બીજો કોઇ નથી તેથી એ જો મારો સારથિ થાય અને બાણોથી ભરેલાં હજારો ગાડાંઓ મારા રથની સાથે ફર્યા કરે તો હું અરજુનને જીત્યા વિના ન રહું માટે તમે શલ્યને મારો સારથિ થવાની વિનતિ કરો. આ પ્રમાણે કર્ણના કહેવાથી દુર્યોધને મદ્રદેશના રાજા શલ્યને વિનંતિ કરી કે મામા! હું આજ પાંડવોના વિનાશને વાસ્તે અને મારા હિતને માટે તમારા ચરણમાં માથું નમાવી માગણી કરૂંછું કે, આજ તમે કર્ણના સારથિ થાઓ આશા છે કે તમે તેના સારથિ થશો તો તે જરૂર અરજુંનને જીતી શકશે. દુર્યોધનનાં આવાં વચનથી ક્રોધથી વ્યાપ્ત થએલો શલ્ય લાલ આંખો કરી ભમરો ચડાવી હાથ પછાડીને બોલ્યો કે હું પાંડવ પક્ષમાં ન જતાં તારા પક્ષમાં રહ્યો, તેના બદલામાં તું મને સારથિના પુત્રનો સારથિ કરે છે. દુર્યોધન બોલ્યો કે અમે આપને અપમાન નથી આપતા, પણ આપના જેવો બીજો કોઇ આપણામાં નથી અને તમારા વડે જય મળે તેમ છે. અરજુન જેમ શ્રીકૃષ્ણની સહાયતાથી જીતે છે, તેમ તમારી સહાયતાથી કર્ણ શત્રુઓને જીતશે. તમે અશ્વવિદ્યામાં શ્રીકૃષ્ણથી અધિક છો. માટે હું આ વિનતિ કરૂંછું. શ્રીકૃષ્ણ અરજુનનો રથ હાંકે છે તેથી તે નીચા કે દાસ નથી; ત્રિપુરાસુરનો નાશ કરવા બ્રહ્મા સદાશિવના સારથિ થયા હતા તેમ તમે પણ અરજુનનો નાશ કરવા કર્ણના સારથિ થઇ કેશવ ભગવાનની સામે ઉભા રહેવા યોગ્ય છો અને તેથી પણ અધિક છો; આ પ્રમાણે પોતાને શ્રીકૃષ્ણની ઉપમા મળી તેથી ફુલાઇને શલ્ય કર્ણની પાસે આવ્યો અને બોલ્યો કે મારા વિચારથી આડો ન ચાલે અને મારી મરજી પ્રમાણે જે કાંઈ બોલું તે સઘળું સહન કરે તો હું તારો સારથિ થાઉં કર્ણે સાંત્વના કરી બોલ્યો કે જેમ બ્રહ્માજી સદાશિવના સારથિ હતા અને શ્રીકૃષ્ણ અરજુનના છે તેમ આપ મારા સારથિ થઇને મારા ઉપર મોટો ઉપકાર કરો છો. ઉપર પ્રમાણે જે વાત થઇ તે સાંભળવામાં આવતાં યુધિષ્ઠિરે અરજુનને કહ્યું કે તમારે કર્ણની સામે, ભીમે દુર્યોધનની સામે, સહદેવે શકુનિની સામે, સાત્યકિએ કૃતવર્માની સામે અને ધૃષ્ટદ્યુમ્ને અશ્વત્થામાની સામે યુદ્ધ કરવું; હું કૃપાચાર્યની સામે યુદ્ધ કરશ. આ પ્રમાણે યુદ્ધની ગોઠવણ થયા પછી લડાઇ શરૂ થઇ. અરજુને પોતાનો રથ શત્રુના સૈન્યની સામે ચલાવ્યો. તેને આવતો જોઇ શલ્યે કર્ણના શત્રુ અરજુનનાં વખાણ કર્યાં અને કર્ણને તેના મિથ્યા બકવાદ વાસ્તે ઠપકો આપ્યો તેથી સારથિ શલ્ય અને કર્ણ વચ્ચે કજીયો થયો. આ રીતે યુદ્ધની શરૂઆતમાંજ અપશુકન થયાં. શલ્યે કર્ણને કહ્યું કે હવે તારી સઘળી શક્તિઓનો ઉપયોગ કરી યુદ્ધ કરજે. શલ્યનાં વચનથી કર્ણે પાંડવો ઉપર સાવચેતીથી ધસારો કર્યો. પાંડવો પણ કૌરવોની સેનાને મા-

રવા લાગ્યા. કર્ણે પાંડવોના સૈન્યમાં પ્રવેશ કરીનેજ સિત્તોતેર પ્રભદ્રકો પ-ચ્ચીસ પાંચાલો અને સેંકડો ચેદીઓને મારી ભાનુદેવ, ચિત્રસેન, સેના-બિંદુ તપન અને શુરસેન નામના પાંચાલોના પાંચ યોદ્ધાઓને મારી નાખ્યા. પાંચાલોએ કર્ણનાં બાણોથી પીડાતા છતાં પણ તેને ઘેરી લીધો. તોપણ કર્ણે એક ક્ષણમાં તેઓમાંના દશ મહારથિઓને મારી નાખ્યા. કર્ણના પુત્ર વૃષસેન, સુષેણ તથા સત્યસેન પિતાનું રક્ષણ કરતા હતા. આ વખત ધૃષ્ટ-દ્યુમ્ન, સાત્યકિ, ભીમ તથા શિખંડી આદિ યોદ્ધાઓ કર્ણના સૈન્યને કાપ-વા લાગ્યા, અને અરજુન સંસપ્તકોના સૈન્યને કાપવા લાગ્યો. કર્ણ પુત્ર સુ-ષેણે પિતાના બચાવ સારૂ ભીમનું ધનુષ કાપી નાખી ઘણાં બાણોની વૃષ્ટિ કરતાં ભીમે સુષેણનાં ધનુષને કાપી દશ બાણોથી કર્ણના પુત્ર ભાનુસેનનું શિર ઉડાવી દીધું. કૃપાચાર્ય અને કૃતવર્માનું ધનુષ કાપી નાખ્યું તથા શકુ-નિના પુત્રને રથ વગરનો કરી દાધો. સાત્યકિએ વૃષસેનને પરાસ્ત કરતાં કોપ પામેલા કર્ણે સાત્યકિ, ભીમ તથા યુધિષ્ટિર વિગેરેને બહુજ પીડવા માંડયા, બાણોની વૃષ્ટિથી સર્વને પરાસ્ત કરી કર્ણ યુધિષ્ઠિરનાના રથ સામે વેગથી આ-વી પહોચ્યો. કર્ણને આવતો જોઇ યુધિષ્ઠિરે તેને કહ્યું કે દુષ્ટ તેં અમોને ઘ-ણાં દુઃખો આપ્યાં છે. માટે આજ તારૂં પરાક્રમ દેખાડ. એ પ્રમાણે યુધિ-ષ્ઠિર બોલ્યા તેટલામાં કર્ણે દશ બાણોથી તેના શરીરને વીંધી નાંખ્યું. યુધિ-ષ્ઠિરે કર્ણપર એક યમદંડ સરખું બાણ ફેંક્યું. જે કર્ણના પડખામાં વાગતાં તે ધનુષને છોડી દઇ મુવા જેવો થઇ શલ્યની પાસે આવી પડયો. આ વ-ખત કર્ણને મારી નાંખવા યુધિષ્ઠિરને લાગ આવ્યો છતાં તેણે અર્જુનની પ્રતિજ્ઞાનું સ્મરણ કરી તેને માર્યો નહિ. થોડીવાર પછી સંજ્ઞા પ્રાપ્ત થતાં કર્ણે યુધિષ્ઠિરને બાણોથી વીંધી નાખી તેના ચંદ્રદેવ તથા દંડધાર નામના ચક્ર રક્ષકોને મારી નાખ્યા. યુધિષ્ઠિરે કર્ણને ત્રીશ બાંણો, શલ્યને નેવું બાણો અને તેના રક્ષકોને ત્રણ બાણોથી વીંધી નાખ્યા. કર્ણે એક ભયંકર ભાલાથી યુધિષ્ઠિરને વ્યથિત કરતાં તેના બચાવ માટે સાત્યકિ, ભીમ. ધૃષ્ટદ્યુમ્ન અને યુયુત્સુ વગેરે યોદ્ધાઓ આવી પહોંચ્યા, તો પણ કર્ણે યુધિષ્ટિરનાં બખતરને તોડી ઘણાં બાણોથી શરીરને વીંધી નાખ્યું. લોહીથી ખરડાઇ રહેલા યુધિષ્ઠિરે એક વજ્ર જેવી સાંગ કર્ણ ઉપર ફેંકી, કર્ણે તે સાંગને કાપી નાખવાની સાથે યુધિષ્ઠિ-રનો રથ પણ ભાંગી નાખ્યો. હારી ગયેલા અને અત્યંત વ્યથીત થએલા યુધિષ્ટિર ત્યાંથી ભાગ્યા એટલે કર્ણ તેની પાછળ દોડી તેના ખભાપર હાથ નાખવાનો હતો તેટલામાં શલ્ય બોલ્યો કે કર્ણ ? યુધિષ્ટિરને પકડીશ માં. જો પકડીશ તો એ હમણાંજ પોતાનાં તપોબળથી તને અને મને એ બન્નેને ભસ્મ કરી નાખશે. શલ્યનું વચન સાંભળી તથા કુન્તીના વચનનું સ્મરણ કરી કર્ણે યુધિષ્ટિરને છોડી દઇ કહ્યું કે તું જો ખરો ક્ષત્રિય હોત તો ભા-

ગત નહિ, પણ તું બ્રાહ્મણોમાં બહુ રહ્યો છે એટલે શૂર પુરૂષ સામે ક્યાંથી ટકી રહે ? જા ભાગ હું તને નથી મારતો; તારે ઠેકાણે અર્જુન હોત તો નિઃશંક મારી નાખત. આમ કહી યુધિષ્ઠિરને પડતા મુકી કર્ણ ભીમની સામો ધસ્યો. અને ભીમ પોતાના ભાઇના પરાજયનું વૈર લઈ કર્ણને સંજ્ઞા રહિત કરી નાંખ્યો અને તેના રથને સંગ્રામથી બહાર લઈ જવાની ફરજ પાડી. ઘણા જોરથી યોદ્ધાઓ સામ સામા મચ્યા. હજારો હાથીઓ, ઘોડાઓ તથા રથો તૂટવા લાગ્યા, મસ્તકો ધરતીપર પડવા લાગ્યાં, લોહીની નદીઓ વહેવા લાગી અને કૌરવોનું સૈન્ય વિમુખ થવા લાગ્યું. દુર્યોધનનું સૈન્ય ભાગવાથી કર્ણ મોટી ઝડપથી ભીમની સામે આવ્યો.

કર્ણને સામે આવતો જોઈ ભીમે સાત્યકિ તથા ધૃષ્ટદ્યુમ્નને કહ્યું કે કર્ણે યુધિષ્ઠિરનો પરાભવ કર્યો તેથી હું કર્ણને મારવા જાઉછું. એમ કહી ભીમ કર્ણની સામે થતાં શલ્યે કર્ણને કહ્યું કે ભીમનું આવું રૂપ મારા જોવામાં આવ્યું નહોતું, હું ધારૂછું કે આ વખત એ સઘળા ત્રૈલોક્યને પણ હરાવી દેવા સમર્થ છે. એમ કહી શલ્યે ભીમની સામે કર્ણના રથને હાંકયો. ભીમે ભયંકર બાણોથી તેના સૈન્યને વિમુખ કરી નાખ્યું. કર્ણે ત્રણ બાણથી ભીમના ધનુષને કાપી નારાચ બાણથી તેની છાતી વીંધી નાખી. ભીમે કર્ણના પ્રહારને નહિ ગણકારતાં એક ભયંકર બાણ કર્ણની ઉપર ફેંકયું. જેથી કર્ણની છાતી ફાટી ગઇ અને મુર્છિત થઈ પડી ગયો. શલ્ય તેને ત્યાંથી દૂર લઇ ગયો. અને ભીમે કૌરવોની સેનાનું મર્દન કરવા માંડયું. તે જોઇ દુર્યોધનના વીશ ભાઇઓ ભીમને ચારે કોરથી ઘેરી વળી તેનાપર બાણો ફેંકવા લાગ્યા. ભીમે એકદમ પાંસઠ રથો તોડી તેઓમાંના છનાં માથાં ઉડાવી દીધાં એટલે બીજા ચૌદ ભાઇઓ ભીમને છોડી ભાગી ગયા. મૂર્છા ઉતર્યા બાદ દુર્યોધનના ભાઇઓને મરણ પામેલા જોઇ કર્ણ બીજીવાર ભીમની સામે આવ્યો. તેણે પચ્ચીસ બાણથી ભીમને વીંધી તેના રથ, ધનુષ તથા સારથિને કાપી નાખતાં ભીમે ગદા લઈ સાતસો પરચુરણ હાથીઓને મારી નાખી પછી શકુનિના સેંકડો હાથી, રથ અને પ્યાદલોનો નાશ કરી નાખ્યો. કૌરવોના સૈન્યમાં ભાગ નાશ થવા લાગી, તેટલામાં તો તેણે ત્રણ હજાર સ્વારો અને પાંચસો પ્યાદલોને ગદાથી ઠાર કરી દીધા. અને બીજા રથમાં બેસી ભીમે કર્ણને ઢાંકી દીધો. ભીમની મદદ માટે આવેલા સાત્યકિએ પણ કર્ણને ઘણાં બાણોથી પીડિત કરી દીધો; તોપણ કર્ણ ભીમની સાથેજ લડવા લાગ્યો. ભીમનાં બાણોથી નહિ ગભરાતાં કર્ણ, અશ્વત્થામા, કૃતવર્મા અને શકુનિને પાંડવો સામે ઉગ્ર યુદ્ધ

કરતા જોઇ કૌરવોના યોદ્ધાઓ ભાગતા ભાગતા પણ પાછા વળી પાંડવોના સૈન્યને મારવા લાગ્યા.

*સંસપ્તકોના સૈન્યમાં અર્જુન કતલ ચલાવતો હતો, ત્યાં સંસપ્તકો મરણીયા થઇને અર્જુનના રથને વળગી રહ્યા. કેટલાએક ઘોડાને, કેટલાએકે રથને કેટલાએકે શ્રીકૃષ્ણના બન્ને હાથને અને કેટલાએકે અર્જુનને પણ ઝાલી રાખતાં તેણે વેંતીયાં બાણો ચલાવવા માંડયાં અને નાગપાશ શસ્ત્રથી તેઓને પરાસ્ત કરી મૂક્યા. સુશર્માએ ગરૂડાસ્ત્રથી નાગપાશને શાંત કર્યું. અને અર્જુનને ત્રણ બાણોથી મૂર્છિત કરી દીધો. થોડીવાર પછી સંજ્ઞા આવી એટલે અરજુને અપાર પ્રભાવવાળું ઇંદ્રાસ્ત્ર મુક્યું જેથી ઘણા સંસપ્તકો કપાઇ ગયા અને બાકીના ભાગી ગયા. બીજી તરફ અશ્વત્થામાએ યુધિષ્ઠિરને પરાસ્ત કર્યા અને સાત્યકિએ દુર્યોધનને ત્યાંથી ખશી જવાની ફરજ પાડી. કર્ણે ધૃષ્ટદ્યુમ્ન સામે થઇ તે તરફના વીશ મહારથિએ કાપી નાખ્યા અને ભીમે કૌરવોની સેનામાં મોટો ત્રાસ વર્ત્તાવી દીધો. બન્ને સૈન્યમાં મોટો કોલાહલ થતો જોઇ અરજુન ત્યાં આવી પહોંચ્યો. વેગમાં આવેલા અશ્વત્થામાએ અરજુનને અને શ્રીકૃષ્ણને બાણોવડે એવા વીંધ્યા કે તેઓ સજ્જડ બની ગયા અને પાંડવોના સૈન્યમાં હાહાકાર વર્ત્તી રહ્યો. તેને ગુરૂપુત્ર ગણી હમણાં તેના ઉપર દયા કરવી યોગ્ય નથી, એમ શ્રીકૃષ્ણે કહેતાં અરજુને અશ્વત્થામાનાં ધનુષ તથા રથને કાપી અસંખ્ય બાણોથી તેને મૂર્છિત કરી નાખ્યો. જેથી તેનો સારથિ તેને દૂર લઇ ગયો. અરજુને વળી પણ સંસપ્તકોને મારવા માંડયા. સાવધ થએલો અશ્વત્થામા ત્યાં આવી બોલ્યો કે મારા પિતાનો ઘાત કરનાર ધૃષ્ટદ્યુમ્નને માર્યા વગર હું કદી બખતર છોડવાનો નથી. પાંડવનો કોઇપણ યોદ્ધા તેનું રક્ષણ કરવા આવશે તો તેને પણ હું મારી નાખીશ. એમ બોલી તેણે ધૃષ્ટદ્યુમ્નની સામે આવી તેને કહ્યું કે દુષ્ટ, બ્રહ્મહત્યા કરનાર ! આજ તું મારી પાસેથી જીવતો જવાનો નથી. એ સાંભળી ધૃષ્ટદ્યુમ્ને તેનાપર તીક્ષ્ણ બાણો નાખતાં છતાં પણ તે અશ્વત્થામાનાં બાણોથી લેવાઇ ગયો. અશ્વત્થામાએ તેના ઘોડા, સારથિ તથા રથને કાપી નાખી બહુજ જખમી કરી નાખ્યો. બહુજ જખમી કર્યા છતાં પણ ધૃષ્ટદ્યુમ્ન મુવો નહિ. ત્યારે અશ્વત્થામા રથમાંથી ઉતરી તેને મારવા સારૂ દોડયો. તે જોઇ શ્રીકૃષ્ણની સૂચનાથી અરજુને ઘણાક બાંણોથી અશ્વત્થામાને અટકાવી દીધો. એથી ક્રોધ પામેલો અશ્વત્થામા અરજુન સામે યુદ્ધ કરવા લાગતાં સહદેવ ધૃષ્ટદ્યુમ્નને પોતાના રથમાં નાખી દૂર લઇ ગયો. અરજુને અશ્વત્થામાને એક ભયંકર બાણથી મૂર્છિત કરી દીધો એથી એનો સારથિ તેને પણ દૂર લઇ ગયો અને અરજુન પાછો સંસપ્તકોને મારવામાં રોકાયો. આ વખત કર્ણ અને શિખંડી

દુઃશાસન અને ધૃષ્ટદ્યુમ્ન, વૃષસેન અને નકુલ, ચિત્રસેન અને યુધિષ્ઠિર, ઉલૂક અને સહદેવ, શકુનિ અને સાત્યકિ તથા ભીમ અને દુઃશાસનના ભાઇઓ વચ્ચે અત્યંત યુદ્ધ ચાલવા લાગ્યું. તેવામાં કર્ણે શિખંડીને પરાસ્ત કરી યુધિષ્ઠિરના સૈન્યને કાપવા માંડયું અને દિવ્યાસ્ત્રના પ્રયોગોથી સઘળી દિશાઓને બાણમય કરી યુધિષ્ઠિરને ઘણાજ વીંધી નાખ્યા. જેથી તે ત્યાંથી ભાગવા લાગતાં કર્ણ યુધિષ્ઠિરના રથની પાછળ દોડયો. નકુલ અને સહદેવને સાથે લઇ યુધિષ્ઠિર પોતાના ઉતારા તરફ જતા હતા ત્યાં પહોંચી કર્ણે બે ભાલાઓથી નકુલ તથા સહદેવને વીંધી નાખી યુધિષ્ઠિરના ઘોડાઓને મારી તેના મસ્તકપરના ટોપને કાપી નાખ્યો. નકુલ કર્ણને અટકાવવાનો યત્ન કરવા લાગતાં કર્ણે તેનું ધનુષ તથા ઘોડાઓને પણ કાપી નાખ્યા. જેથી યુધિષ્ઠિર તથા નકુલ સહદેવના રથમાં બેઠા. ગભરાએલા ત્રણે ભાઇઓને કર્ણ બાણોથી બહુજ પીડવા લાગતાં શલ્યે તેને કહ્યું કે યુધિષ્ઠિરને મારવાથી કશો લાભ નથી. ખરો લાભ તો અરજુનને મારવાથીજ છે; માટે યુધિષ્ઠિરને છોડી દે. તું અહીં રોકાશે તેટલામાં ભીમ દુર્યોધનને જરૂર મારી નાખશે; માટે પ્રથમ તો દુર્યોધનનીજ ખબર લેવી યોગ્ય છે. આથી કર્ણ પાછો વળ્યો અને યુધિષ્ઠિર પોતાના ઉતારાપર પહોંચ્યા જ્યાંથી નકુલ અને સહદેવ પાછા તરતજ રણભૂમિમાં આવ્યા.

અરજુન સંસપ્તકોને મારતો હતો, તેટલામાં ઘણા યોદ્ધાઓને લઇ અશ્વત્થામાં અરજુની સામે થયો અને તેને ઘણાં બાણોથી ઢાંકવા લાગ્યો. અરજુને દિવ્યાસ્ત્ર પ્રગટ કરી તેનાં બાણોને કાપવા માંડતાં અશ્વત્થામાએ પોતાના દિવ્યાસ્ત્રથી તેના દિવ્યાસ્ત્રને અટકાવી દીધું. અરજુન જે જે દિવ્યાસ્ત્ર મુકતો તે તે અસ્ત્રને અશ્વત્થામાં તોડતો ગયો, એથી ક્રોધ પામેલા અરજુને તેના સારથિને કાપી નાખી ઘણાં બાણોથી તેના શરીરને વીંધી નાખ્યું. સારથિ મરી જતાં છતાં પણ તેને ભારે ચાલાકી કરતો જોઇ અરજુને તેના ઘોડાનીરેન કાપી નાખી. જેથી રથને તેના ઘોડા દૂર લઇ ગયા. આથી કર્ણે ભાર્ગવાસ્ત્રનો પ્રયોગ કરતાં લાખો બાણોથી પાંડવોની સેના ઢંકાઇ રહી અને મોટો હાહાકાર વર્ત્તી રહ્યો. એટલામાં અરજુન ત્યાં આવી પહોંચ્યો, તેણે ભીમને જોઈ બંધુ યુધિષ્ઠિરના ખબર પૂછતાં ભીમે કહ્યું કે કર્ણનાં બાણોથી અત્યંત ઘાયલ થઈ તે અહિંથી જતા રહ્યા છે. અને હું ધારૂં છું કે તેઓ ભાગ્યેજ જીવતા હશે. અરજુન ભીમને શત્રુઓની સામે ઉભા રહેવાની ભલામણ કરી, પોતે યુધિષ્ઠિરની આશ્વાસના કરવા ગયા.

## અર્જુનપર યુધિષ્ઠિરનો ક્રોધ શ્રીકૃષ્ણે કરેલ શાંતિ.

યુધિષ્ઠિરને પ્રણામ કરી અરજુને કહ્યું કે તમે કર્ણની પાસેથી ભાગી

નિકળ્યા તે બહુ સારૂં કીધું. હું તમારા ઘાયલ થવાના સમાચાર સાંભળી અહીં તમને જોવા આવ્યો છું હું તમારા દેખતાંજ કર્ણનું માથું ઉડાવીશ. કર્ણ હજુ જીવતો છે એમ યુધિષ્ઠિરને જણાયું ત્યારે તે ખેદ પામીને અરજુનને ઘણા ક્રોધથી ઠપકો દઇ ધિક્કારી અત્યંત દુર્વચનો કહેવા લાગ્યા. કે તું મને મોઢું દેખાડતાં કેમ લજાતો નથી? તું જ્યારે ત્યારે કર્ણથી ભાગતો ફરે છે. માટે તારૂં ગાંડીવ ધનુષ તથા રથ શ્રીકૃષ્ણને આપી રથ હાંક એટલે શ્રીકૃષ્ણ કર્ણને મારશે. વગેરે અનેક કઠોર તેને કાયરતાનાં મેણાં મારી વચનો કહ્યાં. મોટા ભાઇના મોઢામાંથી કદી પણ ન નિકળે એવાં અસહનતા ભરેલાં કઠોર વચનો સાંભળી તાતો માતો થઇ કરડી નજર કરી એક દમ અરજુને ક્રોધથી ખડ્ગ ઉગામ્યું, પણ શ્રીકૃષ્ણે વચમાં પડી અટકાવ્યું, અરજુન બોલ્યો કે જે કોઇ મને ગાંડીવ બીજાને આપી દેવાનું અથવા મૂકી દેવાનું કહે તેને મારે તરતજ મારી નાખવો એ મારી જગ જાહેર પ્રતિજ્ઞા છે. પણ શ્રીકૃષ્ણે યોગ્ય ઠબકો દઇ યુક્તિથી તેના મનનું સમાધાન કરી બન્ને ભાઇઓને ભેટાડી અરજુનને ઠબકો આપી કહ્યું કે યુધિષ્ઠિર તમારે પિતા તથા ગુરૂ સમાન છે. તે કર્ણનાં બાણોથી બહુ જખમી અને દુઃખી થયા તેથી કર્ણને મારવા તમને ચાનક ચડાવવા કઠોર વચનો બોલ્યા છે, એમ સમજાવ્યા ત્યારે અરજુને શ્રીકૃષ્ણને પૂછ્યું કે વડીલ બંધુનો વધ ન થાય અને મારી પ્રતિજ્ઞાનું રક્ષણ થાય તેવું કંઇ મને કહો. ત્યારે તેમણે ઉત્તર આપ્યો કે પૂજ્યનું અપમાન એજ તેનો વધ છે માટે આજ તમો યુધિષ્ઠિરને તુંકારે બોલાવી અપમાન આપો; પછી અરજુને યુધિષ્ઠિરને તુંકારે કેટલાએક કઠોર વચનો કહ્યાં, પણ મોટાભાઇનું અપમાન કર્યું તે દોષને માટે હ્રદયમાં ગ્લાનિ યુક્ત થઇ તેણે પોતાનોજ ઘાત કરવા તરવાર કાઢી. કેશવ ભગવાને તેને શાંત કરી ઘણી રીતે સમજાવ્યો અને કહ્યું કે હવે યુધિષ્ઠિરના ચરણમાં નમન કરો. એટલે તેણે યુધિષ્ઠિરના ચરણમાં અભિવંદન કરી કર્ણને મારવાની પ્રતિજ્ઞા કરી પોતાના ભાઇને કઠોર વચનો કહેવાથી જેનું હ્રદય ખિન્ન થયું છે, એવા યુધિષ્ઠિર પોતાને ઠપકો દેવા લાગ્યા અને મુકુટ તજી દેઇ વનમાં જવા તત્પર થયા. પણ ગોવિંદ ભગવાને પશ્ચાત્તાપ પામતા યુધિષ્ટિરની શાંત્વના કરી. પછી યુધિષ્ઠિર પોતાના ચરણમાં પડેલા અરજુનને ઉભા કરીને સ્નેહથી મળ્યા અને શ્રીકૃષ્ણનાં વખાણ કરવા લાગ્યા અને સર્વ શાંત થયા. કર્ણને માર્યા વગર પાછા નહિ વળવાની પ્રતિજ્ઞા કરી યુધિષ્ટિરનો આશીર્વાદ લઇ અરજુન રણસંગ્રામ તરફ ચાલતાં શ્રીકૃષ્ણ તેને ભલામણ દેવા લાગ્યા કે આજ કર્ણની સાથે પૂરા પ્રયત્નથી લડજો. તેને મારવામાં પૂરી કાળજી રાખજો. શત્રુઓના સૈન્યમાં હવે અશ્વત્થામા, કૃતવર્મા, કર્ણ કૃપાચાર્ય અને

શલ્ય એ પાંચ જ યોદ્ધાઓ અવશેષ રહ્યા છે. આજે તેઓને મારી સઘળી પૃથ્વી યુધિષ્ઠિરને આપો. કદાચ અશ્વત્થામાએ ગુરૂ પુત્ર, કૃપાચાર્યને ગુરૂ, કૃતવર્માને સંબંધી અને શલ્યને મામો સમજી દયા રાખો તો પણ તમારાં સઘળાં કષ્ટોનું મૂળ જે કર્ણ છે, તેને મારી યુધિષ્ઠિરના લાંબા કાળના ઉજાગરાને શાંત કરી સઘળાં સંબંધીઓને રાજી કરજો.

## દુઃશાસનનો વધ ભીમનું ભયંકર કૃત્ય.

ઉપર પ્રમાણે કહેતા કહેતા બન્ને યુદ્ધભૂમિમાં આવી જુવે છે, તો બન્ને સૈન્યમાં ભારે કાપાકાપી ચાલવાથી લોહીની નદી ચાલી રહી હતી. નકુલનો પુત્ર તથા વૃષસેન, નકુલ તથા કૃતવર્મા સાત્યકિ તથા દુર્યોધન, ધૃષ્ટદ્યુમ્ન તથા કર્ણ અને ભીમ તથા બીજા સઘળા યોદ્ધાઓ પરસ્પર લડતા હતા. ઉત્તમૌજા કર્ણના પુત્ર સુષેણનું મસ્તક કાપી શિખંડીના રથમાં બેઠો હતો. શિખંડીના હાથથી કૃપાચાર્યનો રથ ભાંગી જવાથી તેને અશ્વત્થામા પોતાના રથમાં લેવા જતો હતો. ભીમનાં બાણોથી અનેક ક્ષત્રિઓ કપાઇ જતા હતા. તેના નિર્મર્યાદ યુદ્ધથી ઘણાક યોદ્ધાઓ ધ્રુજવા લાગ્યા હતા. ભીમ શત્રુઓના સૈન્યમાં કતલ ચલાવતો હતો ત્યાં અર્જુને પણ આવી કર્ણની સામે ભારે લડાઇ મચાવી મુકી. કર્ણે પોતાના સઘળા યોદ્ધાઓને કહ્યું કે તમે અર્જુનની સામા થઇ તેને અટકવી ઘો અથવા ઘાયલ કરી ઘો. એટલે મારે તેને મારવો સુગમ પડે. કર્ણના કહ્યાથી સઘળા યોદ્ધાઓ મરણીયા થઇ અતિ વેગથી અર્જુનની ઉપર તુટી પડયા. જેમ આંખના દરદીઓ સુર્યની સામે જોવા અશક્ત થાય તેમ શત્રુઓ અર્જુનની સામે જોવા અશક્ત થયા. પોતાના યોદ્ધાઓને અર્જુનના ત્રાસથી ભાગતા જોઇ તે સર્વેનો અટકાવ કરી કર્ણે દ્રૌપદીના પુત્રોનાં ધનુષો કાપી નાખી સાત્યકિના ઘોડા મારી નાખ્યા. ભીમ કૌરવોના યોદ્ધાઓને પૂરા જોસથી મારતો હતો. તેટલામાં બાણોની વૃષ્ટિ કરતો કરતો દુઃશાસન વેગથી તેની સામે આવતાં ભીમ તેની સામે દોડયો. "દુષ્ટ! હવે તું આજ મારા એક પણ પ્રહારને સહન કરજે. આજ મારે તારૂં લોહીપીવું છે" એમ બોલી હાથમાં એક ભયંકર ગદા લઇ તેણે દુઃશાસન ઉપર ફેંકી. ગદાના અત્યંત પ્રહારથી ધ્રુજતા આતુર થયેલ અને બખતર રહિત દુઃશાસનને જોઇ ભીમે સઘળી દિશાઓ ફાટી પડે એવો સિંહનાદ કર્યો, પછી તુરત રથમાંથી ઉતરી વેગથી દ્વેષ ભાવવાળો દુસ્મન દુઃશાસન પાસે જઇ ભીમ ઉંચે સ્વરે બોલ્યો કે કર્ણ! દુર્યોધન! અશ્વત્થામા! કૃપાચાર્ય! કૃતવર્મા આવો જેનામાં શૌર્ય અને બળ હોય તે આવે અને આ દુષ્ટને છોડાવે, કોઇ આવ્યું નહિ, તેથી યોદ્ધાઓ દેખતાં છતાં તીક્ષ્ણ તરવાર ઉગામી તેના ગળાપર પગ મૂકી ભીમ

દાંત કકડાવી ભયંકર પરાક્રમથી બોલ્યો કે દુષ્ટ દુઃશાસન ! કયે હાથે તેં દ્રૌપદીના, કેશો તાણ્યા હતા ? દુઃશાસને હિંમતથી પોતાનો હાથ દેખાડ્યો જેને ભીમે ખભાથી જુદો કરી બોલ્યો કે જેણે અમારા વનવાસમાં ગમન વખતે નૃત્ય કર્યું હતું તે દુષ્ટનું હું આજ લોહી પીઉછું. પછી ભારે ગર્જના કરી તરવારથી દુઃશાસનની છાતી ચીરી તેમાંથી લોહી નીકળ્યું તે ભીમે વખાણી પીધું. એ વેળા એ એવો તો ભયાનક દેખાયો કે બન્ને દળના યોદ્ધાઓ થરથર કંપવા લાગ્યા પણ કોઈએ તેને વાર્યો નહિ. પછી ભીમે તરવારથી દુઃશાસનનું મસ્તક ઉડાવી દીધું અને પગવતે તેનું માથું રગદોળી બોલ્યો કે મેં મારી લોહી પીવાની પ્રતિજ્ઞા પુરી કરી છે. હવે હું આ રણભૂમિમાં જ દુર્યોધનને મારી તેના માથાને મારા પગથીઆની પેઠે કચરીશ ત્યારે મને શાંતિ થશે. એમ કહી ભીમ મોટી ગર્જના કરવા લાગ્યો. નિર્લજ કૃત્યનું આ ભયંકર પરિણામ હતું.

### સમાધાન માટે અશ્વત્થામાની ઇચ્છા.

ભીમે દુઃશાસનને માર્યા પછી દુર્યોધન મુઝાઇ ગયો, પણ શલ્યની મજબૂત ભલામણથી કર્ણ માંડમાંડ પાંડવોની સામે થયો. કર્ણનો પુત્ર વૃષસેન ઘણા જોરથી અર્જુનની સામે લડતો હતો. આ વખતે અર્જુને અપાર ક્રોધ કરી ભ્રમર ચડાવી વૃષસેનને મારી નાખવાનો . નિશ્ચય કર્યો અને પોતાના કટ્ટા દુસ્મન કર્ણ, દુર્યોધન તથા અશ્વત્થામા વગેરે સઘળા યોદ્ધાઓને કહ્યું કે તમે સાથે મળી મારી અને મારા પક્ષવાળાઓની પણ ગેરહાજરીમાં મારા પુત્ર અભિમન્યુને માર્યો છે, પણ આજ કર્ણ અને તમારા સહુની નજર આગળ આ વૃષસેનને હું એકલોજ મારીશ. જો તમારા કોઈમાં બળ હો। તો તમે તેનો બચાવ કરો. દુષ્ટ કર્ણ ! આ વૃષસેનને માર્યા પછી હું તને પણ મારીશ અને ભીમ દુર્યોધનને મારશે. આમ બોલી તેણે દશ બાણોથી વૃષસેનનાં મર્મ સ્થળોને વીંધી નાખ્યાં અને એક બાણથી તેનું માથું કાપી નાખ્યું. પુત્રને રણભૂમિમાં પડેલો જોઇ નિસાસો મૂકી કર્ણ અરજુનની સામે ચાલ્યો. એ બે મહાવીરોને સામે થએલા જોઇ સઘળાઓ વિસ્મય પામ્યા. પાંડવોની સઘળી સેના અર્જુન આગળ અને કૌરવોની સઘળી સેના કર્ણ આગળ ઉભી રહી. તે યુદ્ધ જોવાને દેવો પણ આવ્યા હતા. દેવોએ અર્જુનનો પક્ષ લીધો અને અસુરોએ કર્ણનો પક્ષ લીધો. એટલુંજ નહિ પણ ઈંદ્ર અરજુનને અને સૂર્ય કર્ણને વિજયના આશિર્વાદ આપવા લાગ્યા. કર્ણ અરજુન સામે અને અરજુન કર્ણની સામે, શલ્ય શ્રીકૃષ્ણની સામે અને શ્રીકૃષ્ણ શલ્યની સામે કરડી નજરો કરવા લાગ્યા. બન્ને સતેજ થઇ ગયા અને બન્ને સૈન્યમાં મોટી કાપા કાપી ચાલી. પોતાનાં બાણોને કપાતાં જોઇ

અરજુને અગ્ન્યાસ્ત્ર પ્રગટ કર્યું. તેથી પૃથ્વી, અંતરિક્ષ તથા દિશાઓમાં અગ્નિ વ્યાપી રહ્યો. વસ્ત્રો સળગવાથી સર્વ યોદ્ધાઓ ભાગવા લાગ્યા. કર્ણે તે અસ્ત્રને શાંત કરવા વરૂણાસ્ત્રનો પ્રયોગ કર્યો એટલે સર્વ દિશાઓમાં વાદળાં થઇ અંધકાર ફેલાયો અને વરસાદની ધારાઓથી અગ્નિ શાંત થઈ ગયો. વરૂણાસ્ત્રની વૃદ્ધિને શાંત પાડવા અરજુને વાયવ્યાસ્ત્રથી વાદળાંઓને દૂર કરી ઇંદ્રાસ્ત્રનો પ્રયોગ કર્યો: એટલે તેમાંથી અસંખ્ય બાણો નિકળવા લાગ્યાં. તે બાણો કર્ણના શરીરમાં પેસવા લાગ્યાં. પણ કર્ણના ભાર્ગવાસ્ત્રના પ્રયોગથી અરજુનનું ઇંદ્રાસ્ત્રશાંત થઇ ગયું. પાંડવોના યોદ્ધાઓ મરવા લાગ્યા. અને કૌરવોએ સિંહનાદ કર્યો. મોટી શક્તિવાળા કર્ણને વધી જતો જોઇ શ્રીકૃષ્ણ અર્જુનને કહેવા લાગ્યા કે તને પાપી કર્ણ કેમ દબાવે છે? તારી નજર આગળ પાંચાળો માર્યા જાયછે એ મને આશ્ચર્ય લાગે છે. કાલકેયાદિ દૈત્યોને જીતનાર અને મહાદેવજીની સામે લડનાર તું આજ કર્ણથી પરાભવ પામે છે એનો સિંહ બકરીથી પરાભવ પામે એવું મને લાગે છે. તેણે આ પેલાં દુઃખોનું સ્મરણ કર અને જલદીથી તેનું માથું ઉડાવી દે. ઉપેક્ષા કરવાનો આ સમય નથી. ભીમ પણ તેમજ કહેવા લાગ્યો કે એથી ઉશ્કેરાઇ જેને ત્રૈલોક્યમાં કોઈ જીતી શકે નહી એવા અરજુને બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કર્યો. મહા શૂરવીર એવા કર્ણે તે અસ્ત્રને પણ શાંત કરી દીધું. બ્રહ્માસ્ત્ર શાંત થવાથી ભીમે અત્યંત ક્રોધ કરી અરજુનને કહ્યું કે તું અસ્ત્રવિદ્યાનો આચાર્ય છતાં તારા અસ્ત્રોને તે તોડી નાખે છે એ તને હીનપસ્તી ભરેલું છે. માટે હવે તુરત બીજાં અસ્ત્રોનો પ્રયોગ કરી કર્ણનો વધ કર. ભીમનાં વચનથી અરજુને સૂર્યનાં કિરણો જેવાં અપાર પ્રજ્વલિત બાણોથી દિશાઓ તથા કર્ણનો રથ ઢાંકી દીધો. અસંખ્ય અસ્ત્રો કૌરવોના સૈન્ય ઉપર પડવા લાગ્યાં. કર્ણે પણ હજારો બાણોથી આકાશને વ્યાપ્ત કરી શ્રીકૃષ્ણ, અરજુન, ભીમ તથા બીજા યોદ્ધાઓને પણ વીંધી નાખ્યા. આ સમયે અશ્વત્થામાએ દુર્યોધનને કહ્યું કે દુર્યોધન! હવે યુદ્ધને છોડી દઇ કોઇ રીતે પાંડવોની સાથે સમાધાન કરો તો બહુ સારૂં. ભીષ્મ અને દ્રોણ જેવા કપાઇ ગયા તો હવે બીજા નહિ કપાય એમ શી રીતે આશા રાખી શકાય, પાંડવો તારા બાંધવો છે. માટે પાંડવોને સાથે રાખી રાજ્ય કર જો તું મારૂં કહેલું માને તો અવશેષ રહેલા યોદ્ધાઓ જીવતા રહે. પ્રથમ પણ તમોને વિદુર આદિએ સમાધાન માટે બહુ બહુવાર કહ્યું હતું. દુર્યોધને કહ્યું કે દુઃશાસનને મારીને ભીમ જે વચનો બોલ્યો છે તે મારા હૃદયમાં ખુંચી રહ્યાં છે. માટે હવે તમારે યુદ્ધ અટકાવવુંજ નહિ. અરજુન બહુ થાકી ગએલ છે માટે કર્ણ જરૂર તેને મારશે,

## કર્ણનો વધ.

બન્ને મહાવીરોનાં બાણોને લીધે જેમ ઝાકળથી સૂર્ય ઢંકાઇ જાય તેમ અરજુનનાં બાણોથી સઘળી દિશાઓ અને કર્ણનો રથ ઢંકાઇ ગયો એટલે તેના યોદ્ધાઓ તેને મૂકી ભાગી ગયા. કર્ણ શત્રુનાં બાણોને તોડી નાંખી જરાપણ નહિ ગભરાતાં શત્રુની સામે પ્રબળ યુદ્ધ કરવા લાગ્યો. અને પરશુરામની પાસેથી શિખેલ આથર્વણઅસ્ત્રથી તેણે અરજુનના અસ્ત્રોનો નાશ કરી નાખ્યો. તોપણ કર્ણ જ્યારે અરજુનથી વધી શક્યો નહિ ત્યારે તેણે સર્પમય બાણનો ઉપયોગ કરવાનું મનપર લીધું. ખાંડવ વન બાળતી વખતે જે માતાને અરજુને મારી નાંખી હતી તે નાગે કર્ણના પ્રદીપ્ત બાણમાં પ્રવેશ કર્યો હતો એ સર્પમય બાણ કર્ણે ધનુષમાં સાંધ્યું ત્યારે શલ્યે તેને કહ્યું કે આ બાણ અરજુનના કંઠમાં પડશે નહિ, પણ કપાળમાં પડશે. માટે તેને બીજી વાર સાંધ, એમ કહી સમજાવતાં કર્ણે માન્યો નહિ, પણ સિંહનાદ કરી " અરજુન, હવે તને માર્યો છે. એમ સમજી એમ બોલી કર્ણે મંત્ર ભણી તક્ષક પુત્રને બાણને અગ્રે સ્થાપી અરજુનનો અવશ્ય વધ થશે એમ જાણી કંઠ લક્ષીને મૂક્યું. તેથી સૌ પાંડવો ત્રાસ પામી ગયા અને દેવતાઓ વિસ્મિત થયા. પણ વેગ કરતું તે બાણ અરજુનના કંઠને સ્પર્શ કરે તેટલામાં શ્રીકૃષ્ણે પગની ભીંસ દઇ ઘોડાને બેસાડી દીધા એથી રથનો કેટલોક ભાગ પૃથ્વીમાં પેસી ગયો તેથી તે સર્પમય બાણ અરજુનનો મુકુટ જે ઇંદ્રે આપ્યો હતો તેને છેદી ચાલ્યું ગયું. આ રીતે શ્રીકૃષ્ણના પ્રયત્નને લીધે બીજીવાર અરજુન બચ્યો. તે નાગ ફરીથી બાણમાં સંધાવા માટે કર્ણ પાસે આવ્યો પણ કર્ણે બીજીવાર એના એ બાણને સાંધવાની ના પાડી તેથી તે નાગ પોતે અરજુનના વધ માટે જવા લાગ્યો, એટલે અરજુને તેને બાણે કરી છેદી નાખ્યો. અરજુનના ઘોડાઓ ઉઠતા હતા તેટલામાં કર્ણે દશ બાણોથી તેને વીંધી નાખ્યો. અરજુને પણ એક ઝેરી બાણ મૂક્યું. જે બાણે કર્ણના બખતરને તોડી તેની છાતીમાંથી ઘણું લોહી નીકળ્યું આથી કોપ પામી કર્ણે મોટી ચાલાકીથી હજારો બાણો ફેંકવા માંડયાં અને ગર્જનાથી અરજુને કાલદંડ જેવાં સેંકડો બાણોથી કર્ણને વ્યથિત કરી તેનો મુકુટ, કુંડલ તથા બખતરને કાપી નાખ્યાં. અરજુનના પ્રબળ બાણોથી કર્ણના શરીરમાંથી લોહીના પ્રવાહો ચાલવા લાગ્યા પોતાના શત્રુ કર્ણને ઝપાટામાં લઇ અરજુને તેને આયુધો છોડાવ્યાં એટલે અત્યંત પીડાને લીધે તેની મુઠી શિથિલ પડી ગઇ. હાથમાંથી ધનુષ પડી ગયું અને પોતે પણ મૂર્છિત થઇ પડી ગયો. તેની એ સ્થિતિ જોઇ યુદ્ધના નિયમ અને વીર પુરૂષની મર્યાદા પ્રમાણે અરજુન પ્રહાર કરતો અટક્યો, પણ શ્રીકૃષ્ણે કહ્યું કે કર્ણને જો વિ-

શ્રામ મળશે તો તે સમર્થ થઈ તને મારી નાખશે. કર્ણ તેટલામાં તો ઉઠ્યો અને અત્યંત ગભરાયા છતાં પણ શત્રુનાં અસ્ત્રોનું નિવારણ કરી પોતાનું ભારે પરાક્રમ દેખાડવા લાગ્યો. પણ તે વખતે કર્ણના રથનું ડાબી તરફનું પરડું ધરીમાંથા નિકળી પૃથ્વીમાં પેઠું. અને તેને પરશુરામે જે અસ્ત્ર વિદ્યા શિખવી હતી, તેપણ તેના મનમાંથી જતી રહી. તત્કાળ કર્ણે રથ ઉપરથી ઉતરી પરડું કહાડવા માંડ્યું, પણ પરડું નહિ નિકળતાં ક્રોધને લીધે તેનાં નેત્રમાંથી આંસુઓ પડવા લાગ્યાં, અને તે ધર્મની નિંદા કરવા લાગ્યો. અરજુનને ઉપરાઉપરી બાણો નાખતો જોઇ તેણે તેને કહ્યું કે એક મુહુર્ત તો અવકાશ આપ? હું મૃત્યુથી બીતો નથી પણ તું ઉત્તમ ક્ષત્રિય છે તેથી તને વીર પુરૂષોના ધર્મનું સ્મરણ આપું છું. તેનાં વચનોથી અરજુન અચકાતાં શ્રીકૃષ્ણે કહ્યું કે કર્ણ ! તું ધર્મનું સ્મરણ કરે છે તે ઠીક છે. રજસ્વલા દ્રૌપદીને બળાત્કારથી સભામાં બોલાવ્યાં ત્યારે તને ધર્મનું સ્મરણ કેમ નહિ આવ્યું? શકુનિના હાથથી યુધિષ્ટિરને કપટ જુગટું રમી હરાવ્યા ત્યારે વનવાસનાં તેર વર્ષ વ્યતીત થયા પછી યુધિષ્ટિરને રાજ્ય આપ્યું નહિ ત્યારે, તારી સલાહથીજ દુર્યોધને ભીમને સર્પ કરડાવ્યા તથા ઝેર ખવરાવ્યું ત્યારે, વારણાવતમાં લાખના ઘરમાં સુતેલા પાંડવોને દુર્યોધને તારી સલાહથીજ સળગાવવા ગોઠવણ કરી ત્યારે, ઘણા જણ મળી અભિમન્યુને માર્યો ત્યારે અને જુગારની સભામાં દ્રૌપદી તથા પાંડવોને અયોગ્ય વચનો સંભળાવ્યાં ત્યારે તારો ધર્મ ક્યાં ગયો હતો ? તું તારા લાભને વાસ્તે ગમે તેવી ધર્મની વાતો કર પણ અરજુન હવે તને જીવતો છોડનાર નથી. કૌરવોનાં પાપનું ફળ અને પાંડવોના ધર્મનું ફળ અહીં પ્રત્યક્ષ પ્રાપ્ત થયું છે. શ્રીકૃષ્ણનાં વચનથી લજાઈ નીચું જોઈ કર્ણ એમને એમ રથમાં બેસી યુદ્ધ કરવા લાગ્યો. તેણે હાથમાં ધનુષ લઇ ભયંકર બાણથી અરજુનની છાતી વીંધી નાખી. છાતી વીંધાયાથી હાથમાંથી ગાંડીવ ધનુષ પણ શિથિલ થઈ ગયું. આ સમયનો લાભ લઇ કર્ણ પાછો રથમાંથી ઉતરી પરડું ખેંચવા લાગ્યો. પણ કંઇ વળ્યુ નહિ. આ વખતે અંતરિક્ષમાંથી વાણી થઈ કે હે કર્ણ તારા રથનાં ચક્રને પૃથ્વી ગળે છે. (કારણ કે એક બ્રાહ્મણ જેનાં વત્સને કર્ણે અજાણથી માર્યો હતો તેણે કર્ણને શ્રાપ આપ્યો હતો કે તારા મરણ સમયે તારા રથનું ચક્ર ધરતીમાં યુદ્ધ વખતે પેસી જશે.) અરજુનને શ્રીકૃષ્ણે સાવધ કર્યો અને એણે બાણો મારવા માંડયાં એટલે ફરી વાસુદેવે કહ્યું કે કર્ણ પાછો રથમાં બેઠો નથી તેટલામાં રૌદ્રાસ્ત્રથી તેનું મસ્તક કાપી નાંખ. શ્રીકૃષ્ણના વચનથી પ્રાંજલિક બાણને રૌદ્રાસ્ત્રથી મંત્રી ધનુષમાં ખેંચી અરજુન બોલ્યો કે જો મેં કંઈ પણ તપ કર્યું હોય, ગુરૂઓની સેવા કરી હોય અને

સત્યનું રક્ષણ કર્યું હોય તો આ અંજળી આકારના અભિમંત્રિત બાણો કર્ણનો વધ થજો. તે બાણના વેગથી મહાવીર કર્ણનું ચળકતું મસ્તક ધડથી ઉડી દૂર જઇ પડ્યું. સૂર્ય દેવના પુત્ર કર્ણના દેહમાંથી તેજ આકાશમાં ફેલાઇ સૂર્ય પ્રત્યે પ્રવિષ્ટ થયું અને અસ્ત થતા સૂર્ય, કર્ણના દેહને કિરણોથી સ્પર્શ કરી આકાશને લાલચોળ બનાવી નિસ્તેજ થઇ અદૃશ્ય થયા. પાંડવોએ જયનાં વાજાં વગડાવ્યાં અને કૈરવો હાહાકાર કરવા લાગ્યા.

માગણ લોકને કલ્પવૃક્ષ રૂપ જેવો, કૈરવોને મોટા આધાર રૂપ અને જેના મોઢામાંથી નહિ આપું એવા અક્ષરો તો કોઇ દિવસ નિકળ્યાજ ન હોતા, તેની ઉદારતા આગળ તો સીમા. કર્ણ નિત્ય સહસ્ત્ર બ્રાહ્મણને દશ સહસ્ત્ર ગોદાન આપતો. આવો મહાદાનેશ્વરી કર્ણ લડાઇમાં કામ આવ્યો તો પણ તે મરણ પછી પણ જીવતા સરખોજ દેખાવા લાગ્યો. કર્ણ સરખો દાતા નહીં એવું આજ પણ સર્વ ઠેકાણે બોલાય છે.

## દુષ્ટ દુર્યોધનનો દુરાગ્રહ.

કર્ણના મરણ પછી કૃપાચાર્યે દુર્યોધનને કહ્યું કે હજી પણ સમજ અને પાંડવો સાથે સમાધાન કર. તું યુધિષ્ઠિરને પગે લાગીશ તો તે તને રાજ્ય આપશે. શ્રીકૃષ્ણ તથા પાંડવો ધૃતરાષ્ટ્રનું વચન માન્યા વિના રહેશે નહિ, માટે જો તારી ઇચ્છા હોય તો ધૃતરાષ્ટ્રથી વષ્ટિ કરાવીએ. દુર્યોધને કહ્યું કે મેં ઘણાં ઘણાં કપટો રચી આટલું આટલું પાંડવોને દુઃખ દીધું અને શ્રીકૃષ્ણની વૃષ્ટિ વખતે મોટો દગો ગોઠવ્યો હતો. વળી પોતાના ભાણેજ અભિમન્યુનું વૈર પણ શ્રીકૃષ્ણ શી રીતે ભૂલે ! હું મહારાજા કહેવાઇ હવે છેલ્લીવારે પાંડવોનો તાબેદાર થાઉં એતો કેમજ બને ? ઘરમાં મરવું એ ક્ષત્રિઓને મોટી ખોટ છે. માટે તો હું યુદ્ધમાંજ મરવા ધારૂં છું મારે વાસ્તે યુદ્ધમાં અસંખ્ય યોદ્ધાઓની કતલ કરાવી હવે હું જીવતો રહેવા ઇચ્છું એ મારાથી બનેજ નહિ. એ તેનું ધીટપણું જોઈ કૈરવોનું સૈન્ય પાછું ઉસ્કેરાયું.

# શલ્ય પર્વ ૯ મું.



## શલ્ય સેનાધિપતિ થયો.



કર્ણ લડાઇમાં પડયા પછી દુર્યોધન રાંક અને બેભાન જેવો બની ગયો. વારંવાર અત્યંત ઉંડા નિસાસા મૂકવા લાગ્યો અને હાય કર્ણ; વોય કર્ણ એમ વારંવાર પોકાર કરવા લાગ્યો. દુર્યોધન અશરણ જેવો થઇ ગયો એટલે સૈન્યનો જમાવ કે પરાક્રમ વાપરવાની કૌરવોના પક્ષમાં કોઇની તાકાત રહી નહિ. ઘણા એક યોદ્ધાઓ વાહનોને દોડાવી અને ઘણા એક વાહનોને પડતાં મૂકી પોબારાં ગણવા લાગ્યા. અરજુન મનેજ મારવા આવે છે, ભીમ મારીજ પાછળ દોડતો આવે છે, શ્રીકૃષ્ણ મારાજ ઉપર કોપ કરશે અને યુધિષ્ટિર પોતાના ધર્મ બળથી મનેજ ભસ્મ કરી નાંખશે એમ શત્રુના સૈન્યમાં દરેકને બીક લાગી જવાથી કેટલાએક પડી જવા અને મરી જવા લાગ્યા પોતાના સૈન્યને વીખરાતું તથા ભાગતું જોઇ હાહાકાર કરી દુર્યોધન સારથીને કહેવા લાગ્યો કે મારા રથને પાંડવોના સૈન્યના પાછલા ભાગની તરફ રાખ. હું આજ અરજુન, શ્રીકૃષ્ણ, અને ભીમને મારી કર્ણના રણમાંથી મુક્ત થઇશ. દુર્યોધનના કહેવાથી સારથીએ રથને તે પ્રમાણે હાંકયો, રથને સૈન્યમાં આવતો જોઇ ભીમ, ધૃષ્ટદ્યુમ્ન તથા અરજુન તેને ચારે કોરથી ઘેરી વળ્યા. અને તેના પર તીવ્ર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા. ભીમે રથમાંથી નીચે ઉતરી હાથમાં ગદા લઇ દોડી શત્રુના પચ્ચીસ હજાર પ્યાદલોને મારી નાખ્યા નકુલ, સહદેવ અને સાત્યકિ, શકુનિના સૈન્યને કાપવા લાગ્યા અને અરજુન રથોના સમૂહને તોડવા લાગ્યો. દુર્યોધન એકલો તે સઘળાની સામે લડવા લાગ્યો, અને પોતાનાં ભાગતાં સૈન્યને રોકી કહેવા લાગ્યો કે શ્રીકૃષ્ણ તથા અરજુન ઘણુાજ જખમી થઈ ગયા છે અને પાંડવોનું લશકર બહુજ થોડું રહ્યું છે. તો હવે શું કરવા બીઓ છો, લડાઇ કરો, આપણો અવશ્ય જય થશે.

દુર્યોધન પોતાના સૈન્યને ઉશ્કેરતો હતો; તોપણ તેના પક્ષના યોદ્ધાઓ તેને કાન નહિ દેતાં ભાગવા લાગ્યા, આ વખતે શ્રીકૃષ્ણે અરજુનને કર્ણના મરણની ખબર યુધિષ્ટિરને આપવા જવાનું કહેતાં તેણે વેગથી ત્યાં જઇ યુધિષ્ટિરના પગમાં પડી કહ્યું કે કર્ણ મરણ પામ્યો છે, તમારો વિજય થયો છે. યુધિષ્ટિર ગદ્દ ગદ્દ કંઠથી શ્રીકૃષ્ણ પ્રતિ બોલ્યા કે તમે આજ મને રાજા બનાવ્યો. મેં તેના ભયને લીધે તેર વર્ષ ઉજાગરાથી કહાડયાં છે.

સૈન્ય રણભૂમિમાંથી પાછું વળ્યા પછી સઘળી સેના સાથે દુર્યોધને આસરે આઠ ગાઉ દૂર મેદાનમાં જઇ સ્નાન કર્યું, વિચાર કર્યો અને રાત્રિ પણ ત્યાંજ ગાળી, અઢારમે દિવસે સવારમાં શલ્યને સેનાપતિ બનાવવામાં આવ્યો.

## શલ્યનું મરણ.

અઢારમે એટલે છેલ્લે દિવસે દુર્યોધનની આજ્ઞાથી કૃપાચાર્ય, અશ્વત્થામા, શકુનિ તથા બીજા પણ યોદ્ધાઓએ શલ્યને મળી ઠરાવ કર્યો કે આજ આપણામાંથી કોઇ પણ જણે એકલાએ પાંડવોની સાથે લડવું નહિ, આ પ્રમાણે ઠરાવ કરી કૌરવો રણભૂમિમાં આવ્યા એટલે પાંડવો પણ પોતાની સેનાના વ્યૂહને ગોઠવી હાજર થયા. યુદ્ધ શરૂ થતાં ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી તથા સાત્યકિને સાથે રાખી યુધિષ્ટિર શલ્યની સેનાને મારવા લાગ્યા, અર્જુન કૃતવર્મા તથા સંસપ્તકોની સાથે યુદ્ધ કરવા ચાલ્યો. ભીમ કૃપાચાર્યની સામે દોડ્યો. નકુલ તથા સહદેવ શકુનિ તથા તેના પુત્ર ઉલૂકની સાથે લડવા લાગ્યા, આ છેલા દિવસની લડાઇમાં કૌરવોની સેનામાં અગિયાર હજાર રથો, દશ હજાર સાતસો હાથીઓ, બેલાખ ઘોડાઓ અને કેટલોએક ભાગ પ્યાદલોનો બાકી હતો, પાંડવોના સૈન્યમાં છ હજાર હાથીઓ, છ હજાર રથો દશ હજાર ઘોડાઓ અને કૌરવોના કરતાં થોડા પ્યાદલો બાકી રહ્યા હતા. પરસ્પર બાણોની વૃષ્ટિ ચાલતાં ભારે શબ્દો કાને પડવા લાગ્યા. સઘળી રણભૂમિ લોહીથી ભીંજાઇ રહી. કર્ણના દીકરા ચિત્રસેને નકુલની સામે બહુજ લડી તેને કાયર કરી નાખ્યો. પણ નકુલે રથમાંથી ઉતરી ઢાલ તરવાર લઇ તેનાં સઘળાં બાણોને ઢાલથી અટકાવી શત્રુના રથ ઉપર ચડી ચિત્રસેનનું મસ્તક કાપી નાખ્યું; અને એ પ્રમાણે કર્ણના બીજા બે પુત્રોને પણ મારી નાખ્યા. આ વખતે ગદા યુદ્ધમાં નિપુણ એવા શલ્યે એક ભાલું ભીમના શરીરમાં ભોકર્યું તેણે તે ભાલાંને પોતાની છાતીમાંથી કહાડી તેથીજ શલ્યના સારથીને મારી નાખ્યો. સારથીને મરણ પામેલો જોઇ શલ્ય ગદા લઇ ભીમની સામે યુદ્ધ કરવા આવ્યો. બન્નેના શરીર ઉપર ગદાઓના પ્રહાર પડવાથી તેઓ એકી વખતે રણભૂમિમાં પડી ગયા, કૃપાચાર્ય શલ્યને પોતાના રથમાં નાખી દૂર લઇ ગયા, પણ ભીમ જરાવારમાં ઉભો થઇ તેને હાક મારવા લાગ્યો આ સમયે બન્ને સૈન્યના યોદ્ધાઓ મરણીયા થઈ યુદ્ધ કરતા હતા. થોડા વાર પછી શલ્ય બીજા રથમાં બેસી યુધિષ્ટિરની સામે થયો. યુધિષ્ટિરના સઘળા યોદ્ધાઓ શલ્યથી કાયર થઈ જતાં તેણે સઘળા ભાઇઓને બોલાવીને કહ્યું કે તમો સઘળાઓ પોત પોતાનાં કામો બજાવી ચુકયા છો. હવે શલ્યને મારવાનું કામ મારૂં છે. એમ કહી તે શલ્યની સામે મોટા જોસથી લડવા લાગ્યા. ક્રોધથી ધ્રુજતા યુધિષ્ટિર દારૂણ થઈ હજારો યોદ્ધાઓને

કાપવા લગ્યા. બન્નેના શરીરમાંથી લોહીની ધારાઓ ચાલવા લાગી. યુધિષ્ઠિરે ક્રોધ ભરેલી રીતે સંગ્રામમાં શૂરવીર અને અતિરથી શલ્યની શામે, મોટી સાંગ ઉપાડી માર્યો છે, એમ બોલી પોતાની સઘળી શક્તિ વાપરી તે સાંગ શલ્યની ઉપર ફેંકી. સાંગથી શલ્યની છાતી ભેદાઇ ગઇ અને તે મરણ પામી ધરતી ઉપર પડયો.

## દુર્યોધનનું સંતાવું.

શલ્ય મરી જતાં દુર્યોધનનાં ગાત્રો ભાંગી ગયાં. સૈન્ય વિમુખ થઇ ગયું. પાંડવોના સાત્યકિ વગેરે યોદ્ધાઓ વધારે જોરથી લડવા લાગ્યા. કૃતવર્માએ સાત્યકિના ઘોડાઓ તથા ધનુષને કાપી નાખ્યાં, અને સાતસો વીર રથિઓ એકદમ યુદ્ધ કરવા સારૂ શત્રુના સૈન્યમાં પેઠા, ભારે કતલ ચલાવી યુધિષ્ઠિરને ગભરાવી દીધા. પણ અર્જુન, ભીમ, નકુલ, સહદેવ, સાત્યકિ, દ્રૌપદીના પુત્રો, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી અને સઘળા પાંચાલો ઝડપથી ત્યાં આવી તેઓને કાપવા લાગ્યા. તેઓને કપાતા જોઇ શકુનિએ દુર્યોધનને કહ્યું કે આપણે ભેળા રહીને લડવાનો ઠરાવ કર્યો છે છતાં તમે જુદા રહી આ લોકોને કેમ કપાવો છો? ક્રોધમાં આવેલા એ શૂર લોકો આપણો હુકમ માન્યા વગર પાંડવોની સામે થયા છે, એમ કહી તે દુર્યોધનને સાથે લઇ પાંડવો ઉપર તૂટી પડયા. દુર્યોધને પોતાની સઘળી આશાઓ નષ્ટ થઇ જતાં પણ બહુ જોસથી લડવા માંડયું, પણ મધ્યાન્હના પરિશ્રમ અને શલ્યના શોકને લીધે નિરાશ થઇ કૌરવોના યોદ્ધાઓ ભાગવા લાગ્યા. પણ દુર્યોધન અને સુદર્શ એ મરણીયા થઇ પાંડવોની સામે થઇ ભીમની ઉપર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો. ભીમ હાથમાં ગદા લઇ રથમાંથી ઉતરી તેના સૈન્યને મારવા લાગ્યો. દુર્યોધનના સૈન્યનો શાલ્વ રાજા એક મોટા હાથીપર બેસી પાંડવોની સામે થયો અને તેના સૈન્યમાં ત્રાસ વર્તાવી મૂક્યો. ધૃષ્ટદ્યુમ્ન તે હાથીની સામે થયો. શાલ્વે હાથીને ધૃષ્ટદ્યુમ્નની સામે હાંકયો ત્યારે તેણે પાંચસો બાણોથી હાથીનું કુંભસ્થળ ભેદ્યું. શાલ્વે ભાગતા હાથીને પાછો વાળી ધૃષ્ટદ્યુમ્નના ઉપર હાંકયો, પણ તે ગદા લઇ રથમાંથી ઉતરી ગયો. ધૃષ્ટદ્યુમ્નને ગભરાએલો જોઇ ભીમ, શિખંડી તથા સાત્યકિ તેની સહાયતા માટે આવી પહોંચ્યા, એટલે તેણે તે હાથીની સામે આવી ગદાથી તેના કુંભસ્થળને તોડી નાખ્યું કે હાથી પડયો અને શાલ્વ તેના ઉપરથી ઉતરવા જતો હતો તેટલામાં સાત્યકિએ તેનું માથું કાપી નાખ્યું. દુર્યોધને મરણીયા થઇ લડતાં ચેકિતાનને માર્યો ત્યારે અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું કે તે તરફ જલદી રથ હાંકો. આજ મારે શત્રુઓનો અંત આણવાનો છે. યુદ્ધ કરતાં અઢાર દિવસ થયા, ઘણાક મહાવીરો કપાઇ ગયા, ભીષ્મ તથા દ્રોણ જેવા પણ મુવા, તોપણ દુર્યોધને પોતાની મૂર્ખાઇ છોડી

નહિ, અને હજી પણ જીવતાં સુધી તેની મૂર્ખાઇને છોડશે નહિ. તેના જન્મ વખતે વિદ્વાનોએ જે કહ્યું હતું તે ખરૂં પડયું. શ્રીકૃષ્ણે કૌરવની સેનામાં ઘોડા હાંકી મૂકયા. અને અરજુને મોટી કતલ ચલાવવા માંડી, તેનું વિધવિધ પરાક્રમ જોઇ દુર્યોધન ત્રાસ પામી ઘોડાપર બેસી ત્યાંથી ખસી ગયો. સૈન્યમાં તે કયાંય પણ જોવામાં નહિ આવતાં અશ્વત્થામા, કૃપાચાર્ય તથા કૃતવર્મા આદિ યોદ્ધાઓ તેને મરણ પામેલો માની લેવાઇ ગએલે મોહોડે ચારે તરફ તેની શોધ કરવા લાગ્યા. દુર્યોધન શકુનિની ફોજમાં ગયો છે એમ કેટલાક કહેવા લાગ્યા.

સંજય ધૃષ્ટદ્યુમ્નથી હારી જઇ પાંડવોની સેનાના બીજા પ્રદેશમાં જતાં સાત્યકિએ તેના સહાયકોને મારી તેને જીવતો પકડી લીધો. ભીમે દુર્યોધનના બાકી રહેલા સોળ ભાઇઓને મારી નાખ્યા. હવે ફક્ત દુર્યોધન અને સુદર્શ એ બે જીવતા રહ્યા ત્યાં સુધી લડયા કરયું છેવટે બાંધવો જેના હણાયાછે એવા દુર્યોધનનેજ મારવાની તેની પ્રતિજ્ઞા બાકી રહી હતી. સહદેવે શકુનિના પુત્ર ઉલૂકનું શિરકાપી નાખ્યું. પુત્રને મરણ પામેલો જોઇ વિદુરના વચનોને સંભારી નિસાસા મૂકી ભીમને છોડી શકુનિ સહદેવને વીંધવા લાગ્યો: સહદેવે હિણી સલાહ આપનાર શકુનિના રથ તથા ઘોડાઓને કાપી નાખી છેવટે તેના માથાને પણ કાપી નાખ્યું. શકુનિને મરણ પામેલો તથા પોતાના બાંધવો અને સૈન્યનો ક્ષય થએલો, અને પાંડવોને ગર્જના કરતા જોઇ દુર્યોધન પોતાના હણાયલા ઘોડાને છોડી દઇ મરણના ભયથી હાથમાં ગદા લઇ પગે પાળે એક સરોવર તરફ ભાગ્યો આ ખબર બંને પક્ષના યોદ્ધાઓને ગણ પડી નહિ. પાંડવો અવશેષ રહેલી કૌરવની સેનાને કાપવા મંડયા હતા તેટલામાં સાત્યકિએ વેદવ્યાસના વચન ઉપરથી સંજયનાં હથિયાર છીનવી લઇ તેને જીવતો છોડી દીધો. સંજય હસ્તિનાપુર તરફ જતાં રણભૂમિથી એક ગાઉપાણીના ધરાની પાસે ગદા લઇ ઉભેલો દુર્યોધન તેના જોવામાં આવ્યો પરસ્પર બંનેની આંખમાંથી આંસુ ભરાઇ આવ્યાં. સંજયે પોતાના પકડાવાની તથા છુટવાની વાત તેને કહી સંભળાવી અને તમારા સઘળા ભાઇઓ તથા સૈન્ય કપાઇ ગયું અને ફકત અશ્વત્થામાં, કૃપાચાર્ય તથા તથા કૃતવર્મા અને તમે એ ચાર સિવાય આપણામાંથી કોઇ પણ જીવતો જોવામાં આવતો નથી એમ કહ્યું આમ ખબર મળતાં તેણે સંજયને કહ્યું કે દૈવની ઇચ્છા પ્રબળછે. હવે તું મારાપિતા ધૃતરાષ્ટ્રને જઇને કહેજે કે સઘળા સૈન્યની કતલ થઈ ગઇ છે. અને દુર્યોધન પાણીમાં પેસી ગુપ્ત રહ્યો છે. આ પ્રમાણે કહી દુર્યોધન ધરામાં પેસી ગયો. તે ધરામાં પેઠા પછી અશ્વત્થામાં, કૃપાચાર્ય તથા કૃતવર્મા દુર્યોધનની શોધ કરતા કરતા ત્યાં આવ્યા ત્યાં સંજયને ઉભેલો જોઇ

તેઓએ તેને પૂછયું કે દુર્યોધન કયાં છે, સંજયે તેને કહ્યું કે તે મારી સાથે વાતચિત કરી આ ધ્રોમાં પેઠો છે અને હું હસ્તિનાપુર જાઉં છું. સંજયનાં વચન સાંભળી અશ્વત્થામા વિલાપ કરવા લાગ્યો કે હાય હાય, ધિક્કાર છે. આપણા જીવતાં છતાં રાજા જો આપણી સાથે હોતતો આપણે હજુ પણ પાંડવોને જીતવા સમર્થ છીએ. આમ વિલાપ કર્તા હતા તેટલામાં દુર્યોધનના શોધ કરતા કરતા પાંડવો ત્યાં આવતાં દૂરથી તેઓના જોવામાં આવ્યા. એટલે તે ત્રણે જણ સંજયને લઇ કૌરવોની ફોજના ઉતારામાં ગયા. ત્યાં સૈન્યનો ક્ષય થયાના ખબર સાંભળી મોટો શોક અને કોલાહલ મચી રહ્યો કૌરવોની સ્ત્રીઓ રોવા, કુટવા તથા પછાડા ખાવા લાગી હાહાકાર કરી માથાના વાળને ઉખેડી નાખ્યા. અત્યંત રૂદન કરતાં સઉ કેટલોક સામાન લઇ હસ્તિનાપુર તરફ ચાલતા થયા.

અશ્વત્થામા વગેરે ત્રણ જણ રાત્રિયે પાછા આવી તળાવને કિનારે ઉભારહી દુર્યોધનને તેણે ફરીથી યુદ્ધ કરવા કહ્યું કે એ રાજા, તું બહાર આવ, અમે ત્રણ પાંડવોને પૂરા પાડીએ તેવા છીએ. પણ થાકી ગએલો તેથી લડવાની ઇચ્છા બતાવી નહિ દુર્યોધન બોલ્યોકે તમોને મોટી કતલમાંથી જીવતા દેખું છું એ બહુ સારૂં થયું છે તમો થાકી રહ્યા છો, હું પણ બહુજ જખમી થયો છું, પાંડવોનું બળ વધ્યું છે, માટે આજ તો તેઓની સાથે લડવાની મારી ઇચ્છા નથી અત્યારે દૈવ પાંડવોને અનુકૂળ છે માટે હવે યુદ્ધ જારી રાખવું એ સારૂં નથી; તમે સ્વસ્થ રહો; હમણાંતો હું ભવિષ્યની ગહન ગતિ જોયા કરૂં છું. એ પ્રમાણે વાત થાય છે તેટલામાં ભીમને એક વિશ્વાસુ ખાટકી કે જેણે પ્રથમ અશ્વત્થામા વગેરેને બોલતા સાંભળ્યા હતા તેને તે પત્તો આપવાથી પાંડવો ત્યાં આવતા હતા તેઓને દેખી તે ત્રણ જણ એક વડના ઝાડને ઓથે શું થાય છે તે જોવાને સંતાયા.

## ધૃતરાષ્ટ્રને માઠા ખબર.

આ પ્રમાણે દારૂણ સમય વર્તી રહ્યો હતો અને પાંડવો દુર્યોધનનો પત્તો મેળવવા માટે લોકોને પૂછપાછ કરતા હતા; તેટલામાં ધૃતરાષ્ટ્રનો વાણીયાણીથી ઉત્પન્ન થયેલો યુયુત્સુ જે યુદ્ધના આરંભમાં પાંડવોના પક્ષમાં મળ્યો હતો તેણે સમય જોઇ વિચાર કર્યોકે ધૃતરાષ્ટ્રના પુત્રોમાં હું એકજ બચ્યો છું મારે ભાઇઓના જનાનાને લઇ હસ્તિનાપુર જવું જોઇએ એમ ધારી તેણે યુધિષ્ઠિરની રજા લઇ જનાનાની સ્વારીમાં પહોચી તેઓની સાથે તે હસ્તિનાપુરમાં જઇ પહોચ્યો. ત્યાં વિદુર સામે મળ્યા તેને હાથ જોડી સર્વ ખબર આપ્યા. હવે તું મારી સાથે દરબારમાં આવી ધૃતરાષ્ટ્રની પાસે સઘળી વાતચીત કરજે એ પ્રમાણે વિદુરના કહેવાથી યુયુત્સુએ રાજા પાસે સઘળી

વાત ચીત કરી

સઘળા માઠા ખબરો મળવાથી શહેર તેથા દરબાર શૂન્ય જેવાં થઇ ગયાં શોક તથા વિલાપના શબ્દો ચારે બાજુ ફેલાઇ રહ્યા. અને ઘણી ગ્લાનિને લીધે સર્વના મુખ મ્લાન થઇ રહ્યાં.

### ગાંધારી વિલાપ.

મારા જીવન આધાર પુત્રો! તમારા વિષે આ શું માઠા ખબરો? અરે આ વિપરિત બુદ્ધિથીજ મારાં સુકોમળ બાળકોનો નાશ થયો. ઇશ્વર આ શું કોપ? અરે પ્રભુ મારી શી વલે થશે? "હર હર હર?" (મુર્છા પામે છે, તેમને શ્રીકૃષ્ણ આશ્વાસના કરી જાગૃત કરે છે) ગાંધારી—મારા લાડકવાયા પુત્રો, મારાં ચક્ષુના તેજ! તમારા વિના હું અંધકારના આવાસમાં ભુલી ભમું છું! તમને જોઈ મારા નેત્રમાં ઠંડક વળતી, જેથી હું તમને મારી દૃષ્ટિથી દૂર કરી શકતી નહીં તેનું તમે જીવતર વૃથા કરી ચાલ્યા ગયા! પુત્ર વિના તો જીવવું ધિક્કાર છે. પ્રભુ આ શી નિર્દયતા, વૃદ્ધાવસ્થામાં પણ દુઃખ દેખાડવાને માટે તમે મને શું કરવાને આયુષ્ય આપ્યું! આ દુઃખ નહિ દેખવાને માટે હું અગાઉથી મૃત્યુ પામી હોત તો સારૂં થાત! અરે! મારા જેવી દુઃખણી કોઇજ નહીં હોય! અરે અભાગીઆ આત્મા તું મારા કિશોર બાળકોને મરી જતા નહીં જોવાને માટે હજુ આ નિર્દય દેહમાંથી કેમ નીકળી શતો નથી! હવે મારાં નસીબ ફુટી ગયાં રે પ્રભુ!! (બહુજ રૂદન કરે છે તેમને શ્રીકૃષ્ણ છાનાં રાખે છે.)

# ગદા પર્વ ૧૦ મું.

## યુધિષ્ઠિરે દુર્યોધનને મારેલાં મેણાં.

યુધિષ્ઠિરે સઘળા સૈન્યની સાથે તે દ્રોની પાસે એકદમ આવી જળને નિશ્ચળ જોઇ શ્રીકૃષ્ણને કહ્યું કે દુર્યોધને પોતાની કેવી અસાધારણ યુક્તિથી આ જળને સ્થિર રાખ્યું છે, તે જુવો. કપટી દુર્યોધન કપટી જળમાં પેઠો છે. પણ આજ હું તેને કોઇ રીતે જીવતો છોડવાનો નથી તમે તમારી યુક્તિ ચલાવી તેને પાણીમાંથી બહાર કહાડો) આ પ્રમાણે શ્રીકૃષ્ણનાં વચન સાંભળી દ્રોના કિનારે ઉભી યુધિષ્ટિર બોલ્યા કે દુર્યોધન, પાણીમાં છુપી રહેવાનું કામ તેં શા માટે કર્યું છે: સઘળા ક્ષત્રિયો તથા કુળનો નાશ કરાવી જીવવાની ઇચ્છાથી જળમાં પેઠો છે એ તને યોગ્ય નથી. બહાર નિકળ અ-

અમારી સાથે યુદ્ધ કર. સઘળા લોકો તને શૂર માને છે, પણ એ માનવું આજ વ્યર્થ થયું એમ હું માનું છું. તું ઉત્તમ કુળમાં ઉત્પન્ન થએલો ક્ષત્રિય છે. કુળ; જન્મ અને અભિમાનને સંભારી બહાર નિકળ. યુદ્ધમાં ભાગી જવું એ નીચનું કામ છે. રાજ્ય ભોગવવું અથવા રણભૂમિમાં મરી સ્વર્ગમાં જવું એ ક્ષત્રિયોનું કામ છે. દીકરા, ભાઇઓ, સંબંધીઓ, મિત્રો તથા મામા વગેરેનો પ્રાણ કઢાવી તું ધ્રોમાં કેમ છુપ્યો છે? તું વૈરાગ્યથી જળમાં પેઠો છે કે નપુંસકપણાથી? કર્ણ, શકુનિ તથા દુઃશાસનની સલાહથી તેં જે જે મોટાં પાપો કર્યાછે તેઓનું આજ તને ફળ પ્રાપ્ત થયું છે. પુરૂષાર્થ, અભિમાન, પરાક્રમ ગર્જના અને અસ્ત્રવિદ્યા એ સઘળું તારૂં ક્યાં ગયું? તું અમોને હરાવીને રાજ્ય કર અથવા અમારા હાથથી મરી રણભૂમિમાં શયન કર. નપુંસક મટી ખરો ક્ષત્રિય થા. આમ અનેક કઠિન વચનો કહ્યાં.

યુધિષ્ઠિરનાં તીવ્ર વચન દુર્યોધન સહન કરી શક્યો નહિ. તેથી પૃથૂદક તીર્થના સરોવરના જળમાંથી બોલી ઉઠ્યો કે હું ભયથી જળમાં પેઠો નથી. હું એકલો છું અને મારી પાસે રથ વગેરે સાધનો પણ નથી. વળી અત્યંત થાકી પણ રહ્યો છું તેથી ફક્ત આરામ લેવા જલસ્તંભની વિદ્યાથી જળમાં પેઠો છું તું તથા તારા સઘળા પક્ષપાતીઓ પણ આરામ લો. થોડો વખત આરામ લઇને હું બહાર આવી સઘળાઓની સાથે યુદ્ધ કરીશ. જ્યારે યુધિષ્ઠિરે બહુ આગ્રહ કરી કહ્યું કે અમને આરામ મળી ચુકી છે પણ તનેજ ઘણી વાર થયા શોધીએ છીએ માટે હવે તું બહાર નિકળી યુદ્ધ કર. યુધિષ્ઠિર બોલ્યા. પાણીમાં ભરાઇ રહેવું એ ઘણું અધમ છે. આવ યુદ્ધ કર અને જીત તો રાજ્ય કર. દુર્યોધન બોલ્યો હું જેઓને માટે રાજ્યની ઇચ્છા કરૂં તેઓ તો સઘળા મરાઈ ગયા છે, હવે હું પૃથ્વીને ભોગવવા ઇચ્છતો નથી યુદ્ધ કરવાનું કાંઇ પણ પ્રયોજન હવે મારા જોવામાં આવતું નથી. સહાયો વગર રાજ્ય કરીને હવે હું શું કરૂં? મારા ભાઇઓ, સગા તથા મિત્રો મુવા માટે મને આ પૃથ્વી અરણ્ય સમાન લાગે છે. હું વનમાં જઇશ. હવે આ નિર્જન પૃથ્વી તમેજ બધે ભોગવો, મારે રાજ્યનું શું કામ છે? તમે સુખે રાજ્ય કરો. હું તો મૃગચર્મ પહેરી વનમાં જઇશ. પ્રદેશ, રત્નો અને વીર વગરની પૃથ્વી તમેજ ભોગવો.

દુર્યોધનનાં દયામણાં વચનથી હાસ્ય કરી યુધિષ્ઠિર બોલ્યા કે તું પાણીમાં બેઠો બેઠો જે વચનો બોલે છે તે ખરા અંતઃકરણથી બોલતો હોય એમ હું માનતો નથી. રાજ્ય દેવાનો હવે તને અધિકાર નથી. પણ જો દેવે તો પણ તારા આપેલા રાજ્યને હું ભોગવવા ઇચ્છતો નથી. પ્રતિગ્રહ લેવો એ ક્ષત્રિયનો ધર્મ નથી. યુદ્ધમાં તને જીતીને હું રાજ્ય કરવાનો છું.

અમે માગણી કરી અને શ્રીકૃષ્ણ વષ્ટિ કરવા પધાર્યા તે સમયે તેં રાજ્ય શા માટે ન આપ્યું. હવે તું રાજ્યનો માલેક નહિ છતાં રાજ્ય દેવાને ઇચ્છે છે માટે દીવાનો થઇ ગયો છે કે શું ! હવે રાજ્ય લેવાની કે દેવાની તારામાં જરા પણ તાકાતજ નથી. સોયની અણીથી ભેદાય તેટલી પૃથ્વી પણ આપવાને તું રાજી નહોતો તે આજ સઘળી પૃથ્વી કેમ આપી દે છે ? તું ગમે તેમ પ્રપંચ કરીશ તો પણ આજ અમે તને જીવતો છોડવાના નથી. હું અને તું બન્ને જીવતા હશું ત્યાં સુધી લોકોને રાજ્યનો સંશય રહ્યા કરશે. માટે અમો તને મારીને રાજ્ય કરશું, અથવા તું અમોને મારીને રાજ્ય કર. હું તને જીવતો છોડી શકું; પણ તું તેમ કરવા યોગ્ય નથી. તેં અમારો નાશ કરવા ઘણા કપટ ભરેલા પ્રપંચો કર્યાછે. તેથી ધારૂં છું કે તને જીવતો મૂકીયે તો હજી પણ તું એવાં કપટો કર્યા વિના રહે નહિ. માટે હવે તારે જીવવાની આશા રાખવીજ નહિ.

## દુર્યોધન દુર્દશામાં છતાં તેણે એક એકથી પણ યુદ્ધ માગ્યું.

દુર્યોધને ઉત્તર આપ્યો કે, "હે પાંડવો, તમે સર્વ રથ તથા વાહન સહિત છો અને એકલો થાકી ગએલો, વાહન વગરનો, વિરથ થએલો શસ્ત્ર વગરનો, પ્યાદા એકલો શસ્ત્ર ગ્રહણ કરેલા ઘણાક શત્રુ સાથે યુદ્ધ કરવાનો હું કેમ ઉત્સાહ કરૂં ?" તો પણ આપદ્ સમયે તેનો પરાક્રમી જુસ્સો તેનામાંથી ગયો નહોતો. તેણે કહ્યું કે 'તમો અનુક્રમે એક એક જણ મારી સાથે યુદ્ધ કરો તો હું એકલો તમને સઘળાને મારી નાખવા સમર્થ છું.' હું તારા ક્રોધથી બીતો નથી પણ તને તથા તારા ભાઇઓને મારી સઘળા મિત્રોના કરજમાંથી મુક્ત થવા ઇચ્છું છું. અરે મૂર્ખ દુર્યોધન ? જ્યારે ઘણા જણ મળી એકલા અભિમન્યુને માર્યો ત્યારે તને આવો વિચાર કેમ નહિ આવ્યો ? સંપત્તિ હોય ત્યારે પરલોકનાં દ્વારને બંધજ દેખવું અને વિપત્તિ પડે ત્યારે ધર્મનો વિચાર કરવો એ નીચ લોકોની રીતી છે. તને બખતર, હથિયાર તથા બીજું પણ જે યુદ્ધનું સાધન જોઇએ તે અમારી પાસેથી લે પણ યુદ્ધ કર. જો તારે એક એકની સામે યુદ્ધ કરવાની ઇચ્છા હોય તો અમો તેમ પણ કરી દેવા તૈયાર છીએ. તું જેમ કહીશ તેમ કરી આપશું પણ જલદીથી બહાર નિકળ.

યુધિષ્ટિરનું અભિમાન ભરેલું વચન સાંભળી જેમ તેજી અશ્વ ચાબખાના મારને સહન ન કરે તેમ તે વચન સહન નહિ કરતાં દુર્યોધન તરત પાણીથી બહાર નિકળ્યો. અગિયાર અક્ષૌહિણીનો ધણી અને જેની જીભ ઉપર લોકોના શુભા શુભનો આધાર હતો એવા દુર્યોધનને ગદા લઇ એકલો ઉભેલો જોઇ સઘળા ક્ષત્રિઓ હસવા લાગ્યા. એટલે દુર્યોધન ક્રોધથી ડોક

ઠી બોલ્યો કે દુષ્ટ પાંડવો અને પાંચાલો ! તમો મારી મશ્કરી કરો છો તેનું ફળ હમણાંજ હું તમને આપીશ. જખમી થએલો અને પાણીથી ભીંજાઈ ગએલો દુર્યોધન એ પ્રમાણે બોલતાં બોલતાં યુદ્ધ કરવા તૈયાર થયો. એટલે યુધિષ્ટિરે તેને પહેરવા સોનાનું બખતર તથા માથે ધરવા લોઢાનો ટોપ અને બીજી પણ જોઈતી ચીજો તેને પુરી પાડી. એટલે બખતર પહેરી ટોપ ધારણ કરી દુર્યોધન બોલ્યો કે હવે મારી સામે લડવાને તારો કોણ જણ તૈયાર થાય છે. તમો જો અનુક્રમથી એક એક જણ મારી સામે લડશો તો હું સઘળા જણને મારી નાખ્યા વિના રહેવાનો નથી. ગદા યુદ્ધમાં મારા જેવો કોઈ સમર્થ નથી એ મને પક્કી ખાત્રી છે. વિજયના પોરસમાં આવેલા યુધિષ્ટિર બોલ્યા કે અમો પાંચ ભાઈઓમાંથી તું ગમે તેની સામે ગદા યુદ્ધ કર. પાંચમાંથી તું એકને મારી શકશે તો પણ રાજ્ય તારૂં છે.

## શ્રીકૃષ્ણે યુધિષ્ટિરને આપેલો ઠબકો.

અરે યુધિષ્ટિર ? તમે કેવું સાહસ કરવા તૈયાર થયા છો. દુર્યોધનને ગદા યુદ્ધમાં જીતી લેવાને તમો પાંચે જણમાંથી એકે જણ સમર્થ નથી. દુર્યોધને ભીમનું લોઢાનું પુતળું બનાવી તેર વર્ષ સુધી તેની સામે યુદ્ધ કરવાની કસરત કરી છે. આતો તમે ફરીવાર જુગાર માંડયો. ગદા યુદ્ધમાં તેની સામે લડવા ભીમ વિના બીજો કોઈ અધિકારી નથી. ભીમ બળવાન છે અને દુર્યોધન કળામાં વિદ્વાન છે બળવાન કરતાં વિદ્વાન વધીજાય એ સ્વાભાવીક છે. જો ભીમ ન્યાયથી યુદ્ધ કરશે તો તે દુર્યોધનને કદી પણ પહોંચવાનો નથી. અમારામાંથી એક જણને મારી તું રાજા થા; એમ તમે તેને કહો છો તેથી હું ધારૂં છું કે પાંડુના અને મારી ફઈના દીકરા રાજ્ય ભોગવવાને અવતર્યા નથી. પણ વનમાં રહેવા અને ભીખ માગવાનેજ અવતર્યા છે.

શ્રીકૃષ્ણનાં ઉપર પ્રમાણે વચનો સાંભળી ભીમ ખભી ઠોકી બોલ્યો કે શ્રીકૃષ્ણ, આપ કોઈ રીતે ખેદ નહિ કરો. હું આજ આ પાપી દુર્યોધનને મારી વૈરનો છેડો આણીશ; તેની ગદા કરતાં મારી ગદા દોઢગણી ભારે છે, આ ગદાથી હું સઘળા ત્રૈલોક્યની સામે યુદ્ધ કરવા સમર્થ છું. ત્યારે દુર્યોધન તો કોણ માત્ર છે.

તારા પ્રભાવથી યુધિષ્ટિરને રાજ્ય મળશે. દુર્યોધનના સાથળ ભાંગી નાખવાની જે તારી પ્રતિજ્ઞા છે તે પૂર્ણ કરજે; તે ગદાયુદ્ધમાં ઘણો વિચક્ષણ છે, માટે તેની સામે બહુ યત્નથી યુદ્ધ કરજે. ગોવિંદ ભગવાનની સૂચના ધ્યાનમાં રાખી ભીમ ગદા લઇ લડવા તૈયાર થયો. એટલે દુર્યોધન પણ તૈયાર થયો. દુર્યોધનને એકલો જોઇ પાંડવો રાજી થવા લાગ્યા. તે એકલો હતો અને ભીમનો પક્ષ ઝાઝો હતો. પણ તેના મનમાં સંભ્રમ, ભય,

ગ્લાનિ કે વ્યથા કશું થયું નહિ; પણ સિંહની પેઠે ગર્જના કરીને ઉભો. બે હજાર રથ, સાતસો હાથીઓ, પાંચ હજાર ઘોડાઓ અને દશ હજાર પાદલ; એ પ્રમાણે પાંડવોનું અવશેષ રહેલું સૈન્ય સઘળું યુધિષ્ટિરની પાસે ઉભું હતું; તો પણ દુર્યોધનનો ઉત્સાહ કંઇ પણ ઘટયો નહોતો. ભીમ અને દુર્યોધન સામસામા સિંહનાદ કરતા હતા. આ મહારથિનું જે યુદ્ધ તેઓની ચિરકાળની શત્રુતાનો અંત લાવે એવું હતું.

## કુરૂક્ષેત્રમાં બલભદ્રનું આવવું.

ભીમ તથા દુર્યોધન ગદાયુદ્ધ માટે તૈયાર થયા હતા ત્યાં નારદમુનિ પ્રભાસક્ષેત્રમાંથી ગોવિંદ ભગવાનના બંધુ બળભદ્રને તે યુદ્ધ જોવાને તેડી આવ્યા હતા. આ બન્ને મહાત્મા આવ્યાથી પાંડવોએ તથા સઘળા રાજાઓએ તેઓને ઘણું માન આપ્યું અને આસનો આપી બેસાડ્યા. ભીમ તથા દુર્યોધને પણ ઉભાં ઉભાં તેઓને પ્રણામ કર્યા. બલભદ્રે કહ્યું કે યુદ્ધનો આરંભ થયો નહોતો તે પેહેલાંજ શ્રીકૃષ્ણનો તથા મારો મત જુદો પડવાથી કોઇ પણ પક્ષને સહાયતા નહિ આપવાનું કીધા પછી હું યાત્રા કરવા ચાલી નિકળ્યો હતો તે ઘણે ઠેકાણે યાત્રા કરી આજ બેતાલીસમે દિવસે આવેલો છું. આ બન્ને મારા શિષ્યોછે તેઓનું પરસ્પર ગદાયુદ્ધ થવાની નારદમુનિએ ખબર આપતાં તે યુદ્ધ જોવા મને ઉત્કંઠા થઇ તેથી હું અહિં આવ્યો છું પણ અહિં યુદ્ધ કરવા કરતાં અહિંથી થોડે દૂર સ્યમંત પંચક નામનું ક્ષેત્ર છે ત્યાં આ યુદ્ધ થાય તો બહુ સારૂં. કારણ કે ત્યાં જે મરેછે તેને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. બળભદ્રનાં વચનનો સ્વીકાર કરી યુધિષ્ટિર સઘળી સેના લઇ તે તરફ ચાલ્યા. દુર્યોધન પણ મોટી ગદા લઇ પાંડવોની સાથે ચાલ્યો. પાંડવોથી વીંટાએલા અને મોટી ગદા લઇ ચાલ્યા આવતા દુર્યોધનને જોઇ સર્વે લોકો વિસ્મય પામવા લાગ્યા. સ્યમંત પંચકમાં આવી સઘળી સેના તથા બલભદ્ર પણ તે બન્નેનું ગદાયુદ્ધ જોવા બેસી ગયા. ભીમ અને દુર્યોધન પરસ્પર દુર્વચનો કહેવા લાગ્યા.

## ભીમ અને દુર્યોધનનું ગદા યુદ્ધ.

ભીમ બોલ્યો દુર્યોધન ? તેં અમોને દુઃખ દીધામાં બાકી રાખી નથી. તેં સભામાં રજસ્વલા દ્રૌપદીને બહુ દુઃખ દીધાં હતાં, જુગારમાં શકુનિના હાથથી યુધિષ્ટિરને ઠગ્યા હતા. વનવાસમાં અમોને મોટાં દુઃખમાં નાખ્યા હતાં, વિરાટના નગરમાં તારા કર્તવ્યથીજ અમારે છુપા વેશોમાં રહેવું પડયું હતું; તારે વાસ્તેજ ભીષ્મ, દ્રોણ, કર્ણ શલ્ય તથા શકુનિ વિગેરે ઘણાક યોદ્ધાઓ સંગ્રામમાં માર્યા ગયા છે. છેવટ આજ હું તને પણ આ ગદાથી મારી નાખીશ. એમ કહી ખભો ઠોકી વળી પાછો તે બોલ્યો કે પાપી આજ તને મારી સુયોધન

અંત આણીશ. દુર્યોધન બોલ્યો કે રણમાં બોલવાનું પ્રયોજન નથી, કર્મે કરી દેખાડ. પુરૂષાર્થ હોય તો મુખ બંધ રાખી શસ્ત્ર વાપર. આ પ્રમાણે સામ સામા અનેક વચનો બોલી તેઓ ભયંકર રૂવાડાં ઉભાં કરે એવું યુદ્ધ કરવા લાગ્યા. યુદ્ધ કરતાં કરતાં થાક ચડે ત્યારે જરાવાર ખમી રહેવા લાગ્યા,. અને વળી પાછા યુદ્ધ કરવા લાગ્યા બન્નેમાંથી કોણ જીતશે ? એમ સઘળા યોદ્ધાઓને શંશય થવા લાગ્યો; ગદાયુદ્ધમાં બન્ને પરસ્પરની ચાંતુરીથી વિસ્મય પામવા લાગ્યા. બન્ને એક બીજાનો લાગ જોવા લાગ્યા, પરસ્પર છેતરવા લાગ્યા અને યુદ્ધ કરવાના વિચિત્ર પ્રકારો દેખાડવા લાગ્યા. ડાબા જમણા મંડળમાં ફરવા લાગ્યા, બન્નેની ગદાઓના સામ સામે પછડાવાથી મોટા શબ્દો થવા લાગ્યા, અને ધુમાડા સહિત અગ્નિની જ્વાળાઓ નિકળવા લાગી. ભીમે દુર્યોધન ઉપર ગદા ફેંકતાં તે તેને છેતરીને ઠેકી ગયો અને ભીમની ગદા ધરતીપર પડી ગઈ. ગદા પડવાથી સઘળી રણભૂમી ચલાયમાન થઇ ગઇ. દુર્યોધને દોડી ભીમની છાતીમાં પ્રહાર કર્યો તેથી તે બેભાન જેવો થઇ ગયો યોદ્ધાઓ નિરાશ થવા લાગ્યા, કાંઇક શાંત થયા પછી ભીમે ગદા ફેરવી શત્રુના પડખામાં મારી તેથી તે ગોઠણભર પડી ગયો. આ બન્નેનું ભયંકર ગદાયુદ્ધ ચાલતું હતું તે વખતે શ્રીકૃષ્ણ બોલ્યા કે એ બન્નેને ગુરૂનો ઉપદેશ સરખો છે. ભીમ બલવત્તર છે અને દુર્યોધન ચાલાક તથા વધારે કાળજીવાળો છે. ન્યાયમાર્ગથી યુદ્ધ કરતાં દુર્યોધન કદી પણ જીતાય એવો નથી. ઇંદ્રે પણ કપટથીજ વત્રાસુર તથા વિરોચનને જીતી લીધા હતા. જુગારના સમયમાં ગદાથી દુર્યોધનના સાથળ વીંધી નાખવાની ભીમે પ્રતિજ્ઞા કરી છે, માટે તે પ્રતિજ્ઞા સફળ કરવા ભીમે તેના સાથળ ઉપર ઘા કરવો જોઇએ. જો તે પોતાના બળ ઉપર આધાર રાખી ન્યાયથી યુદ્ધ કર્યા કરશે તો યુધિષ્ઠિરની દુર્દશા થશે. તે મરણીયો થઇને લડે છે. શુક્રનીતિમાં લખ્યું છે કે જેઓ જીવિતમાં નિરાશ થઇ સાહસમાં આવેલા હોય તેઓ ઇંદ્રથી પણ જીતી શકાતા નથી. અમારામાંથી એક જણને માર, તો પણ રાજ્ય તારૂં થશે એમ બોલી યુધિષ્ઠિરે મોટો ખોપ ખોદ્યો છે તે પ્રથમથીજ ખોપ ખોદતા ચાલ્યા આવ્યા છે.

આ પ્રમાણે શ્રીકૃષ્ણ અર્જુનથી વાત કરતા હતા ત્યારે અર્જુને ભીમને ખાસ સૂચના આપવા સારૂં પોતાના ડાબા સાથળ ઉપર હાથ ઠેકી ભીમને સૂચના કરી, તે સૂચના ભીમ સમજી ગયો. ગદાયુદ્ધ કરતાં કરતાં બન્ને જણ થાકી ગયા હતા જરાવાર વિશ્રામ લઇ ફરીવાર યુદ્ધ કરવા લાગ્યા. ભીમના પ્રહારમાંથી છટકી દુર્યોધને તેને એવી ગદા મારી કે ભીમ મૂર્છિત જેવો થઇ ગયો. અને લોહીનો પ્રવાહ ચાલવા લાગ્યો. અત્યંત વ્યથિત

થયા છતાં પણ પોતાના શરીરને ભીમે પડતું પડતું અટકાવી રાખ્યું. જરા વાર પછી આશ્વાસન મળતાં ભીમ મોટા વેગથી દુર્યોધનપર ગયો. ભીમના પ્રહારને વ્યર્થ કરવાની ઇચ્છાથી દુર્યોધન ઠેકયો કે તુરતજ તેણે તેના બન્ને સાથળ ઉપર ગદાનો ઘા માર્યો એટલે તેના બન્ને સાથળો ભાગી પડવાથી દુર્યોધન ધરતીપર પડી ગયો. દુર્યોધનનું બધું અંગ ( જાંઘ સિવાય ) ગાંધારીના આશિરવચનથી વજ્રનું હતું પણ ભીમે જ્યારે ગદાની નીતિથી ઉલટું વર્તી કમરથી નીચલા ભાગપર ગદા મારી ( એ ભાગ કુલના ચોરણાથી ગાંધારીએ દીઠો નોતો ) ત્યારે દુર્યોધન ઉઠી શકયો નહી. ભીમે તેની પાસે જઇ મશ્કરી કરતાં" કરતાં પોતાનો ડાબો પગ તેના માથાપર મૂક્યો અને માથાને ખુબ કચર્યું, અને અત્યંત દુર્વચનો સંભળાવ્યાં. વળી પણ ભીમે પોતાના પૂર્વનું અપમાન યાદ કરી ઉન્મત્તની પેઠે તેના લાચાર થઇ પડેલા દુશ્મનને દ્રૌપદીને તેણે આપેલાં અપમાન ફરી યાદ આપીને માથામાં લાત મારી ઘણાં ઘણાં દુર્વચનો સંભળાવ્યાં. ભીમના આ ક્રૂર કર્મથી સર્વ રાજાઓના મનમાં અત્યંત ખેદ થયો અને દુર્યોધનને થએલા ત્રાસદાયક દુઃખનું અતિ કરૂણાજનક રીતે બ્યાન આપી યુધિષ્ટિરે તેને ઠપકો આપી કહ્યું કે ભીમ તેં યોગ્ય કે અયોગ્ય રીતિથી ગમે તેમ કરી પ્રતિજ્ઞા પૂર્ણ કરી વૈરનો છેડો આણ્યો છે, માટે હવે સંગ્રામમાં હણાયા ઉપર આવું નીચ કર્મ છોડી દે. તે અગિયાર અક્ષૌહિણીનો ધણી અને આપણો ભાઇ છે. વગેરે કહી ઘણું ધિક્કાર્યો. પછી અર્જુને તેને ત્યાંથી ખસેડી લીધો અને યુધિષ્ટિરે દુર્યોધનની પાસે જઇને તેને ધીરજ આપી સાંત્વના કરતાં કહ્યું કે બાપ ? તારે ક્રોધ ન કરવો અને પોતાને માટે અપસોસ પણ નં કરવો. સંગ્રામમાં હણાએલાની સ્ત્રીઓથી શ્રાપ પામેલા તારે મરવું તો હતુંજ. વિધાતાએ નિર્માણ કરેલા અને પ્રારબ્ધમાં લખાએલા લેખ સહુને ભોગવવા પડે છે, તેમાં દૈવની મરજી સિવાય બીજાનું શું કારણ કહી શકાય. તને લોભ, મદ, મૂર્ખતા અને નીચ લોકોની સોબતનું આ ફળ મળ્યું છે. મિત્રો, ભાઇઓ, પુત્રો, પૌત્રો તથા બીજા ઘણાક રાજાઓનો પણ સંહાર કરાવી તું પણ અંતે મરણ પામેછે. અમોએ પણ તારા સઘળા ભાઇઓ, મિત્રો અને જ્ઞાતિઓને માર્યા તથા છેલીવારે તને પણ માર્યો તો એ સઘળું દૈવની ઇચ્છા વિના કેમ બને ? ભાઇ તારૂં મરણ તો વખાણવા લાયક થાયછે. સઘળી અવસ્થામાં અપસોસ કરવા લાયક તો અમોજ રહ્યા છીએ. તું રાજ્યનું સુખ ભોગવી અંતે સ્વર્ગમાં જવાનો અધિકારી થયો. તેથી અમો તને નસીબદાર ગણીએ છીએ. આમ બોલતાં બોલતાં યુધિષ્ટિર નિસાસા મૂકી વિલાપ કરવા લાગ્યા.

## દુર્યોધનનું પડવું બળભદ્રનું દ્વારકાં પ્રયાણ.

અઢાર દિવસ યુદ્ધ ચાલ્યા પછી દુર્યોધનને ભીમે ખોટી રીતે કરેલા પ્રહારના અન્યાયને જોઇ ક્રોધ પામેલા બલભદ્ર ઘણા ગુસ્સે થઇ સભામાં ઉભા થઇ ઊંચા હાથ કરી બોલ્યા કે ગદાયુદ્ધમાં નાભિની નીચે પ્રહાર કરાય નહિ એવી શાસ્ત્રની મર્યાદા છે. પણ આ મૂઢ અને નીચ ભીમે તે મર્યાદાનું ઉલ્લંઘન કરી દુર્યોધનને પાડયો છે માટે તેને ધિક્કાર છે. પ્રતિષ્ઠિત માણસની નજર આગળ કોઇ પણ અન્યાય કરે તો તે પ્રતિષ્ઠિત માણસનું અપમાન છે. માટે તેણે આ એક જાતનું મારૂં અપમાન કર્યું છે. એમ બોલી ક્રોધનો આવેશ નહિ રોકતાં ઉલટા ગુસ્સે થઇ બળભદ્ર હળવતે ભીમને મારી નાખવા સારૂં દોડ્યા. દોડતા બળભદ્રને બાથમાં પકડી શ્રીકૃષ્ણ બોલ્યા કે પાંડવો આપણા સહજ મિત્રછે. આપણો દાદો તેજ પાંડવોનો નાનોછે. અર્જુન આપણો બનેવી પણ થાય છે. માટે પાંડવોની ચડતીથી આપણે રાજી થવું જોઇએ, દુર્યોધનના સાથળ ભાગી નાખવાની ભીમે પ્રતિજ્ઞાજ કરી હતી, અને પ્રતિજ્ઞાનું પાલન કરવું એ ક્ષત્રીઓનો ધર્મ છે તે આપ પણ જાણો છો.

તમે પાંડવોના પક્ષપાતથી ગમે તેમ કહો પણ ભીમે અધર્મ કર્યો છે તેમાં કોઇથી ના પાડી શકાય તેમ નથી. ધર્મનો ભંગ કરવા ઉપરથીજ મને ક્રોધ ચડ્યો છે તે શાંત થતો નથી. સર્વ લોકો આપને શાંત અને ધર્માત્મા જાણે છે માટે શાંતિજ રાખો. હાલ કળિયુગનો આરંભ થઇ ચૂક્યો છે. માટે આટલું નાનું સરખું પાપ થઇ ગયાથી બહુ ખેદ કરવો યોગ્ય નથી પ્રતિજ્ઞા અને વૈરનું દેવું ઉતારવા વાસ્તેજ ભીમે એમ કર્યું છે એ સમજો. તમે આ વાત ધર્મની નહિ પણ ધર્મદાંડની કરોછો તેથી મારૂં મન સંતુષ્ટ થતું નથી. મારે પ્રસિદ્ધ રીતે બોલવું પડે છે કે ભીમે આ મોટો અધર્મ કર્યો છે અને તેથી તેની અપકીર્ત્તિ થશે. આ પ્રમાણે બોલી રીસાઇ રથમાં બેસી બલભદ્ર દ્વારકાં ચાલી નિકળ્યા. પછી યુધિષ્ટિરે શ્રીકૃષ્ણને કહ્યું કે ભીમે રાજાના માથાપર પગ મૂકયો તેમાં હું રાજી નથી. પરંતુ કૈરવોએ અમોને જે દુઃખ દીધાં હતાં અને તેથી ભીમના મનમાં જે દુઃખ હતું તેનો વિચાર કરી હું આ વાતની ઉપેક્ષા કરૂં છું. ગમે તેમ થયું પણ ભીમ રાજી થયો એ બહુ સારૂં થયું આમ અયોગ્ય રીતે હણાયલા અને મૃત્યુની રાહ જોતા દુર્યોધને હિંમત છોડી નહિ. દુર્યોધન જો કે ઉદ્ધત્ત, નિર્દય, કાર્યા કાર્યનો વિવેક વગરનો હતો તોપણ તે અત્યંત બળવાન અને શૂરો હતો.

ભીમના હાથથી દુર્યોધનને પડેલો જોઇ પાંડવો, પાંચાલો તથા સોમકો સિંહનાદ કરવા લાગ્યા, અને કેટલાક દુર્યોધનને દુર્વચનો સંભળાવવા લાગ્યા. એટલે શ્રીકૃષ્ણ ડાંગ્રઇથી કહેવા લાગ્યા કે મરેલા શત્રુને દુર્વચ-

નોથી ફરીવાર મારવો એ યોગ્ય નથી. લાકડા જેવા અચેતન દુર્યોધનને દુર્વચનો સંભળાવવાથી આપણને શો ફાયદો છે? સંબંધીઓ કહેતા છતાં અને પાંડવો માગણી કરતાં છતાં જ્યારે દુર્યોધને તેમને ભાગ આપ્યો નહિ ત્યારથીજ તે મરી ગયો છે. ચાલો હવે આપણે જલદી રથમાં બેસો.

શ્રીકૃષ્ણનાં તિરસ્કાર ભરેલાં વચનો સાંભળી ક્રોધથી વ્યાપી ગયેલો દુર્યોધન માંડ માંડ બેઠો થઇ બે હાથથી ધરતી દબાવી શ્રીકૃષ્ણની સામે કરડી નજર કરી અને પ્રાણનો અંત કરનારી વેદનાને કંઇ પણ નહિ ગણકારી બોલ્યો કે અરે કંસના દાસના છોકરા! આવો અધર્મ કરાવવાથી તને કેમ લાજ આવતી નથી? ભીમને મારા સાથળ તોડવાની યાદી આપવા સારૂ તેં ખાનગીમાં અર્જુન સાથે વાત કરી અને તેણે ભીમને સૂચના આપી એ શું સઘળું મારાથી અજાણ્યું છે? તેં ભીષ્મ, દ્રોણ, ભુરિશ્રવા અને કર્ણને પણ કપટથીજ કપાવ્યા એ બધું મારા જાણવામાં છે. જો પાંડવોએ અમારી સાથે દગા વગરનું યુદ્ધ કર્યું હોત તો તેઓનો કદી પણ જય થાત નહીં.

તું તારાં પાપથી મરણની તૈયારીમાં પડયોછે. ભીષ્મ, દ્રોણ તથા કર્ણ વિગેરે ઘણાક શૂરવીર રાજાઓ પણ તારાજ પાપથી મરણને શરણ થયા છે. હું પોતે વષ્ટિ કરવા આવ્યો હતો તે છતાં શકુનિ આદિ નીચની સલાહથી તેં કંઇ પણ કાનપર લીધું નહિ એ સઘળું યાદ કર. ભીમને ઝેર દેવું, પાંડવોને કુંતી સહિત લાખાગૃહમાં બાળી દેવા, રજસ્વલા દ્રાપદીને સભામાં બોલાવી તેના કેશ તથા વસ્ત્ર ખેંચવાં, જુગારમાં યુધિષ્ઠિરને અધર્મથી હરાવી વનમાં પણ જયદ્રથના હાથથી દ્રૌપદીનું હરણ કરાવવું અને ઘણા જણ મળી અભિમન્યુને મારવો એવાં અસંખ્ય કૃત્યોની સઘળી વાત યાદ કર. તને પરલોકમાં પણ તારાં કૃત્યોનું ફળ મળશે એ પકકું યાદ રાખજે. દુર્યોધન બોલ્યો કે મેં વિધિ પૂર્વક વેદાધ્યયન અને પૃથ્વીનું ચક્રવર્ત્તી રાજ્ય કર્યું છે, દુશ્મનોને ઘણા કાળ સુધી દુખડાવ્યા છે, જન્મ ધરી ઘણાં ઘણાં દાન આપ્યાં છે, સમુદ્ર પર્યંત પૃથ્વીનું પાલન કર્યું છે, અને જે જે પુરૂષાર્થ કરવા જોઇએ તે સઘળી પરિપૂર્ણ કરવામાં મેં કશી કચાસ રાખી નથી, છેવટે આ શત્રુઓના મસ્તક ઉપર પગ દઇ સ્વર્ગમાં જાઉંછું. માટે મારા જેવો ભાગ્યશાળી કોણ? તેમજ સ્વધર્મથી ચાલનાર ક્ષત્રિય બંધુનું ઇષ્ટ એવું જે "સંગ્રામમાં મૃત્યુ" તે મને પ્રાપ્ત થયું છે, માટે મારા જેવો બીજો ભાગ્યશાળી કોણ? બીજા રાજાઓને દુર્લભ અને દેવને યોગ્ય એવા મનુષ્ય ભોગ મેં ભોગવ્યા અને ઉત્તમ ઐશ્વર્યને પ્રાપ્ત થયો માટે મારા જેવો ભાગ્યશાળી કોણ? હે અક્ષય કીર્તિવાળા અચ્યુત, સુહૃત્ તથા અનુગત સહિત હું સ્વર્ગ પ્રત્યે જાઉંછું અને જેનો સંકલ્પ હણાયો છે એવા તમે તથા પાંડવો શોચ કરતા

આ દુઃખરૂપ સંસારમાં રહેશો. પરાજયને વખતે અને શરીર એટલા દુઃખમાં પડેલું હતું અને આસપાસ જય પામેલા શત્રુઓ વિંટાઇ વળ્યા હતા તોપણ તેવા પુરૂષે પોતાનો અત્યંત હર્ષ પ્રદર્શિત કર્યો. તેટલામાં દેવતાઓએ તેના ઉપર પુષ્પની વૃષ્ટિ કરી અને આકાશમાં ગંધર્વોનું ગાયન ચાલ્યું. એ જોઇ પાંડવોનાં મોઢાં ઉતરી ગયાં અને તે કાંપવા લાગ્યા. તે જોઇ શ્રીકૃષ્ણ બોલ્યા કે પાંડવો તમે ભય કેમ પામો છો? તમે જય મેળવ્યો છે, હવે રાજ્ય હાથમાં લઇ પ્રજાનું પાલન કરો.

## ગાંધારી અને શ્રીકૃષ્ણ.

દુર્યોધનને રણભૂમિમાં પાડી તેના બોલવા ઉપર કશું ધ્યાન નહિ આપતાં શ્રીકૃષ્ણ, સાત્યકિ તથા પાંડવો કૈરવોના ઉતારામાં આવ્યા અને બાકીનું સઘળું સૈન્ય પાંડવોના ઉતારામાં ગયુ. કૈરવોના ઉતારાનો દેખાવ ભયાનક સરખો જણાતો હતો. ત્યાં જઇ પાંડવોએ તેના ખજાનાઓ, રત્નો, મોતીઓ આદિ બીજી ઘણી ઘણી વસ્તુઓ હસ્તગત કરી ઉતારામાં નહી રેહતાં ઓઘવતી નદીને કિનારે તે રાત્રિ વ્યતીત કરવાનો નિશ્ચય કર્યો અને શ્રીકૃષ્ણ દેશકાળને અનુસરી યોગ્ય વચનોથી ધૃતરાષ્ટ્ર તથા ગાંધારીને શાંત કરવા યુધિષ્ટિરની સલાહથી હસ્તિનાપુર તરફ રવાનાં થયા. પતિવ્રતા ગાંધારી શાપ દઇ આપણુ સર્વને ભસ્મ કરી નાખશે એવો ભય પાંડવોને રહ્યાજ કરતો હતો. તે શાપ આપ્યા પહેલાંજ ગાંધારીને શાંત કરવાના ઇરાદાથી સમય વિચારી શ્રીકૃષ્ણને હસ્તિનાપુરમાં મોકલવામાં આવ્યા હતા. પ્રભુ પોતે ત્યાં જઇને પુત્ર રહિત થયેલાં માબાપોને નમ્રતાથી પ્રણામ કરી ધૃતરાષ્ટ્રનો હાથ ઝાલી રડવા લાગ્યા. જે બનાવે પાંડવોને યુદ્ધ કરવાની ફરજ પાડી હતી અને જેનો અંત તેમના દુઃખ દેનારાઓને નાશવંત નીપજ્યો હતો તે સર્વ શાંત અને મૃદુવાણીથી શ્રીકૃષ્ણે કહી સંભળાવ્યું.

આ ખબરથી ધૃતરાષ્ટ્ર રાજા મહા દુઃખમાં ડુબેલા કલ્પાંત કરતા, અરે મારા–પ્રાણ આધાર–પુત્રો તમે મારા પુત્રો નહિ પણ દુશ્મનોજ કે જેણે મારૂં તથા વિદુર આદિનું કહેવું નહીં માની કુળનો નાશ કર્યો અરે પુત્ર, એમ અત્યંત રૂદન કરતા અંધરાજા! અરે પ્રભુ મારી શી વલ્લે થશે? એમ કલ્પાંત કરે છે તેને શ્રીકૃષ્ણ આશ્વાસના કરી સાવધ કરેછે, અંધરાજને સાવધ કરી બહુ બહુ બોધ કરી શ્રીકૃષ્ણ તપસ્વીની ગાંધારી અને તેની પુત્ર વધુઓની સ્ત્રીઓ પાસે ગયાં, જેને નિરખીને શ્રીકૃષ્ણનાં નેત્રમાંથી પણ અશ્રુઓની ધારાઓ છુટતી હતી, કૈરવોની માતા તથા સ્ત્રીઓનો વિલાપ જોઇ કોમળ હૃદયવાળા શ્રીકૃષ્ણ પણ રૂદનનો ઉભરો સમાવી શકતા નહોતા, સર્વના ઉગ્ર ચેહેરા શ્યામવર્ણા થઇ ગયા હતા, સ્ત્રીઓ અત્યંત ખેદકારક વિલાપ કરતી હતી,

પાસવાનો હૃદય ભેદક પોકાર કરતાં હતા. આ વખતે હસ્તિનાપુરનું રાજ્યસુખ ખાવા ધતું હતું, અરે મારા પ્રાણ—આધાર—પુત્રો મને મહા દુઃખમાં મુકી તમો ક્યાં ચાલ્યા ગયા ! ઈશ્વર આ શું કોપ ! અરે પ્રભુ મારી શી વલે થશે ! "શિવ શિવ શિવ ! !" ( ફરી મુર્છા પામે છે તેને શ્રીકૃષ્ણ આશ્વાસના કરી જાગૃત કરે છે. ) બીજી બાજુએ અમોને મોત કેમ ન આવ્યું રે પ્રભૂ ! ! એવો ધ્વનિ નીકળતો અને ત્રીજી તરફથી અંતઃપુરમાં ઘણી સુકુમાર સુંદરીઓનો વિટંબણામય વિરહજનીત વિલાપ અંતઃકરણને ભેદી નાંખતો હતો, દાસીઓ દુઃખના દરિયામાં ડુબી કલ્પાંત કરતી હતી, રક્ષકો મુર્છીત થઈ પૃથ્વી ઉપર પડ્યા હતા, હયશાળામાં હસ્તી, અશ્વશાળામાં અશ્વ, અને ગૌશાળામાં ગાયો એ સર્વેની આંખોમાંથી દડદડ આંસુ ચાલ્યાં જતાં હતાં. સઘળી સ્ત્રીઓના મુખમાંથી ઝીણો લાંબો અને અસરકારક રૂદનનો ગળગળો સ્વર સંભળાતો હતો, આવો દુઃખદાયક દેખાવ જોઈ ગાંધારી પુત્ર વધુઓને વારંવાર રોતાં અટકાવવા સાવધ થાઓ ! સાવધ થાઓ. એમ કહી કહેવા લાગ્યાં કે તમારા શુરવીર પતિઓ સ્વર્ગ માર્ગે શોભે છે માટે તમે તમારા પતિની સાથે જવા સતિઓ થાઓ. જેમ સદ્‌ગુણ વગર મનુષ્ય શોભતું નથી, તેમ સ્વામી વિનાની સ્ત્રીઓ પણ કશી ગણત્રીમાં લેખાતી નથી, માટે પતિવ્રતાનાં પ્રાણ પતિના પ્રાણની પછવાડે જાય છે. જે સ્ત્રી પતિથી દૂર રહેવાવાળી છે, તેને માથે કલંક આવે છે; માટે તમારે પોતાનો ધર્મ સુખ દુઃખમાં સાથે રહી પરિપૂર્ણ પાળવો જોઈએ. આ રીતે સર્વ સ્ત્રીઓને સતી થવાની શીખામણ દઈ પતિઓનાં સબોને દેખાડવા ગાંધારી રથમાં બેસારી ધૃતરાષ્ટ્ર સાથે ગંગાતિરે જવા શ્રીકૃષ્ણને કહી નકી કરી રહ્યું. એટલે શ્રીકૃષ્ણે ગાંધારીને તેના પુત્રોને તેણીએ કહેલાં વચનો યાદ દીધાં. ત્યારે પોતાનો શોક શમાવીને તે બોલી કે હે કેશવ, જે રીતે કહો છો તે તે પ્રમાણેજ છે. અધિથી દુઃખી એવી હું તેની મતિ ચલાયમાન થઈ હતી પણ હે જનાર્દન, તમારા વાક્ય સાંભળીને મારી મતિ પાછી સ્થિર થઈ છે. પણ હવે હે કેશવ; પુત્ર રહિત થયેલા અંધે તથા વૃદ્ધ રાજાની શુરવીર પાંડવો સહિત તમે ગતિ છો. આટલું કહી વસ્ત્રથી મુખ ઢાંકી ગાંધારી ફરી અત્યંત રૂદન કરવા લાગ્યાં. પછી દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામાનો પાંડવો પ્રત્યે કુતલનો પાપરૂપ સંકલ્પ જાણી અને તે ગાંધારીને જણાવી તેમની એકદમ રજા લીધી. આવા ખેદયુક્ત વચન સાંભળી એકદમ ગાંધારી સહિત ધૃતરાષ્ટ્રે કહ્યું કે "જલદીથી જાઓ અને પાંડવોનું પરિપાલન કરો." તેને શાંત કરી શ્રીકૃષ્ણ બન્નેની રજા લઈ ઓઘવતી નદીને કિનારે પાછા પાંડવો પાસે પધાર્યા.

## અર્જુનના રથનો નાશ.

સૌ પાંડવોથી એકાંતમાં રથ પાસે ભગવાને અર્જુનને કહ્યું કે ભાથાં તથા ગાંડીવ લઇને મારી પાસે આવ. પછી જ્યારે તે બન્ને ત્યાં ઉભા છે તેટલામાં ધ્વજરૂપ હનુમાન અંતર્ધાન થઇ ગયા અને રથ, ભાથાં, રાશ, અશ્વ તથા જોતર સહિત ભસ્મીભુત થઇ ગયો. વિસ્મિય થઇ અર્જુને આ વિચિત્ર બનાવનું કારણ પૂછ્યું ત્યારે ભગવાને પ્રત્યુત્તર આપ્યો કે હે પરંતપ, આ રથ પૂર્વેજ બહુ પ્રકારના અસ્ત્રે કરી બળેલો હતો પણ હું તેના પર અધિષ્ઠિત હતો તેથી તે વિખરાયો નહિ અને હવે આજ તારૂં કાર્ય થઇ રહ્યું માટે હે કૌંતેય, મેં તજેલો આ રથ બ્રહ્માસ્ત્રના તેજે કરી બળી ગયો ખરેખર તે પ્રાણુ હારી યુદ્ધમાં ભગવાન અર્જુનના સખા તથા રક્ષક બન્યા હતા અને "જ્યાં શ્રીકૃષ્ણ છે ત્યાંજ વિજય છે" તે વાક્ય ફરીથી એકવાર સિદ્ધ કરી આપ્યુ હતું. यतो धर्मस्ततः कृष्णः यतः कृष्णस्ततो जय.

## દુર્યોધનની મુલાકાત–અશ્વત્થામાની પ્રતિજ્ઞા.

પાંડવો તથા શ્રીકૃષ્ણ રણભૂમિમાંથી ગયા પછી અશ્વત્થામા, કૃપાચાર્ય તથા કૃતવર્મા-જેઓને ભીમની ગદાથી સાથળો ભાંગી જવાને લીધે દુર્યોધન રણભૂમિમાં પડ્યો છે એ ખબર જાસુસના મેહોડાથી પ્રથમથીજ મળ્યા હતા; તેઓ રથમાં બેશી દુર્યોધન પાસે આવ્યા. ત્યાં આવી ધરતીપર તડફડતા, લોહીથી ખરડાએલા પડખાને આમ તેમ ફેરવતા, યુદ્ધની રજથી રજોટાએલા, માંસભક્ષક પ્રાણીઓથી વીંટાએલા અને ક્રોધને લીધે જેની બમરો લલાટમાં ચડી ગઈ હતી એવા દુર્યોધનને અનેક આયુધોથી ઘવાઇ પડેલો એ ત્રણ જણાએ દીઠો.

અરે ! તમે રાજાધિરાજ થઇ આજ નિર્જન વનમાં ધરતીપર સુતા છો અને દુઃશાસન તથા કર્ણ વિગેરે કોઈ પણ મહારથિઓ જોવામાં આવતા નથી; તેથી મારી છાતી ફાટી જાય છે અરે ! આ શું થયું ? કાળની ગતિ કોઇના જાણવામાં આવતી નથી. તમારૂં છત્ર, ચામર અને મોટી સેના ક્યાં ગયાં ! તમારી આ દશા જોઇ નિશ્ચય થાય છે કે મનુષ્યની લક્ષ્મી ચંચળ છે. હજારો રાજાઓ જેની સેવામાં તત્પર રહેતા હતા તે દુર્યોધન આજ અનાથની પેઠે રણભૂમિમાં આળોટે છે. અરે તેનાં મોહોડાંપર રજ તથા તણખલા પડેલ છે. કાળની ગતિ અલક્ષ્ય છે." આ પ્રમાણે અને તેથી પણ વિશેષ શોક અશ્વત્થામાં, કૃપાચાર્ય અને કૃતવર્મા નિસાસા મૂકી મૂકી શોક કરવા લાગ્યા, અને દુર્યોધનને ઘેરી બેઠા.

સર્વ મનુષ્યોને અનુક્રમે ચડતી પડતી આવવાનો જે ક્રમ વિધાતાએ નિર્માણ કર્યો છે તે આજ મને પ્રાપ્ત થયો છે. હું સઘળી પૃથ્વીનું પાલન

કરી આજ આ સ્થિતિમાં પડ્યો છું; પણ એ સારૂં થયું છે, કે મેં લડાઇમાં પાછી પાની દીધી નથી, દુશ્મનોએ મને કપટથી માર્યો છે. મારા સઘળા બાંધવો મરણ પામ્યા પછી હું જીવતો રહેવાનો હતે તો તે પણ સારૂં નહોતું, હું તમોને જીવતા દેખું છું એ સારૂં થયું. તમો મારા સ્નેહને લીધે પરિતાપ કરો નહિ. મને સ્વર્ગ લોકનીજ પ્રાપ્તિ થશે. મેં ક્ષત્રિય ધર્મ અને તમે મિત્રધર્મ પાળવામાં કશી ચૂક કરી નથી. તોપણ દૈવની ગતિ અલંધ્ય છે, માટે શો ઉપાય ?" આ પ્રમાણે બોલી રોતો અને બન્ને હાથોવતે આંખોને લુંછતો દુર્યોધન ચુપ થયો. તે બોલતો બંધ થયા પછી ક્રોધથી વ્યાપ્ત થયેલો અશ્વત્થામા વિહ્વલ થઇ બોલ્યો કે" રાજા ! નીચ લોકોએ મારા પિતાનાં પ્રાણ લીધાં તેથી જેવો હું ગભરાઇ ગયો નહોતો તેવો આજ તમને મૃત્યુને પ્રાપ્ત થતા જોઇ ગભરાઇ જાઉં છું. હવે હું સત્ય, દાન, ધર્મ અને ઘણા પુણ્યના શપથ લઇ બોલું છું કે ગમે તે ઉપાયથી પણ આજ સઘળા પંચાલાને હું યમપુરીમાં મોકલીશ. આપ મને એ કામમાં અનુમતિ આપો."

અશ્વત્થામાનાં પ્રિય વચન સાંભલી રાજી થઇ દુર્યોધને કૃપાચાર્યને કહ્યું "બ્રાહ્મણને યુદ્ધ કરવાનો અધિકાર રાજાની આજ્ઞાથી પ્રાપ્ત થાય છે. માટે આજ મારી આજ્ઞાથી અશ્વત્થામાને સેનાપતિપણાનો અભિષેક કરો." દુર્યોધનની આજ્ઞા મુજબ અભિષેક કરી પછી તે ત્રણે જણાઓ દક્ષિણ તરફ ચાલી કૈરવોના ઉતારા પાસે આવ્યા. અશ્વત્થામા સૈન્ય વિનાનો સેનાધિપતિ હતો તો પણ દુરચ્છકારી કાઢીએ તેવો તે શત્રુ નહોતો કારણ કે તેણે પરિણામથી સિદ્ધ કરી આપ્યું હતું.

## ઇતિશ્રી મહાભારત સાર ગદા પર્વ સમાપ્ત.



# સૌપ્તિક પર્વ ૧૧ મું.

## સુતેલા શત્રુઓ અને અશ્વત્થામા.

દુર્યોધનને વચન આપી અશ્વત્થામા તથા કૃપાચાર્ય અને કૃતવર્મા કૌરવોના ઉતારા તરફ તો આવ્યા. પણ ત્યાં ઓઘવતી નદીને કિનારે પાંડવોના શબ્દ સાંભળી તેઓ ત્યાંથી નાઠા. ભાગતાં ભાગતાં થોડેક દૂર એક વનમાં આવી પહોંચ્યા. ત્યાં જરાવાર વિશ્રામ લઈ ઘોડાઓને પાણી પાઇ આગળ ચલાવા માંડયું. અનેક જળાશયો, પશુઓ અને વૃક્ષોની ઝાડીવાળા તે વનના દૂર પ્રદેશમાં એક મોટા વડ તેઓના જોવામાં આવ્યો. એટલે રથોમાંથી ઉતરી ઘોડાઓને છોડી સંધ્યાવંદન કરી રાત્રિ થતાં સુધી જે સમય તેઓએ તે વડ નીચેજ ગાળ્યો. દિવસે ફરનારાં સઘળાં પ્રાણીઓ સુઈ ગયાં. અને રાત્રિએ ફરનારાં પ્રાણીઓ ફરવા લાગ્યાં. તેઓ ત્રણે જણ તે વડ નીચે બેસી બનીગએલી લડાઇની વાતો યાદ કરી કરીને અપસોસ કરવા લાગ્યા. વાતો કરતાં કરતાં નિદ્રાથી ઘેરાઇ જવાને લીધે કૃપાચાર્ય તથા કૃતવર્મા ધરતીપર સુઇ રહ્યા. પણ અશ્વત્થામાને નિદ્રા નહિ આવતાં ચારે કોર તે વડમાં કાગડાના માળાઓને જોયા કરતો હતો. ત્યાં એક ઘુવડે આવી કાગડાઓને મારી રાજી થતો હોય એમ અશ્વત્થામાનાં જોવામાં આવ્યો. રાત્રિમાં ઘુવડે કરેલાં કપટ ભરેલાં કામો જોઇ અશ્વત્થામા એકાએક વિચાર કરવા લાગ્યો કે આ પક્ષિએ મને એક જાતની શત્રુઓને મારવાની યાદિ આપી છે. જય પામેલા પ્રબળ પાંડવોને હું નિષ્કપટ યુદ્ધથી મારી શકું એમ નથી. દુર્યોધનની પાસે તેઓને મારવાની મે પ્રતિજ્ઞા કરી છે; હું જો તેઓની સાથે યુદ્ધ કરીશ તો મારે મરવું પડશે. પણ જો કપટ કરીશ તો શત્રુઓનો મોટા ક્ષય થશે અને ધારેલું કામ પાર પડશે. સંશય ભરેલાં કામમાં પડવા કરતાં સંશય વગરના કામમાં પડવું એ વધારે સારૂં છે. વિદ્વાન લોકો પણ એ મતનેજ સ્વીકારે છે. જે લોક નિંદિત હોય તે કામ પણ ક્ષત્રિય ધર્મમાં રહેલા માણસને કરવું પડે છે. પાંડવોએ પણ પગલે પગલે નિંદિત કામોજ કર્યાં છે. ન્યાયવેત્તા પુરૂષો કહેછે કે થાકીગએલ, વીંખાઇ ગએલ, જમતાં, કૂચ કરતાં, સેનાપતિ વગરનાં, કુસંપવાળાં, બે વિભાગમાં ગોઠવાઇ ગએલ અને અર્ધ રાત્રિએ ઊંઘી ગેએલ શત્રુના સૈન્યપર પ્રહાર કરવાથીજ વિજય મળેછે; માટે મારે તો શત્રુઓને ઊંઘતાજ મારવા એ નિશ્ચય છે.

સુતેલા શત્રુઓનો સંહાર કરવા નિશ્ચય કરી અશ્વત્થામાએ કૃપાચાર્ય તથા કૃતવર્માને જગાડ્યા અને રોઇ પડી કહ્યું કે જેને માટે આપણે યુદ્ધ

કરતા હતા તે દુર્યોધનને ભીમે અન્યાયથી માર્યો એટલુંજ નહિ પણ તેના માથાપર પગ મૂક્યો એ મારા મનમાં મોટો ખેદ થાય છે. પ્રસન્ન થએલા પાંચાલો સિંહનાદો તથા શંખનાદો કરે છે તે આંહી સુધી સાંભળવામાં આવે છે. જો તમારી બુદ્ધિ મોહથી જતી રહી ન હોય તો આ બગડી ગયેલી બાજીમાં આપણું કલ્યાણ કેમ થાય તે કહો. તમે કહેશો કે જે પુરૂષાર્થ કરવો તે વૃદ્ધ લોકોને પૂછીનેજ કરવો. જે માણસ અયોગ્ય રસ્તો પકડી પુરૂષાર્થ કરે છે તે વૃદ્ધ લોકોની સલાહથીજ ઉલટો ચાલનાર પુરૂષ દુર્યોધનની દશામાં આવી પડે છે. પણ હું તો ધારૂં છું કે પ્રત્યેક માણસને પોતાના વિચાર સારા લાગે એ સ્વાભાવિક છે. જો આરંભેલ કામમાં ફત્તેહ મળે તો બીજા લોકો આરંભનારની બુદ્ધિનાં વખાણ કરે છે અને ફત્તેહ ન મળે તો તેઓ તેની નિંદા કરે છે, માણસોની બુદ્ધિ અવસ્થાને લઇને જૂદી જૂદી થાય છે. આ પડેલ વિપત્તિને લીધે મને પણ જે વિચાર વળગી રહ્યા છે તે જાહેર કરૂં છું કે દિવ્ય ધનુષ અને અસ્ત્રોને ધારણ કરનાર હું જીવતાં છતાં મારા પૂજ્ય પિતાને શત્રુઓએ લડાઇમાં પાડ્યા તો હવે મારાથી સભામાં મોઢું કેમ દેખાડી શકાય? માટે હું તો હવે મારી મરજી મુજબ ક્ષત્રિય ધર્મનો ઉપયોગ કરી મારા પિતા તથા દુર્યોધનનું વેર વાળીશ. આજ પાંચાલો પોતાનો વિજય માની રાજી થઇ આયુધોને છોડી દઇ બખતરોને ઉતારી થાક્યા પાકયા નિર્ભય થઇ સુઇ રહ્યા હશે; માટે જો આ સમય તેઓના ઉતારામાં પેસી તેઓની કતલ કરી નાખું તોજ મને શાંતિ વળે.

“અશ્વત્થામા! તું ક્રોધના આવેશમાં આવ્યો છે માટે માનીશ તો નહિ; પણ મારી ફરજ સમજી હું કહું છું કે સુતેલાનો વધ કરવો એ ધર્મ વિરૂદ્ધ છે, અને તેમ કરવાથી કીર્તિને મોટું કલંક લાગે છે; એટલુંજ નહિ પણ તે નરકમાં પડવાનું કારણ થાય છે. આજ દિવસ સુધી તને નહિ લાગેલો ડાઘ આજ હાથે કરી તારે વ્હોરી લેવો ન જોઇએ. આવતી કાલે પ્રભાતમાં જાહેર રીતે સઘળા શત્રુઓને મારીશ તો તેમાં તારો મોટો ઉત્કર્ષ છે. અમો પણ તારી સાથે રહી શત્રુઓને મારશું; માટે આજની રાત તો વિશ્રામ લે અને સુઇ રહે.” અશ્વત્થામા બોલ્યો કે મામા કૃપાચાર્ય! આતુર, ક્રોધથી ઘેરાએલ, ધનનું ચિંતન કરનાર અને કામદેવથી પીડાએલને નિદ્રા કેમજ આવે? પાંચાલ લોકો અર્જુન અને શ્રીકૃષ્ણના રક્ષણતળે રહ્યા હોય તો ઇંદ્ર પણ તેઓને જીતી શકે તેમ નથી; માટે આજ મેં તેઓની ગફલતનો લાભ લેવા નિશ્ચય કર્યો છે. તમે સત્ય કહો છો પણ ભીષ્મ, મારા પિતા, ભૂરિશ્રવા, કર્ણ, અને દુર્યોધનને મારવામાં પાંચાલો તથા પાંડવોને કયો ધર્મ આડે આ-

ભ્યો ? અધર્મી લોકો અધર્મથીજ મારવા યોગ્ય છે. આ પ્રમાણે બોલતાં બોલતાં એકાએક ઉઠી અશ્વત્થામાએ પોતાનો રથ જોડાવ્યો." તું કયા ઉદ્દેશથી રથ જોડાવે છે ? આપણુ ત્રણે જણુ એક સાથમાં છીએ. માટે અમારાપર તારે અવિશ્વાસ રાખવો નહિ જોઇએ. અમને તારે સુખે સુખ અને તારે દુઃખે દુઃખ છે. " " અસંખ્ય યોદ્ધાઓને કાપી નાંખી નીચ ધૃષ્ટદ્યુમ્નને મારી મારા પિતાના મૃત્યુનું વૈર વાળવા મારી ઇચ્છા છે." એમ બોલી રથમાં બેસી અશ્વત્થામાએ તો ચાલવા માંડયું, કૃપાચાર્ય તથા કૃતવર્મા પણ રથમાં બેશી તેની પાછળ ચાલ્યા.

## પાંડવોને ઉતારે રૂદ્રની સ્થાપના–અશ્વત્થામાને વર પ્રાપ્તિ.

કેશવ ભગવાન, સાત્યકિ તથા પાંડવો એ સાત જણુ કૌરવોના ઉતારામાં ગયા પછી પાંડવોના ઉતારામાં ધૃષ્ટદ્યુમ્ન, દ્રૌપદીના પાંચ પુત્રો, શિખંડી, ઉત્તમૌજા, યુધામન્યુ અને બીજા રાજાઓ બાકી રહેલ સૈન્ય સહિત આયુધો ઉતારી સુખેથી નિંદ્રામાં પડયા હતા, ત્યાં નિર્દય અશ્વત્થામા આવી પહોંચ્યો. બારણા આગળ આવી તેણે કૃપાચાર્ય તથા કૃતવર્માને કહ્યું કે હું અંદર પ્રવેશ કરી કતલ ચલાવું છું. તમે દ્વારમાંજ ઉભા રહેજો. જે કોઇ મારા સપાટામાંથી બચી ભાગી અહીંથી બહાર નીકળે તેને તમારે ઠાર કરવો. જેથી કોઇ પણ જણ જીવતો જાય નહિ. એમ નિશ્ચય પૂર્વક ભલામણુ કરી તે નીંદ્રાવશ સુઇ રહેલ શત્રુઓ ઉપર ગયો. ત્યાં એક અદ્ભૂત રૂપ ઉભું હતું તેની આગળ તેનું કાંઇ ચાલ્યું નહિ. પાંડવોના તંબુમાં પેસતાંજ અર્જુને મહારૂદ્રની સ્થાપના કરી હતી તે અદ્ભૂત મૂર્તિ તેના જોવામાં આવી એટલે તેથી તો તે ગભરાયો; પણ પછી તેણે રૂદ્રના ઉપર ઘણાં બાણુ વરસાવ્યાં. એને રૂદ્ર ગળી ગયા; શક્તિ કહાડી તે પણ ચૂર્ણ થઈ, અને ખડ્ગ કહાડયું તે પણ ભાંગી ગયું. એટલું છતાં ધીત અશ્વત્થામાએ પેહેલા બેની પેંડે ધીરજ ન મુકતાં રૂદ્રની ઉપાસના તથા સ્તવન કર્યું અને અગ્નિમાં આહુતિ આપવા માંડી. પૂર્ણાહુતિમાં પોતાના આત્માનો ત્યાગ કરી વેદી ઉપર ચડી પોતે અગ્નિમાં ઝંપલાવવા માંડયું એટલે મહાદેવજી પ્રસન્ન થયા અને ખડ્ગ ચર્મ આપી બોલ્યા કે તારૂં કાર્ય સિદ્ધ થશે. પછી તે બે જણુ તો દ્વાર આગળ રહ્યા પણુ અશ્વત્થામાએ તો અંદર પેસી મધ્યરાત્રિએ સઘળા યોદ્ધાઓ નિર્ભય સુઇ રહ્યા હતા અને ધૃષ્ટદ્યુમ્ન સુગંધોથી ભરપુર અતિ સુંદર બિછાનામાં સુતો હતો તેને પ્રથમ સોધી કહાડી અશ્વત્થામાએ એકાએક પાટુ મારી. અશ્વત્થામા આવ્યો છે એમ ચેતી જવાથી તે બિછાનામાંથી ઉભો થવા જતો હતો તેટલામાં તેણુ તેનો ચોટલો પકડી જોરથી ધરતી ઉપર પછાડયો. અચાનક ભય અને નિદ્રાને લીધે ધૃષ્ટદ્યુમ્ન કશી પણ હિલચાલ કરી

શક્યો નહિ. અશ્વત્થામાએ તેને ગળા તથા છાતીપર પગ દઈ મારવા માંડ્યો. એટલે બચવાને બનતું પરાક્રમ કરતાં ધૃષ્ટદ્યુમ્ન અસ્ફુટ રીતે બોલ્યો કે અશ્વત્થામા! તું આ પ્રમાણે નહિં પણ હથિયારથી મારો જીવ લે કે મને સારા લોકની પ્રાપ્તિ થાય. ધૃષ્ટદ્યુમ્નના બોલવાના અભિપ્રાયને મુશ્કેલીથી સમજી અશ્વત્થામા બોલ્યો કે દુર્મતિ! કુળને અભડાવનારા! ગુરૂની હત્યા કરનારા! તને સારા લોકની પ્રાપ્તિ આપવી યોગ્ય નથી, માટેજ હું તને હથિયારથી મારતો નથી, એમ બોલતાં બોલતાં તેણે પોતાના પગની પાનીના પ્રહારથી તેનાં મર્મસ્થળોને કચરી (છુંદી) નાંખ્યાં. આ મારામારી ચાલતી હતી તે વખતે ધૃષ્ટદ્યુમ્નના રક્ષકો તથા તેની સ્ત્રીઓ જાગી ગઈ પણ ભૂતનો ઉપદ્રવ જાણી કોઈ કશું બોલી શક્યું નહી.

## અશ્વત્થામાની કાપાકાપીથી પાંડવના ઉતારાનો નાશ.

ધૃષ્ટદ્યુમ્નને મારી અશ્વત્થામા બીજા આવાસમાં ગયો, એટલે ધૃષ્ટદ્યુમ્નની જાગી ઉઠેલી સ્ત્રીઓ તથા રક્ષકો સોરબકોર કરવા લાગ્યાં. તે કોલાહલથી બીજા જાગી ઉઠી લડાઈ કરવા તૈયાર થયા. એ રાક્ષસ છે કે મનુષ્ય છે તેની પણ ઓળખાણ નહિ પડવાથી જેઓ વીરપણાથી તેમની સામા થયા તેઓને તેણે રૂદ્રાસ્ત્રથી મારી નાખ્યા. ઉત્તમૌજાને પણ ધૃષ્ટદ્યુમ્નની પેઠેજ મારી નાખ્યો. ઉત્તમૌજાને રાક્ષસે મરેલો જોઈ યુધામન્યુએ તેનાપર ગદાનો ઘા કર્યો તેણે તેને પણ દોડી પકડી પછાડી તેવીજ રીતે મારી નાખ્યો. ત્રણ મુખ્ય યોદ્ધાઓને મારી તેણે દરેક ઉતારામાં ફરી ફરી તરવારવડે સુતેલા અને આયુધો વગરના યોદ્ધાઓને મારી નાખ્યા. દ્રૌપદીના પાંચ પુત્રો જાગી ઉઠયા અને મામાનું વૈર લેવાને દોડયા પણ અશ્વત્થામાએ તે પાંચેને તથા શિખંડી અને બીજા અનેક રાજાઓને મારી તેણે હાથીઓ તથા ઘોડાઓની પણ કતલ કરવા માંડી. લોહીથી નાહી રહેલો અશ્વત્થામા રાક્ષસ જેવો જણાવા લાગ્યો. બહુ કતલ ચલાવવાથી છુટેલા હાથીઓ અને ઘોડાઓ પણ કેટલાકને કચરવા લાગ્યા. કેટલાક યોદ્ધાઓ ભાગવા, કેટલાએક ઠેકવા અને કેટલાએક છુપાવા લાગ્યા. તથા કેટલાએક તો જાણે વાત રોગથી ઝલાઈ ગયા હોય તેમ ઉભા રહ્યા. તેણે કોઈને પણ જીવતા છોડ્યા નહિ. નિદ્રા અને ભયથી વ્યાકુળ થયેલા કેટલાક યોદ્ધાઓને પોતાનાં શસ્ત્રો કે વસ્ત્રોની પણ ખબર પડી નહિ. કેટલાએકનાં વિષ્ટા મૂત્ર નિકળી પડવા લાગ્યાં અને કેટલાએક બોલવા લાગ્યા કે જો આ વખતે અર્જુન અહીં હાજર હોત તો આ રાક્ષસ આ પ્રમાણે કતલ ચલાવી શકત નહી. હાથીઓ, ઘોડાઓ તથા લોકોની દોડાદોડીથી અત્યંત ધૂળ ઉડવા લાગી અને બમણો અંધકાર થઈ રહ્યો. કેટલાએક તો પરસ્પર મારવા લાગ્યા. અશ્વત્થામાના સપાટામાંથી છટકી જે દ્વારમાંથી નિ-

ફળી ભાગવા લાગ્યા તેને દ્વારમાં ઉભેલા કૃપાચાર્યે તથા કૃતવર્માએ હાર કરવા લાગ્યા. બચાવ માટે હાથ જોડનારાઓને પણ તે (નીચ લોકોએ) છોડયા નહિ. અધૂરામાં પૂરૂં અશ્વત્થામાને રાજી કરવા તે બે નીચ કૃપાચાર્યે તથા કૃતવર્માએ તે ઉતારાની ત્રણે કોરે અગ્નિ સળગાવી મૂકયો. અગ્નિની જ્વાળાઓથી પ્રકાશ થઇ રહેતાં અજાણથી બચી ગએલ યોદ્ધાને પણ મારી નાખવા તેને સવલ પડયું. લોકોને કાપી નાખવાથી તેના હાથમાં તરવારની મૂઠ જાણે એક થઇ ગઇ હોય તેમ ચોટી રહી. જેથી તે પોતાની મુઠી ઉઘાડવાને પણ અશક્ત થયો. સુઇ જવાથી ઘોંઘાટ નગરના શાંત ઉતારામાં અશ્વત્થામા પેઠો હતો તેવાજ સઘળા લોકો મરી જવાથી શાંત ઉતારામાંથી તે સાવ પરોઢિએ બહાર નિકળ્યો. અશ્વત્થામાના સપાટામાંથી કૃતવર્માની ગફલતને લીધે ધૃષ્ટધુમ્નના એક સારથિ સિવાય બીજો કોઇ પણ ત્યાંથી નિકળી જવાને શક્તિમાન થયો નહોતો.

### પાંડવોના નાશના ખબરથી દુર્યોધનને થતો સંતોષ.

અશ્વત્થામા, કૃપાચાર્ય તથા કૃતવર્મા એ ત્રણે ભેગા થઇ પોતે કરેલાં કામોની હકીકત પરસ્પર કહી સંભળાવી સિંહનાદ કરી રાજી થઇ હાથ તાળી દઇ અને આલિંગન કરી દુર્યોધન જીવતો હોય તો તેને તે બાબતના ખબર આપવા નિશ્ચય કર્યો. અને રથમાં બેસી જ્યાં તે પડયો હતો ત્યાં આવી પહોંચ્યા, દુર્યોધનને જીવતો જોઇ રથમાંથી ઉતરી. તેઓ ત્રણે ત્યાં આવી જુવે છે તો લોહીની ઉગટી કરતો, ફડફડતો, નાહરો કુતરાંઓ તથા શિયાળીયાઓથી વીંટાએલો અને ફાડી ખાવા આવતાં પશુઓને બન્ને હાથથી દૂર કરતો દુર્યોધન તેમના જોવામાં આવ્યો. દુર્યોધનની એ દુઃખદાયક દશા તરફ દૃષ્ટિ કરી પૂર્વની તેની સ્થિતિ સંભારી તેઓ રોઇ પડયા. અને કેહેવા લાગ્યા કે જેણે આપણને સઘળી વસ્તુઓ પુરી પાડી છે, જેની કૃપાથી આપણને તથા આપણા નોકરોને પણ રત્નમય ઘરો અને ઉત્તમ ઉત્તમ વાહનો મળ્યાંછે અને જેના દૃષ્ટિપ્રસાદથી આપણે અનેક યજ્ઞાદિ ધર્મક્રિયાઓ કરી છે તે દુર્યોધનની સાથે આજે આપણે જઇ શકતા નથી. માટે ધિક્કાર છે. આમ બોલી તેઓ વિલાપ કરતા હતા, તેવામાં અશ્વત્થામાએ દુર્યોધનને કહ્યું કે રાજા ! તમે જીવો છો તેટલામાં અમારા કહેવાથી એક વધામણી સાંભળો. પાંડવોના પક્ષમાં માત્ર શ્રીકૃષ્ણ તથા સાત્યકિ આદિ સાત જણાજ અને આપણા પક્ષમાં અમો ત્રણ જણા અવશેષ રહ્યા છીએ પાંડવો તથા દ્રૌપદીના પાંચે પુત્રો, ધૃષ્ટદ્યુમ્ન વિગેરે પાંચાલો, પ્રભદ્રકો તથા મત્સ્ય લોકોને અમોએ આજ રાત્રિમાં સુતા મારી નાખ્યા છે અને આ પાંચ માથાં લાવ્યો છું. મારા પિતા તથા સ્વર્ગમાં બીજા ભીષ્મ, કર્ણ આદિ યોદ્ધાઓને કહેજો કે અશ્વત્થામાએ

પાંડવો અને ધૃષ્ટદ્યુમ્નને પશુના જેવા હવાલો કરી મારી નાખ્યા છે. તથા બીજા પણ પાંચાલ વિગેરે લોકોને કાપી નાખ્યા છે. આમ બોલતાં બોલતાં અશ્વત્થામાએ દુર્યોધનના મોહોડામાંથી નિકળતા લોહીને લુંછવા માંડ્યું. શત્રુના નાશની સમાચાર કહ્યા, આથી વ્યથા પામતા રાજાને અત્યંત સંતોષ મળ્યો.

## દુર્યોધનનો પ્રાણ ત્યાગ.

અશ્વત્થામાના મોહોડામાંથી નિકળતા પ્રિય શબ્દો સાંભળી અને લોહી લુછાવાથી જરા ચેતનામાં આવી અત્યંત રાજી થઇ દુર્યોધન બોલ્યો કે તમે સત્ય બોલો છો? અશ્વત્થામાએ તે પાંચ માથાં દેખાડ્યાં. વહાણુંવાયું ને હોતું તેથી અશક્ત દુર્યોધન બરોબર જોઇ શકયો નહિ અને અશ્વત્થામાનું કહેવું ખરૂં છે એમ માની ભીમનું માથું માગ્યું. અશ્વત્થામાએ ભીમના દીકરાનું માથું આપ્યું દુર્યોધને તેનો ભેચો કહાડી નાખ્યો, પછી તે બોલ્યો કે તે ભીમનું માથું નહોતું, તેં મને જુઠું કહ્યું. પછી તેણે પ્રત્યેક માથાં જોયાં અને તે દ્રૌપદીના પુત્રનાં છે એમ કહી ઉંડો નિશાસો મૂકયો. તે બોલ્યો અરે અશ્વત્થામા! તમે ઘોર કર્મ કીધું, તમે સુતેલા બાળકોને મારવા રૂપ અપકીર્તિને કરનારૂં ભયંકર કર્મ કરી મારા વંશનો નાશ કીધો, એને જીવતા રાખ્યા હત તો અમારૂં નામ રહેત, મારે પાંડવો ઉપર વેર હતું, બાળકો ઉપર નહોતું. નીચ ધૃષ્ટદ્યુમ્ન તથા શિખંડિને તમોએ માર્યા તેથી હું આત્માને આજ ઇંદ્ર સમાન ગણું છું. તે હરખાઇ બોલ્યો કે ભીષ્મે, દ્રોણે કે કર્ણે પણ ન કરેલું કામ આજ તમોએ કર્યું છે. તમારૂં ભલું થાઓ હવે તો આપણે ફરીવાર સ્વર્ગમાં મળશું. આમ બોલતાં બોલતાં દુર્યોધન ચુપ થયો કે તેની સાથે તેના પ્રાણ પણ પ્રયાણ કરી ચાલી નિકળ્યાં. દુર્યોધન મરણ પામતાં ઘણો ઘણો વિલાપ કરી રથોમાં બેસી અશ્વત્થામા, કૃપાચાર્ય તથા કૃતવર્મા હસ્તિનાપુર તરફ ચાલ્યા. તેઓએ કરેલી કતલના હસ્તિનાપુરમાં રહેલા ધૃતરાષ્ટ્ર તથા ઓઘવતી નદીને કિનારે રહેલા પાંડવોને રાત્રિના ત્રણ પ્રહર સુધી ખબર મળ્યા નહોતા.

## દુર્યોધનની વર્ત્તણુક.

દુર્યોધન શૌર્ય અને બુદ્ધિવડે સ્વતંત્ર રાજ્ય કરવે યોગ્ય હતો તે ઘણો આગ્રહી, અને સમર્થ યોદ્ધો કહેવાતો હતો તે કીર્તિનો ઘણો લોભી રાજા હતો. તેનામાં અત્યંત મત્સર ભરાયો અને વેર બુદ્ધિએ તેણે પાંડવોને ઘણા પજવ્યા; છેવટે દારૂણ યુદ્ધ કરી પોતાના રાજ્યનો અંત આણ્યો. તેથી કહેવાય છે કે વેર તે દુર્યોધનનુંજ તેણે વેરલેવાની બુરી મતલબમાં રાજ્ય કારભાર કરવો મૂકી દઇ તે કર્ણને સોંપ્યો હતો રાજસૂયજ્ઞ પ્રસંગે તેણે પાંડવોની સમૃદ્ધિ જોઇને લજ્જિત થએલો, તે યુદ્ધવિના બીજે કોઇ પ્રસંગે પોતાના

વેરને માર્ગે આપે ! શ્રીકૃષ્ણ, ભીષ્મ, દ્રોણ અને વિદુર આદિ મહાત્માઓએ જેને સમજાવ્યો, માબાપે અને નારદાદિ ઋષિઓએ પિગળાવ્યો તોપણ રાજપુત્રે પોતાનો મમત અંતલગી ન મૂક્યો એ તેના સ્વભાવનો તેનાં વિવેક ઉપર જય છે, પણ એ જય પોતાની કરેલી હાણથી નિંદ્ય થયો છે.. આપ વડાઇ, ફુલાસ, રાજાપણાની મોટાઇ, ઉદ્ધતાઈ અને વેરથી ઉત્પન્ન થએલા સઘળા દુર્ગુણો તેનામાં હતા, યુદ્ધનું મૂળ ભીમ દુર્યોધનનું જુલમ, પણ ભીમનામાં કપટ ઉમેરાયું ને દુર્યોધન પડયો.

## અશ્વત્થામાની દુર્દશા–દ્રૌપદીને માઠા ખબર.

રાત્રિએ કતલમાંથી નાસી ગએલા ધૃષ્ટદ્યુમ્નના સારથિએ પ્રભાતની પહેલાં ઓઘવતી નદીને કિનારે જઇ ધર્માત્મા યુધિષ્ટિરને અશ્વત્થામાએ કરેલી સઘળી કતલનો વિગતવાર હેવાલ કહી સંભળાવ્યો. સારથિના મોહોડાથી અત્યંત અપ્રિય અને શોકયુક્ત વચન સાંભળી પુત્રો તથા સંબંધીઓના શોકથી ઘેરાએલા અને મૂર્છિત થઈ ધરતીપર પડી જતા યુધિષ્ટિરને ભીમ તેના ભાઇઓ અને સાત્યકી વિગેરેએ પકડી રાખ્યા. સંજ્ઞા પ્રાપ્ત થતાં તેણે બહુ વિલાપ કરવા માંડયો કે શત્રુઓ હાર્યા છતાં જીત્યા અને અમો જીત્યા છતાં હાર્યા, અમારે વિજય પરાજય જેવોજ થયો. ભીષ્મ, દ્રોણ, કર્ણ અને શલ્ય વિગેરેના સપાટામાંથી બચેલા આજ અમારી ગફલતને લીધે અચેતતા કપાઇ ગયા. આ જગતમાં ગફલત જેવું બીજું કંઇ પણ ખરાબી કરનારૂં નથી. ગાફલ માણસને અર્થો છોડી દેછે અને અનર્થો પ્રાપ્ત થાયછે. જેમ વેપારીઓ મહા સમુદ્ર તરી ખાબોચીયાંમાં ડુબી જાય તેમ અમો મહા સંગ્રામમાં જય મેળવી ગફલતથી સાધારણ વાતમાં ડુબી ગયા. ભાઈઓ. દીકરાઓ અને પિતાના મરણથી ઘણી પીડાવાળી દ્રૌપદીનું અત્યંત શોકાતુર મોહોડું હું શી રીતે જોઇ શકીશ ! અરે નકુલ ! હતભાગ્ય દ્રૌપદીને ઉપપ્લવથી મારી પાસે બોલાવી લાવ.

અશ્વત્થામા, કૃપાચાર્ય તથા કૃતવર્માએ મોટી કારી કતલ કરી હસ્તિનાપુર તરફ આવતાં રસ્તામાં જનાનાને સાથે લઈ ગંગાજી તરફ આવતા ધૃતરાષ્ટ્રના ખબર મળ્યા પછી તે ત્રણે જણ પોતાના રથોને પાછા વાળી જૂદે જૂદે રસ્તે રવાનાં થયા. કૃપાચાર્ય હસ્તિનાપુરમાં ગયા, કૃતવર્મા દ્વારકાંમાં ગયા અને અશ્વત્થામા ગંગાજીને કિનારે વ્યાસજીના આશ્રમમાં આવ્યા.

નકુલે યુધિષ્ટિરની આજ્ઞાનુસાર ઉપપ્લવ્યમાં જઇ દ્રૌપદીને તેના સઘળા ભાઇઓ તથા પુત્રોની કતલ થયાના ખેદકારક ખબર આપ્યા. અત્યંત માઠા ખબરથી રડાકૂટ કરતાં તે પૃથ્વીપર પડી ગઇ, મુર્છા વળતાં દ્રૌપદીની સાંત્વના કરી નકુલ તેને યુધિષ્ટિરની પાસે બોલાવી લાવ્યો. જેમ કેળ પવનથી

ધ્રુજે તેમ શોકથી ધ્રુજતાં અને બેદાઇ ગએલ હૃદયવાળી પીડાયમાન દ્રૌપદી યુધિષ્ઠિરની પાસે આવી ફરી ધરતી ઉપર પડી ગઇ. તેનું મુખ રાહુથી ઘેરાએલા ચંદ્ર જેવું દેખાવા લાગ્યું. ભીમે ઉઠી દ્રૌપદીને બેઠાં કરતાં તેણે રોતાં રોતાં યુધિષ્ઠિર રાજાને કહ્યું કે તમે સઘળા પુત્રોને યમના હાથમાં સોંપી રાજ્ય કરશો એ તમારો મોટો ઉત્કર્ષ થશે. તમે કુશળ રહ્યા અને રાજ્ય મળ્યું તેથી હવે શૂર પુત્ર અભિમન્યુને તો સંભારશો પણ નહિ. પાપી અશ્વત્થામાના હાથથી સુતેલાઓનો વધ થયાના ખબર સાંભળી મારૂં કાળજું કોરાઇ જાય છે, તથા સળગી ઉઠે છે. જો તે નીચને તેના કૃત્યનું ફળ નહિ મળે તો હું ઉપવાસ કરી મરીશ. તેના માથામાં જન્મની સાથે રહેલો મણી તમે તેને મારી અહીં લાવીને મને બતાવો તોજ હું જીવતી રહીશ. એ મણિ તમારા શિરપેચમાં બંધાય એ મારી અભિલાષા છે. આ પ્રમાણે યુધિષ્ઠિરને કહેતાં કહેતાં દ્રૌપદીએ ક્ષત્રિ ધર્મી ભીમ તરફ નજર કરી કહ્યું કે ભીમસેન ! મને જ્યારે જ્યારે મોટાં મોટાં કષ્ટો પડ્યાં છે, ત્યારે ત્યારે તમેજ મારી રક્ષા કરી છે. હમણાં પણ અશ્વત્થામાને મારી તેનું મસ્તક મારી કને નહિ લાવો તો હું તમારૂં મોં ફરીથી જોનાર નથી માટે તેમ કરી મને જીવતી રાખો વિરાટના નગરમાં તમે જે કીચકને માર્યો હતો તેમ આ વખતે એ પાપી અશ્વત્થામાને મારો. દ્રૌપદીનો ક્રોધ શાંત કરવા યુધિષ્ઠિર બોલ્યા કે અશ્વત્થામા બ્રાહ્મણ છે અને વળી આમારા ગુરૂ દ્રોણાચાર્યના પુત્ર છે તેણે અપરાધ કર્યો હશે તો વિષ્ણુ તેને શિક્ષા કરશે; તેને મારી નાખવાથી તમારા પુત્રો અને તમારા ભાઇઓ શું ફરીથી જીવતા થવાના છે ! દ્રૌપદી બોલ્યાં કે હું તમારૂં માનું છું, પણ તેને માથે મણિ છે તે લાવી આપો એ મારી પ્રતિજ્ઞા છે.

## ભીમ અશ્વત્થામાપર જતાં શ્રીકૃષ્ણે કરેલ બચાવ.

દ્રૌપદીના અત્યાગ્રહથી નકુળને સારથિ કરી અશ્વત્થામાનો સગવડ લઇ ભીમ રથમાં બેસી વાયુ સમાન વેગથી ચાલ્યો. તેને ઉતારામાંથી બહાર નીકળતો જોઇ શ્રીકૃષ્ણે યુધિષ્ઠિર અને અર્જુનને કહ્યું કે આ તમારો ભાઇ ભીમ અશ્વત્થામાને મારવા સારૂં એકલો જાયછે પણ તે સઘળી પૃથ્વીનો દાહ કરે એવી દૈવી બ્રહ્માસ્ત્ર વિદ્યાને જાણે છે અને વળી નીચ છે. માટે પ્યારા ભીમનો બચાવ કરવા તૈયાર થાઓ. એમ કહી યાદવોત્તમ શ્રીકૃષ્ણ પોતાના રથને જોડાવી યુધિષ્ઠિર તથા અર્જુનને સાથે લઇ ભીમની પાછળ ચાલ્યા. અને તેને વારવા માંડ્યો. તોપણ તે કોઇનું નહિ માનતાં રથ દોડાવી શ્રી ગંગાજીને કીનારે પહોંચી વ્યાસજીના આશ્રમમાં બેઠેલા અશ્વત્થામાને લડાઇ માટે બોલાવ્યો. આ વખતે યુધિષ્ઠિર, શ્રીકૃષ્ણ તથા અર્જુન પણ ત્યાં આવી પહોંચ્યા.

મહા સાહસીક અશ્વત્થામાએ સમય વિચારી ડાબા હાથમાં એક દર્ભની સળી લઇ તેને ઘોર બ્રહ્માસ્ત્રના મંત્રથી અભિમંત્રણ કરી "આથી સઘળા પાંડવોનો વિનાશ થજો" એમ બોલીને ફેંકી તુરતજ એ સળીમાંથી પ્રલય કાળના જેવો અગ્નિ ઉત્પન્ન થયો, સઘળું ત્રૈલોક્ય ધ્રુજવા લાગ્યું. અશ્વત્થામાએ એ અસ્ત્ર મૂક્યું નહતું તે પહેલાંજ તેનો અભિપ્રાય જાણી શ્રીકૃષ્ણની ચેતવણીથી અર્જુને તે અસ્ત્રનું નિવારણ કરવા જેનો પ્રયોગ તે દ્રોણ પાસેથી શીખ્યો હતો તે તુરત રથમાંથી ઉતરી ધનુષ બાણ લઇ મહાદેવ અને ગુરૂદેવનું ધ્યાન કરી "મારો મારાં ભાઇઓ તથા અશ્વત્થામાનો પણ બચાવ થજો" એમ બોલી તે દૈવી અસ્ત્રની સામે તેજ દૈવી અસ્ત્ર મૂક્યું. અર્જુનનું બ્રહ્માસ્ત્ર પણ પ્રલયકાળના અગ્નિ જેવું પ્રજ્વલિત થયું. બન્ને અસ્ત્રો સામસામા પ્રગટ થવાથી ત્રૈલોક્ય કંપવા લાગ્યું, સઘળાં પ્રાણીઓને મોટો ત્રાસ ઉત્પન્ન થયો અને હજારો ઉલ્કાપાત થવા લાગ્યા. આ વખતે બન્ને યોદ્ધાઓને શાંત કરવા તથા બન્ને અસ્ત્રનું તેજ સમાવવા વ્યાસજી તથા નારદજીએ અસ્ત્રોની વચમાં આવીને ઉભા અને બન્ને યોદ્ધાઓને કહેવા લાગ્યા કે તમારે બન્ને એ પોતાનાં અસ્ત્ર પાછાં વાળી લેવાં જોઇએ. બન્ને મુનિઓનાં વચનો સાંભળી ઉતાવળાથી અર્જુન જે નિરંતર વડીલોની આજ્ઞાનુસાર વર્ત્તનારો હતો તેણે પોતાનાં અસ્ત્રને પાછું વાળી હાથ જોડી કહ્યું કે મેં તે અસ્ત્રની શાંતિ કરવા વાસ્તેજ તેની સામે તેજ અસ્ત્ર મૂક્યું હતું પણ કોઇને મારવા વાસ્તે મૂક્યું નથી. અર્જુને પોતાના અસ્ત્રને પાછું વાળ્યા છતાં પણ ક્રોધી અશ્વત્થામાએ પોતાના અસ્ત્રને પાછું વાળ્યું નહિ, તેથી વ્યાસે તેને કહ્યું કે તારા વિનાશને માટે નહિ પણ તારા અસ્ત્રને સાંત કરવા માટેજ અર્જુને મૂકેલું અસ્ત્ર તેણે પાછું વાળી લીધું. તારે પણ તે અસ્ત્ર પાછું વાળી લેવું જોઇએ. અર્જુનના અસ્ત્રથી તારૂં અસ્ત્ર સાંત થઇ જાય તે છતાં અમોએ તેના અસ્ત્રને પાછું વળાવ્યું તેનું કારણ એજ કે જે દેશમાં બ્રહ્માસ્ત્રથી બ્રહ્માસ્ત્રનો પ્રતીઘાત થાય તે દેશમાં બાર વર્ષ સુધી વરસાદ થાય નહિ અર્થાત્ બાર વર્ષ દુર્ભિક્ષ થાય. માટે તું તારા અસ્ત્રને પાછું વાળીને તારા માથામાં જે મણિ છે તે પાંડવોને આપી દે. તારા પ્રાણને બદલે મણિ લઇ પાંડવો પાછા જશે.

ઋષિઓને પ્રસન્ન કરવાની ઇચ્છાથી હાથ જોડી અશ્વત્થામાએ કહ્યું કે જે અસ્ત્ર મેં ક્રોધથી સાંધ્યું છે તે મારાથી નહિ વળાય, તે પાંડવોનો પુત્ર અભિમન્યુની સ્ત્રી ઉત્તરાનો ગર્ભ છેદશેજ, કારણ કે પાંડવોનો વંશ ન રહેવા દેવાની મારી ઇચ્છા છે. મણિને માટે કહેતા હો તો પાંડવો તથા કૌરવોની પાસે જે કાંઇ ધન હતું તે સઘળા કરતાં આ મારો મણિ અધિક છે. આ મણિ જેની

પાસે હોય તેને દેવતા, દાનવ અને સર્પોથી તેમજ શસ્ત્રો, વ્યાધિઓ, શત્રુઓ, ચોરો, રાક્ષસો કે બીજા કોઇનો ભય થતો નથી. વળી તેથી ક્ષુધાપણુ નિવૃત્ત થાય છે. આવી શક્તિવાળા મણિને હું કદી પણ છોડું નહિ તો પણ આપના કહેવાથી હું તે પાંડવોને આપી દઇશ.

## શ્રીકૃષ્ણનો અશ્વત્થામાને શાપ.

આવી શક્તિવાળા મણિને હું કદી પણ છોડું નહિ એ મારો પ્રાણ છે આપના કહેવાથી હું પાંડવોને આપું તો મારો શિરચ્છેદ થયો સમજુ અને અર્જુનનો જયજ કહેવાય. પણ પછી અર્જુને પકડી બાણુ કહાડી મસ્તકનો મણિ છેદી લઇ નારદમુનિ તથા પાંડવો સહિત ભગવાન વાસુદેવ દ્રૌપદી પાસે આવ્યા અને તેમને મણિ આપીને કહ્યું કે અશ્વત્થામાને આયુષ્ય સહિત કરીને પૃથ્વી વિશે વિચરતો મુક્યો છે. આ સાંભળીને તેણે ગુરૂ પુત્ર અશ્વત્થામાને ક્ષમા આપી પોતાની પ્રતિજ્ઞા તજી દીધી.

અશ્વથામાનાં નીચ વચન સાંભળી વ્યાસે તેમ કરવાની સંમતિ આપી અને તેણે ઉત્તરાના ગર્ભ ઉપર તે અસ્ત્રનો પ્રયોગ કર્યો. પણ તે વખતે શ્રીકૃષ્ણે અશ્વત્થામાને કહ્યું કે દુષ્ટ! તારા અમોઘ અસ્ત્રથી અર્જુનની પુત્રવધૂ ઉત્તરાનો ગર્ભ મુવેલો જન્મશે પણ હું મારા પ્રભાવથી પાછો તેને જીવતો કરીશ. તું નીચ પાપી અને બાળકોની હત્યા કરનાર છે માટે તને શાપ આપું છું કે "ત્રણ હજાર વર્ષ સુધી તારે જંગલમાંજ ફરવું પડશે, ત્યાં તને કોઇની સાથે વાતચિત કરવાનું પણ નહી મળે. હે નીચ તારો નિવાસ મનુષ્યમાં નહિ થાય, અને તારા શરીરમાં સઘળા રોગો ઉત્પન્ન થઇ તેમાંથી લોહી તથા પરુનો દુર્ગંધ નિકળ્યા કરશે." અભિમન્યુનો દીકરો પરીક્ષિતને નામે પાંડવોનો રાજ્યાધિકાર ભોગવી તારા દેખતાં સઘળી પૃથ્વીનું સાઠ વર્ષ સુધી રાજ્ય કરશે, તું બ્રાહ્મણ છતાં આવી દુષ્ટતા કરે છે, વળી તે અમારા વચનનું અપમાન પણ કર્યું તેથી તારી સ્થિતિ શ્રીકૃષ્ણના કહેવા પ્રમાણેજ થશે વ્યાસનાં પણ આ પ્રમાણે વચન સાંભળી ઉદાસ થઇ મનમાં ખેદ પામેલો અશ્વત્થામા ત્યાંથી ચાલી ઉત્તર દેશ ભણી ચાલતો થયો. યુદ્ધમાં શેષ રહેલાઓને અશ્વત્થામાએ હણ્યા તે ફક્ત ત્રિગુણાત્મક મહાદેવજીની ઇચ્છા હતી એમ શ્રીકૃષ્ણે સર્વને નીચે પ્રમાણે સમજાવ્યું છે. શરીર ત્યાગના નિમિતવાળી દ્રૌપદીની પાસે આવી મણિ આપી તેનું મન મનાવી ધીરાં પાડ્યાં.

## શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને કહેલો શિવજીનો મહિમા.

યુધિષ્ટિરે શ્રીકૃષ્ણને પુછ્યું કે હે શ્રીકૃષ્ણ આ પાપી નીચ અને નિષ્ફળ કર્મવાળા અશ્વત્થામાના હાથથી મારા સઘળા મહારથી પુત્ર કેમ મરી ગયા! તેમ અસ્ત્રવેત્તા મહાપરાક્રમી લાખો મનુષ્ય સામે યુદ્ધ કરવાવાળો કૃપ-

પદનો પુત્ર અશ્વત્થામાના હાથથી કેમ માર્યો ગયો? મોટા ધનુષધારી દ્રોણાચાર્યે જેને યુદ્ધમાં નહિ જીત્યો એવો ધૃષ્ટદ્યુમ્નને કેમ માર્યો. હે નરોત્તમ શ્રીકૃષ્ણ એણે શું યોગ્ય કર્મ કર્યું કે જેથી એકલા ગુરૂ પુત્રે મારા સઘળા પુત્રાદિકોને માર્યો. શ્રીકૃષ્ણ બોલ્યા કે નિશ્ચે અશ્વત્થામાએ અવિનાશી શિવજીના ચરણમાં જઇ વર પ્રાપ્ત કરવો જોઇએ કારણ કે શિવજી સઘળા દેવતાઓના ઇશ્વરોના પણ ઇશ્વર છે, એ કારણથી તેણે એકલાએ સઘળાને માર્યા છે, મહાદેવજી પ્રસન્ન થઇને દેવ ભાગને પણ દઇ શકે છે, અને ધારે તો ઇંદ્રનો પણ નાશ કરે છે. હે યુધિષ્ઠિર હું મહાદેવજીના મહિમાને મૂળથીજ જાણું છું, અને એના જે નાના પ્રકારનાં પ્રાચીન કર્મ છે એને પણ સંપૂર્ણ રીતે જાણું છું. વેદમાં લખ્યું છે કે યોગીઓ શોકથી રહિત થાય છે, એ કારણથી તમને પુત્રઆદિના શોકથી નિવૃત કરવાને કહું છું કે મહાદેવજી સઘળા જીવ માત્રના આદિ, મધ્ય અને અંતે છે, એટલુંજ નહીં પણ સમગ્ર સંસાર એના પ્રતાપથીજ ચેષ્ટા કરે છે. એમ મહાદેવના મહિમાની અનેક પ્રકારથી ઘણીક કથાઓ શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને કહી અને તે પછી મહાદેવથી સૃષ્ટિની ઉત્પતિ વિગેરેની હકીકતની ટુંક કથા પણ નીચે પ્રમાણે શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને કહી તેનો શોક નિવૃત્ત કર્યો.

## શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને કહેલ સૃષ્ટિની ટુંક ઉત્પત્તિ.

હે યુધિષ્ઠિર! પ્રથમ સર્વ વસ્તુના કારણ અદ્વિતીય પરમાત્મા શિવ હતા. પછી પરમાત્મા (શિવ) માં શક્તિ આવી, પ્રથમ ઇચ્છા ઉત્પન્ન થઇ અને તે ઉપરથી ક્રિયા અને જ્ઞાનશક્તિ; આ બધામાંથી સદાશિવ (આકાશના દેવ) થયા, તેમનામાંથી ઇશ્વર (વાયુના દેવ) થયા, તેમનામાંથી રૂદ્ર (તેજના દેવ) થયા, તેમનામાંથી વિષ્ણુ (જળના દેવ) થયા, અને તેમનામાંથી બ્રહ્મા (સૃષ્ટિના દેવ) ઉપન્ન થયા, તેમાંથી દક્ષાદિ સાત પ્રજાપતિ ઉત્પન થયા અને તે પછી સૃષ્ટિ થઇ. મનુષ્યના શરીરના છ ભાગ છે, આખા શરીરમાં શિવ પરમાત્મા છે, અને બાકીના પાંચ દેવ જૂદા જૂદા ભાગમાં રહે છે. આખા શરીરમાં બોંતેર હજાર નાડી છે, તેમાં મુખ્ય ઇડા, પિંગળા, સુષુમ્ણા, ગાંન્ધારી, હસ્તિજીવ્હા, પૂષા, અરૂણા, અલંબુષા, કુહૂ અને શંખિની એ દશ છે, આકાશના સત્વગુણથી શ્રોત્ર, વાયુના સત્વગુણથી ત્વક્, તેજના સત્વગુણથી નેત્ર, જળના સત્વગુણથી જીભ, અને પૃથ્વીના સત્વગુણથી ઘ્રાણ, બનેલ છે. આ પંચદેવ જ્યારે પોતપોતાની સત્તા ગ્રહણ કરી લેછે, ત્યારે આ અસાર શરીર પંચમહાભૂતનું પૂતળું કાંઇ પણ કામનું નથી, અને તેમાંથી વિસર્જન થતી દરેક વસ્તુ દુર્ગંધવાળી અને અભાવ ઉત્પન્ન કરનારી છે, વળી તે ક્ષણભંગુર છે, એટલે તેનો ભરોસો પણ શું? આજ છે ને કાલ નથી,

તેમાં વળી કળિયુગતું વિપરિત વર્તણુ બેહદ ખેદ ઉપજાવે છે, જેથી જે કાંઇ કાર્ય આજે થઇ શકે તેમ હોય તે કાલ ઉપર રાખવું એ વિશેપણુ કાળની જબરી બીતિ રહેછે. જેથી મનુષ્યે જન્મ ધારણુ કરી પાર પડવાના હેતુ જે ચાર પદાર્થ છે, તેનું ગ્રહણુ કરી કર્મ, જ્ઞાન અને આત્મોપાસનાથી નિરંતર પરબ્રહ્મ સાથે લયલીન રહી કાળ ક્રમણુ કરવો.

હે યુધિષ્ટિર! દુઃખને કરનારો વૃદ્ધિ પામેલો સંતાપરૂપ મનોવિકાર શરીરમાંથી નાશ કરવો. જે સદસ (શ્રોત સમાજ) (પરિષત) સ્માર્ત સમાજ કે સભા (લૌકિક સમાજ) માં ગયા છતાં જે ધર્માધર્મ કે ન્યાયાન્યાયનો નિર્ણય કરીને સર્વદા અભય નથી આપતી તેને સદસ, પરિષત કે સભા કહેવી નહીં. પણુ જે બુદ્ધિમાન પુરૂષ તેમાં ધર્મના તત્વનો નિર્ણય કરે છે તેનેજ સભ્ય શ્રેષ્ઠ જાણવો. અર્થાત ધર્મના તત્વનો નિર્ણય કરવો પણુ કઠિણુ છે તો બ્રહ્મતત્વનો નિર્ણય કઠિન હોય તેમાં શું આશ્ચર્ય? બુદ્ધિમાન પુરૂષનાં કૃત્યનો મર્મ જાણવો કઠિન છે. ડાહ્યો પુરૂષ મોહ ઉપજવાનું સ્થાન હોય ત્યાં પણુ મોહ પામતો નથી. જે પુરૂષ પોતાના પુત્ર, સ્ત્રી, અને ધન એ સર્વથી રહિત થયો હોય અને જે કઠણુ સંકટમાં ડુબી ગયો હોય તેણે ધીરજ રાખી સર્વ સહન કરવું એજ તેને શ્રેયસ્કર છે. જે પુરૂષ ધીરજથી યુક્ત હોય છે તેનું શરીર જલદી ઘસાઇ જતું નથી; શોક ન કરવાનો સ્વભાવ રાખવાથી સુખ પ્રાપ્ત થાય છે અને ઉત્તમ આરોગ્ય પણુ તેથીજ પ્રાપ્ત થાય છે શરીરના આરોગ્યવડે તે ફરીને લક્ષ્મી પ્રાપ્ત કરી શકે છે. હે યુધિષ્ટિર! જે બુદ્ધિમાન પુરૂષ સાત્વિકી વૃત્તિ ધારણુ કરીને રહે છે તેને ઐશ્વર્ય, ધૈર્ય અને કર્મને વિષે દઢતા પ્રાપ્ત થાય છે.

શ્રીકૃષ્ણે કહ્યું કે હે યુધિષ્ટિર તમારા સઘળા પુત્ર, ધૃષ્ટદ્યુમ્ન વગેરેને અશ્વત્થામાએ નથી માર્યા અર્થાત સઘળું ઇશ્વરને આધીન છે. માટે શોક ન કરવો, મહાદેવજીની પ્રસન્નતાથી નિસંદેહ શીઘ્રતાપૂર્વક કવીાાં યોગ્ય કર્મોને કરો.

## ઇતિ સૌપ્તિક પર્વ ૧૧ મું સમાપ્તમ્.

# શ્રી પર્વ ૧૨ મું.

## ધૃતરાષ્ટ્ર વિલાપ-વિદુર અને સંજયે કરેલી શાંત્વના.

ધૃતરાષ્ટ્રની પાસે શ્રીકૃષ્ણે પ્રથમ કહેલા માઠા ખબર પછી સંજયે આવી કહ્યું કે અઢાર અક્ષૌહિણી સેના સહિત આપના પુત્રો, પૌત્રો, ભાઇઓ, સંબંધી અને ઘણાક દેશના રાજાઓ. જેઓ આપણી મદદે આવી આપના પુત્રોની સાથે નાશ પામ્યા છે. આપના પુત્રો, પૌત્રો, જ્ઞાતિ, સુહૃદ અને બીજા સગાંની ક્રિયા કરાવવી જોઇએ. આ ખેદકારક મૃત્યુથી અત્યંત પીડા પામતા ધૃતરાષ્ટ્ર આ શોકકારી વચન સાંભળી પૃથ્વીપર પડી ગયા. સંજયે આશ્વાસના કરી સાવધ કર્યા પછી ધૃતરાષ્ટ્ર રૂદન કરતા બોલ્યા કે હવે હું વૃદ્ધ આ દુઃખમાં પુત્ર રહિત જીવવાનું શું પ્રયોજન છે. અરે મેં પરશુરામ, દેવઋષિ નારદજી, વ્યાસજી આદિ મહાત્માઓનાં વચનો નહિ માન્યાં. સભાના મધ્યમાં શ્રીકૃષ્ણે કલ્યાણનાં હિત વચનો કહ્યાં હતાં કે શત્રુતા મૂકી પુત્રને સમજાવો, પણ મેં પત્ર પ્યારથી તેમ કર્યું નહિ. વિદુર પણ શોચ કરતા બોલ્યા કે બુદ્ધિથી મનને આધીન કરો કારણ ચૈતવનો નિશ્ચય એજ કે સર્વ સૃષ્ટિનો અંતે નાશ થવાનો છે. માટે હે રાજા, મુવેલાનો શોચ કરવો યોગ્ય નથી. યુદ્ધમાં મૃત્યુ એ શૂરવીર ક્ષત્રીઓને સ્વર્ગમાં જવાનો ઉત્તમ માર્ગ છે. ક્ષત્રીયોનું યુદ્ધ મૃત્યુ એ એના જેવું મોટું અગત્ય બીજું કોઇ નથી, માટે તમારા પુત્રો શોચ કરવા યોગ્ય નથી એમ વિદુરે કહી કષ્ટ પામતા ધૃતરાષ્ટ્રના મનનું સાંત્વન કર્યું. પુત્રો, પૌત્રો, ભાઇઓ અને સંબંધીઓ વગેરેનો હવે ગાંધારી શોચ કરવા લાયક છે, અને પાંડવો, મ્હોટું કર્મ કરીને શત્રુ વિનાનું આ રાજ્ય પામ્યા છે અરે ? આ મોટું કષ્ટ, જે ક્ષત્રિઓના, આ મોટા ભયંકર સંગ્રામમાં અઢાર અક્ષૌહિણી સેના નાશ પામી તેમાંથી માત્ર સાત પાંડવોના અને ત્રણ અમારા એ રીતે દશ જણા બચ્યા. એવું સાંભળી શોકથી શું કરવું ને શું ન કરવું તે કાંઇ હું જાણતો નથી, મારૂં મન અતિ વ્યાકુળ થાય છે, અને મને કાંઇ પણ ખબર પડતી નથી.

એટલાં વચન કહીને અત્યંત દુઃખી થએલો ધૃતરાષ્ટ્ર રાજા વળી પણ વિલાપ કરતાં કરતાં મૂર્છા પામી ગયો, તેને સંજયે સમજાવ્યો ત્યારે ચિત્ત સ્થિર રાખીને તે બોલ્યો કે, હે સંજય ? આવું થયું માટે હવે થોડા વખ-

તમાં હું પ્રાણ મૂકવાને ઇચ્છું છું, કારણ મારા જીવવામાં હું કાંઇ પણ ફળ દેખતો નથી.

સંજય—હે રાજા, ગુણવાન અને મોટા રાજાઓના વંશમાં ઉત્પન્ન થયેલા, દિવ્ય અસ્ત્રોને જાણનારા, ઇન્દ્રના સરખા તેજવાળા, બળવાન, અને ઘણા ઉત્સાહવાળા રાજાઓને, બુદ્ધિમાન્ નારદજી અને વ્યાસજીના મુખ થકી તમે સાંભળ્યા છે, તે પણ પૃથ્વીને ધર્મથી જીતી, ઘણી દક્ષિણાવાળા યજ્ઞો કરી, આ લોકમાં નિર્મળ યશને પામીને કાળને વશ થયા. તેમાં મહારથી અને શૂરવીર શૈબ્ય રાજા, જીતવા વાળાઓમાં શ્રેષ્ઠ સંજય રાજા, સુહોત્ર, રંતિદેવ, કાક્ષિવાન, ઔશીનર, બાલ્હીક, દમન, ચૈદ્ય, શર્યાતિ, અજીત એવો નળ, શત્રુને મારનાર વિશ્વામિત્ર, મહા બળવાન અંબરીષ, મરત, મનુ, ઇક્ષ્વાકુ, ગય, ભગીરથ, દશરથના પુત્ર શ્રીરામચંદ્રજી, શશબિંદુ, મોટા ભાગ્યવાળો કૃતવીર્ય, જનમેજય, શુભ કર્મો કરવાવાળો યયાતિ રાજા જેને દેવતાઓએ યજ્ઞ કરાવ્યો હતો અને જેના યજ્ઞના સ્થંભે કરી આખી પૃથ્વી વ્યાપ્ત છે, એવા આ રાજાઓની કથા પૂર્વે દેવઋષિ નારદજીએ, પુત્રના શોકે કરીને તપેલા શ્વેત રાજાને તેનો શોક ટાળવા વાસ્તે કહી હતી. તેની પૂર્વે પણ બીજા કેટલાક અતિ બળવાન મહારથીઓ થઇ ગયા, જેઓનાં નામો આ પ્રમાણે છે—પૂરૂ, કુરૂ, શુરવીર યદુ, મોટા તેજવાળો વિશ્વગશ્વ, અણુહ, યુવનાશ્વ, કકુત્સ્થ, પરાક્રમી રઘુરાજા આદિ બીજા બુદ્ધિમાન્, મહા બળવાન, પરાક્રમી, દાન દેવાવાળા, ગુરૂ અને વેદનાં વાક્યો ઉપર વિશ્વાસ રાખનારા, સત્ય બોલનારા, દયાવાન, પવિત્ર, કવિઓએ પુરાણમાં વર્ણવેલા, તથા સર્વ સમૃદ્ધિ અને ગુણોએ કરી યુક્ત એવા અસંખ્ય રાજાઓ, અનેક તરેહના ભોગોને મૂકીને તમારા પુત્રની પેઠે કાળને વશ થયા; તો તમારા પુત્રો ક્રોધી, દુષ્ટ બુદ્ધિવાળા અને નઠારા આચારવાળા મરણ પામ્યા, તેનો તમો શોચ કરવા લાયક નથી; કારણ કે તમો શાસ્ત્ર જાણો છો અને બુદ્ધિમાન્ તથા પંડિતોમાં માનવા લાયક છો, માટે જેની શાસ્ત્રમાં બુદ્ધિ હોય તે પુરૂષો કાઇ દિવસે મોહ પામતા નથી.

તમોએ પોતાના દુષ્ટ પુત્રો ઉપર કૃપા રાખી અને નીતિવાન પાંડવોની ઉપર અકૃપા કરી, તે તમે જાણો છો, માટે હવે પુત્રોના રક્ષણ ઉપર કાંઇ વિચાર કરવો નહીં. થનાર જે છે તે તેમજ થાય છે તેનો તમો શોક કરવા લાયક નથી. થનાર વસ્તુને બુદ્ધિથી કોણ ટાળી શકે છે? વિધાતાના કહેલા માર્ગને કોઇ ઉલંઘી શકતું નથી. આ સુખ, દુઃખ, જન્મ, મરણ ઇત્યાદિ કાળથીજ થાય છે. કાળ પ્રાણીને ઉત્પન્ન કરે છે અને તેનો સંહાર પણ તેજ કરે છે. પ્રજાના સંહાર કરતા કાળનો પણ નાશ કાળજ કરે છે. સર્વે

લોકમાં સારા અને નરસા પદાર્થો કાળથીજ થાય છે. તેજ કાળ પ્રજાનો લય કરે છે. ફરી તેની ઉત્પત્તિ પણ કરે છે. સુષુપ્તિ, પ્રલય અને મોક્ષની વખતે પણ કાળની શકિત લોપાતી નથી. કાળ કોઇથી ઉલ્લંઘન થતો નથી તે સર્વે પ્રાણીઓમાં ફરે છે, કોઇથી ધારણ થતો નથી. એ કાળ આત્મા છે. થઇ ગયાં, થશે, અને જે હાલ વર્તે છે, તે સર્વે પદાર્થો કાળે નિર્માણ કરેલાં છે, એમ જાણીને જ્ઞાન નિષ્ટાને મૂકવાને તમે લાયક નથી, કારણ જ્ઞાન વગર શોક ટાળવાને બીજો ઉપાય નથી. એ રીતે પુત્રના શોકે કરી પીડિત ધૃતરાષ્ટ્ર રાજાને સંજયે દિલાસો આપીને સ્વસ્થ કર્યા.

## કૌરવ સ્ત્રી વિલાપ–પ્રેતકાર્ય કરવા કુરૂક્ષેત્રમાં પ્રયાણ.

પોતાના દુર્યોધનાદિ પુત્રો જ્ઞાતિ અને પ્રજાને માટે રૂદન કરતાં ધૃતરાષ્ટ્ર રાજાએ રાજ્યની સર્વે સ્ત્રીઓને બોલાવી પોતાના પુત્રો અને બીજા હણાએલાનું પ્રેત કાર્ય કરવાને પોતાની સાથે આવવાનું કહ્યું, અને તેઓ ત્યાંથી અત્યંત સોક કરતા શહેર બહાર નીકળ્યા. આ રીતે જે વખતે રડતી દ્રૌપદીને શહેરબહાર કાઢી મુકવામાં આવી હતી તે વખતની ભવીષ્યવાણી સાચી પડી, રસ્તામાં પાંડવ સૈન્યનો નાશ કરીને આવતા એવા કૃપાચાર્ય અને કૃતવર્મા તેમને મળ્યા તે બન્ને જણાઓએ ખેદ કરી ધૃતરાષ્ટ્ર રાજાની રજા લઇ છુટા પડયા. પછી યુધિષ્ઠિરને યુયુત્સુના મોંહોડાથી ખબર મળ્યા કે સઘળા જનાનાને સાથે લઇ ધૃતરાષ્ટ્ર રાજા ગંગા નદીના કિનારાપર જવા હસ્તિનાપુરમાંથી નિકળી ચૂકયા છે: તેથી તે પોતાના ભાઇઓ, કેશવ ભગવાન, દ્રૌપદી તથા પાંચાલોની સ્ત્રીઓને સાથે લઇ તને મળવા ચાલ્યા. ગંગાજીના સમીપમાં આવી કૌરવોની વિલાપ કરતી સ્ત્રીઓનાં ટોળાંને છોડી દઇ આગળ જતાં યુધિષ્ઠિર ધૃતરાષ્ટ્રને પગે પડયા અને ઘટતી રીતે મળ્યા, એ સર્વે પુત્રોના વધથી ધૃતરાષ્ટ્રને ગમ્યું તો નહિ પણ ઉપલક મનથી તેનું આલિંગન કરી અત્યંત ખેદ કરવા લાગ્યા.

## ધૃતરાષ્ટ્રે ક્રોધથી કરેલ લોહ ભીમ મર્દન.

યુધિષ્ઠિરને મળ્યા પછી અંધ રાજા ધૃતરાષ્ટ્ર ભીમનું આલિંગન કરવાના બહાનાથી તે દુષ્ટ રાજાના ક્રોધાગ્નિ અત્યંત પ્રજ્વલિત થયો અને તેને મારી નાખવાનો અભિપ્રાય તેના મનમાં ઉત્પન્ન થયો. પણ ધૃતરાષ્ટ્રનો એ દુષ્ટ અભિપ્રાય તેની ક્રુર ભરેલી ચેષ્ટા ઉપરથી શ્રીકૃષ્ણના જાણવામાં આવી ગયો. ભીમને આલિંગન આપવા માટે બોલાવતાં ભીમ તેની પાસે જતો હતો. તેવામાં શ્રીકૃષ્ણે પોતાના બન્ને હાથવતી ભીમને દુર ખેંચી ભીમનું લોઢાનું પૂતળું ધૃતરાષ્ટ્રની સામે ધર્યું "ભીમની આકૃતિનું લોઢાનું પૂતળું દુર્યોધને ગદાની કસરત માટે તૈયાર કરાવ્યું હતું" આંધળા ધૃતરાષ્ટ્ર તે પૂતળાને ભીમ

માની છાતીમાં દાબી બન્ને હાથથી એવી ભીંસ દીધી કે તે પૂતળાંનો ભૂકો થઈ ગયો, અને પોતાની છાતી અત્યંત ભીંસાવાથી તેના મોઢામાંથી લોહી નીકળવા માંડયું, અને ધરતીપર પડી ગયો. જરાવાર પછી સંજ્ઞા પ્રાપ્ત થતાં ધૃતરાષ્ટ્ર "હાય ભીમ!" એમ બોલી શોક કરવા લાગ્યો; પણ તે વખતે શ્રી કૃષ્ણે સઘળો પડદો ખુલ્લો કરી કહ્યું કે ભીમ જીવતો છે, માટે શોક કરવો છોડી દો. પુત્રોના શોકના પરિતાપને લીધે તમારૂં મન ભ્રષ્ટ થયું; પોતાની ભૂલ કબુલ કરી ધૃતરાષ્ટ્રે કહ્યું કે "પુત્ર સ્નેહન ધર્મથી હું ચલાયમાન થયો છું" મારી મતિ વીપરીત થઇ ગઇ છે.' પણ જે થયું તે થયું. હવે તમારે પૂર્વાપરનો સઘળો વિચાર કરી શાંત રહેવું જોઇએ. શ્રીકૃષ્ણનાં વચન સાંભળી ધૃતરાષ્ટ્ર લજ્જાઇ ગયા અને પોતે કરેલાં અકૃત્યનો કેટલોએક અફસોસ કરવા લાગ્યા. પછી તે પાંડવોને ભેટીને તેમને પોતાના પુત્ર સમાન લેખીને આશીર્વાદ આપ્યા. ભીમને ફરી મળતાં તે હસ્યો ને બોલ્યો ચાંપી નાંખું કે ? ભીમ બોલ્યો હું તમારો દાસ છું, આજ્ઞા આપો તો હું મારી મેળે મારો પ્રાણ કહાડું, ધૃતરાષ્ટ્ર બોલ્યા હવે તમે સૌ મારા પુત્ર છો. પાંડુ ભાઈના વંશમાં તમેજ રહ્યા છો; શ્રીકૃષ્ણે ફરી કહ્યું કે આજે મોટો અનર્થ અને નાશ થયો છે તે તમારા તથા તમારા પુત્રોની દ્વેષબુદ્ધિથી થયો છે, તમે દુર્યોધનને બહુ બહુ કહ્યું તો પણ એ હઠીલાએ ન માનતાં ઉલટો માત પિતાનો તિરસ્કાર કર્યો તેનું આ ફળ પ્રાપ્ત થયું, તેમાં પાંડવોનો દોષ નથી શ્રીકૃષ્ણનાં વચન સાંભળી ધૃતરાષ્ટ્રે પોતે કરેલાં પ્રથમ કૃત્યનો કેટલોક પસ્તાવો કરી અત્યંત રૂદન કર્યું અને બીજાં સૌ પણ રડયાં.

## વિદુરે ધૃતરાષ્ટ્રને આપેલો જ્ઞાન બોધ.

હે ધૃતરાષ્ટ્ર રાજા? આખા જીવિત સુધી પ્રાણીને એકલું સુખ અથવા એકલું દુઃખજ પ્રાપ્ત થતું નથી. બીજાએ કરેલું સુકૃત કે દુષ્કૃત બીજાને પ્રાપ્ત થતું નથી, પણ જે પુરૂષ જેવું કર્મ કરે છે તેનેજ તેવું ફળ પ્રાપ્ત થાય છે.

એક ચૈતન્ય તત્વ અને તેમાંથી થતા બહુ રૂપો વિષે આર્ય ધર્મની કેટલી એક મુખ્ય ભાવનાઓનો સાર વિદુરે મનુ અને બ્રહસ્પતિ વચ્ચે થએલા સંવાદરૂપે આપેલો છે. અનંત અને અક્ષર થકી પંચ પરમ તત્વ અનુક્રમે પદાર્થરૂપે ઉદ્દભવ પામ્યાં. તેઓ સર્વેનું મૂળ અદ્વિતીય પરમાત્મા છે અને તેના વિના બીજું જે રહ્યું તે કાર્ય જાણવું; આ અક્ષર બ્રહ્મ છે. અવ્યક્તના શુદ્ધ ચિન્માત્ર રૂપમાંથી જ્ઞાનસ્વરૂપ જીવાત્મા પ્રગટ થાય છે, તેનાથી બુદ્ધિ તેનાથી મન પ્રગટ અને તેમની શ્રોતાદિક કામ વિગેરે) ઇંદ્રિયો સાથે યુક્ત થાય છે અને દેહમાં રહેલો દેહી આ પાંચનો બનેલો છે અને તે દેહ પંચ-

તત્વોનો બનેલો છે. જે પ્રકારે સૂર્ય ઉદય પામીને કિરણ સમૂહને ફેંકે છે તેજ પ્રકારે અંતરાત્મા ઇંદ્રિયોરૂપી કિરણોવડે ઇંદ્રિયોના પાંચ વિષયોને પામે છે. આ સર્વે વિષયોનું મનને જ્ઞાન થાય છે અને જે જે ઇંદ્રિયોને વિષયનો સ્પર્શ થાય છે તે તે ઇંદ્રિયોને તેઓના ગુણોનું ભાન થાય છે; જે માનસિક કલ્પના પેદા થાય છે તે કલ્પનાઓ તેઓના ગુણોને લીધે છે, કારણ મન, વસ્તુને તેઓના ગુણ સિવાય જાણી શકે નહિ. બુદ્ધિનો સંબંધ આ ગુણોના સમુદાય સાથે અથવા તે માનસિક વસ્તુઓ સાથે છે અને જ્યારે બુદ્ધિ ગુણોના આ સમુદાયને દૂર કરી શકે અને જે તત્વમાં આ સમૂદાય રહેલો છે તેને પહોંચી શકે ત્યારે તેને જ્ઞાન થાય છે અને પછી આત્માનું પ્રતિબિંબ તેમાં પડે છે, જે આત્માનું તત્વ જ્ઞાનજ છે. તર્કશક્તિ અથવા મન, ગમે તેટલે ઉંચે દરજ્જે પહોંચેલ હોય તો પણ આત્માને જોઈ શકે નહિ; તેમજ આત્મા શીખવવાથી શીખતો નથી; કારણ તે ભાષાનો વિષય નથી. બહારના સંસાર સાથે આત્માને જે રીતે સંબંધ થવો તે ક્રિયા ઉલટી રીતે કરવાથી આત્મા જાણી શકાય છે. વિષયોમાંથી ઇંદ્રિયો પાછી ખેંચાય છે અને મનમાં નિવૃત્ત થાય છે. ઇંદ્રિયોની સહાયતાથી થએલી કલ્પનાઓમાંથી મનને પાછું ખેંચી લેવાય છે અને તે બુદ્ધિમાં નિવૃત્તિ પામે છે. મન જે ગુણોના સમુદાયને બુદ્ધિની આગળ ધરે છે તે ગુણોના સમૂદાયમાંથી બુદ્ધિ પોતાને પાછી ખેંચી લે છે અને તેમાં આત્માનું પ્રતિબિંબ પડે છે. નિવૃત્ત થવાની આ ક્રિયાને યોગ કહે છે. મનના શાંત થવામાં ઇંદ્રિયો મદદ કરી શકે નહિ, તેમજ મન બુદ્ધિને જાણી શકે નહિ, તેમજ ક્ષુદ્ર આત્માને બુદ્ધિ જાણી શકે નહિ, પણ સૂક્ષ્મ આત્મા તે સર્વેને જાણી શકે છે. મનથી ઇંદ્રિયોનો નિગ્રહ થવો જોઇએ; બુદ્ધિથી મનને શુદ્ધ કરવું જોઇએ; બુદ્ધિને જ્ઞાનથી શુદ્ધ કરવી જોઇએ, ત્યાર પછી આત્મજ્ઞાન થાય છે. મન ઇંદ્રિયો મારફત વિષયો તરફ બહાર જાય છે અથવા બુદ્ધિ મારફત આત્મા તરફ અંદર વળે છે. પહેલા રસ્તાથી દુઃખ ઉપજે છે અને બીજાથી સુખ ઉપજે છે. આત્મા સાક્ષીરૂપે છે અને તે પોતે સ્થિર છે; પણ કાનને ચૈતન્ય આપીને તે સાંભળે છે, આંખને ચૈતન્ય આપીને તે જુએ છે, દેહની મદદથી પોતાનો મૂળ સ્વભાવ જે જ્ઞાન છે તેને પ્રગટ કરે છે, અને આ પ્રમાણે કાર્ય કરનાર શરીરની ઇંદ્રિયો નથી, પણ આત્મા પોતેજ છે; પણ જેમ પવન ધૂળ ઘસડી જતાં મળવાળો થતો નથી પણ મળથી ન્યારો છે તેમ આત્મા કાર્ય કરવાથી કર્તારૂપે થતો નથી અને પ્રગટ થએલા દેહથી ન્યારોજ છે અને હમેશ પોતાના સ્વભાવમાંજ રહે છે. જે સર્વેને આપણે કાર્યરૂપે જાણીએ છીએ તેનું કારણ કાળ છે. તેમજ બહુપણાનું પણ કારણ તેજ છે.

## પુત્રના શોકથી નિવૃત્ત થવા વ્યાસે આપેલ ધર્મબોધ.

શોકથી પીડિત થતા ધૃતરાષ્ટ્રે કરેલા અત્યંત નાના પ્રકારના પ્રશ્નોના પ્રત્યુત્તર તે મહાન્ ગુરૂ વ્યાસે આપ્યા, તેમાંથી થોડાક આપણે ચુંટી કહાડીશું. ધર્મનું લક્ષણ જાણવાની ઇચ્છાવાળા ધૃતરાષ્ટ્રને ધર્મ કેવા પ્રકારનો હોય તે ચોક્કસ કહેવાનું કામ કઠિન છે એમ સમજાવ્યા પછી જેથી તે વિષેનું થોડુંક જ્ઞાન પ્રાપ્ત થઇ શકે એવા ઉપાયો કહી બતાવ્યા, 'પ્રાણીઓના અભ્યુદય અર્થે ધર્મ એવો શબ્દ ઠરાવેલો છે.' માટે જે અર્થ અભ્યુદય સહિત હોય તેને ધર્મ કહેવો. પ્રાણીઓને પરસ્પર દુઃખ દેતાં અટકાવવાને માટે ધર્મ એ શબ્દ ઠરાવેલો છે, તેથી જે કર્મ અહિંસાયુક્ત હોય તેને ધર્મ કહેવો. સર્વ પ્રાણીના સંરક્ષણ અર્થને માટે ધર્મ શબ્દ કહેલો છે. ધર્મ વડે પ્રજાનું રક્ષણ થાય છે તેટલા માટે જે રક્ષણ સહિત હોય તેને ધર્મ કહેવો. માણસ સંકટો શી રીતે તરી શકે ? જેઓ દંભવડે આચરણ કરતા નથી, જેઓની વૃત્તિ નિયમિત છે અને જે વિષયોના ભોગના સાધનરૂપ ઇંદ્રિયોનો નિગ્રહ કરે છે તેઓ સંકટને તરે છે. જેમની નિંદા કર્યા છતાં જેઓ સામી નિંદા કરતા નથી, તથા જેમને નુકશાન કર્યા છતાં સામા બીજાને નુકશાન કરતા નથી તેમજ જેઓ દાન આપે છે ખરા પણ યાચના કરતા નથી તેઓ સંકટને તરે છે. જેઓ મન, વચન અને કર્મે કરીને પાપ કરતા નથી અથવા જેઓ પ્રાણીની હિંસા કરતા નથી તેઓ સંકટને તરે છે. જે પુરૂષો પોતાનો પ્રાણ જવાનો સમય આવ્યો હોય તેમ છતાં પણ સત્ય વચનજ બોલે છે તથા પ્રાણીઓમાં જેઓ પ્રમાણભૂત મનાય છે તેઓ સંકટને તરે છે. જેમનાં કર્મ કપટ વિનાનાં છે, જેમની વાણી મધુર છે તથા જેમના અર્થ ન્યાયપૂર્વક ઉપાર્જન કરેલા હોય છે તે સંકટને તરે છે. જે પુરૂષો સર્વ દેવને નમસ્કાર કરે છે તથા સર્વ ધર્મનું શ્રવણ કરે છે તેમ જેઓ શ્રદ્ધાવાળા અને શાંત છે તેઓ સંકટને તરે છે વિદ્વાન પુરૂષ જેની નિંદા થતી હોય તેણે કેમ કરવું એમ ધૃતરાષ્ટ્ર રાજાએ પૂછ્યું. ત્યારે વ્યાસે કહ્યું કે મોટા મનવાળા પુરૂષે નિંદા કરનાર માણસને ટીટોડી જેવો નિરંતર ટેં ટેં કરનારો જાણવો. હીન બુદ્ધિવાળો તે પુરૂષ જે જે બોલે તે ડાહ્યા પુરૂષે સહન કરવું જોઇએ. સાધારણ પ્રાકૃત માણસની નિંદા અથવા સ્તુતિથી શું થવાનું છે. જંગલમાં જેમ કાગડો નિરર્થક કાક કક કરે છે તેમ તે અશુદ્ધ પુરૂષ અમથોજ લવારો કરે છે. બીજાઓ પોતા વિશે શું બોલે છે અથવા શું અભીપ્રાય બાંધે છે તે ઉપરથી ગુસ્સે થઇને કેટલાક લોકો નિરંતર પોતાનું જીવન અસ્વસ્થ બનાવે છે. સ્તુતિ અથવા નિંદાની દરકાર કર્યા વગર અને તે સ્તુતિ તથા નિંદામાંથી સાર ગ્રહણ ક-

રીને પ્રયત્ન કરો અને વાજબી પણે વર્ત્તો. મનુષ્યનું જીવન નિયમિત અને મર્યાદાવાળુ હોવું જોઇએ. મનુષ્ય ધર્મ, અર્થ અને કામની ઇચ્છા કરે છે. અર્થનું મૂળ સદૈવ ધર્મમાંજ છે અને અર્થનું ફળ કામ છે. અર્થ સંપાદન કરવામાં માણસે પોતાના ધર્મનો પરિત્યાગ કરવો નહિ અથવા ધર્મ અને અર્થનો પરિત્યાગ કરીને માણસે કામનું સેવન કરવું નહિ. ફળ પ્રાપ્તિ થવાની વાસના રાખીને ધર્મ કરવો તે ધર્મનો મળ છે; ધનનો સંચય કરવો તે અર્થનો મળ છે; માટે જો તે ત્રણે આ મળથી રહિત શુદ્ધ થાય તો પરમાનંદની પ્રાપ્તિ કરી આપે છે. સત્ય વિષે વ્યાસે ઉત્કૃષ્ટ રીતે વિવેચન કર્યું છે. સત્યને સર્વદા નમસ્કાર કરવો; સત્ય એ પરમગતિ છે; સત્ય એજ ધર્મ, તપ અને યોગ છે; સત્ય એજ સનાતન બ્રહ્મ છે, સત્ય એજ પરમ યજ્ઞ છે. સર્વ કંઇ સત્યને વિષેજ રહેલું છે. સમાન બુદ્ધિ, ઇંદ્રિય દમન, ક્ષમા, લજ્જા, સહન શીલતા, ભલમનસાઇ, અનુસૂયતા, ધ્યાન, આર્યપણું, ધૃતિ, દયા અને અહિંસા એ સત્યના પ્રકાર છે. પછી તે સત્યના પ્રકારના અર્થ જણાવીને છેવટે કહે છે કે સત્ય કરતાં બીજો કોઇ ઉત્તમ ધર્મ નથી, અને અસત્ય કરતાં બીજું કોઇ મોટું પાપ નથી. ખરેખર ધર્મનું મૂલ સત્ય છે. એક સમયે એક હજાર અશ્વમેધ અને સત્ય એ બન્નેને એક કાંટામાં મુકતાં હજાર અશ્વમેધ કરતાં સત્ય વધારે થયું. દરેક આર્યે કે તેના દરેક બાળકે આ વિશેનું અધ્યયન કરીને તેનું અનુવર્ત્તન કરવું જોઇએ. અસત્ય બોલવાથી આબરૂને ધક્કો પહોંચે છે. કપટી આચરણો કરવાથી મનુષ્યના પ્રતિષ્ટા ઓછી થઇ જાય છે અને તે તિરસ્કાર અને ધિક્કારનું પાત્ર બને છે. જે મનુષ્ય અસત્ય બોલે છે અથવા કપટ આચરે છે તે ખરો હિંદુ નથી તેમજ ખરો આર્ય નથી.

હવે આ જગતમાં મનુષ્યો ઘણાંજ દુઃખી હોય છે અને તેઓના દુઃખનું કારણ તેઓનું અજ્ઞાન છે. તેઓ બાહ્યવસ્તુઓની ઇચ્છા રાખે છે પણ ખરૂં સુખતો અંદરની વસ્તુઓ પ્રાપ્ત કરવામાં, શાંતિ શિવાય જેનામાં બીજું કંઇ નથી એવા પરમાત્માને જાણવામાં અને સર્વ ઐહિક વસ્તુઓમાંથી ઇચ્છા રહિત થવામાં રહેલું છે. નિર્ધનતા જેનાથી મનુષ્ય ડરતો રહે છે તે તો ફક્ત બાહ્ય વસ્તુઓ હરી લેછે; પણ ખરી રીતે તો તે આપણને સંકટ અને ચિંતામાંથી મુક્ત કરે છે. જ્યારે કોઇ મનુષ્ય આત્મામાં શાંતિ મેળવે છે અને તૃષ્ણા રહિત થાય છે ત્યારેજ નિર્ધનતા તેને સુખરૂપ લાગે છે. નિર્ધનતા એ લોકમાં હિતકારક, કલ્યાણકારક અને ઉપદ્રવ વિનાની છે. શત્રુવિનાનો તે માર્ગ કામી જનોને દુર્લભ છે, અને તૃષ્ણાથી સ્વતંત્ર પુરૂષોને તે સુલભ માર્ગ છે. હું ત્રણે લોક જોઉંછું પણ જે પુરૂષ નિર્ધન,

શુદ્ધ અને સર્વ વસ્તુઓ થકી વૈરાગ્ય પામેલો છે તેની બરોબર હું બીજા કોઇને દેખતો નથી. નિર્ધનતા અને રાજ્ય એ બન્નેને કાંટામાં મુકીને તોળી જોઇએ તો નિર્ધનતામાં ગુણનું વજન વધારે થવાથી રાજ્ય કરતાં પણ તે વધારે થયું. આ ઉપરથી એમ જણાય છે કે તેણે સર્વ કામનાઓનો ત્યાગ કર્યો છે અને મંકી નામના પુરૂષે કામનાના બંધનમાંથી નિર્વેદ પામીને જે કથન કર્યું છે તેને આ જગ્યાએ તેમણે કહી દેખાડયું છે. મંકી નામે પુરૂષ ધનની ઇચ્છાથી વારંવાર ઉદ્યોગ કરવા લાગ્યો; પણ ફરી ફરીને તેમાં તે નિષ્ફળ થયો. પછી કંઇક ધન બાકી રહ્યું હશે તેમાંથી એ બાછરડાં લીધાં તથા તેને પલોટવા એક ધુસરી લીધી; પણ દુષ્ટ દૈવે એવું જ કર્યું કે જે દોરીથી તે બન્નેને બાંધ્યાં હતાં તેનાથી માર્ગમાં ચાલતાં ઉંટની સાથે તેઓ ગુંચાઇ જઇ મરણ પામ્યાં. આ છેલ્લા દુર્ભાગ્યથી મંકીના હૃદયના પડદા ખુલ્યા અને તેથી તે તૃષ્ણાનાં બંધનોમાંથી મુક્ત થયો અને આ પ્રમાણે કથન કરવા લાગ્યો. સુખને ઇચ્છનારા મનુષ્યે કામનાઓનો ત્યાગ કરવો જોઇએ. શુક મુનિએ બહુ સરસવાત કહી છે; તેણે કહ્યું છે કે જે મનુષ્ય સર્વ કામનાઓ સિદ્ધ કરે અને જે મનુષ્ય કામનાઓ માત્રને મુકી દેતો તે એમાંથી સર્વ કામનાઓ પ્રાપ્ત કરવા કરતાં તેને તજી દેવીએ વધારે ઉત્તમ છે; કારણ કે સઘળી ઇચ્છાઓનો પાર કોઇ પામતું નથી. હે કામુક, કાર્ય કરવાની ઇચ્છાઓથી વિરામ પામ અને શાંતિ ધારણ કર. મેં ઘણો લાંબો વખત નિદ્રા કરી છે પણ હવે વધારે વાર નિદ્રા કરીશ નહિ. હું હવે જાગૃત રહીશ. હે કામ, તું હવે મારી સાથે કપટ રાખીશ નહિ. હે કામ જે જે પદાર્થોનું તું આલંબન કરે છે તે તે પદાર્થો સુલભ છે કે દુર્લભ છે તે મેં જાણ્યા વગર તેમાં તું મને પ્રીતીવાળો કરે છે. તું તત્વને જાણતો નથી અને નાદાન છે તેથી તું સમજતો નથી કે ધરાય નહિ એવો અને પૂર્ણ ન થાય એવો અગ્નિના જેવો છે કે જેમાં જે જે હોમવામાં આવે તે ભસ્મરૂપ થઇ જાય અને અગ્નિ વધતો જાય. પાતાળની પેઠે નહિ પુરાય એવો તું, મને દુઃખમાં નાંખવા ઇચ્છે છે. આજે આપણો વિયોગ થાય છે હે કામ, આજથી હું તારા સંગમાં રહીશ નહિ. તું અને તારા અનુયાયીઓનો હું સંકલ્પ પણ કરીશ નહિ. મનની સર્વ વૃત્તિઓનો ત્યાગ કરી હું તને તજું છું આજ સુધી ઘણા ક્લેશ પામેલો હું મનની પૂર્ણ શાંતિને પામ્યો છું. હું જે મળશે તે ઉપર નિર્વાહ કરીને નિરંતર તૃપ્ત તથા સ્વસ્થ ઇંદ્રિયોવાળો રહીશ પણ તું મારો શત્રૂ છે તેથી તારા મનોરથ હું પૂર્ણ કરનાર નથી. તને અને તારા અનુયાયીઓને તજી દેમને વૈરાગ્ય, શાંતિ, દમ, ક્ષમા તથા સર્વ પ્રાણિઓપર દયા એવા ગુણો પ્રાપ્ત

થયા છે. આ રીતે મંડીને રહેજ ગેરલાભથી મોટો ફાયદો મળશે. જ્ઞાનથી કામનાઓની નિવૃતિ થાય છે અને તે નિવૃતિને માટે ધ્યાન અથવા યોગ જરૂરના છે. આ કામ બહુજ કઠિન છે તેથી તેમાં વારંવાર પ્રયત્ન કરતા રહેવું જોઇએ. મનને પૂર્ણ શાંતિ આપે એવા સ્થાનમાં રહીને, ધ્યાનથી પરમાત્મામાં એકાગ્ર ચિત્ત કરીને, ઇંદ્રિયોને સંકેલી લઇને યોગીઓ પોતાનું આસન કરે છે. કાનવડે શબ્દ સંભળાય નહિ, ત્વચાવડે સ્પર્શ માલમ પડે નહિ નેત્રવડે રૂપ માલમ પડે નહિ. જીભવડે રસ માલમ પડે નહિ, સ- સુંઘવાના પદાર્થો પ્રાણવડે જણાય નહિ. યોગને જાણનારા પુરૂષે ધ્યાન યોગે કરીને પાંચે ઇંદ્રિયોના વિષયોને તજવા. ચંચળ અને બળવાન એવા મનવાળા યોગીઓએ પાંચ ઇંદ્રિયોનું મથન કરનાર શબ્દાદિક વિષયની ઇચ્છા પણ કરવી નહિ. એ રીતે પાંચ ઇંદ્રિયોને મનમાં સંકેલી લઇને ભમતા મનને પાંચ ઇંદ્રિયો સહિત ધ્યેય વિષયમાંજ વળગી રહે એમ કરવું. પ્રથમ જે મન વિષયમાં સંચાર કરનારૂં હોય છે તથા પાંચ ઇંદ્રિયારૂપી જેના પાંચ દ્વાર છે એવા મનને ચળ વિષયને વિષે અચળ કરીને ધીરજથી સ્થિર કરવું. દેહાદિ-કોઇ પણ વસ્તુનો આશ્રય કર્યા વગર હૃદયાકાશમાં મનને સ્થિર કરવું તે ધ્યાનનો માર્ગ છે ધ્યાનનો માર્ગ મેં પ્રથમ વર્ણવ્યો તેનું કારણ એ છે કે યોગીને ઇંદ્રિયો અને મનને પ્રથમ સંયમમાં રાખવાં પડે છે (અને તે ધ્યાનમાર્ગમાં લગાડવા જોઇએ છે) પાંચ ઇંદ્રિયો શિવાય છઠું જે મન. તેને રોકી રાખવાથી મેઘમાં થતા વિજળીના ઝબકારાની પેઠે ઉદ્‌ભ્રાંત થઇને સ્ફુરી ઉઠશે. કમળપત્રપર રહેલું જળનું ટીપું જેમ ચારે પાસથી હાલ્યા કરે છે તથા સ્થિર રહેતું નથી એજ પ્રમાણે ધ્યાનમાર્ગમાં પ્રથમ લાગેલા યોગીના મનની સ્થિતિ છે. પ્રથમ કાંઇક સ્થિર થઇને તે ધ્યાનના માર્ગમાં રહે છે પણ પાછું વાયુના માર્ગને પામીને વાયુના જેવું ચંચળ થાય છે. ધ્યાનના અભ્યાસ કરનારે શ્રમ થાય તથાપિ નિરૂત્સાહ થઇને તે છોડી દેવું નહિ; પણ આળસ તજીને તથા બીજા પ્રત્યે મત્સર કરવો મુકી દઇને ફરીને ધ્યાનમાર્ગમાં ચિત્તને સ્થિર કરવું. યુક્તિ પ્રમાણે જ્યારે અવ્યક્તમાં ચિત્ત ધારણ કરવામાં આવે છે ત્યારે તેને સર્વાત્મપણું સર્વ કામ પણું વગેરે ઇશ્વરી ગુણો પ્રગટ થાય છે. મનની ચંચળતાથી સમાધી કરનાર મુનિને કલેશ થાય તો પણ તેણે સમાધિ કરવાનું જારીજ રાખવું. સમાધિ કરવાથી નિર્વેદ પામવો નહિ, માત્ર ખંતથીજ ફતેહ મળે છે પણ ફતેહ મેળવવાનો આધાર ખંતપર રહેલો છે; અને કોઇ પણ ઉપાયે કરીને ન મળે તેવો આ લોકમાં પરમાનંદ ખંતથી પ્રાપ્ત કરી શકાય છે. અને તે પરમઆનંદ વડે પરમાત્મા અને પરમ શાંતિ પ્રાપ્ત થાય છે. યોગધારણાવડે, આશક્તિ, અસાવધ પણું, સ્નેહ, કામ અને ક્રોધ એ પાંચે

દોષનો ત્યાગ કરવાથી મોક્ષ મળે છે. ખરેખર, યોગનો માર્ગ સેહેલો નથી. પંડિત એવા બ્રાહ્મણોને પણ એ માર્ગ દુર્ગમ છે. એ માર્ગે કોઇકજ કુશળ પણે પાર જઇ શકે છે. જેમ કોઇ વન મહાઘોર હોય, તેમાં ઘણાક સર્પ તથા બીજા અજગર આદિ હોય, તેમાં ઘણા ખાડા હોય, પાણી મળતું ન હોય, દુર્ગમ હોય, ઘણુ કાંટા હોય, ઝાડીથી ગુંચાયલા માર્ગવાળું હોય, જેમાંનાં ઝાડ દાવાનળ લાગવાથી સળગી ઉઠયાં હોય, તેના માર્ગમાં ચોર ભમતા હોય એવા વનમાં થઇને કોઇક જુવાન પુરૂષ ક્ષેમ કુશળ જઇ શકે તેજ પ્રમાણે યોગના માર્ગે પણ કોઇકજ બ્રાહ્મણ ક્ષેમ કુશળ જઇ શકે. યોગ સાધતાં ધારણામાંથી જે યોગી ભ્રષ્ટ થાય છે તો તેણે ઘણા દોષો કર્યા હોય એમ ગણાય છે. હે પુત્રના શોકવાળા રાજન, કૃતાત્મા પુરૂષો યોગ માર્ગ કે જે અસ્ત્રાની ધાર જેવો તીક્ષ્ણ છે તેનાપર સ્થિર રહી શકે છે પણ અકૃતાત્મા પુરૂષો રહી શકતા નથી.

આ પછી વ્યાસે કર્મ, પ્રકૃતિ, પુરૂષ અને ઇશ્વરી જ્ઞાન વગેરે સંબંધી ગુહ્ય તત્વજ્ઞાનનો બોધ ધૃતરાષ્ટ્રને આપેલો છે. અમુક ક્રિયાઓ વચ્ચેનો સંબંધ તે કર્મ છે; એક ક્રિયામાંથી બીજી ક્રિયા ઉત્પન્ન કરે છે; અને કાર્ય કારણની સંકલનામાં જોડીને એ રીતે ક્રિયા કરનારને બાંધે છે તે કર્મ છે. કામ જેથી સૂક્ષ્મમાં આસક્તિ થાય છે તેમાં કર્મ સંયોગે રહેલું છે. આપણી કામનાથીજ આપણે વિષયાસક્ત થઇએ છીએ અને જે યોનિમાં આપણી તે કામનાઓ પૂર્ણ થાય તે યોનિમાં વારંવાર અવતરીએ છીએ. જે જે કર્મો મનુષ્ય, શરીરવડે કરે છે તે તે કર્મનું ફળ પણ શરીરવાળો થઇનેજ તે ભોગવે છે. પુરૂષ વાણીવડે જે કંઇ કર્મ કરે છે તે વાણીવડેજ તે ભોગવે છે. મનવડે જે કંઇ પુરૂષ કર્મ કરે છે તેનું ફળ તે મનમાંજ રહીને ભોગવે છે ફળના અર્થવાળો પુરૂષ, કર્મના ફળમાં મનની આસ્થા રાખીને જેવા જેવા ગુણવાળું કર્મ કરે છે તેવા તેવા ગુણથી તે પુરૂષ યુક્ત થઇને કર્મનું શુભ કે અશુભ ફળ ભોગવે છે. જેમ કોઇ મત્સ્ય જળમાં પ્રવાહની સામે જાય છે તેમ પૂર્વે કરેલું કર્મ સ્વભાવે કરીનેજ પુરૂષને આવીને પ્રાપ્ત થાય છે. તે દેહધારી તેમાંથી શુભ કર્મ પામીને સંતોષ પામે છે અને અશુભ કર્મનું ફળ પામીને સંતોષ પામતો નથી. જેમ પીતળ આદિક ધાતુના પાત્રને સોનાનો કે રૂપાનો ઢોળ ચડાવવામાં આવે છે તેમ પૂર્વ કર્મને વશ થઇને પ્રાણી તે કર્મથી રંગાઇ જાય છે. બીજ વાવ્યા શિવાય ફણગો ફુટતો નથી. એ રીતે સુકૃત કર્યું ન હોય તો સુખ પ્રાપ્ત થતું નથી. જેવું જેવું કર્મ પુરૂષે કર્યું હોય છે તેવું તેવું ફળ તેને પ્રાપ્ત થાય છે; હે પુત્ર શોકથી ઘેરાએલા રાજન, કોઇ વખત નિરંતર સુખજ પ્રાપ્ત થાય છે, કોઇ વખત

દુઃખ પણ પ્રાપ્ત થાય છે અને કોઇ વખત સુખ અને દુઃખ બન્ને મિશ્ર પ્રાપ્ત થાય છે, કર્મ કિંવા ભલું હો કે ભુંડું હોય પણ ( તેના ફળ ભોગવ્યા વિના ) તેનો નાશ થતો નથી. હે રાજા કોઇ વખત સંસાર સમુદ્રમાં મગ્ન થયલો પુરૂષ જ્યાંસુધી દુઃખમાંથી મુક્ત થાય ત્યાં સુધી તેનું સુકૃત ( સારૂં કામ ) કર્મ પક્ષપાત રહિત કૂટસ્થ ( અળગું ) પણે રહે છે. દુષ્કૃત ( ખરાબ ) નો નાશ થયો એટલે પેલું કૂટસ્થ પણે રહેલું સુકૃત તેને પ્રાપ્ત થાય છે; અને તે સુકૃત કર્મનો ક્ષય થયો એટલે પાછું દુષ્કૃત કર્મ આવીને ઉભું રહે છે. હે રાજન્, કર્મની ગતિ તારે એ રીતે જાણવી.

## ગાંધારીનો યુધિષ્ઠિરપર ક્રોધ અને તેથી શ્રીકૃષ્ણને શાપ.

બીજી તરફ તપસ્વી વ્રતથી પ્રાપ્ત થએલો ક્રોધાગ્નિ પુત્ર પૌત્રોના મરણથી પીડાયમાન ગાંધારીને પ્રથમ જો કે બાળતો હતો તો પણ તે ક્રોધને શમાવીને ગાંધારીએ પાંડુ પુત્રોને તો ક્ષમા આપી. તેનો ક્રોધ તેના શત્રુઓને બાળીને ભસ્મ કરી દે એટલો સમર્થ હતો. જ્યારે આંખે બાંધેલા પાટ.માંથી તેણે યુધિષ્ઠિરના પગ ઉપર નજર ફેરવી ત્યારે જેટલા ભાગ ઉપર તેની દૃષ્ટિ પડી તેટલો ભાગ બળી ભસ્મ થઇ ગયો હતો. કંપાયમાન થતા હાથ જોડી ભયભીત થતા પાંડવો રોતાં રોતાં ગાંધારીને ભેટયા. યુધિષ્ઠિરે ક્ષમા માગી; હે દેવી તમારા પુત્રોને મારવાવાળો સંસારના નાશનું મૂલ હું છું માટે મને શાપ દીયો. ગાંધારીએ રોતાં રોતાં કહ્યું કે તમારો દોષ નથી, દુર્યોધનને યુદ્ધ ન કરવા વિષે બહુ બહુ સમજાવ્યું હતું પણ એણે તે માન્યું નહોતું. હવે મારા દુર્યોધનને ઠેકાણે તમે છો. ઇશ્વર તમને ચિરંજીવ રાખે. ભીમ પગે પડવા આવ્યો, ત્યારે ગાંધારીએ કહ્યું કે તેં મારા દુઃશાસનનું લોહી પીધું કે ? ભીમ બોલ્યો, ના, મેં પીધું નથી. મેં હાથમાં લેઈ મોઢે ચોપડી બીજાઓને બીવડાવવાને માટે કહ્યું હતું કે પીધું. હે માતા બીજાનું રૂધિર ન પીવું જોઇએ ત્યારે એનું તે પીવાય ? રૂધિર હોઠથી નીચે નથી ગયું એ વેળા યુધિષ્ઠિરે ગાંધારીનાં પગ આગળ મથું ધર્યું અને તે બોલ્યો કે માતા ! તમારા પુત્રોને મેં હણ્યા છે અને સઘળો દોષ મારો છે, તમે કોઇને કાંઇ વચનો કહેશો નહિ, એ હું માગી લઉં છું.

ત્યાં ઉભેલી દિવ્ય ચક્ષુવાળી રોમાંચ ઉભાં થઇ ગયેલી પતિવ્રતા મહાભાગ ગાંધારીને દૂરનું કુરૂક્ષેત્ર કે જ્યાં કૌરવો હણાયા હતા તે પોતાના પાસે હોય તેમ દેખાવા લાગ્યું. એક પછી એક દેખાવો જોતાં દુર્યોધનને દેખી તે અકસ્માત પડી ગઇ સુધીમાં આવી કે હૃદયમાં લગાવી ઘણો વિલાપ કરી શોકથી પીડાયમાન મહા વ્યાકુળ ચિત્તથી હાય પુત્ર હાય પુત્ર એ રીતે વિલાપ કરતી પોતાના પુત્રોને પડેલા જોઈ શોકાતુર થઇ રૂદન ક-

રતી તે મોટે સાદે શ્રીકૃષ્ણને કહેવા લાગી કે પતિની સેવાએ કરી મેં જે તપ ઉપાર્જન કર્યું છે તે દુર્વ્યાપ એવા તપે કરી ચક્ર તથા ગદા ધરનાર એવા તમને હું શાપ દઉં છું હે ગોવિંદ, જે માટે પરસ્પર હણાતા જ્ઞાતિય અને ભાઇઓ એવા કૌરવ પાંડવોની તમે ઉપેક્ષા કરી તેથી તમારી પોતાની જ્ઞાતિનો વધ કરશો. અને હે મધુસૂદન તમે પણ આજથી છત્રીશમે વરસે જ્ઞાતીય, મિત્રો અને પુત્રોને હણીને વનમાં વિચરનાર અનાથની પેઠે કુત્સિત ઉપાયોથી નિધનને પ્રાપ્ત થશો. જન્મ, મૃત્યુને આપનારા એવા પરમેશ્વર આ પ્રથમથીજ જાણતા હતા તેથી કંઇક ધ્વંસ કરતા હોય તેમ ગાંધારીને કહેવા લાગ્યા કે "વૃષ્ણીકુલનો મારા વિના બીજો કોઇ સંહાર કરનાર છે નહિ. એ પણ હું જાણું છું. હું તે પરિપૂર્ણ કરવાનો પ્રયત્ન કરૂં છું. મને શાપ આપીને, હે સુંદર વ્રતવાળી, તેં મારા કામમાં મદદ કરી છે." આ રીતે આપણે તર્કહીન અને મૂર્ખાઇ ભરેલાં કૃત્યો કરીએ છીએ પણ તે કૃત્યોથી દૈવી ધારણાઓ સિદ્ધ થાય છે.

**ભુખના દુઃખની પ્રબલતા (મૃત પુત્રોપર ચઢી ગંધારીએ લીધેલી કેરી)**

દુષ્ટ દુર્યોધનનાં પુત્ર રહિત થએલાં માતા પિતા જ્યાં તે પડયો હતો ત્યાં આવી પોતાના પાપ બુદ્ધિવાળા પુત્રને રોતાં રોતાં કહેવા લાગ્યાં કે તું હમેશ સાધુ જનોને પીડા કરતો હતો તે કારણથી હે પુત્ર ? તારી આવી દશા થઇ. તારાં કુકૃત્યથી દૈવે તને રણમાં માર્યો છે. હે મહાવીર ! તે અમારૂં કે શ્રીકૃષ્ણ આદિ મહાત્માઓનું નહિ માનતાં પાંડવો પર અત્યંત જુલમ કર્યો તેનું આ ફળ પ્રાપ્ત થયું. હે પુત્ર ! તું ઉઠ ઉભો થા. તો જ્યાં તું જાય છે ત્યાં અમો બન્નેને લઇજા. કારણ કે માતાપિતાનો ત્યાગ કરી જાવું એ તને યોગ્ય નથી. આમ બોલી તેઓ અત્યંત રૂદન કરવા લાગ્યાં, એ બન્ને વૃદ્ધોને કલ્પાંત કરતા સાંભળી ફરી યુધિષ્ઠિર અને શ્રીકૃષ્ણ ત્યાં આવી બન્નેને નમન કરી તથા તેની સાંત્વના કરી કહેવા લાગ્યા કે આ પાંડવો પણ તમારા પુત્રો છે. તે આપની આજ્ઞાથી આપની પૃથ્વીને ભોગવી આપનું સર્વ પ્રકારે પાલન કરશે, અને આપના દાસ થઇને રહેશે. હે ધૃતરાષ્ટ્ર રાજા, હું પણ યાદવ સહિત આપનો દાસ છું. એમ સર્વ મનુષ્યોના ચિત્તને હરવાવાળા શ્રીકૃષ્ણ બન્નેની શાંત્વના કરવા લાગ્યા. ફરી પુત્રો પ્રતિ કૌતુક દેખાડતા ગાંધારીને કહેવા લાગ્યા કે હે મહાસતિ ગાંધારી ? તમે ઉઠો અને હવે પુત્રોનો શોક છોડી દીઓ. યુધિષ્ઠિરને ત્યાં જાઓ અને યુધિષ્ઠિર આદિ પુત્રોનું પાલન કરી તેને ત્યાં વાસ કરો. તમે ત્યાં જઇ ભોજન કરશો ત્યાર પછી પાંડવો ભોજન કરશે. ત્યારે અત્યંત રૂદન કરતી ભયાનક રૂપવાળી ગાંધારી બોલી કે હે શ્રીકૃષ્ણ ! મારા પુત્રો પૃથ્વીપર પડ્યા ! હવે મારે ભોજન

કેવું? હવે તો અસાર સંસારનો ત્યાગ કરી હું કાષ્ઠનું ભક્ષણ કરીશ. એમ કહી ગાંધારીએ કલ્પાંત કરવા માંડયો. આ વખત પરમાત્મા શ્રીકૃષ્ણે તેની પરીક્ષા કરવા વાસ્તે તેના દેહમાં અત્યંત ક્ષુધા ઉત્પન્ન કરી અને ત્યાં પાકાં કાચાં ફળનાં અને ઘણાંક છાયાવાળાં તેમજ ઘણા વિસ્તારવાળાં આંબાના વૃક્ષો રચ્યાં, જેથી ક્ષુધા નિવૃત્ત કરવા તે ફળ ભક્ષણ કરવાની ગાંધારીની ઇચ્છા થઇ. ક્ષુધાથી અત્યંત વિહવલ અને પીડિત થએલી ગાંધારી એક આંબાના ઝાડને જોવા લાગી. આંબામાંની કેરી હાથવતી તોડી ખાવાના ઇરાદાથી ઉંચા પગ કરી તોડવા જતાં તે હાથમાં નહીં આવતાં માત્ર બે આંગળી ઉંચી રહી, એટલે ગાંધારીએ તે ફળની ઇચ્છાથી પોતાના મૃત પુત્રપર ચડી તે કેરી લેવાનું કર્યું પણ તે કેરી હાથમાં નહીં આવતાં વળી બે આગળ ઉંચી રહી વળી બીજા પુત્રનું શબ તેનાપર ગોઠવી તે પર ચડી, અને એમ સો પુત્રોની પંક્તિ કરી તે ઉપર ચડી કેરી લેવા લાગી તેટલામાં આંબાનું ઝાડ દેખાયું નહિં. આ વખત શ્રીકૃષ્ણ ત્યાં આવી બોલ્યા કે હે દેવી ?+તમે પુત્રોપર કેમ ચડયાં છો? ત્યારે ગાંધારી અત્યંત શરમાઇ બોલી કે હે વાસુદેવ ? જરા અવસ્થા બહુજ કષ્ટને દેવાવાળી છે. વળી એ કષ્ટ કરતાં દરિદ્રતાવાળી અવસ્થા બહુજ દુઃખ દેવા વાળી છે, અને એ કરતાં પણ પુત્રનો શોક ઘણોજ કષ્ટરૂપ છે. પરંતુ એ કષ્ટથી પણ વધારે કષ્ટવાળી ક્ષુધા છે, ત્યારે શ્રીકૃષ્ણ બોલ્યા કે સતયુગમાં હાડમાં પ્રાણ રહેતાં, ત્રેતાયુગમાં માંસના આશ્રયથી પ્રાણ રહેતાં દ્વાપરયુગમાં મજ્જાના આશ્રયથી પ્રાણ રહેતાં અને કલિયુગમાં અન્નમય પ્રાણ રહે છે. માટે બ્રહ્મરૂપી અન્નનું મનુષ્યે હમેશાં સેવન કરવું જોઇએ. કારણ કે અન્ન સારૂ સઘળા મનુષ્યો પારકી સેવના કરે છે અને તેજ કારણથી છળ, પ્રપંચ, કપટ અને ઘોર કર્મ તથા ઘાતકી કામ આદિ નીચ કર્મ પણ અન્નને વાસ્તેજ મનુષ્યો પૃથ્વીપર કરતાં જરાપણ બીતાં નથી. આવું પરમાત્મા શ્રીકૃષ્ણનું વચન સાંભળી સતી ગાંધારી માનભંગ થઇ અને શ્રીકૃષ્ણ તથા યુધિષ્ઠિરની વિજ્ઞપ્તિથી તેઓ બન્ને વૃદ્ધો યુધિષ્ઠિર સાથે ગયાં.

---

+ આ કથાની હકીકત મૂળમાં નથી ક્ષેપક છે. પણ પ્રસિદ્ધ જાણી તે દાખલ કરી છે.

# શાંતિ પર્વ ૧૩ મું.

## રાજધર્મ.

### પશ્ચાત્તાપ પામેલા યુધિષ્ઠિરનું સાંત્વન.

યુદ્ધમાં મરણ પામેલા સંબંધીઓની ગંગાને કિનારે જલદાન આદિ ક્રિયા કરી પોતાના ભાઇઓ સહિત મહારાજા યુધિષ્ઠિર એક મહિના સુધી શેહેર બહાર રહ્યા. આ અરસામાં ત્યાં વ્યાસ, નારદ વગેરે ઘણા મુનિઓ પોતપોતાના શિષ્યો સહિત પધાર્યા. જેઓનો યુધિષ્ઠિરે યોગ્ય સત્કાર કર્યો. સંબંધીઓના શોકથી ઘેરાએલા યુધિષ્ઠિરને વીંટીને બેઠેલા મુનિગણમાંથી નારદજી બોલ્યા કે ધર્મરાજ ? શ્રીકૃષ્ણની કૃપાથી તમોએ જય મેળવ્યો છે અને ક્ષત્રિઓ જેવી રીતે પૃથ્વીની માલેકી મેળવવી જોઇએ તેવી રીતે તમે મેળવી છે તેથી તમારે તો આ આનંદનો અવસર છે. માટે મનમાંથી ખેદની અસર કહાડી નાખો. ખિન્ન હૃદયવાળા યુધિષ્ઠિર બોલ્યા કે દેવમુનિ ? આપ કહો છો તે બરાબર છે, પણ ભીષ્મ, દ્રોણ, કર્ણ વગેરે ગુરૂ અને સંબંધી જનોનો અમારા હાથથી ઘાત થયો એ વાતનો મને બહુજ પસ્તાવો થાય છે. અરે ? કર્ણ અમારો સગો ભાઇ હતો, એમ મેં પાછળથી જાણ્યું, અર્જુન સિવાય અમો ચાર ભાઇઓ જૂદે જૂદે વખતે તેના સપાટામાં આવી ગયા હતા; તો પણ તે વખતે તેણે અમારો જીવ ઘાત કર્યો નહિ. ગમે તેમ તેને અમારાપર પ્રીતિજ હતી. એ ધર્માત્મા હતો. જુગટાની સભામાં એ દ્રૌપદીને કઠોર વચનો સંભળાવતો હતો તે વખતે જો કે મને તેનાપર ક્રોધ થતો હતો પણ તેના પગ અમારાં માતુશ્રી કુંતીના જેવા જોઇ તે ક્રોધ દબાઇ જતો હતો. એ મહાન શૂર પુરૂષના રથનું પઇડું જો પૃથ્વીએ ન ગળ્યું હોત તો એ મરવો મુસ્કેલજ હતો. નારદજી ! યુદ્ધ વખતે તેના રથનું પઇડું પૃથ્વીએ ગળ્યું તથા તે વખતે એ મહાધીર હતો; તોપણ મુંઝાઇ ગયો તેનું કારણ શું ?

### કર્ણના અસત્ય માટે ગુરૂ પરશુરામે આપેલ શાપ.

યુધિષ્ટર ! કર્ણે અરજુનની ઇર્ષ્યાથી દ્રોણાચાર્ય પાસે બ્રહ્માસ્ત્ર શિખવાની માગણી કરતાં તે શૂદ્રને શિખવાય નહિ એમ તેણે જવાબ આપવાથી પરશુરામના આશ્રમમાં જઇ તેની પાસે પોતે ભાર્ગવ કુળનો બ્રાહ્મણ છે એમ જૂઠું કહી કર્ણે ધનુર્વિદ્યા જાણવા માંડી. પરશુરામ તેનાપર અ-

ત્યંત પ્રસન્ન રહેવા લાગ્યા. એક દિવસ કર્ણ વનમાં ફરતાં કોઇ અગ્નિહોત્રી બ્રાહ્મણની ગાયને દૂરથી મૃગ જાણી મારી નાખી તેથી બ્રાહ્મણે તેને શાપ દીધો કે યુદ્ધના ખરા વખતપર તારા રથનું પૈડું પૃથ્વીમાં પેસી જશે. આ શાપ મળ્યા પછી એક દિવસે ગુરૂ પરશુરામ પોતાના ખોળામાં માથું મૂકીને સુતેલા હતા તેવામાં વખતમાં પૂર્વે દંશ નામનો અસુર ભૃગુમુનિની સ્ત્રીનું હરણ કરતાં શાપ પામવાને લીધે આઠ પગવાળો અને સોઇ સરખા મોઢાવાળો ભલ્લુક જાતિનો કીડો થયેલો હતો તે કર્ણની જાંઘ કોતરી તેમાંથી રૂધિર માંસ વગેરેનું ભક્ષણ કરવા લાગ્યો. પોતાને ગમે તેવું દુઃખ થાય તો પણ ગુરૂને ન જગાડવાના ઇરાદાથી કર્ણ જરા ચલાયમાન ન થયો; પરંતુ રૂધિરની રેલ ચાલતાં પોતાના શરીરને તે અડવાથી પરશુરામ જાગી ઉઠયા. તેણે આ બનાવ જોતાં પેલો કીડો તો પોતાના પૂર્વ સ્વરૂપને પામી શાપ મુક્ત થવાથી રાજી થઇ તેને નમી ચાલ્યો ગયો. પરશુરામે કર્ણને પૂછ્યું કે ખરૂં કહે તું કોણ છે? આવડી મોટી વ્યથાને બ્રાહ્મણ કદી પણ સહન કરી શકે નહિ. કર્ણે હાથ જોડી પોતાની ખરી જાત તેને કહી. પોતાને છેતર્યો તે માટે ક્રોધાવિષ્ટ થયેલા પરશુરામે તેને શાપ દીધો કે જરૂરનો પ્રસંગ આવતાં તું અસ્ત્રવિદ્યા ભૂલી જશે. રાજા! આ કારણથીજ કર્ણના રથનું પૈડું પૃથ્વીએ ગળ્યું તથા તે વખતે તેને પોતાની વિદ્યા વિસ્મૃત થઇ. જો એવો પ્રસંગ ન બન્યો હોત તો કર્ણ કંઈ ઓછો લડવૈયો નહોતો. રાજપુર નગરના રાજા ચિત્રાંગદની પુત્રીના સ્વયંવરમાં ગએલો દુર્યોધન તે રાજ કન્યાનું હરણ કરી તેની મદદથીજ સહી સલામત હસ્તિનાપુર પહોંચી શક્યો હતો. વળી જરાસંધ સરખા બળવાન રાજાને પણ કર્ણના પરાક્રમથી પૂરો સંતોષ થયો હતો, અને તેથી તેણે માલિની નદીના કિનારા સુધીનો અંગદેશ તેને આપી દીધો હતો. જો એને બ્રાહ્મણોથી શાપ ન થયો હોત તથા ઇંદ્રે છળ કરી તેનાં કવચ કુંડળ ન લીધાં હોત તો તે કદી મરત નહિ, પણ આમાં તો કેવળ ઇશ્વરની ઇચ્છાજ બળવાન હતી. માટે હે યુધિષ્ઠિર! શોક છોડી આપો.

## કુંતીના કૃત્યથી યુધિષ્ઠિરે સ્ત્રી જાતને આપેલ શાપ.

નારદજીના વચનથી પણ યુધિષ્ઠિરનો શોક નરમ પડયો નહિ, ત્યારે તેનાં માતુશ્રી કુંતી આવી સમજાવવા લાગ્યાં. આ વખતે યુધિષ્ઠિરને કર્ણના પરાક્રમનું વૃત્તાંત સાંભળતાં વળી પાછો શોક થવા લાગ્યો અને તેના આવેશમાં તે બોલ્યા કે હે માતા! જો તમે અમને પ્રથમ ચેતાવ્યું હોત કે કર્ણ અમારો ભાઇ થાય છે તો અમે કદી પણ કર્ણને મારત નહિ. તમે એ વાત ગુપ્ત રાખવાથી જ આજ મારે આ પસ્તાવો કરવો પડે છે. માટે

હું સઘળી સ્ત્રી જાતને શાપ આપું છું કે આજથી કોઇ પણ સ્ત્રી ગુપ્ત ભેદને પોતાના પેટમાં છુપાવી શકશે નહિ. આમ કહી નિશ્વાસ મૂકી અર્જુનની સામે જોઇ વળી પણ યુધિષ્ઠિર કહેવા લાગ્યા કે અરે! પૃથ્વીના લોભથી અમે ગુરૂજનો અને સંબંધી જનોનો વિનાશ કર્યો. રાજ્યના લોભને ધિક્કાર છે અર્જુન આ પાપથી મારૂં મન મુંઝાય છે. હું તો કોઇ એકાંત સ્થળમાં ચાલ્યો જઇશ. તમો આ નિષ્કંટક રાજ્ય ભોગવજો. પ્રતાપી અને અત્યંત બુદ્ધિમાન અર્જુન વિનય પૂર્વક બોલ્યો કે કાળે કરી સમગ્ર સંસાર નાશ પામે છે અને જેનો વિનાશ જેના હાથથી સરજેલો હોય તેના હાથથીજ તેનો વિનાશ થાય છે. એમાં આપનો શો દોષ છે! ભીમ બોલ્યો કે જેમ તરસ્યો માણસ તળાવ પાસે પહોંચી પાણી ન પીએ અને ભૂખ્યો માણસ મોઢા પાસે ભોજન પાત્ર આવતાં પણ તેને છોડી આપે તેવો આપનો આ વિચાર મને તો અવિચારજ જણાય છે. નકુલે કહ્યું કે યુદ્ધમાં શત્રુઓને મારી કયો રાજા શોક કરે? આપે તો પરાક્રમથી પૃથ્વી મેળવવામાં વિજય કરી અને વેદવેત્તા બ્રાહ્મણોને દાન દઇ સ્વર્ગથકી પણ ઉપરના બ્રહ્મલોકને મેળવ્યો છે માટે આપને પસ્તાવાનું કાંઇ પણ કારણ નથી. સહદેવ પણ બોલી ઉઠયો કે જે માર્ગ આપણ પૂર્વજોએ ગ્રહણ કર્યો છે તે માર્ગે ચાલવામાં આપણને કોઇ પણ જાતનો દોષ નથી. જે રાજા વિજય કરી પૃથ્વી મેળવી અને પછી તેને ભોગવતો નથી તેનું જીવિત નિષ્ફળ ગણાય છે. આ પછી દ્રૌપદી પાસે આવી બોલ્યાં કે મહારાજા? આ તમારા ભાઇઓ ઉદાસ થઇ રહ્યા છે, તેઓને પ્રસન્ન કરો. તમે વિજય મેળવ્યો છે તો હવે ઘણી દક્ષિણાવાળા યજ્ઞો કરો એટલે વનવાસનું દુઃખ ભૂલાઇ જઇ સુખ થશે.

આટલું આટલું કહેવા છતાં પણ યુધિષ્ઠિરને જ્યારે કંઇ પણ અસર થઇ નહિ ત્યારે વળી પણ પ્રજાપાલન એજ રાજાઓનો મુખ્ય ધર્મ છે એ વિષે અર્જુને અને ભીમે ઘણું ઘણું કહ્યું પણ રાજ્યનો ત્યાગ કરવાનો યુધિષ્ઠિરનો નિશ્ચય ચલાયમાન થયો નહિ. તે વખત સભામાં બેઠેલા દેવસ્થાન નામના મુનિ બોલ્યા કે હે રાજન! કોઇનો દ્રોહ ન કરનાર, સાચું બોલનાર, યજ્ઞ કરનાર, અપરાધીઓને દંડ દેનાર, સજ્જનોનું પાલન કરનાર અને પ્રજાને મર્યાદામાં ચલાવનાર રાજા સદા ઉત્તમ ગતિનાજ અધિકારી છે. અગિયાર રૂદ્ર, આઠ વસુ, બાર સૂર્ય, સાધુ વર્ગ અને ઋષિઓના અંશથી રાજાનો દેહ નિર્માણ થાય છે. તેથી સ્વધર્મ પાળતાં રાજ્યમાં બેઠાં પણ તેની ઉત્તમ ગતિજ થાય છે. માટે રાજ્યના ત્યાગનો વિચાર છોડી આપો. આ પછી શ્રીવેદવ્યાસ બોલ્યા કે યુધિષ્ઠિર! શાસ્ત્રની દૃષ્ટિથી પણ ગૃહસ્થા-

શ્રમ ઉત્તમ છે. વળી રાજાઓને માટે તો આ બાબત પણ નક્કી છે કે જો તે અપરાધીઓને ક્ષમા કરે છે તો તે અપરાધીઓનાં પાપનો ભાગ તે રાજાને મળે છે. જે રાજા પોતાના સ્વધર્મને અનુસરે છે અને પિતાની પેઠે પ્રજાનું પાલન કરે છે તે કદી પણ પાપનો ભાગી થતો નથી. રાજાએ શત્રુઓને દંડ આપવો જોઇએ, પાપી લોકોથી સ્નેહ ન રાખવો જોઇએ, દેશમાં ધર્મની વૃદ્ધિ કરવી જોઇએ, શૂરવીર પુરૂષોનો સત્કાર કરવો જોઇએ, કર્મકાંડ જાણવાવાળા બ્રાહ્મણોને પાસે રાખવા જોઇએ, ધનવાન વેપારીઓને માન આપવું જોઇએ અને અનેક શાસ્ત્રોને જાણવાવાળા પુરૂષોની દરેક કામમાં સંમતિ લેવી જોઇએ. રાજા તો શત્રુઓને દંડ દેવાથી અને પ્રજાનું પાલન કરવાથીજ સ્વર્ગ મેળવે છે. માટે શોક છોડી આપો.

યુધિષ્ઠિર બોલ્યા કે મારે માટે આ મોટો સંહાર થયો. દ્રૌપદીના પુત્રો અભિમન્યુ, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટરાજા, દ્રુપદરાજા, વૃષસેન, ધૃષ્ટકેતુ અને બીજા પણ ઘણા ઘણા સંબંધી રાજાઓને અને રાજકુમારો મારા નિમિત્તથીજ માર્યા ગયા. હું જ્ઞાતિ ઘાતી થયો. મારા હાથથી વંશનું છેદન થયું. અરે! નાનપણમાં અમને ખોળામાં બેસારીને રમાડનારા ભીષ્મપિતામહ મારે ખાતરજ પડયા. અહો! વૃદ્ધ સિંહની પેઠે રણસંગ્રામમાં ઘૂમતા એ પિતામહને જોઇ મને તો મૂર્છાજ આવી ગઇ હતી. કાશીરાજાની કન્યાના સ્વયંવરમાં શાલ્વઆદિ અનેક રાજાઓનું મર્દન કરનાર અને યુદ્ધ ભૂમિમાં પરશુરામને પણ સંતોષ આપનાર એ ભીષ્મને જ્યારે મેં પડતા જોયા એ વખતે મારા મનમાં મોટો ત્રાસ થયો. અરે! અમારાપર પુત્ર કરતાં પણ વિશેષ પ્રીતિ ધરાવનારા ગુરૂ દ્રોણાચાર્યને પણ મેં મિથ્યાવચન બોલી મરાવ્યા આ વાતનું સ્મરણ પણ મારાં મર્મસ્થાનોને ભેદી નાખે છે. મેં અભિમન્યુનો ઘાત કરાવી સુભદ્રાને વાછડાં વગરની ગાયની પેઠે દુઃખી કર્યાં હું કુટુંબ ઘાતી છું. મને ધિક્કાર છે. હું તો આ પરતાવામાંને પરતાવામાં શરીર શોષણ કરી મરી જઇશ. હે મુનિશ્વરો! હવે આપ સર્વ પોત પોતાના આશ્રમપર પધારો. હું તો અન્નનો અને જળનો ત્યાગ કરી દેહ છોડીશ.

વળી પણ વેદવ્યાસ બોલ્યા કે હે યુધિષ્ઠિર! તમો કોનો શોક કરો છો? પૂર્વે દુઃખ અને શોકમાં મગ્ન થએલા જનકરાજાને અશ્મ નામના મુનિએ કહ્યું હતું કે જેના નસીબમાં જે માંડયું હોય તેને તે પ્રાપ્ત થયા વગર રહેતુંજ નથી. જ્યારે મૃત્યુ આવવાનું થાય છે ત્યારે તે ઔષધ, મંત્ર, હોમ, જપ આદિ કોઇ પણ ઉપાયથી પાછું વળતું નથી. આ સંસાર પ્રવાહમાં અરસપરસ સંબંધમાં આવેલાં પ્રાણીઓ બહુજ ટુંકી મુદત સાથે રહી શકે છે એવો ઇશ્વરના ઘરનોજ નિયમ છે. મૃત્યુ સર્વને માટે સમાન છે. શું

ધનવાન અને નિર્ધન એ સઘળા મૃત્યુની પાસે એકજ પંક્તિમાં બેસનારા છે. આ સંસાર ચક્રમાં હજારો માતા, પિતા, પુત્ર, સ્ત્રી વગેરે સંબંધમાં આવી ગયાં હશે, પણ તેઓ આપણાં નથી અને આપણે તેના નથી. રસ્તામાં જેમ થોડા વખતને માટે મુસાફરો મળે તેમ સૌ સગાંસંબંધી આ ભવાટવીમાં ભેગાં થાય છે, અને છૂટાં પડી જાય છે. એમાં જે શોક કરે છે તેજ શોક કરવા યોગ્ય છે. આ અશ્મગીતા સાંભળી જનકે દુઃખ અને શોક છોડી આપ્યાં. તેમ હે યુધિષ્ઠિર! તમે પણ દુઃખ અને શોકનો ત્યાગ કરો.

વ્યાસજીનાં બીજી વખતનાં વચન સાંભળીને પણ યુધિષ્ઠિર ચુપજ રહ્યા ત્યારે અર્જુનની પ્રેરણાથી શ્રીકૃષ્ણ ભગવાને પ્રીતિ અને નમ્રતા પૂર્વક યુધિષ્ઠિરને કહેવા માંડયું કે વડિલ બંધુ! તમો જેનો શોક કરો છો તે કોઇ શોક કરવા યોગ્ય છેજ નહિ. રણસંગ્રામમાં તેઓ સર્વે સામે પગલે મરણ પામ્યા છે અને ઉત્તમ ગતિને પ્રાપ્ત થયા છે. અને જેઓ ઉત્તમ ગતિને પ્રાપ્ત થયા હોય તેનો શોક કરવો એ દેખીતુંજ અઘટિત છે. કારણ કે આ સંસારનાં ક્ષણિક સુખોને બદલે તેઓને શાશ્વત સુખ મળેલ છે. પોતાના સુવર્ણષ્ઠીવ નામના પુત્રને માટે શોક કરતા સંજય નામના રાજાને દેવ મુનિ નારદે ઉપદેશ કર્યો હતો કે હે સંજય! મૃત્યુ માર્ગમાં તો આ આખો સંસાર બેઠો છે તો પછી તું કોનો શોક કરે છે! મરૂત; સુહોત્ર, બૃહદ્રથ, શિબિ, દુષ્યંત, ભરત, રામચંદ્ર, ભગીરથ, દિલીપ, માંધાતા, અંબરીષ, શશબિંદુ, સગર, પૃથુ વગેરે મહા પ્રતાપી મહાત્મા રાજાઓ તારા પુત્ર કરતાં ઘણાજ વિશેષ પરાક્રમી અને ધર્મિષ્ઠ હતા તેઓ પણ મૃત્યુને પામ્યા છે અને તું પણ એજ રસ્તે જનાર છે તો પછી તેનો શોક કેમ કરે છે! આ ઉપદેશથી સંજય શોક રહિત થયો હતો. તેમ તમો પણ શોક રહિત થઇ રાજ્યનો સ્વીકાર કરો. શ્રીકૃષ્ણ ભગવાને આ પ્રમાણે કહ્યા પછી વળી પણ નારદજીએ અને વેદવ્યાસે ઘણા ઘણા દાખલાઓ આપી રાજ્યનો સ્વીકાર કરવા તરફ તેના મનને વાળવાનો યત્ન કર્યો. યુધિષ્ઠિરે ધર્મ સંબંધી ઘણી એક બારીકીઓ પૂછતાં વેદવ્યાસે તેના સર્વે ખુલાસાઓ કર્યા અને તેથી કંઇક શાંત થએલ વૃત્તિવાળા તે રાજાએ રાજધર્મ જાણવાની ઇચ્છા બતાવી. ત્યારે વેદવ્યાસે કહ્યું કે રાજધર્મ આદિ સઘળા ધર્મોનું વર્ણન ભીષ્મ બહુ સારી રીતે કરશે અને તેથી તમને મનમાનતો સંતોષ મળશે.

શોક રહિત થએલા યુધિષ્ઠિરનું હસ્તિનાપુર જવું. કવિતા

"ઓધવજી કરમન" એ રાગ.

યુધિષ્ઠિર જય કરીને ઘેર જાય, હસ્તિનાપુરે હરખ માય. યુધિષ્ઠિર.
નરવાહને ધૃતરાષ્ટ્ર પ્રથમથી સતીસહ થયા વિદાએ;
વિદુર સહિત સહુ સ્ત્રીઓ પછી, દ્રૌપદી કુંતીમાએ. યુધિષ્ઠિર.

વાજાં ગાજાં હય દલ પલટન, જય શબ્દો બહુ થાય;
છડીદારો બંદીજન બોલે, શબ્દનભે ઉભરાય. યુધિષ્ઠિર.
સોળ શ્વેત બળદોનો મહારથ, ચર્મ દુશાલે ઢંકાય;
તેમાં બીરાજ્યા છે મહારાજા, તેજ દીશે દીશ છાય. યુધિષ્ઠિર.
ભીમ અને અર્જુન છત્ર ધરે, શ્વેત કાંતી ફેલાય;
નકુલ અને સહદેવ તણે કર, ચામર શ્વેત સુહાય. યુધિષ્ઠિર.
પાંચે ભાઈ એક રથમાં જોઇ, જનમાં હરખ ન માય;
પગલે પગલે સ્ત્રીઓ વધાવે, મંગળ ચિતથી ચહાય. યુધિષ્ઠિર.
પુંડે હયવાળા સુભરથમાં, યુયુત્સુ વડીલ જણાય.
તે પુંડે પોતાના રથમાં સાત્યકીને યદુરાય. યુધિષ્ઠિર.
પછી બીજા રથ, સરદારોના, શોભાનો સમુદાય;
પૂર શણગાર્યું લોકે પ્રેમે, શુકન સર્વ દેખાય. યુધિષ્ઠિર.
કુમારિકાઓ આવી સ્હામી, ધવળસુ મંગળ ગાય;
કુસુમ ધાણી મોઘેરાં મોતી, નૃપરથ પરવેરાય. યુધિષ્ઠિર.
પગલે પગલે પાંચાલીનાં, વખાણ વિવિધ સુણાય;
રાજ્ય માર્ગમાં થઇ રાજ્ય ગ્રહે, આવ્યા પુરના રાય. યુધિષ્ઠિર.
પ્રજા તણા મહાજને મળી ત્યાં, વંદ્યા નૃપના પાય;
આદરને આશીશ આપી ત્યાં, ઊતર્યાં શ્રી ધર્મ રાય. યુધિષ્ઠિર.

## યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક.

નારદજી, વ્યાસજી, શ્રીકૃષ્ણ તથા બીજા પણ મહાત્માના ઉપદેશથી સઘળું દુઃખ તથા સંતાપ છોડી દઇ ધૃતરાષ્ટ્રને અગ્રણી કરી યુધિષ્ટિર હસ્તિનાપુરમાં પધારવા તૈયાર થઇ દેવતાઓ તથા હજારો બ્રાહ્મણોનાં પૂજન કરી ધોળા સોળ બળદના ઉત્તમ રથમાં બેઠા. એટલે બ્રાહ્મણો વેદ મંત્રો ભણવા લાગ્યા, બંદિજનો સ્તુતિ કરવા લાગ્યા, ભીમ સારથિ થયો, અર્જુને છત્ર ધર્યું, નકુલ તથા સહદેવ ચામર ઢોળવા લાગ્યા, યુયુત્સુ, સાત્યકિ તથા શ્રીકૃષ્ણ રથમાં બેસી પછવાડે ચાલ્યા. ધૃતરાષ્ટ્ર તથા ગાંધારી પાલખીમાં બેસી યુધિષ્ઠિરની આગળ ચાલ્યાં. કુંતિ, દ્રૌપદી તથા કૌરવોની સઘળી સ્ત્રીઓ જૂદાં જૂદાં વાહનોમાં બેસી વિદુરની સાથે સ્વારીમાં ચાલ્યાં. શણગારેલા હાથી, ઘોડા, રથ તથા પ્યાદલો પણ આગળ ચાલવા લાગ્યાં. હસ્તિનાપુરમાં મોટી ધામધૂમથી આવી પહોંચતાં અને નગરમાં પ્રવેશ કરતાં યુધિષ્ટિરની સ્વારી જોવા રાજમાર્ગમાં લાખો મનુષ્યોની ભીડ થઇ રહી, શહેરમાં મોટો આનંદ ઉત્સવ વર્તી રહ્યો અને અમલદાર વર્ગ સઘળા સામે આવી નમન કરવા લાગ્યા, અને સઘળા લોકો જયના શબ્દો પોકારવા લાગ્યા.

આ વખતે લોકોએ નગરને બહુજ શણુગાર્યું હતું અને ચોતરફ ધૂપ દીપની ઉત્તમ રોશનીથી શેહેરને દેદીપ્યમાન કરવામાં આવ્યું હતું શણુગારેલા દરવાજાથી નગરમાં પ્રવેશ કરતા યુધિષ્ટિરની સ્વારી જોવા રાજમાર્ગના મહેલોપર કુલીન સ્ત્રીઓ બારીબારે તે ધામધૂમ જોવા લાગી. રાજ્યાભિષેકની ચોગરદમ વધામણી નગર ,અને દેશાવરમાં ચર્ચાઇ જતાં સઘળી પ્રજાને અત્યાનંદ ઉપજ્યો.

યુધિષ્ટિરે દરબારમાં આવી રથમાંથી ઉતરી અનેક ઉપચારોથી વિધિપૂર્વક દેવતાઓનું પૂજન કરી ધૌમ્યમુનિ વગેરે બ્રાહ્મણોનું ચંદન પુષ્પો, રત્નો, સુવર્ણ, ગાયો તથા વસ્ત્રોથી પૂજન કરી તેઓનો આશીવાદ લઇ તથા નોકરોના મોહોડાથી સત્રળાઓને પૂછાવી જેને જે જે જોઇતું હતું તેને તે તે ઇનામોથી રાજી કરી હજી ઉભા છે તેટલામાં દુર્યોધનનો મિત્ર ચાર્વાક નામનો રાક્ષસ કે જેણે બ્રહ્મા પાસેથી બ્રાહ્મણ સિવાય બીજાઓથી તો અવધ્યપણું મેળવ્યું હતું તેણે સંન્યાસીના વેષમાં આગળ નિકળી આવી કર્કશ અવાજથી યુધિષ્ટિરને કહ્યું કે હે રાજા ! આ બધા બ્રાહ્મણોની વતી હું તને કહું છું કે તેં જ્ઞાતિ ઘાત કર્યો છે માટે તને ધિક્કાર છે. લોકો જેને ધિક્કારે તેણે જીવવુંજ ન જોઇએ. બ્રાહ્મણો ક્રોધાવિષ્ટ થયા છે એમ જાણીને યુધિષ્ટિરે અત્યંત નમ્રતાથી કહ્યું કે હું મારો દેહ ત્યાગ કરવા ઇચ્છું છું. ચાર્વાક રાક્ષસ આમ મર્યાદા વગર બોલતો હતો તેટલામાં તો પાસે ઉભેલા બ્રાહ્મણોએ ક્રોધથી હુંકાર કરી તેને મૃત્યુવશ કર્યો અને યુધિષ્ટિરને આશીર્વાદ આપ્યો યુધિષ્ટિર આશ્ચર્ય પામ્યા ત્યારે શ્રીકૃષ્ણ ભગવાને ખુલાસો કર્યો કે એ સંન્યાસી નહતો, પણ દુર્યોધનનો મિત્ર રાક્ષસ હતો, આ પછી મહારાજા યુધિષ્ટિર સુવર્ણ સિંહાસનપર બિરાજ્યા અને તેની બાજુના આસનોપર શ્રીકૃષ્ણ, સાત્યકિ, ભીમસેન, અર્જુન, નકુલ, સહદેવ, વિદુર, ધૌમ્ય, ધૃતરાષ્ટ્ર. સંજય અને બીજા મુનિઓ અને રાજાઓ વગેરે બેઠા. નોકરો અને અધિકારીઓએ હાથમાં મંગળ વસ્તુઓ રાખી યુધિષ્ટિરનું દર્શન કર્યું અને તે પછી અભિષેકની સામગ્રીથી ભરેલાં સોનાનાં અને રત્ન જડિત્ર પાત્રો, જળથી ભરેલા માટીના, સોનાન. રૂપાના અને ત્રાંબાના કળશ, ફળ, ફુલ, અક્ષત. ગોરસ, ખીજડી, મધ, ઘી, સાળની ધાણી, દર્ભ, સમિધો ઉબરાના સરવો અને સુવર્ણથી મઢેલો શંખ વગેરે અભિષેકની સઘળી સામગ્રીઓ તૈયાર કરવામાં આવી. એટલે શ્રીકૃષ્ણ ભગવાનની આજ્ઞા લઇ પાંડવોના પુરોહિત ( ગોર ) ધૌમ્યમુનિએ ઇશાન ખૂણામાં શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે વેદી કરી તે પર વાઘનું ચામડું બિછાવી ધોળાં અને અગ્નિ સમાન દેદીપ્યમાન સર્વતો ભદ્ર આસન ઉપર યુધિષ્ટિર અને દ્રૌપદીને બેસાડી વિધિ પૂર્વક સન્મુખ સ્થાપેલો

અગ્નિમાં વેદ મંત્રો વડે હોમ કર્યો અને કુળ દેવીઓને બળિદાન આપી પ્રસન્ન કરી. પછી શ્રીકૃષ્ણ ભગવાને ઉંડી પૂજેલા પાંચજન્ય શંખને જળે ભરી હાથમાં લઇ તે વડે યુધિષ્ઠિરપર અભિષેક કર્યો. સૌ ઉભા થયા અને વાદિત્રો વાગવા લાગ્યા. તે પછી ધૃતરાષ્ટ્ર તથા બીજા રાજાઓ અને ગૃહસ્થોએ તેમન રાજ્યાભિષેક કર્યો. યુધિષ્ઠિરે સર્વનો સત્કાર કર્યો અને વેદવેત્તા બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવી તેઓને હજાર હજાર સોના મોહોરની દક્ષિણા આપી. સઘળા રાજાઓ અને ગૃહસ્થો તરફથી આવેલા ભેટોનો અંગીકાર કરી યુધિષ્ઠિરે તેઓને ઘણા ઉત્તમ પોશાકો આપ્યા, અને હસ્તિનાપુરના રાજ્યાસનને સુશોભિત કર્યું. એટલે શેહેરનાં ગૃહસ્થો સર્વે તેમનાં દર્શન કરવા આવ્યાં.

રાજ્યાસનપર બેસી પોતાના ભાઇઓને તથા અધિકારીઓને ધર્મ અને ન્યાયસંબંધી ભલામણો આપી કહ્યું કે હું કેવળ મહારાજા ધૃતરાષ્ટ્રને રાજી કરવા રાજ્યની લગામ હાથમાં લઉ છું માટે તમે પણ તે જેમ રાજી રહે તેમ કરજો હું પણ સર્વદા કાળજી રાખી એમની સેવામાં જ તત્પર રહીશ. ખરી રીતે રાજ્યના અને અમારા પણ માલેક એજ છે. એમ બોલી તેણે ધૃતરાષ્ટ્રની અનુમતીથી ભીમને યુવરાજ, વિદુરને મંત્રી, સંજયને ખજાનચી, નકુલને સેનાધિપતિ, અને સહદેવને અંગરક્ષકની પદવી આપી અને કૃપાચાર્ય તથા યુયુત્સુને માન ભર્યા યોગ્ય અધિકારપર નીમી બીજા પણ જે જે માણસો જે જે કામમાં યોગ્ય જણાયા તેઓને તે તે કામ સોંપવામાં આવ્યાં. અરજુનને પરમુલકના શત્રુઓનુ મર્દન કરવા માટે રોકવામાં આવ્યો. આ પ્રમાણે રાજ્યનો સઘળો બંદોબસ્ત કરી મહારાજા યુધિષ્ઠિર પોતાના પરલોકવાસી સંબંધીજનો કે જેઓ યુદ્ધમાં માર્યા ગયા હતા તેઓની શ્રાદ્ધાદિક ક્રિયાઓ કરાવી તેમની પાછળ ગોદાનો આપ્યાં, પરબો બધાવ્યાં, જળાશયો કરાવ્યાં અને બીજાં પણ ઘણાં ધર્મનાં કૃત્યો કર્યા. જે સ્ત્રીઓના સ્વામિઓ તથા જે સ્ત્રીઓના પુત્રો સંગ્રામમાં હણાયા હતા તેઓનું પાલન કર્યું. ધૃતરાષ્ટ્રે પણ પોતાના પુત્રોને વાસ્તે તેજ પ્રમાણે સઘળાં કૃત્યો તથા દાનો કર્યા. સામ્રાજ્ય મેળવી યુધિષ્ઠિરે ધૃતરાષ્ટ્રની મંજુરીથી ભીમને દુર્યોધનનું, અરજુનને દુઃશાસનનું, નકુલને દુર્મર્ષણનું અને સહદેવને દુર્મુખનું ઘર રેહેવા આપ્યાં.

રાજ્યાભિષેક થયાને બીજે દિવસે પ્રાતઃકાળમાં યુધિષ્ઠિરના સઘળા ભાઇઓ, શ્રીકૃષ્ણ, સાત્યકિ, સંજય, યુયુત્સુ, તથા વિદુર વગેરે મહારાજાની સભામાં આવી તેમને પ્રણામ કરી યોગ્ય આસનો પર બેઠા. સભાસદો આવી રહ્યા પછી મહારાજા યુધિષ્ઠિરે ચારે વર્ણોને વાસ્તે યોગ્ય મર્યાદાઓ બાંધી.

### શ્રીકૃષ્ણનો સદ્ ઉપદેશ અને સલાહ.

હે રાજેંદ્ર, ધર્મનું સંપાદન કરો, કેમકે ધર્મથીજ રાજ્ય મળેલું છે. અને તેમ ન હોય તો બીજા સઘળા નર છે, અને તમે નરદેવશાથી થયા? દુષ્ટ મનુષ્યનું રાજ્ય હાથીઓના સમૂહથી વ્યાપ્ત હોય અને લાખો સ્ત્રી પુરૂષોથી યુક્ત હોય, તોપણ ધર્મ તથા વિવેક વિના શોભતું નથી. શ્રદ્ધાવાન, દયાવાન, પવિત્ર મનુષ્ય ઉપર પ્રીતિ રાખનાર, અને ધર્મ અધર્મને જાણનાર પુરૂષો સ્વર્ગગામી થાય છે, જે પુરૂષ પરસ્ત્રીને માત સમાન, પરદ્રવ્યને પથ્થર સમાન, અને પ્રાણીમાત્રને પોતાના સમાન જાણે છે, તેજ ધર્મ જાણવામાં કુશળ ગણાય છે. ક્રોધ કરનાર સામે ક્રોધ કરવો નહીં, ગાળ આપનારને 'સારૂં થાઓ' એમ કહેવું તથા ચક્ષુ, કર્ણ નાસિકા, જિવ્હા, ત્વચા, મન, અને બુદ્ધિ એ સાત દ્વારથી વેરાઇ જતી એવી વૃથા વાણી બોલવી નહીં. જે સદાચારી, સુચરિત્રવાન, પ્રસન્ન ચિત્તવાળો, આત્મજ્ઞ, અને પંડિત છે; તે આ લોકમાં સન્માન મેળવી પરલોકમાં સદ્ગતિને પ્રાપ્ત થાય છે. તૃષ્ણા કાપી નાખવી, ક્ષમાને ભજવી. ગર્વ છોડી દેવો, પાપમાં પ્રીતિ કરવી નહીં, સાચું બોલવું, સતપુરૂષના રસ્તા પ્રમાણે ચાલવું, વિદ્વાનનો મેળાપ કરવો, માનવા લાયક મોટાઓને માન આપવું, શત્રુને સમજાવી શાંત કરવા, પોતાના ગુણ પોતાથી પ્રસિદ્ધ કરવા નહીં તેમજ કીર્તિનું રક્ષણ, દુઃખ વખતે ધીરજ, ચડતી વખતે ક્ષમા, સભામાં બોલવાની ચતુરાઇ, યુદ્ધમાં પરાક્રમ, યશ વિષે પ્રીતિ, શાસ્ત્રનું વ્યસન અને સર્વ પ્રાણી ઉપર દયા રાખવી, એ શ્રીમાન પુરૂષોનાં લક્ષણ છે. નીતિમાં ડાહ્યા માણસ ગમે તો નિંદા કરો અથવા સ્તુતિ કરો, લક્ષ્મી પ્રાપ્ત થાઓ અથવા જતી રહો, અને આજ મરણ થાઓ અથવા કાળાંતરે થાઓ, એવો વિચાર રાખી ન્યાયની રીતિથી એક ડગલું પણ ખસવું નહિ અને દુર્જનનો સંગ સ્વપ્નમાં પણ કરવો નહિ. વળી દુર્જન વિદ્યાથી શોભતો હોય તો પણ તેની સોબત કરવી નહી, કેમકે મણિથી શોભતો સર્પ પણ ભય ઉત્પન્ન કરે છે. જેની બુદ્ધિ નિર્મળ નથી તેને મનુષ્યનો અવતાર આવ્યો તેથી પણ શું? અને જેણે પવિત્ર જ્ઞાન મેળવ્યું નથી તેને બુદ્ધિ હોય તેમાં પણ શું ફળ છે માટે દુર્જનના સંગનો પરિત્યાગ કરી જ્ઞાનવૃદ્ધ, વયોવૃદ્ધ, ધર્મવૃદ્ધ, તથા વિદ્યાવૃદ્ધ હોય એવાનો અભિપ્રાય લઇ કામ કરવું. શીત, તાપ, ભય, પ્રેમ, સમૃદ્ધિ અથવા અસમૃદ્ધિના કારણથી પોતાનું કાર્ય છોડવું નહીં. મરવા સમયમાં જે દુઃખ થાય છે, તેના અનુમાનનું વર્ણન કરવા મોટા પણ સમર્થ નથી, માટે અહિંસાએ પરમ ધર્મ, દમ, દાન, તપ, અને અક્ષય તપનું ફળ સમજી કાંઇ પણ હિંસા કરવી નહીં, તેમજ સુખ અને દુઃખથી હર્ષ ખેદ કરવો નહીં.

ચિંતાથી રૂપ, જ્ઞાન અને બળની હાનિ થઇ ખેદ થાય છે, માટે ચિંતાપણું કરવી નહીં,

આ પ્રમાણે મહારાજા યુધિષ્ઠિર ન્યાયથી નિષ્કંટક રાજ્ય ચલાવતા હતા, તેવામાં એક દિવસ પ્રાતઃકાળમાં મહારાજા યુધિષ્ઠિર શ્રીકૃષ્ણ ભગવાનના ઉતારાપર ગયા. ત્યારે પીતાંબર ધારણ કરેલા અને નીલમણિથી શોભિતા શ્રીકૃષ્ણને ધ્યાન યુક્ત જોયા. તે એટલા બધા શોભતા હતા કે ત્રણ લોકમાં તેને ઉપમા આપવા જેવું કાંઇ નહોતું. પોતે ધ્યાનમાં આરૂઢ હતા, તેથી યુધિષ્ઠિર રાજાને તેના પ્રશ્નનો ઉત્તર આપ્યો નહિ. યુધિષ્ઠિરે તેનું પૂજન કરી આશ્ચર્ય પામી પૂછ્યું કે હે અમાપ પરાક્રમવાળા કેશવ, આપને શું કામયોગ સાધવો જોઇએ ? ત્યારે શ્રીકૃષ્ણે હાસ્ય કરીને ખુલાસો કર્યો કે બાણશય્યામાં સૂતેલા ભીષ્મ લાંબા વખતથી મારૂં ધ્યાન કરે છે તેથી મારી વૃત્તિ ત્યાં ગઇ હતી. આ નમ્ર શબ્દોથી કેટલું બધું જ્ઞાન પ્રદીપ્ત થાય છે ? જ્યારે કોઇ ભક્ત ઇશ્વરનું એકાગ્રતાથી ચિંતવન કરે છે ત્યારે ઇશ્વર તેનામાં તેનું મન લગાડે છે; ઇશ્વર તરફનું તેનું વળણ ઇશ્વરના મનને આકર્ષે છે. આ પ્રમાણે વાતચીત કરી શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને કહ્યું કે બાણશય્યામાં સુતેલા ગાંગેય (ભીષ્મ) હવે ઉત્તરાયણ થતાં થોડા દિવસમાં દેહ છોડી પરલોક ગમનની તૈયારીમાં છે. તેઓના જવાથી ધર્મને લગતા અનેક ખુલાસાઓનો પણ તેમની સાથેજ અસ્ત થશે. માટે મારી તમને સલાહ છે કે તમારે. તેમની પાસે જઇને રાજધર્મ સંબંધી જે કાંઇ વિજ્ઞાન જાણવાનું હોય. તે સઘળું તેમને પુછી તમારે શીખી લેવું જોઇએ,

## યુધિષ્ઠિરનું ભીષ્મની પાસે જવું

શ્રીકૃષ્ણનાં વચનો સાંભળી યુધિષ્ઠિરની આંખમાં આંસુઓ આવી ગયાં. અને તે બોલ્યા કે આપના કહેવા પ્રમાણેજ મેં પણ ઘણા ઘણા મહાત્મા બ્રાહ્મણોનાં મોઢાંડાંથી તેમના જ્ઞાનની પ્રસંશા સાંભળી છે. માટે ચાલો આપણે ત્યાં જઇએ. આ લોક છોડતી વખતે એમને અવશ્ય તમારૂં દર્શન થવું જોઇએ. આમ કહી તેજ વખતે રથો જોડાવી યુધિષ્ઠિર પોતાના ભાઇઓ, શ્રીકૃષ્ણ, સાત્યકિ, કૃપાચાર્ય, વિદુર યુયુત્સુ અને સંજય તેમજ બીજા અનુયાયી સહિત તેઓ ભીષ્મની પાસે જવા નિકળ્યા. રસ્તામાં કુરૂક્ષેત્રની અંદર તે તે ઠેકાણે યુદ્ધની યાદ આપનારી તે તે વસ્તુઓના ઢગલાઓ પડેલા તેને જોતા જોતા તથા પરશુરામે કરેલા ધ્રો જોઇ તેમના જન્મની તથા પ્રભાવની વાતો કરતા કરતા તેઓ ભીષ્મની પાસે પહોંચ્યા. તે વખતે યુદ્ધક્ષેત્રમાં મન, વાણી તથા કર્મ થકી શ્રીકૃષ્ણનું ચિંતન કરતા અને આપણને અભ્યાસ કરવા યોગ્ય એવું સ્તોત્ર શ્રીમદ્ ભગવદ્ ગીતા

અને સ્તવરાજનો પાઠ કરતા ભીષ્મ પિતામહને સુતેલા જોયા. જ્યાં સુધી તેમના પ્રેમનો સ્નેહી પ્રત્યુત્તર મળ્યો અને પવિત્ર એવા પરમાત્મા તેમના ભક્તોની દૃષ્ટિએ આવ્યા ત્યાં સુધી તેમણે સર્વ વ્યાપક કેશવ ભગવાનના એક પછી એક સ્વરૂપનું પૂજન કર્યું. રથો પરથી ઉતરી પાસે પહોંચી પ્રણામ કરી સૌ તેને ફરતા બેસી ગયા. આ વખતે ભીષ્મની પાસે પ્રથમરાજ વેદવ્યાસ, નારદ, દેવસ્થાન, વાત્સ્યાયન, અશ્મકુ, સુમંત, જૈમિનિ, પૈલ, શાંડિલ્ય, દેવલ, મૈત્રેય, અસિત, વસિષ્ટ, કૌશિક, હારીત, લોમશ, અત્રિ, બૃહસ્પતિ, શુક્ર, ચ્યવન, સનત્કુમાર, કપિલ, વાલ્મીકિ, તુંબુરૂ, કુરૂ; મૌદ્‌ગલ્ય, પરશુરામ, પિપ્પલ, પુલહ, સંવર્ત્ત, કચ, કશ્યપ, પુલસ્ત્ય, ચક્રત, દક્ષ, પરાશર, મરીચિ, અંગિરા, ગૌતમ, ગાલવ, ધૌમ્ય, વિભાંડવ, માંડવ, કૃષ્ણાનુભાતિક, ઉલૂક, માંર્કંડેય, ભાસ્કર તથા પૂરણ વગેરે મુનિઓ ત્યાં આવીને બેઠા હતા. શ્રીકૃષ્ણે ભીષ્મની પાસે જઇને પ્રેમ ભાવથી પૂછ્યું કે હે મહાવક્તા ! આપનું મન પૂર્વની પેઠેજ સાવધાન છે ? આપનાં જ્ઞાન વેદનાઓથી કંઇ વિસ્મૃત સરખાં તો નથી થયાં ? માણસોને શરીરમાં ખુંચેલી એક ઝીણી સોય પણ મોટી પીડા કરે છે ત્યારે તમારા શરીરમાં આ અસંખ્ય બાણોનાં ફળાંઓ ખૂંચી રહ્યાં છે, તો પણ ધન્ય છે તમને કે જેમના મુખપર તે વેદનાનો આભાસ માત્ર પણ જણાતો નથી, તમે સર્વજ્ઞ છો અને દેવતાઓને પણ ઉપદેશ કરવા યોગ્ય છો. તમે ગુણોથી દેવતાઓ કરત પણ ઉત્તમ છો અને તપસ્વી છો. જ્ઞાતિજનોના નાશથી અત્યંત પરિતાપ પામતા અને શોકમાં ઘેરાયેલા આ યુધિષ્ઠિર રાજાનો શોક આપનાં વચનોથી જ નાશ પામી શકે એમ મને જણાય છે. માટે રાજ્ય ધર્મ આદિ સર્વ ધર્મનાં લક્ષણ કહી તેના શોકનો તમે નાશ કરો. શ્રીકૃષ્ણના વચન સાંભળી ભીષ્મ સ્નેહ યુક્ત ભક્તિ ભાવથી બોલ્યા કે ભક્ત એવા મને આપ આશિર્વાદ આપો, એટલે મનમાં ખેદ પામી શ્રીકૃષ્ણે તેને પુછ્યું કે તમારી સઘળી ઇંદ્રિયો, મન તથા બુદ્ધિ પ્રસન્ન છે ? શરીરમાં જખમોની વેદના શાંત છે ? એક ઝીણું શલ્ય પેઠું હોય તો મોટી વેદના થાય છે; ત્યારે આ તમારા શરીરમાં હજારો બાણો પેસી ગયાં છે તેથી તમને કેવી વ્યથા થતી હશે એ કાંઇ કહી શકાતું નથી. ભૂત, ભવિષ્ય વર્તમાન સંબંધી સઘળાં વિજ્ઞાનો આપની બુદ્ધિમાં છે. કોઇ પણ પુરૂષ આજ દિવસ સુધી આપના જેવો ગુણવાન મારા જોવામાં આવ્યો નથી. આપ સિવાય સંશયોના ખુલાસા આપવા કોઇ સમર્થ નથી; માટે આપના જીવનના છપ્પન દિવસો શેષ રહ્યા છે અને જ્યારે તમે સ્વર્ગમાં જશો ત્યારે હે વીર પુરૂષ ! સમગ્ર જ્ઞાન નાશ પામશે, માટે તેઓને ધર્મ, અર્થ, નીતિ અને સમાધિયુક્ત સત્ય વચન કહો.

ભીષ્મે હાથ જોડી પ્રત્યુત્તર કર્યો કે હે વાણીનાપતી ! તમારી પાસે હું શું બોલું ? મને બાણુ વાગ્યાં છે તેના પરિતાપથી મારૂં મન પણ પીડાયુક્ત છે અને મારાં અંગ શીથીલ થઇ જાય છે, મારાં પ્રાણ જાણે નીકળી જવાને ઉતાવળ કરેછે તેટલામાટે ધર્મરાજાનું જે હિત હોય તે તમો પોતેજ આ સમયે કહો, કેમકે સર્વ શાસ્ત્રનું ઉત્પત્તિ સ્થાનજ તમે છો. તમે લોકના કર્ત્તા અને અવિનાશી શ્રીકૃષ્ણ બેઠા છો તેમ છતાં મારા સરખો કેમ બોલી શકે? તમે કે જેની પાસે બૃહસ્પતિ સરખા પણ કંઇ ન બોલી શકે તેની હાજરીમાં હું કોઇને પણ કંઇ ઉપદેશ કરવા યોગ્ય નથી. આમ કહી ભીષ્મે વેદની ઋચાઓથી શ્રીકૃષ્ણ ભગવાનની સ્તુતિ કરવા માંડી. બાણ વાગવાની અતિ પીડામાંથી ભીષ્મને મુક્ત કરતાં કરતાં શ્રીકૃષ્ણે આશીર્વાદ આપ્યો કે હે અક્ષય કીર્તિવાળા, હે ગાંગેય, (ભીષ્મ) તમને ગ્લાનિ, મૂર્છા, દાહ કે પીડા કંઇ થશે નહિ. તેમજ ભૂખ તરસ પણ તમને બાધ કરશે નહિ હે નિષ્પાપ, તમને જ્ઞાન પ્રદર્શિત થશે, સ્મૃતિ નિર્મળ થશે. તમારી બુદ્ધિને દુર્બળતા ઉપજશે નહિ. સૂર્યાસ્ત થવાથી આટલું કહીને શ્રીકૃષ્ણ પાંડવો સહિત પધારતા હતા, ત્યારે આકાશમાંથી પુષ્પોની વૃષ્ટિ થઇ; વાદિત્ર વાગવા લાગ્યાં તથા સુગંધી વાયુ વાવા લાગ્યો.

બીજે દિવસે સવારમાં પોતપોતાનું નિત્યકર્મ કરી આવી પહોંચ્યા. પાંડવોનો સઘળો સાથ છેટેથી રથમાંથી ઉતરી ત્યાં આવી ભીષ્મ તથા સઘળા મુનિઓના ચરણારવિંદમાં પોતાનાં શિર નમાવી યોગ્ય સ્થાનકે બેઠો. ગોવિંદ ભગવાનના આગલા દિવસના મૃદુ વાક્યવાળા પ્રશ્નનો ઉત્તર આપતાં ભીષ્મે કહ્યું કે તમારી કૃપાએ કરીને મારી ઇંદ્રિઓ, મન તથા બુદ્ધિ પ્રસન્ન છે; શરીરમાં પણ બહુ વ્યથા નથી એટલે સર્વ પરિતાપ નાશ પામ્યા છે અને મારા મનમાં રૂડી બુદ્ધિએ પ્રવેશ કર્યો છે. પણ સર્વના દાતા એવા તમે પોતે ગુરૂરૂપે શા માટે બોધ કરતા નથી ? પરમાત્મા શ્રીકૃષ્ણે અત્યંત દયાથી કહ્યું કે યશ અને કલ્યાણનું મૂળ હુંછું તેથી કોઇપણ ચીજ મારા યશમાં વધારો કરી શકે એમ નથી. તેથી તમે કે જે મારા ભક્ત, વૃદ્ધ, મહાત્મા, વિદ્વાન અને અનુભવી છો; તેનો યશ સ્થાપન કરવાને ઇચ્છુંછું. હું કહુંછું કે જ્યાં સુધી પૃથ્વી નિશ્ચળ થઇને રહેશે ત્યાં સુધી તમારી અક્ષય કીર્તિ લોકમાં વિસ્તાર પામશે. તમે ધર્મનું કદી ઉલ્લંઘન કર્યું નથી અને ધર્મનું શિક્ષણ આપવામાં સમર્થ છો. માટે પિતા જેમ પુત્રને શીખવે તેમ તમે યુધિષ્ઠિરને ધર્મ બોધ કરો. ભીષ્મપિતામહ બોલ્યા કે હું ખુશીથી ધર્મ કહીશ કેમકે હે ગોવિંદ તમે સર્વ ભૂતના અવિનાશી આત્મા છો તેથી તમારી કૃપાથી મારાં વાણી અને મન દૃઢ છે. પછી યુધિષ્ઠિર યોગ્ય મુમુક્ષુ

હતા તેથી તેને પ્રશ્ન પૂછવાની ભીષ્મે આજ્ઞા આપી કેમકે તેમનાં બુદ્ધિ, ઇંદ્રિય દમન કરવાનો ગુણ, બ્રહ્મચર્ય, ક્ષમા, ધર્મ, બળ અને તેજ આ ગુણો રહેલા હતા. મુમુક્ષુ તેમજ ગુરૂ પણ યોગ્ય હોવા જોઇએ, શિષ્ય અને શિક્ષણ પણ યોગ્ય હોવા જોઇએ, નહિતો તેનું શિક્ષણ વ્યર્થ જાય છે. જો શિષ્ય નીતિમાર્ગે ચાલે નહિ તો ધર્મોપદેશ શી રીતે ફળદાયક થાય? શ્રીકૃષ્ણે ગાંગેયને કહ્યું કે યુધિષ્ઠિર જેનું પૂજન કરવું ઘટે એવા તમને બાણોવડે ભેદીને તમારી પાસે આવવાને અચકાય છે. આ સાંભળી પોતે આટલો બધો પરિતાપ પામ્યા હતા છતાં પણ ધાર્મિક, ન્યાયી અને ઉદાર વૃત્તિવાળા ભીષ્મે શાંતપણે કહ્યું કે અધર્મનો પક્ષ લઇને લડનાર ગુરૂને પણ સંગ્રામમાં જે હણે તેજ ક્ષત્રિય ધર્મને જાણનારો છે. વળી પણ ભીષ્મ બોલ્યા કે બ્રાહ્મણોના ધર્મ જેમ વેદ પાઠ કરવો તે છે તેમ યુદ્ધ કરવું એ ક્ષત્રિયોનો ધર્મ છે. માટે યુધિષ્ઠિરે એમાં જરા પણ શોક કે સંકોચ રાખવા જેવું છેજ નહિ. આમ કહેવા કરતાં યુધિષ્ઠિરને શોકમગ્ન જોયા ત્યારે તે ફરીથી બોલ્યા કે યુધિષ્ઠિર સંકોચ છોડો. ક્ષત્રિયે યુદ્ધ કરવું એજ તેના ધર્મનું અને સ્વર્ગનું મૂળ છે. આ વચન સાંભળી ખેદ અને આભારથી ગદ્દગદ કંઠવાળા યુધિષ્ઠિર ઉઠયા અને તેની સામે જઇ તેના ચરણમાં પોતાનું મસ્તક નમાવી હાથ જોડી સ્વસ્થપણે બેસી કહ્યું કે ધર્મજ્ઞાનને જાણવાવાળા આપ જ્યારે આમ કહોછો ત્યારે હું પ્રથમ આપને વિજ્ઞપ્તિ કરૂંછું કે મને રાજધર્મ કહો. રાજા જો એ બાબતથી અજ્ઞાન હોયતો રાજ્ય તથા પ્રજાની મોટી ખરાબી થાય છે. યુધિષ્ઠિરનો આગ્રહ અને શ્રીકૃષ્ણ તથા બ્રાહ્મણોના ફરમાન ઉપરથી ભીષ્મે લંબાણથી વિવેચન કરી રાજા કેવો જોઇએ તે બાબતનો ખુલાસો આપવાનું સ્વીકારી નીચે પ્રમાણે બોલવું શરૂ કર્યું.

## રાજાઓનું મુખ્ય કર્તવ્ય.

રાજાએ ધર્મના કરજમાંથી મુક્ત રહેવા સદા દેવતા અને બ્રાહ્મણોનું પૂજન કરવું જોઇએ અને પોતાની પ્રજાના ભલામાં મચ્યા રહેવું જોઇએ. ઉદ્યોગી રાજાજ ઇષ્ટસિદ્ધિ મેળવે છે. ઉદ્યોગ કરવો તે પણ સત્યથીજ ભૂષિત હોવો જોઇએ. સત્યવાદી, સદાચારી. સ્થિર સ્વભાવવાળા, દયાળુ, જિતેંદ્રિય, સાવધાન અને ધર્મપરાયણ પુરૂષોથી વીંટાયેલો રાજા કદી પણ પાયમાલ થતો નથી. પોતાનાં કામની બાતમી શત્રુઓને ન મળે તેમ કરવું, શત્રુઓનાં કામની બાતમી મેળવવી અને કોઇનાપર ચડાઇ કરવાની વાત કે કોઇની સાથે સલાહ કરવાની વાત છુપી રાખવી આ ત્રણ કામમાં રાજાએ સદા સાવધાન રહેવું જોઇએ. બહુ નરમ સ્વભાવવાળા રાજાનું કોઇ માનતું નથી અને બહુ ગરમ સ્વભાવવાળા રાજાથી પ્રજા હમેશાં વ્યાકુળ રહે છે,

માટે રાજાએ બહુ નરમ પણ નહિ અને બહુ ગરમ પણ નહિ એવો સ્વભાવ રાખવો જોઇએ. અગ્નિની ઉત્પત્તિ જળમાંથી, ક્ષત્રિની ઉત્પત્તિ બ્રાહ્મણમાંથી અને લોઢાની ઉત્પત્તિ પાણામાંથી થઇ છે. તેથી તે ત્રણેનું તેજ પોતપોતાનાં કારણ પાસે પહોંચતાં શાંત થઇ જાય છે અને એટલા માટે રાજાએ બ્રાહ્મણોપર કદી પણ કરડાકી વાપરવી નહિ. રાજાએ બધી રીતે બ્રાહ્મણનું રક્ષણજ કરવું જોઇએ. બ્રાહ્મણે કંઇ મહા અપરાધ કર્યો હોય તોપણ તેને છેવટમાં છેવટ દેશપાર કરવો પણ દેહાંત દંડ કદી આપવો નહિ. રાજ્યના રક્ષણ માટે રાજાએ પરાક્રમી પુરૂષોને પોતાની પાસે રાખવા. કારણ કે પોતાના નગરની રક્ષા કરવામાં રેતીનાં મેદાનો, ખાઇઓ, ટેકરાઓ, દુર્ગમ, ઝાડીઓ, અને પર્વતો ગમે તેટલી સંખ્યામાં હોય પણ જો પરાક્રમી પુરૂષો ન હોય તો શત્રુઓ નક્કી ફાવી જાય છે. રાજાઓએ દયાળુ થવું પણ અપરાધીઓને દંડ કરવાની બાબતમાં અતિ દયાળુ ન થવું. શિકાર, જુગાર, દિવસની નિદ્રા, પારકી કુથલી, અતિ સ્ત્રીસંગ, નિશો વગેરે વ્યસનોમાં પ્રજા રક્ષણરૂપ ધર્મને પાળી શકાતો નથી. પોતાની જાતના સુખને બાજુપર રાખી પ્રજા સુખમાટે પ્રવૃત્તિ કરનાર રાજાજ ઉત્તમ ગણાય છે. નોકરોની સાથે ઠઠ્ઠા મશ્કરી કરનારા રાજાઓ નમાલા બની જાયછે. કારણ કે તેવા નોકરો ધીમે ધીમે રાજાને દબાવતા જાયછે અને રૈયતનો રસકસ ચુસી પોતાના પેટ ભરવામાં ભયવગરના રહેછે. દરમાં રહેનારા ઉંદર વગેરેને જેમ સર્પ ગળી જાય છે તેમ અપરાધીઓને શિક્ષા નહિ કરનારા રાજાને, વેદાધ્યયન નહિ કરનારા બ્રાહ્મણને અને ખાવા પીવાની લાલચથી એક ઠેકાણે પડયા રહેતા સંન્યાસીને કાળ થોડાજ વખતમાં ગળી જાય છે. સગરરાજાએ પોતાના અસમંજસ નામના અપરાધી પુત્રનો ત્યાગ કર્યો હતો.

દિવસના પૂર્વ ભાગમાં ધર્મનું તથા ઉત્તર ભાગમાં અર્થનું અને રાત્રિના પૂર્વ ભાગમાં કામનું અને ઉત્તર ભાગમાં મોક્ષ વિચારનું સેવન કરનાર રાજા કદી પણ સુમાર્ગથી ભ્રષ્ટ થતો નથી. શુદ્ધ આચારવાળા. શૂર, ભક્તિવાળા, શત્રુઓથી નહિ મળનારા, કુલીન, બીજાનું અપમાન નહિ કરનારા, ભણેલા, સંસારના સ્વભાવને જાણનારા અને પરલોકનો વિચાર કરનારા સદાચારી પુરૂષોની અધિકારપર નિમણુક કરવી એમાંજ રાજાનું પોતાનું રાજ્યનું અને પ્રજાનું પણ હિત છે. જ્ઞાની, ઉદાર, શત્રુઓનાં છિદ્રો શોધી કહાડવામાં કુશળ પ્રસન્ન મુખવાળો, પ્રજામાંના સર્વ વર્ગના રીવાજને જાણનારો, પ્રમાદ રહિત અભિમાન વગરનો અને ક્રોધને જીતનારો રાજા બહુ ઝડપથી પ્રજાપ્યાર મેળવી શકેછે. આ પ્રાચેતસ નીતિ હરહમેશ ધ્યાનમાં રાખવા જેવી છે કે સમુદ્રમાં જેમ ભાગેલા વહાણને છોડી આપવું જોઇએ તેમ ઉપદેશ ન કર-

નારા આચાર્યને, વેદવિદ્યા વગરના બ્રાહ્મણને, રક્ષા ન કરનારા રાજાને, કડવા બોલી સ્ત્રીને, ગામમાં રહેવાની હોંસવાળા ગોવાળને તથા વનમાં ફરવાના શોખીને વાળંદને છોડી આપવામાં કોઇએ પણ ઢીલ ન કરવી જોઇએ.

બાતમીદારો રાખવા, નોકરોને પગાર મુદતસર આપવો, વખતસર અને વિચારપૂર્વક રાજ્ય ભાગ લેવો, સત્પુરૂષોનો સંગ્રહ કરવો, શૌર્ય, ચાતુર્ય અને સત્યથી પ્રજાનું ભલું કરવું, ખટપટ કરીને પણ શત્રુના બળને તોડવું, પોતાના રાજ્યમાંના જૂનાં સ્થળોને સમરાવવાં, કુલીનોનું પોષણ કરવું, અનાજના કોઠાર ચીકાર ભરી રાખવા, લશ્કર ઉત્સાહમાં રહે તેમ કરવું, સંસારનાં કામોની તડામારથી કંટાળવું નહિ, તીજોરી તર રાખવી, શત્રુઓથી સદા સાવધાન રહેવું, પોતાના નોકરોને શત્રુઓ ફોડે નહિ તેથી ખબરદાર રહેવું અને નિરંતર ચડતીના ઉદ્યોગમાં મચ્યા રહેવું, એ રાજાઓનું મુખ્ય કર્ત્તવ્ય છે. ઇંદ્રે ઉદ્યોગ કરીનેજ અમૃત મેળવ્યું, અસુરોને માર્યા તથા ત્રૈલોકમાં પ્રતિષ્ઠાને પ્રાપ્ત કરી. ઉદ્યોગ વગરનો રાજા હમેશાં શત્રુઓથી પરાજય પામવાનેજ લાયક છે. વિષવગરના સર્પની પેઠે ઉદ્યોગ વગરનો રાજા ક્ષુદ્રના હાથથી પણ પરાભવ પામે છે. યુધિષ્ઠિર રાજા ધર્મનું સેવન કરતાં બુદ્ધિમાં કોમળતા અને કઠોરતા બન્ને રાખવી પડેછે.

## રાજાઓએ ધ્યાનમાં રાખવાનો વર્ણાશ્રમ ધર્મ.

યુધિષ્ઠિર ! રાજાએ વર્ણાશ્રમ ધર્મ સર્વદા ધ્યાનમાં રાખવો જોઇએ. કારણ કે વર્ણાશ્રમ ધર્મને નહિ જાણનારો રાજા લોક સ્થિતિને છિન્નભિન્ન કરનારો થાય છે. ક્રોધ ન કરવો, સાચું બોલવું, ક્ષમા કરવી, શુદ્ધ વૃત્તિ રાખવી અને કોઇ સાથે દ્વેષ ન રાખવો આ સર્વ વર્ણનો અને સર્વ આશ્રમનો સામાન્ય ધર્મ છે. શાંત સ્વભાવ, વેદાધ્યયન, દાન અને યજ્ઞ એ બ્રાહ્મણોનો વર્ણધર્મ છે, દાન દેવું પણ લેવું નહિ, યજ્ઞ કરવો પણ કરાવવો નહિ, વેદ ભણવો પણ ભણાવવો નહિ, પ્રજાનું પોષણ કરવું, અપરાધીઓને શિક્ષા કરવામાં તત્પર રહેવું તથા યુદ્ધમાં પરાક્રમ કરવું તેમજ પીઠ ન દેખાડવી એ ક્ષત્રિઓનો વર્ણધર્મ છે. પશુઓનું પાલન કરવું, થોડે નફે ઝાઝો વેપાર કરવો તથા ખેતી કરવી એ વૈશ્યનો વર્ણધર્મ છે. તથા બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે વર્ણની સેવા કરવી એ શૂદ્રોનો વર્ણધર્મ છે. સ્ત્રીસંગ, ક્ષૌરઆદિ કર્મોનો ત્યાગ કરી ભક્તિપૂર્વક ગુરૂ સેવા કરતાં વિદ્યા મેળવવી એ બ્રહ્મચારીનો આશ્રમ ધર્મ છે. સ્ત્રી સાથે ઋતુ પ્રસંગપરજ જવું, બ્રહ્મચારી, વાનપ્રસ્થ અને સંન્યાસીનું યથાશક્તિ પોષણ કરવું, પિતૃ ઋણથી મુક્ત થવા માટે સંતાનોની ઉત્પત્તિ કરવી અને અતિથિનો સત્કાર કરવો એ ગૃહસ્થનો આશ્રમ ધર્મ છે. પોતાની સ્ત્રી સહિત વનમાં જઇ મનની શુદ્ધિને માટે સત્કર્મો કરવાં એ

વાનપ્રસ્થનો આશ્રમ ધર્મ છે અને તમામ ઇચ્છાઓનો ત્યાગ કરી કેવળ મોક્ષ વિચારમાંજ મનને જોડી દેવું તે સંન્યાસીનો આશ્રમ ધર્મ છે. ચારે આશ્રમ ભોગવવાનો કેવળ બ્રાહ્મણનેજ અધિકાર છે. જે બુદ્ધિહીન બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય કે શૂદ્રનું કર્મ કરે છે તે આ સંસારમાં નિંદાપાત્ર થઇ અંતે નરકમાં પડે છે. એવીજ રીતે બીજા વર્ણ પણ પોતું પોતાનાં કર્મને છોડી અન્ય વર્ણનાં કર્મને ગ્રહણ કરવા જતાં ભ્રષ્ટ થાય છે. હે રાજા ! ચારે વર્ણો અને ચારે આશ્રમોના ધર્મનું જ્ઞાન બ્રાહ્મણ પાસેથી મળે છે અને તે ધર્મોનું રક્ષણ તો રાજાથીજ થાય છે. પૂર્વે માંધાતા રાજાએ વિષ્ણુને પ્રસન્ન કરવા માટે ધ્યાનાદિ અન્ય સાધનોનું અનુષ્ઠાન કરવા માંડતાં તેને ઇંદ્રે કહ્યું હતું કે હે માંધાતા ! તું તારા રાજ્ય ધર્મનું બરાબર સેવન કર એટલે મને કે બ્રહ્માને પણ જેટલી ત્વરાથી વિષ્ણુ પ્રસન્ન ન થાય તેટલી ત્વરાથી તેને પ્રસન્ન થશે. રાજાઓની દંડનીતિ નાશ પામવાથી અને તેઓનો રાજ ધર્મ દૂર થવાથી આખોદેશ દમ વગરનો એટલે મરવા પડેલ જેવો બની જાયછે. દુષ્ટો ફાવે છે અને શિષ્ટ પુરૂષો પાયમાલ થાય છે તેમજ વર્ણ અને આશ્રમોનાં ચિન્હો ઉલટ પુલટ થઇ જાય છે. બીજા વર્ણો અને બીજા આશ્રમોવાળા પોતાનાં ઉત્તમ કર્મોથી જે ઉત્તમ લોક મેળવે છે તે ઉત્તમ લોક ગૃહસ્થ ક્ષત્રિય દાન, યુદ્ધ અને પ્રજા પોષણથી મેળવે છે. જેના રાજ્યમાં સુરક્ષિત થયેલા ધર્મજ્ઞ પુરૂષો ધર્મ કર્મો કરે છે તે રાજાને ધર્મ કર્મોમાંથી યોગ્ય ભાગ મળે છે. રાજાને રાજ્ય ધર્મનું પાલન કરવામાં જે સત્પુરૂષો મદદ કરે છે તેઓને પણ તેમાંથી અંશ મળે છે. જે રાજા વર્ણ અને આશ્રમના ધર્મનું રક્ષણ નથી કરી શકતો અને તેને લીધે તેના રાજ્યમાં વર્ણાશ્રમ ધર્મનો જે લોપ થાય છે તેથી ઉત્પન્ન થતાં પાપોનો પોટલો તે રાજાના શિર પર મૂકે છે અને તેમાંથી અમુક ભાગ તેના હાજી હા કરનારા સ્વાર્થી અધિકારીઓને પણ મળે છે. યુધિષ્ટિર ! જે રાજા આ બધી બાબત ધ્યાનમાં રાખી વર્તે છે તેને આ સંસારમાં પરમ વિજય અને પરલોકમાં ઉત્તમ ગતિ મળે છે.

## દેશમાં રાજા હોવાની જરૂર.

યુધિષ્ટિર ! જે દેશમાં રાજાજ નથી હોતો તે દેશને ચોર વગેરે લુચ્ચા લોકો પાયમાલ કરી નાંખે છે. રાજા વગરના દેશમાં ધર્મની કાંઇ પણ મર્યાદા ન રહેતાં બળવાન નિર્બળને દબાવી પોતાનો સ્વાર્થ સાધે છે. સમુદ્રમાં જેમ નિર્બળ માછલાંઓને બળવાન માછલાંઓ ખાઇ જાય છે તેમ રાજા વગરનાં દેશમાં મોટાઓ નાનાઓનું ભક્ષણ કરી પોતાનું પેટ ભરે છે. તેમાં તેમને કોઇ અટકાવી શકતું નથી, અને એટલા માટે પોતાનું કલ્યાણ ઇચ્છનારે

રાજા વગરના દેશમાં કદી પણ વસવું નહિ જોઇએ. જે દેશની પ્રજા પોતાનું કલ્યાણ ચાહતી હોય અને પોતાની માલ મિલકત કાયમ રાખવાની ઇચ્છા ધરાવતી હોય તેણે રાજા વગર રેહેવું ન જોઇએ. કારણ કે રાજા ન હોવાથી નિર્ભય રહેતા લુચ્ચા લોકો સાધારણ લોકોની માલ મિલકત હરી જાય છે. લોકોને વિના કારણે બળવાન જુલમી લોકોની ગુલામગિરી કરવી પડે છે અને કુકર્મી જોરાવર લોકો પ્રજામાંની વહુ દીકરીને ધોળે દહાડે પરાણે હાથ ઝાલી ખેંચી જાય છે. આવી અવ્યવસ્થાને અટકાવવા માટે પૂર્વના વિદ્વાન મહાત્માઓએ પ્રજાના રક્ષણ માટે રાજા હોવાની ઇચ્છા કરી છે.

કહેવાય છે કે પૂર્વે સઘળી પ્રજા બ્રહ્માની પાસે જઈ બોલી કે હે ભગવાન! રાજા વગર અમે નાશ પામીએ છીએ, માટે અમને રાજા આપો; કે જે અમારી રક્ષા કરે. આ સાંભળી બ્રહ્માએ મનુને કહ્યું કે તમે આના રાજા થાઓ મનુએ જવાબ આપ્યો કે હું પાપ કર્મોથી બહુ ડરૂં છું. રાજામાં બહુ મોહોટાં મોહોટાં દુઃખો છે. તેમાંથી સહી સલામત તરી પાર પહોંચવું એ બહુ મુશકેલ છે. આ સાંભળી પ્રજાએ મનુને કહ્યું કે તમારાથી સુરક્ષિત થઇ અમો જે ધર્મ કરીશું તેમાંથી ચોથો ભાગ તમને મળશે. આ સાંભળી મનુએ તેઓના રાજા થવાનો સ્વીકાર કર્યો. મનુને રાજા થએલા જોઇ લોકો તેના ભયથી પોત પોતાનો ધર્મ પાળવા લાગ્યા અને પાપી લોકો પણ દંડના ભયથી પાપ કર્મ છોડી છોડીને પોત પોતાને મળેલ ધંધે ચડવા લાગ્યા."

આથી જરૂરનું છે કે પ્રજાએ રાજાનો સત્કાર કરવો. પોતાની પ્રજા જેનું માન ના રાખે એનો રાજા પોતાના શત્રુઓથી પરાજય પામે છે અને પોતાના રાજાનો પરાજય થવાથી પ્રજા પીડા પામે છે. એટલા માટે અન્ન ધન વગેરેનો યોગ્ય હિસ્સો આપી પ્રજાએ રાજાના હાથ એવા મજબૂત કરવા જોઇએ કે જેથી તે પોતાના શત્રુઓને પરાસ્ત કરી પ્રજાને સુખ આપવામાં ધ્યાન દઇ શકે. અને પ્રજા આવી રીતે પોતાપર પ્યાર રાખનારી થાય એ થવા માટે રાજાએ પણ તેનું પોતાનાં સંતાનની પેઠે ખરા અંતઃકરણની લાગણીથી પાલન કરવું જોઇએ.

યુધિષ્ઠિર! પ્રાચીન કાળમાં વસુમના નામના રાજાએ બૃહસ્પતિને પૂછ્યું કે પુરૂષ કયા કારણથી ચડતીનો અનુભવ કરે છે, કયા કારણથી પડતીનો અનુભવ કરે છે અને કોનો સત્કાર કરવાથી અવિનાશી સુખને પામે છે. બૃહસ્પતિએ કહ્યું કે લોકોના ધર્મનું મૂળ રાજા છે. રાજાના ભયથીજ રૈયત આપસ આપસમાં એક બીજાનું ભક્ષણ નથી કરતી. કુકર્મી લોકોને પણ યોગ્ય રસ્તે ચડાવવાની સત્તા રાજાજ ધરાવે છે. અને તેથી જ્યાં ઉત્તમ

રાજાની સત્તા ચાલતી હોય ત્યાં રહેનાર ચડતીનો અનુભવ કરે છે, અને ઉત્તમ રાજાની સત્તા ન ચાલતી હોય ત્યાં રહેનાર પડતીનો અનુભવ કરે છે. કારણ કે તેવા દેશમાં પાપી લોકો અચાનક આવી વસ્ત્ર, આભૂષણ, ઢોર અને રત્નો એ બધું લૂંટી જાય છે. ધર્મ કર્મમાં ચુસ્ત રહેનારાઓની કતલ ચાલે છે, અધર્મીઓ મચી જાય છે માતા પિતા, આચાર્ય, અતિથિ અને ગુરૂ વગેરે કષ્ટ પામે છે તેમ પુત્રાદિકથી પણ માર ખાય છે. ધનવાન ગણાતા પુરૂષોપર દુઃખો પડે છે, તેઓને બાંધવામાં આવે છે અને વખતે મારી નાખવામાં પણ આવે છે. આ સંપત્તિ તો અમારીજ છે એમ કોઇ નક્કી ધારી શકતુંજ નથી, લોકોપર અચાનક અણધારી આફતો આવી પડે છે અને આખો દેશ ચોર અને લુચ્ચા લફંગાઓનેજ આધિન બની જાય છે. વળી તેવા દેશમાં ખેતી ન થઇ શકે, વેપાર ચાલે નહિ, ધર્મ ડુબી જાય, વેદોનો અભાવ થઇ જાય, વિધિ પૂર્વક યજ્ઞ ન થાય, વિવાહ આદિ મંગળ કાર્યો નિર્ભયપણે ન થઇ શકે, ગાયોનો નાશ થાય, ગોરસો સુકાઇ જાય, અનીતિ જારી થાય, પ્રજા વર્ણસંકર પેદા થાય અને દુકાળની ફાળથી હાહાકાર વર્ત્તાઇ રહે. પણ જો પ્રજા યોગ્ય રાજાનો સત્કાર કરે અને તેની સાથે રાજા પિતાની પેઠે પ્રીતી પૂર્વક તે પ્રજાનું પાલન કરવામાં તત્પર રહે છે ત્યારે સ જનો નિર્ભયપણે પોતાના ઘરના કમાડ ખુલ્લાં મૂકીને સુવે છે તો પણ તેની માલ મિલકતને કોઇ અડતું પણ નથી. સ્ત્રીઓ શૃંગાર સજીને એકલી પણ રસ્તાઓમાં નિર્ભયપણે નિકળી શકે છે, કોઇ કોઇની હિંસા નથી કરતું. સૌ પોત પોતાના ધર્મમાં આસક્ત રહે છે અને તેથી તેઓ અંતે અવિનાશી સુખ મેળવે છે.

રાજા કોઇ વખતે સૂર્યરૂપ બને છે એટલે અન્યાયરૂપ અંધકારનો નાશ કરી લોકોને પોત પોતાનાં કામોમાં જોડે છે; તે કોઇ વખતે અગ્નિરૂપ ધરે છે એટલે પાપીઓની સામે લાલ આંખ કરી જુવે છે ત્યારે તેઓને બાળી બસ્મ કરી નાખે છે. કોઇ સમય તે મૃત્યુરૂપ ધરે છે એટલે ખૂની વગેરે મોટા અપરાધીઓ તેમજ નિમકહરામ કે વિશ્વાસઘાત કરનારાઓપર ક્રોધ કરી તેને મારીજ નાખે છે. કોઇ વખતે તે કુબેરરૂપ ધરે છે એટલે પોતાના નિમકહલાલ નોકરોને, બ્રાહ્મણોને તથા પોતાના સારા સલાહકારોને તે ધનાદિક ઇનામોથી પૂર્ણ કરે છે અને કોઇ વખતે તે યમરૂપ ધારણ કરે છે એટલે અધર્મીને ઉગ્ર દંડ આપે છે અને ધર્મીનું રક્ષણ કરે છે.

રાજા પણ પ્રજાનું ધર્મ પુરઃસર પાલન કરે તોજ તે ચડતીનો અનુભવ કરે છે. જો પ્રજાના પાલનમાં બેદરકાર રહે તો તે પડતીનો અનુભવ કરે છે અને રાજધર્મનો સત્કાર કરવાથી અંતે અવિનાશી સુખ મેળવે છે.

આ પ્રમાણે બૃહસ્પતિનો બોધ સાંભળી રાજા વસુમના એવી રીતે વર્ત્યો કે જેથી પ્રજા પણ તેના તરફ ભક્તિવાળી થઇ ઉત્તમ સુખ મેળવવા ભાગ્યશાળી નિવડી.

## એકજ માણસે શા માટે રાજ્ય ચલાવવું.

યુધિષ્ઠિર રાજાએ પૂછ્યું કે એકજ માણસે શા માટે રાજ્ય ચલાવવું? ભીષ્મે જવાબ આપ્યો કે પ્રથમ રાજા નહોતો, સર્વ પ્રજા ધર્મવડે કરીને એક બીજાનું પાલન કરતી હતી, પછી જેમ જેમ મનુષ્યો લોભી થતાં ગયા તેમ તેમ રક્ષણ કરવાને માટે રાજાની જરૂર પડતી ગઇ અને રાજ્ય કરવાને વાસ્તે દેવતાઓએ દૈવી પુરૂષોને નીમ્યા. પાછળથી પુણ્યશાળી પુરૂષોએ પૃથ્વી ઉપર રાજા તરીકે અવતરવા માંડયું અને ગુણોએ કરીને શ્રેષ્ઠ એવા તે માણસની આજ્ઞાનું પ્રજા પાલન કરવા લાગી. તેથી એમ કહેવાયું કે રાજા અને દેવતાઓ વચ્ચે કાંઇ તફાવત નથી. ચારે આશ્રમ તથા ચારે ધર્મના સમાવેશ ક્ષત્રિય ધર્મમાં થાય છે માટે રાજાએ સર્વ પ્રજાનું પાલનજ કરવું જોઇએ રાજા વિનાના દેશને સર્વથા ધિક્કાર છે અને રાજા વિનાના દેશમાં નિવાસ કરવો જોઇએ નહિ. દુર્બળ મનુષ્યનો બળવાન મનુષ્યે નાશ કર્યો તેથી લોકોએ રાજાને વાસ્તે પ્રાર્થના કરી; તેથી દુષ્ટ કૃત્યો અટકાવવાને અને સૌ સૌનો ધર્મ બરાબર બજાવે તેટલા માટે મનુને મોકલવામાં આવ્યો હતો. રાજા પ્રજાનું રક્ષણ કરે નહિં અને તેથી તેના દેશમાં જે પાપ કર્મ બને તે પાપનો કંઇક હિસ્સો રાજાને પ્રાપ્ત થાય છે. એક વખત એક રાજાને કોઇ એક રાક્ષસે પકડયો, પણ તેણે કહ્યું કે મારા રાજ્યમાં ચોર, અપરાધી, મદ્યપાન કરનાર અથવા અધર્મી મનુષ્યો નથી અને ચારે વર્ણો પોત પોતાના કર્મમાં સ્થિતિવાળા છે. મેં દીન વૃદ્ધ, દુર્બળ, રોગી તથા અનાથ સ્ત્રીઓનું પાલન કર્યું છે. મારી પ્રજા તથા ન્યાયને માટે હું લડયો છું અને મારી પ્રજાએ નિરંતર મને આશીર્વાદ આપ્યા છે. મને રાક્ષસ શું કરે એમ છે? આ સાંભળી ભય પામેલા રાક્ષસે તેને છૂટો મૂકી દીધો. જગતના સરજનારે દુર્બળને અર્થે રાજારૂપ બળ ઉત્પન્ન કર્યું છે. દુર્બળનું, મુનિનું અને ઝેરી સર્પનું નેત્ર સહન ન થાય એવું કઠોર છે. માટે દુર્બળને પીડા કરવી નહિ. અપમાન પામેલા દુર્બળનું તું સન્માન કરજે. જેથી તે દુર્બળનાં નેત્રો બાંધવો સહિત તારો નાશ કરે નહિ. દુર્બળ પુરૂષોએ દગ્ધ કરેલા કુળમાં ફરીને અંકુર ફુટતો નથી, કેમકે દુર્બળનાં નેત્ર તેને મૂળ સહિત બાળી નાંખે છે. માટે તું દુર્બળને પીડા કરીશ નહિ. બળવાનપણાથી હું નિર્બળપણાને ઉત્તમ માનું છું; કારણ કે નિર્બળ પુરૂષોએ દહન કરેલા બળમાંથી પાછળ કંઇ પણ બાકી રહેતું નથી. અપમાન પામેલો અથવા હણાએલો

પુરૂષ જ્યારે દેશમાં પોતાનું રક્ષણ કરે એવા કોઈ પુરૂષને પામતો નથી ત્યારે તે રાજા દૈવકૃત દંડથી હણાય છે અને તેનો નાશ થાય છે. હે તાત, તું બળવાન હોઇને દુર્બળ પુરૂષની પાસેથી મિલકત લઇશ નહિ; કેમકે ર-ખેને તને દુર્બળનાં નેત્ર બાળી નાંખે. મિથ્યા અભિશાપ મુકવાથી રૂદન કર-નારા મનુષ્યનાં આંસુઓના બિંદુ મિથ્યા અભિશાપ મુકનારના પુત્ર અને પશુઓનો ક્ષય કરે છે. દુર્બળ મનુષ્ય પોતાના રક્ષણ કરનારને પ્રાપ્ત કરી શકતો નથી ત્યારે રાજા ઉપર દૈવકૃત મોટો દારૂણ દંડ પડે છે.

## રાજાએ વિજય કેવો અને કેમ મેળવવો !

જે રાજા પ્રથમ પોતાના મનને જીતે તેજ પોતાના શત્રુઓને જીતી શકે છે. એટલા માટે રાજામાં જિતેંદ્રિયપણું તો સર્વથી પહેલાં હોવું જોઇએ. એવા જિતેંદ્રિય રાજાએ પ્રથમ પોતાના દેશને ચોકી પહેરાઓથી સુરક્ષિત કરવો અને પછી શત્રુઓ તરફની ખબર મેળવવા માટે તથા પોતાના દેશમાં શત્રુઓ કંઇ ખટપટ ન કરી શકે એટલા માટે બાતમીદારો રોકવા. એ બાતમીદારો મૂર્ખ, આંધળા કે બેહેરા સરખા બની કોઈ ન જાણી શકે તેમ ઠેકાણે ઠેકાણે ફર્યા કરે. રાજાએ બાતમીદારો રોકવામાં તો એટલી બધી ખ-બરદારી રાખવી જોઇએ કે પોતાના મંત્રીઓ, મિત્રો કે પુત્રોને પણ તેની ખબર ન પડે. વેપારીઓની દુકાનો, સાર્વજનિક ક્રીડા સ્થાનો, સંન્યાસીઓના મઠો, બાગબગીચાઓ, જાહેર સભાઓ તથા એવાં બીજાં સ્થાનોપર પણ પોતાના બાતમીદારોમે તેણે ફેરવવા જોઇએ. તેમ શત્રુઓનાં શેહેરમાં પણ તેવે તેવે ઠેકાણે છુપા વેશથી તેઓને મોકલી ત્યાંના રીતભાતથી અને ત્યાંના વર્તણુથી વાકેફ થવું જોઇએ. તેઓની હીલચાલ ધ્યાનમાં લેતાં એમ જણાય કે સામો રાજા પોતાના કરતાં વધારે પરાક્રમી છે તો પછી પોતાના મંત્રી-ઓની સાથે વિચાર કરી તેની સાથે સલાહ કરવી એ યોગ્ય છે. બનતાં સુધી ધર્મિષ્ઠ રાજા સાથેના વાંધાઓ તો પતાવીજ દેવા અને તેનાથી સલાહ કરવી એજ હિતાવહ છે. ચડાઈ કરવા લાયક શત્રુ જ્યારે મિત્રો વગરનો થાય, ભાયાતોને દૂર કરી બેઠો હોય, બીજાઓની સાથે યુદ્ધમાં જોડાએલ હોય કે ગાફલ હોય ત્યારે તેનાપર ચડી જવું કોઇ શત્રુ રાજા સમર્થ હોય અને સેના વગેરેની જોઇતી સંપત્તિ ધરાવતો હોય તો પ્રથમ પોતાના દેશમાં ઠેકાણે ઠેકાણે સેના ગોઠવી દેશની રક્ષાનો પાકો બંદોબસ્ત કરી તે પછી પૂ-રતા સૈન્ય સાથે તેનાપર ચડાઇ કરવી. તેમાં તે ક્રમે ક્રમે બળહીન થાય તેવો રસ્તો લેવો. બનતાં સુધી કાપાકાપી ન થાય એવી યુક્તિથીજ પોતાનું કામ કાઢવું. જ્યારે પોતાના દેશપર કોઇ રાજા ચડી આવે ત્યારે મજબુત કિલ્લાનો આશ્રય લેવો, મિત્ર રાજાઓની મદદ લેવી, શત્રુ

પરાસ્ત, કરવાના મંત્ર પ્રયોગો ચાલુ કરાવવા, નાનાં નાનાં ગામવાળાઓને કિલ્લાવાળાં મોટાં ગામોમાં રહેવાની સગવડ કરી આપવી, ધનવાન લોકોને ધીરજ આપવી, સેના ખાતાંના પ્રધાનોને ઉત્સાહ આપવો, શત્રુઓને આવવાની સડકો તોડી નાખવી, નદી ઉપરના પૂલો ભાંગી નાખવા, શત્રુઓની છાવણી તરફ ચાલતાં પાણીનાં વેગને બીજી તરફ વાળી દઇ તેઓને પાણીની તંગીમાં લાવી મૂકવા, શત્રુઓના ઉપયોગમાં આવે એવાં કૂવા, વાવ, તળાવ વગેરેમાં ઝેર નાખીને અથવા ધૂળ નાખીને પાણી નિરૂપયોગી કરી મૂકવું, શત્રુની સાથે શત્રુતા ધરાવતા હોય એવા રાજાથી મિત્રતા કરી. સાથે મળી શત્રુપર અચાનક ધસારો લઇ જવો, પોતાને કિલ્લામાં લાંબી મુદત ઘેરાઇ રહેવાનું જોવામાં આવે તો કિલ્લાની આસપાસ ખાઇ, ઝાડી વગેરેથી વધારે વધારે મજબુતી કરતા રહેવું, કિલ્લાની ઉપર તોપો ચડાવી રાખવી ગામમાંના જળાશયો સાફ કરાવી સુરક્ષિત રાખવા, સૈન્ય માટેનો ખોરાક રાતમાં પકાવી રાખવાની ગોઠવણ કરવી, ઝેર દૂર કરનારા, જખમો રૂઝાવનારા અને બીજાં પણ દરદોને મટાડે એવા વૈદ્યોને સાથેજ તૈયાર રાખવા. આવી રીતની અનેક યોજનાઓથી પોતાનું રક્ષણ પ્રથમ કરવું. પોતે સુરક્ષિત થઇને પછી શત્રુને જીતવો. પોતાના દેશની રક્ષા કર્યા વગર શત્રુના દેશપર ચડી જતાં વખતે તે રાજાની સેનાનો અમુક ભાગ બીજી તરફથી તેના દેશપર ચડી જાય છે. જેથી પાછળથી પોતાનો દેશ પાયમાલ થઇ જાય છે અને ત્યાં પણ વિજય મેળવવો મુશ્કેલ થઇ પડે છે. શત્રુ ઉપર ચડાઇ કરતી વખતે કે શાંતિના વખતમાં પણ પોતાનું શરીર, કારભારી, ખજાનો, મિત્ર, રાજનીતિ, દેશ અને નગર એ સાતનું રક્ષણ રાજાએ સદા સાવધાનપણા પૂર્વક કરવું.

## યુગ ધર્મોનું મૂળ રાજાજ છે.

યુધિષ્ઠિર ! રાજનીતિને જો રાજા સારી રીતે અમલમાં મૂકી શકે તો સમગ્ર પ્રજા પોતાની મેળેજ ધર્મમાં પ્રવૃત્તિ કરવા માંડે છે, વર્ણ મર્યાદા અને આશ્રમ મર્યાદા ઠીક રહેવા માંડતાં સૌ પોત પોતાના ઉદ્યોગમાં લાગી જઇ સુખી થાય છે. ઘણાઓ શંકા કરે છે કે કાળ રાજાની વૃત્તિમાં ફેરફાર કરે છે કે રાજા કાળની વૃત્તિમાં ફેરફાર કરે છે ? આ બાબતમાં મારો મત તો એવો છે કે રાજાજ કાળની વૃત્તિમાં ફેરફાર કરે છે. રાજા જ્યારે રાજનીતિને તેના પૂર્ણ રૂપમાં અમલમાં મૂકે છે ત્યારે સત્યયુગ ચાલુ થાય છે. એટલે ધર્મ પ્રવર્તી અધર્મનો નાશ થાય છે. કોઇનું પણ મન અધર્મમાં જતું નથી, સઘળા સદગુણો પ્રકાશે છે, સઘળાં સુખો પ્રાપ્ત થાય છે, ઋતુઓ પોતપોતાના ગુણોથી ભ્રષ્ટ થતી નથી, રોગો દેખાતા નથી, મનુષ્યો પૂરી આવરદા ભોગવે છે, સ્ત્રીઓમાં કુપાત્ર પણું હોતું નથી, કોઇ કૃપણ જણાતો નથી,

પરિશ્રમ વગર પણ પૃથ્વીમાંથી ધાન્ય ઘણુંજ નિપજે છે અને ફળ ફુલ મૂળ વગેરે રસ અને પ્રભાવથી પરિપૂર્ણ હોય છે. જ્યારે રાજા રાજનીતિને અમલમાં મૂકતાં ચાર આના પાછો હઠે છે ત્યારે ત્રેતાયુગ ચાલુ થાય છે. આ વખતે અધર્મના ચાર આના તેમાં પેસે છે અને તેની બધી બાબતમાં તેટલી તેટલી હીનતા દેખાવા માંડે છે. જ્યારે રાજા રાજનીતિનું આઠ આના પાલન કરે છે ત્યારે અધર્મ આઠ આના તેમાં પેસે છે અને તે વખતે દ્વાપરયુગ પ્રવર્ત્તે છે. તેમાં સદ્‌ગુણો તથા સુખો સત્યયુગ કરતાં અરધો અરધ ઓછાં થઇ જાય છે. રોગો દેખાવ દે છે, મનુષ્યોની આવરદા ઘટી જાય છે, સ્ત્રીઓનાં મન વિલાસ પ્રિય બને છે અને ઔષધીઓ વગેરે ગુણમાં અને પ્રભાવમાં ઘટી જાય છે, તથા જ્યારે રાજા રાજનીતિને ચાર આનાજ અમલમાં મૂકી શકે છે ત્યારે અધર્મના બાર આના બાકીની જગા લે છે. આવે વખતે કળિયુગ પ્રવર્ત્તે છે. તેમાં પણ જેમ જેમ ઘટાડો થતો જાય છે તેમ તેમ તેની જગા અધર્મથી પૂરાતી જાય છે. તેથી પ્રજાને નીચોવી લેવાનીજ રાજાને ઇચ્છા થાય છે. બધા વર્ણો પોત પોતાના ધર્મોથી ભ્રષ્ટ થાય છે, ઋતુઓ વિપરીત ગુણોવાળી થઇ જાય છે એટલે શિયાળામાં બિલકુલ ટાઢ ન પડે કે ઘણી ટાઢ પડે, ઉનાળામાં બિલકુલ ગરમી ન થાય કે બહુજ ગરમી થાય અને ચોમાસામાં કાંતો અનાવૃષ્ટિ રહે અથવા તો અતિવૃષ્ટિ થાય, નવાં નવાં દરદો જાગે, ચિકિત્સાઓ અને મંત્ર પ્રયોગો નિષ્ફળ નિવડે, અકાળ મૃત્યુઓ વધી જાય, ખડ વૃષ્ટિ થાય એટલે થોડા દેશમાં વરસાદ વરસે અને તેની બાજુનો દેશ છેક ખાલીજ રહે. ખેતરમાં વાવેલાં બીજ વખતે ઉગે અને વખતે રદ પણ જાય પૃથ્વી રસને ચોરતી જાય તથા એવી એવી અનેક પ્રકારની પીડાઓ જેનું વર્ણન પણ ન થઇ શકે તે ઉત્તરોત્તર વધતી જાય.

પાંડુપુત્ર! સત્યયુગને પ્રવર્ત્તાવનારો રાજા અક્ષય સ્વર્ગને ભોગવે છે, છે, ત્રેતાયુગને પ્રવર્ત્તાવનારો રાજા અલ્પ કાળ સ્વર્ગ ભોગવે છે, દ્વાપરયુગને પ્રવર્ત્તાવનારો રાજા બહુ થોડો વખત સ્વર્ગને ભોગવે છે અને કળિયુગને પ્રવર્ત્તાવનારો રાજા તો અક્ષય નરકજ ભોગવે છે.

## બન્ને લોકમાં હિત કરનાર રાજાનાં કર્મો.

પોતાની પ્રજામાં ચાલતા સઘળા ધર્મોને રાજાએ માન આપવું, પરલોકનું સ્મરણ રાખવું, લોભ ન કરવો દયા રાખવી, ધન ભેગું કરવું, ધર્મ અને અધર્મને બાધ ન આવે તેમ સુખો ભોગવવાં, મધુર ભાષી થવું, પાત્રને દાન દેવું, નીચથી સ્નેહ ન કરવો, બાંધવોથી દ્વેષ ન કરવો, ટૂંકા પગારના નોકરોપર કામનો મોટો બોજો ન નાખવો, હલકાં માણસો સાથે રાજકાજની

કંઇ સલાહ ન ટરવી, નીચની રક્ષા ન કરવી, અપરાધ નક્કી કર્યા વગર કોઇને શિક્ષા ન કરવી, રાજ્યને લગતા ખાસ વિચારો ગુપ્ત રાખવા, લોભીને ધન ન દેવું, કૃતઘ્ન લોકોનો વિશ્વાસ ન કરવો, પુરૂષ વર્ગ કરતાં સ્ત્રીવર્ગનું વિશેષ રક્ષણ કરવું, ઘણી સ્ત્રીઓનું સેવન ન કરવું, કામ કરી શકે એવા પુરૂષોનો સત્કાર કરવો, દેવ, ગાય અને બ્રાહ્મણોનું શ્રદ્ધા સહિત પૂજન કરવું, વગર અપરાધે શત્રુ ઉપર પણ ચડાઇ ન કરવી, અપરાધ કરનાર શત્રુ ઉપર ચડાઇ કરવામાં વિલંબ ન કરવો, વગર કારણે ક્રોધ ન કરવો અને નીચ લોકો તરફ નરમાશ ન બતાવવી તથા આવાજ બીજાં યોગ્ય આચરણોપર પ્રીતિ રાખવી. આવાં કર્મો કરનારો રાજા આ લોકનાં સંપૂર્ણ સુખોને ભોગવે છે અને સ્વર્ગમાં મોટી પ્રતિષ્ઠાને પામે છે.

## પ્રજા રક્ષણનો ઉત્તમ પ્રકાર.

યુધિષ્ઠિર ! રાજાએ રાજ્યના દરેક કાર્યમાં કામ અને ક્રોધને દૂરજ રાખવા જોઇએ. લોભ વગરના અને બુદ્ધિમાન પુરૂષોને અધિકાર આપવા જોઇએ. કારણ કે લોભી અને મૂર્ખ અધિકારીઓ પોતાના સુખ માટે તથા ધન ભેળું કરવા વાસ્તે પ્રજાને પીડા કરે છે. ખેડુતો પાસેથી છઠ્ઠો ભાગ લઇને, અપરાધીઓનો દંડ કરીને તથા પ્રજાને પીડા ન કરનારા એવા બીજા જરૂર જણાય તેટલાજ કરોથી તીજોરી ભરવાની ઇચ્છા રાખવી અને ખેડુતો પાસેથી છટ્ઠો ભાગ લેતાં પણ જો તેઓની આજીવકામાં તંગી પડે તો તેથી પણ ઓછો કર લેવો. ગાય પાસેથી દૂધ મેળવવાની ઇચ્છાવાળો પુરૂષ તેના આંચળને કાપી નાખવાથી જેમ બિલકુલ દૂધ નથી મેળવી શકતો તેમ પ્રજા પાસેથી પૈસા મેળવવાની ઇચ્છાવાળો રાજા પ્રજાની આજીવિકા પણ ન ચાલે તેટલા બધા કરો નાખેછે તો તેથી પ્રજા છેક પાયમાલ થઇ જાય છે અને પછી રાજાની તમામ આવક પડી ભાગે છે. ગાયને પ્રસન્ન રાખનારને જેમ પુષ્કળ દૂધ મળેછે તેમ પ્રજાને પ્રસન્ન રાખનાર રાજાને પુષ્કળ ધન મળે છે. માળી જેમ નાનાં વૃક્ષોને ઉછેરી મોટાં કરે છે અને મોટાં વૃક્ષોમાંથી પણ ફળ ફુલ ચુંટે છે તેમ રાજાએ પણ ગરીબ પ્રજાને પગભર કરવી અને ધનવાનો પાસેથી પણ વાજબી જેટલોજ કર લેવો. શત્રુઓપર ચડાઇ કરવા વગેરે જરૂરનાં કામોમાં ધનની ખાસ જરૂર પડે તો પણ બ્રાહ્મણોના ધનપર નજર નજ કરવી. પણ તેઓને તો દાનથીજ પ્રસન્ન રાખવા. તેઓના આશીરવાદોથી રાજાને કદી પણ મુશ્કેલી ભોગવવી પડતી નથી. પ્રજા રક્ષણને માટે આ ઉત્તમ પ્રકાર છે. જે રાજા પ્રજા રક્ષણથી વિમુખ રહી એક દિવસમાં પણ જે પાપ ગળે બાંધે છે તે પાપને તે હજારો વર્ષે પણ પોતાને ગળેથી છોડી શકતો નથી.

## રાજાના પુરોહિત કેવા હોવા જોઇએ?

યુધિષ્ઠિર! જે બ્રાહ્મણ સત્પુરૂષોની રક્ષા કરવાનું અને અસત્પુરૂષોને રાજ્યમાંથી કહાડવાનું રાજાને સૂચવે તેજ રાજાનો પુરોહિત ( ગોર ) થવાને યોગ્ય છે. પૂર્વે પુરૂરવા રાજાએ વાસુદેવને પૂછ્યું કે બ્રાહ્મણો તેમજ તે પછીના વર્ણો ક્યાંથી ઉત્પન્ન થયા અને તેઓને ક્યાં કયાં કર્મોથી ઉત્તમતા પ્રાપ્ત થાય છે? વાસુદેવે જવાબ આપ્યો કે ઇશ્વરના મુખથી બ્રાહ્મણો, ભુજાઓથી ક્ષત્રિયો, ઉરૂથી વૈશ્યો અને ચરણથી શૂદ્રો ઉત્પન્ન થયા છે. સંસ્કાર આદિ સત્કર્મો કરી કરાવી ધર્મનું રક્ષણ કરવા માટેજ બ્રાહ્મણનો જન્મ છે. દંડનીતિ ધારણ કરી પૃથ્વીનું રક્ષણ કરવા માટે ક્ષત્રિઓનો જન્મ છે. ધન ધાન્યની રક્ષા કરવા માટે વૈશ્યનો જન્મ છે અને એ ત્રણે વર્ણોની સેવા કરવા માટે શૂદ્રોનો જન્મ છે. પોતપોતાનાં આ કર્મો કરવાથી તેઓને ઉત્તમતા પ્રાપ્ત થાય છે. પુરૂરવા બોલ્યો કે બ્રાહ્મણ અને ક્ષત્રિય એ બેમાંથી આ પૃથ્વી કોની હોવી જોઇએ? વાસુદેવે કહ્યું કે આ પૃથ્વી બ્રાહ્મણનીજ છે, જે કાંઈ ધન લે છે, જે વસ્ત્રો પહેરે છે અને જે દાન દે છે તે સઘળું પોતાનુંજ છે. બ્રાહ્મણજ સર્વ વર્ણોના ગુરૂ, તેઓમાં વૃદ્ધ અને ઉત્તમ છે. એટલા માટે બ્રાહ્મણની આજ્ઞા પ્રમાણેજ રાજાએ પૃથ્વીનું પાલન કરવું જોઇએ. અને તે પ્રમાણે કરનાર રાજા કીર્તિમાનપણે લાંબા વખત સુધી રાજ્યને ભોગવી શકે છે.

જેનો પુરોહિત ધર્માત્મા અને મંત્રને જાણવાવાળો હોય અને રાજા પોતે પણ ગુરૂઆજ્ઞી હોય ત્યાં બધા પ્રકારનાં કલ્યાણ વસે છે. રાજા અને પુરોહિત એ બન્ને સાથે મળીનેજ દેવતાઓ તથા પિતૃઓનું યજન કરી શકે છે. રાજા પુરોહિતનો સત્કાર કરવાથી તથા પુરોહિત રાજાને સત્કર્મો કરાવવાથી એક બીજાના સુખના કારણ થાય છે. રાજાનું અને પુરોહિતનું અપમાન કરનારી પ્રજા મૂળથી ઉખડી નાશ પામી જાય છે. દેશનું કલ્યાણ રાજાના હાથમાં છે અને રાજાનું કલ્યાણ પુરોહિતના હાથમાં છે. વળી બીજી રીતે જોઇએ તો દેશના દૃષ્ટ ભયને રાજા મટાડે છે અને અદૃષ્ટ ભયને પુરોહિત મટાડે છે. તેમ રાજાની મુશ્કેલીને પણ પુરોહિતજ પોતાના પ્રભાવથી દૂર કરે છે.

પૂર્વે મુચુકુંદ રાજા પૃથ્વીને જીતતો જીતતો સેના સહિત કુબેરજીની નગરી પાસે ગયો ત્યારે કુબેરજીએ પોતાના યક્ષોને હુકમ કર્યો કે એની સેનાને મારી નાખો. તેથી યક્ષોએ આવી મુચુકુંદની સેનાનો નાશ કર્યો તે જોઇ મુચુકુંદે પોતાના પુરોહિતને મેહેણું માર્યું તે પરથી તેના પુરોહિત વશિષ્ઠ મુનિએ પોતાના પ્રભાવથી તે સઘળા યક્ષોને પરાસ્ત કર્યા. ત્યારે કુબે-

રજીએ ત્યાં આવી મુચુકુંદ રાજાને કહ્યું કે તું પરાક્રમ તો બતાવ. બ્રાહ્મણના પરાક્રમથી વિજય મેળવે છે તેમાં શું અધિક કરે છે ? મુચુકુંદે જવાબ આપ્યો કે બ્રહ્માએ બ્રહ્મ કુળ અને ક્ષત્રિય કુળને એકજ કામને માટે ઉત્પન્ન કરેલ છે. બ્રાહ્મણો તપ અને મંત્રબળથી પ્રજાનું પાલન કરે છે તથા ક્ષત્રિયો અસ્ત્ર અને ભુજાબળથી પ્રજાનું પાલન કરે છે. આ સાંભળી કુબેરજીને સંતોષ થયો. યુધિષ્ટિર ! મંત્રવાળો બ્રાહ્મણ અને શસ્ત્રવાળો ક્ષત્રિય આ બન્ને સાથે મળે ત્યારે સમગ્ર વિશ્વ તેને આધિન થાય છે.

## બ્રાહ્મણોનું રક્ષણ કરવાની પહેલી જરૂર.

યુધિષ્ટિરે પૂછ્યું કે પિતામહ ! રાજા કોના કોના ધનનો માલેક છે તે મને કહો. ભીષ્મ બોલ્યા કે બ્રાહ્મણ સિવાય બધાનાં ધનનો રાજા માલેક છે. બ્રાહ્મણ પણ જો વિપરીત આચરણવાળો હોય તો તેના ધનપર રાજાની માલેકી ગણાય છે. વેદમાં પણ કહ્યું છે કે જે બ્રાહ્મણ અધર્મી હોય તેને રાજાએ દંડ આપવામાં અડચણ નથી. જે દેશમાં બ્રાહ્મણ ચોર થાય છે તે અપરાધ ત્યાંના રાજાનોજ ગણાય છે માટે રાજાએ બ્રાહ્મણોનું રક્ષણ કરવામાં એવા સાવધાન રહેવું કે જેથી તેઓ સ્વધર્મ કર્મથી ભ્રષ્ટ થાયજ નહિ. બ્રાહ્મણ જો સ્વધર્મ કર્મથી ભ્રષ્ટ ન થાય તોજ સઘળી પ્રજા પોતપોતાના ધર્મમાં વર્ત્તે છે, અને તેમ હોય તોજ રાજા નિર્ભય રહે છે. પૂર્વે કેકય રાજા મૃગયાને માટે વનમાં ફરતો હતો તેવામાં કોઇ રાક્ષસે તેને પકડ્યો. કેકય નિર્ભય થઇને બોલ્યો કે મારા દેશમાં બ્રાહ્મણ વગેરે સર્વ પોતપોતના ધર્મમાં સાવધાન છે તો પછી તેં મને પકડ્યો છે તો પણ મને તારો કંઇ ભય નથી. કારણ કે તારાથી મને કંઈ પણ થઇ શકે તેમ નથી. રાક્ષસે તરતજ તેને છોડી દીધો અને તે ખુશી થઇને બોલ્યો કે જે રાજા ગાય બ્રાહ્મણ અને પ્રજાની રક્ષા કરે છે તેને રાક્ષસો વગેરેથી કદી પણ ભય થાયજ નહિ માટે તું ખુશીથી જ્યાં જતો હો ત્યાં જા. એમ કહી રાક્ષસ તેને છોડી ચાલ્યો ગયો.

## વિશ્વાસ અને અવિશ્વાસનાં સ્થાનો.

ભીષ્મ બોલ્યા કે પુત્ર ! જે રાજા અસાવધ રહે તેનું સૌ અપમાન કરે છે. નીચ લોકો સજ્જનપણું દેખાડી તેને છેતરે છે, સજ્જન જેવા જણાતા લોકો તેના ભયનું કારણ થઇ પડે છે. શત્રુઓ તેની સાથે મિત્રતા બતાવી પોતાનું કામ કહાડી જવાની ઇચ્છા કરે છે, અને મિત્રો પણ શત્રુરૂપ થઇ પડે છે. માણસની બુદ્ધિ સદા સ્થિર નથી રહેતી માટે રાજ્યનાં અમલનાં કામોપર ખાસ પોતાની દેખરેખ રાખવી. જે જરૂરનાં કામોમાં પણ અત્યંત વિશ્વાસનો ઉપયોગ કરે છે તે રાજા પોતાના ધર્મ અને અર્થને હણે છે તેમ

જો કે કેવળ અવિશ્વાસી થવું એ પણ ખરાબ છે. એટલા માટે કેટલાએક પુરોપર કાર્યના પ્રમાણમાં વિશ્વાસ પણ કરવો અને કેટલાંએક સ્થાનોમાં અવિશ્વાસ પણ રાખવો, પોતાના મૃત્યુથી જેઓને લાભ થાય એવા એટલા રાજગાદીના હકદાર વગેરે તથા સીમાડાપરના રાજાઓ વગેરે એમનાથી તો હમેશ શંકાજ રાખવી અને પોતાના નાશથી જેઓ પાયમાલ થઇ જાય એવા હોય અર્થાત્ ખરા મિત્ર વગેરે, એમનાપર પૂરતો વિશ્વાસ રાખવામાં અડચણ નથી. રૂપ, વર્ણ અને સ્વરની યોગ્ય સંપત્તિવાળો, ક્ષમવાળો, ગુણમાં દોષનું આરોપણ ન કરનારો, તથા ઉત્તમ કુલીન હોય તે કારભારી પણ વિશ્વાસનું સ્થાન છે. વળી શાસ્ત્રોનું સ્મરણ રાખનાર, સારી બુદ્ધિવાળો, સ્વભાવથીજ દયાળુ, કંઇ અણગમતું થાય તો પણ ઈર્ષ્યા નહિ કરનારો એવો બ્રાહ્મણ વિશ્વાસનું પાત્ર છે. એક કામપર બે કે ત્રણ અધિકારીઓ નહિ નીમતાં એકજ અધિકારી નીમવો જોઇએ. અને તે પણ ઉત્તમ બુદ્ધિ અને ઉત્તમ આચારવાળો હોય તેનેજ નીમવો કારણ કે તેવો અધિકારીજ લોકોનું કલ્યાણ કરી શકે છે, અને તેથી તેનાપર પણ વિશ્વાસ રાખવો એમાં હરકત જેવું નથી. ક્ષુદ્ર મનના અધિકારીઓપર કદી વિશ્વાસ રાખવો નહિ કારણ કે તેવા વિશ્વાસનો ગેર લાભ લઇ તેઓ પ્રજાનું અકલ્યાણ કરે છે અને રાજાના અપયશને ફેલાવે છે.

## રાજાના સંબંધીઓ કેટલે અંશે ઉપયોગી છે.

યુધિષ્ટિર! રાજાએ પોતાનાં સગાં સંબંધીઓને સારાં વચનોથી અને બની શકે એવા બીજા પ્રકારોથી રાજી રાખવા. પણ અગત્યનાં રાજકાર્યોમાં તેઓને જોડવા નહિ. કારણ કે તેઓ દિલ દઇને કામ કરતા નથી. પોતાને માન મળે તે વાત તેઓના મનપર આવતી નથી પણ જરા જેટલું પણ અપમાન થાય તો તે વાતનો દ્વેષ તેઓ ઘણો મોટો રાખે છે. વળી તે સઘળામાં અમુક અમુક પ્રકારની એંટ હોય છે તેને લીધે તેઓ રાજ્યના સુખીને દિલ દઇને મદદ કરી શકતા નથી. કારણ કે તેઓ પોતપોતાની બાબતમાંજ ગુલતાન હોય છે. વળી સગાસગામાં જ્યારે કલેશ થાય છે ત્યારે તેઓને સાચું અને સારૂં કહેતાં પણ એમાંથી એક તો અવશ્ય શત્રુપણું ધરે છે. પોતાના બન્ને દીકરા સામસામે જુગાર રમવા બેસે તે વખતે તેની માતા જેવી મુશ્કેલીમાં આવી પડે છે. તેવીજ મુસ્કેલીમાં પરસ્પર સ્પર્દ્ધા કરતા સંબંધીઓને અધિકારોપર નીમવાથી રાજા આવી પડે છે.

## પોતાના હિતચિંતકોનો બચાવ કરવાની જરૂર.

રાજાએ પોતાના ખરા હિતચિંતકની રક્ષામાં સદૈવ રહેવું. કારણ કે ચોરી કરનારા કારભારીઓ અને બીજા પણ નોકરો તેને પીડા કરે છે.

પૂર્વે કોશલ દેશના રાજા ક્ષેમદર્શીના રાજ્યમાં કાલકવૃક્ષીય નામના મુનિ પોતાના હાથમાં પીંજરાની અંદર કાગડાને લઇને આવ્યા અને કહેવા લાગ્યા કે આ કાગડો ભૂત-ભવિષ્ય સઘળું જાણે છે. આમ કહી રાજાની સભામાં જેઓ રાજાનું ધન ચોરી જતા હતા તેઓનાં નામ પેલા કાગડાથી લેવરાવી દીધાં. જેઓનાં નામ લેવાયાં તે બધા ઝાંખા પડી ગયાં. રાત્રિ વખતે જ્યારે તે મુનિ સુઇ ગયા ત્યારે તે ચોર અધિકારીઓએ પેલા કાગડાને મારી નાખ્યો. કાલકવૃક્ષીય મુનિએ સવારમાં રાજા પાસે આવી કહ્યું કે તારા ચોર અધિકારીઓએ મારા કાગડાને મારી નાખ્યો માટે હવે હું જાઉં છું. કારણ કે તેઓ મને પણ મારી નાખશે. હું તારા પિતાનો પરમમિત્ર કાલકવૃક્ષીય નામનો મુનિ છું તે તારૂં હિત કરવા આવ્યો હતો. પણ તું મારી રક્ષા ન કરી શકે તો મારા કાગડાની પેઠે હું પણ માર્યો જાઉં. ક્ષેમદર્શીએ તેનો ઉપકાર ગાની રક્ષણ કરવાનું વચન આપતાં તેના રાજ્યમાં જેટલા જેટલા ચોર અધિકારીઓ હતા તેને દૂર કરી તે મુનિએ રાજાને ચક્રવર્ત્તી પદપર પહોંચાડ્યો. માટે રાજાએ પોતાના ખરા હિતચિંતકની સાવધાનપણાથી રક્ષા કરવી

## સલાહ લેવાનાં સ્થાનો.

જે પુરૂષ મર્યાદાવાળો, જિતેંદ્રિય, સત્યવક્તા અને યોગ્ય માર્ગગામી હોય તેમજ ન્યાય અને અન્યાયને સમજી શકવાની સાથે પોતાનો તે સંબંધી મત સ્વતંત્રપણે કહી શકે તેવો હોય તેજ રાજસભામાં સભાસદ થવાને લાયક છે. શૂરવીર, શાસ્ત્રોને જાણનાર, સંતોષી અને સદૈવ ઉત્તમ કર્મ કરનારો પુરૂષ રાજાએ આપત્તિના વખતમાં પણ સલાહ લેવાને લાયક છે. કુળવાન, પોતાના દેશનો નિવાસી, સારી આકૃતિવાળો અને કેળવાયેલો પુરૂષજ રાજાના દરેક કામમાં નોકરી કરવાનેજ લાયક છે. યુધિષ્ટિર ! અકુલીન, લોભી, નિર્દય અને નિર્લજ નોકરો રાજાની ઉદારતા દેખે ત્યાં સુધીજ પોતાનો સ્વાર્થ સાધવા નોકરી કરે છે. પણ રાજા જ્યારે કાંઇ મુશ્કેલીમાં આવે છે તે વખતે તેઓ તેને વગર સંકોચે છોડીને ચાલ્યાજ જાય છે. ઉંચા કુળમાં ઉત્પન્ન થયેલ, સદા આનંદવાળા, રાજાના મનના વલણને જાણી જનારા, કોમળ સ્વભાવવાળા, દેશ કાળને જાણનારા તથા માલેકના કામની ચડતી ચાહનારા નોકરો પોષણને લાયક છે તેમ ઇનામને પણ લાયક છે. જ્ઞાની, ગુરૂજનોની સેવા કરનાર, સદાચારી, ધર્માત્મા, સત્યવક્તા અને માલેકપર પ્રીતિવાળો મંત્રી રાજાને આપત્તિ કાળમાં પણ છોડતો નથી. અને જે નીચ, બુદ્ધિ વગરના ધર્માધર્મની મર્યાદાને નહિ જાણનારા અને સ્વાર્થી હોય છે તેઓ તો આપત્તિ કાળમાંજ છોડે છે કે તે કરતાં પણ આગળ વધે છે અ-

પોતે સામા પક્ષમાં ભળે છે. જે કારભારી બીકણુ હોય છે તે દરેક કામમાં સંદેહ ઉત્પન્ન કરે છે અને જે કારભારી પરંપરા વગરનો એટલે તદ્દન નવો હોય છે તે રાજ્યનાં નાનાં નાનાં કામોમાં છેક અંધસરખો હોય છે માટે તે બન્ને મંત્રી થવાને લાયક નથી. શત્રુ સાથે પ્રીતિ રાખનારો અને પ્રજાપર અપ્રીતિ રાખનારો કારભારી એકદમ દૂર કરવાનેજ લાયક છે. જે પુરૂષ ચાલાક હોય પણુ પ્રથમ કંઇ કારણુસર તેને અધિકારપરથી દૂર કર્યો હોય અને પાછો ફરીને અધિકારપર નીમેલ હોય તેની સાથે તેમજ બીજા પણુ અવિશ્વાસના કારણુરૂપ અવગુણુ ધરાવનારા અધિકારીથી રાજાએ કદી પણુ પોતાનાં ગુપ્ત કાર્યોની સલાહ કરવી નહિ.

## પ્રિય વચનનો પ્રભાવ.

યુધિષ્ઠિર! કપટ વગર પ્રિય વચનો બોલનારો રાજા પોતાના નોકરોમાં અને પ્રજામાં પ્યારો થાય છે. પૂર્વે ઇંદ્રે બૃહસ્પતિને પૂછયું કે સૌને પ્રિય થવા માટે અને કીર્તિ મેળવવા માટે સારૂં સાધન શું છે? બૃહસ્પતિએ જવાબ આપ્યો કે ઇંદ્ર! જે રાજા કપટ વગર પોતાના નોકરોને અને પ્રજાને પ્રિય વચનોથી બોલાવે છે તે તેઓને પ્રિય થાય છે અને મોટી કીર્તિ મેળવે છે. જે રાજા નિરંતર ભમરો ચડાવી કોઇની સાથે વાત નથી કરતો તે વગર કારણે સૌનો શત્રુ થાય છે. પ્રિય વચન વગરનું ઇનામ પણુ માણસને નથી ગમતું. શ્રેષ્ઠ કર્મની સાથે પ્રિય વચનો બોલવાં. એ સદૈવ રાજાની દૃઢતાનું કારણુ છે. કારણુ કે તેથી નોકરો તેમજ પ્રજાની રાજાપર મજબૂત પ્રીતિ ટકી રહે છે. આ પ્રસંગે બૃહસ્પતિનો ઉપદેશ સાંભળી ઇંદ્રે તેવો પ્રકાર અંગીકાર કર્યો. પાંડુ નંદન! તમારે પણુ તે બાબત ખાસ ધ્યાનમાં રાખવી.

## રાજધાની કેવી જોઇએ!

જ્યાં રાજાએ પોતાના પુત્ર, મિત્ર અને બાંધવો સહિત વસતું હોય, તે નગર એવું સુરક્ષિત હોવું જોઇએ કે જ્યાં શત્રુ ઘણી મહેનતે પણુ પહોંચી શકે નહિ. રાજધાનીને ફરતા પાંચ પાંચ યોજનમાં પરસ પરસ ઉંચા ઉંચા ટેકરાઓ હોવા જોઇએ શહેરને ફરતો મજબૂત કોટ અને તેને ફરતી ખાઇ તથા માટીનો ગઢ પણુ હોવો જોઇએ. રક્ષણુ માટે પૂરતું સૈન્ય સદૈવ તૈયાર રાખવું જોઇએ. ધાન્ય આયુધોનો જથ્થો કદી ન ખૂટે તેવી સગવડ રાખવી જોઇએ. હાથી, ઘોડા, રથ અને કારીગરો પુષ્કળ હોવા જોઇએ. શહેરમાં વેપારની ધમાલ મોટા પાયાપર ચાલે તેવી વેપારીઓને સગવડો આપવી જોઇએ. યજ્ઞાદિક સત્કર્મો અને વેદના ધ્વનિઓથી રાજનગર હંમેશ ગાજતું દેખાવું જોઇએ. રાજાએ પોતાની રાજધાનીમાં પુષ્કળ તોપો તથા બીજાં પણુ

વગું હથિયારો તેને લગતાં સાધનોનો સંગ્રહ કરીને રાખવાં, વૃક્ષોની, કુવાઓની અને તળાવોની રાજાએ સદા રક્ષા કરવી. આચાર્ય, ઋત્વિજ, પુરોહિત, તીરંદાજ, કારીગર, જ્યોતિષી, વૈદ્ય, શાસ્ત્રી તથા શૂર પુરૂષો એઓને પોતાના શહેરમાં રાજાએ સદા સત્કાર પૂર્વક રાખવા તથા દુઃખી, અનાથ, વૃદ્ધ અને વિધવાઓને આજીવિકા બાંધી આપવી. કારણ કે તેઓના આશીર્વાદથી રાજાના રાજ્યની મજબૂતી થાય છે.

## દેશ પાલનની વ્યવસ્થા.

યુધિષ્ઠિર ! સુરક્ષિત રાજ્યધાનીમાં રહી રાજાએ દેશ પાલનની એવી વ્યવસ્થા કરવી જોઇએ કે પોતાના તાબાના દરેક ગામમાં એક એક મુખીને નીમવો. તેવાં દશ ગામની ઉપર એક કારભારી નિમવો અને તે પેલા દશે મુખીનાં કામની તપાસ કરે. તેના ઉપર પણ વીશ ગામની સત્તા ધરાવનારો કારભારી નિમવો, તેન ઉપર સો ગામની તપાસ રાખનારો કારભારી નિમવો તથા તેના ઉપર હજાર ગામની સત્તાવાળો અધિકારી નિમવો. આમ ઉત્તરોત્તર વિશેષ સત્તાવાળા અમલદારો નિમવા, એટલે એક ગામની સત્તાવાળો પોતાનું તમામ કામ દશ ગામની સત્તવાળા કારભારીને નિવેદન કરે, તે વીશ ગામવાળાને, વીસ ગામવાળો સો ગામવાળાને તથા સો ગામવાળો હજાર ગામવાળા અધિકારીને પોતાનું કામ નિવેદન કરે. તે મુખ્ય કારભારી સઘળી વાત રાજાના કાનપર નાખે. ખેડુતોપર, વેપારીઓપર અને કારીગરોપર એવા સહેલા કરો નાખવા કે જે તેઓનાં મર્મસ્થાનોને જરા પણ સ્પર્શ કરે નહિ અર્થાત્ તે આપવા તેઓને વસમા લાગે નહિ. તેવા કર ઉઘરાવતી વખતે હમેશાં ફરી ફરીને વિચાર કરવો કે જે કર લેવામાં આવે છે તે અયોગ્ય કે આકરા તો નથી ! કારણ કે અયોગ્ય અને આકરા કરોથી પ્રજા રાજાની શત્રુ થાય છે અને પ્રજાની શત્રુતા ધરાવનારો રાજા ક્યાંય કદી પણ કલ્યાણ પામ્યો પણ નથી અને પામશે પણ નહિ. સાવધાન બુદ્ધિવાળા રાજાએ હમેશ પ્રજાની ચડતીમાંજ પ્રસન્ન રહેવું પણ તેને ચુસી લેવાપર નજર રાખવી નહિ. પ્રજા જેમ જેમ વધારે વધારે લાભ મેળવતી જાય તેમ તેમ તેના પ્રમાણમાં રાજાએ વધારે લાભ લેવો એ યોગ્ય છે પણ પ્રજા પોતાની એની એ સ્થિતિમાં રહે અથવા દિન પરદિન દુબળી પડતી જાય અને રાજા તેની પાસેથી વધારે વધારે લાભ મેળવવાની ઇચ્છા કરતો રહે એના જેવું બીજું કંઈ પણ ભયંકર નથી.

મદ્યપાન કરનારા, વેશ્યાઓના ફંદમાં પડેલા, નીચ સ્વભાવથી ધર્મનો નાશ કરનારા, તથા કુટણી સ્ત્રી વગેરે દેશને પીડા કરનાર છે. માટે રાજાએ તેઓના પર ચાંપતી દેખરેખ રાખવી અને તેઓ કાંઇ અપરાધ કરે તો

તેઓને એવો દંડ આપવો કે તે ત્રાસથી તે બીજી વખત કોઇને કંઇ દુઃખ દે નહિ. એ લોકોને મર્યાદામાં રાખવાને બદલે તેઓને ઉત્તેજન મળે તેવું કરનારો રાજા નક્કી આ લોક પરલોક બન્નેમાં દુઃખી થાય છે. રાજા જેમ પોતાના દેશના ધર્મના ચોથા ભાગને ભોગવે છે તેમ તે દેશના પાપના ચોથા ભાગને પણ ભોગવે છે. ચોર અને ધુતારાઓપર પણ રાજાએ ચાંપતી દેખરેખ રાખવી અને અપરાધમાં આવતાં અપરાધના પ્રમાણમાં ત્રાસદાયક દંડ દેવો. ખેડુતોને હમેશાં સમર્થ રાખી તેઓના હાથથી ખેતીના ધંધાને વધારે વધારે ખીલવવાનો તેમ ઉપયોગી પશુઓની ઓલાદ સારા પાયાપર મજબૂત રહે અને વધતી રહે તેવી ગોઠવણ અને સગવડ કરી આપવી અને સમગ્ર પ્રજાનું હિતાહિત જોવા તરફ રાજ્યના શ્રીમંત ગૃહસ્થોને માન સહિત જોડવા એ પણ ઉત્તમ રસ્તો ગણાય છે. દેશમાં વનસ્પતિ અને ખાવા યોગ્ય ફળોનો કોઈ નાશ કરે એ બાબત રાજાએ જરૂર ધ્યાનમાં રાખવી. કારણ કે મૂળ અને ફળ એ બ્રાહ્મણોનુંજ ધન છે. તેથી તેણે ઉપયોગ કરતાં બાકી વધે તેનો બીજા લોકો ઉપયોગ કરે તેમ થવું જોઇએ. આજીવિકાના અભાવથી બ્રાહ્મણો દેશ છોડી બીજા દેશમાં જવાનું કરે તો તેમાં રાજાનું કલ્યાણ નથી.

## મુનિ ઉતથ્યે માંધાતાને આપેલો ઉપદેશ.

પૂર્વે માંધાતા રાજાને ઉપદેશ કરતાં અંગિરા વંશના ઉતથ્ય મુનિએ કહ્યું કે હે રાજા! રાજાનો જન્મ પોતાની ઇચ્છા પ્રમાણે સુખો ભોગવવા નહિ પણ કેવળ ધર્મના રક્ષણને માટેજ છે. જે રાજા લોક રક્ષા અને ધર્મપાલન કરે છે તેને માટે મોક્ષ તૈયાર છે અને અધર્મ કરે છે. તેને માટે નરક તૈયાર છે. રાજાના પ્રમાદથી જ્યારે ધર્મના રસ્તાઓ નાશ પામવા માંડે છે ત્યારે અધર્મ પ્રવર્તે છે, તેમાંથી ભય ઉત્પન્ન થાય છે, સ્ત્રી, ગાય, ખેતર વગેરેની માલેકી સ્થિર રહેતી નથી, લોકોમાં દેવતાઓ અને પિતૃઓનુ પૂજન થતું નથી, બ્રાહ્મણો વેદાભ્યાસ નથી કરી શકતા, યજ્ઞો બંધ પડી જાય છે અને શસ્ત્રોથી ઘાયલ થયો હોય તેમ સૌના ચિત્ત વ્યાકુળ રહે છે. એટલા માટે જેનામાં ધર્મની પાલન શક્તિ વિરાજમાન હોય તેજ રાજા કહેવાય છે. ધર્મનું ઉત્પત્તિ સ્થાન બ્રાહ્મણો છે એટલા માટે તેઓનો રાજાઓએ સદૈવ સત્કાર કરવો. વિરોચનના પુત્ર બલિ રાજાએ અજ્ઞાનથી બ્રાહ્મણોનો અનાદર કર્યો તેથી તેની ત્રણે લોકની લક્ષ્મી તેની પાસેથી ઇંદ્રની પાસે ગઇ. ત્યારે બલિ રાજાને મોટો પસ્તાવો થયો. અહંકાર એ અધર્મનો પુત્ર છે માટે રાજાએ પોતાના ચિત્તમાં અહંકારને પ્રવેશ કરવા દેવો નહિ. હે માંધાતા! જો તમે રાજ ગાદીપર લાંબો વખત રહેવા ચાહતા હો તો મદ્ય, વેશ્યા, કૃપણતા, અહંકાર, કપટ અને ક્રોધ એનો ત્યાગ કરો. જ્યારે અધ-

ર્મની વૃદ્ધિ થાય છે ત્યારે દેશમાં વર્ણસંકરો વધી પડે છે, . ગરમ ઋતુમાં ઠંડી પડે છે, ઠંડી ઋતુમાં ગરમી પડે છે, વરસાદ થતો નથી અથવા અતિ વૃષ્ટિ થાય છે, નવી નવી જાતના ઉગ્ર રોગો દેખાવ દે છે ધૂમ્રકેતુ અને બીજા ઘોર ગ્રહો આકાશમાં દેખાય છે, અને એ સિવાય રાજ્યની પાયમાલી સૂચવનારા બીજા પણ ઘણું ઉત્પાતો થતા જોવામાં આવે છે. રાજાના અધર્મે બીજ હાથી, ઘોડા ઉંટ, ખચ્ચર, ગધેડાં વગેરે બધા જીવો પીડા પામે છે. તમારા દેશમાં રાંકને તમારા અધિકારીઓથી પીડા ન થાય તેનું તમે ધ્યાન રાખો. કારણુ કે તેવા રાંકના નેત્રમાંથી આંસુઓની સાથે ગુપ્ત અગ્નિ ખરે છે જે અગ્નિ રાજાના વંશને બાળી નાંખે છે. રાજાના નોકરો અન્યાય કરે તેનું પાપ પણુ રાજાને શિર ચોટે છે. માટે અન્યાય કરનારા નોકરોને દંડ દઈ સદા દૂર કરવા જોઇએ. પોતાનો પ્રિયજન પણુ જો પાપાત્મા હોય તો રાજાએ તેને દંડ આપવો જોઇએ. મિત્રોની વૃદ્ધિ કરવી, શત્રુઓને પીડા દેવી અને સત્પુરૂષોનો સત્કાર કરવોએ રાજાઓનો ધર્મ કહેવાય છે. આ રાજ્ય એ કંઇ નાનો સુનો બોજો નથી. અસાવધ રાજા કદી પણુ તેને ઉઠાવી શકતો નથી. જે રાજા પોતાના અને શત્રુના દોષ દેખી શકતો નથી તે અસાવધ કહેવાય છે. આ પ્રમાણે સાંભળી માંધાતા રાજા તે પ્રમાણેજ વર્ત્યા અને તેથી સમગ્ર પૃથ્વીનો વિજય કરી આ લોકમાં સમગ્ર સુખો, યશ તથા પરલોકનાં સ્થાયી સુખોને મેળવવામાં શક્તિવાન થયા.

## મુનિ વામદેવનાં દિવ્ય વચનો.

વસુમાન રાજાએ પૂછયું કે હે મહર્ષિ આપ મને એવો ઉપદેશ કરો કે હું ધર્મથી ભ્રષ્ટ ન થાઉં. મુનિ બોલ્યા કે રાજન્! જેનો કારભારી દુષ્ટ અને પાપી હોય તે રાજા પોતાના કુટુંબ સહિત તરતજ પાયમાલ થઇ જાય છે. પોતાના ધનને સારે માર્ગે નહિ ખર્ચનારો, કેવળ સ્વેચ્છાચારી અને અહંકારી રાજા ચક્રવર્તી હોય તો પણુ દુઃખી થાય છે. માટે રાજાએ હમેશાં પોતાના મનને હાથ રાખવું અને ધર્મ કર્મોમાં પ્રવૃત્ત રહેવું તેથી યશ અને સદ્ગતિ એ બન્ને પ્રાપ્ત થાય છે. આવો રાજા નક્કી મોહું ઐશ્વર્ય મેળવે છે. જો રાજા ખરાબ રસ્તો લે છે તો તેની પ્રજા પણુ ધીમે ધીમે ખરાબ રસ્તો લે છે અને તેથી આખો દેશ અધર્મમાં ડુબે છે.

રાજાએ ઇચ્છા, ક્રોધ કે શત્રુતા આદિ કોઇ પણુ કારણથી કદી ધર્મને ન છોડવો, પ્રશ્નમાં ન્યાયથી વિપરીત્ત ઉત્તર ન આપવો અને ન બોલવા જેવી વાત ન કરવી અને ગુણોમાં દોષનું આરોપણુ ન કરવું. આ ગુણોથી શત્રુઓ પણુ સ્વાધીન થઇ જાય છે, પોતાનો જે નોકર બુદ્ધિમાન, આજ્ઞા પ્રમાણે વર્તનારો, પવિત્ર, સમર્થ અને પ્રીતિ રાખનારો હોય તેને ઉંચા અધિકાર

પર ચલાવનાર રાજા ચડતીને અનુભવે છે અને જે માણસ અસ્વસ્થ ચિત્તવાળો, લોભી, દુરાચારી, મૂર્ખ, સ્વચ્છંદી, કપટી. શાસ્ત્રોને નહિ જાણનાર, મોટું કામ આવી પડતાં દૂર ભાગનાર, મદ્યપાનમાં આસક્ત, જુગાર ખેલનાર, વ્યભિચારી અને હિંસાપરાયણ હોય તેને ઉંચા અધિકાર પર નિમવાથી રાજાને પડતીનો અનુભવ થાય છે, પરાક્રમીની સાથે શત્રુતા કરી એમ ન જાણવું કે હું તેનાથી દૂર છું. કારણ કે ગાફલ રાજાપર તેનો પરાક્રમી શત્રુ બાજ જેવી ઝડપથી આવી પડે છે. ધર્મથી પ્રજાનું પાલન કરવું, કિલ્લાઓથી રાજ્યની મજબૂતી કરવી, યુદ્ધ કરવું. સલાહ કરવી અને અપરાધીઓને દંડ દેવો આ પાંચ ઉપાયોથી રાજ્યની વૃદ્ધિ થાય છે. જે રાજા મિત્રોનાં વચનોને સાંભળતો નથી અને ધુતારાઓના બોલવાપર કાન દે છે. તે રાજા ગણાવાને લાયક રહેતો નથી. વળી જે રાજા પોતાના કુશળ કારભારાઓને દૂર રાખી નીચ પુરૂષોની સોબતમાંજ પોતાનો વખત ગાળે છે તે પણ નાલાયકપણાથી પાયમાલ થાય છે. વામદેવ મુનિનાં આ દિવ્ય વચનો રાજાએ પોતાના મસ્તક પર ચડાવ્યાં અને તે તેને ચિંતામણિ સમાન અર્થને આપવા વાળાં થયાં.

## ક્ષત્રિયોનો યુદ્ધમાં ધર્મ.

વળી ભીષ્મે ક્ષત્રિયોનો યુદ્ધમાં શું શું ધર્મ છે તેનું વર્ણન આપતાં કહ્યું કે માણસે ક્રોધ રહિત થઇને ખૂન કરવાની ઇચ્છા રહિત થઇને યુદ્ધ કરવું જોઇએ. યુદ્ધમાં અયોગ્ય લાભ લેવો નહિ. અથવા અશક્ત શત્રુપર ઘા કરવો નહિ. ઘાયલ થયો હોય તેને ઔષધોપચાર કરવો. અથવા તેને ઘેર પહોંચાડવો અને દુષ્ટ હોય તેઓને પણ વાજબી ઉપાયોથી શરણે લાવવા પાપકર્મથી વિજય મળે તેના કરતાં મૃત્યુ થાય તે ઉત્તમ છે.

યુધિષ્ઠિર! અધર્મથી મેળવેલો વિજય રાજાને કે પ્રજાને કોઇને સુખ કરતો નથી. એટલા માટે રાજાએ હમેશાં ધર્મથીજ વિજય મેળવવાનુંજ ધ્યાન રાખવું. વળી જે કોઈ શસ્ત્ર છોડી હાથ જોડી શરણે આવે તેને બીલકુલ દુઃખ દેવું નહિ. કોઇ જુલમી રાજાનો નાશ કર્યા પછી તેની ગાદીપર તેના યોગ્ય પુત્રનેજ બેસાડવો યુદ્ધ કરી વિજયમાં મેળવેલી રાજ્ય કન્યાઓને જો તેઓની હા હોય તોજ વરવું, નહિ તો તેઓને છોડી આપવી, બન્ને પક્ષ તરફથી યુદ્ધની તૈયારી થઈ ગઈ હોય પણ તેટલામાં સલાહ કરાવવા વાસ્તે જો કોઇ બ્રાહ્મણ વચમાં આવીને ઉભો રહે તો બન્ને પક્ષવાળાઓએ પોત પોતાનાં શસ્ત્રો તુરતજ પાછાં ખેચી લેવાં. જો કોઇ ક્ષત્રિય આવી મર્યાદાનો ત્યાગ કરે તો તે જ્ઞાતિમાંથી બહિષ્કૃત કરવા જોગ અને સભામાંથી પણ દૂર રાખવા યોગ્ય ગણાય છે. વિજય મેળવીને પણ અન્ન અને ઔષધીઓનું હરણ નજ કરવું. રાજા યુદ્ધ કરવામાં જે પાપ કરે છે તે પાપને પ્રજા રક્ષણ

રૂપ ધર્મથી તે ધોઇ નાખે છે. વળી બ્રાહ્મણ આદિની રક્ષાને માટે તે યુદ્ધ કરે છે તેમાં જે કાંઇ જીવઘાત થાય છે તેનું તેને પાપતો લાગતુંજ નથી પણ મોટું પુણ્ય મેળવે છે. યુદ્ધમાં મુશકેલીઓ વેઠવી એજ ક્ષત્રિયોનું મોટામાં મોટું તપ છે. જે ક્ષત્રિય ભયને લીધે પોતે પાછળ રહી બીજાઓને આગળ ચાલવા દઇ પોતાનો જીવ બચાવે છે તે ક્ષત્રિય પણાથી ભ્રષ્ટ થાય છે જ્યારે રાજા પોતે શરીર પણાથી સેનાના અગ્ર ભાગમાં ચાલે છે ત્યારે તેની સેના વિશેષ ઉત્સાહમાં આવી રાજાનું રક્ષણ કરવાની સાથે શત્રુઓનો પરાજય કરે છે. યુદ્ધમાં સાંમે પગલું મરવું એના જેવું ક્ષત્રિયને માટે બીજું કાંઇ પણ કલ્યાણ નથી. વાત, પિત્ત તથા કફના સપાટામાં આવીને અને સંબંધીઓ ઘેરીને બેઠાં હોય એવી રીતે ઘરની અંદર શય્યાપર પડીને મરવું એ બનાવ ક્ષત્રિયને માટે મોટામાં મોટા શોક કરવા જોગ છે. પોતે જીવવાની લાલચને બાજુપર છોડી પીઠ નહિ બતાવતાં જે ક્ષત્રિય ધર્મ રક્ષણ વાસ્તે યુદ્ધમાં દેહ ત્યાગ કરે છે તે ઇંદ્રની સમાનતાને પામે છે.

પૂર્વે નાભાગ રાજાનો પુત્ર, પ્રખ્યાત રાજા અંબરીષ જ્યારે સ્વર્ગમાં ગયો ત્યારે તેણે પોતાના સેનાપતિ સુદેવને પોતાના કરતાં પણ ઘણી ઉંચી પંક્તિમાં ઇંદ્રની નજીકમાં બેઠેલો જોયો. અંબરીષને અતિ આશ્ચર્ય થયું અને તેણે વિચાર કર્યો કે આ સુદેવ મારો આશ્રિત છતાં મારા કરતાં ઉચ્ચ સ્થાનને કેમ પામ્યો હશે? આમ વિચારી તેણે ઇંદ્રને પૂછ્યું કે દેવેંદ્ર ! આ સુદેવ સેનાપતિ છતાં અને હું તેનો રાજા તે કોઇ પણ અયોગ્ય કાર્યમાં લપટેલો નહિ છતાં તેને મારા કરતાં ઉંચું સ્થાન શા કારણથી મળ્યું છે? આ વાત માત્ર સંદેહથી પૂછુંછું. મારા મનમાં તેને માટે ઇર્ષ્યા જરા પણ નથી. મેં ઘણા યજ્ઞો કરેલા છે અને આ સુદેવે તો તેવું કંઇ પણ કરેલું નથી. આ સાંભળી ઇંદ્ર બોલ્યા કે રાજન્! આ તમારો સેનાપતિ સુદેવ ક્ષત્રિયને યોગ્ય એવા યુદ્ધમાં તમારા કરતાં વધી ગયો છે અને તેજ કારણથી તે ઉંચાં સ્થાનને પામેલ છે. આ સાંભળી અંબરીષને આશ્ચર્યની સાથે આનંદ થયો અને સુદેવને તેણે ધન્યવાદ આપ્યો.

### બૃહસ્પતિએ ઇંદ્રને આપેલો બોધ.

કોઇ વખતે ઇંદ્રે બૃહસ્પતિને પૂછ્યું કે ગુરૂ દેવ! વિજય લક્ષ્મી કયા પ્રકારથી મારો ત્યાગ ન કરે તે આપ કહો. બૃહસ્પતિ બોલ્યા કે સુરેંદ્ર! સેનાને કપાવી વિજય મેળવવો એ ઉત્તમ ગણાતો નથી. શત્રુપર વિજય મેળવવા માટે રણસંગ્રામ કરવા તરત દોડી જવું અને તેવી રીતે શત્રુને સાવધાન કરવો એ તો અજ્ઞાની લોકો કરે છે. ક્રોધ, ભય અને પ્રસન્નતા એ ત્રણેને છુપાવી વિશ્વાસ રહિત થઇ વિશ્વાસુની પેઠે શત્રુનું સેવન કરવું, સેવન

કરતાં પ્રિય વચનો બોલવાં. અપ્રિય વચનો કદી ઉચ્ચારવાં નહિ. તેની સેનાના બળથી વાકેફ થવું અને સેનાની પોતા તરફ લાગણી કરવી. અને પોતાનો વખત આવે ત્યારે તે શત્રુને દબાવવો, સમય હોય ત્યારે શત્રુને આધિન બની જવું અને સમય આવે ત્યારે પોને શત્રુને આધીન કરી લેવો, યુદ્ધ કરી પરાસ્ત કરેલા શત્રુઓ રાત્રિ દિવસ મોટી ચિન્તાનું કારણ થઇ પડે છે કારણ કે તેઓ યુદ્ધમાં હારી જવા છતાં એટલા બધા અશક્ત નથી બનતા કે તેઓ ફરીને કાંઇ તૈયારી ન કરી શકે. પણ ઉપર જે ઉપાય બત્તાવ્યા છે તેથી જે શત્રુ ફરી ઉભો થઇ શકતો નથી. અને તેને લીધે એ ઉપાયમાં પ્રવીણ હોય તેની વિજય લક્ષ્મિ સ્થિરજ રહે છે.

## ક્ષેમ દર્શી રાજાને કાલકવૃક્ષીય મુનિની સલાહ.

યુધિષ્ઠિરે પૂછયું કે પિતામહ! ઉદ્યોગ કરવા છતાં નિરાશ બનારા રાજાએ શું કરવું? ભીષ્મ બોલ્યા કે ક્ષેમદર્શી રાજાની પોતાની એજ પ્રમાણે સ્થિતિ થઇ પડી હતી ત્યારે તેણે કાલકવૃક્ષીય મુનિને પોતાનું હિત પૂછતાં તે મુનિએ તેને કહ્યું હતું કે રાજા!- આવા વખતમાં પ્રથમ તો આ વિચાર હમેશા મન ઉપર તાજેતરજ રાખવો જોઇએ કે હું અને મારૂં એ સઘળું નાશવંત છે. જે વસ્તુ હાથથી જતી રહે અને જે વસ્તુ ઇચ્છવા છતાં પ્રાપ્ત ન થાય તેને માટે એમજ માની લેવું કે એ કંઇ મારૂં છે જ નહિ. આમ ધારી મનમાં ઉત્સાહ રાખી જે થાય તે ઉદ્યોગ ચાલુ રાખવો તેથી નિષ્ફળ અને નિરાશ દશામાં પણ સુખ પ્રાપ્ત થાય છે આ સિવાય રાજાએ પોતાની રાજ લક્ષ્મી મેળવવા આવા ઉપાયો પણ કરવા જોઇએ કે વખત વર્તીને શત્રુને પણ હાથ જોડવા અથવા એક શત્રુને બીજા શત્રુથી લડાવવાની યુક્તિ કરી બન્નેને નબળા પાડી પોતાનું કામ કાઢવું અથવા શત્રુ પાસે રહી તેને સહાય વગરનો કરવો કે કોઇ વ્યસનમાં ચડાવી દેવો જેથી તે આપો આપ નબળો પડી જાય. ક્ષેમદર્શી રાજા બોલ્યો કે મુનીશ્વર? હું છળ કપટથી સુખ ભોગવવા ઇચ્છતો નથી. હું તો જેમાં સૌનું કલ્યાણ થાય અને મારી પણ અભિવૃદ્ધિ થાય એમ ઇચ્છુંછું. આમ સાંભળી મુનિ બહુ પ્રસન્ન થયા અને બોલ્યા કે જો એમ છે તો઼ઘણું સારૂં છે. એવી રીતે અભિવૃદ્ધિ પામેલ રાજાને પડવાની શંકા પણ નથી રહેતી. હવે હું તારૂં કલ્યાણ કરીશ. આમ કહી તેના શત્રુ જનક રાજાને પોતાની પાસ બોલાવી કહ્યું કે ક્ષેમદર્શી રાજા ઉત્તમ ક્ષત્રિય છે માટે તમે તેની સાથે સંધિ કરો. મુનિનાં વચનથી પ્રસન્ન થઇ જનકે ક્ષેમદર્શી રાજાને કહ્યું કે રાજન્! તમારી પવિત્ર બુદ્ધિને ધન્ય છે. હું પરાક્રમથી જીત્યા હોઇશ. તમે

પોતાના ગુણોથી મને જીતી લીધો છે. આથી હું તમારી પણ અવગણના નથી કરતો કારણ કે જય પરાજય એ ક્ષત્રિયોને માટે નિમીત નથી. આમ કહી કાલકવૃક્ષીય મુનિને સાથે જનક રાજાએ ક્ષેમદર્શી રાજાને પોતાની કન્યા પરણાવી અને તેની રાજધાનીમાં મોટી ધામધૂમ તથા મોટી સંપત્તિ સહિત પાછી તેની પ્રતિષ્ઠા કરી.

## ગુરૂજનો તરફ ભક્તિભાવ.

ભીષ્મ બોલ્યા કે પુત્ર ! જે રાજા માતા પિતા અને ગુરૂજનોનો સત્કાર કરે છે તે આ લોકમાં યશસ્વી અને પ્રતાપી નિવડી પરલોકમાં સદ્‌ગતિને પામે છે. ગુરૂજનોની આજ્ઞાનું પાલન કરવું એ મોટા કલ્યાણનું મૂળ છે. ગુરૂજનોની આજ્ઞા એજ મુખ્ય ધર્મ ગણાય છે. માતા, પિતા અને ગુરૂ એ ત્રણે આશ્રમ રૂપ, વેદરૂપ અને અગ્નિ રૂપ છે. પિતા ગાર્હસ્પત્ય અગ્નિ રૂપ છે. માતા દક્ષિણાગ્નિ રૂપ છે અને ગુરૂ આહવનીય અગ્નિ રૂપ છે આ ત્રણે અગ્નિની, વગર ભ્રાંતિએ ઉપાસના કરનારાના ત્રણે લોક સુધરે છે. પિતાના પૂજનથી આ લોક સુધરે છે. માતાના પૂજનથી પરલોક સુધરે છે. અને ગુરૂના પૂજનથી બ્રહ્મલોક પ્રાપ્ત થાય છે. જેઓ પોતાનાં ગુરૂજનોને પૂજે છે તેઓ ત્રણે લોકમાં અપાર સત્કાર પામે છે અને જેઓ નથી પૂજતા તેઓનાં સર્વ સત્કર્મો નિષ્ફળ થાય છે. માતા, પિતા અને ગુરૂની ભક્તિ કરવી એને હું આ લોકમાં સર્વ સત્કર્મો કરતાં વિશેષ ઉત્તમ ગણું છું વેદ પાઠી દશ બ્રાહ્મણો કરતાં આચાર્ય અધિક છે, દશ આચાર્ય કરતાં ઉપાધ્યાય અધિક છે, દશ ઉપાધ્યાય કરતાં પિતા અધિક છે અને પિતા કરતાં પણ દશગણી ભક્તિ કરવાને યોગ્ય માતા છે, વિદ્વાન મનુષ્ય પણ માતા પિતા અને ગુરૂમાં ભક્તિભાવવાળો ન હોય તો તેની વિદ્યાને ધિક્કાર છે. આ ગુરૂ ભક્તિ રૂપ ધર્મ કરતાં બીજો કોઇ પણ ધર્મ અધિક નથી

## સત્ય અને હત્યા એઓના સંબંધમાં સૂક્ષ્મ વિચાર.

યુધિષ્ઠિર ! આ સંસારમાં સત્ય વચન એ ધર્મનું પહેલું સાધન છે. પણ જ્યાં મુંગા રહેવાથી કોઇનો જીવ બચતો હોય ત્યાં કાંઇ પણ ન બોલવું. અગર કાંઈ ન બોલવાથી પણ શંકા થઇ કોઈનો જીવ બચતો હોય ત્યાં વખતે મિથ્યા વચન બોલવું અને તે મિથ્યા વચન એવે સ્થળે સત્યવચન બરોબર ગણાય છે. પ્રાણ સંશય અને વિવાહ પ્રસંગ એ બે સ્થળે મિથ્યા વચન બોલવામાં દોષ નથી પણ તે સિવાય જો કોઈ કોઇના લાભને માટે ખોટી સાક્ષી પૂરે તો તે મોટામાં મોટું પાપ છે, ખોટી સાક્ષીએ રાક્ષસી કર્મ છે અને એવાં રાક્ષસી કર્મ કરનારને તો મોટો દંડજ દેવો જોઇએ. કોઇની હત્યા કરવી એ જો કે મોટું પાપ છે પણ પાપી પુરૂષ છે તેને તો

મારવોજ જોઇએ. એને મારવાનું કાંઇ પણ પાપ લાગવુંજ નથી. કારણ કે પોતાનાં પાપોથી તે મરેલો છે. એવો માણસ વધારે વખત આ સંસારમાં રહી પોતાનું તેમજ સંસારનું વધારે અકલ્યાણ કરે અને એટલા માટે તેની હત્યા એ હત્યા રૂપ નથી પણ તેના અને સંસારના કલ્યાણ રૂપ છે. માટે રાજાઓએ સત્યના તથા હત્યાના રૂપને અને તેના અપવાદોને જાણી રાજ્ય નીતિમાં પ્રવૃત્ત રહેવું જોઇએ.

## આપત્તિઓને તરવાના ઉપાય.

યુધિષ્ઠિરે પૂછ્યું કે પિતામહ! આપત્તિઓ તરવાના ઉપાય કહો. ભીષ્મ બોલ્યા કે શાસ્ત્રોક્ત આશ્રમોમાં બુદ્ધિને અનુસરી નિવાસ કરવાથી બ્રાહ્મણો આપત્તિને તરે છે. જેની બુદ્ધિની વૃત્તિઓ નિયમમાં રહે છે અને જે પોતાની ઇંદ્રિયોને આધીન રાખી શકે છે તે આપત્તિને તરે છે. પોતાની બીજાઓ નિંદા કરે છતાં જેઓ બીજાની નિંદા નથી કરતા, પોતે બીજાઓથી દુઃખ પામે છતાં બીજાઓને દુઃખ નથી દેતા અને બીજાઓ પાસેથી દાન નહિ લેતાં પોતે બીજાઓને દાન કરે છે તે આપત્તિથી તરે છે. અતિથિઓનો સત્કાર કરનાર, બીજાના ગુણોમાં દોષોનું આરોપણ નહિ કરનાર અને સદા વેદપાઠનો અભ્યાસી હોય તે આપત્તિને તરે છે. ધર્મમાં કુશલ, માતા પિતાની સેવા કરનાર અને દિવસની નિદ્રા નહિ કરનાર હોય તે આપત્તિને તરે છે. મન, વચન અને કર્મથી પાપનો ત્યાગ કરનાર અને પ્રાણીઓને નહિ સંતાપનાર હોય તે આપત્તિને તરે છે. જે રાજા રજોગુણને આધીન ન થાય, કોઇનું ધન હરવાની ઇચ્છા ન કરે અને ઇંદ્રિયોને નિયમમાં રાખે એ આપત્તિઓને તરે છે. જે પુરૂષ અગ્નિમાં હોમ કરનાર અને ઋતુકાળમાં પોતાની ધર્મપત્નીનો સંગ કરનાર હોય તે આપત્તિઓને તરે છે મૃત્યુના ભયને છોડી ધર્મ યુદ્ધમાં સામે ચાલનાર શૂર પુરૂષ આપત્તિઓને તરે છે. પોતાનાં પ્રાણ જવાની દરકારને છોડીને પણ સાચું બોલનાર તથા બીજાઓના પ્રાણને બચાવનાર હોય તે આપત્તિઓને તરે છે. સત્ય પ્રયોજનવાળાં કાર્યો કરનાર તથા ધન વગેરેને સુરક્ષિત રાખનાર આપત્તિઓને તરે છે. અનધ્યાયના દિવસોમાં વેદપાઠ નહિ કરનાર અને તપોનિષ્ઠ વેદપાઠી બ્રાહ્મણ મોહોટી આપત્તિઓને પણ તરી જાય છે. જે બ્રહ્મજ્ઞાન વિદ્યામાં અને વેદવ્રતમાં પરાયણ હોય તથા બ્રહ્મચર્યવ્રત પાળનાર હોય તે આપત્તિઓને તરેછે જેના રજોગુણ અને તમોગુણ શાંત થઇ ગયા છે તથા જેમાં સત્ત્વગુણનો પ્રકાશ વર્ત્તી રહ્યો છે તે આપત્તિઓને તરે છે. જેનાથી બીજાને ભય નથી થતો તથા સમગ્ર લોકને જે પોતાના આત્મારૂપ જાણે છે તે આપત્તિથી તરે છે. જે બીજાની ચડતી જોઇને બળતરા નથી કરતો તથા વિષયોમાં આસક્તિ નથી

રાખતો તે આપત્તિને તરે છે. જે શાંત પુરૂષ શ્રદ્ધાથી સર્વ દેવતાઓને નમસ્કાર કરે છે અને સર્વ ધર્મોને સાંભળે છે તે આપત્તિને તરે છે. જે પોતે માનનો ભૂખ્યો નથી અને બીજાને માન આપે છે તથા યોગ્ય પુરૂષોને નમન કરે છે તે આપત્તિને તરે છે. સંતતિના કલ્યાણ માટે જે પવિત્ર ચિત્તથી તે તે તિથિમાં શ્રાદ્ધો કરે છે તે આપત્તિને તરે છે. જે ક્રોધને રોકી ક્રોધ યુક્ત પુરૂષને શાંત કરે છે તે આપત્તિને તરે છે. જે પુરૂષ જન્મથી માંડી મરણ પર્યંત માંસ અને મદિરા ત્યાગ કરે છે તે આપતિને તરે છે. જેનું જમતું કેવળ શરીર નિર્વાહ માટે, જેનો સ્રીસંગ ફક્ત સંતાનની ઉત્પત્તિને માટે અને જેની જીભ ફક્ત સત્ય વચન બોલવાને માટે છે તે આપત્તિને તરે છે, અને જેઓ નારાયણની ભક્તિ કરે છે તેઓ સમગ્ર આપત્તિઓને તરી જાય છે.

## એક પવિત્ર શિયાળ માટે ચાલેલો પ્રપંચ.

યુધિષ્ઠિર બોલ્યા કે પિતામહ! કેટલાક લુચ્ચા લોકો ઉપરથી ભલા જેવા અને કેટલાક ભલા લોકો ઉપરથી કઠીન સરખા દેખાય છે તેઓ ખરા રૂપમાં કેમ ઓળખાય? ભીષ્મ બોલ્યા કે પુત્ર! એ બાબતમા હું તમને ઇતીહાસ કહુંછું તે સાંભળો. પ્રાચીન કાળમાં પૂરીકા નામની નગરીની અંદર પૈરક નામે રાજા હતો તે બીજાની હિંસા કરવામાં કઠોર નિર્દય અને નીચ હોવાથી જ્યારે તેનો મનુષ્ય દેહ છૂટયો ત્યારે તેના કર્મને અનુસાર તેનો શિયાળ જાતીમાં જન્મ થયો પણ કોઇ પુણ્યના યોગથી તેને પુર્વ જન્મનુ સ્મરણ રહ્યું આથી તેણે વૈરાગ્યને લીધે પોતાનો જાતિ સ્વભાવ છોડી એટલે માંસ ભક્ષણ કરવાનુ મુકી દઇ કેવળ ફળ ખાઇને રહેવા માંડયું તે જોઇ તેની જાત વાળા તેને ઘણું ઘણું સમજાવવા લાગ્યા તો પણ શીયાળે પોતાની ઉત્તમ વૃતીનો ત્યાગ ન કરયો એ જોઇ એક વાઘ તેની પાસ આવ્યો અને તેને પવીત્ર અને પંડિત જાણી પોતાનો પ્રધાન બનાવ્યો અને કહયું કે તું જ્ઞાની છે માટે મારી સાથે રહે કારણ કે હું બહુ ક્રોધીછું તેથી તું જો મારી સાથે હશે તો મને હીતનો રસ્તો બતાવીશ. આ સાંભળી તે પવિત્ર શિયાળ તેનો કારભારી થઇને રહ્યો ને તે વાઘને તેણે કહ્યું કે હું તમારો કારભારી થઇને રહુંછું પણ હું સુખ ભોગ અને ઐશ્વર્યને ચાહાનારો નથી તેથી તમારા નોકરોને હું પસંદ નહિ પડું જેથી એમ પણ બને કે તેઓ આપણ વચ્ચે શત્રુતા કરી દે હું તમારા બીજા કોઇ કારભારી સાથે કાંઇ વત ચિત કરવા નહી જાઉં હું કદી પણ ખટપટ કરવાનો નથી. ફક્ત એકાંતમાં તમને હિત વચન કહેવાનું કામ કરીશ. કોઇને મારવાની બાબતમાં હું સલાહ નહિ આપું અને વળી તમારાથી ક્રોધ યુક્ત થઇ મારા દેખતાં કોઇને દંડ દેવાશે નહિ. વાઘે એ

બધી બાબતો કબુલ કરી અને શિયાળે કારભાર ચલાવવા માંડયો. થોડાજ વખતમાં તે વાઘના જેટલા ખટપટી નોકરો હતા તે બધા શિયાળનાં વિરોધી થઇ પડયા. તેઓ પ્રથમ પોતાનો સ્વાર્થ સાધવાની પોતાની ઇચ્છાને જોઇએ તે ખુશીથી પૂરી પાડતા પણ આ પવિત્ર પ્રધાન આવ્યા પછી તેઓ તેમાં ફાવી શક્યા નહિ. તેથી તેઓએ સાથે મળી તેની પવિત્રતાપર દુષણ દેવા વાસ્તે વાઘને પોતાને માટેનું માંસ હતું તેમાંથી થોડું લઇ એ શિયાળને રહેવાના સ્થાનપર તે ન જાણે તેમ રાખી દીધું જયારે વાઘે પોતા માટેનું માંસ ન દીઠું ત્યારે નોકરોને હુકમ કર્યો કે માંસ ચોરી જનારને શોધી કહાડો તુરતજ પેલા ખટપટી લોકોએ તે પવિત્ર શિયાળની વાત હાથ ધરી અને કહ્યુંકે જેને આપ પંડિત અને જ્ઞાની માનોછો તેણેજ એ માંસ પોતાને ખાવા વાસ્તે છુપાવ્યું છે. એ કેવળ વાતોથીજ પવિત્ર છે. બાકી કર્મોથી અપવિત્ર છે. જે આપના ભોજનની પણ ચોરી કરે તે બીજું શું ન કરે આમ કહી તેના નિવાસ સ્થાનમાં પડેલું પેલું માંસ દેખાડી તેની પાશે હાજર કર્યું. વાઘે ક્રોધાવિષ્ટ થઇ તેનો મારીનાંખવાનો હુકમ આપ્યો પણ તેટલામાં તેની મા—વાઘણ ત્યાં આવી પહોંચી અને તેણીએ પોતાના પુત્રને નીચે પ્રમાણે શિખામણ આપી.

દીકરા! આ કામ કરવું એ તને લાયક નથી. કારણ કે પવિત્ર રાજાઓ પણ દુરાત્માઓના કુકર્મથી દોષિત થાયછે. અધીકાર એજ મોટી ઇર્ષ્યાનું મૂળછે. અધીકારપર આવવાથી પવિત્ર અને સ્વકર્મ નિષ્ટ નોકરો કે વનવાસી પવિત્ર મુનિ પણ દ્વેશોના ભોગ થઇ પડેછે. આ વાત તારે કદી પ્રણ ભુલવી ન જોઇએ કે પવિત્ર લોકોની તરફ અપવિત્ર લોકો, પરાક્રમી લોકોની તરફ નપુંસક સરખાઓ, પંડિતોની તરફ મૂર્ખો અને ધનવાનોની તરફ નિર્ધન લોકો હમેશાં શત્રુતા ભરી નજરથી જુવે છે. બૃહસ્પતિએ કહ્યું કે મૂર્ખ, લોભી, કપટથી પોતાની આજીવિકા ચલાવનારા અને પોતાનામાં કંઇ વિલક્ષણ જવેરાત માનનારા ઘણા નીચ લોકો નિર્દોષને પણ દોષવાન કરે છે. જેને તું પવિત્ર ગણતો તેણે પણ તારૂં માંસ ચોર્યું તો પછી તારે વિચાર કરવો જોઇએ કે લુચ્ચા લોકો ઉપરથી ભલા જેવા અને ભલા લોકો ઉપરથી કઠિન દેખાય છે આ વાત નક્કી છે અને જ્યારે આમ છે ત્યારે પછી હરકોઇને ચાહતી વખતે કે તેનો દ્વેષ કરતી વખતે પણ પ્રથમ તેની બરાબર પરીક્ષા કરી તેને ખરા રૂપમાં ઓળખવો જોઇએ. પ્રથમ પરીક્ષાથી નક્કી કરીને કૃપા અને દંડ કરનાર રાજાને કદી પણ પસ્તાવો કરવાનો વખત આવતો નથી. રાજાને પવિત્ર અધિકારી ઘણી મુશકેલીથી મળે છે. જે રાજા બીજાઓના દોષને લીધે પોતાના પવિત્ર અને હિતચિંતક મંત્રીને દંડ

દે છે, તે નીચ કારભારીઓવાળો રાજા થોડી મુદતમાંજ પાયમાલ થાય છે. માટે તારા કારભારી એ શિયાળને તું વગર વિચારે મારવાનો હુકમ કર નહિ.

વાઘણનું આ બોલવું પૂરૂં ન થયું તેટલામાં તે શિયાળના શત્રુ સમૂહમાંથી કોઈ ધર્માત્માએ આગળ આવી જે ખરી હકીકત હતી તે કહી. આથી શરમીંદા થએલા તે વાઘે એ શિયાળને દંડથી મુક્ત કરી પાછો પૂર્વે કરતાં પણ તેનો વિશેષ સત્કાર કર્યો. પરંતુ આ વખતે તે શિયાળની આંખોમાં આંસુઓ આવી ગયાં અને તે બોલ્યો કે હું હવે અહીં રહીશ નહિ. તમે મારી પરીક્ષા કરી મને પવિત્ર જાણી આ અધિકારપર માન આપી રાખ્યો હતો, છતાં નીચ અધિકારીઓની ખટપટથી મારૂં અપમાન કર્યું જેને રાજાએ સભાની અંદર જાહેર માન આપ્યું હોય તેનુંજ ઉતાવળાપણે જાહેર અપમાન કરવું એ રાજાને કદી પણ યોગ્ય નથી. હવે મને તમારાપર અગાઉ હતો તેવો વિશ્વાસ તો કદી આવેજ નહિં. મિલાપ અને વિરોધ એ બન્ને વાતને કોઇ પણ કદી નિભાવી શકતુંજ નથી. રાજાઓનું ચિત્ત ઘણે ભાગે સ્થિર નથી હોતું. પણ આ વાત પણ નક્કી છે કે વગર વિચારે કોઇને અધિકારપર ચડાવી દેવો, ઉતારી પાડવો કે કોઇનું ભૂંડું કરી નાંખવું એ બુદ્ધિની ન્યૂનતા છે. આમ કહી તે પવિત્ર શિયાળ ત્યાંથી નિકળી ગયો અને વૈરાગ્યથી અનશન વ્રત ધારણ કરી દેહનો ત્યાગ કરી સ્વર્ગમાં ગયો.

## આળસુ થવાનું માઠું પરિણામ—એક ઉંટનું મૃત્યુ.

જે રાજા આળસને લીધે પોતે એકને એક ઠેકાણે પડયો રહે અને પોતાનાં સઘળાં કામકાજો પોતાને મ્હેનત પડયા વગરજ થયે જાય એવી ઇચ્છા રાખે છે તેનું પરિણામ વિનાશ વગર બીજું કાંઇ આવતુંજ નથી. પૂર્વે એક ઉંટ વનમાં મોટું તપ કરતાં બ્રહ્માએ પ્રસન્ન થઈ તેની પાસે આવી વરદાન માગવાનું કહ્યું. એકને એક ઠેકાણે બેઠાં ઘણે દૂરનાં સ્થળોમાંથી પણ પોતાને ચરવાની સગવડ થાય એટલા માટે તે આળસુ ઉંટે કહ્યું કે મહારાજ મારી ડોક ચારસો ગાઉ જેટલી લાંબી થઇ જાય. બ્રહ્મા તથાસ્તુ કહી ચાલી નિકળ્યા, ઉંટની ડોક તુરતજ તેટલી લાંબી થતી ગઇ અને તેથી તે બહુજ ખુશી થઈ એક ઠેકાણે બેસી આજુબાજુ ચારસો ચારસો ગાઉની અંદરનાં વનોમાં પોતાની ડોક ફેરવી ફેરવીને ચારો કરવા લાગ્યો. કોઇ વખતે ઘણી વાવાઝડી થવાને લીધે પોતાને ઠંડી લાગવાથી તેણે પોતાની તે લાંબી ડોકને ભેળી કરી પર્વતની એક મોટી ગુફામાં ખોસી. આ વખતે ટાઢ અને વરસાદથી ધ્રુજતો એક શિયાળ પોતાના મોટા કુટુંબ સહિત તે ગુફામાં આવ્યો. પોતે તથા પોતાની સ્ત્રી તેમજ બાળક સૌ ભૂખથી બહુ પીડિત હોવાને લીધે આ ડોકનો ઢગલો જોઇ તેણે તેને બચકાં ભરી

ભરી તેના એક ભાગમાંથી માંસ કાઢી કાઢી પોતે ખાવા માંડ્યું તેમજ પોતાના કુટુંબને ખવરાવવા માંડ્યું. ઉંટને જ્યારે એ દુઃખ જણાયું ત્યારે તેણે તે ગુફામાંથી પોતાની ડોક કાઢી લેવા વિચાર કર્યો પણ આળસને લીધે કંઈ વિલંબ થયો તેટલામાં પેલા શિયાળે તેટલા ભાગમાંથી સઘળું માંસ કાઢી લેતાં તે ભાંગી ડોક છૂટી થઈ ગઈ અને તરતજ તે ચારસો ગાઉની ડોકવાળો ઉંટ મરણ પામ્યો.

## જેવો સમય તેવું વર્તવું.

યુધિષ્ઠિર! પ્રબળ શત્રુની સાથે પણ પોતાની શક્તિનો વિચાર કર્યા વગર અક્કડ થઈ ઉભા રહેનારા રાજાઓ જરૂર પોતાના સ્થાનથી ભ્રષ્ટ થાય છે. રાજાએ પોતાની શક્તિનો અને સમયનો જરૂર વિચાર રાખવો જોઇએ. પૂર્વે સમુદ્રે સઘળી નદીઓને પૂછ્યું કે તમે પોતાના પ્રવાહની સાથે ઘણાં ઘણાં મોટાં વૃક્ષોને મારામાં લેતી આવો છો પણ ક્ષુદ્ર નેતરને હું તમારી સાથે આવેલાં કદી દેખતો નથી તેનું કારણ શું? શું તમો મોટાં મોટાં મજબુત વૃક્ષોને ઉખેડી નાખવાની શક્તિ ધરાવો છતાં તેવાં ક્ષુદ્રને ઉખેડવાનું તમારામાં બળ નથી? આ વચન સાંભળી સઘળી નદીઓવતી શ્રીગંગાજીએ જવાબ આપ્યો કે મહાસાગર! જે જે વૃક્ષોને અમે તમારી પાસે લાવીએ છીએ તે તે વૃક્ષો અમારા મોટા વેગની સામે પણ અક્કડ રહે છે અને નેતર તો અમારા જળનો વેગ દેખે છે કે તરત નમી જાય છે. એ કારણથી અમો તેને ઉખેડી શકતી નથી. જ્યારે અમારો વેગ તેનાપરથી પસાર થઇ જાય છે ત્યારે પાછું તે પોતાની અસલ સ્થિતિપર આવી જાય છે પણ વખતસર નમી જાય છે તેથી અમો તેને ઉખેડવામાં ફાવતી નથી. આ સાંભળી મહાસાગરે પણ નેતરનાં વખાણ કર્યાં.

## અકુલીન નોકરોને ઉંચા અધિકારો આપવાથી આવતી આપત્તિ.

પાંડુ પુત્ર! જે રાજા પરીક્ષા કર્યા વગર અકુલીન નોકરોને ઉંચા ઉંચા અધિકારોપર ચડાવતો જાય છે તે રાજાને તેવા નોકરોથી આપત્તિ આવવાનો પ્રસંગ જોવો પડે છે. આ વાત મેં તપોવનમાં સાંભળી છે કે જે મોટા મોટા મુનિઓએ પરશુરામજીને કહી હતી. ઇતિહાસ એવો છે કે પ્રાચીન કાળમાં કોઇ વનની અંદર એક મહા સમર્થ મુનિ તપ કરતા હતા. તેને જોઇ તે વનમાં તમામ પ્રાણીઓ તેને નમન કરવા આવ્યાં. તેમાં ગામનો રહેનાર એક કૂતરો પણ હતો. સઘળા પ્રાણીઓ નમી નમીને ચાલ્યાં ગયાં પણ આ કૂતરો ત્યાં પાસેના એક વૃક્ષ નીચે રહ્યો અને મુનિના આશ્રમની આજુબાજુ ફરી મુનિની પ્રીતિ મેળવવા લાગ્યો. એક દિવસ ત્યાંથી એક દીપડો નિકળ્યો તેને જોઇ કૂતરો ભયથી મુનિની બાજુમાં ભરાયો અને

બોલ્યો કે મહારાજ ! આ દીપડો તો મને મારી નાખે માટે મારી રક્ષા કરો. કૃપાળુ મુનિએ તેના ભયનું નિવારણ કરી તેને કૂતરામાંથી દીપડો બનાવી દીધો. તેને જોઇ પેલો પ્રથમ આવેલો દીપડો ત્યાંથી નિરાશ થઇ ચાલ્યો ગયો. થોડા વખત પછી વાદળ સરખી ગર્જના કરતો અને અંજનના પહાડ સરખો એક મદઝર હાથી નિકળ્યો તેને જોઈ દીપડો ભય પામી વળી મુનિના પડખામાં ભરાવા લાગ્યો. તે જોઇ દયાળુ મુનિએ તેને હાથી બનાવ્યો. એ એથી તે નિર્ભય થયો. ત્યાર બાદ વળી થોડો વખત જતાં ત્યાં એક મહા-ભયંકર કેસરીસિંહ આવ્યો તેને જોઇ તે હાથીને ભય થયો. એટલે મુનિએ તેને કેસરીસિંહ બનાવ્યો. એટલે કેસરીસિંહના રૂપનો કૂતરો આશ્રમની આજુબાજુ ફરવા લાગ્યો. પછી તેના ભયથી તેટલામાં કોઇ પ્રાણી આડું પણ ન ઉતરી શકે એવું થતાં કેટલેક વખતે દૈવયોગે આઠ પગવાળો અને ઉંચા વિકરાળ નેત્રાવાળો એક શરભ નિકળ્યો. પોતાના જેવા એક કરતાં વધારે હોય તો પણ તેઓને લીલા માત્રમાંજ મારી નાખવાની તથા મારીને ઉપાડી જવાની શક્તિ ધરાવનારા એ સરભને જોઇ કેસરીસિંહને મોટો ઉદ્વેગ થયો. તેને ઉદ્વેગ પામેલો જોઇ મુનિએ એ કેસરીસિંહને શરભ બનાવ્યો. જ્યારે તેનું શરભરૂપ થયું ત્યારે તો પછી તેને કોઇનો પણ ભય ન રહ્યો. મુનિના આશ્રમમાં રહી ફળ મૂળ ખાતાં તેણે માંસ ભક્ષણમાં પ્રીતી એવી બાંધી કે તે વગર તો તેને ચાલેજ નહિ. તેથી તેના ત્રાસને લીધે બધાં વનવાસી પશુઓ ત્યાંથી નાશી ગયાં. ત્યારે તેને માંસ મળવું મુશકેલ થઈ પડ્યું. એટલે તે શરભ પોતાના ઉપકાર કરનાર મુનિને મારવા તૈયાર થયો. આ પ્રમાણે જેને કૂતરામાંથી વાઘ, વાઘમાંથી હાથી, હાથીમાંથી કેસરીસિંહ અને કેસરીસિંહમાંથી શરભ બનાવ્યો ત્યારે તેજ મદમસ્ત બની કૃતઘ્નપણાથી પોતાને મારવા તૈયાર થયો તે જોઈ ક્રોધાવિષ્ટ થયેલા તે સમર્થ મુનિએ હુંકાર કરી તેને પાછો કૂતરો બનાવી દીધો અને પોતાના આશ્રમમાંથી કાઢી મૂક્યો. માટે રાજાએ નીચને મોટી પદવી પર ન ચડાવવો.

## સુશીલપણું એ રાજ્ય લક્ષ્મીનું મૂળ છે.

આ પછી રાજાઓમાં શીલ જરૂર હોવું જોઇએ એવો ઉપદેશ કરતાં ભીષ્મ પિતામહ બોલ્યા કે યુધિષ્ઠિર ! તમોએ ઇંદ્રપ્રસ્થમાં જ્યારે રાજસૂય યજ્ઞ કર્યો ત્યારે ત્યાં આવેલા દુર્યોધને તમારી સભામાં તમારૂં મોટું ઐશ્વર્ય જોઇ ઇર્ષ્યાને લીધે તેણે હસ્તિનાપૂરમાં આવ્યા પછી પોતાના પિતા ધૃતરાષ્ટ્રને એકાંતમાં તે બધી વાત કરી. ત્યારે ધૃતરાષ્ટ્ર બોલ્યા કે પુત્ર ! એના ઐશ્વર્યની ઇર્ષ્યા રાખવી એ તને યોગ્ય નથી. તારે પણ જો એના જેવો થવું

કરવો હોયતો કર. જે ક્ષત્રિય શીલનો ત્યાગ કરી ઇર્ષ્યા આદિ દુર્ગુણોમાં ફસાય છે તેના નસીબમાંથી અંતે રાજ્ય તેમજ પ્રાણ પણ જાય છે. માંધાતા વગેરે મહાપરાક્રમી રાજાઓ શીલના પ્રભાવથી ચક્રવર્તીપણું ભોગવી ગયા છે. પૂર્વે પ્રહલાદે શીલયુક્ત થઇને જ ઇંદ્રનું રાજ્ય મેળવ્યું હતું. પોતાનું રાજ્ય જવાથી રાંક બનેલા ઇંદ્રે બૃહસ્પતિ પાસે શિખામણ સાંભળવાની ઇચ્છા કરતાં બૃહસ્પતિએ તેને ઘણી એક યોગ્ય શિખામણ દીધી. ત્યારે ઇંદ્રે પુછ્યું કે મહારાજ ! આના કરતાં હવે કાંઇ વધારે શિખામણ છે ! બૃહસ્પતિએ જવાબ દીધો કે છે. પણ શુક્રાચાર્ય આપી શકે તેમ છે. માટે તમે ત્યાં જાઓ. ઇંદ્રે શુક્રાચાર્ય પાસે આવી શિખામણ સાંભળવાની ઇચ્છા જણાવી ત્યારે શુક્રાચાર્યે તેને ઘણી ઉત્તમ શિખામણ આપી. જ્યારે તે બોલી રહ્યા ત્યારે ઇંદ્રે પૂછ્યું કે મહારાજ ! આના કરતાં હવે કાંઇ વિશેષ કલ્યાણ કારક શિખામણ આપવાની રહી છે ! ત્યારે શુક્રાચાર્યે કહ્યું કે આના કરતાં વિશેષ હું તો કાંઇ કહેતો નથી પણ તેવું જો કંઈ સાંભળવું હોયતો તમે પ્રહલાદ પાસે જાઓ ત્યારે ઇંદ્રે બ્રાહ્મણના વેષથી પ્રહલાદ પાસે આવી કહ્યું કે અસુરેંદ્ર ! કલ્યાણના અમોઘસાધનરૂપ કંઈ શિખામણ મને આપો. ત્યારે પ્રહલાદે તેને કહ્યું કે શીલ એ કલ્યાણના અમોઘ સાધનરૂપ છે. હું શીલના પ્રભાવથી આ ત્રણે લોકની રાજ્ય સંપત્તિને પામ્યો છું. બીજાઓના ગુણોમાં દોષોનું આરોપણ ન કરે. એવા બ્રાહ્મણોની સંગતીમાં શાસ્ત્રવાર્તા કરી હું આનંદ પામું છું અને આ હું અહંકારથી બોલતો નથી પણ ખરૂં કહું છું. મારાં પવિત્ર આચરણને તથા પવિત્રને જરા જેટલો પણ ડાઘ ન લાગે તેને માટે હું સાવચેત રહું છું. હે બ્રાહ્મણ સદ્ગુણોપર તારી આવી પ્રીતિ જોઇને હું પ્રસન્ન થાઉં છું. માટે તું મારી પાસેથી કાંઇ માગીલે. બ્રાહ્મણના વેષવાળા ઇંદ્રે કહ્યું કે તમારામાં જે શીલ છે તે મારામાં આવે. પ્રહલાદ આશ્ચર્ય અને ભય પામ્યો પણ આપેલું વચન મિથ્યા ન કરવા રૂપ મહાધર્મ સાચવવા માટે બોલ્યો કે બહુ સારૂં તેમ થશે. આ સાંભળી ઇંદ્ર ત્યાંથી ચાલી નિકળ્યો. પ્રહલાદ મોટી ચિંતા અને શંકામાં વિચાર કરતો બેઠો છે તેટલામાં તેના શરીરમાંથી એક મહાતેજસ્વી છાયા પુરૂષ નિકળ્યો. તેને પ્રહલાદે પૂછ્યું કે તમે કોણ છો ? ત્યારે તેણે ઉત્તર આપ્યો કે હું શીલ છું. તમારા શરીરમાંથી નિકળીને બ્રાહ્મણ પાસે જાઉંછું. એમ કહી તે ત્યાંથી અંતરધાન થયો અને ત્યાં જઇ તેણે ઇંદ્રની કાયામાં પ્રવેશ કર્યો. થોડા વખતમાં પ્રહલાદના શરીરમાંથી એવોજ એક બીજો છાયા પુરૂષ નિકળ્યો તેને પૂછતાં તેણે જવાબ આપ્યો કે હું ધર્મ છું અને તે બ્રાહ્મણની પાસે જાઉંછું કે જ્યાં શીલ ગયેલ છે. આમ

કહી તે પણ ગયો. પછી તેના શરીરમાંથી ત્રીજો છાયા પુરૂષ નિકળ્યો તેણે કહ્યું કે હું સત્ય છું અને ધર્મની પાસે જાઉં છું. ત્યાર પછી ચોથો છાયા પુરૂષ નિકળ્યો તેણે જણાવ્યું કે હું વ્રત છું અને સત્યની પાસે જાઉંછું. તે પછી પાંચમો છાયા પુરૂષ નિકળ્યો તેણે જવાબ આપ્યો કે હું પ્રરાક્રમ છું અને વ્રતની પાછળ જાઉં છું. આમ કહી તે પણ ગયો. છેવટ પ્રહલાદના શરીરમાંથી એક મહાકાંતિમતી દેવી નિકળી ચાલવા લાગી તેને પ્રહલાદે પૂછ્યું કે તમે કોણ છો? તેણે જવાબ આપ્યો કે હું લક્ષ્મી છું. અને હમેશાં જ્યાં પરાક્રમ હોય ત્યાંજ રહેનારી છું તેથી હાલ પરાક્રમની પાછળ જાઉં છું. પ્રહલાદે પૂછ્યું કે માતુશ્રી મને કહો કે એ બ્રાહ્મણ કોણ છે? લક્ષ્મીએ જવાબ આપ્યો કે તે ઇંદ્ર છે. ત્રણે લોકની સંપત્તિ પ્રાપ્ત થવાનું મૂળ કારણ તારી પાસેથી જાણી ઇંદ્રે તેજ તારી પાસે માગ્યું અને તેના પ્રભાવથી તેણે તારૂં ત્રણે લોકનું ઐશ્વર્ય પોતે લઇ લીધું. પ્રહલાદ! ધર્મ, સત્ય વ્રત, પરાક્રમ અને હું એ સઘળાનું મૂળ શીળજ છે. આમ કહી લક્ષ્મી પણ ત્યાંથી ઈંદ્રની પાસે ગઇ.

યુધિષ્ઠિર! આ પછી ધૃતરાષ્ટ્રે દુર્યોધનને શીલ પ્રાપ્તિનો ઉપાય કહી બતાવ્યો કે મન, વચન અને કર્મથી કોઇ સાથે શત્રુતા ન કરવી, બીજાનો અનુગ્રહ કરવો, દાન આપવું, બીજાનું અથવા પોતાનું પણ જેમાં હિત ન હોય તેવું તેમજ જે કર્યાથી શરમાવું પડે તેવું કામ ન કરવું તથા જે કામ કરવાથી સજ્જનો પ્રશંસા કરે તેવું કામજ કરવું. આથી પુરૂષ શીલવાન કહેવાય છે. દૈવયોગે કોઇ શીલ વગરના માણસને લક્ષ્મી પ્રાપ્ત થાય તો તે લક્ષ્મીને તે ઝાઝી મુદત ભોગવી શકતો નથી. ધૃતરાષ્ટ્રનો આવો ઉદેશ છતાં પણ દુર્યોધનને શીલવાન થવાનું સૂઝ્યું નહિ અને તેને બદલે અનિષ્ટ ઉપાયોનો અંગીકાર કરવામાં તેણે પોતાના અંતઃકરણને આદરવાનું કર્યું આનું કેવું પરિણામ આવ્યું તે આપણે બધાએ જોયું. માટે ધર્મનંદન? રાજાઓએ શીળનો આદર કરવામાં જરાપણ ઢીલું પોચું મન રાખી પાછા પડવું જોઇએ નહિ.

## આશાનું સ્વરૂપ.

શીલ સંબંધી ઉપદેશમાં દુર્યોધનની વાત સાંભળી યુધિષ્ટિર નિઃશ્વાસ નાખી બોલ્યા કે પિતામહ! મને તો એવી આશા હતી કે રાજ્યમાંથી થોડા ઘણા ભાગની માગણી કરવાથી દુર્યોધન માની જશે અને આપણે યુદ્ધ કરવાની તરખડમાંથી છુટા થઇશું. એટલે હજારો મનુષ્યોનો ઘાત પણ નહિ થાય. પણ દુર્યોધનના દુરાગ્રહથી મારી તે આશા ધુળ મળી ગઇ જેનું આજ મને મોહદુઃખ થાયછે. ભીષ્મ બોલ્યા કે પુત્ર! આશા મોટા દુઃખનું કારણ છે. આશાવાળો માણસ

શરીરે પુષ્ટ હોય તો પણ તે મહા દુર્બળમાં પણ દુર્બળ છે. માટે તમારે એવા દુર્બળ થવું યોગ્ય નથી. તમે તમારા મનને એવી આશાઓથી દૂર રાખી સદા મજબુત અને હિમાલય સમાન સ્થિર ધૈર્યવાળું રાખો. પૂર્વે હૈહય દેશનો સુમિત્ર નામે રાજા મૃગયા કરવા ગયો હતો ત્યાં એક મૃગ ઉપર તેણે બાણુ ફેંકતાં પોતાના શરીરમાં તે બાણુ સહિત તે મૃગ નાઠો. રાજા તેની પાછળ દોડયો. મૃગ જરાવારમાં દેખાય અને જરાવારમાં દેખાતો બંધ થાય. રાજા પણ તેને પકડવાની આશામાં પોતાના સઘળા સહાયકોની કંઈ પણ દરકાર ન કરતાં એકલોજ તેની પાછળ ઘણે દૂર નિકળી ગયો. જ્યારે છેવટે તે મૃગ તેના જોવામાંજ ન આવ્યો ત્યારે નિરાશ થઈ તે ત્યાં પાસે એક મુનિનો આશ્રમ દીઠો તેમાં ગયો એ આશ્રમની અંદર ઘણાએક મુનિઓ બેઠેલા હતા તેઓની પાસે જઇ તેઓને પ્રણામ કરી રાજાએ પોતાની આશા ભંગ થયાનું જણાવી પૂછયું કે મુનિશ્વરો! કોઇ માણસ આશાવાળો થઇને સુખી થાય ખરો? રાજાના પૂછવાથી તે મુનિમંડળમાં ઋષભ નામનાં મુનિએ તેને કહ્યું કે રાજન્! હું પૂર્વે તીર્થયાત્રા કરતો નરનારાયણના બદરિકાશ્રમમાં ગયો હતો ત્યાં મેં તનુ નામના ઋષિને જોયા. તેનું શરીર સાધારણ માણસના શરીર કરતાં આઠગણું નાનું હતું. તેના શરીરના પ્રમાણમાંજ તેનાં કાન, નાક, આંખ, પગ વગેરે બધા અવયવો પણ નાના હતા અને તેથી જોનારનું ધ્યાન તેના તરફ બહુ ખેંચાતું. તે આશ્રમમાં અમો જેટલા મુનિ હતા તે સઘળાઓ તેના ચરણમાં પ્રણામ કરી તેની પાસે બેઠા ત્યારે તેણે ધર્મની અનેક કથાઓ કહી સૌને બોધ કર્યો. તેટલામાં ત્યાં વીરદેવમણિ નામનો રાજા પોતાના ભૂરિદેવ મણિ નામના પુત્રને શોધતો આવ્યો. એના મનમાં ઘણી મજબુત અને મોટી આશા હતી કે આ વનમાં મારો તે ખોવાયલો પુત્ર મળશે. પણ તેની આશા પાર પડી નહિ. તેણે અહીં તે તનુમુનિને જોયા કે જે તનુમુનિનું પોતે આગળના વખતમાં અપમાન કર્યું હતું અને જે અપમાનથી વૈરાગ્ય પામીને તે મુનિએ કોઇની પાસે કાંઇ પણ માગવા જવાની લાલચને કરાવનારી આશાનો સમૂળગો નાશ કર્યો હતો. એ મુનિને જોઇ રાજાએ તેને નમન કર્યું, અને પોતાને પુત્ર મળવાની આશા હતી તે અહીં નાશ પામતી હતી અને તેનું પોતાને જે દુઃખ થતું હતું તેને માટે તેણે આશાથી શું સુખ દુઃખ થાય છે કે તેનું શું પરિણામ આવે છે અથવા તે કેવા સ્વરૂપવાળી છે તે જાણવા માગ્યું તનુમુનિએ આશા સંબંધી વર્ણન કરતાં રાજાને કહ્યું કે રાજન્! જે માણસને આશા જીતે છે તે માણસ દુર્બળામાં દુબળો છે અને જે માણસ પોતે આશાને જીતે છે તે માણસ પુષ્ટમાં પુષ્ટ છે. આશાવાળો થઇને ધૈર્યને ધારણ કરી શકે એવો પુરૂષ જેમ આ

સંસારમાં મળવો દુર્લભ છે તેમ આશાવાળાનું અપમાન ન કરે એવા પુરૂષો પણ વિરલાજ છે. ઉપકારને ભૂલી જનારમાં, નિર્દયમાં, આળસુમાં અને અને શત્રુતા કરનારમાં જે માણસ આશા રાખે છે તે ક્ષુદ્રમાં ક્ષુદ્ર ગણાયછે. એક દીકરાવાળો પિતા પોતાનો દીકરો ખોવાઇ જતાં જે આશામાં રીબાયછે તે આશાને જે દુબળામાં દુબળો ગણાવનારી છે. દીકરાનો જન્મ થવા મા બાપની અને ધનને માટે ધનવાનની જે આશા છે તે પણ ક્ષુદ્રપણું વધારનારીજ છે. યુવાવસ્થામાં વિવાહની ઇચ્છાવાળાઓને કન્યાની જે આશા છે તે ક્ષુદ્રતા કરનારી છે. એવી રીતે હરકોઇ જાતનું આશાબંધન ગમે તેવા સારા, પરાક્રમી, પંડિત કે શૂરને પણ હલકામાં હલકો બનાવી દેછે. માટે રાજા તું આશાને આધીન થવાથી દૂર રહે. આ વચનો સાંભળી તે વીર હેમમણિ ભક્તિભાવ પૂર્વક મુનિના ચરણમાં નમ્યો. ત્યારે તનુમુનિએ પ્રસન્ન થઇ પોતાના તપોબળથી તેના પુત્રની સાથે તેનો સમાગમ કરાવી દીધો. રાજા સુમિત્ર ! આશા બંધન બહુ ખરાબ છે માટે તમે પણ મૃગ મેળવવાની નિકૃષ્ટ આશાનો ત્યાગ કરો. આશાનો ત્યાગ એજ મોટા સુખનું મૂળ છે. આ વચન સાંભળી સુમિત્ર રાજાએ તે મહા દુર્બલ આશાનો ત્યાગ કરી શાંતિ મેળવી. યુધિષ્ઠિર ! તેવીજ રીતે તમે પણ દુઃખનાં અને ખેદનાં મૂળરૂપ એવી આશાઓને યાદ પણ ન કરો.

### મા બાપના કરજમાંથી કેમ છુટાય ?

યુધિષ્ઠિરે પૂછ્યું કે પિતામહ ! જે મારૂં જરૂરનું કર્તવ્ય હોય અને જે ન કરવાથી હું કરજદાર ગણાઈ જાઉં તે મને કહો. ભીષ્મપિતામહ બોલ્યા કે પૂર્વે ગૌત્તમ મહર્ષિએ પારિયાત્ર પર્વતમાં સાઠ હજાર વર્ષ તપ કર્યું તેથી પ્રસન્ન થયેલા સઘળા દેવતાઓ ત્યાં આવ્યા. તેમાં ધર્મરાજાએ તેને કહ્યું કે મહર્ષિ ! તમારા આ ઉગ્રતપથી અમે પ્રસન્ન થયા છીએ માટે કહો કે અમો તમારા કયા મનોરથને પૂર્ણ કરીએ ? ગૌતમઋષિ બોલ્યા કે પુરૂષ કયું કર્મ કરવાથી માતા પિતાના કરજમાંથી મુક્ત થઇ ઉત્તમ લોકને પામે. ધર્મરાજાએ કહ્યું કે પુરૂષે તપ કરી દેહની પવિત્રતા મેળવી તથા સત્ય ધર્મમાં પ્રવૃત્ત થઇ હમેશ નિયમથી માતાપિતાનું પૂજન કરવું. જોઇએ. તેમ કરવાથી તેના કરજમાંથી છુટવા જેવું થાય છે. યુધિષ્ઠિર આ ઉપરથી સમજો કે માતાપિતાની સેવા એ જરૂરનું કર્તવ્ય છે અને તે કર્તવ્ય ન કરવાથી માબાપના કરજદાર રહી જવાય છે એટલુંજ નહિ પણ ઇષ્ટનો પ્રતિઘાત થઇ અનિષ્ટની પ્રાપ્તિ થાય છે.

માતા, પિતા અને ગુરૂનું પૂજન કરવું એ મેં મોટું માનેલું છે. જો તે ધર્મ ભુલી જવાય તો માણસથી કંઇપણ સારૂં કાર્ય થવાનું નથી આ

જાતના ગુણમાં પૂજ્ય ભાવ, સત્કાર, નમ્રતા અને દીનતા એ ચાર ગુણોનો સમાવેશ થઇ જાયછે. દશ ઉપાધ્યાય કરતાં પિતા અધિક છે. દશ પિતા કરતાં એક માતા અધિક છે અથવા આખી પૃથ્વી કરતાં માતા ગુરૂતામાં અધિક છે. માતા સમાન કોઈ વધારે પૂજ્ય નથી. માતા અને પિતા, બન્નેના કરતાં ગુરૂ વધારે શ્રેષ્ઠ છે એમ મારી બુદ્ધિ કહેછે. માતા તથા પિતા શરીરજ ઉત્પન્ન કરે છે; પણ ગુરૂ જે જન્મ ધારણ કરાવે છે તે જન્મ દિવ્ય અને અજરામર છે. પૃથ્વીના બીજા મુલકો કરતાં આધુનિક આર્યાવર્ત્ત-માતાપિતા તરફનો પૂજ્ય ભાવ ઘણે દરજ્જે જોવામાં આવે છે તથાપિ પાશ્ચાત્ય ભૂમિના સ્વતંત્રતાના ગાંડા વિચારોથી આ પૂજ્ય ભાવનો ગુપ્ત રીતે નાશ થતો જાય છે. પણ ગુરૂ અને શિષ્યની વચ્ચેનો વિવેકી અને પવીત્ર સંબંધ તો છેકજ નાશ પામ્યો છે; અને નિત્યની પેઠે વડીલોજ દોષને પાત્ર છે. સ્નેહ અને ઉપદેશ આ બે શિષ્ય તરફના ગુણો જ્યારે ગુરૂમાં ન રહ્યા ત્યારે શિષ્યમાંથી પૂજ્યભાવ અને શ્રદ્ધા જતાં રહ્યાં. ભીષ્મે પોતાના જમાનાની વાત કરતાં કહ્યું કે ગુરૂઓ નિરંતર પોતાના શિષ્ય પ્રત્યે સ્નેહભાવ રાખે છે; અને તેથી શિષ્યે પણ ગુરૂ તરફ સમાન પૂજ્યભાવ રાખવો જોઇએ. તોપણ આ સમયમાં એવા ગુરૂઓ પણ મળી શકે છે કે જેઓ પોતાનો ધર્મ શ્રદ્ધા પૂર્વક પાળે છે અને પોતાના શિષ્યો પાસે તેમનો ધર્મ પળાવે છે. વડીલોને માથે હમેશાં આ મોટું જોખમ રહેલું છે, અને ખરો ગુરૂ ક્વચિત મળવાથી ખરો શિષ્ય પણ ક્વચિત મળે છે.

## આપત્તિ રહિત રહેવા માટે રાજાએ ધ્યાનમાં રાખવાના બાબતો.

યુધિષ્ઠિર રાજાએ વળી પ્રશ્ન કર્યો કે ભરતકુળનાં ભૂષણરૂપ પૂજ્ય પિતામહ! જે રાજા મિત્રોથી રહિત હોય, ઘણાઓની સાથે શત્રુપણું રાખનારો હોય, ભંડાર વગરનો હોય તથા સેનાનો પણ અભાવ હોય એવા રાજાની શી ગતિ થાય છે? તેમજ દુષ્ટ કારભારીવાળો, નીચ સલાહકારોથી વીંટાયેલો, પોતે નબળો છતાં પરાક્રમી શત્રુથી આખડી પડનારો, દેશની રક્ષા નહિ કરનારો અને દેશકાળના તત્વને નહિ જાણનારો કેવી ગતિનો ભોગવનારો થાય છે?

ભીષ્મપિતામહ બોલ્યા કે યુધિષ્ઠિર! તમે આ ઘણી ગુપ્ત બાબત મને પૂછી. જો તમે આ બાબત પૂછી ન હોત તો હું મારી મેળે તે કદી પણ કહેવાની ઇચ્છા કરત નહિ. રાજા શાસ્ત્ર વચનોથી સૂક્ષ્મ ધર્મનું જ્ઞાન મેળવી તથા સદાચારોને જાણી સજ્જનપણું મેળવી શકે છે. પણ બુદ્ધિને દોરનારાં કર્મોને લીધે તે ધનવાળો તો થાય છે કે નથી પણ થતો. રાજાએ ધન મેળવવું એ તેનો ધર્મ છે પણ હું એવા ધર્મને નથી ચાહતો કે જેમાં ધન

મેળવવા જતાં પીડા થાય. રાજાએ પોતાની અભિવૃદ્ધિને માટે અનેક યુક્તિઓ કરવી જોઇએ પણ જેમાંથી પ્રજાને દુઃખ થાય તેવી યુક્તિને તો તેણે ઘણી દૂર મૂકવી જોઇએ. કારણ કે પ્રજાના દુઃખનું પરિણામ એ રાજાનું મરણ છે. જેની સાથે પ્રજાનો મિત્ર ભાવ નથી તેનાપર આપત્તિનું આવરણ આવે તેમાં કાંઈ પણ નવાઇ નથી. પ્રજાની પીડાથી ઉત્પન્ન થતો અગ્નિ રાજાનાં પ્રાણ, સેના અને ધનને બાળીને પાછો ફરે છે. પ્રજાને પીડા થતાં રાજાના શત્રુઓનો પાર રહેતો નથી. દેહની અંદર રહેલા રોગો જેમ દેહનોજ નાશ કરે છે તેમ રાજ્યની અંદર રહેલ પ્રજારૂપ શત્રુઓ રાજાનોજ નાશ કરે છે. માટે રાજાએ પ્રજાને પ્રસન્ન રાખવી. પ્રજા પ્રસન્ન રહે છે તો રાજાનો ભંડાર ભરપૂર રહે છે. ખાલી ભંડારવાળા રાજાથી સેનાને નભાવી શકાતી નથી, જાતે સેના વગર રાજ્ય સાચવી શકાતું નથી. માટે રાજાએ ધનને એવી રીતે પેદા કરવું કે જેવી રીતે ઝરણામાંથી પડતાં થોડાં જળવડે પણ મોટું તળાવ ભરાય છે. દુષ્ટ કારભારી અને નીચ સલાહકાર રાજ્યને ઉંધું વાળનારા છે. તેઓ પોતાના સ્વાર્થ ખાતર રાજાને ઉંધા ખેપમાં ઉતારતાં પણ અચકાતા નથી. પોતાની શક્તિનો વિચાર ન કરતાં પરાક્રમી શત્રુપર ચડાઇ કરનારો રાજા દુઃખ વગર બીજું શું જોઇ શકે ? દેશની રક્ષા નહિ કરનારો અને દેશ કાળના તત્વને નહિ જાણનારો રાજા દુર્ગતીનો ભોગવનાર થાય છે. પુત્ર ! રાજા પોતે જ્યારે સમર્થ હોય ત્યારે તેણે જૂદી રીતે વર્તવાનો પ્રકાર જૂદો છે. આપત્તિના વખતમાં અધર્મ પણ ધર્મરૂપે ગ્રહણ કરવો પડે છે. સમર્થ દશામાં જેને ધર્મ ગણી ગ્રહણ કરતા હોઇએ તેને અધર્મની પેઠે દૂર મૂકી રાખવો પડે છે. આપત્તિ કાળમાં ધર્મ કરતાં આ જીવિકાનું પ્રાધાન્ય ગણવામાં આવે છે. જ્યારે રાજાપર આપત્તિ આવે ત્યારે દેશે તેની રક્ષા કરવી જોઇએ અને જ્યારે દેશપર આપત્તિ આવે ત્યારે રાજાએ તેની રક્ષા કરવી જોઇએ. રક્ષા ધન વગર થતી નથી અને એટલા માટે રાજાએ ધનથી પોતાના ભંડારને ભરપૂર રાખવો જોઇએ. દૈત્ય રાજા શંબરે આ નીતિ કહેલી છે કે જે રાજાનો દેશ આજીવિકા વગર પીડાય છે અથવા જે રાજા પોતે પોતાની આજીવિકાને માટે બીજા દેશપર આધાર રાખતો હોય તેને ધિક્કાર છે. ખજાનો અને સેના એ રાજાનું મૂળ છે. ખજાનાથી સેના થાય છે, સેનાથી શત્રુપર વિજય મેળવી શકાય છે. એવી રીતે ખજાનો સેના તથા વિજય એ ત્રણેથી દેશની રક્ષા થઈ શકે છે. રાજાઓ ધનથીજ ધર્મ, અર્થ, કામ અને મોક્ષને સાધી શકે છે તથા ધનથીજ આપત્તિને તરી શકે છે. માટે ધર્મ યુક્તિથી ધન મેળવી રાજાએ પોતાનો ભંડાર ભરવો. કારણ કે નિર્ધન એ સદા નિર્બળ છે, અને ધનવાન એ સદા બળવાન છે. આ નિયમ તો રાજાઓને વિશેષે કરી લાગુ પડે છે.

# આપદ્ધર્મ.

---

## સાધનો ખૂટે ત્યારે દબાયેલા રાજાએ શું કરવું ?

યુધિષ્ઠિરે પૂછ્યું કે પિતામહ ! આપત્તિમાં આવી પડેલા એટલે કે અનાજના કોઠાર અને ધનના ભંડાર વગરના, દીર્ઘસૂત્રી, જેના જરૂરના વિચાર ગુપ્ત ન રહી શક્યા હોય, જે કિલ્લાની બહાર નિકળીને શત્રુઓથી યુદ્ધ કરવાને અસમર્થ હોય તેમજ જેના શત્રુઓએ પરસ્પર મળી તેના રાજ્યના વિભાગ પાડી તે તે વિભાગ પોત પોતાના કબજામાં લઈ લેવાની ગોઠવણ કરી લીધી હોય એવો રાજા, વળી જે સારા કારભારીઓ વગરનો હોય અને પરાક્રમી શત્રુઓથી ઘેરાઈ ગયો હોય તેણે શું કરવું જોઇએ ?

ભીષ્મપિતામહ બોલ્યા કે યુધિષ્ઠિર ! જો ચડી આવેલો રાજા ધર્મ અર્થમાં કુશળ હોય અને વિજય કરવાનીજ ઇચ્છાવાળો હોય તો તરતજ તેની સાથે સલાહ કરવી અને પોતાનાં જે ગામો તેણે કબજે કરી લીધાં હોય તે તેને સમજાવીને છોડાવવાં. તથા ચડી આવેલો પરાક્રમી રાજા પાપી અને લોભી હોય તો તેને થોડાં ઘણાં ગામ દઇને પણ તેની સાથે સલાહ કરવી. એમ કરતાં પણ ઘાટ ન બેસે તો રાજધાની છોડી ધન લઇને નિકળી જવું અને પછી તે ધનથી સેના વગેરે એકઠી કરી વખત આવતાં પાછું પોતાનું રાજ્ય હાથ કરવું. કઠિન સમયમાં પણ મંત્રી વગેરે પ્રીતિવાળા અને ધર્મજ્ઞ હોય તો જો સલાહ ન બની શકે તો પોતાનાપર પ્યાર રાખનારા શૂરવીર યોદ્ધાઓને પોતાની સાથે લઇ શત્રુઓપર તૂટી પડવું. જો તેઓને હઠાવી શકાય છે તો આ લોકમાં કલ્યાણની પ્રીતિ થાય છે અને જો સામે પગલે મૃત્યુ થાય છે તો પરલોકમાં ઉત્તમ ગતિ મળેછે. જો કારભારીઓજ બદલી ગયેલા હોય અને તેથી સલાહ થવાનો અસંભવજ હોય અને પોતાનું કોઈ પણ રીતે ફાવે તેમ ન હોય તો જે કિલ્લામાં પોતે આશરો લીધો હોય અને જે જે શત્રુએ દબાવેલ હોય તેમાંથી કોઇ પણ યુક્તિથી નિકળી જવું અને તે દેશને છોડી દઇ શત્રુના સપાટામાંથી બચવું. પછી બહાર બેઠાં શત્રુ સાથે સંદેશા ચલાવી સલાહ કરવી અથવા જ્યારે પોતાનો અનુકૂળ વખત આવે ત્યારે પરાક્રમ કરવું.

## કઠિન સમયમાં ધન કેવી રીતે મેળવવું ?

જ્યારે રાજધર્મ નષ્ટ થાય અને પૃથ્વીની લગામ શત્રુઓ અને ચોરોનાં હાથમાં આવી જાય એવે વખતે રાજાએ અધર્મી ધનવાનો પાસેથી બળાત્કારે ધન લઇ પોતાની સાથેના તેમજ બીજા પણ સત્પુરૂષોનો તેથી નિર્વાહ

કરવો. રાજા સંસારની રક્ષા કરવાળો છે અને તેથી તેણે તે વખતે એમ ગણવું કે હું જે આ લઉંછું તે મારૂંજ છે. આગળ કહેવામાં આવ્યું છે કે આપત્તિના વખતમાં ધર્મ કરતાં પણ આજીવિકાનું પ્રાધાન્ય ગણાય છે. શત્રુના દેશમાંથી તો ગમે તેની પાસેથી પણ ધન બલાત્કારે મેળવવામાં રાજાને દોષ નથી. તેમાં પણ આ વાત ધ્યાનમાં રાખવાની છે કે બ્રાહ્મણોના ધનને અડવું પણ નહિ. તેઓને દુઃખ ન દેવું તેમ તેઓની નિંદા પણ ન સાંભળી કોઇ પણ દશામાં બ્રાહ્મણોની નિંદા ન સાંભળવી જોઇએ. અને જ્યાં તેઓની નિંદા થતી હોય ત્યાં પોતાના કાન બંધ કરવા જોઇએ. કોઇ પણ બહાનાથી ગુરૂ, આચાર્ય આદિ બ્રાહ્મણોને દંડ દેવોજ નહિ અને તેઓના ધનને ઇચ્છવુંજ નહિ. માટે એ માર્ગને છોડી બાકીના માર્ગોથી રાજાએ ધન એકઠું કરવું. ધનના જમાવથી ગયેલી સભા પાછી મેળવવાની સગવડ થઇ શકેછે અને નરમ પડેલી સભા મજબુત થાય છે. જે રાજા બહુજ દયાળુ હોય અને જે બહુજ નિર્દય હોય તે બન્નેથી કદી પણ સંગ્રહ થઇ શકતો નથી. માટે હદને ઓળંગી જતા તે ગુણ અવગુણ બન્નેને છોડી ધન મેળવવું ધન વિના સેના સચવાતી નથી અને સેના વિના રાજ્ય સચવાતું નથી એ નક્કી છે. રાજા જો નિર્ધન હોય તો સૌ તેનું અપમાન કરેછે અને પગાર થોડો મળવાથી કે ન મળવાથી તેના નોકરો અસંતોષી થઇ તેને છોડી દેછે જેથી રાજા મદદ વગરનો થઇ પડે છે.

જે રાજા કઠિન સમયમાં સુરત થઇ બેઠો રહેછે અને કાંઇ પરાક્રમ નથી કરતો તેના ઉદયની આશા નાશજ પામી જાય છે. આપત્તિના સમયમાં ધન મેળવવાને પરાક્રમ કરવું. પણ મર્યાદા ન છોડવી. જે રાજા મર્યાદા છોડી નાસ્તિક થઈ જાયછે તે પછી કોઇના પણ વિશ્વાસનું પાત્ર રહેતો નથી. બીજાનું ધન લેવામાં પણ આ મર્યાદા તો રાખવીજ જોઇએ કે સામે ન થાય તેને મારવો નહિ, ઉપકારને ભૂલવો નહિ, બ્રાહ્મણનું ધન લેવું નહિ, કોઈનું તમામ લઈ લેવું નહિ, કન્યાની ચોરી કરવી નહિ અને બીજાની સ્રીને ભોગવવી નહિ. આટલી મર્યાદાને ચોર લોકો પણ પાળેછે. માટે ક્ષત્રિયને કદી બારવટું કરવાનો વખત આવે તેમાં તેણે આ મર્યાદાને કદી પણ ભૂલવીજ ન જોઇએ. આટલી મર્યાદા રાખીને ક્ષત્રિયે પરાક્રમતો અવશ્ય કરવુંજ જોઇએ. કારણ કે આ સંસાર પરાક્રમનેજ આધીન છે જે રાજા પરાક્રમ કરે છે. તેજ લક્ષ્મી, સેના અને યોગ્ય કારભારીઓ મેળવી શકેછે પરાક્રમના અભાવથી જે રાજા ધન રહિત છે અને તેથી પણ ક્ષુદ્ર બની જાયછે તે ઉચ્છિષ્ટ સમાન છે. ધર્મથી પણ પરાક્રમ અધિક છે. કારણ કે પરાક્રમથીજ ધર્મ ચાલુ થાય છે. જેમ ધુમાડો પવનની પાછળ પાછળજ તણાય છે તેમ પરાક્રમ અને

ધર્મની પાછળજ આખો સંસાર તણાય છે. પરાક્રમીને કોઇ પણ વસ્તુ અપ્રાપ્ય નથી. ઉપર બતાવેલી મર્યાદામાં રહી પરાક્રમ કરનારો અને ધન મેળવનારો ચોર પણ પોતાના આ લોકથી અને પરલોકથી ભ્રષ્ટ થતો નથી તો પછી આપત્તિમાં આવેલો રાજા એ રીતે વર્ત્તે તેમાં તો તેને અડચણ શી ?

## ભિલ્લરાજ કાયવ્યની કથા.

કહેવામાં આવે છે કે પારિમાત્ર પર્વતપર કાયવ્ય નામનો એક ભિલ્લરાજ રહેતો હતો. તે ચોરીના ધંધાથી પોતાનું ગુજરાન ચલાવતો હતો. ભિલ્લની સ્ત્રીમાં ક્ષત્રિયના બીજથી ઉત્પન્ન થયેલો તે કાવ્ય એવો પરાક્રમી હતો કે મોટી મોટી સેનાઓની સામે પણ પોતે એકલોજ લડી તેઓને હરાવી લૂટી લેતો. જ્યારે તે પાછો ફરતો ત્યારે પોતાના મકાનપર આવી આંધળા અને બેહેરાં પોતાનાં વૃદ્ધ માતા પિતાની સેવા કરતો. માંસ, મૂળ, અને ફળ આદિથી તેઓને તૃપ્ત કરતો તથા તે વનમાં જે કોઇ સાધુસંત રહેતા તેઓને પણ ખોરાક પૂરો પાડતો. જો તે લોકો તેને ચોર કે લૂટારો જાણી તે જે કાંઇ આપવા આવતો તે ન લેતાં તે પણ કાયવ્ય પ્રાતઃકાળમાં વહેલો ઉઠી તેઓને ખબર ન પડે તેમ તેઓનાં રહેવાનાં ઠેકાણાંપર તે ભોજન વગેરે મૂકીને ચાલ્યો આવતો કાયવ્ય ઘણો પરાક્રમી હોવાને લીધે તેટલામાં પ્રખ્યાત થઇ પડયો હતો અને તેથી તે તરફના ચોર લોકોની ટોળીએ તેને પોતાનો નાયક થવાની ઇચ્છા જણાવી ત્યારે કાયવ્યેં તેઓને જણાવ્યું કે જો તમો તમારા ધંધામાં હું કહું તે શરતો પાળો તોજ હું તમારો નાયક થઇ શકું. તે શરતો આ પ્રમાણે છે.

જે ભયભીત થઇને ઉભો રહે અથવા નાશવા માંડે તેને, સ્ત્રીને, બાળકને, તપસ્વીને અને સામે ન થનારને કદી પણ મારવાનું મન કરવું નહિ. સ્ત્રીઓને પકડવામાં પરાક્રમ બતાવવુંજ નહિ. કારણ કે તે પરાક્રમજ કહેવાનું નથી અને સ્ત્રીઓને પકડવી એ મોટો અધર્મ છે. બધી દશામાં એટલે નિરપરાધી દશામાં તેમજ અપરાધી દશામાં પણ સ્ત્રીઓ સદા અવધ્યજ છે, તેમ હમેશાં બ્રાહ્મણોને પણ બચાવવાજ જોઇએ. તેઓને બચાવવા માટે યુદ્ધ કરવું પડે તો તે પણ યોગ્યજ છે. સસ્યતાનો કદી પણ નાશ ન કરવો. વળી વિવાહ આદિ પ્રસંગમાં કોઇને વિઘ્ન ન કરવું. કારણ કે તેવા પ્રસંગોથી દેવતા, અતિથિ અને પિતૃઓનો સત્કાર થાય છે. સર્વે પ્રાણીઓમાં બ્રાહ્મણો દંડને લાયક નથી અને તેથી બધી રીતે તેઓની તો અભિવૃદ્ધિજ કરવી જોઇએ. બ્રાહ્મણોના ક્રોધથી જેનો નાશ થવાની તૈયારી થાયછે તેની રક્ષા કરવા માટે ત્રણે લોકમાં કોઇ પણ સમર્થ નથી. બ્રાહ્મણોની નિંદા કરી તેઓનો નાશ કરવાની જે ઇચ્છા કરે છે તેનો નાશ એટલી ઝડપથી થાય છે કે

સૂર્યોદય થતાં અંધારૂં ક્યાં અને કેટલીવારમાં ઉપડી ગયું તેની જેમ કોઇને ખબર પડતી નથી તેમ તેવા પુરૂષનો નાશ પણ કેવી રીતે અને કેટલા વખતમાં થઇ ગયો તેની પણ કોઇને ખબર નથી જેઓ દુનિયાને પીડા કરનારા છે તેઓનેજ મારવા અને તેઓની પાસેથીજ ધન ખુંચાવી લેવું.

જો તમે આ બધી શરતો પાળો તેમ હો તોજ હું તમારામાં ભળવા ચાહું છું કાયવ્યની આ બધી શરતો તે ચોરની ટોળીએ કબુલ કરી અને તેથી કાયવ્યે તેઓનું નાયકપણું લઇ તેઓને મર્યાદાવાળા પરાક્રમમાં રાખી પાપથી છોડાવ્યાં અને તેઓની અભિવૃદ્ધિ કરી.

યુધિષ્ઠિર! ક્ષત્રિયને આપત્તિકાળમાં ઉદ્ધારને માટે જો કે ધનની આટલી બધી જરૂર છે તો પણ તેણે યજ્ઞ કરનારાઓનું કે દેવતાઓનું ધન કદી લેવુંજ નહિ. ચોર લોકોનું તથા યજ્ઞ ન કરનારાઓનું ધન તો તે ઘણી છુટથી લઇ શકે છે આવી રીતે મેળવેલા ધનથી રાજાએ લોકોનું પાલન કરવું અને આપત્તિને તરવી.

## દીર્ઘસૂત્રપણું એ દુઃખનું કારણ છે.

ધર્મનંદન! જે રાજા ભવિષ્યમાં આવનાર ભયનો પ્રથમથીજ ઉપાય કરી રાખેછે અર્થાત્ પાણી પહેલાં પાળ બાંધી મૂકેછે તે અને જેને વખતપર જોઇતી યુક્તિ સૂઝી આવેછે તે બન્ને સુખ પામેછે પણ જેઓ દીર્ઘસૂત્ર હોય છે એટલે લાંબા લાંબા વિચાર કરી કરવાનાં કાર્યોને ભવિષ્યપર લટકાવી રાખેછે અને વખત આવતાં જોઇતી યુક્તિ વગરના હોય છે તેઓ તો જરૂર વિનાશને પામેછે કોઇએક જંગલની અંદર નાના સરખા તળાવમાં ત્રણ મત્સ્યો રહેતા હતા. તેમાં એક પાણી પહેલાં પાળ બાંધી મૂકવાની બુદ્ધિવાળો, બીજો વખતપર જરૂર પડતાં પોતાની બુદ્ધિ ચલાવી શકનારો અને ત્રીજો દીર્ઘસૂત્ર હતો. કોઇ વખતે મચ્છીમારોએ એ તળાવની એક બાજુ ફોડી તેમાંથી પાણી ખાલી કરવા માંડ્યું. કારણ કે પાણી ઓછું થઇ જતાં તેઓને માછલાં પકડવાનું ઠીક પડે. આ જોઇ પેલો દૂરદર્શી મત્સ્ય કે જેનામાં પાણી પહેલાંજ પાળ બાંધી રાખવાની બુદ્ધિ હતી તેણે પોતાના બન્ને મિત્રોને કહ્યું કે મિત્રો! આ તળાવમાં રહેનારાં બધાં જલજંતુઓપર આપત્તિ આવી પહોંચી છે જ્યાં સુધી આપણા રસ્તામાં હજુ કાંઇ વિઘ્ન નથી આવ્યું ત્યાં સુધી આપણે અહીંથી નિકળી જવું યોગ્ય છે. તે સાંભળી પેલો દીર્ઘસૂત્ર મત્સ્ય બોલ્યો કે ઠીક છે. વિચાર કરીશું ઉતાવળ કરવાની કાંઇ જરૂર નથી. બીજો મત્સ્ય જેને સમયસર કાંઇ કાંઇ યુક્તિ સૂઝી આવે તેવું હતું તે પણ બોલ્યો કે આપત્તિના વખતપર ગમે તે કાંઇ પણ યુક્તિ કરી છટકી જઇશું આ પ્રમાણે બન્ને મિત્રોનાં વચન સાંભળી દૂરદર્શી મત્સ્ય જે માર્ગે જળ વ-

હેતું હતું તેજ માર્ગથી નિકળી જઇ પાસેના તળાવમાં ચાલ્યો ગયો. થોડા વખત પછી આ તળાવમાંથી પાણી સાવ ઓછું થઇ જતાં પેલા મચ્છીમારોએ તેમાં જાળ નાખી બધા મત્સ્યોને પકડી લીધા. જેમાં પાછળ વિચાર કરનારા પેલા બે મત્સ્યો પકડાઇ ગયા. ત્યારે જેને સમયસર યુક્તિ સુજતી હતી તે મુવેલા સરખો થઇ પડયો રહ્યો. એટલે તેને મુવેલો જાણી દોરી બાંધી જૂદો લટકાવતા તે મચ્છીમારાએ પાસેના તળાવપર આવી બધાં માછલાંને ધોવાનો વિચાર કર્યો. જાળમાં બાંધેલાં બીજાં જીવતાં માછલાંઓને નીચે મૂકી પેલા છુટા મત્સ્યને પણ મરેલ જાણી કિનારાપરના પાણીમાં જેવો મૂક્યો તેવોજ તે નાસી ઉંડા જળમાં સહીસલામત પહોંચી ગયો. અને છેવટ જે દીર્ઘસૂત્ર મત્સ્ય હતો તે તો માર્યો ગયો તે પ્રમાણે પોતાનાપર આવેલી આપત્તિને નહિ જાણનારો અને કેવળ મોટા મોટા વિચારો કરી દહાડા ગાળનારો રાજા છેવટ વિનાશને પામે છે. રાત, દિવસ, પખવાડિયું, મહિનો, ઋતુ વગેરે સમયના અવયવો એવા સપાટાથી ચાલ્યા જાય છે કે તેની આપણને કંઇ ખબર પડતી નથી. માટે સારા વિચારથી પોતાના હિતનું કામ તરત કરવું પણ ગાફલ થઇ પડ્યા રહેવું નહિ,

## જરૂર પડતાં શત્રુની મદદ લઇને પણ સાવચેતીથી પોતાનો બચાવ કરવો પરંતુ મદદ આપનાર શત્રુનો પણ વિશ્વાસ ન કરવો.

જેનામાં કાર્ય કરવાનું સામર્થ્ય છે તેના શત્રુઓ પણ તેના મિત્ર બને છે અને જેનામાં કાર્ય કરવાનું સામર્થ્ય નથી તેના મિત્રો પણ તેના શત્રુ થાય છે. એટલે રાજાએ દેશ અને કાળને અનુસરી યોગ્ય અને અયોગ્ય કાર્યનો નિશ્ચય કરવો. વખતપર શત્રુએ પણ મળી જવું. કોઈ એક જંગલમાં એક મોટું વૃક્ષ હતું તેની નીચેના ભાગમાં દરની અંદર પલિત નામનો એક ઉંદર રહેતો હતો અને ઉપરના ભાગમાં લોમશ નામનો એક મીંદડો રહેતો હતો. એ વૃક્ષની પાસે સાંજ વખત એક પારાધી જાળ પાથરી જતો, રાતમાં એ જાળની અંદર જે પ્રાણી ફસાઇ રહેતાં તેને તે સવારે લઇ જતો. એક દિવસ પેલો મીંદડો તે જાળમાં ફસાયો તેને જોઇ પેલો ઊંદર નિર્ભય થઇ બહાર નિકળ્યો અને તેટલામાં ફરવા લાગ્યો. મીંદડો તો જાળમાં ફસાયેલો હોવાથી તેને કાંઇ કરી શકે તેમ નહોતો પણ ઉંદર જ્યાં આજુ બાજુ નજર કરેછે ત્યાં એક નોળીયાને અને એક ઘુવડને એમ પોતાના બે શત્રુને તેણે જોયા. તેણે વિચાર કર્યો કે જો દરમાં પેસું તો નોળીયો ત્યાં આવીને પણ મારી નાખે તેમ છે અને અહીં બેઠો રહું તો આ ઘુવડ મારી નાખશે. હવે મારે કરવું શું ? મારે મુંઝાઇ જવું એ કોઈ પણ રીતે યોગ્ય નથી. આયુ ત્યાં સુધી જીવતા રહેવાનો કાંઇ પણ ઉદ્યોગ કરવો જોઇએ. બુદ્ધિમાન

નીતિવેત્તા પુરૂષો આપત્તિમાં ફસીને કદી પણ ચિંતામાં ડુબતા નથી. અત્યારે જો કે આ બિલાડો મારો કટ્ટો દુશ્મન છે તોપણુ તે આપત્તિમાં પડેલો છે અને હું એનો કાંઇ પણ ઉપકાર કરી શકું તેમ છું માટે હું તેમ કરી તેનો આશરો લઉં તો હાલ તો આ બીજા બે દુશ્મનોથી બચી શકાય તેવું છે. આ બિલાડો જો પોતાનાં પ્રયોજનની સિદ્ધિને માટે મારી સાથે મિત્રતા કરવાની હા પાડે તો મારૂં ધાર્યું કામ થાય તેમ છે આમ વિચાર કરી તે ઉંદર બિલાડા પાસે જઇ બોલ્યો કે ઓ બિલાડાજી! હું તમને મિત્રભાવથી પૂછું છું કે તમે જીવતા તો છો? હું તમને જીવતા રાખવા ચાહું છું. તમે જે આ જાળમાં ફસાઇ ગયા છો તેમાંથી હું તમને છુટા કરીશ. આમ કરવાથી આપણુ બન્નેનું કલ્યાણુ થશે. કારણુ કે નીચે બેઠેલો આ નોળીયો અને ઉપર બેઠેલો પેલો ઘુવડ મને મારવાને ટાંપી રહેલ છે તે જો તમે મારા મિત્ર થાઓ તો મને મારી શકે નહિ અને હું તમને આ જાળમાંથી છોડાવીશ એટલે તમે પણ પારાધીના ઝપાટામાંથી બચશો. આવી રીતે હું તમને બચાવું અને તમે મને બચાવો એવી યુક્તિ મેં ગોઠવી છે. જો તમને તે વાત ગમતી હોય તો આપણો મેળાપ થાય.

ઉંદરનાં વચનો સાંભળી બિલાડો બોલ્યો કે અરે ભાઈ! તારૂં કલ્યાણુ થાઓ. જો તેં આપણા બન્નેનું જીવિત સચવાય એવો વિચાર કર્યો છે તો હવે વિલંબ ન કર. મને આ ફાંસલામાંથી જલદી છોડ. હું તારો ઉપકાર નહિ ભૂલું. ઉંદર બોલ્યો કે હું તારી પાસે આવું છું. તું મને મારીશ નહિ. હું સોગન ખાઇને કહું છું કે હું તારા બંધનોને મારા દાંતોથી જરૂર કાપી નાખીશ. આમ કહી તે ઉંદર મીંદડાની પાસે ગયો અને તેની ગોદમાં ભરાઇ ગયો. તે મીંદડો પણ જેમ પોતાના બચ્ચાંને વહાલ કરે તેમ તે ઉંદરને પોતાની પાસે લઇ લીધો. આ જોઇ નોળીયો અને ઘુવડ બન્ને મહા આશ્ચર્ય પામી નિરાશ થઇ ત્યાંથી પોતપોતાના સ્થાનપર ગયા. એટલે ઉંદરે ધીમે ધીમે મીંદડાની જાળને કાપવા માંડી મીંદડો બોલ્યો કે બંધનને જલદી કાપી નાખ. ઉંદર કહે ધીરો થા. હું બરાબર સમયને જાણુનારો છું. તને જરા પણ અડચણ નહિ આવવા દઉં. આમ ધીમે ધીમે જાળ કાપતાં અને વાતો કરતાં સવાર પડી. જ્યારે દૂરથી પેલો વિકરાળ પારાધી દેખાણો એટલે ઉંદરે મીંદડાનો છેલ્લો બંધ કાપી નાખ્યો કે તરતજ તે મીંદડો પારાધીના ભયથી નાસીને ઝાડપર અને ઉંદર પોતાના દરમાં પેસી ગયો. પારાધી નિરાશ થઇ ચાલ્યો ગયો.

થોડા વખત પછી પેલો મીંદડો દર પાસે આવીને ઉંદરને કહેવા લાગ્યો કે મિત્ર! બહાર તો નિકળ તેં મારાપર ઉપકાર કર્યો છે તેથી મારા બાંધવો પણુ તારી સાથે પ્રીતિ રાખશે. તું મારી દેહનો, પ્રાણુનો અને ઘરનો પણ માલેક

છો. તું મારી સાથે રહી મને ઉપદેશ કરતો જા. હું સોગન ખાઉં છું કે મારાથી તને કદી પણ ભય નહિ થશે. જો કે હું પરાક્રમમાં અધિક છું પણ તું તો શુક્રાચાર્યના જેવો નીતિમાં પ્રવીણ હોવાથી મારો ગુરૂ થવાને લાયક છો.

ઉંદર બોલ્યો કે મેં તારી બધી વાત સાંભળી. હવે હું કહું તેપર ધ્યાન દે. કામની જરૂરીયાતને અનુસરી મિત્ર શત્રુ થાય છે અને શત્રુ મિત્ર થાય છે શત્રુતા અને મિત્રતા કારણથી થાય છે. સૌ સ્વાર્થનું સગું છું. કારણ વગર પ્રીતિ થતી નથી. કારણનો નાશ થતાં પ્રીતિ પણ નાશ પામે છે આ સંસારની ચાલતી રીત છે. સમય છે તે કારણને બદલાવી નાંખે છે અને જ્યારે કારણ બદલી જાય ત્યારે પ્રીતિ પણ મટી જાય એ નક્કી છે. આપણી પ્રીતિનું કારણ મટી ગયું છે તો પછી આપણી પ્રીતિ પણ મટી ગઇ હોવીજ જોઇએ. તું જન્મથીજ મારો શત્રુ છે. અમુક કાર્યના પ્રસંગે આપણ વચ્ચે મિત્રતા થઇ. તે કાર્યનો પ્રસંગ પૂરો થયો એટલે મિત્રતા પણ પૂરી થઇ અને જે શત્રુતા થોડા વખતને માટે અટકી હતી તે પાછી ચાલુ થઇ આ બધું જાણવા છતાં નીતિને સમજનારો હું હવે તારી જાળમાં કેમ ફસાઉં? તેં જેમ મને જીવતો રાખ્યો તેમ મેં તને જીવતો રાખ્યો આપણ બન્નેનું આવી રીતે કામ થઇ ચૂક્યું છે. હવે તું મને બહાર બોલાવે છે તેમાં મારૂં ભક્ષણ કરી જવા સિવાય તારો બીજો શો વિચાર હોય? હું નિર્બળ છું અને તું પરાક્રમી છે એટલુંજ નહિ પણ તું ખાનાર અને હું તારો ખોરાક છું. તો પછી હું તારા વિશ્વાસમાં કેમ ફસાઉં? માટે તું આશા છોડી અહીંયા ચાલ્યો જા. તું મને મળવા આવ્યો છે તે બધું હું જાણું છું તારી મિત્રતામાં મારે બીજું જે કાંઇ દેવું ઘટે તે આપું પણ તને મારો દેહ આપી દઉં તેવો હું મૂર્ખ નથી. કારણ કે સ્ત્રી, સંતાન અને ધનથી પણ આત્માની અધિક રક્ષા કરવી જોઇએ.

બીંદડો બોલ્યો કે મને પ્રતિકૂળ જાણી તેં અપૂર્વ વાતો કરી તે મેં સાંભળી. તેં મારા પ્રાણ બચાવ્યા છે તે હું જાણું છું તો પછી તારા તરફ કાંઇ પણ ખરાબ વર્તન કરવાનું તો મારાથી કેમજ બને! હું ગુણો અને ધર્મોને જાણનારો છું. તારા ઉપકારને ભૂલું તેવો નથી. છતાં પણ જો તું મારો ત્યાગ કરશે તો હું દુઃખને લીધે મારા પ્રાણનો ત્યાગ કરીશ.

ઉંદર બોલ્યો કે તું ગુણો અને ધર્મોને જાણનાર ભલે રહ્યો. પણ હું અર્થ શાસ્ત્ર ભણેલો હોવાથી આ વખતે તારો વિશ્વાસ કરી શકતો નથી. નીતિવેત્તા શુક્રાચાર્યજીએ કહ્યું છે કે જ્યાં સાધારણ શત્રુ હોય ત્યાં પરાક્રમી સાથે મળી જઇ સાવધાનપણે પોતાનું કામ કરવું પણ વિશ્વાસુ બની જવું નહિ. જેમ અવિશ્વાસવાળાપર વિશ્વાસ ન કરવો તેમ વિશ્વાસવાળાપર પણ

વિશ્વાસ ન કરવો. હમેશાં બીજાને પોતાના વિશ્વાસમાં લેવા પ્રણુ પોતે કોઈ બીજાના વિશ્વાસમાં ન ફસવું. વિશ્વાસ નહિ કરનારો નિર્બળ પણુ બળવાનના હાથથી માર્યો જાય છે. માટે આવા વખતમાં વિશ્વાસ એ મોટી આપત્તિનું કારણ. અને અવિશ્વાસ એ બચવાનું સાધન છે. હું જેમ તારાથી મારા દેહની રક્ષા કરૂં છું તેમ તું પણ સામેથી આવ્યા આવતા પારધીથી પોતાના દેહની રક્ષા કરવામાં સાવધાન રહે ઉંદરના આ શબ્દો સાંભળતાંજ બીલ્લો નિરાશા અને ત્રાસનો ધક્કો લાગ્યો હોય તેમ એકદમ ઘણી ઝડપથી ત્યાંથી નાસી ગયો.

યુધિષ્ઠિર ! આવી રીતે તે બુદ્ધિમાન ઉંદરે વખત વિચારી જોઇતી યુક્તિઓ કરી ત્રણ શત્રુની વચમાંથી પોતાનું રક્ષણ કર્યું. પુરૂષ જ્યારે સાવધાનપણું છોડી ચલાયમાન બુદ્ધિવાળો થાય ત્યારે તે નાશ પામે છે માટે જરૂર પડતાં શત્રુનો પણ આશ્રય કરવો પરંતુ તેનાથી ભોળવાઇ વિશ્વાસમાં આવી ફસાઇ જવું નહિ.

## બ્રહ્મદત્ત રાજા અને પૂજની પક્ષીણી.

' પોતે કોઇનું ભૂડું કરી પછી તે વાત ભૂલી જઈ તેનાં મીઠાં વચનોથી ભોળવાઇ તેનાપર વિશ્વાસ કરે તે તો મહા મૂર્ખજ કહેવાય છે. કાંપિલ્ય નગરમાં બ્રહ્મદત્ત રાજાના મહેલની અંદર પૂજની નામની પક્ષીણી રહેતી નથી. તે રાજાનું પણ પ્રીતિપાત્ર હતી. એ પક્ષિણીને જ્યારે પ્રસવ થયો ત્યારે રાજાને ત્યાં પણ પુત્ર જન્મ થયો. એ બન્ને બાળકોને માટે તે પક્ષિણી સમુદ્રના કિનારાપરથી અમૃત સમાન સ્વાદવાળાં અને તેજ તથા બળને વધારનારાં બે ફળ લાવી તેમાંથી એક ફળ પોતાનાં બચ્ચાંને ખવરાવ્યું. અને બીજું ફળ રાજકુંવરને ખાવા આપ્યું. ફળના પ્રભાવથી તે પક્ષિણીનો પુત્ર તેમજ રાજાનો કુંવર એ બન્ને મહા બળવાન થયા. તેઓ હમેશાં સાથેજ રમતા. એક દિવસ રમતાં રમતાં તે બાળક રાજકુંવરે પક્ષિણીના બચ્ચાંને મારી નાંખ્યું અને પોતે પોતાની ધાવના ખોળામાં જઇને બેસી ગયો, તેટલામાં તે પક્ષિણી ત્યાં આવી અને તેણે પોતાનાં બચ્ચાંને રાજકુંવરે મારી નાંખેલું જોયું. અશ્રુપાત કરતી તે બોલી કે રાજામાં પ્રીતિ હોતી નથી માટે તેનો વિશ્વાસ પણ ન કરવો જોઇએ. મને તેના વિશ્વાસનું આ ફળ મળ્યું. હવે મારે પણ તેનો બદલો તેને બરાબર આપવો. આમ કહીને વેગપૂર્વક દોડી તે પક્ષિણીએ પોતાના બન્ને પંજાથી તે બાળક રાજકુંવરની બન્ને આંખો ફોડી નાંખી. અને તે આકાશમાં જઇને બોલી કે જે જેવું કર્મ કરે તેને તેવું ફળ મળે. રાજા બ્રહ્મદત્તે પોતાના પુત્રને આ પક્ષિણીએ આંધળો કર્યો તે જોઇ તે પક્ષિણીને કહ્યું કે મારા પુત્રે તારૂં ભૂડું કર્યું અને તેં તેનો બ-

દશો આપ્યો. માટે હવે તારે મારો મહેલ છોડી જવાની કાંઇ પણ જરૂર નથી. માટે તું અહીં સુખેથી રહે. પક્ષિણી બોલી કે એક વખત જેની સાથે શત્રુતા કરી તેની પાસે રહેવું એ કલ્યાણકારક નથી. તેનાથી તો દૂર વસવું એજ કલ્યાણકારક છે. વળી શત્રુથી તો દૂર અવિશ્વાસમાં રહેવું એજ સુખકારક છે. વિશ્વાસથી ઉત્પન્ન થયો ભય મૂળને પણ કાપી નાખે છે. જે સ્થાનમાં પ્રથમ માન મળ્યું હોય ત્યાં અપમાન થયા પછી ફરીને ગમે તેટલું માન મળે તો પણ બુદ્ધિમાન કદી પણ રહે નહિ. જેઓ મોટાં શસ્ત્રાસ્ત્રોથી પણ દબાવી શકાતા નથી તેઓ મીઠાં વચનોમાં જે વિશ્વાસ કરે છે તો ફસાઇ જાય છે. રાજા શત્રુતા પાંચ કારણથી ઉત્પન્ન થાય છે. એક તો સ્ત્રીના કારણથી, બીજી પૃથ્વીના કારણથી, ત્રીજી અવળું બોલવાથી, ચોથી સ્વભાવથી અને પાંચમી કાંઇ અપરાધ કરવાથી. મારા અને તારા વચ્ચે જે શત્રુતા ઉત્પન્ન થઇ છે તે અપરાધ કરવાથી થયેલી છે. જેમ લાકડાંની અંદર આગ ગુપ્ત રહેલ છે તેમ મનુષ્ય હૃદયની અંદર શત્રુતા પણ ગુપ્તજ રહે છે. અપરાધથી ઉત્પન્ન થયેલી શત્રુતા શત્રુનો નાશ કર્યા વગર શાંત નથી થતી.

રાજા બ્રહ્મદત્ત બોલ્યો કે પૂજની! જે કામ જ્યારે થવાનું હોય છે ત્યારે થાય છે તેમાં કોઇનો કાંઇ પણ અપરાધ નથી. પ્રાણી માત્રને પેદા કરનાર પણ કાળ છે અને તેને મારનાર પણ કાળજ છે. જેમ અગ્નિ લાકડાંને ભસ્મ કરે છે તેમ કાળ પણ સમગ્ર જગતને ભસ્મ કરે છે. પક્ષિણી! મારા અને તારા વચ્ચે એવું કાંઇ પણ કારણ બન્યું નથી. માટે તું પ્રસન્ન ચિત્તથી અહીં નિવાસ કર. તેં મારા પુત્રની આંખો ફોડી તે હું તને ક્ષમા કરૂં છું અને તારા પુત્રને મારા પુત્રે માર્યો તેની તું પણ ક્ષમા કર.

પક્ષિણી બોલી કે જો કાળથીજ બધું થાય છે એવી બુદ્ધિ સ્થિર રહેતી હોત તો દેવતા અને દાનવો વચ્ચે યુદ્ધ શા માટે થાત! દરદીને માટે વૈદ્યે ચિકિત્સા કરવાની શી જરૂર રહેત? અને મરી જાય છે તેની પાછળ કોઇ વિલાપ પણ ન કરત. પણ હે રાજા! એવી બુદ્ધિ સ્થિર રહેતી નથી. મારો પુત્ર તારા પુત્રના હાથથી જ્યારે માર્યો ગયો તો મારા હાથથી તારૂં અનિષ્ટ થયું. અને હું જો હવે અહીં રહું તો મારૂં અનિષ્ટ તારા હાથથી થયા વગર રહે નહિ. પ્રાણ અને પુત્ર એ સર્વને પ્રિય હોય છે. દુઃખથી સૌ કોઇ ડરે છે અને સુખ સૌને વહાલું હોય છે. હું અહીં રહું અને તને જ્યારે તારા પુત્રની આપત્તિ યાદ આવે ત્યારે તારા મનમાં મારાપરની શત્રુતા તાજી થઇ આવે. શત્રુનાં વચનોપર વિશ્વાસ રાખનાર પથ્થરપર પછાડતાં ભરેલા ઘડાની જે દશા થાય તે દશાને પામે છે. માટે હું તો હવે અહીંથી જઇશ્રીજ

ઠેકાણે રહીશ. કુભારજા, કપૂત, અન્યાયી રાજા, કપટી ભાઈબંધ, મિથ્યા સ્નેહ અને આજીવિકા વગરનો તથા શત્રુતાવાળો દેશ એ બધાં ત્યાગ કરવા યોગ્ય છે. જે મીઠાં વચનો બોલે તેજ સ્ત્રી, જેથી સુખ ઉપજે તેજ પુત્ર, જે ન્યાય કરે તેજ રાજા, જેનાપર વિશ્વાસ રાખી શકાય તેજ મિત્ર, જે આપત્તિમાં પણ નાશ ન પામે તેજ સ્નેહ અને જ્યાં આજીવિકા આવે તેજ દેશ ગણાય છે. આમ બોલી તે પૂજની પક્ષિણી ત્યાંથી ચાલી ગઈ.

## મુનિ ભારદ્વાજ અને રાજા શત્રુંજયનું આખ્યાન.

યુધિષ્ઠિર કોઇ વખતે શત્રુંજય રાજાએ ભારદ્વાજ મુનિને નમન કરીને પૂછયું કે મહારાજ રાજાએ અપ્રાપ્ત વસ્તુની ઇચ્છા કેવી રીતે કરવી અને અને પ્રાપ્ત વસ્તુને વધારવી કેવી રીતે ? આ પ્રશ્ન સાંભળી મુનિ બોલ્યા કે રાજા ! બુધ્ધિમાને શત્રુના પક્ષની જડને કાપી-નાખવી શત્રુની સાથે વાતો મીઠી મીઠી કરવી પણહૃદયમાંતીક્ષ્ણ સઇયા જેવા રહેવું. શત્રુની સાથે સંધિ કરીને પણ પોતાનું કામ સિદ્ધ કરવું અને કામ સિદ્ધ થતાં તેનાથી છુટા પડી જવું મીઠાં વચનો બોલી શત્રુને પોતાપર વીશ્વાસવાળો કરાવવો પણ પોતે તો સાપવાળા ઘરમાં જેવી સાવધ ગિરી રાખવી પડે તેવીજ શત્રુથી સાવધગિરી રાખવી માત્ર તેને વિશ્વાસમા લેવા હાથ જોડવા, સોગન ખાવા મીઠાં વચનો બોલવાં. માંથુ નમાવી નમન કરવું અને આંખોમાંથી આંસુઓ પાડવાનું પણ ચુકવું નહિ પોતાનો અનુકુળ સમય ન હોય ત્યાં સુધી જો શત્રુને કાંધપર ચડાવી ફરવું પડે તો પણ ફરવું. પરંતુ જ્યારે પોતાનો અનુકુળ સમય આવે ત્યારે તો છીપર પર જેમ ઘડાને પછાડવામાં આવે તેમ તે શત્રુને પછાડી પાયમાલ કરી નાખવો સ્વાર્થ સાધવામાં તત્પર રાજાએ કોકીલ સ્વભાવ વાળા થવું એટલે કોકિલ જેમ પોતાના બચ્ચાંઓનુ પોષણ બીજાના હાથથી કરાવેછે તેમ રાજાએ પણ રક્ષા આદિકર્મ તેવે વખતે પ્રજા પાસે કરાવવાં વરાહસ્વભાવ વાળા થવું એટલે વરાહ જેમ મોથ વીગેરેની જડ કહાઢવાનુ કામ કર્યાંજ કરેછે તેમ રાજાએ પણ શત્રુની જડ કાઢવાનું કામ કર્યાંજ કરવું મેરુ પર્વત જેમ મજબુત છે. તેમ રાજાએ પણ મજબુત રહેવું અને મેરુ પર્વતનું જેમ કોઇથી ઉલ્લંઘન નથી થઇ શકતું તેમ પોતાનું પણ કોઇ ઉલ્લંઘન કરી શકે એવા થવું નહિ જેમ જૂદે જૂદે વખતે જૂદાં જૂદાં રૂપ ધારણ કરેછે તેમ રાજાએ પણ જે વખતે જેવી જરૂર પડે તેવું રૂપ ધારણ કરવું. શત્રુ પોતાના દોષો ન જાણી શકે એમ સાવચેત રહેવું પણ શત્રુના દોષો પોતે ગમે તેમ કરીને જાણી લેવા. પરાક્રમમાં સિંહ સરખા થવું અને સ્વાર્થ સાધવામાં ધ્યાનગ્રસ્ત બગલા જેવા પણ બની જવું. જરૂર પડતાં દેખવા છતાં પણ આંધળા જેવા બનવું અને સાંભળવા છતાંપણ બેહેરા થવું. જ્યારે

દેશકાળ અનુકૂળ જણાય ત્યારેજ પરાક્રમ બતાવવા બહાર પડવું, કારણ કે દેશકાળની અનુકૂળતા વગર પરાક્રમ નિષ્ફળ થાય છે. ભય સન્મુખ ન આવ્યો હોય ત્યાં સુધી ભયભીત રહેવું પણ ભય આવી પડે ત્યારે તો નિર્ભય થઈ તેને દૂર કરવાના ઉપાયો કરવા મંડી જવું. માણસને મુસ્કેલીપર ચડયાં વગર કલ્યાણનાં દર્શન થતાંજ નથી. હાથમાં આવેલા સુખને છોડી દેવું અને ભવિષ્યના સુખની આશા રાખવી આ બુદ્ધિમાનપણાનું લક્ષણ નથી. જે પુરૂષ શત્રુની પાસે વિશ્વાસથી રહે છે તે ઝાડની સહુથી ઉંચી ડાળપર ગાફલ થઈ સુખે સુવા બરોબર કરે છે. તે જ્યારે નીચે પછડાય છે. ત્યારેજ તેની આંખ ઉઘડે છે. શત્રુના શત્રુ સાથે જેમ બને તેમ હમેશાં સ્નેહ રાખવો અને પાખંડ તપસ્વીઓને શત્રુના દેશમાં પોતાના જાસુસ તરીકે રાખવા. તેઓ બગીચા, મઠ, પ્યાવા તીર્થ વગેરેમાં પોતાનું સ્થાન જમાવીને રહે અને શત્રુની ચર્ચા બરાબર જોયા કરે એમ તેઓને પ્રથમથીજ પઢાવી રાખવા. જેઓ અવિશ્વાસવાળા હોય તેનાપર વિશ્વાસ ન કરવો તેમ વિશ્વાસવાળા ઉપર વિશ્વાસ ન કરવો; કારણ કે વિશ્વાસપાત્ર માણસ જ્યારે બદલે છે ત્યારે તે સામા માણસના મૂળને પણ ઉખેડી નાખે છે. અપરાધીને મારવામાં જરા પણ નરમ ન થવું અને ઉત્તમ જનોને પોતાની પાસે એકઠા કરવામાં જરા પણ વિલંબવાળા ન થવું. શત્રુને ફટકો લગાવતી વખતે પણ મીઠાં વચન બોલવાં તેમ ફટકો લગાવ્યા પછી પણ તેના પર પ્યાર બતાવવો અને તરવારથી માથું કાપી નાખીને પણ તેનો શોક કરવો. ધર્મનું ફળ ચિત્તની શુદ્ધિ અર્થનું ફળ યજ્ઞાદિ તથા કામનું ફળ સુખી જીવન આ ત્રણ વાતો હમેશાં ધ્યાનમાં રાખવી. કરજનો થોડો ભાગ પણ બાકી રહી જાય તે જેમ થોડાજ વખતમાં પાછો દબાવી દે છે અગ્નિનો જરા જેટલો તણખો ઠાર્યા વગરનો રહી ગયો હોય તોપણ તે જેમ બધું બાળી દે છે તેમ શત્રુને પણ થોડો ઘણો બચવા દીધો હોય તો તે થોડાજ વખતમાં પાછો પગભર થઇ ભયંકર થઇ પડે છે. માટે તેને તો તે ફરીને પગભર નજ થઇ શકે તેમજ પાયમાલ કરી નાખવો. દરકાર ન કરેલ શત્રુ અને રોગ એ બન્ને પ્રથમ અલ્પ બળ હોય તોપણ થોડાજ કાળમાં બળવાન બની મહા ભયંકર થઇ પડે છે. રાજાએ ગીધના જેવા દીર્ઘ દૃષ્ટિવાળા થવું અને કુતરાની પેઠે ખબરદાર રહેવું તથા કાગડાની પેઠે બીજાઓની અંગચેષ્ટા જોઇને પણ તેના મતનો અભિપ્રાય ચેતી જવો, પાણીના રેલાની પેઠે સર્પ જેમ ક્યાંથી ક્યાં પેસી જાય છે તેની ખબર પડતી નથી તેમ રાજાએ શત્રુને ખબર ન પડે તેમ તેના કિલ્લા વગેરેને દબાવી દેવા, ભયંકર મતસ્વી શત્રુ સામે હાથ જોડીને અને તેવા લોભી શત્રુને ધન આપીને શાંત કરવો બુદ્ધિમાન શત્રુના સાથે વિરોધ કરી "હું

તેનાથી દૂર છું" એવે ભરોંસે રહેવું નહિ. કારણ કે બુદ્ધિમાનના હાથ ઘણા લાંબા હોય છે, તે ઘાયલ થયો હોય તોપણ પોતાના લાંબા હાથથી પકડીને મરી નાખે છે. જેની જડ ઉખડી શકે એવું ન દેખાય તેનાપર ઘા કરવોજ નહિ, ભારદ્વાજનાં વચનો સાંભળી ને ધ્યાનમાં રાખી એ રાજા તે પ્રમાણે વર્તીને આપત્તિને તરી ગયો.

## અતિથિનો સત્કાર અને શરણાગતની રક્ષા.

પુત્ર ! પોતાને ત્યાં અતિથિ આવે તેનો સત્કાર કરવો અને શરણાગતની રક્ષા કરવી એ ઉત્તમ ધર્મ છે. એ ધર્મનો ત્યાગ કરનાર અધર્મી કહેવાય છે. કોઇ એક ભયાનક જંગલમાં એક પારાધી કે જેને ધર્મની સાથે તો બાપ માર્યા જેવું વેર હતું તે હમેશ હિંસાને વાસ્તે ભમ્યા કરતો એક દિવસ તે જંગલમાં ગયા પછી વીજળીના ચમકારા થવા લાગ્યા અને થોડાજ વખતમાં જોસબંધ વરસાદ તુટી પડયો. પૃથ્વી જળથી ઢંકાઇ ગઈ અને એ વખતે ઠંડો પવન પણ નીકળ્યો પારાધી ઠંડીથી ધ્રૂજતો એક ઝાડ નીચે આવીને બેઠો સાંજ પડવા આવી ત્યારે વરસાદ બંધ પડયો અને આકાશ સ્વચ્છ થયું પણ પારધીને ઠંડીને લીધે સકડદમ થઇ ગયેલ હોવાથી તેને ઘેર પોહો-ચવાની હિંમત ચાલી નહીં. અને તેથી તેણે આજુ બાજુ નજર કરતાં એક કપોતનીને ટાઢથી ઠરી ગયેલી નીચે પડેલી જોઇ અને તરતજ તેને પીંજરામાં નાંખી રાતની રાત ત્યાંજ પડયા રહેવાનો વિચાર કર્યો.

એ ઝાડની ડાળપર કપોત પક્ષી રહેતો હતો. તે થોડી વાર પછી ત્યાં આવ્યો અને પોતાની સ્ત્રીની રાહ જોવા લાગ્યો તેની સ્ત્રી સવારથી ચણ લેવા ગઇ હતી તે સાંજ સુધી પણ પાછી ન ફરી ત્યારે તે ચિંતાથી બોલ-વા લાગ્યો કે આ વરસાદના વિઘ્નને લીધે તે જંગલમાં કયાંય મૃત્યુ પામી હશે. જો તેમ ન હોય તો અત્યાર સુધી કેમ ન આવે પુત્ર નોકર વગેરેથી ઘર ભલે ભર્યું હોય તો પણ સ્ત્રી વગરનું ઘર કોઇ રીતે સુખદાયક થતું નથી સ્ત્રી વગરનું ઘર જંગલ જેવું છે. એ પ્રીય શબ્દો બોલનારી મારી પ્રીયા જો હજી લગી ન આવી તો હવે મારૂં જીવવું વૃથા છે. એ મારી પતિવ્રતા પ્રિયા મને ભોજન કરાવ્યા વગર કદી ભોજન કરતી નથી અને હું નિ-દ્રાવશ થયા પહેલા કદી નિંદ્રાવશ થતી નથી. મારે સુખે સુખ અને મારે દુઃખે દુઃખ માનનારી અને મારા ખેદ વખતે મને આશ્વાસન આપનારી એ પતિવ્રતાને જો હવે હું ન દેખું તો હવે મારે આ ગ્રહસ્થાશ્રમમાં રહી શું કરવું છે.

આ વચનો તેની સ્ત્રીએ પ્રેમયાં પારાધીના પીંજરામાં પડયાં પડયાં સાંભળી અને તે મનમાં ને મનમાં બોલી કે આજે મારો ધન્ય દિવસ છે કારણ કે

મારા ગુણોથી પ્રસન્ન થએલ મારો પતિ મારાં વખાણ કરે છે. પછી તેણે કપોતને કહ્યું કે પ્રાણનાથ! તમે મારી ચિંતા કરો નહિ. હું આ પારધીના પાંજરામાં પડેલી છું. પણ મારા વચનપર તમે પ્રથમ ધ્યાન આપો કે જેથી આપણો ગૃહસ્થાશ્રમ સફળ થાય આપણે ત્યાં અતિથિરૂપે આવેલા આ પારધી ઠંડીથી હેરાન થાયછે અને ભૂખ્યા છે. માટે તેનો સત્કાર કરવો એ તમને યોગ્યછે. જે ગૃહસ્થ પોતાના સામર્થ્ય પ્રમાણે સત્કર્મમાં પ્રીતિ રાખે છે તે પરલોકમાં પરમ સુખને ભોગવે છે પોતાની પતિવ્રતા પત્નિનાં આવાં વચનોથી પ્રસન્ન થએલો તે કપોત તરતજ પારધી તરફ જોઇને બોલ્યો કે તમે ભલે આવ્યા. આ તમારૂંજ ઘર છે. એમ સમજજો. ઘેર શત્રુ આવ્યો હોય તો તેનું પણ આતિથ્ય કરવું એ ગૃહસ્થનો ધર્મ છે. પોતાને આશરે આવેલ પોતાનાં મૂળ ખોદનારને પણ ઝાડ કદી તપવા દેતું નથી. માટે તમે કહો તેમ હું કરીશ. તમે જરા પણ મુઝાશો નહીં પારધી બોલ્યો કે મને ઠંડી બહુ પડે છે માટે તેનો કાંઇ ઉપાય કર, તરતજ તે કપોતે ત્યાં કેટલાં એક સૂકાં પાંદડાં ભેળાં કર્યાં અને પછી તુરતજ ઉડયો. જરા વારમાં કયાંયથી એક બળતું ઉંબાડીયું લાવી પેલાં સૂકાં પાંદડાંઓમાં મૂકયું એટલે તાપ થયો. પારધીએ પોતાનું શરીર તેના પર શેકયું. તેથી તેની ટાઢ ઉડી ગઇ અને તે સ્વસ્થ થયો. એટલે બોલ્યો કે હવે મને ભુખ બહુ લાગી છે તેનો કાંઇ ઉપાય કર. આ સાંભળતાંજ તે કપોત તે અગ્નીને ત્રણ પ્રદક્ષણા કરી ઝડપથી તે અગ્નીમાં પેસી ગયો. પારધી તો તે જોઇને ભયભીતજ થઇ ગયો અને વિચારવા લાગ્યો કે અરે! મેં આશો ગજબ કર્યો! હવે હું કદી પણ ઘોર નર્કમાંથી છુટીશ નહીં. અરે! મને ધિક્કાર છે આ કપોતે આજ મને ધર્મનો મોટો ઉપદેશ કર્યો. હવે હું આ પાપવૃતી છોડી સ્ત્રી પુત્રને મુકી વૈરાગ્યથી સંસારનો ત્યાગ કરીશ. આમ બોલી તરતજ તેણે તે કપોતીને પીંજરામાંથી છોડી દીધી અને પોતાની પાસેની લાકડી તે પીંજરૂં અને જાળ વીગેરે જે કાંઇ હતું તે બધું તેણે દૂર ફેંકી દીધું.

કપોતની તરતજ પેલા અગ્નિ પાસે દોડી ગઈ અને બોલી કે વિધવા સ્ત્રી સર્વ પ્રકારે શોક કરવા યોગ્ય છે. જેની સાથે મેં સંસાર સુખ ભોગવ્યું અને મને સુખી રાખવા જેણે અનેક પ્રકારનાં યત્નો કર્યા હતા તે મારા પ્રાણપ્રિય પતિ આજ સ્વર્ગ તરફ જાય અને હું અહિં જીવતી રહું તો મને ધિક્કાર છે સ્ત્રીનું રક્ષણ કરનાર પતિજ છે. આમ કહી તે પણ અગ્નિમાં પેસી ગઇ અને બળી ગઇ. જરાવારમાં આકાશમાં અનેક વિમાનોથી વીંટાએલ એક દિવ્ય વિમાનમાં દિવ્યરૂપધારી તે કપોત અને કપોતનીને જોઇ પારધીને પરમ આશ્ચર્યની સાથે તીવ્ર વૈરાગ્ય થયો. ઘેર ન જતાં કોઇ વનમાં નિકળી

જઇ. કેવળ પવનનાજ આહારથી શરીરને કૃશ કરી થોડાજ કાળમાં ત્યાં એક હુતાશન બળતો હતો તેની અંદર પોતાના સર્વ પાપો સહીત શરીરને હોમી દઇ. પોતે. સિધ્ધીને પ્રાપ્યો.

યુધિષ્ઠિર! ઘેર આવેલા અતિથિનું સર્વ પ્રકારે આદરમાન રાખવું જોઇએ. પોતે કષ્ટ વેઠીને પણ તેને સુખી રાખવો અને પ્રસન્ન કરવો એ ગૃહસ્થનું મુખ્ય કર્તવ્ય છે. વળી જે શરણે આવે તેની તો અવશ્ય રક્ષા કરવી જોઇએ. બીજાં અનેક મહા પાપોનાં પણ પ્રાયશ્ચિત્ત છે પરંતુ જે શરણ આવેલાને મારે છે. તેનું પ્રાયશ્ચિત પણ કંઇ નિકળતું નથી અર્થાત્ એ મહા પાપ કદી પણ મટતું નથી.

## પાપનું પ્રાયશ્ચિત્ત.

પુત્ર! પુર્વે જનમેજય નામના રાજાને બ્રાહ્મણની હત્યા કરીને પાછળથી પશ્ચાત્તાપ થતાં તે ઇંદ્રોત નામના મુનિ પાસે ગયો મુનિએ પ્રથમ તો તેનો ઘણો અનાદર કર્યો પણ પાછળથી તેનો ઘણો પશ્ચાત્તાપ જોઇ તેને ધર્મનો ઉપદેશ આપ્યો અજ્ઞાનથી થએલ પાપ પશ્ચાત્તાપ કરવાથી ઘણે ભાગે નાશ પામી જાય છે. હવેથી હું પાપ કર્મ નહિ કરતાં પુણ્ય કર્મોમાંજ પ્રવૃત્ત રહીશ આનો દૃઢ સંકલ્પ પ્રથમનાં પાપોનાં મૂળને શિથિલ બનાવી દેછે એક વર્ષ પર્યંત સાવધાનપણે અને તત્પરતાથી અગ્નિની ઉપાસના કરવાથી પુરૂષ સાધારણ પાપથી પૃથક એટલે છુટો થઇ શકે છે. ભ્રૂણ હત્યા કરનારો પુરૂષ ત્રણ વર્ષ સુધી અગ્નિનું ઉપાસન કરે ત્યારે છુટે છે તેમજ પુષ્કર પ્રભાસ વગેરે તીર્થ યાત્રાઓથી પણ તે પાપ મટેછે જેટલા જીવોની ઘાત કરવામાં આવી હોય તેની સાથે તેટલાજ જીવોની રક્ષા કરતાં તે ઘાતનું પાપ નાશ પામે છે. દેવ ગુરૂ બ્રહસ્પતિએ પણ કહ્યું છે કે અજાણતાં પાપ થઇ ગયા પછી બુદ્ધિ અને શ્રદ્ધાપૂર્વક પવિત્ર કર્મોનો નિરંતર અભ્યાસ રાખવાથી તે પાપ નાશ પામે છે.

## નિશ્ચય અને ધૈર્ય તરફ દેવની દયા દ્રષ્ટિ હોય છે.

યુધિષ્ઠિર! જ્યાં નિશ્ચય નથી હોતો અને ધૈર્ય પણ નથી હોતું ત્યાં દેવની સહાયતા પણ નથી હોતી અને તેથી કાર્યની સિદ્ધિ પણ નથી થતી પોતપોતાના કાર્યની સિદ્ધિને માટે નિશ્ચયપૂર્વક મંડ્યા રહેનારને ઇશ્વર ગમે તે રસ્તે કંઇ પણ લાભ આપે છે. અહીં એક પ્રાચીન ઇતિહાસ કહેવામાં આવે છે કે નૈમિષારણ્યમાં કોઇ એક બ્રાહ્મણનો પુત્ર બાલઅવસ્થાના કોપને લીધે મરણ પામતાં તેના સંબંધીઓ તેને સ્મશાનમાં લઇ ગયા. એ બાળકપર તે સૌને એવો તો પ્રેમ હતો કે સૌ શોક અને મોહથી વિવશ થયા અને બાળકને ઘડી રોવા લાગ્યા. જ્યારે આમ કરતાં ઘણો વખત ગયો ત્યારે [illegible]

ઉપર બેઠેલો એક ગીધ તેઓને કહેવા લાગ્યો કે લોકો ! હવે એ શબને છોડીને તમે ચાલ્યા જાઓ. શ્મશાનમાં લાંબો વખત રહેવું યોગ્ય નથી. આ સ્થળે અસંખ્ય પ્રાણીઓને તેઓનાં સંબંધી છોડી છોડીને ચાલ્યાં જાય છે. દુઃખથી ભરપૂર આ સંસારમાં સાથે રહેવું અને છુટ્યું પડવું એ સ્વાભાવિક છે. આ દશા સર્વને પ્રાપ્ત થનારી છે. જેનો જન્મ તેનું મરણ અવશ્ય છે. માટે તમો પુત્ર સ્નેહને છોડીને સૌ પોતપોતાના સ્થાનપર જાઓ આ સાંભળી સૌએ જવાની તૈયારી કરી પણ તેટલામાં એક શિયાળ પાસે આવીને બોલ્યો કે અરે નિર્દય મનુષ્યો ! આ કોમળ બાળકને છોડી તમો કેમ નાસી જાઓ છો ? તમને અહીં કોણ ખાઇ જાય છે ? હજુ તો સૂર્ય પણ અસ્ત નથી પામ્યો. મરણ પામેલ પણ વખતપર સજીવન થાય છે. અને તેમ નહિ તોપણ તમોને એવડી બધી શું ધાડ આવી છે કે આ પરમ પ્રેમપાત્ર પુત્રને છોડીને ઉતાવળા ચાલ્યા જાઓ છો ? શિયાલના વચનથી ભોંઠા પડેલા તે લોકો પાછા તે બાળક પાસે આવ્યા તે જોઇ ગીધ બોલ્યો કે અરે અકુલીન આદમીઓ ! આ શિયાળના ભમાવવાથી કેમ ભમો છો ? આ કાષ્ટરૂપ થયેલ બાળકનો શોક કરોછો પણ તમો પોતાના આત્માનો શોક કેમ કરતા નથી ? તમોને સંસારની અસ્થિરતા જણાતી હોય તો અહીંથી જઇ ઉગ્રતપ કરો અને પાપોથી છુટો. હવે અહીં બેસી રહેવાથી શું ફળછે ? વિલાપ કરવાથી શું વળે તેમછે ? ગમે તેવાં પ્રીતિપાત્રને પણ સૌ લોકો અહીં મૂકીને પછી બેસી રહેતા નથી. તેઓ થોડીવારે પાછાં ચાલ્યાજ જાયછે. હવે તમો ઘણીવાર બેસશો તોપણ આ શબને શું કરવાના છો? અંતે સર્વ કોઈ મૃત્યુને આધીન થયા સિવાય રહેતો નથી. ગીધ બોલી રહ્યો એટલે શિયાળ બોલ્યો કે લોકો; આ બુદ્ધિવગરના ગીધના બોલવાથી તમારીપ્રિતિ આ બાળકપરથી ઘટી ગઇ હોય એમ હું દેખુછું. હવે હું સમજ્યો કે સંસારમાં લોકો પોતાના પુત્રાદિકપર જે કાંઇ પ્રીતિ બતાવેછે તે બધું દેખાવમાત્ર છે જો ખરી પ્રીતિ હોયતો આ કમળ સમાન નેત્રવાળા તેજસ્વી બાળકને છોડીને તેનો બાપજ ઉઠીને ચાલવા માંડે એમ બનેજ કેમ ? તમે આવા નિર્દય કેમ બની જાઓછો? પિતૃઓનું તર્પણ કરવામાં પુત્રનોજ મુખ્ય અધિકાર છે અરે; એવા પુત્રને છોડીને કેમ ચાલ્યા જાઓછો? ઉદ્યોગ કરો અને ધૈર્ય રાખો કાંઇ સારૂંજ ફળ થશે. સૂર્યાસ્ત સુધી તો રોકાઓ. ગીધ બોલ્યો કે અરે મનુષ્યો મારી અવસ્થા હજાર વર્ષ કરતાં વધારે થઈ છે. તેટલા વખતમાં તો મેં કોઇને મુવા પછી જીવતું થતું જોયું નથી. શામાટે આ લુચ્ચા શિયાળના બોલવાપર આધાર રાખી હેરાન થાઓ છો? કેટલાએક ગર્ભમાંજ નાશ પામે છે, કેટલાએક જન્મ થયે તરત મરી જાયછે, કેટલાએક બાળપણામાં મૃત્યુ વશ થાયછે, કેટલા

એક યુવાવસ્થામાં દેહ ત્યાગ કરે છે, કેટલાએક પ્રૌઢાવસ્થામાં પ્રાણ રહિત થાય છે અને કેટલાએક વૃદ્ધાવસ્થામાં મરણ પામે છે. એતો જેમ સરજ્યું હોય તેમ થયા કરે છે." મસાણેથી મુડાં પાછા વળવાનું બોલનાર અને તેમ માનનાર એ બન્ને મૂર્ખ શિરોમણિ ગણાય છે. આનો જીવતો બીજા દેહમાં પહોંચી પણ ગયો હશે અને હવે આ ખોળીયું તો કેવળ કાષ્ટતુલ્ય જડ છે. હવે આ તમારી પ્રિતિ અને તમારો પરિશ્રમ નિષ્ફળ છે. હવે તેને તમે જીવતો દેખવાના નથી કે તેનું બોલવું કાને સાંભળવાના નથી. આમ કરવાથી શોક બમણો થાય છે. શિયાળ બોલ્યો કે આ પાપી ગીધના બોલવાપર તમે આધાર ના રાખો આ બાળકને છોડીને ચાલ્યા જવાથી તમને ખેદ અને પસ્તાવો એ બન્ને થશે તમારા સાંભળવામાં હોવું જોઇએ કે રામચંદ્રજીએ શંબુક શૂદ્રને મારવાથી બ્રાહ્મણનો પુત્ર સજીવન થયો હતો એવીજ રીતે કોઇ દેવ મુનિ કે સિદ્ધ તમારા પર દયા કરી આ બાળકને સજીવન કરે તો તેમાં કાંઇ પણ અસંભવિત નથી. તમારે માત્ર ધીરજ રાખવી જોઇએ આ સાંભળી બાળકનો પિતા બાળકને ખોળામાં લઇ સ્નેહથી અશ્રપાત કરવા લાગ્યો અને બીજા સંબંધીઓ પણ પાછા ફરતા બેસી ગયા. તે જોઇ ગીધ બોલ્યો કે અરે ? આ મરી ગયેલ બાળક હવે આવા હજારો શિયાળના ભોગ આપી દો તોપણ ફરી જીવે નહિ. જરા તો વિચાર કરો. તમારા અશ્રુપાતથી સો તે જીવવાનો નથીજ કદી કોઇ દેવતા આને જીવતો કરે એવી તમને આશા હોય તો અહીંથી જઇ તે દેવતાની દયા તમારાપર ઉસ્કેરાય એવો કાંઇ ઉપાય કરો, પણ અહીં બેઠા રહેવાથી તેનું પણ કાંઇ થવાનું નથી. હું, તમે અને શિયાળ વગેરે સર્વ મૃત્યુના પાશથી છુટવાના નથીજ. હું તમોને ખરૂં કહુંછું તમારામાં અક્કલ હોય તો અમારા બેમાંથી તમને ખરૂં કોણ સમજાવે છે અને જૂઠું કોણ કહે છે તે નક્કી કરો. આ બાળકની આંખો ચેષ્ટા વગરની થઇ ગઇ છે, હાથ પગ પણ હાલતા ચાલતા નથી. પ્રાણ વાયુ ક્યારનોએ નિકળી ગયો છે છતાં તમે ખાલી બેઠા રહીને શું કરશો ? આ સાંભળી તે લોકોએ બાળકને છોડી ત્યાંથી જવાની વૃત્તિ કરી એટલે વળી શિયાળ બોલ્યો કે આ સંસારને જોઇને મને ખરેખર કમકમાટી છુટેછે. જીવતાં ખુબ પ્યાર બતાવવો અને મુવા પાછળ બે ઘડી રોકાવામાં પણ કંટાળી જવું એ રીતિ શું થોડી આશ્ચર્યજનક છે ? આવા સ્વાર્થમય સંસારમાં એક મુહૂર્ત માત્ર રહેવું જે પણ મને તો ઠીક નથી જણાતું તમારા સરખા અજ્ઞાની લોકોને ધિક્કાર છે કે જેઓ આ અપવિત્ર ગીધના બોલવાપર આધાર રાખી પોતાના પ્રિય પુત્રને છોડી ચાલ્યા જવા તૈયાર થયા છે હું નિઃસંદેહ ચિત્તથી આ બાળકને જીવતો જોઉં છું.

એનો નાશ થવાનો નથી એ નક્કી છે. એ સાંભળી તેઓએ ત્યાંથી ઉઠવાના વિચારને માંડી વાળ્યો ત્યારે ગીધ પણ ફરીને તેઓને કહેવા લાગ્યો કે ભૂત, પ્રેત, યક્ષ, રાક્ષસો અને હિંસક પશુઓથી ભયંકર આ સ્મશાનભૂમિ સૂર્યના અસ્ત પછી વળી વધારે ભયંકર થાય છે. માટે તમે આ શિયાળનાં બોલવાથી ભમો નહિ અને સૂર્ય આથમવાની તૈયારીમાં છે માટે હવે અહીંથી જાઓ. જો તમે એના બોલવાપર ચાલશો તો રાત પડતાં ખાલી તમારાપર પણ ભય આવી પડશે શિયાળ બોલ્યો કે એ લુચ્ચો ગીધ. ગમે તેમ બોલે પણ તમારે ડરવાનું કાંઇ પણ કારણ નથી. હજી સૂર્ય દેખાય છે તમને શી અડચણ છે ? ગીધ બોલ્યો કે લ્યો સૂર્ય તો આથમ્યો. શિયાળ બોલ્યો કે સૂર્ય આથમવાનો હજી જરા વિલંબ છે માટે ઉતાવળ ન કરો.

આમ પોતપોતાના સ્વાર્થ સાધવામાં મહા ચતુર એ ગીધ તથા શિયાળ પોતાથી બન્યું ત્યાં સુધી તે લોકોને પોતપોતાના મન તરફ ખેંચી જવાની મહેનત કરી ચુપ થઇ ગયા. તેટલામાં સાક્ષાત્ શ્રી મહાદેવજીએ ત્યાં આવી દર્શન દઈ તે બાળકને સજીવન કર્યો અને પેલા ગીધ તથા શિયાળને પણ ભૂખનો નાશ થવાનું વરદાન આપ્યું. આવી રીતે જો તે બાળકના સંબંધીઓએ ધૈર્ય રાખ્યું તો તેઓને રૂડું ફળ મળ્યું અને તેની સાથે પોતપોતાના સ્વાર્થ માટે પણ ગીધ અને શિયાળ એક નિશ્ચયથી મંડયા રહ્યા તો તે સૌ દેવની દયા દૃષ્ટિના પ્રસાદને પામ્યા.

## સમર્થ સામે થવાના ગર્વનું ફળ-પવન અને સેમળાનું ઝાડ.

યુધિષ્ઠિર ! જે રાજા પોતે થોડા સામર્થ્યવાળો હોય છતાં અભિમાનથી વધારે સામર્થ્યવાળા રાજાને ન ગણકારે અને તેની સાથે વિરોધ કરે તે અંતે તેવા વર્ગથી પાયમાલ થયા વગર રહેતો નથી. હિમાલય પર્વતના શિખરપર એક મોટું સેમળાનું ઝાડ હતું તેની મોટી મોટી ડાળીઓની નીચે હાથી વગેરે વનપશુઓ આવીને વિશ્રાંતિ લેતાં હતાં એક દિવસે નારદ મુનિએ તે ઝાડ પાસે આવી તેને પૂછયું કે આવા ઉંચાં સ્થળમાં તું એકલો આવી રીતે ઉભેલ છે તે વિષે મને આશ્ચર્ય થાય છે કે પવન તને કંઈ હરકત કરતો નથી. પવન પોતાના સપાટાથી સેંકડો મોટાં મોટાં વૃક્ષોને સુવાડી દેછે તે તારૂં નામ લેતો નથી તેથી તે શું તારી સાથે મિત્રતા ધરાવે છે ? સેમળો બોલ્યો કે મુનિરાજ ! હું એવો પરાક્રમી અને મજબૂત છું કે પવન મને કાંઇ કરી શકે તેમ નથી. પવન મારો મિત્ર નથી હું તેની સાથે મિત્રતા કરવાને ચાહતો નથી. મને તેની કાંઇ પણ પરવા નથી. હું પોતે તેનાથી મારો બચાવ કરવા સમર્થ છું. પવનને તો હુંજ અટકાવી દઉં એવો છું. મેં ઘણી વખત તેના બળને ત્રોડી નાખેલછે. નારદજી બોલ્યા કે અરે સેમલા!

એવું અભિમાન કર નહિ. બધા દેવતાઓમાં વાયુદેવ વિશેષ બળવાન છે. તું એના સન્માનને બદલે તેનું અપમાન કરે છે તે યોગ્ય કરતો નથી. મને જણાય છે કે આ તારો મિથ્યા બકવાદ છે. ચંદન, શાલ, દેવદાર વગેરે મોટાં મોટાં વૃક્ષો પણ વાયુદેવને માટે આવી નિંદા કરતાં નથી. કારણ કે તેઓ વાયુદેવના બળને અને પોતાના બળને પણ જાણે છે.

ઉપર પ્રમાણે કહી નારદમુનિ ત્યાંથી નિકળી વાયુદેવ પાસે આવી કહેવા લાગ્યા કે હિમાલયના શિખરપર રહેલા સેમલાએ ગર્વિષ્ટપણાથી તમારા બળને એવું ધિક્કારી કહાડ્યું છે કે તેના શબ્દે શબ્દ તો હું તમારી આગળ બોલી પણ શકતો નથી. આ સાંભળી પવન પોતેજ એકદમ સેમળા પાસે જઇ બોલ્યો કે તેં નારદજી પાસે મારા બળને ધિક્કારી કહાડ્યું તેનો સ્વાદ હું તુંને આવતી કાલે ચખાડવાનો છું. તારી નીચે બ્રહ્મદેવે વિશ્રાંતિ લીધી હતી તેથી તને હેરાન ન કરવો એવા વિચારથી હું તને આટલા દિવસ બચાવતો હતો. પણ હવે ચેતતો રહેજે. સેમલો બોલ્યો કે તમારાથી થાય તે કરી લેજો. હું તમારાથી ડરતો નથી. પવને કહ્યું કે તેની ખબર આવતીકાલે પડશે. આમ કહી તે ત્યાંથી ચાલ્યો ગયો. રાતપડી અને સેમલાને વિચાર થવા લાગ્યો કે હું બળમાં એના બરોબર છુંજ નહિ. હવે આવતી કાલે તે મને અવસ્ય નાશ પમાડશે. આવા ભયથી તે પોતાની શાખાઓ, પુષ્પો અને ફળોને છોડી આપોઆપ પૃથ્વીપર પડી ગયો. બીજે દિવસ સવારમાં પવને ત્યાં જોસબધ આવીને જોયું તો સેમલો પોતાની મેળેજ બેહાલ બની ગયો છે પવન બોલ્યો કે હું તારી જે દશા કરત તે દશામાં ભયથી તું પોતાની મેળે આવી પડ્યો છે. હવે હું તને વધારે હેરાન કરતો નથી. આ વખત સેમલાને ઘણો પસ્તાવો થયો. માટે જે નિર્બળ રાજા પ્રથમ વિચાર કર્યા વિના બળવાનથી આખડે છે તેની અંતે એ દશા થાય છે.

## અનર્થોનું ઉત્પત્તિ સ્થાન-લોભ.

યુધિષ્ઠિર! લોભ એ અનર્થનું મૂળ છે. લોભથી, પાપ અધર્મ અને અતિ દુઃખ પ્રાપ્ત થાયછે ક્રોધ, કામ, મોહ છળ અપમાન, પરાધીનતા, અધૈર્ય નિર્લજ્જતા, ધનક્ષય, અપકીર્તિ અને ચિંતા પણ લોભથીજ ઉત્પન થાય છે. અતિ તૃષ્ણા, વિપરીત કર્મો અહંકાર, રૂપમદ, ઐશ્વર્યમદ સર્વથી શત્રુપણું અવિશ્વાસ્યતા કુટીલતા પરધન હરી લેવાની ઇચ્છા, પરસ્ત્રી સંગ વ્યસન વેગ, નિંદાવેગ, ઉદવેગ, ઇર્ષ્યાનો વેગ, હત્યા વેગ, અને મૃત્યુ વેગ, પણ લોભથીજ પ્રગટ થાય છે. કાળે કરીને આયુષનો ક્ષય થાય છે પણ પળગેલા લોભનો ક્ષય થવો મુશકેલ છે. મહા સમુદ્ર જેમ નદીઆદિનાં જળથી ધરાતો નથી, તેમ લોભી પુરૂષ પણ સંપત્તિથી તૃપ્ત થતો નથી લોભી પુરૂષ સ-

સત્પુરૂષોએ નિયત કરેલા માર્ગોને ખોદી નાંખે છે. લોભી માણસ આ લોકમાં થનારી નિંદાની પરવા નથી કરતો અને પરલોકમાં સદ્દગતિની આકાંક્ષા પણ નથી રાખતો. માટે લોભનો ત્યાગ કરી શિષ્ટાચારમાં પ્રવૃત્ત થવું, દયાવાન થવું. પિતૃ, દેવ અને અતિથિના પૂજનમાં સાવધાન રહેવું, પ્રાણી માત્રના હિતનું ચિંતન કરવું. સત્ય બોલવું અને સત્સંગ રાખવો. લોભથીજ અજ્ઞાન ઉત્પન્ન થાય છે અને અજ્ઞાન સર્વ પ્રકારની અધોગતિનું કારણ છે. જનક, યુવનાશ્વ, વૃષાદર્ભ અને પ્રસેનજિત્ વગેરે રાજાઓ લોભ છોડવાથીજ સદ્દગતિને પામ્યા છે.

## ખડ્ગવિદ્યાની ઉત્પત્તિ તથા તેનો પ્રસાર.

ખડ્ગવિદ્યામાં કુશળ નકુલે પૂછ્યું કે પિતામહ! પ્રજા રક્ષણના મુખ્ય સાધનભૂત ખડ્ગની ઉત્પત્તિ કેવી રીતે તથા તેનો પ્રસાર કેવી રીતે થયો તે મને કહેવા કૃપા કરો. ભીષ્મ પિતામહ બોલ્યા કે નકુલ! હું તમારા પ્રશ્નનો ઉત્તર આપું છું તે સાંભળો, બ્રહ્માએ સૃષ્ટિ રચ્યા પછી જ્યારે દૈત્યો સંસારને પીડા દેવા લાગ્યા ત્યારે બ્રહ્મા હિમાલયના એક પ્રદેશમાં ધ્યાનગ્રસ્ત થયા. તે વખતે તેના શરીરમાંથી ઉગ્ર તેજ નિકળ્યું. તે તેજ ખડ્ગરૂપે ગોઠવાયું. એટલે બ્રહ્માએ તે ખડ્ગ મહાદેવજીને આપ્યું. મહાદેવજીએ તેથી દૈત્યોનો પરાજય કરી તે વિષ્ણુને સોંપ્યું. વિષ્ણુએ મરીચિને, મરીચિએ મહર્ષિઓને, મહર્ષિઓએ ઇંદ્રને, ઇંદ્રે લોકપાલોને, લોકપાલોએ મનુને, મનુએ ક્ષુદને, ક્ષુદ્રે ઇક્ષ્વાકુને, ઇક્ષ્વાકુએ પુરૂરવાને, પુરૂરવાએ આયુને, આયુએ નહુષને, નહુષે યયાતિને યયાતિએ પુરૂને, પુરૂએ અમૂર્ત્તરયને, અમૂર્ત્તરયે ભૂમિશયને, ભૂમિશયે ભરતને, ભરતે ઐલવિલને ઐલવિલે ધુંધુમારને, ધુંધુમારે કાંબોજને, કાંબોજે મુચુકુંદને, મુચુકુંદે મરૂતને, મરૂતે રૈવતને, રૈવતે યુવનાશ્વને, યુવનાશ્વે રઘુને, રઘુએ હરિતાશ્વને હરિતાશ્વે શૈનકને, શૈનકે ઔશીનરને, ઔશીનરે યાદવ ભોજને, ભોજે શિખિને, શિખિએ પ્રતર્દનને, પ્રતર્દને અષ્ટકને, અષ્ટકે પૃષદશ્વને, પૃષદશ્વે ભરદ્વાજને, ભરદ્વાજે દ્રોણાચાર્યને દ્રોણાચાર્યે કૃપાચાર્યને અને કૃપાચાર્યે તમો સૌને એ ખડ્ગવિદ્યા આપેલછે. આ સાંભળી નકુલ અતિ હર્ષ પામી ભીષ્મને નમ્યો.

## કૃતઘ્નની અધર્મતા.

યુધિષ્ઠિરના પૂછવાથી ભીષ્મ વળી કહેવા લાગ્યાકે યુધિષ્ઠિર! રાજાએ કૃતઘ્ન લોકોથી દૂર રહેવું અને પોતે કદી પણ કૃતઘ્ન થવું નહિ. કર્યા ઉપકારને હણે અથવા ઉપકારને બદલે અપકાર કરે તે કૃતઘ્ન કહેવાયછે. કૃતઘ્નની કદી પણ સારી ગતિ થતી નથી. આ સ્થળે હું તમને એક ઇતિહાસ કહું છું તે સાંભળો.

પૂર્વે પોતાના ધર્મથી બહિષ્કૃત થયેલો ગૌતમ નામનો એક અધમ બ્રાહ્મણ

પોતાના પાપકર્મોને પરિણામે દરિદ્ર થયેલો અને તેથી જંગલમાં હેરાન થતો અને ભટકતો એક વડના ઝાડની નીચે આવીને બેઠો. થાકી ગયેલ હોવાથી પોતાની ભૂખ મટાડવા માટે દૂર પહોંચી ક્યાંય પાપ કર્મમાં પ્રવૃત્ત થઇ શકે તેટલી સત્તા તેનામાં રહી નહતી. અને તેટલામાં સાંજ પડી તેથી તેણે ત્યાંજ બેશી રહેવાનો નિશ્ચય કર્યો. થોડીવારમાં નાડીજંઘ નામનો બગલાઓનો રાજા કે જે કુશ્યપનો પુત્ર અને દક્ષતનો દોહીત્રો હતો તથા બ્રહ્માની સભામાં પણ માન મેળવતો તે ત્યાં આવ્યો. કારણ કે તે રાત્રિ સમયે તે વૃક્ષમાં નિવાસ કરતો. તેને જોઇ બ્રાહ્મણે તેનો ઘાત કરવાનો વિચાર કરી તે તરફ જોયું. પણ તેટલામાં તે નાડીજંઘે તેની સામે ફરી તેને કહ્યું કે બ્રાહ્મણ! તમે આજ મારે ત્યાં અતિથિ છો. આમ કહી તેને આસનપર બેસાડી માછલાંઓનું ભોજન આપ્યું. ત્યાર પછી પોતાની પાંખોથી પવન નાંખી તેનો થાકને ઉતાર્યો અને પાંદડાંની પથારી પાથરી સુવાની સગવડ કરી આપી. પછી પૂછ્યું કે મહારાજ! આ જંગલમાં કેમ ભમો છો? બ્રાહ્મણ બોલ્યો કે હું નિર્ધન છું તેથી ધન મેળવવા જવા ઇચ્છા રાખુ છું. ત્યારે નાડીજંઘ બોલ્યો કે મહારાજ! હવે ધનની ચિંતા તમે કરો નહિ. કારણ કે તમે મારા અતિથિ થયા છો અને હું તમારો મિત્ર થયો છું તેથી મારા તરફથી તમને કાંઇ લાભ મળવો જોઇએ. માટે તમે કાલ સવારના અહીંથી મેરૂવીજ નાગના નગરમાં વિરૂપાક્ષ નામે રાક્ષસોનો રાજા મારો મિત્ર છે તેની પાસે જજો. મારૂં નામ લેશો એટલે તે તમને જોઇએ તેટલું ધન આપશે.

બ્રાહ્મણ બીજે દિવસે સવારમાં ઉઠી ત્યાં ગયો. કાર્તિકી પૂર્ણિમાને નિમિત્તે તે રાક્ષસરાજે હજારો બ્રાહ્મણોને જમાડી ઉપરથી જોઇએ તેટલી દક્ષિણા આપી તે વખતે આ બ્રાહ્મણને પણ જમાડી તેનાથી ઉપડે તેટલું સુવર્ણ આપ્યું. બ્રાહ્મણ તે લઇ સાંજ પડતાં પેલા વડ નીચે આવ્યો. નાડીજંઘે તેનું સ્વાગત કર્યું. પછી બ્રાહ્મણને તાપવા માટે તેની પાસે અગ્નિ સળગાવી તે સુઇ ગયો. આ નીચ બ્રાહ્મણ ભૂખ્યો હોવાથી જાગતો હતો તેણે વિચાર કર્યો કે આ બગલો દુષ્ટ છે. તેને મારી નાખું તો કાલ ખાવામાં કામ લાગશે. એમ વિચારી તરત ઉઠી તે ઉંઘતા બગલાને મારી નાંખ્યો અને તેની પાંખો ખેરી નાંખી પોટલામાં બાંધી પોતાના ઘર તરફ ચાલ્યો ગયો.

નાડીજંઘ હમેશાં પોતાના મિત્ર વિરૂપાક્ષને મળતો. પણ આ રાત વીતી ગઇ, સવાર પડી અને બપોર થયા તોપણ નાડીજંઘ ન આવવાથી વિરૂપાક્ષે તેની શોધ માટે માણસો મોકલ્યાં તો વડના ઝાડ નીચે તેની પાંખો ખરેલી જોવામાં આવી પગલું જોતાં પેલા બ્રાહ્મણને ત્યાં જઈ પકડ્યો. તેની પાસેથી નાડીજંઘનું શબ નિકળ્યું. વિરૂપાક્ષ પાસે તેને ઉપાડી ગયા. વિરૂ-

પાક્ષે આ બધી બાબત જાણી પોતાના મિત્ર માટે ઘણો શોક કર્યો અને પછી ક્રોધ કરી પેલા નીચ બ્રાહ્મણને મારી નાંખી તેનું ભક્ષણ કરવા ચાંડાલોને આપ્યું. પણ તેઓએ તે કૃતઘ્નના માંસનું ભક્ષણ કરવાનું વ્યાજબી અપસ્યું નહિ પછી નાડીજંઘના શબ્દને ચિતામાં મૂકી અગ્નિદાહ દીધો. તેટલામાં નાડીજંઘની માતા ગાયનું રૂપ ધારણ કરી ચિતા ઉપર આવી ઉભી અને પોતાના ચારે આંચળોમાંથી દુધનો વરસાદ કરી ચિતાને બુઝાવી દીધી. તરતજ નાડીજંઘ તેમાંથી સજીવન થઇને ઉઠયો. આ વખતે આકાશમાંથી ઇંદ્રે આવી કહ્યું કે એક વખત બ્રહ્માએ પોતાની સભામાં આવવા નાડીજંઘને કહ્યું પણ તે વખતમાં ન પહોંચવાથી બ્રહ્માએ તેને શાપ આપ્યો હતો કે એક વખત તારે મૃત્યુની પીડા ભોગવવી પડશે. તે પ્રમાણે આ થયું છે. નાડીજંઘે ઇંદ્રને નમન કરી કહ્યું કે આપે અહીં પધારી મને કૃતાર્થ કરેલ છે પણ હવે આટલી કૃપા કરો કે એ બ્રાહ્મણને પણ સજીવન કરો. ઇંદ્રે તેને સજીવન કર્યો. અને વિરૂપાક્ષે તેનું ધન તેને પાછું આપ્યું. અને ત્યાંથી કહાડી મૂક્યો. નાડીજંઘ તથા ઇંદ્ર પણ ત્યાંથી પોતપોતાને સ્થાને ગયા આ કૃતઘ્ન બ્રાહ્મણે પોતાના તે મહાપાપથી આ લોકમાં નીચ જાતિમાં વસી અંતે પણ અસંખ્ય વર્ષો લગી નરકનાં દુઃખો ભોગવ્યાં. યુધિષ્ઠિર! કૃતઘ્નને માટે કાંઇ પ્રાયશ્ચિતજ નથી. માટે રાજાએ આપત્તિના વખતમાં પણ કદી પણ કૃતઘ્ન થવું નહિ. આ સાંભળી યુધિષ્ઠિર બહુજ પ્રસન્ન થયા.

---

# મહાનબોધ.

## મોક્ષધર્મ.

યુધિષ્ઠિર કહે છે,—રાજધર્મ અને તેના અંગભૂત આપદ્ ધર્મ આદિ ઉત્તમ ધર્મ આપ પિતામહે કહ્યા; હવે હે રાજન! ગૃહસ્થ વિગેરે સર્વે આશ્રમના મનુષ્યોનો શ્રેષ્ઠ ધર્મ—મોક્ષ ધર્મ કહેવો ઘટે છે. ભીષ્મ કહે છે. મનુષ્ય પોતાનાં સ્ત્રી છોકરાંને માટે અશુભ કર્મ કરે છે, પણ તે અશુભ કર્મના બદલામાં આ લોકમાં તથા પરલોકમાં જે ક્લેશ સહન કરવા પડે છે તે તે એકલાનેજ સહન કરવા પડે છે. જે ઘરડા થએલા હાથી કાંઇ ભારે કાદવના સમુદ્રમાં ડુબી ગયા હોય તેમ સર્વે મનુષ્યો પુત્ર, સ્ત્રી, અને છોકરાંમાં આસક્ત થઇને શોકરૂપી કાદવના સમુદ્રમાં ડુબી જાય છે. હે રાજન! તેમની પ્રીતિનાં પાત્ર સ્ત્રી કે પુત્ર કે જ્ઞાતિ કે સંબંધીનો જ્યારે નાશ થાય છે ત્યારે દાવાનળ સરખું તેને અત્યંત મોટું દુઃખ પ્રાપ્ત થાય છે. આ સર્વે દુઃખ

અને સુખ તથા જન્મ અને મરણ, સર્વ દૈવને આધીન છે. મનુષ્ય બુદ્ધિમાન હો કે શૂરો હો, ગમે તો મૂઢ હો કે બીહીકણ હો ગમે તો આગળનું હો કે દીર્ઘદર્શી હો અને ગમે તો દુર્બળ હો કે બળવાન હો, પણ દૈવ બળવાળાને સુખ એની મેળે આવીને પ્રાપ્ત થાય છે, અર્થાત્ તેને માટે તેને કાંઈ યત્ન કરવો પડતો નથી. એક માણુસને સો ગાયો હોય તેમાંથી એકજ ગાય જેનું દૂધ તે પીએ છે તેજ તેની છે, અને સેંકડો મણ અનાજ તેના ઘરમાં ભર્યું હોય તથાપિ જે બશેર અનાજ તે ખાય છે તેનોજ તે માલિક છે. તેમજ મોટો મેહેલ જે તેણે પોતાનો કરીને બાંધેલો હોય તેમાંથી એક ઓરડા ખાટલાપુર જગ્યાજ તેની છે; બાકીનું સર્વ પારકું એટલે જે ભોગવે તેનું છે. જે પુરૂષો મૂઢમાં મૂઢ છે તેઓ અથવા જે પુરૂષો અપાર બુદ્ધિશાળી છે તેઓજ સુખ પામે છે, પણ નહિ મૂઢ અને પૂરા બુદ્ધિમાન એવા મધ્યમ લોકો દુઃખમાં કુટાય છે. મનુષ્ય મોહના આવેશમાં પડીને પુત્ર તથા સ્ત્રીને અર્થે ઉદ્યોગ કરે છે, તથા કરવા જોગ કે ન કરવા જોગ કર્મ કરીને તેમનું પોષણ કરે છે. પણ પુત્ર અને પશુની સમૃદ્ધિવાળા તથા તેમનામાં જેનું મન પ્રીતિયુક્ત થયું છે એવા તે પુરૂષને, વાઘ જેમ ઊંઘતા હરણને લેઇ જાય તેમ, મૃત્યુ લેઇને ચાલતું થાય છે. કુત્સિત કર્મ કરીને પોતાની અભિલાષાઓ પૂરી કરવાને મહેનત કરતા અને કામનાઓ પૂરી નહિ થતાં અતૃપ્ત પુરૂષને, વાઘ જેમ પશુને ખેંચી જાય તેમ, મૃત્યુ લેઇને ચાલતું થાય છે. "આ કામ તો કર્યું છે પણ આ કામ કરવા જેવું છે; આ બીજું કામ તો થોડુંક કર્યું છે અને થોડુંક બાકી છે." એ પ્રમાણે આશાઓમાં બંધાઇ રહેલા પુરૂષને કાળ આવીને કબજે કરે છે નાના પ્રકારના રોજગાર કરવાના ઉદ્યોગને લીધે વેપારી, કારીગર, રંગારા, ધોબી, ઘાંચી, નાણાવટી, ઇત્યાદિ નામ જેમનાં પડી ગયાં છે અને તેમણે કરેલા ધંધાનાં ફળ પૂરાં મેળવી રહ્યા નથી, એટલામાં તો તે ખેતર, દુકાન કે ઘરમાં આસક્ત થઇ રહેલા પુરૂષોને મૃત્યુ લેઇને ચાલતું થાય છે. દુર્બળ કે બળવાન, શૂરો કે કાયર, મૂર્ખ કે વિદ્વાન, ગમે તે હો, પરંતુ તેમણે પોતાના સર્વે મનોરથો સિદ્ધ કર્યા નહિ હશે તે પેહેલાંજ મોત આવીને તેમને પકડી લેઇ જાય છે. યૌવન, રૂપ, જીવતર, દ્રવ્યનો સંચય, આરોગ્ય અને પ્રિયજન સાથે નિવાસ, એ સર્વે અનિત્ય છે માટે પંડિત પુરૂષે તેમાં લલચાઇને લપટાવું નહિ. જીવતરના સમયમાં સુખ કરતાં દુઃખ ઘણું છે એ નિશ્ચય જાણવું. જે પુરૂષ ઇંદ્રિયોના વિષયમાં સ્નેહ કરીને મોહિત થાય છે તેથી તેને અપ્રિય એવું મરણ પ્રાપ્ત થાય છે. જે પુરૂષ સુખ અને દુઃખ બંનેનો ત્યાગ કરે છે તે અનંત બ્રહ્મને પામે છે અને તેને પામીને પંડિતો શોક કરતા નથી. પૃથ્વીના રૂપથી જાણવું

થકી મોટું છે; જળ થકી તેજ મોટું છે; અને તેજ થકી પવન મોટો છે; પવન થકી આકાશ મોટું છે; અને આકાશ થકી મન મોટું છે; મન થકી બુદ્ધિ મોટી છે; બુદ્ધિથી કાળ મોટો છે; અને કાળ કરતાં ભગવાન વિષ્ણુ ( શુદ્ધ બ્રહ્મ ) જેના થકી આ સકળ વિશ્વ ઉત્પન્ન થયું છે, તે મોટો છે. તે દેવનો આદિ નથી, અંત નથી કે મધ્ય નથી; તેનો આદિ, અંત કે મધ્ય નથી માટે તે અવ્યય ( અક્ષય ) કહેવાય છે. તે સર્વે દુઃખનું ઉલ્લંઘન કરીને તેની પેલી પાર વર્ત્તે છે. તે બ્રહ્મ એજ સર્વોત્કૃષ્ટ છે અને તેનો આશ્રય એજ પરમ પદ છે. તેના ધામને પામીને કાળના કબજામાંથી પુરૂષ મુક્ત થઇને મોક્ષ પામે છે.

વેદમાં કહેલા ધર્મનાં સ્વર્ગ અને મોક્ષ એ બે પ્રયોજનમાંથી મોક્ષ એ મહત્વનું પ્રયોજન હોવાથી વિશેષ બુદ્ધિમાન પુરૂષો સ્તુતિ પાત્ર એવો નિવૃત્તિરૂપ મોક્ષ માર્ગ ઇચ્છે છે. કર્મનો ત્યાગ કરીને નિવૃત્તિ માર્ગનું ગ્રહણ પૂર્વે સંતપુરૂષોએ કરેલું છે માટે તે માર્ગે વર્તન કરવું નિંદ્ય નથી; કેમકે આ નિવૃત્તાત્મક બુદ્ધિવડે વર્તવાથી ઉત્તમ ગતિ ( મોક્ષ ) પમાય છે. એ નિવૃત્તિ માર્ગનું ગ્રહણ ન કરે તો શરીરના અભિમાનવાળો મનુષ્ય રજોગુણના અને તમોગુણના ક્રોધ લોભ આદિક ભાવવડે યુક્ત થઇને મૂઢપણાથી સર્વે પરિગ્રહને ધારણ કરે છે. જેમ લોઢામાં મળેલા સોનાને તપાવ્યું હોય તથાપિ તે શોભતું નથી, તેમ કર્મવડે જેનાં અંતઃકરણ શુદ્ધ થયાં નથી એવાં પરિપક્વ નહિ થએલા પુરૂષને વિષે વિજ્ઞાન શોભતું નથી. અર્થાત્ રાગાદિ દોષ ઉપર જેણે જય મેળવ્યો નથી તેને કહેલું બ્રહ્મજ્ઞાન નિષ્ફળ જાય છે. જે પુરૂષ ધર્મ માર્ગનું ઉલ્લંઘન કરીને કામ તથા ક્રોધને અનુસરીને અધર્મ આચરે છે તે અનુબંધ સહિત નાશ પામે છે. માટે મોક્ષને ઇચ્છનારા પુરૂષે શબ્દાદિક વિષયોમાં અતિ પ્રીતિ કરીને વર્તવું નહિ; સ્પર્શ, રૂપ, રસ, આદિક ગુણોમાં મૂર્ખ પુરૂષોજ આસક્તિ કરે છે તથા પોતાની અવળી બુદ્ધિને લીધે દેહને પૃથ્વીનો વિકાર છે એમ સમજતા નથી. જેમ મૃત્તિકામય ઘરનું રક્ષણ કરવા માટે તેને મૃત્તિકા થકીજ લીંપવામાં આવે છે, તેમ પૃથ્વીથી ઉત્પન્ન થયેલો આ દેહ મૃત્તિકાના વિકારરૂપ ધાન્યવડે નાશ થતો નથી. ( એમાં શું આશ્ચર્ય છે ! ) મધ, તેલ, દૂધ, ઘી, માંસ, મીઠું, ગોળ, ધાન્યો, ફળ, મૂળ અને જળ એ સર્વે મૃત્તિકાના વિકાર છે. સંન્યાસી પુરૂષ જેવી રીતે વનમાં રહીને ભિક્ષાદિક પદાર્થો ઉપર પ્રીતિ કરતો નથી, તથા માત્ર દેહનો નિર્વાહ કરે એવું ગામમાંથી મળેલું અન્ન સ્વાદ રહિત હોય તથાપિ તે ગ્રહણ કરે છે, તેમ પ્રમાદે અત્યારથી વનમાં રહેલા પુરૂષે મોક્ષના શ્રમમાં તત્પર રહિને જેમ રોગી ઔષધ ખાય તેમ દેહ નિર્વાહને માટે આહાર ખાવો. તાત્પર્ય કે

રસ વિષયને જીતવો પછી સત્ય, બહારનું તથા અંતરનું શૌચ (પવિત્રતા), વૈરાગ્ય, અધ્યયનાદિનું તેજ, મન જીતવાનું શૌર્ય, શાસ્ત્ર શ્રવણથી ઉપજેલી બુદ્ધિ, ક્લેશ સમયે પણ ચિત્તને ધારણ કરવાનો યત્ન (ધૃતિ.) ક્ષમા, મન, અને તપ, એ ગુણોવડે સર્વ વિષયાત્મક ભાવોને નિવૃત્ત થએલા જોઇને ઉદાર ચિત્તવાળા પુરૂષે શાંતિ ઇચ્છીને ઇંદ્રિયોનો સંયમ કરવો. કેમકે સંયમ ન કરે તો સત્વ, રજ અને તમ, એ ગુણોવડે મોહિત થઇને પ્રાણીઓ અજ્ઞાન થકી ચક્રની પેઠે અત્યંત ભ્રમણ કરે છે. માટે અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા દોષોની સારી રીતે પરીક્ષા કરવી; અને એ અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા દુઃખનો તથા અહંકારનો ત્યાગ કરવો.

હે ભરત શ્રેષ્ઠ! રજો અને તમોગુણવડે મોહ ઉપજે છે તથા તેથી ક્રોધ, લોભ, ભય અને ગર્વ ઉત્પન્ન થાય છે. એ ગુણોને શાંત કરવાથી પુરૂષ પવિત્ર (નિર્મળ) થાય છે. વિવેકહીન મનુષ્યો બુદ્ધિના વિકલવપણાથી અથવા બ્રહ્મના અજ્ઞાનથી ચિત્તના વિક્ષેપરૂપ ક્રોધને પામે છે. ક્રોધ થયો એટલે તેને કામ (વિષયમાં અભિલાષ) પ્રાપ્ત થાય છે; કામ ઉત્પન્ન થયો એટલે લોભ અને મોહ ઉત્પન્ન થાય છે; અને તે પછી માન, ગર્વ, તથા અહંકાર અને તે પછી ક્રિયા ઉત્પન્ન થાય છે. ક્રિયા થકી સ્નેહનો સંબંધ થાય છે અને સ્નેહ થયો એટલે તે પછી શોક ઉપજે છે. એ રીતે સુખ દુઃખ ઉત્પન્ન કરનારી ક્રિયાનો આરંભ કર્યો એટલે તેને જન્મ મરણનો સ્વીકાર કરવોજ પડે છે. જન્મ થયો એટલે વીર્ય અને રૂધિરથી જેની ઉત્પત્તિ છે તથા વિષ્ટા અને મૂત્રનો જ્યાં કાદવ થઇ રહેલો છે તથા જ્યાં રૂધિરની ઉત્પત્તિ થવાવડે મલીનતા થઇ રહેલી છે એવા ગર્ભવાસને પામે છે. તૃષ્ણાવડે પરાજય પામેલો અને ક્રોધાદિક ભાવોવડે બંધાયલો જે પુરૂષ તે ભાવોને તરી જવાની ઇચ્છા રાખતો હોય તેણે સંસારરૂપી વસ્ત્રના તાંતણાઓને વહન કરનારા કાંઠલાના જેવી સ્ત્રીઓને જાણવી. જેમ કાંઠલામાં કોકડીનો તાર પરોવીને સાળવી વસ્ત્ર વણે છે તેમ સ્ત્રીરૂપી કાંઠલામાં પરોવાઇને પુરૂષ સંસારરૂપી વસ્ત્રમાં વણાય છે. માટે જે ડાહ્યા પુરૂષો હોય તેમણે વિશેષે કરીને તેમનું અનુસરણ કરવું નહિ. શત્રુને મારવાને માટે મંત્રમથી જે શક્તિ ઉત્પન્ન કરવામાં આવે છે તેને કૃત્યા કહે છે, તેવીજ એ ભયાનક રૂપવાળી કૃત્યા સમજવી. અવિચક્ષણ પુરૂષોને તે મોહ પમાડે છે. જે કોઇ દિવસ પૂરા થાય નહિ એવા ઇંદ્રિયોના વિષયોમાં આસક્ત થઇ પ્રાણીઓ દુઃખ પામે છે, પણ જે મહાત્મા પુરૂષો તે વિષયોમાં આસક્ત થતા નથી તે પરમ ગતિને (મોક્ષને) પામે છે. જન્મ, મૃત્યુ અને જરા (વૃદ્ધતા) માં દુઃખવડે, વ્યાધિઓવડે તથા મનમાંના સંતાપવડે, લોકને વ્યાપ્ત થયેલા જોઇને બુદ્ધિમાન પુરૂષ મો-

ને અર્થે પોતાની યોજના કરવી. વાણી, મન, અને શરીરવડે નિરંતર પવિત્ર રહેવું; અહંકાર રાખવો નહિ; મનમાં શાંત રહેવું; આત્મજ્ઞાની થવું; ભિક્ષા માગીને દેહ નિર્વાહ કરવો; તથા કોઇ અપેક્ષા ન રાખીને સુખે કરીને ફરવું. કોઇ જીવની હિંસા કરવી નહિ. સત્ય વચન બોલવું; સર્વ પ્રાણીઓ સાથે સરળ (ભોળે ભાવે) વર્તવું, ક્ષમા રાખવી અને કૃપા કરવી એટલા ગુણ જેનામાં હોય તે સુખી થાય માટે આ સર્વ આત્મા છે એવી શાસ્ત્ર તથા બુદ્ધિ વડે રાગ દ્વેષ રહિત થએલું મન સર્વ પ્રાણીઓ ઉપર રાખવું. જે સર્વ ભૂતને સુખ ઉત્પન્ન કરનારા એવા પરમ ધર્મને આચરે છે તે સુખી થાય છે જે પુરૂષ દુઃખમાંથી નીકળવાનું જાણતો હોય તેને સર્વજ્ઞ કહેવો અને તે સુખી થાય માટે રાગ દ્વેષ વિનાનું સ્થિર મન સર્વ પ્રાણીઓ ઉપર રાખવું. કોઇનું અનિષ્ટ ચિંતન કરવું નહીં. પોતાને યોગ્ય ન હોય એવી વસ્તુનું ચિંતન કરવું નહીં, નાશ પામેલા કે ભાવી સ્ત્રી પુત્રાદિકનું ચિંતન કરવું નહીં. જેવી રીતે પ્રયત્ન નિષ્ફળ થાય નહીં તેવી રીતે જ્ઞાનના સાધનમાં મનનું આલંબણ કરવું તેમજ વેદાંત વચનનું કથન ચિંતન આદિ કરવાથી અથવા મૌન ધારણ કરીને સાંખ્ય શાસ્ત્રમાં કહેલી કાળ પ્રતીક્ષા કરવા રૂપ બોધ તુષ્ટિ ધારણ કરવાથી અથવા યમાનિયમાદિક યોગનાં અંગનો પ્રયોગ (યોજના) કરવાથી તે જ્ઞાનમાં મન પ્રવૃત થાય છે. સૂક્ષ્મ ધર્મની તપાસ રાખીને તથા સાચું વાક્ય બોલવાની ઇચ્છા રાખીને સત્ય અહીંસા યુક્ત તથા અપવાદ રહીત એવી વાણી બોલવી. વળી શાક્ય થકી હીન કઠોરતા રહિત નિર્દયતા (દુષ્ટત્વ) રહિત પિશુનતા (ચાડીયા પણું) રહિત. એવું તથા થોડું અનિક્ષિપ્ત ચિત્તથી બોલવું. આ લોકનો અને પરલોકનો સર્વ અર્થ વાણી વડેજ બંધાયલો છે. માટે સારીજ વાણી બોલવી. જે બોલવું તે બુદ્ધિ વડે અનુગૃહીત મનથી બોલવું અર્થાત્ મનમાં આવે તેટલું બધુંય બોલવું નહીં. પણ તે બોલવાનો બુદ્ધિવડે વિવેક કરીને પછી બોલવું. જો વૈરાગ્ય હોય તો પોતે કરેલું હિંસાદિક તામસ કર્મ પણ કહી દેવું. કેમકે પાપ કે પુણ્ય જેવું કથન પોતાને મોઢેથી કરવામાં આવે તે નાશ પામે છે. રજોગુણયુક્ત સાધનોથી જે કર્મમાં પ્રવૃત્ત થાય છે તે આ લોકમાં દુઃખ પામીને અંતે નરકમાં પડે છે. માટે મન વાણી અને શરીરે કરીને પોતાના ધૈર્યને છોડવું નહીં જેમ ઉતમ માંસનો ભાર ચોર લોકો લેઇને નાસતા હોય તથા જે રસ્તે તેઓ રાજ સેવકોથી પકડાઇ જાય તે રસ્તાને પ્રતિકુળ જાણ્યા છતાં તે રસ્તે ચાલ્યા જાય તો તેઓ બંધનમાં આવી પડે, તેમજ મુર્ખ પુરૂષો અવિદ્યાનો કર્મની ચોરી કરીને તે લઇને અવિદ્યાના સેવક જેવા કામાદિક જે માર્ગે હોય તે મારગે જન્મ મર્ણ રૂપ સંસારનો ભય સમજીને

પણ તે મારગે ચાલ્યાજાય તો તેઓ પણ બંધનમાં પડે. પણ જેમ ચોરો તે માંસના ભારને નાંખી દઇને પોતાને કલ્યાણકારી ક્રિયામાં ચાલ્યા જાય તો તેમને કાંઇ ભય રહેતો નથી તેમ રજો ગુણનાં અને તમો ગુણના કાર્ય તજીદે તો તે પુરૂષ પણ કલ્યાણ પામે. જે પુરૂષ સંદેહ વગરનો, ઇચ્છા ધમરનો, સર્વ પરિગ્રહથી મુક્ત, એકાંતમાં ફરનારો, લુખુ ભોજન કરનારો, તપસ્વી ઇંદ્રિયોને નિયમમાં રાખનારો, જ્ઞાન વડે જેના ક્લેશ દહન થએલા છે એવો યોગના અંગનું અનુષ્ઠાન કરવામાં પ્રીતિ રાખનારો, અને બુદ્ધિ વાળો હોય તે પોતાના મનનો રોધ કરવાથી પરમ મોક્ષ પદાર્થને પામે છે. જે પુરૂષ ધીરજ વાળો અને બુદ્ધિ વાળો હોય તે નિઃસંશય બુદ્ધિનો નિગ્રહ કરી શકે. તેમજ બુદ્ધિ વડે મનનો નિગ્રહ કરે. તથા મન વડે પોતાની ઇંદ્રિયોનો નિગ્રહ કરે. જ્યારે તે ઇંદ્રિયોનો નિગ્રહ કરે છે તથા મનને વશ કરેછે ત્યારે અવસ્થામાં ઇંદ્રિયો તેને પ્રકાશ થાય છે તથા હર્ષ પામીને તે યોગીમાં ( ઇશ્વરમાં ) પ્રવેશ કરેછે.

જેઓ મુક્તિને અર્થે નિરંતર ઉદ્યોગી હોય તેવા પુરૂષોએ સર્વ કર્મનો તથા ધનાદિકનો ત્યાગ કરવો જોઇએ. કેમકે જે પુરૂષ ત્યાગ વિના શાંતિ આદિક રાખીને મોક્ષને અર્થે યત્ન કરતા હોય તેમને અવિદ્યાદિરૂપ ન સહી શકાય એવો ક્લેશ માત્ર પ્રાપ્ત થાય છે. સર્વે શાસ્ત્રોનું તાત્પર્ય ત્યાગ એજ છે. દ્રવ્યનો ત્યાગ કરવા નિમિત્ત યજ્ઞ કર્માદિકનો ઉપદેશ કરેલો છે, ભોગનો ત્યાગ કરાવવાને વ્રત્તોનો ઉપદેશ કરેલો છે, સુખનો ત્યાગ કરાવવા નિમિત્તથી તપનો ઉપદેશ કરેલો છે. અને સર્વનો ત્યાગ કરાવવાને યોગનો ઉપદેશ કરેલો છે. કેમકે સર્વ ત્યાગ રૂપી યોગ એજ ત્યાગની પરિસીમા છે, તે સર્વ ત્યાગનો પ્રકાર ભેદ રહીત માર્ગ હું તમને કહું છું, તેથી દુઃખનો નાશ થશે. પણ અન્યથા ત્યાગ વિના તો દુર્ગતિજ પ્રાપ્ત થશે. ( બાહ્લવી શાખાના બ્રાહ્મણો તો કહે છે કે સર્વ કોઇને સર્વોત્તમ મોક્ષ સાધન જોઇએ તો એક ત્યાગજ છે, ત્યાગ કરતાં કરતાંજ જ્ઞેય વસ્તુનું જ્ઞાન થાય છે અને ત્યાગ કરનારનેજ પરમપદ પ્રાપ્ત થાય છે. ) જેમ રૂરૂ નામે મૃગ જુનું સીંગડું તજી દે છે તથા જેમ સર્પ જુની ત્વચા તજી દઇને જોવામાં ન આવે તેમ ચાલ્યો જાય છે, તેવી રીતે મુક્ત થએલો પુરૂષ દુઃખને તજી દે છે. જેમ જળમાં પડતા ઝાડને તજીને આસક્તિ વિનાનાં પક્ષી ઉડી જાય છે તેમ સુખ દુઃખને તજીને લિંગ રહીત મુક્ત પુરૂષ શ્રેષ્ટ ગતિને પામે છે.

જે પુરૂષે ઇંદ્રિયો દમન કરી નથી તેના કોઇ કર્મની સિદ્ધિ બરાબર થતી નથી ક્રિયા, તપ, અને સત્ય એ સર્વ દમમાં રહેલું છે. દમ તેજને વધારે છે અને દમ એ પવિત્ર ગુણ છે. જે પુરૂષ દમ શીલ છે તે પાપ

રહિત અને ભય રહિત થઇને મહત્ પદાર્થ મોક્ષને પામે છે. દમ ગુણુથી યુક્ત પુરૂષ સુખે કરીને શયન કરે છે. સુખે કરીને જાગે છે. અને સુખે કરીને લોકમાં વ્યવહાર કરે છે, તથા તેનું મન પણ પ્રસન્ન રહે છે. દમ વડે તેજને ધારણ કરાય છે, દમ વડે રાજસ ગુણને જીતી શકાય છે, તથા દમ વડે કામાદિક ઘણા વિકારોને આત્માથી પૃથક પણે જાણવામાં આવે છે. જેમ પ્રાણીઓને વ્યાઘ્રાદિક હિંસક પશુઓથી સદૈવ ભય રહે છે, તેમ દમ ગુણ વિનાના પુરૂષો થકી પણ પ્રાણીઓને સદા ભય ઉત્પન્ન થયા કરે છે, એવા અદાંત (દમ ગુણ વિનાના) પુરૂષોને અટકાવવાને બ્રહ્મદેવે રાજા ઉત્પન્ન કર્યો છે. સર્વ આશ્રમોમાં દમ એજ મુખ્ય છે, તે આશ્રમોના ધર્મ પાળવામાં જે અધિક ફળ છે, તે દમ ગુણવાળાને પ્રાપ્ત થાય છે. અદીનતા અસંરંભ (અભિનિવેશનો અભાવ), સંતોષ, શ્રદ્ધાળુપણું, અક્રોધ, સરળતા લૌકિક અર્થના અતિ ભાષણનો અભાવ, અભિમાનનો અભાવ, ગુરૂ પૂજા, અસૂયા ગુણનો ત્યાગ, પ્રાણીઓ ઉપર દયા, ચાડીઆપણાનો અભાવ, રાજાદિકની વાર્તાનું વર્જન, મિથ્યા ભાષણનો અભાવ, સ્તુતિ કે નિંદાનો ત્યાગ, મોક્ષના અર્થવાળા હોઇને સુખ દુઃખાદિના અનુભવમાં તે પછીના વખતની આશા ન રાખવી; અર્થાત જે સમયે જે સુખ દુઃખ પ્રાપ્ત થયાં તે ભોગવવાં પણ તે પછી મને અમુક સુખ પ્રાપ્ત થાય એમ ઇચ્છા ન રાખવી એવા લક્ષણ દમ ગુણવાળા પુરૂષનાં હોય છે, વળી તે કોઇની સાથે વૈર કરતો નથી; અમંદતા છોડીને બીજાનો સત્કાર કરે છે; કોઈ નિંદા કે સ્તુતિ કરે તેથી વિષાદ કે હર્ષ ન પામતાં સમાન મન રાખે છે; સારા આચરણ રાખે છે; શીલ ગુણથી સંપન્ન હોય છે; ચિત્ત શુદ્ધ રાખે છે, તે ધીરજવાન હોય છે; કામાદિ દોષ તેણે જીતેલા હોય છે; એવો દમ ગુણવાળો પુરૂષ લોકમાં સત્કાર પામીને મૃત્યુ પામ્યા પછી સ્વર્ગમાં જાય છે, વળી તે પુરૂષ સર્વે લોકને દુકાળમાં દુર્લભ અન્નાદિ આપીને પોતે આનંદ પામે છે તથા સુખી થાય છે. તે સર્વ પ્રાણીઓના હિતમાં ઉદ્યોગી હોય છે. તથા કોઇ મનુષ્યનો તે દ્વેષ કરતો નથી. પાણીના મોટા ધરાની પેઠે તે ક્ષોભ પામતો નથી, પણ પોતાના મનમાં જ્ઞાનવડે તૃપ્ત રહીને પ્રસન્ન થાય છે. જેને સર્વે પ્રાણીઓ થકી સદૈવ અભયજ હોય છે તથા સર્વે પ્રાણીઓને જેના થકી સર્વદા અભયજ હોય છે, એવો દમ ગુણવાળો બુદ્ધિમાન પુરૂષ સર્વે કોઇએ નમસ્કાર કરવા યોગ્ય છે. મોટો અર્થ સિદ્ધ થયો હોય તથાપિ તે હર્ષ પામતો નથી, કે મોટું સંકટ ઉત્પન્ન થયું હોય તથાપિ તે શોક પામતો નથી; એવો અપાર બુદ્ધિવાળો બ્રાહ્મણ દમ ગુણ યુક્ત કહેવાય છે. જે સદૈવ વેદનું અધ્યયન કરનારો, સત્ પુરૂષોએ આચરેલા માર્ગનું સેવન કરનારો, પવિત્ર અને દમ ગુણવાળો

પુરુષ હોય તે પોતાનાં દમ ગુણ પ્રાપ્ત કરીને તેવું મોટું ફળ ભોગવે છે. અસુયા ગુણનો ત્યાગ, ક્ષમા, શાંતિ, સંતોષ, મધુર વચન બોલવાપણું, સત્ય, દાન, અને અનાયાસ, એ કાંઇ દુરાત્મા પુરુષોનો માર્ગ નથી; પણ દમ, ગુણવાળા પુરુષનો માર્ગ છે. કામ, ક્રોધ, લોભ બીજાની ઇર્ષ્યા, પોતાની પ્રશંસાનું કથન, એ દુરાત્મા પુરુષોનો માર્ગ છે. બ્રહ્મચર્ય આચરનાર, ધૈર્યયુક્ત અને પ્રશંસા કરવા યોગ્ય જેનું વ્રત છે એવા બ્રાહ્મણે આ ઘોર અંધકારરૂપ સંસારમાં પરાક્રમ કરીને કામ અને ક્રોધને વશમાં કરવા; તથા દેહનું પતન થવાના કાળની વાટ જોતાં જોતાં, ઉપદ્રવ થતાં છતાં પણ ઉપદ્રવ રહિત હોય,તેમ મન રાખીને લોકમાં વ્યવહાર કરવો.

વેદમાં નથી કહ્યાં એવાં વ્રત ધારણ કરીને જેઓ કાર્ય સિદ્ધ કરવાને અર્થે માંસ મદ્ય ખાય છે તેઓ આ લોકમાં પણ અધોગતિને પામેલા તથા પછીથી પણ અધોગતિ પામે છે; અને હે યુધિષ્ઠિર! વેદમાં કહેલા વિધિ પ્રમાણે દીક્ષા લેઇને ફળની પ્રીતીવાળા જે પુરુષો માંસ મદ્યાદિકનું સેવન કરે છે, તેઓ સ્વર્ગમાં જઇને પછીથી અધોગતિ પામે છે.

સર્વ ભૂતોનો ભય કરનાર કર્મનો ત્યાગ કરવો, તથા સર્વ પ્રાણીઓનું આરાધન કરવું તેને ઉત્તમ તપ કહે છે. કદાચિત્ તે પુરુષ ત્યાગી ન હોય પણ ગૃહસ્થ હોય તથાપિ એ પ્રમાણે આચરણ કરે તો તેને સદા ઉપવાસી અને સદા બ્રહ્મચારી જાણવો. તેનેજ સદૈવ મુનિ અને તેનેજ વૈશ્વદેવની અંતે પ્રાપ્ત થયેલા અતિથિનું દેવની પેઠે પૂજન કરનારો જાણવો. હે ભારત! જે ગૃહસ્થ ધર્મને અર્થે એવું તપ કરતો હોય તેને સદૈવ જાગત જાણવો. વળી તે તપ કરનારાએ સદૈવ અમાંસ ભક્ષણ થવું; સદા પવિત્ર થવું; સદા અમૃત ભોજન કરનારા થવું, સદૈવ દેવતા અને અતિથિનું પૂજન કરનારા થવું, સદા વિઘસાશી ( દેવ અને પિતૃનું શેષ જમનાર ) થવું, સદૈવ અતિથિને ભોજન કરાવવાના વ્રતવાળા થવું; સદૈવ શ્રદ્ધાયુક્ત થવું તથા સદૈવ દેવતા અને બ્રાહ્મણને પૂજનારા થવું યુધિષ્ઠિર કહે છે—સદા ઉપવાસી કેવી રીતે થવાય? સદા બ્રહ્મચારી કેવી રીતે થવાય? વિઘસાશી કેવી રીતે થવાય; અને સદૈવ અતિથિના વ્રતવાળા કેવી રીતે થવાય? ભીષ્મ કહે છે—પ્રાતઃકાળનું ભોજન તથા સાયંકાળનું ભોજન, એ બેની વચમાં જે કાંઇ ખાતો નથી તે સદા ઉપવાસી જાણવો. જે ત્રૈવર્ણિક ઋતુકાળમાં સ્ત્રી સાથે ગમન કરે છે અને બીજે સમયે નથી કરતો તે સદાબ્રહ્મચારી જાણવો. જે પુરુષ સદા જ્ઞાનનિષ્ઠ છે તે સદા સત્યવાદી જાણવો. જે પુરુષ વૃથા માંસ ભક્ષણ કરતો નથી તે અમાંસાશી ( માંસ ભક્ષણ નહિ કરનાર ) જાણવો. જે નિત્ય દાન કરે છે તે સદા પવિત્ર જાણવો. જે દિવસે સુતો નથી તે સદા

જમે છે એમ જાણવું. હે યુધિષ્ઠિર ! જે પુરુષો પોતાનો પોષ્ય વર્ગ તથા અતિથિ એમણે ભોજન કર્યા પછી જમે છે તે કેવળ અમૃત જમે છે એમ જાણવું. જે બ્રાહ્મણ અતિથિ આદિ એ ભોજન ન કર્યું હોય ત્યાં સુધી જમતો નથી તેના અભોજનવડે તે સ્વર્ગને જીતે છે. જે પુરુષ દેવ, પિતૃ અને અતિથિને આપતાં બાકી રહેલું અન્ન જમે છે, તેને વિઘસાશી કહે છે. તેમને બ્રહ્માના સ્થાનમાં અનંત લોકની પ્રાપ્તિ થાય છે. તથા અપ્સરાઓ સહિત તેઓ દેવરૂપ થઇને અનંત લોકમાં તેઓ વિચરે છે. જે પુરુષો દેવતા અને પિતૃઓની સાથે ભોજન કરે છે તેઓ પુત્ર અને પૌત્ર સહિત વિનોદ કરે છે તથા તેમને સર્વોત્તમ ગતિ પ્રાપ્ત થાય છે. જેમ નદીઓની છેવટની ગતિ સાગર છે તેમ તેમ પ્રાણીઓની છેવટની ગતિ મૃત્યુ છે. જે પુરુષો એ રીતે રૂડે પ્રકારેજાણતા નથી તેઓ મોહ પામે છે. જે પુરુષો એ રીતે જાણતા નથી, અને તેથી જેઓ રજોગુણને આધીન થઇને મોહમાં આસક્ત થાય છે, તેઓ સંકટને પામીને દુઃખી થાય છે તથા તેમની બુદ્ધિ નાશ પામે છે. જે પુરુષ બુદ્ધિમાન છે તે સર્વે દુઃખનો નાશ કરે છે; તેનામાંથી [કામ, મોહાદિક પાપ દૂર થાય છે તેને બુદ્ધિ પ્રાપ્ત થાય છે; બુદ્ધિ પ્રાપ્ત થઇ એટલે મોહથી ઉત્પન્ન થયેલી મલિનતા દૂર કરીને તે પ્રસન્ન થાય છે. જે પુરુષો એ બુદ્ધિરૂપી સત્વ ગુણમાંથી નીકળીને રજોગુણ તથા તમોગુણવડે પરાભવ પામે છે, તેઓ વારંવાર જન્મ ધારણ કરે છે અને જન્મ લીધા પછી કામાદિક તે તે વિઘ્નોથી પ્રેરિત થઇને દીન સરખા પરિતાપ પામે છે. અને ગમે તો અર્થસિદ્ધિ પ્રાપ્ત થાઓ કે અનર્થ પ્રાપ્ત થાઓ, જીવિત પ્રાપ્ત થાઓ, કે મરણ પ્રાપ્ત થાઓ, સુખનું રૂપ પ્રાપ્ત થાઓ કે દુઃખનું ફળ પ્રાપ્ત થાઓ, પણ તેમાંના કોઇનો હું દ્વેષ કરતો નથી કે કોઇને હું ઇચ્છતો પણ નથી. જે દેહાત્મવાદી એમ જાણે છે કે હું હણું છું, તો તેથી તે હણેલીનેજ હણે છે, કેમકે દેહ જડ હોવાથી હણાયલોજ છે અને આત્મા ચેતન હોવાથી તે હણાતો નથી. જે દેહથી પોતાને અન્ય જાણીને હું કર્ત્તા એવા અભિમાનવાળો એમ જાણે છે કે હું હણનારો છું, તે બીજા કોઇકને હણું છું, તો તે પણ હણાએલો છે; કેમકે તે આત્મારૂપે પોતાને માને છે તથાપિ દેહની પેઠે તે દૃશ્ય છે માટે જડ છે. એ રીતે દેહાત્મવાદી અને બુદ્ધયાત્મવાદી એ બેમાંથી એકે જાણતા નથી કે કોણ હણે છે અને કોણ હણાય છે. અથવા જે હણે છે અને હણાય છે તે બેમાંથી એકે આત્માતત્વ જાણનારો નથી. શત્રુને હણીને તથા જીતીને જે કોઇ પુરુષ પોતાને આત્મરૂપે જાણે તે આત્મા નથી પણ આત્મભાસ છે; કેમકે આત્મા તો સદૈવ અકર્ત્તા છે; જે કર્ત્તા છે તેજ કરે છે. લોકની ઉત્પત્તિ અને નાશ બન્ને વાનાં કોણ કરે છે ? જે એમ કહે

છે. કે હું કરૂં છું, તો તે પણ કાર્ય છે અને તેનો પણ કર્તા બીજો છે. અર્થાત્ મન એ જગતની ઉત્પત્તિ તથા લય કરનાર છે અને તે મનનો પણ કર્તા બીજો છે. સર્વે પ્રાણીઓ પૃથ્વી, અગ્નિ, આકાશ, જળ અને પાંચમો વાયુ, એ પાંચ મહાભૂતમાંથી પ્રકટ થાય છે, ત્યારે તેનો શોક શો કરવો? ગમે તો કોઇ ઘણી વિદ્યાવાળો હોય અથવા થોડી વિદ્યાવાળો હોય, ગમે તો તે બળવાન હો અથવા દુર્બળ હો, ગમે તો દર્શનિય ( રૂપવાન ) હો અથવા કદરૂપો હો, અથવા ગમે તો ભાગ્યશાળી હો અથવા હીન ભાગ્ય હો, પણ સર્વેને ગંભીર કાળ પોતાના તેજવડે ગ્રહણ કરે છે. એમ સઘળું જગત્ કાળના વશમાં પ્રાપ્ત થએલું છે એમ હું જાણું છું તો મને પછી શાનું દુઃખ ઉત્પન્ન થાય? જે કાળે બાળેલું છે તેનેજ મનુષ્ય બાળે છે; જેને કાળે હણેલો છે તેનેજ પુરૂષ હણે છે; જે પ્રથમથીજ નાશ થયેલું છે તેનોજ તે નાશ કરે છે; અને જે પ્રાપ્ત થવાનું છે તેજ તે પ્રાપ્ત કરે છે. કાળરૂપી મહાસાગરમાં બેટ નથી તો કિનારો શાનો હોય અને પેલી પાર પણ ક્યાંથી હોય? કાળરૂપી દિવ્ય વિધિનો અંત હું વિચારી જોઉં છું પણ દેખતો નથી. કાળના ક્રમે કરીને એની મેળે લોકોનું રક્ષણ થાય છે અને સંહાર પણ થાય છે. વેદને જાણનારા તે કાળને આયુષ્ય કરીને કહે છે; માસ અને પખવાડીઆં તેનું ઘર છે, દિવસ અને રાત્રીથી તે ઘર બંધ થયેલું છે, ઋતુ એ તેનું દ્વાર છે અને વાયુ એ તેનું મુખ છે. અથવા કેટલાક (તાર્કિકાદિ) તે કાળને માસાદિકવડે ઉપલક્ષિત દ્રવ્ય વિશેષ કહે છે; એ કાળનું અધિષ્ઠાન માયા સબલ છે એમ કહેછે. તે દિવસ, રાત્રી અને ઋતુ એ સંજ્ઞાઓથી નિર્દેશેલું છે. વસંતાદિક ઋતુમાં કરવાને વેદમાં કહેલું ધ્યાન, જ્યોતિષ્ટોમ આદિક કર્મ એ જેનું દ્વાર એટલે પ્રાપ્તિ–સાધન છે, તથા વર્ષ જેનું મુખ છે, એવો કાળ નિર્વિષય ધ્યાનવડેજ માત્ર ગમ્ય એવો છે. એ પ્રમાણે આયુ ( બ્રહ્મ ) પ્રતિપાદન કરનારા ઉપનિષદને જાણનારા કહે છે. આ સર્વ જગત્ કાળરૂપ છે તેનો બુદ્ધિથી વિચાર કરવો તેથી મોક્ષ પ્રાપ્તિ થાય છે.

આ સઘળું અંતવાન એટલે છેવટે નાશ પામનારૂં છે; સંતાપ થકી રૂપ નાશ પામે છે અને સંતાપથકી લક્ષ્મી પણ નાશ પામે છે. હે દેવેશ્વર! સંતાપથી આયુષ્ય અને ધર્મ બન્ને નાશ પામે છે. માટે શોકથી ઉપજેલું દુઃખ દૂર કરીને જ્ઞાની પુરૂષે પોતાના મનવડે આત્મ સ્વરૂપ એવા કલ્યાણનું ચિંતન કરવું; જ્યારે જ્યારે પુરૂષ કલ્યાણમાં મન કરે છે ત્યારે ત્યારે તેના સર્વ અર્થ સિદ્ધ થાય છે એમાં સંશય નથી. જગતનો શાસ્તા એકજ પુરૂષ છે, બીજો શાસ્તા નથી; ગર્ભમાં સૂતેલા પુરૂષને તે શાસ્તા શાસન કરે છે.

લોકમાં જેઓ સદસદ્ વસ્તુના વિવેકને જાણનારા છે તેઓ ભ્રમયુક્ત થતા નથી, તે આપદાઓથી ભય પામતા નથી. જે પંડિત હોય છે તે ક્રોધ નથી પામતો કે આસક્ત નથી થતો; તેમ તે શોક નથી કરતો કે હર્ષ નથી પામતો; તેજ પ્રમાણે અતિશય દુર્નિવાર્ય દુઃખમાં પડીને તે શોચતો પણ નથી. પરંતુ હિમાલય પર્વતની પેઠે પ્રકૃતિએ કરીનેજ તે અચળ રહે છે. જેને પરમ અર્થ સિદ્ધિ મોહ પમાડતી નથી, તેમ સમય આવે, જેને સંકટ પણ મોહ પમાડતું નથી, પરંતુ જે પુરૂષ મધ્યમ રહીને સુખ અને દુઃખ બન્નેનું સેવન કરે છે તેને ધુરંધર પુરૂષ જાણવો. પુરૂષને જે જે અવસ્થા પ્રાપ્ત થાય તે તે અવસ્થામાં પરિતાપ ન પામતાં આનંદ માનવો.

ભીષ્મ—યુધિષ્ઠિર! વધતું ઓછું ઐશ્વર્ય, મોટાઇ, હલકાઇ તથા નાશ પામવાપણું વગેરે અનેક દોષોથી આ સંસાર ભરપૂર છે એમ જાણી બુદ્ધિમાન પુરૂષે મોક્ષ થવાની ઇચ્છા અને તેનો યત્ન કરવો જોઇએ.

## સાંસારિક શોકની નિવૃત્તિનો ઉપાય.

### રાજા સેનજિતને બ્રાહ્મણોએ કરેલો ઉપદેશ.

યુધિષ્ઠિર—જ્યારે ધન અથવા પિતા, પુત્ર કે સ્ત્રી વગેરેનો નાશ થાય ત્યારે કેવી બુદ્ધિ રાખવી?

ભીષ્મ—એવે વખતે આત્મા સિવાય બીજું બધું જગત્ દુઃખરૂપ છે એ વૈરાગ્ય વિચાર સુખ શાંતિને આપનાર છે. એ વખતે શોક શાંતિને વાસ્તે શમદમ આદિનું શરણ અવશ્ય લેવું જોઇએ.

પૂર્વે સેનજિત્ રાજા પુત્રના મરણથી ખેદાતુર થતાં તેના મિત્ર કોઇ બ્રાહ્મણે તેને કહ્યું કે તું પ્રીતિના પાશ મૂઢ બનેલો છતાં ફરીને પુત્ર શોકથી શા માટે મોહમાં પડે છે? તું પોતે શોક કરવા યોગ્ય છતાં બીજાનો શોક શું કરે છે? તું જાણતો નથી કે તારી પેઠે તારો શોક બીજાઓ કરશે અને વળી તેઓનો શોક તેની પાછળ રહેલાઓ કરશે. આપણે બધા અવ્યક્તમાંથી આવ્યા છીએ અને અવ્યક્તમાંજ પાછા જઇશું આ સંસારમાં સંબંધીઓનો સમાગમ અને તેઓનો વિયોગ, મહાસાગરમાં એક બીજાની સાથે મળતાં લાકડાંઓની પેઠે અધ્રુવ છે. જેઓનો સંયોગ તેઓનો વિયોગ અવશ્ય છે. તારો પુત્ર ક્યાંથી આવ્યો તેની તને ખબર નથી તેમ તે ક્યાં ગયો તેની પણ તને ખબર નથી. તે તને નથી જાણતો કે તું તેને નથી જાણતો તો પછી તું કોણ છે અને કોનો શોક કરેછે તે મને કહે. જેમ ઘાંચી ઘાણીમાં ઘાલીને તલને પીલી નાખે છે તેનું કારણ સ્નેહ (ચીકાશ) છે તેમ સંસારરૂપી ઘાણીમાં અજ્ઞાનથી ઉપજેલા અવિદ્યાઆદિક ક્લેશ કરીને આખું જગત પીલાય છે તેનું કારણ પણ સ્નેહજ છે. માણસ પોતાના કુ-

કુંબને માટે અશુભ કર્મ કરે છે તેનો પારલૌકિક કલેશ તો તેને એકલાને જ ભોગવવો પડે છે ઘરડો થયેલો હાથી જેમ ભારે કાદવમાંથી નિકળી શકતો નથી તેમ સ્ત્રી પુત્રાદિકમાં આસક્ત થયેલો પુરૂષ શોક મોહાદિક કાદવમાંથી નિકળી છુટો થઇ શકતો નથી. દુઃખ જેમ અણધાર્યું આવે છે તેમ સુખ પણ અણધાર્યું આવે છે માટે તે બન્ને શોક કે હર્ષ કરવા યોગ્ય નથી. મનુષ્ય બુદ્ધિમાન હો કે મૂઢ હો, શૂર હો કે બીકણ હો તથા બળવાન હો કે નિર્બળ હો તોપણ દૈવ બળવાળો હોય તેનેજ સુખ મળે છે. સુખને માટે મોટી મોટી આશાઓ અને મોટી મોટી ઇચ્છાઓ નિરર્થક છે. એક માણસને સો ગાયો હોય તેમાંથી જેનું દૂધ તેના પીવામાં આવતું હોય તેજ ગાય તેની છે. તથા ઘરમાં ભરેલાં સેંકડો મણ અનાજમાંથી તે ખાય છે તેટલા અનાજનોજ તે માલેક છે. વળી મોટા મહેલમાં અરધા ખાટલા જેટલી જગા જે તેના ઉપયોગમાં આવે છે તેટલીજ તેની છે. જે પુરૂષો મૂઢમાં મૂઢ હોય છે તેઓ અથવા જેઓ અપાર બુદ્ધિશાળી છે તેઓજ સુખ પામે છે. પણ વચલા વાંધાની સ્થિતિવાળાઓ તો દુઃખમાંજ કૂટાય છે. કારણ કે તેઓ હમેશાં લાંબી લાંબી આશાઓમાં ગુંચવાયેલાજ રહેછે. માણસ પોતે નાશ પામવાની અણીપર આવે છે ત્યાં સુધી પણ તેની આશા તો નાશ પામવાની દિશાથી ઘણેજ દૂર હોય છે. આશા પ્રાણના અંત સુધી પુરૂષને છોડતી નથી. વિવેકપૂર્વક પુરૂષ પોતેજ સમજીને જો તેને છોડે છે, તોજ તે સુખી થાય છે.

રાજા સેનજિત્! પિંગળા નામે એક વેશ્યાએ પોતાના પ્રિયતમને મળવાનો સંકેત કર્યો હશે ત્યાં તેનો તે જાર ઘણો વખત વીતી જવા છતાં ન આવ્યો ત્યારે તેના મનમાં દુઃખ ઉત્પન્ન થયું. જે દુઃખે તેને આશાને ત્રોડી નાખતાં તે વેશ્યા આ પ્રમાણે બોલી કે મેં કામ ક્રોધાદિક અહંકારના ધર્મ ઉપર નજર રાખીને આત્માને આચ્છાદિત કરી નાખ્યો હતો એટલે તે આત્મા મારી પાસે છતાં પણ હું તેને દેખી શકતી નહતી. પણ હવે આ એક અવિદ્યારૂપ થાંભલા ઉપર રહેલા તથા ચાર અંતઃકરણ અને પાંચ ઇંદ્રિયોરૂપ નવ દ્વારવાળા આ દેહરૂપ ઘરમાંજ હું આસક્તિથી વળગી નહિ રહું. કેમકે આ મેં આત્માનું તત્ત્વ જાણ્યું છે અને હવે હું જાગ્રત થઇ છું. દૈવ કૃપાથી અથવા પૂર્વ જન્મે કરેલાં કર્મના બળથી જે અનર્થ હોય તેજ અર્થરૂપ થઇ જાય છે. મને મારો પ્રિયતમ ન મળવારૂપ અનર્થ પ્રાપ્ત થવાથી આત્મજ્ઞાનરૂપ અર્થ સિદ્ધ થયો છે. હે રાજા! આ પ્રમાણે આશાનો ત્યાગ કરનારાજ સુખી થાય છે. માટે તું પણ આ સંસારનાં મિથ્યા સુખોની આશાથી દૂર થશે તોજ સુખી થશે.

યુધિષ્ઠિર ! બ્રાહ્મણનાં એવાં વચનો સાંભળી સેનજિત રાજાનું મન તળમાં સ્થાપિત થતાં તે સુખી થયો.

## આયુષની અસ્થિરતા વગર વિલંબે આત્મ સાધનાની જરૂર.

### મેધાવી અને તેનો પિતા.

યુધિષ્ઠિર—પિતામહ ! સર્વ પ્રાણી માત્રનો ક્ષય કરનારો આ કાળ વહ્યો જાય છે, તેમાં કલ્યાણનું સાધન શું છે તે મને કહો.

ભીષ્મ—યુધિષ્ઠિર ! મેધાવી નામના એક બ્રાહ્મણ પુત્રે પોતાના પિતાને પૂછ્યું કે મનુષ્યોનું આયુષ ક્ષણે ક્ષણે નાશ પામતું જાય છે તો પછી ધીર પુરૂષે શું કરવું તે મને કહો. તેના પિતાએ જવાબ આપ્યો કે પુત્ર ! પ્રથમ બ્રહ્મચર્ય ધારણ કરીને વેદનો અભ્યાસ કરવો, પછી પિતૃઓની સદ્‌ગતિની સ્થિરતાને માટે ગૃહસ્થાશ્રમ માંડવો અને પછી વનમાં જઈ મુનિ થવું. પુત્ર બોલ્યો કે આ સઘળા લોક મૃત્યુથી હણાય છે, ઘડપણથી ઘેરાય છે, દિવસપર દિવસ ચાલ્યા જાયછે અને રાત્રિપર રાત્રિ પડતી આવે છે એ બધું તમે કેમ જાણતા નથી ? મૃત્યુ જ્યારે આવશે ત્યારે પછી તે આપણને થોડો અવકાશ આપે તેમ નથી કે જે અવકાશમાં આપણે આત્મસાધન કરી શકીએ આમ છે તો પછી આત્મસાધન કરવામાં પ્રમાદ રાખવો એ કોઈ પણ રીતે શ્રેયસ્કર નથી. જેમ એક એક ક્ષણ વીતે છે તેમ પ્રાણીનું આયુષ ઓછું થતું જાય છે. દિનપર દિન સૂકાતાં જતાં ખાબોચીયાંના પાણીમાં પડેલા મત્સ્યને જેમ મનમાં શાંતિ ન રહેવી જોઇએ તેમ ક્ષણે ક્ષણે ઘટતાં આયુષવાળાં પ્રાણીને બાકીના આયુષનો અવધિ અનિશ્ચિત છે તો પછી સંસાર સુખમાં શાંતિ કેમજ રહેવી જોઇએ ? માટે જે કાલે કરવાનું કામ હોય તે આજેજ કરી લેવું અને જે પાછલે પોહોરે કરવાનું કામ હોય તે આગલે પોહોરેજ કરી લેવું. આ માણસનું કામ પૂરૂં થયું છે કે અધુરૂં રહ્યું છે, એવો વિચાર મૃત્યુના મનમાં આવે તેમ નથી. કોણ જાણે છે કે આજે કોનું મૃત્યુ થવાનું છે અને કાલે કોણ ચાલ્યો જશે ? માટે જે વખતે આંખ ઉઘડે તેજ વખતે આત્મસાધનમાં તત્પર થઈ જવું જોઇએ. કારણ જીવિત ક્ષણભંગુર છે. મનુષ્યમોહના આવેશમાં પડીને પુત્ર તથા સ્ત્રી માટે હયરાન થઈ રાત દિવસ ઘાંચીના બળદની પેઠે કામમાં લાગુ રહી કરવા જોગ કે ન કરવા જોગ કર્મો આચરે છે અને તેઓનું પોષણ કરેછે. વળી જાણે પોતે અજર અને અમર હોય તેમ તેઓમાં લીન થઈ રહેછે તેટલામાં વાઘ જેમ ઉંઘતા હરણને લઇને ચાલતો થાય છે તેમ કાળ તેવા વ્યાકુલ પુરૂષપર અચાનક આવી પડી ઉપાડી જાય છે. આ કામ પૂરૂં થયું છે, આ કામ

થોડું અધુરૂં છે આ કામ હજુ થોડુંજ થયું છે અને ફલાણું કામ હવે આદરવા જોગ છે આવી આશાઓમાં બંધાઇ રહેલા પુરૂષને કાળ લઇ જાય છે. ખેતરમાં બીજ વાવનારો તેનાં ફળ ભોગવવાની તૈયારીમાં હોય તેટલામાં મૃત્યુ તેને અચાનક ઉપાડી લેછે. દુર્બળ કે બળવાન, શૂરો કે કાયર તથા મૂર્ખ કે વિદ્વાન ગમે તે હો પરંતુ તેણે પોતાના સર્વે મનોરથો સિદ્ધ કર્યા નહિ હશે તે પહેલાંજ મૃત્યુ તેને પોતાના પંજામાં લઇ લેછે. હે પિતા! મૃત્યુ, ઘડપણ રોગ અને અનેક કારણોથી ઉપજતાં દુઃખો જો દેહની પાછળ લાગી રહેલાં છે તે વાત નક્કી છે તો પછી તમે સ્વસ્થ થઇને કેમ બેસી શકો છો? જે પુરૂષ યોગસાધન કરેછે તેના વિના બીજો કોઇ પણ ઘડપણ અને મૃત્યુના સૈન્યને અટકાવવા સમર્થ થતો નથી. કેમકે અમૃત (મરણનો નાશ) યોગમાંજ રહેલ છે. માટે પુરૂષે બ્રહ્માની પ્રાપ્તિ કરાવનારાં વ્રત નિયમ આદિકનાં આચરણ કરવાં, ચિદાભાસરૂપ જીવનો બ્રહ્મમાં લય કરવો, ગુરૂ અને વેદવાક્યને પ્રમાણભૂત માનવાં, સદા ઇંદ્રિયોનું દમન કરવું, અને એ રીતે સત્ય યોગથીજ કાળને જીતવો. અમૃત અને મૃત્યુ એ બન્ને દેહમાંજ રહેલાં છે. મોહ થકી મૃત્યુ થાય છે અને બ્રહ્મજ્ઞાનથકી અમૃત પ્રાપ્ત થાય છે. એટલા માટે હું હિંસા કરનારો નહિ થાઉં, કામ અને ક્રોધને બહાર કહાડી નાખીશ, સુખ અને દુઃખને સમાન ગણીશ, બીજાને સુખ ઉપજે એવાં કર્મ કરીશ, અને હિરણ્ય ગર્ભની પેઠે મોતથી છુટી જઇશ. હવેથી જ્યારે વેદાધ્યયનને યોગ્ય ઉત્તરાયણનો કાળ આવશે ત્યારે નિવૃત્ત માર્ગના અભ્યાસરૂપ શાંતિ યજ્ઞ હું આચરીશ, ઇંદ્રિયોનું દમન કરીશ, ઉપનિષદ્‌ના અર્થનું ચિંતન કરવારૂપ બ્રહ્મયજ્ઞમાં સ્થિતિવાળો થઇશ, મુનિને યોગ્ય આચરણ રાખી વર્તીશ, પ્રણવનો જપ કરવારૂપ વાણીયજ્ઞ કરીશ, તથા સ્નાન, શૌચ, ગુરૂ સેવા વગેરે આવશ્યક ધર્મના અનુષ્ઠાનરૂપ કર્મયજ્ઞ હું કરીશ. વિદ્યા સમાન બીજું નેત્ર નથી, સત્ય સમાન બીજું તપ નથી, પ્રીતિ સમાન બીજું દુઃખ નથી અને ત્યાગ સમાન બીજું સુખ નથી. હું આત્માને વિષે આત્માવડે જન્મ પામ્યો છું અને આત્માને વિષે સ્થિતિવાળો છું. મારે પ્રજા ઉત્પન્ન કરવી નથી. કેમકે હું તો આત્મારૂપ સંતતિ પ્રજાનિ-ત્તાનોજ છું. વળી હું આત્માને વિષેજ ઉત્પન્ન થઇશ. સંતતિ મને તારનારી નથી પણ હું મારી મેળેજ તરીશ. એકલા રહેવું, સર્વેને વિષે સમાન બુદ્ધિ રાખવી, સત્ય પાળવું, વખાણ જોગ આચરણ કરવું, સ્થિર ચિત્ત રાખવું, મન-વાણી અને કર્મે કરીને હિંસા ન કરવી, સરલતા રાખવી અને સર્વ ક્રિયાઓમાંથી વિરામ પામવો એના જેવું બ્રાહ્મણનું બીજું મોટું ધન નથી. તમારે ધનને શું કરવું છે? અને બાંધવો પણ તમારે શા કામમાં આવવાનાં

છે? તમારે સ્ત્રીઓથી પણ શું કામ છે? બ્રાહ્મણના કુળમાં જન્મ પામ્યા છતાં તમે એમના એમ મરી જશો. માટે બુદ્ધિરૂપી ગુફામાં સંતાઈ રહેલા આત્માની શોધ કરો તથા તમારા પિતા અને પિતામહો એ સર્વે ક્યાં ગયા તેનો વિચાર કરો.

યુધિષ્ઠિર! પુત્રનું વચન સાંભળીને તેનો પિતા સંસારથી નિવૃત્તિ પામ્યો, તેમ તું પણ એક સત્યધર્મનેજ અનુસરજે.

## ધનેચ્છાનો ત્યાગ એજ સુખશાંતિનું મૂળ છે.

### શંપાકનાં વચનો.

યુધિષ્ઠિર—પિતામહ! ધનવાનપણું અને નિર્ધનપણું એ બેમાં સુખદાયક શું છે?

ભીષ્મ—કોઈ શંપાક નામનો બ્રાહ્મણ નઠારી સ્ત્રી, ખરાબ વસ્ત્રો અને ક્ષુધા એ ત્રણથી પીડા પામીને ત્યાગી થયો હતો. તેણે મને પૂર્વે આ પ્રમાણે કહ્યું હતું કે આ લોકમાં જે મનુષ્ય ઉત્પન્ન થયો તેને જન્મથી આરંભીને નાના પ્રકારના સુખ અને દુઃખ પ્રાપ્ત થાય છે. હવે જો દૈવ એ મનુષ્યને સુખ આપે કે દુઃખ આપે તો તેણે સુખ પામીને હરખાવું નહિ અને દુઃખ પામીને શોક કરવો નહિ. જેમ મોતના મોઢામાં પડ્યો હોય તેમ રાજ્યસમૃદ્ધિવાળો ધનવાન નિરંતર ઉદ્વેગમાં રહે છે પણ ધનનો ત્યાગ કરવાથી જેને અગ્નિ પરાભવ કરી શકતો નથી, અરિષ્ટ પરાભવ કરી શકતું નથી, મૃત્યુ પરાભવ કરી શકતું નથી અને ચોર પણ જેનો પરાભવ કરી શકતા નથી એવા તૃષ્ણા વિનાના એક મુક્ત થયેલા નિર્ધનને કોઈ પ્રકારનો ઉદ્વેગ રહેતો નથી. નિરંતર ઇચ્છામાં આવે ત્યાં ફરનારા, જમીન ઉપર કાંઈ બિછાવ્યા વિના શયન કરનારા, પોતાના બાહુનુંજ ઉશીકું કરનારા અને શાંતિ પામતા નિષ્કંચનનાં દેવતાઓ પણ વખાણ કરે છે. ધનવાન પુરૂષ ક્રોધ અને લોભના આવેશથી ભરપૂર થયેલો, બુદ્ધિવિનાનો, વાંકી દૃષ્ટિએ જોનારા, સુકાયેલાં અને અવાં ચડાવેલાં મુખવાળો તથા દુષ્ટ સરખો હોય છે. વળી તે પોતાનો નીચલો હોઠ દાંતવડે દબીને ક્રોધથી દારૂણ વચનો બોલે છે. એવો ધનવાન કદાપિ આખી પૃથ્વી આપી દેવાની ઇચ્છા કરતો હોય તોપણ તેનું મુખ જોવાની ઇચ્છા કોણ કરે? ધનાદિકનો ત્યાગ કર્યાવિના સુખ મળતું નથી, પરમાત્માની પ્રાપ્તિ થતી નથી કે નિર્ભયપણે સુવાતું નથી માટે સર્વે પદાર્થોનો ત્યાગ કરવાથીજ સુખી થવાય છે. શંપાકે મને આપેલા એ ઉપદેશ ઉપરથી ધનની આસક્તિના સંગ્રહ કરતાં તેનો ત્યાગ એજ ઉત્તમ છે એમ હું માનું છું.

---

## આશાભંગના દુઃખની નિવૃત્તિ.

### મંકી અને તેના વાછડા.

યુધિષ્ઠિર—જીવિતના નિર્વાહ માટે જે જે ખેતી, વેપાર, યજ્ઞ, દાન આદિક સમારંભ કરવાની જરૂર પડે છે તે સમારંભ કરવાની ઇચ્છા કરતો એવો કોઇ પુરૂષ ધન ન પામે તો ધનની તૃષ્ણાથી પરાભવ પામેલા તેવા પુરૂષે શું કરવું જેથી તેને સુખની પ્રાપ્તિ થાય.

ભીષ્મ—સમતા, અનાયાસ, સત્યવચન, નિર્વેદ વગેરે જે પુરૂષમાં હોય તેને સુખની પ્રાપ્તિ થાય છે. મોક્ષને અર્થે એ પાંચ પદાર્થોનો આશ્રય કરવાનું કહેલું છે. એજ સ્વર્ગ, એજ ધર્મ અને એજ સર્વોત્તમ સુખ છે. કહેવાય છે કે મંકી નામે કોઈ પુરૂષ ધનની ઇચ્છાથી વારંવાર ઉદ્યોગ કરવા લાગ્યો પણ તેમાં તે વારંવાર નિષ્ફળ થવા લાગ્યો. તો પણ કાંઇ બાકી રહેલા ધનમાંથી તેણે બે વાછડા અને એ તેઓને પલોટવાને એક ધોંસરી લીધી. પછી તે બન્ને વાછડાને પેલી ધોંસરી સાથે મજબુત બાંધી બહાર ફરવા જવા દીધા. એટલે એક ઉંટ માર્ગમાં બેઠું હતું તેને વચમાં રાખીને તેની બન્ને બાજુએ તે વાછડાઓ દોડતાં પેલી ધોંસરી ઉંટની ડોકપર આવી જતાં તે એકાએક ભડકીને ઉઠ્યો. તરતજ પેલા બન્ને વાછડા તેની ડાબી જમણી બાજુ ધોંસરીના છેડપર લટકી રહ્યા અને ઉંટ ચાલવા લાગ્યો તથા દોડવા લાગ્યો. ત્રાજવાંની ડાંડીની બન્ને બાજુએ લટકતાં છાબડાં સરખા દેખાતા એ વાછડાઓને જોઇ દુઃખી થયેલા મંકીએ આ પ્રમાણે કહ્યું કે પુરૂષ ગમે તેવો નિપુણ હોય તો પણ દૈવ તરફથી જે દ્રવ્ય તેને મળવાનું નિર્માણ થયું નથી તે તેને કોઈ પણ પ્રકારે પ્રાપ્ત થઇ શકતું નથી. પુરૂષ ગમે તેટલો ઉદ્યોગી હશે અને તે ઉદ્યોગનું ફળ ભોગવવામાં તે ગમે તેટલો નક્કી હશે તો પણ ફળ મળવું એ તો દૈવાધીનજ છે. પૂર્વે મેં જે જે ઉદ્યોગ કર્યા તેમાં મને દ્રવ્ય પ્રાપ્ત થયું નહિ, તો પણ દ્રવ્ય પ્રાપ્તિ માટે મેં આ ઉદ્યોગ આરંભ્યો તેને પણ દૈવે આ પ્રમાણે વીંખી નાખ્યો. મારા બે વાછડાને ઉપાડી આ ઉંટ દોડ્યો જાય છે. મારા વહાલા આ નાના સરખા વાછડાઓ જાણે બે મણિ હોય તેમ ઉંટની ડોક ઉપર લટકે છે. માટે દૈવજ બળવાન છે. પુરૂષ પરાક્રમ દૈવની કૃપા હોય તોજ સફળ થાય છે. અહો! જનકનાં ઘરમાં નિકળીને સર્વે પદાર્થોનો સંગ છોડી દઇને વનમાં જતી વખતે શુકદેવજીએ આ બહુ યોગ્ય કહ્યું છે કે જે મનુષ્ય સર્વ કામનાઓ સિદ્ધ કરે અને જે પુરૂષ તે કામનાઓ માત્રને છોડી દે તે બેમાંથી કામનાઓ સિદ્ધ કરનાર કરતાં તેને છોડી દેનાર વધારે સુખી છે. આવી બુદ્ધિ ધારણ કરીને મંકી વૈરાગ્ય પામ્યો અને સર્વ કામનાઓનો ત્યાગ કરીને બ્રહ્મરૂપ મોટું સુખ પામ્યો.

# શાંતિ મેળવવાનાં તથા તેને કાયમ રાખવાનાં સાધનો.

## બોધ્ય મુનિનો બોધ.

યુધિષ્ઠિર ! વૈરાગ્યવડે શાંતિ પામેલા અને શાસ્ત્ર જ્ઞાનવડે તૃપ્ત થયેલા બોધ્ય નામના મુનિને એક વખતે નહુષ રાજા પૂછવા લાગ્યો કે મુનીશ્વર ! મને શાંતિ થાય એવો ઉપદેશ કરો તથા તમે કઇ બુદ્ધિ ધારણ કરીને આમ શાંત થઇને ફરો છો તે કહો. બોધ્ય મુનિ બોલ્યા કે હું કોઇને ઉપદેશ આપતો નથી કે કોઇને શિષ્ય કરતો નથી. તો પણ હું તે ઉપદેશનાં લક્ષણ કહું તે તું સાંભળીને તેપર તારી મેળે વિચાર કરી જોજે. ૧ પિંગળા વેશ્યા ૨ કુતરું, ૩ સાપ, ૪ વનમાં ભોજનની શોધ કરતું સારંગ પક્ષી ૫ બાણ ઘડનાર તથા ૬ કુમારિકા એ છ મારા ગુરૂ છે. આશા બળવાન છે અને દુઃખ દેનારી છે તથા નિરાશા પરમ સુખને ઉત્પન્ન કરનારી છે એથીજ આશા રહિત થયેલી પિંગળા નામે વેશ્યા સુખેથી સુઇ શકી. માટે હરકોઇ માણસે એ પિંગળા પાસેથી નૈરાશ્ય ગુણ શિખવો જોઇએ. એક કુતરાપાસે માંસ હતું તે જોઇને બીજા કુતરાઓ જેમની પાસે તે ન હતું તેઓ તેને ફરી વળ્યા અને મારવા લાગ્યા પછી જ્યારે કુતરે માંસનો ત્યાગ કર્યો ત્યારે તે સુખી થયું આવી રીતે તે કુતરા પાસેથી ત્યાગ ગુણ શિખવો. ગૃહારંભ કરવો એ ઘણા દુઃખ ઉત્પન્ન કરનાર છે. તેથી કોઇ પણ વખતે સુખ થતું નથી. સાપ બીજાએ કરેલા દરમાં પેસીનેજ હમેશાં સુખી થાય છે. સારંગ પક્ષી જેમ વનમાં ભ્રમણ કરીને પોતાનું ભોજન મેળવે છે તેમ મુનિઓ ભિક્ષા વૃત્તિનો આશ્રય કરીને કોઇ પણ રીતે કોઇનો પણ દ્રોહ ન થાય તેમ વર્તે છે અને સુખ મેળવે છે. કોઇ એક બાણ ઘડનારા પુરૂષનું મન કોઇ વખત એક બાણ ઘડવામાં એટલું બધું લાગી ગયું હતું કે તેની પાસેથી થઇ રાજાની સ્વારી ચાલી ગઇ તેની પણ તેને ખબર પડી નહિ. એવીજ રીતે સુખની ઇચ્છા રાખનાર પુરૂષે પોતાના મનને ઇશ્વરમાં લગાવી દેવું જોઇએ. કોઇ કુમારિકા ડાંગર ખાંડતી હતી ત્યારે તેના હાથમાંની ઘણી ચુડીઓ ખડખડવા લાગી એટલે તેણે ફક્ત એક એક ચુડી રાખી બાકી બધી કાઢી નાંખી. આમ જ્યારે થયું ત્યારે બિલકુલ અવાજ ન થયો. એ ઉપરથી મેં શિખામણ લીધી કે એક કરતાં વધારેનું સાથે મળવું તે ક્લેશનું અને કલહનું કારણ થાય છે માટે મારે હમેશાં એકલાજ ફરવું. જો ઘણાં માણસ સાથે મળે તો તેમાં કલહ પણ થાય છે અને બે મળે તો તેમાં કલહ ન થાય તો છેવટ વાતચિત પણ થયા વગર રહેતી નથી. માટે મેં એકલા ફરવાનો અને રહેવાનોજ નિશ્ચય કર્યો. રાજા સુખી થવાનો મને તો આ રસ્તો સુજ્યો છે. મેં તે તને કહી સંભળાવ્યો હવે તેનાપર વિચાર કરી તારે પો-

તાને મૂટે ગમે તે નિશ્ચય કરવો તે તારૂં કામ છે. યુધિષ્ઠિર! આ સાંભળી તે રાજા તે પ્રમાણે વર્ત્યો અને શાંતિ પામ્યો.

## વિક્ષેપ વગરનું વર્તન.

### આજગર મુનિ અને પ્રહલાદ.

યુધિષ્ઠિર—પિતામહ! જેનો શોક નાશ પામ્યો હોય એવા પુરૂષનાં આચરણ કેવાં હોય તથા તેની ગતિ કેવી થાય?

ભીષ્મ—દૃઢ ચિત્તવાળા, રાગ દ્વેષ વગરના તથા આત્મામાંજ તૃપ્ત એવા બુદ્ધિમાન આજગર મુનિ પૃથ્વીમાં ફરતા હતા તેને ભક્તરાજ પ્રહલાદે પૂછ્યું કે બ્રહ્મન્! તમે વિષયથી નહિ ખેંચાએલા, દંભ વગરના, દયાવાળા, જિતેંદ્રિય, કોઇ પણ કાર્યનો આરંભ કરવાથી દૂર રહેનારા, દોષપર નજર નહિ કરનારા, ગુણોને જોનારા, સત્ય વચનો બોલનારા, ગંભીર બુદ્ધિવાળા, ભાગ ત્યાગનો વિચાર કરવામાં કુશળ અને તત્વ જ્ઞાની છો છતાં બાળકની પેઠે ફર્યા કરો છો, નિરંતર તૃપ્ત જેવાજ રહીને કોઇ પણ પદાર્થની અવગણના પણ કરતા નથી તથા વિષયોનો અનાદર કરી યુક્ત થઇને ત્રાહિતની પેઠે ફરો છો તેમાં તમારો સિદ્ધાંત શો છે તથા તે સિદ્ધાંતનું મૂળ શાસ્ત્ર કયું છે તથા તે શાસ્ત્રનું અનુષ્ઠાન કેવું છે તે કહો. આપ કૃપાળુ છો અને તેથીજ લોકોનું કલ્યાણ કરવામાં પ્રવૃત્તિવાળા છો. એ પ્રમાણે પ્રહલાદનાં વચન સાંભળીને, જન્મ તથા જરા આદિક લોક ધર્મના કારણરૂપ અવિદ્યા તેમજ કામ, કર્મ આદિકને જાણનારા તે બુદ્ધિમાન મુનિએ મધુર વચનથી તેને જવાબ આપ્યો, કે પ્રહલાદ! સ્થાવર જંગમ સર્વ નાશવાળું છે એમ હું જાણું છું. અંતરિક્ષમાં ફરનારાં દાનવો અને બળવાન પક્ષીઓ તેમજ પૃથ્વીપર ફરતાં બળવાન મનુષ્યો અને પશુઓ વગેરેનું પણ મૃત્યુ પોતાનો વખત ચૂકતું નથી. આકાશમાં દેખાતાં નાનાં અને મોટાં તેજ પણ વખત આવ્યે વિનાશને પામી જાય છે. આવી રીતે સર્વને મૃત્યુ વળગેલું જોઇને હું તે મૃત્યુને પણ નિયમમાં રાખનાર ઇશ્વરનેજ પામીને સુખી રહું છું. જો મને દૈવયોગથી કોઇ વખતે પેટ પૂરતું મળે તો તેથી હું હરખાતો નથી અને કોઇ વખતે ન મળે તો હું કચવાતો નથી. કોઇ વખત હું કાચા દાણા ખાઉં છું અને કોઇ વખત ખોળ ખાઇનેજ ચલાવું છું. કોઇ વખત મને સારા મકાનમાં સારૂં બિછાનું સુવા માટે મળે છે તો કોઇ વખત જંગલમાં ઉખરડી ભોંયપર પણ સુવું પડે છે પણ હું તે બન્નેને સરખુંજ જોઉં છું. તેમ કોઇ વખત મને ઘણાં સારાં લુગડાં પહેરવા મળે છે તો કોઇ વખત ફાટેલાં ચીંથરાં પણ પૂરા મળતાં નથી. દૈવેચ્છાથી જેમ તે મળે છે તેની હું ના નથી પાડતો અને જે દુર્લભ હોય છે અથવા નથી મળતું તેની હું ઇચ્છા પણ

નથી કરતો. આવી રીતે મૃત્યુનો નાશ કરનારૂં, કલ્યાણકારક શોકને મટાડનાર, પવિત્ર, અનુપમ અને બ્રહ્મની પ્રાપ્તિ કરાવનાર આ આજગર વ્રત (અજગરના જેવું આચરણ ) હું આચરૂં છું. યુધિષ્ઠિર ! જે મહા પુરૂષ આ પ્રમાણે આ લોકમાં પ્રીતિ, ભય, લોભ, મોહ તથા ક્રોધને છોડીને આવા આજગર વ્રતને ધારણ કરે છે તેજ સુખી થાય છે.

## દેહાભિમાનનું દુઃખદપણું.

### કાશ્યપને ઇંદ્રે આપેલી શિખામણ.

યુધિષ્ઠિર—પિતામહ ! તમે આજગર વ્રતરૂપ પુરૂષની સ્વાસ્થ્ય લક્ષણ સ્થિતિ કહી તે સ્થિતિ શું બાંધવોમાં રહેલી છે ? કર્મમાં રહેલી છે ? ધનમાં રહેલી છેકે પ્રજ્ઞા ( જ્ઞાનરૂપ બુદ્ધિમાં રહેલી છે ?

ભીષ્મ—પ્રજ્ઞા એજ પ્રાણીમાત્રની સ્થિતિ છે અને પ્રજ્ઞાનો લાભ એજ પરમ લાભ છે. પ્રજ્ઞા એજ કલ્યાણ કરનારી છે અને પ્રજ્ઞાનેજ સત્પુરૂષોએ સ્વર્ગ માનેલ છે. બલિરાજા ઐશ્વર્યનો જ્યારે ક્ષય થયો ત્યારે તે તેને પ્રજ્ઞા વડેજ પાછો મળ્યો હતો. તેમજ પ્રહલાદ, નમુચિ અને મંકી એ સર્વ પણ પ્રજ્ઞાવડે ઐશ્વર્ય પામ્યા છે. માટે પ્રજ્ઞાથકી અધિક શું છે ? ઋષિપુત્ર તપસ્વી કાશ્યપને કોઇ ધનવાન અને ગર્વિષ્ટ ગૃહસ્થે પોતાના રથની હડફેટથી પાડી નાખ્યા. તેથી પીડિત થયેલા તે મુનિએ ક્રોધ પામી અને ધીરજ ખોઇ દઇને કહ્યું કે હવે હું મરી જઇશ કારણ કે ધનવગરના માણસને આ લોકમાં જીવવાનો કંઇ ખપ નથી. એ રીતે મરવાની ઇચ્છા કરીને બેઠેલા તે મુનિને ઇંદ્રે શિયાળનું રૂપ ધરી પાસે આવી કહ્યું કે દેવતાઓ પણ મનુષ્યજાતિમાં જન્મ લેવાની ઇચ્છા કરે છે અને મનુષ્યપણામાં પણ બ્રાહ્મણપણાની સર્વ કોઇ ઇચ્છા કરે છે. હે કાસ્યપ ! તું મનુષ્ય છે અને વળી બ્રાહ્મણ છે. તેમાં વેદવેત્તા છે. આ બધી અત્યંત દુર્લભ વસ્તુઓ તને પ્રાપ્ત થઇ છે. માટે તારે મૂઢપણાથી મરવા ઇચ્છા કરવી એ તને યોગ્ય નથી. હે મુનિ જેઓને જિવ્હા નથી તથા હાથ નથી. તે દીન અને અલ્પ બળવાળાં પ્રાણીને જેવાં દુઃખ વેઠવાં પડે છે તેવાં તારે વેઠવાં પડતાં નથી તે ઘણું સારૂં છે. શિયાળ, કીડા, ઉંદર, સાપ, કે દેડકાની જાતિમાં જન્મ ન મળે એટલા લાભવડે પણ માણસે મનમાં સંતોષ પામવો જોઇએ. ત્યારે તું તો સર્વ પ્રાણીઓમાં ઉત્તમ એવો બ્રાહ્મણ છ તેથી તારે તો અધિક સંતોષ પામવો જોઇએ. આ જીવડા મને ખાઇ જાય છે તેમને શરીર ઉપરથી ખંખેરી નાખવાની મારામાં શક્તિ નથી કેમકે પરમેશ્વરે મને હાથ નથી આપ્યા. આ મારી દુઃખદાયક અવસ્થા તું જો. આમ છ છતાં પણ આત્મહત્યા કરવી તેને અકાર્ય સમજીને તથા આ-

ભગવતા કૃપાથી આના કરતાં પણ ઉતરતી જાતિમાં મારો જન્મ થાય તે ઠીક નહિ એમ જાણીને હું આ દેહનો ત્યાગ કરતો નથી. મનુષ્ય પ્રથમ ધનવાન થવાને ઇચ્છે છે, ધનવાન થયા પછી રાજ્ય ઇચ્છે છે, રાજ્ય મળ્યું એટલે દેવપણું ઇચ્છે છે અને દેવપણું મળે તો ઇંદ્રપણું ઇચ્છે છે તું કદાપિ ધનવાન થઇશ તો પછી રાજા થવાની ઇચ્છા થશે, કદાચ રાજા થઇશ તો દેવ થવાની અને કદી દેવ થઇશ તો ઇંદ્ર થવાની ઇચ્છા થશે અને ઇંદ્ર થયા પછી પણ તને કાંઇ સંતોષ થવાનો નથી. આ વચનો સાંભળી કાશ્યપમુનિ મહા વિસ્મય પામી પોતાની જગાએથી ઉઠીને બોલ્યા કે તું ઘણો પ્રવીણ અને બુદ્ધિમાન જણાય છે. પછી તે મુનિએ જ્ઞાનદૃષ્ટિથી જોયું તો તેના જાણવામાં આવ્યું કે તે ઇંદ્ર છે. આથી મુનિએ તેનો સત્કાર કર્યો. યુધિષ્ઠિર! દિવ્યજ્ઞાનવાળા કાશ્યપાદિ મુનિઓ સરખાને પણ અભિમાનના આવેશે આવી બુદ્ધિ થઇ જાય છે તો પછીથી સાધારણ મનુષ્યને તેમ થાય તો તેમાં નવાઇ શી? એટલા માટે મનુષ્યે દેહાભિમાનના આવેશથી બહુજ સાવચેત રહેવાની જરૂર છે.

## ઉત્તમ આચાર.

યુધિષ્ઠિર—તાત! તમો સુજ્ઞ છો માટે મને સદાચારનો વિધિ સમજાવો.

ભીષ્મ—જે પુરૂષો રાજમાર્ગમાં, ગાયોની વચ્ચે કે ધાન્યના ઢગલામાં પેસાબ નથી કરતો તેમને સારા પુરૂષો સમજવા. આવશ્યક શૌચાદિ કર્મ કરીને પછી આચમન કરવું, તે પછી નદીમાં સ્નાનાદિ કરવું તથા તે પછી દેવ અને પિતૃનું તર્પણ કરવું આચમન કર્યા સિવાય નદીમાં સ્નાન કરવું નહિ. સદાકાળ સૂર્યનું ઉપસ્થાન કરવું, સૂર્યોદય થતી વેળાએ શયન કરવું નહિ. પ્રાતઃકાળે પૂર્વાભિમુખ રહીને સંધ્યા કરવી અને ગાયત્રીનો જપ કરવો. ભોજન કરતાં પહેલાં બે હાથ, બે પગ અને મોઢોડું એ પાંચ અંગ ધોવાં. ભોજન કરતી વખતે પૂર્વ તરફ મુખ કરીને બેસવું. કાંઇ બોલવું નહિ. ભોજન કરવાના પદાર્થોની કાંઇ નિંદા કરવી નહિ. ભોજન કર્યા પછી હાથ ધોઇને ઉઠવું, પગ ભીના રાખી રાતે સુઇ રહેવું નહિ યજ્ઞ આદિનાં પવિત્ર સ્થળો, ગાડી, દેવ, ગાયોને બેસવાનું સ્થળ, ચાર રસ્તા ભેગા થતા હોય એવો ચકલો, બ્રાહ્મણ, ધર્મિષ્ઠ માણસ અને દેવાલય એઓ પોતાના જમણા હાથ તરફ રહે તેવી રીતે ચાલવું. અતિથી, દૂત, કુટુંબીઓને ચાકર એ સર્વને ભોજન કરવામાં ભિન્નતા રાખવી નહિ. સવાર સાંજ બે વખતજ ભોજન કરવું, વચમાં ભોજન કરવું નહિ. વચમાં ભોજન કરવામાં આવે તો ઉપવાસ કરવાથી તેને શુદ્ધિ થાય છે એવી વેદની આજ્ઞા છે. વચમાં ભોજન ન કરતાં સાંજ સવાર બેજ વખત ભોજન કરનારને ઉપવાસ કર્યાનું ફળ મળે છે. જે પુરૂષ યોગ્ય વખતે

અગ્નિમાં હોમ કરતો હોય, ઋતુકાળમાંજ પોતાની સ્ત્રી સાથે ગમન કરતો હોય તથા પરસ્ત્રીથી દૂર રહેતો હોય તેને બ્રહ્મચર્યનું ફળ મળે છે. બ્રાહ્મણ જમતા પછી બાકી રહેલું અને માતાએ પ્રીતિથી પીરસેલું ભોજન અમૃત તુલ્ય ગણાય છે. જે સત્પુરુષો આવું અમૃત ભોજન જમે છે તેઓને પરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે. એટલે કે આહાર શુદ્ધિથી મનની શુદ્ધિ થાય છે, મનના શુદ્ધ થવાથી સ્મૃતિ નિશ્ચય થાય છે, સ્મૃતિ નિશ્ચળ થવાથી હૃદયની ગ્રંથિઓ છૂટી જાય છે અને હૃદયની ગ્રંથિઓ છૂટી જવાથી બ્રહ્મપ્રાપ્તિ થાય છે. સ્વદેશમાં કે પરદેશમાં પણ અતિથિ આવે તો તેને ઉપવાસ કરાવવો નહિ રૂડાં કર્મથી ઉત્તમ ફળ મેળવીને તે પોતાના ગુરૂઓને નિવેદન કરવું. ગુરૂજનો પોતાને ત્યાં આવે ત્યારે તેમને આસન વગેરે સત્કારથી સંતુષ્ટ કરવા. ગુરૂઓના સત્કારથી આયુષ, યશ અને લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે. ઉગતા સૂર્યનું દર્શન કરવું, પરસ્ત્રી નગ્ન હોય તેને જોવી નહિ, ઋતુ ધર્મમાં આવેલી પોતાની સ્ત્રી સાથે એકાંતમાંજ મળવું. સઘળાં તીર્થોનું રહસ્ય ગુરૂ છે અને સઘળા પવિત્ર પદાર્થોનું રહસ્ય અગ્નિ છે. શિષ્ટ પુરૂષોએ જે જે કર્યું હોય તે સઘળું પ્રશસ્ત જાણવું અને જેને ગાયનાં પૂંછડાનો સ્પર્શ થયો હોય તે પવિત્ર જાણવું. જ્યારે જ્યારે કોઇ બ્રાહ્મણ મળે ત્યારે ત્યારે તેને પ્રણામ કરવા તથા કુશળ પ્રશ્ન પૂછવું. વેદમાં આજ્ઞા કરી છે કે નિત્ય સવાર સાંજ બ્રાહ્મણોને નમસ્કાર કરવા દેવાલયમાં, ગાયોની વચમાં, બ્રાહ્મણોના શ્રોત કે સ્માર્ત્ત કર્મના અનુષ્ઠાનમાં, સ્વાધ્યાયનો પાઠ કરતાં અને ભોજન કરતાં જમણો હાથ ઉંચો અને અબ્ય ઉપવીત ધારણ કરવું. સાંજે તથા સવારે વિધિપૂર્વક બ્રાહ્મણોનું પૂજન કરવું. સૂર્યની સામે મૂત્ર કરવું નહિ, પોતાની વિષ્ટા પોતે જોવી નહિ, સ્ત્રીની સાથે શયન કરવું નહિ, સ્ત્રીની સાથે એક પાત્રમાં ભોજન કરવું નહિ, પોતાથી જે મોટા હોય તેને તુંકારાથી કે નામ દઇને બોલાવવાની રીત રાખવી નહિ. પોતાથી જે નાના હોય તથા જે પોતાની સમાન હોય તેઓને તુંકારે બોલાવવામાં કે નામ દઇને બોલાવવામાં દોષ નથી. પાપયુક્ત આચરણ નેત્રાદિના વિચારો ઉપરથી જણાઇ આવે છે છતાં કોઇ તેને ઢાંકે છે તો કદી મનુષ્યો તે દેખતાં નથી પણ દેવતાઓ તે દેખે છે. પાપી પુરૂષ પોતાનું એક પાપને ઢાંકવાને બીજું પાપ કરે છે અને બીજા પાપને ઢાંકવાને ત્રીજું પાપ કરે છે. આમ ઉત્તરોત્તર એકની પછવાડે બીજું પાપ ઉપજતુંજ જાય છે. ધર્મને માટે પણ એમજ સમજવાનું છે કે એક ધર્મની પાછળ બીજો ધર્મ ઉપજતો જાય છે. માટે ધર્માચરણમાં વૃત્તિ રાખવી એજ કલ્યાણકારક છે. થઇ ગયેલા પાપને પ્રગટ કરી દેવું કે જેથી બીજા પાપને ઉપજવાનો પ્રસંગજ આવે નહિ. ધર્મ કર્યો હોય તો તેને ઢાંકવો, તેથી

અભિમાન્ આદિ દોષો ઉપજે નહિ. જેમ રાહુચંદ્રને આવી પકડે છે તેમ મૂઢપુરૂષને પાપ કર્મ આવીને પકડે છે. આશાને વશ થઇને કોઇ પુરૂષ દ્રવ્યનો સંચય કરે છે તથા તેનો ઉપભોગ કરતી વખતે બહુ બહુ કષ્ટ પામીનેજ વાપરે છે. પણ તે કૃત્યને પંડિતો વખાણતા નથી. કારણ કે " આ બિચારાએ આગળ ઉપર ભોગભોગવવાને દ્રવ્ય એકઠું કરેલું છે માટે હું તે તેને ભોગવી લેવા દઉં " આવો વિચાર મૃત્યુને કદીપણ આવતોજ નથી. સર્વ પ્રાણીઓનું કલ્યાણ ઇચ્છતું ધર્મ એકલાએજ આચરવો. તેમાં બીજા કોઇની સહાયતાની અપેક્ષા રાખી થોભવું નહિ. કારણ કે તેમાં કોઇ સહાયતા કરી શકતું નથી. " સ્ત્રી પુરૂષ બન્નેએ એકઠાં મળીને ધર્મ આચરવો " એવો વિધિ શાસ્ત્રમાં છે ખરો પણ ધર્મ કાંઈ એવા બાહ્યોપચારથીજ થતો નથી. તે તો ખરી રીતે મનથીજ આચરી શકાયછે. માટે તે આચરવામાં બીજાની સહાયતાની અપેક્ષા કંઇ કામની નથી. મનમાં ધર્મ ન હોય તો કેવળ વિધિનું ગ્રહણ કરીને સહાયતાના યોગથી ધર્મ કેવી રીતે થઇ શકશે ? મનુષ્યોની ઉત્પત્તિનું કારણ ધર્મજ છે. મનુષ્યત્વ અને દેવત્વ પણ ધર્મથીજ પ્રાપ્ત થાય છે. દેવ અને મનુષ્યને મોક્ષનું કારણ પણ ધર્મજ છે. પરલોકની પ્રાપ્તિ થયા પછી ધર્મ કરનારાઓજ ત્યાં નિરંતર સુખ ભોગવે છે.

## જયનો પ્રભાવ.

### પૈપ્પિલાદી બ્રાહ્મણ અને ઇક્ષ્વાકુ રાજા.

યુધિષ્ઠિર—હે ભારત ! જપ કરનારાઓને શું ફળ પ્રાપ્ત થાય છે તે સાંભળવાને હું ઇચ્છું છું.

ભીષ્મ—આ સ્થળે સૂર્યના પુત્ર ઇક્ષ્વાકુ રાજા અને એક બ્રાહ્મણ એમના વૃત્તાંતનો પ્રાચીન ઇતિહાસ સાંભળવા યોગ્ય છે કોઇ એક પૈપ્પિલાદિ નામે કૌશિક ગોત્રનો બ્રાહ્મણ હતો. તે નિયમ પૂર્વક નિરંતર સંહિતાનો જપ કરતો હતો તથા એ રીતે બ્રાહ્મણને યોગ્ય એવું ઉત્તમ તપ તે કરતો હતો એવી રીતે નિયમ પાળતાં પાળતાં હજાર વર્ષ વીતી ગયાં ત્યારે સાવિત્રી દેવીએ તેને દર્શન આપીને કહ્યું કે હે બ્રાહ્મણ હું તારા ઉપર પ્રસન્ન થઇ છું પણ આ વખતે તે બ્રાહ્મણ સંહિતાનું આવર્ત્તન કરતો હતો તેથી કંઇ પણ બોલ્યો નહિ. તે જોઇ વેદ માતા સાવિત્રી દેવી વિશેષ પ્રસન્ન થયાં અને તેના ઉપર કૃપા કરીને તેના વખાણ કર્યાં પછી જ્યારે સંહિતાનો જપ સમાપ્ત થયો ત્યારે તે બ્રાહ્મણે સાવિત્રી દેવીના ચરણ કમળમાં સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી કહ્યું કે હે માતા! તમે મારાપર પ્રસન્ન થઇ મને દર્શન આપ્યું તમે મારાપર મોટી કૃપા કરી છે. જો તમે મારા ઉપર પ્રસન્ન થયાં હો તો

મને એવું વરદાન આપો કે જેથી મારૂં મન નિરંતર સંહિતાનો જપ કરવા માંજ લાગ્યું રહે સાવિત્રી દેવી બોલ્યાં કે જપ કરનારમાં શ્રેષ્ટ બ્રાહ્મણ તારી ઇચ્છા પ્રમાણેજ થશે આ પ્રમાણે કહીને ભગવતી સાવિત્રી ત્યાંથી અંતરહિત થવાં અને તે બ્રાહ્મણ પોતાના આશ્રમમાં નિરંતર ઇંદ્રીયોનું દમન કરી, ક્રોધને જીતી, સત્ય પ્રતિજ્ઞા યુક્ત થઇ તથા અસૂયાનો ત્યાગ કરીને જપ કરવા લાગ્યો. એ રીતે જપ કરતાં દિવ્ય એકસો વર્ષ વીતી ગયાં ત્યારે પ્રસન્ન થએલા ધર્મરાજાએ તે બ્રાહ્મણને સાક્ષાત દર્શન દઇને કહ્યું કે હું ધર્મ તને મળવા આવ્યો છું અને આ જપનું તને જે ફળ થયું છે તે તું સાંભળ એથી દિવ્ય અને માનુષ સર્વે લોક ઉપર તેં જય મેળવ્યો છે. તેથી તું સર્વે દેવતાઓનાં ઉત્કૃષ્ટ સ્થાનોનું પણ ઉલંઘન કરી તેથી પણ ઉત્તમ વર્ગને પામીશ હવે તું પ્રાણ ત્યાગ કરીને તારી ઇચ્છામાં આવે તે લોકમાં જા જે લોકને પામવાની તારી ઇચ્છા હશે તે લોકને તું પોતાના શરીરનો ત્યાગ કર્યા પછી પામીશ. બ્રાહ્મણ બોલ્યો કે ધર્મરાજા! તમોએ જણાવેલા લોકની મારે કાંઇ જરૂર નથી. માટે તમો પોતાની ઇચ્છામાં આવે ત્યાં જાઓ. હવે મારે નવો દેહ ધારણ કરવાની ઇચ્છા નથી. કારણ કે દેહને સુખની સાથે દુઃખ પણ વળગેલ છે. ધર્મ રાજા બોલ્યા કે આ શરીર તો તારે અવશ્ય તજવુંજ જોઇએ, માટે તેમ કરી તું સ્વર્ગમાં જા. અથવા એ સિવાય બીજી જો તારી કાંઇ ઇચ્છા હોય તો તે તું મને કહે. બ્રાહ્મણ બોલ્યો કે પ્રભો! આત્માને છોડીને અનાત્મા એવા સ્વર્ગવાસ ઉપર હું રૂચિ કરનાર નથી. તમે જ્યાં જવું હોય ત્યાં જાઓ. આત્મા વિના સ્વર્ગમાં જવાની મને ઇચ્છા નથીજ. ધર્મ રાજા બોલ્યા કે તું દેહ ઉપર આસક્તિ રાખીશ નહિં. તું દેહને તજીને દુઃખરહિત લોકમાં જા, કે જ્યાં જવાથી તને કદી પણ શોકનો અનુભવ થશેજ નહિ. બ્રાહ્મણ બોલ્યો કે, હું જપ કરીનેજ આનંદ પામું છું. માટે સનાતન લોકની પ્રાપ્તિની પણ જરૂર નથી. સ્વર્ગમાં તો કદી દેહ સાથે જવાનું તમે મને કહો તો પણ મારે જવું નથી. ધર્મ રાજા કહે છે કે બ્રાહ્મણ! જો તું શરીરનો ત્યાગ કરવાને ન ઇચ્છતો હો તો આ કાળ, મૃત્યુ અને યમ તારી પાસે આવેલા છે તેમને તું જો. આ વખતે યમ નજીકમાં જઇને બ્રાહ્મણને કહેવા લાગ્યો કે હું યમ તને કહું છું કે તેં આચરેલ સારાં કૃત્યોનું તને બહુ મોટું ફળ મળશે. તે પછી કાળ તેની પાસે જઇને બોલ્યો કે હું કાળ તને કહું છું કે તેં જે જપ કરેલો છે તેનું તને સર્વોત્તમ ફળ મળવાનું છે. હવે તારે સ્વર્ગમાં જવાનો કાળ આવ્યો છે. તે પછી મૃત્યુ તેની પાસે આવ્યો અને બોલ્યો કે હું મૃત્યુ તને કહું છું કે કાળની આજ્ઞાથી આજ તને અહીંથી લઇ જવાને હું આવેલ છું. બ્રાહ્મણ બોલ્યો કે યમ! કાળ! મૃત્યુ!

ધર્મ ! તમો ભલે પધાર્યા. પછી તેઓને અર્ધ્ય પાદ્યાદિકથી પૂજી પ્રસન્ન થયેલો બ્રાહ્મણ વળી પણ કહેવા લાગ્યો કે હું આપની શી આજ્ઞાનું સંપાદન કરૂં ? બ્રાહ્મણ આમ બોલે છે તેટલામાં તીર્થે યાત્રા કરવા નિકળેલો ઇક્ષ્વાકુ રાજા ત્યાં આવી ચડયો. એ રાજાએ તે સર્વને પ્રણામ કર્યા અને બ્રાહ્મણે તેનો સત્કાર કરી, તેને કહ્યું કે રાજર્ષિ તમે ભલે પધાર્યો. તમને શી વસ્તુની ઇચ્છા છે ? તમને જે વસ્તુની ઇચ્છા હોય તે મને કહો. એટલે મારી શક્તિ પ્રમાણે હું તેનું સંપાદન કરૂં. રાજા ઇક્ષ્વાકુ બોલ્યો કે હું રાજા છું અને તમે બ્રાહ્મણ છો પ્રતિગ્રહ કરવાનો તમારોજ ધર્મ છે માટે સુવર્ણ રત્ન વગેરે તમારે જે કાંઇ જોઇતું હોય તે તમે મારી પાસેથી માગી લ્યો. બ્રાહ્મણે કહ્યું કે રાજન્ ! બ્રાહ્મણ બે પ્રકારના છે અને ધર્મ પણ બે પ્રકારનો છે. કેટલાક બ્રાહ્મણો તથા તેમનો ધર્મ પ્રવૃત્તિ યુક્ત હોય છે અને કેટલાક બ્રાહ્મણો તથા તેમનો ધર્મ નિવૃત્તિ યુક્ત હોય છે. હું પ્રતિગ્રહ કરવાથી નિવૃત્તિ પામેલો છું. માટે તમે મને કહો કે હું મારા તપના પ્રભાવથી તમારો કયો મનોરથ સિદ્ધ કરૂં ? રાજા બોલ્યો કે જો તમે મને આપવાની ઇચ્છાવાળા હો તો તમે જે પૂરેપૂરાં સો વર્ષ સુધી સંહિતાનો જપ કર્યો છે અને તેનું તમે જે ફળ પામ્યા છો તે ફળ મને આપો. બ્રાહ્મણે કહ્યું કે બહુ સારૂં. મેં જે જપ કર્યો છે તેનું ફળ તમે ગ્રહણ કરો. વિચાર કરવા જરા પણ રોકાશો નહિ. રાજા બોલ્યો કે મારે એ ફળ જોઇતું નથી. તમારૂં કલ્યાણ થાઓ. હું હવે જઇશ. પણ મેં તમારી પાસે જે જપનું ફળ માગ્યું તે ફળ શું છે તે તમે મને કહો. બ્રાહ્મણ બોલ્યો કે હું તે ફળને જાણતો નથી. પણ તે જપનું જે ફળ થતું હોય તે મેં આ ધર્મ, કાળ, યમ અને મૃત્યુની સાક્ષીમાં તમને આપેલ છે. માટે તે હવે તમારે ગ્રહણ કરવું રાજા બોલ્યો કે જપનું ફળ શું છે એ જો મારા જાણવામાં ન આવે તો પછી તે ફળને મારે શું કરવું ? જો તમે મને તે કહેતા નથી તો પછી મારે તે લેવું પણ નથી, નક્કી હું તેની ઇચ્છા કરતો નથી. બ્રાહ્મણ બોલ્યો કે, હું એક વખત બોલ્યા પછી તેથી વિપરીત વાતનો અંગીકાર કરતો નથી. જપનું ફળ મેં તમને આપ્યું તે આપ્યુંજ સમજવું, તમારૂં અને મારૂં બન્નેનું બોલવુંજ આ સ્થળે પ્રમાણરૂપ થઇ ગયેલ છે, મેં જપના ફળની કોઇ વખત ઇચ્છા કરેલ ન હોવાથી હું તેને જાણતો નથી અને તેથી તે હું તમોને કેવી રીતે જણાવી શકું ? તમે માગણી કરી અને મેં આપ્યું. હવે હું મારા વચનને દૂષિત કરીશ નહિ. હવે તમે પણ બુદ્ધિને સ્થિર રાખી સત્યનું રક્ષણ કરો. જો તેમ નહિ કરશો તો તમને મિથ્યા આચરણનો મોટો અધર્મ લાગશે. તમારે પોતાના વચનને મિથ્યા કરવું એ યોગ્ય નથી તેમ હું પણ હવે મારા

વચનને મિથ્યા કરનાર નથી. જે મિથ્યા વચન બોલે છે તેને આ લોકમાં કે પરલોકમાં કાંઇ સુખ મળતું નથી. તે પોતાના પૂર્વજોને તારી શકતો નથી તો પછી સંતતિને તો ક્યાંથી તારી શકે? આ લોકમાં અને પરલોકમાં પણ સુખ આપનાર કેવળ સત્યજ છે. યજ્ઞ, તપ, દાન વગેરે તેની આગળ કશા હિસાબમાં નથી, તમે અગાઉ જેટલાં તપ કર્યાં હશે તથા હવે પછી જેટલાં તપ કરશો તેવાં લાખ્ખો તમને એકઠાં કરો તો પણ તે સત્યની બરોબર થનાર નથી. સત્ય એજ બ્રહ્મ છે, સત્ય એજ તપ છે, સત્ય એજ યજ્ઞ છે અને સત્ય એજ વિદ્યા છે વેદમાં સત્યનોજ વિજયધ્વજ જોવામાં આવે છે અને સંસારમાં જે કાંઇ ઉભયમાં ઉત્તમ ફળની આશા રાખવામાં આવે તેવું ફળ સત્યથીજ ઉત્પન્ન થાય છે ધર્મ અને ઇંદ્રિય દમન પણ સત્યથીજ થાય છે. સર્વ કાંઇ સારૂં સત્યમાંજ રહેલું છે. સત્ય એજ વેદ અને વેદાંગ છે. સત્ય એજ વિદ્યા અને વિધિ છે. વ્રતચર્યા અને ઓંકાર એ પણ સત્ય સિવાય બીજું કાંઇ નથી. પ્રાણીઓને સદ્ગતિ આપનાર સત્યજ છે સત્ય એજ સંતતિ છે, સત્યવડે વાયુ વાય છે, સત્યવડે સૂર્ય તપે છે, સત્યવડે અગ્નિ તેજસ્વી રહે છે અને સત્યવડેજ સ્વર્ગની સ્થિતિ છે. સાંભળવામાં આવ્યું છે કે સત્ય અને ધર્મ એ બેને એક વખત ત્રાજવામાં નાખી જોતાં જે તરફ સત્ય હતું તે તરફનું વજન વધારે થયું હતું. સત્યવડે કરીનેજ ધર્મની સ્થિતિ છે અને ધર્માદિકની અભિવૃદ્ધિ પણ સત્યવડેજ થાય છે, રાજા બોલ્યો કે બ્રાહ્મણોત્તમ! જેમ યુદ્ધ કરવું અને પ્રજાનું રક્ષણ કરવું એ ક્ષત્રિયોનો નિઃશંસય ધર્મ છે તેમ દાન આપવું એ પણ નિઃસંશય ક્ષત્રિયનો ધર્મ છે દાન લેવું એ ક્ષત્રિયને માટે ધર્મરૂપજ નથી તો પછી તમારી પાસેથી દાન કેવી રીતે લઇ શકું? બ્રાહ્મણે કહ્યું કે રાજા! દાન દેવાને માટે મેં કાંઇ તમને લલચાવ્યા નથી કે હું કાંઇ તમારે ઘેર ચાલીને દાન આપવા આવ્યો નથી. અહીં આવીને તમે દાન માગ્યું છે. અને મેં તે આપ્યું તો હવે તમે ન લ્યો એ કેમ બને?.

બ્રાહ્મણ અને રાજા આ પ્રમાણે અરસપરસ તાણાંતાણ કરે છે તેટલામાં ધર્મરાજા બોલી ઉઠયા કે તમો વિવાદ કરવો છોડી દો. બ્રાહ્મણને દાનનું ફળ મળે એજ યોગ્ય ગણાય. ને પછી સ્વર્ગ બોલ્યું કે તમે વિવાદ કરવો છોડી દો. તમને બન્નેને સામાન ફળની પ્રાપ્તિ થશે. રાજા બોલ્યો કે સ્વર્ગ! મારે તારૂં કામ નથી. તું તારે જેમ આવ્યું હો તેમ ચાલ્યું જા. જો આ બ્રાહ્મણને તારી (સ્વર્ગની) ઇચ્છા હોય તો તે ભલે મેં કરેલા તપનું ફળ ગ્રહણ કરે. બ્રાહ્મણ બોલ્યો કે મેં બાળકપણામાં મને જ્યારે સમજણ ન હોય ત્યારે કદી કોઇની પાસે હાથ ધર્યો હોય તો તે ભલે જાય

ખુવામાં નથી પણ હું તે પછી તો સંહિતાનો જપ કરીને નિવૃત્તિ લક્ષણ ધર્મનીજ ઉપાસના કરૂં છું. હે રાજા ! ઘણા કાળથી આવી રીતે નિવૃત્તિ ધર્મનો ઉપાસક બન્યોછું તેને તમે શામાટે લોભાવોછો.

યુધિષ્ઠિર ! બ્રાહ્મણ પોતાનું બોલવું પુરૂં કરે છે તેટલામાં તો મલિન વેશ વાળા બે પુરૂષો 'કજીઓ' કરતા કરતા ત્યાં આવ્યા એક બોલ્યો કે હું તારી પાસે કાંઇ માગતો નથી. તું મને ખાલી શામાટે વળગે છે? બીજે જવાબ આપ્યો કે તું મારી પાસે માગે છે છતાં ફરી જાય છે, એ કાંઇ ચાલશે નહિ. આપણી તે તકરારનો નિવેડો આ રાજા અહીં કરશે. પછી તે વિરૂપ નામનો પુરૂષ રાજા તરફ ફરીને બોલ્યો કે રાજન્ વિકૃતનું મારી પાસે એક ગોપ્રદાનનું રૂપ લેહેણું છે તે હું તેને આપુ છું છતાં તે લેતોનથી વિકૃત બોલ્યો કે વિરૂપની પાસે મારે કાંઈ પણ લેણું નથી, એનું બોલવું સત્યના સરખું જણાય છે પણ તે સત્ય નથી. એ તમારી પાસે મિથ્યા વચનોજ બોલે છે. રાજા કહે છે કે વિરૂપ ! આ વિકૃત તારી પાસે શું માગે છે તે મને જણાવ. તારી વાત જાણ્યા પછી મને જે યોગ્ય જણાશે તે હું કરીશ, વિરૂપ બોલ્યો કે રાજેંદ્ર ! આ વિકૃતે પૂર્વે ધર્મની પ્રાપ્તી ને માટે તપસ્વી અને સ્વાધ્યાયમાં પ્રવૃત્ત એક બ્રાહ્મણને એક ઉત્તમ ગાયનું દાન કર્યું એ વખતે મેં તેની પાસે જઇને એ ગોદાનનું ફળ માગ્યું. તેપરથી તેણે તે શુદ્ધ અંતઃકરણવડે મને આપ્યું તે પછી થોડે વખતે મેં મારી પોતાની શુદ્ધિ થવા માટે એક સુકૃત કર્મ કર્યું. તે એવું કે વાછરડાં વાળી અને ઘણું દુધ દેનારી બે કપીલા ગાયો મેં ખરીદ કરી અને હે રાજન્ ! તે મેં ઉચ્છ વૃત્તિ વાળા બ્રાહ્મણને વિધી પૂર્વક તથા શ્રદ્ધા પૂર્વક સમર્પણ કરીં. હે પ્રભો ! હવે હું તે બે ગાયોનું ફળ લેઇને આ વિકૃતને તેણે આપેલા કરતાં બમણું ફળ આપવા માડુંછું અને વિકૃત લેતો નથી. હે રાજન ! એ પ્રમાણે અમારો વિવાદ છે તેમાં કોણ શુદ્ધ છે અને કોણ દોષવાળો છે. તેનો તમે ન્યાય કરો. હે નૃપ ! અમે વીવાદ કરતાં બે તમારી પાસે આવ્યા છીએ. માટે તમને ઘટે તો ધર્મ કરો કે અધર્મ કરો પણ અમારા વાદનો નીર્ણય કરીને અમારૂં સમાધાન કરો. જે રીતે એણે મને દાન આપ્યું છે તે રીતે એ જો મારી પાસેથી લેવા ખુશી ન હોય તો તમે સ્થિર થઇને અમને જે માર્ગ બતાવશો તેમ અમો કરીશું. રાજાએ કહ્યું કે વિકૃત ! તારૂં દેવું તને વિરૂપ પાછું આપે છે તે તું હવે લેતો કેમ નથી ? જે રીતે એણે તને આપવાનું કબુલ કરેલું છે તે રીતે તે તું ઉતાવળો ગ્રહણ કર. વિકૃત કહે છે, મેં એને કહ્યું કે હું આપું છું અને એણે કહ્યું કે હું લઉં છું. એ રીતે મેં દીધું અને એણે લીધું. હવે એની પાસે મારૂં કાંઇ લેણું નથી માટે એને ગમે ત્યાં એ જાય. રાજા કહે છે ! વિરૂપ તને

આપે છે પરંતુ તે તું લેતો નથી એ મને બહુ વિષમ જણાય છે. મ્હારા મત પ્રમાણે તું દંડ પામવાને યોગ્ય છે એમાં સંશય નથી. વિકૃત કહે છે હે રાજર્ષિ! મેં એને જે એકવાર આપ્યું તે હવે હું પાછું કેમ લઉ! જો એમાં મારો દોષ હોય તો હે પ્રભો! તમે ધણી છો, તમે જે શિક્ષા કરશો તે હું સહન કરીશ. વિરૂપ કહે છે, હે વિકૃત હું તને તારૂં ઋણ પાછું આપુંછું તેનું જો કોઇ પણ પ્રકારે તું ગ્રહણ નહીં કરે તો ધર્મનું અનુશાસન કરનાર આ રાજા તને શિક્ષા કરશે. વિકૃત કહે છે, તેં મારી પાસે આવીને મારૂં ગોપ્રદાનફળ માગ્યું ત્યારે મેં તને તે આપી દીધું છે. તે હવે હું આજ આ જગોએ શી રીતે પાછું લેઇ શકું! માટે હું તને રજા આપુંછું કે તું તારે જવું હોય ત્યાં ચાલ્યો જા. બ્રાહ્મણ કહે છે, હે રાજન! આ બન્ને જણે જે કહ્યું તે તમે સાંભળ્યું, માટે મેં જે તમને આપવાની પ્રતિજ્ઞા કરી છે તે તમે વગર વિચાર્યે ગ્રહણ કરો. રાજાએ કહ્યું કે જેમ આ બે જણના વિવાદનો નિર્ણય માહા ગહન છે તેમ આ મારે માથે આવી પડેલું કાર્ય પણ ગહન છે. જાચક પોતાના આગ્રહને દૃઢ વળગી રહ્યો છે માટે એનું હવે કેમ થશે! આ બ્રાહ્મણે મને આપવાનો સંકલ્પિત કરેલું ફળ જો હું ગ્રહણ કરૂં નહીં તો આજ હું મોટા પાપ વડે શી રીતે લેપાયમાન થાઉં નહિ? પછી તે રાજાર્ષએ વિરૂપ અને વિકૃતને કહ્યું કે તમારા બેના વાદનો નિર્ણય થતાં સુધી તમે અહીં બેસો, તમે બે મારી પાસે આ સ્થળમાં આવ્યા છો તો મારો રાજધર્મ પણ મિથ્યા થાય એમ બને નહિ, રાજાએ પોતાનો ધર્મ પાળવો એ તો નિશ્ચય છે અને બ્રાહ્મણનો ધર્મ મહા ગહન છે. તેણે મુજ અનાત્મામાં આવીને પ્રવેશ કર્યો છે. બ્રાહ્મણે રાજાને કહ્યું કે તમે માગ્યું અને જે આપવાની મેં પ્રતિજ્ઞા કરી છે તે તમારૂં ઋણ હું ધારણ કરૂં છું માટે તે લ્યો. હે રાજન! જો તમે તે ગ્રહણ નહિ કરો તો તમને હુ શાપ દેઇશ એમાં સંશય નથી. રાજા કહે છે, રાજ ધર્મને ધિક્કાર છે કે જેના કાર્યનો આ સ્થળમાં આવોજ નિશ્ચય થયો છે! મૂકેલી થાપણ ગ્રહણ કરવાને આ હાથ મેં પૂર્વે કોઇ વખત પસારેલો નથી. તે આજ પસારૂં છું હે વિપ્ર મારૂં જે ઋણ તું ધારણ કરતો હોય તે હવે મને તું આપ. બ્રાહ્મણ બોલ્યો સંહિતાના જપ કરીને જો મેં કાંઇ ફળ પ્રાપ્ત કર્યું હોય, તો તે જેટલો હોય તેટલો, અને તે વિના પણ જે કાંઇ મારૂં જપ સંબંધી સુકૃત હોય, તે સર્વનો તમે પ્રતિગ્રહ કરો રાજા કહે છે, હે દ્વિજોત્તમ! આ પાણી જે મારા હાથમાં પડ્યું તેનું ફળ આપણ બન્નેને સમાન અને સાથેજ પ્રાપ્ત થાઓ. અને તે સમાન ફળનો તમે પ્રતિગ્રહ કરો.

---

## કર્મની ગતિ અને પૂર્વ જન્મે કરેલા પુરૂષાર્થનું ફળ.

આ મહાન લેખના પૂર્વ ભાગમાં ક્ષત્રિય ધર્મ અને યુદ્ધ આદિ ધર્મોના લક્ષણ વર્ણવવામાં આવ્યા છે જેમાંનાં ઘણાં ખરાં ભીષ્મવચનો આપણ સર્વને અત્યંત ઉપયોગી છે એ રીતે ઉત્સાહ અને પુરૂષાર્થની અગત્યતા ભીષ્મે યુધિષ્ઠિરને કહી સમજાવતાં કહ્યું કે હું પુરૂષાર્થને દૈવ કરતાં ઉત્તમ માનું છું, કારણ કે દૈવ એ પૂર્વે કરેલા પુરૂષાર્થનું ફળ છે. હાલના જમાનામાં લોકનું સામાન્ય મત એવું છે કે પુરૂષાર્થ નિરર્થક છે; કારણ સર્વ દૈવ અથવા કર્માનુસાર બને છે. ભીષ્મ કર્મની ગતિ જાણતા હોવાથી એવી ભૂલ કરતા નથી, અને જાણે છે કે કર્મથી પુરૂષાર્થનું વન ( મૂલ્ય ) કંઇ ઘટી જતું નથી. જે કર્મ હમણાં આપણે ભોગવીએ છીએ તે પૂર્વ જન્મના કરેલા પુરૂષાર્થનું ફળ છે. અને હમણાના કરેલા પુરૂષાર્થથી તે કર્મને આપણે ઓછું કરી શકીએ છીએ. કર્મ રૂપી પ્રવાહમાં તણખલાની પેઠે દોરવાઇ જઇએ એવા આપણે નથી પણ તે કર્મ બાંધવામાં મનુષ્ય એકલુંજ નહિ પણ દેવ સરખા છીએ આપણી માનસિક શક્તિઓ, આપણી લાગણીઓ ઇચ્છાઓ અને મનોવૃત્તિઓ એ સર્વે આપણા કર્મ છે, પણ તે સર્વને આપણે પુરૂષાર્થથી ઉત્પન્ન કર્યાં છે અને તેથી પૂર્વ જન્મમાં કરેલાં કર્મોને જે હમણાં નરમ કરવાની જે પુરૂષાર્થ શક્તિ તે આપણામાંથી ઓછી થઇ નથી. તેથી વારંવાર યુધિષ્ઠિરને ધૈર્ય નહિ તજવાનું ભીષ્મ કહેતા હતા. આ વચન પણ સર્વને લક્ષમાં લેવા જેવાં છે. દરેક મનુષ્યે બળવાન અને સહનશીલ થવું જોઇએ. હાલના જમાનાના સુધારાનું વલણ એવુંછે કે દરએક વસ્તુ સહેલી અને સુતર બનાવી, શરીરને જોઇતાં સાધન પૂરાં પાડવાં અને શારીરિક કષ્ટમાંથી બને તેમ દૂર રહેવું પણ એથી આપણી નિર્બળતા વધે છે માટે બળવાન થતા શીખો. અગવડમાં આવી પડશું તેની ગણના કરવી નહિ. જેમ બને તેમ શરીરને કષ્ટ સ્હેતાં શીખવો. શરીરને આપણું ગુલામ બનાવવું જોઇએ, પણ તેના ગુલામ થઇ રહેવું નહિ આધુનિક સમયમાં શારીરિક નાજુકતા હદપાર વધી ગઇ છે અને એવી કોમળતાથી શરીર નાકૌવત બને છે, વળી રાક્ષસના હાથમાં સપડાએલા રાજાની વાત ધ્યાનમાં લ્યો. રાજાએ પોતાનો ધર્મ બજાવ્યો હતો તેથી તે નિર્ભય હતો. જે પોતાનો ધર્મ બજાવે છે તેને ભય રહેતો નથી. જ્યારે ધર્મમાં ખામી આવે છે અથવા તેને તદન વિસારી મુકીએ છીએ ત્યારેજ દુઃખ આવી પડે છે. ધર્મને રસ્તે ચાલતાં આપણને કોઇ ચીજ નુકસાન કરતી નથી. દુઃખ આવી પડે એવા સંજોગ બનતા નથી અને આપણા પ્રયત્નમાં નિષ્ફળ કરે એવી કોઇ શક્તી દેખાતી નથી, આપણે જાણતાં છતાં ખોટા સંકલ્પ અને ખોટું કૃત્ય કરીએ છીએ તેથી

આપણે બીકણ અને ચિંતાગ્રસ્ત બનીએ છીએ. તેથી આપણે શત્રુએ પ્રવેશ કરવાનો રસ્તો ખુલ્લો કરી આપી અને તેના હુમલાઓની ધાસ્તીમાં રહીએ છીએ. દરવાજા બંધ રાખો જેથી કોઇ પણ શત્રુ અંદર પ્રવેશ કરી શકે નહિ. બહારનો ડોળ શું અને સત્ય વસ્તુ શું; અને તેનો તફાવત શું તે વિષે બારીક નજરથી વર્ણન કરીને ભીષ્મ પોતાની ગુરુ તરીકેની મહત્તા બતાવી આપે છે. તે કહે છે કે—તપ યજ્ઞથી પણ ઉત્તમ છે એવી વેદની ઉત્તમ શ્રુતિ છે. તે તપ હું તને કહું છું. તે હે વિદ્વાન તુ મારી પાસેથી સાંભળ. અહિંસા, સત્ય વચન, સૌજન્ય, દયા એ ગુણોને સુજ્ઞજનો તપ કહે છે અને તે તપ શરીરને શોષણ કરનારૂં નથી, જનક રાજા અને સુલભા નામની તપસ્વીની કથા પણ આપણને એવુંજ ભાન કરાવે છે. તેણે કહ્યું હતું કે ભગવાં ધારણ કરવાં, માથું મુંડાવવું, ત્રિદંડ ધારણ કરવા, કમંડલ ઝાલવું. એ સર્વે ચિન્હ દેખાડવાનાં પણ કાંઇ મોક્ષના હેતુ નથી. બીજાને બંધનરૂપ એવા ધર્મ, અર્થ કામ અને રાજ્યપરિગ્રહનો દેખીતી રીતે હું ઉપયોગ કરૂં છું, તોપણ હું નિર્લેપ રહી જીવન ગાળું છું; મનુષ્ય દેખીતી રીતે અથવા અંતરથી સંસારનો ત્યાગ કરેછે તેમાં અંતરથી ત્યાગ કરવો તે વધારે દુર્લભ છે. ભગવાં વસ્ત્ર પહેરવાથી મનુષ્ય યોગી કહેવાતો નથી પણ દૃઢ મનવાળો અને કામરૂપી પાસથી મુક્ત થએલો મનુષ્ય યોગી કહેવાય છે. યોગી પુરૂષ ગમે તેવાં વસ્ત્ર પહેરે અને સંન્યાસીનાં દેખીતાં ચિન્હો રાખે કે ન રાખે, તેની પાસે સર્વ વસ્તુઓ હોય છતાં પણ તેમાં તે આસક્તિ રાખતો નથી. દ્રવ્યવાન હોય તો પણ સ્નેહ પાશમાં બંધાતો નથી; તેની પાસે માલ મિલકત હોય છતાં પણ 'આ મારૂં છે' એવી વૃત્તિ રાખતો નથી. જેઓ ખરેખરા અંતરથીજ યોગી છે તેઓ દેવો અને વિદ્વાન પુરૂષોથી પૂજાય છે. તેઓજ ખરેખરા સંન્યાસી છે. કીશોર અને યુવાન પુરૂષો જેનામાં આત્મજ્ઞાન સંબંધી અંકુરો ફુટતા જાય છે તેઓ સંસારમાંથી વનમાં જતા રહેવાનો અને દેખીતી રીતે જણાતી સંન્યાસીની શાંત જીંદગી ગુજારવા માટે દુનિયાંદારીની ફરજોની ધુંસરીમાંથી મુક્ત થવાને વારંવાર ઘણી ઇચ્છાઓ બતાવે છે. ફરજો બજાવવાની ઘણીખરી આ રીત હોતી નથી. સંસારમાં રહીને પણ યોગીનું જીવન ગાળી શકાય છે પણ તે રસ્તો ઘણો વિકટ છે. મોહપાશમાં બંધાયા વગર સંસારમાં રહેવું અને ઉપરથી સંસારનો ડોળ રાખવો, અને અંતરથી યોગી રહેવું એજ અત્યારે સૌને જરૂરનું છે. રાજા, રાજ્યપુરૂષ, યોદ્ધા છતાં દૃઢ મનવાળા યોગી, નિશ્ચયાત્મક બુદ્ધિવાળા તથા જન્મથી મરણ પર્યંત નિર્દોષ એવા ભીષ્મ કરતાં મોટાગુરૂ આ બાબતમાં કોઇ નથી.

માણુસ માત્રના ધર્મોનું ટુંક અવલોકન કરતાં હવે ભિષ્મ પિતામહ સામાન્ય કર્તવ્ય વિષે વિવેચન કરે છે, અને જે ધર્મ સાંપ્રત કાળમાં ઘણા ભાગે દ્રષ્ટિગોચર થતો નથી, તે વિશે વિવેચન કરે છે.

## ગૃહસ્થાશ્રમ.

### કુટુંબના પ્રતિ કર્તવ્ય.

માતા, પિતા, ભ્રાતા, પુત્ર, પત્ની કન્યા, બેહેન પુત્રવધુ અને દાસ દાસીઓની સાથે વિવાદ કરવો નહી.

મોટા ભાઇ પિતા તુલ્ય છે, ભાર્યા અને પુત્ર પોતાના શરીરના પ્રમાણે છે દાસ દાસી પોતાની છાયા સ્વરૂપ છે અને કન્યા એ કૃપા પાત્ર છે. એટલા માટે તેઓના તરફથી અધિક્ષેપ થવાથી પણ અસંતપ્ત મન રાખી સહનતા રાખવી

મોટાથી કુળ સમજુ થાય છે અને મોટાથી કુળનો નાશ પણ થાયછે.

પિતા પરલોક ગયાથી મોટા ભાઇ પિતા સ્વરૂપ થઇને નહાના ભાઇઓનું વૃતિ ધાન તથા તેઓનું પરિપાલન કરે,

નાના ભાઇએ પિતાના પ્રમાણે ભાઇની આજ્ઞા પાળવી અને તેમના પ્રતિ ભક્તિ દેખાડવી.

મોટા ભાઇની ભાર્યા, નાના ભાઇની ગુરૂ પત્ની પ્રમાણે છે અને નાના ભાઇની ભાર્યા મોટા ભાઇની પુત્ર વધુ પ્રમાણે છે

મોટી બેહેન, મોટા ભાઇની ભાર્યા અને બાલ્યકાળે જેના સ્તનનું પાન કર્યું હોય તે માતા પ્રમાણે છે.

જે માણસ પિતા, માતા, ભાઇ, ગુરૂ અને આચાર્યની સેવા કરે છે. અને તેઓના ઉપર કદાપિ દ્વેષ કરતા નથી તેઓને સ્વર્ગ લોકમાં સારી જગા મળે છે.

કંઠ ગત પ્રાણ થયાથી પણ ગૃહસ્થે માતા, પિતા, સ્ત્રી, પુત્ર અને સગા વહાલાઓનો પરીત્યાગ કરી પોતે ખાવું નહી.

એ પ્રમાણે ગૃહસ્થ માણુસે ભાઇ, બેહેન અને ભાઇના પુત્ર, જ્ઞાતિ મિત્ર અને ચાકરોનું પાલન કરવું અને એઓને સંતુષ્ટ રાખવાં.

ધન, વસ્ત્ર, પ્રેમ, શ્રદ્ધા, અને પ્રિય ભાષણથી સર્વદા ભાર્યાને હમેશાં સંતુષ્ટ રાખવી, કદાપિ અપ્રીય આચરણ કરવું નહી.

જે કુળમાં સ્વામી સ્ત્રીના પ્રતિ, અને સ્ત્રી સ્વામીના પ્રતિ હમેશાં સંતુષ્ટ રહે છે, તો તે કુળમાં નિશ્ચય કલ્યાણ થાય છે.

જે કુળમાં બેહેન અને ગૃહસ્થની પત્ની, પુત્ર વધુ વિગેરે ભૂખણ તથા આચ્છાદનથી દુઃખી થાય છે, તે કુળ જલદીથી ખરાબ થાય છે અને સંતાન દીકર્યા પીડીત થાય છે. અને જે કુળમાં સ્ત્રીઓને ભોજન વસ્ત્રાલંકારથી

સંતુષ્ટ રાખવામાં આવે છે તે કુળની સર્વદા વૃદ્ધિ થાય છે. બેહેન, પત્ની, પુત્ર વધુ વગેરે સ્ત્રીઓ અપૂજીત થયાથી જે કુળમાં શાપ આપે છે તે કુળ ધન, પશુ ઇત્યાદિની સાથે વિનાશ થાય છે. એટલા માટે જેઓ સંપત્તિની ઇચ્છા રાખતા હોય તેઓએ વિવિધ ઉત્સવના પ્રસંગે સ્ત્રીઓને સર્વદા વસ્ત્ર અલંકારથી સન્માન કરવું. વસ્ત્ર અલંકારથી નારીઓને સુશોભીત કરવામાં ન આવે તો તે સ્વામીને હર્ષોત્પાદન કરી શકતી નથી. ભૂષણાદીકથી સ્ત્રીને સુસજ્જિત કર્યાથી સ્વામીની અભિલાષા પૂર્ણ થાય છે તેથી તે સ્ત્રીથી કુળ ઉજ્વળ થાય છે જો સ્ત્રીના પ્રતિ સ્વામીની અરૂચી હોય તો તે વ્યભીચારતા દોષમાં પડીને કલંકીત થાય છે.

## કલિયુગમાં બ્રાહ્મણો કેવા થશે.

કળિયુગના બ્રાહ્મણ મધ્યે—યોગની અષ્ટક્રિયા કરવા વાળા નિત્ય નૈમિત્તિક કર્મ કરવા વાળા, વૈશ્વદેવ, યજ્ઞ, તપક્રિયા, ધર્મ, ધ્યાન અને સમાધી કરવાવાળા તથા બ્રહ્મજ્ઞાની, અગ્નિહોત્રી ત્રીકાળદર્શી, વચન સિદ્ધિ, ધર્મજ્ઞ, વેદપારંગત આત્મનિવેદી, શાસ્ત્રનિપુણ, ઐશ્વર્યવાન, જ્ઞાનવાન, અને વૈરાગ્યવાન એવા એક પણ બ્રહ્મરૂપિ નજરે આવશે નહી, પણ દેવ, ઋષિ અને પિતૃઓનું ત્રાણ કરવા વાળા, સંધ્યા ગાયત્રી સ્વપ્નામાં પણ નહીં સંભારનારા, ધર્મ, કર્મ ભ્રષ્ટ અને આચાર ભ્રષ્ટ થશે. વિદ્યાભ્યાસ તજી દેશે. વેદને શત્રુ સમાન જાણશે શુદ્રાદિકની સેવા કરશે, સંન્યાસી બ્રહ્મચારીની નિંદા કરશે, અંતઃકરણમં દુષ્ટ વાસનાનું ધ્યાન ધરી ઉપરથી બગલા ભક્ત બની મોઢેથી ૐ નમઃ શિવાય। ૐ નમઃ શિવાય ॥ એવા ઉતાવળથી શબ્દ બોલશે, શંકર ઇષ્ટ દેવનું પૂજન તજી દંભ પાખંડી ધર્મને પૂજશે, પ્રતિગૃહ લેવામાં પ્રવીણતા રાખશે, સ્મશાન ભૂમીમાં ભોજન કરવા બેસશે જ્ઞાતિ કુટુંબમાં કલહ ઉત્પન્ન કરશે અન્યના સુખની ઇર્ષા કરશે, ચોરી કરવામાં ચતુર થશે, ભરણ પોષણ કરતા ભરપૂર શ્રમ પડશે, કાસદાં મજુરી કરી પૈસા કમાશે. ટુંકી નજરે જોશે, દાનતના ભ્રષ્ટ થશે, અસત્ય ભાષણ કરશે, ગુપ્ત વાતનું અજીર્ણ થશે, મિથ્યાભિમાન ધરાવશે, થોડા પૈસે મોટો વિસ્તાર કરશે, ઉંચી પદ્વીએ પહોંચી શકશે નહીં, સ્નેહી સબન્ધીનું હિત ઇચ્છશે નહીં, ઘેરઘેર વિના આમંત્રણે આશીર્વાદ આપવા જશે, ચપટી પિષ્ટને માટે ઘેર ઘેર પર્યટણ કરશે, સર્વને બાપા કહી બોલાવશે, જ્યોતિષ જાણ્યાવિના ખોટા જોષ જોશે, કુડી કથાઓમાં બોલાવશે, જોતીશ જાણ્યા વિના ખોટા જોશ જોસે. કુડી કથાઓમાં નિમગ્ન રહેશે, ધૂર્ત વિદ્યા જાણી અસુધને ધૂતશે, ધર્મવાનનો વૃથા ડોળ ધારણ કરશે, વિદ્યા વિક્રય કરશે, ગાંજો તમાકુ, તાડી અને મદિરાનું પાન કરશે, માજમ અફીણ આદિ અભક્ષ વસ્તુના આહાર કરશે, વિધવા સ્ત્રીઓની વર્ણ

ણુંક નિંદા પાત્ર થશે, કન્યા વિક્રયી થશે, વર્ણાવર્ણનો ભેદ ગણશે નહીં, કુળની મર્યાદા લોપશે, ધર્મશાસ્ત્રના ધારા ઉલ્લંઘન કરશે, દમડી વાસ્તે દશ કોસ સુધી દોડી મરશે, ઇશ્વર પરથી આસ્થા ઉઠાવી લેશે, પીર પેગંબરની પૂજા કરશે, શુદ્ર બ્રાહ્મણોને ધિક્કાર આપશે, શુદ્રની શીખામણને અનુસરી ચાલશે, મ્લેચ્છની નોકરીમાં માન માનશે, શુદ્રના એઠાં અન્નનો સ્પર્શ કરશે, અન્યને ઉપદેશ કરી પોતે તે પ્રમાણે વર્તશે નહીં, પાખંડ ખરચી પેટ ભરશે, નવરા બેસી સર્વની નિંદા કરશે, શુદ્રને વેદાધ્યયન કરાવશે, મર્યાદા વગર નિર્ધન થશે, સર્વ સ્થળે પ્રતિષ્ઠા હીન બનશે, કલ્પીત કથાઓ બનાવશે જાડી બુદ્ધિના જડ થશે, ગ્રહણ સુતકને આભડછેટનો દોષ ગણશે નહીં, વાસ્તુ, શ્રીમંત, જનોઇ અને અગીઆરમાં વગેરેનું વરજીત ભોજન જમશે, કરજે કાઢી કારજ વરા કરશે, વાચાળ અને કચકાળકૃતિના થશે વિદ્યાવિના અને વિચાર વગરનાં દુષ્ટકર્મ કરશે બટક બોલા ડાહ્યા ગણાશે, ધર્મવાન નિંદા પાત્ર થશે, ભોજનના ભાવિક થશે, સ્વજ્ઞાતિના છિદ્ર ખુલ્લા કરશે, નમસ્કાર તજી સલામો કરશે, નિરંતર નીચ રસ્તે મનને દોડાવી કુતર્ક કરશે, દેવોનો તિરસ્કાર કરશે, અંત્યજને ઘેર અન્ન માગવા જશે, અજા મહિષ દાન લેશે, શુદ્રની કન્યા સાથે લગ્ન કરશે, સંસ્કૃત વિદ્યાનું સન્માન બંધ પડશે, રાજ્ય કર્તાઓને અણગમો થશે, જ્ઞાતિના અનેક વિભાગ પડશે, અને તે દરેકની રીતી કૃતિ આચરણ જુદાં જુદાં બંધાશે, અસંતોષી શ્રદ્ધા વગરનાં આળસુ તોરી, પાછળમતિઆ અને ભારતોલ વગરના ભૂદેવો થશે.

### કલિયુગમાં ક્ષત્રિય કેવા થશે?

ક્ષત્રિય—નિત્યવર્જિત કર્મ કરશે, વિદ્યાથી વિમુખ થશે, માંસ ઉપર ગુજરાન ચલાવશે, શક્તિ ભક્ત થઈ સુરાપાન કરશે, વિનય તજી આચાર ભ્રષ્ટ થશે, ઉપવિત સંસ્કાર આચરશે નહીં, પુન્યના કામમાં પાઇ એક વાપરશે નહીં, વૃથા કીર્તિ મેળવવા ખજાના ખાલી કરશે, પ્રપંચ રચી અવરને પાસમાં નાખશે, પોતાની પુત્રીઓ મ્લેચ્છને આપશે, નીચને શિર નમાવશે, પાપ કર્મ કરવામાં પુષ્કળ દ્રવ્ય ખર્ચશે, ભોમથી વેપાર કરશે, માતા પુત્રનો સંહાર કરશે, પુત્ર માતાનો સંહાર કરશે. વહાલાં સગાંમાં વિક્ષેપ થશે, પશુના વધમાં પરાક્રમ સમજશે, ભાંડભવાયાની વાર્તા વાહાલી લાગશે, શાસ્ત્રવિનોદ શત્રુસમાન અભાવ ઉત્પન્ન કરશે, ખળ, પ્રપંચી અને ખુશામતીઆનો ખાસ ભરૂસો કરશે સભ્ય, સંતોષી અને સજ્જનની નિંદા કરશે, બહુજ આળસુ થશે, નિદ્રાથી પરિતોષ પામશે નહીં, ગામ ગિરાસ અને રાજ્યસંપત્તિ અન્યને હાથ જશે, ખત્રિવટનો અંશ સમૂળો નાશ પામશે, મહા કરજવાન થશે, કોઇ પૈસો ધીરશે નહીં, વચન ઉપર વિશ્વાસ રહેશે નહીં, બ્રાહ્મણની અવજ્ઞા કરશે જ-

જળાશયને તટે બેસી દુષ્ટ વાસનાથી સ્ત્રીઓને નિહાળશે, રાંકને બીવરાવશે, શ્રીમંતથી દબાશે, દુર્વ્યસનથી કેફમાં નિમગ્ન રહી આઠે પહોર વૃથા વિવાદ કરશે, રાજ્યચિન્હ ધારણ કરશે નહીં, માનભંગ થશે, કુપાત્રને દાન આપશે. સુપાત્રની આજીવીકા બંધ પાડશે, રૈયત ઉપર કર નાખી નિર્ધન કરી મૂકશે, કરીની કદર જાણશે નહીં, ઓછા પાત્રની ભંભેરી વાંતો સાંભળી મોજ આપશે, અબુધને ઉત્તમ અધિકાર આપશે, સુજ્ઞની સંભાળ લેશે નહીં, નીચની સાથે નેહ કરશે, પોતાનો બોલ પાળશે નહીં, રાજ્યકર્તા કૃતઘ્ની થશે, સ્વતંત્રતા સમૂળી નાશ પામશે, પરાધીન થઈ વર્ષાસન ખાઈ આયુષ્યક્રમણ કરશે, શરીર પર્યંત સુધર્માચરણ આચરશે નહીં, પ્રભુનો મહિમા જાણ્યાં વિના તેના અવગુણ ગાશે, અતિથિનો સત્કાર કરશે નહીં, મ્લેચ્છને મહામાનથી બોલાવશે, નિર્દોષને માથે કુડાં આળ ચઢાવશે, વેદવિનોદ તજી વેશ્યાવિનોદ કરશે, પ્રજા ઉપર કુદષ્ટિથી જોશે, નીતિ વિરૂદ્ધ ન્યાય આપશે, રૈયત પાસેથી રૂશ્વત લેશે, લોકોપવાદ કૃત્ય કરશે, યુદ્ધમાં બાયલાપણું બતાવશે, સ્વપ્નામાં પણ સુધર્મનું ગૃહણ કરશે નહીં, પરની સલાહને અનુસરી કામ કરશે, અનીતિથી દ્રવ્ય એકઠું કરશે, પરોપકાર તજી દેશે. વિચાર વિના કાર્યનો આરંભ કરશે, ઓછી અક્કલના અંધેર કારખાનાવાળા થશે, અહંપદી અતિશય ધારણ કરશે, કુલક્ષણા અને કાળજા વગરના થશે, પોતાના વિચાર પ્રતિષ્ઠિત ગણાશે, લીધો મમત મૂકશે નહીં, અહરનિશ વ્યભિચારની વધતી વાંચ્છના રાખશે, દયાધર્મનો ત્યાગ કરશે, કૌતક ક્ષિણ દુર્બળ દેહ, નિર્માલ્ય અને નિસ્તેજ વામન મૂર્તિ થશે, મહાત્મા પુરૂષોનો મેળાપ કરશે નહીં, રાજ્યનો વૈભવ અસ્ત પામશે, હસ્તી ઘોડાની સાહેબી જશે, કુળાચાર લોપશે, વડીલોનું નામ બોળશે, ઉછાંછળા અને પાછળમતિયા થશે. શૌર્ય નાશ પામશે, બેશરમી અને બાયલા બનશે, પાપની સ્થાપના કરશે, મૂર્તિને માનશે નહીં, ધર્મનું ઉલ્લંઘન કરશે, ચોર અને શાહુકારને સરખો ન્યાય આપશે, શરણે આવેલાનું શિર કપાવશે, યજ્ઞ, તપ, વ્રત, તીર્થ વિગેરે સતકર્મ કરવાં છોડી દેશે, સદાવ્રત અને અન્નક્ષેત્ર બંધ કરશે, કલાલ અને કસાઇને આસરો આપ , મ્લેચ્છને શિર નમાવી સેવા કરશે, ગૌચર જમીન કઢાવી નાખશે, ભગિનીને ભાઇ પરણશે, અને આપેલાં દાન પાછાં લેશે.

## કલયુગમાં વૈશ્ય કેવા થશે?

**વૈશ્ય**—શાહ મટી ચોરના ધંધા કરશે, પૂર્ણ પ્રપંચી થશે, કુડી દાંડી અને કુડાં તોલાં રાખી વેપાર કરશે, જુઠા સોગન ખાશે, સારી વસ્તુમાં ખરાબ વસ્તુનો ભેગ કરશે, છળતા વાપરી સર્વે મનુષ્યને છેતરશે, મોઢે મિષ્ટ

બ્રાહ્મણ કહી પર પાસે ભોદણી કરશે, ખરો હાદ છુપો રાખશે, હરામનું ક્ર વ્ય એકઠું કરી હર્ષ માનશે, ધર્મ હારશે, ગાયોને વેચશે, દીકરી બારોબાર દામ લેશે, કોઇનો વિશ્વાસ કરશે નહીં, દ્રવ્ય ગુપ્ત રાખી દેવાળાં ફુંકશે, આ પેલી થાપણ ઓળવશે, વેપારમાં દેહાં બમણાનો ધંધો કરશે, વ્યાજ ઉપર નિર્વાહ ચલાવશે, દયાનો અંશ દિલમાં રાખશે નહીં, બ્રાહ્મણની ઇર્ષા કરશે, મલિનતા રાખશે, વટાળનો ભય ગણશે નહીં. દાન ભ્રષ્ટ થશે, કોઇની શ રમ ધરશે નહીં, પોતાનો મતલબ ગમે તેવા કુકર્મ કરી પાર પડશે, સાચા સ્નેહીને સંપૂર્ણ દગો દેશે, પરાઇ પીડા જાણશે નહીં, મોઢે બોલ્યું પાળશે નહીં, ગરીબને ગળે નખ દેશે, મ્લેચ્છ સાથે મેળાપ કરશે, ઇશ્વરનો ભય રાખશે નહીં, દેવની દરકાર કરશે નહીં, ઠગવિદ્યામાં હાકેકા થશે, સો વર્ષની સારી આબરૂને ક્ષણમાં એબ લગાડશે, સ્નેહીને ફુંકી ફુંકી ઉદરની માફક ફેલી ખાસે, નિમકહલાલી નોકરી કરશે નહીં, વિશ્વાસુને દગો દેશે. અજ્ઞાન મેળવી સર્વજ્ઞનો ડોળ ધરાવશે, વિશ્વાસની માહીતીની વાતો કરશે, પ્રમાણ પૂરાણોમાંથી ચૂંટણી કરી તેના ભિન્ન ભિન્ન ભેદ લોકોમાં જાહેર કરી પોતાની ચતુરાઇ બતાવશે; પરાયા સામર્થ્ય વડે પોતે સમર્થ થઇ પડશે, ખરે વખતે અન્યની આહુતી આપી પોતે અળગ રહશે, ધર્મોપદેશક બની ભીતર કુકર્મ કરવાના સંકેત રચશે, ઓછું આપશે, ઝાઝું લેશે, ધીરેલી થાપણ ઓળવશે ધર્મ કર્મ તજી દેશે, દુરાચરણ આચરશે, ધર્માદાનું દ્રવ્ય ગલત કરશે, એવલની, ટેકવગરના, કંજુસ, ખુશામતિયા, દંભી, દેવતહીન, અને વ્યાપાર વિનાના વૈશ્ય થશે.

## કલિયુગમાં શૂદ્ર કેવા થશે ?

શૂદ્ર—ઇશ્વર ભક્તિનો ખોટો વેશ ધારણ કરશે, આચાર પાળશે, છ ટાદાર વેશ રાખશે વેદાન્તની વાતો કરશે, પાત્રજનને દાન દેવામાં સમજશે નહી કરેલ કમાણી ઢોંગી ધુતાર લઇ જશે. કંઠમાં તુળશીની માળાઓ પહેરશે, અંતઃકરણમાં યુવતીનું ધ્યાન ધરશે, ફુંકી ફુંકી પગલાં ભરશે, ષટ્ દર્શનની નિંદા કરશે, બ્રાહ્મણોને શિક્ષા દેશે, ધર્મગુરૂની મશ્કરી કરશે, કુળવાન કુટુંબની સારી સ્ત્રી તજી દઇ, રાંડી છાંડીથી ઘર માંડશે, ખોટાનકોટી જીવની હિંસા થાય એવાં કર્મ કરી ઉદર પોષણ કરશે, બ્રાહ્મણના ઘરમાં ખાતર પાડશે, સં ન્યાસી બ્રહ્મચારીને લુંટી લેશે, બ્રાહ્મણનું શુભ દેખી અતિશય અસંતોષ માનશે, મ્લેચ્છની સાથે વહેવાર કરશે, બ્રાહ્મણને અપમાન આપી બોલાવશે, ગુણ વાનની આજ્ઞા પાળશે, નહીં બ્રાહ્મણની વૃત્તિનો લોપ કરશે, પારકાં બાળકોને વેચી પોતાના પુત્રને પરણાવશે, મોટાં મોટાં ગૃહ બંધાવશે, પાપ કરતાં ડરશે નહીં, ગુરૂને ઘેર ભોજન કરશે, માતા પિતાને મારશે, [ ધા વિના વાચાળ થશે,

દુષિત કર્મવડે રાજાના માનવંતા થસે, પવિત્ર પુરૂષોને પોતા આગળ નમાવશે, અધર્માચરણ આચરસે, અન્નક્ષેત્રની ઉપજ ઓછાં કરસે, ધર્મના રસ્તા બંધ કરસે, અતિથિનો તિરસ્કાર કરસે, મૂર્તિઓને માનસે નહીં, તપસ્વીના વેશ ધરી વિશ્વને ઠગસે, અહંકારી ક્રોધી, દાંભિક, લોભી, મમતી, અસત્યભાષી, અનીતિવાન, વિશ્વાસઘાતી અને સજ્જનતા વિનાના શૂદ્ર થસે.

## કળિયુગનો પ્રભાવ.

મનુષ્ય જાતિમાં કામ, ક્રોધ, દંભ, મદ, અને મમત એ જાગ્રત થસે, મેઘની, વૃષ્ટિ અલ્પ થસે, ધરતી રસકસ ચોરી જસે, ચાર વખત વાવસે ત્યારે એક વખત ઉગસે, કુવા, વાવ્ય, સરોવર વગેરે નવાણનાં નીર ઓછાં થઇ જસે, નદીઓનાં નીર સુકાઇ જસે. વૃક્ષની સંખ્યા ઓછી થસે, વનસ્પતિ ફળશે નહિ, તિર્થમાંથી મહાત્મય જતાં રહેસે, ઔષધી સંતાઇ જસે, પુષ્કળ અનાજ નીપજસે નહીં, ગાયો ભેંસો ઓછું દુધ દેસે, વારંવાર દુભક્ષ વરસ આવસે અકાળ મૃત્યુના અગણિત ઉપદ્રવ ઉપરા ઉપરી આવસે, મનુષ્યનાં મન ઓછાં થઇ જસે, બાપ પુત્રોની સેવા કરસે, માબાપ પુત્રપર પ્રેમ ધરસે, નહીં, પુત્રથી દ્રવ્ય પ્રીય લાગસે, પુત્રી, ભગિની અને ભાણેજ ઉપર પ્રેમ ધરસે નહીં, મા બાપને ઘરમાંથી કાઢી મૂકસે, સાસુ, સસરાને ઘરસુત્ર સોંપસે, ભાઇ ભત્રીજા શત્રુ સમાન લાગસે, બાપ દીકરી સાથે લગ્ન કરસે, પુત્ર માતા સાથે દુષ્ટ કર્મ કરસે, સાળાની સલાહ પ્રમાણે વર્ત્તસે, પુત્રી વસ્ત્ર વિના રહેસે, સાળીને સાસરવાસો કરશે. બેનેને આંગણે બોલાવસે નહીં, હમેશાં બદબોઇ કરી કુડાં આળ ચઢાવી દૂર રાખસે, સ્ત્રીનું બોલવું સારૂં લાગસે, સ્વામી સ્ત્રીની સેવા કરસે, વહુને સાસુ સસરો દીઠાં ગમસે નહીં, પુરૂષ સ્ત્રીને વશ થસે, સ્ત્રી સ્વામીનું કહેલું માનસે નહીં, સ્વામીને તુચ્છ ગણી કાઢસે, અગોચર જગ્યાએ એકલી જસે, પતિવ્રતપણું સાચવસે નહીં, અંગ જણાય એવાં ઝીણાં વસ્ત્ર ધારણ કરસે, શંકાવિના નીચની સોબત કરસે, સુધર્મની વાત સાંભળસે નહીં. વગોણું કરવામાં વાંધો લેસે નહીં, જોણું જોવા પેહેલી જસે. રોણામાં રઢીઆળી થસે, ઢોંગ મચાવવામાં ધૈર્ય રાખસે, સમખાવામાં સાચી થસે, અલંકારની ઇચ્છા રાખસે, ભરથાર પેહેલી ભોજન કરસે, સ્વામી પેહેલી શયન કરસે, થોડી બોલીને સાધુ મુખી ધણીને સુનો વેચસે. આંગણે વિના પ્રયોજને અટન કરસે, નમ્રતાવાનની નિંદા કરસે, ખળઉપર ખુશી રહેસે, પુછ્યે ઉત્તર આપસે નહીં. પ્રપંચથી પેચમાં બોલસે, ધર્મસાનને કુંડાં આળ ચઢાવસે, શરિયમમાં સભા કરી ઉઘાડાં માથાં મૂકી અમર્યાદી થઇ અતિહાસ્ય કરસે, બહુ બોલકી ડાહી ગણાસે, વ્રતના દિવસમાં વધારે મસ્ત થસે, આભડ છેટનો દોષ ગણસે નહીં, સૂતક સુવાણું કાઢસે નહીં, રસોઇ કરતાં

ચાખતી જસે, બાળકને ખુમો પડાવસે, આંગની ટાપટીપ અતિશય કરસે, માતા પિતાના મરણુ પહેલાં પુત્ર પુત્રીનાં મરણુ થસે, ધર્મનાં વૃત્તિ રાખસે નહિ; મિથ્યા કીર્તિની તૃષ્ણા રાખસે, રાજા પ્રજાને વિના અપરાધે દંડ દેસે, ઘરમાં સંપત્તિ અને સંપ રેહેસે નહીં, મ્લેચ્છ રાજ્ય કર્તા થસે, આર્યનાં માનભંગ થસે, દેવસ્થાનની મૂર્તિઓનું દેવાતન નાશ પામસે, મૂર્તિઓનું ખંડન કરસે, બ્રાહ્મણોને ભ્રષ્ટ કરસે, ભોગી રોગી થસે, જ્યાં ત્યાં દાવાનળ લાગસે. મનોવૃત્તિ પ્રમાણે ધર્માધર્મ પાળસે, વહાલામાં વિક્ષેપ થસે, મનુષ્યની આયુષ્ય ત્રીશ વર્ષની રહેસે, સ્ત્રી પુરૂષને પરસ્પર પ્રીતિ રહેસે નહીં. આઠ વર્ષની સ્ત્રી ગર્ભ ધારણુ કરસે, મનુષ્ય મનુષ્યની ઘાત કરસે. વર્ણાવર્ણનો લોપ થસે, વર કન્યા પરસ્પર મન મેળવી પરણસે, સવ દેશગ ખંડ વૃષ્ટિ થસે, શીતકાળે ગ્રીષ્મની રીતી જણાસે, ઉષ્ણ કાળે શાંત પડસે, આબાદીવાળા નગર ઉજડ થસે. તૈયાર થએલાં અન્ન તીડ ખાઇ જસે, જીવની ઉત્પત્તિ ઘણી થસે, વનનાં નિર્દોષ પશુઓનો નાશ થસે, મનુષ્યો દયાહીન થસે. રાંધેલા અન્નો વેચાસે, ઉત્તમ, અધમ સૌ ભેગાં બેસી જમસે, બ્યવહારના માર્ગ બંધ થસે, સધળાં લોકો દરિદ્રાવસ્થાને પામસે, ઘેર ઘેર સોકની વૃદ્ધિ થસે, વરસાદ વિના ઠાલો ઘન ગર્જના કરસે, બળીયાના બે ભાગ થસે, અનાથ માર્યા જસે, બ્રાહ્મણો ખેતી કરશે, ગરોડાના જોશ વજનદાર ગણશે, મંત્ર તંત્ર સાચા માનશે, નાટકના તમાસા જોવા જશે, ઇશ્વર મહીમા સાંભળતાં આળસ થશે, સાચા રત્ન સંતાઇ જસે, પૃથ્વીમાંથી કોયલા નીકળશે, ભૂત, ભૈરવ, ખેત્રપાળ ખરા ગણાશે, વેદ પૂરાણને વૃથા માનશે, શૂદ્રો બ્રાહ્મણ પાસેથી પ્રતિગ્રહ લેશે, સંન્યાસી ધનના લોભી થશે, જતી જોગી સ્ત્રીઓ રાખશે, બ્રહ્મચારી બ્રહ્મચર્યવ્રત પાળશે નહીં, સિદ્ધ પુરૂષે પ્રપંચી થશે, વડ, પીપર, આંબાને આસોપાલવનનાં વન ગુડશે, બાવળ, બોરડીને યત્નથી ઉછેરશે, શ્વાનથી સસ્તી ગાય વેચાશે, ગુણકા મર્યાદા પાળશે, કુળવાન સ્ત્રી ગુણકાની વર્ત્તણુંક ચલાવશે, ગુન્હેગાર છુટી જશે, નિર્દોષીને ફાંસીએ ચઢાવશે, સાધુ લોકો દુઃખી થશે. ઘણા વૈદ્ય થશે, રાજા, પ્રધાન, વજીર, સૂબા, પટાવત એ સર્વે ચોરીનાં કૃત્ય કરાવશે, ઢોંગીના ચર્ણોદક લેશે, જ્ઞાનીને ગાળો દેશે, ઉચ્છિષ્ટ અન્ન અન્યને આપશે, સ્ત્રીઓ હાડકાના ચૂડા અને મળિયલ વસ્ત્ર પહેરી પવિત્ર પાક બનાવશે, ઘેર ઘેર ભાગવત ભણશે, મિથ્યા વિવાદ કરવામાં વિદ્વાન ગણાશે, દ્યૂત રમવામાં ડાહ્યા ગણાશે, રાજા, પ્રધાન, ધર્મ, કર્મ જ્ઞાન, માન, દાન, વિશ્વાસ સ્નેહ ભાવ, સ્ત્રી, પુત્ર, બાંધવ, પરની આશા, માયા, વિવેક, વચન, લક્ષ્મી, ધામ, અને મનોરથ એ બધી વસ્તુઓ કુડી થશે, શિયળ સિદ્ધ હશે તે ભ્રષ્ટ થશે,

તપસીને તપમાં ભંગ થશે, ઇશ્વર ધ્યાન ધરતાં કુડી કલ્પનાઓ થશે, સ-જ્જનથી વેર કરશે, સ્નેહ વિના મિત્ર થશે, પાખંડી સુખે પેટ ભરશે, શિયળ સંતોષી ભૂખ્યા મરશે, શિષ્યની સેવા ગુરૂ કરશે, સ્વામી દ્રોહી, ગુરૂ દ્રોહી, મિત્ર દ્રોહી, બ્રહ્મ દ્રોહી, એવા મનુષ્ય થશે. રાજા વ્યાજ વટાવ કરશે, ખાનાર હશે ત્યાં અન્ન નહીં મળે ને અન્ન હશે, ત્યાં ખાનાર નહીં હોય, ધન હશે તે દાતાર નહીં હોય, રૂપ હશે તે ગુણવાન નહીં હોય, અન્નવિક્રય, ગાયવિક્રય, ભૂમિવિક્રય, અને કન્યાવિક્રય થશે, પંચદેવનું પૂજન તજી અસુરને આરાધશે, ચાર વર્ણથી હજારો નાતો બંધાશે, કોઇ દ્રવ્ય એકઠું કરવાની ઇચ્છાએ કોઇ અભક્ષાભક્ષ કરવાની ઇચ્છાએ, કોઇ મોજ શોકની ઇચ્છાએ, અને કોઈ પેટ ભરવાના પાપના ઢોંગી પુરૂષો જુદા જુદા ધર્મના પંથ ચલાવશે, ઠેકાણે ઠેકાણે મેળા થશે, નવી નવી જાતનાં શાસ્ત્ર, યંત્ર, વસ્ત્ર અને મનુષ્યો સૌ સ્વાર્થી, પ્રપંચી અને અનીતિવાન થશે, મ-લિયાચળની સંજીવની ઔષધી અસ્ત થઇ જશે, વૈદ્ય ખોટી દવા આપશે, કવિશ્વરના ગુણ તજી મનુષ્યના વૃથા વખાણ કરશે, ચિત્રકાર ખરાબ ચિત્ર કાઢશે, વકીલો વિશ્વાસઘાતનાં કર્મ કરસે, કુડા કિમિયાગરો થસે, બ્રાહ્મણો, ધર્મ, કર્મ અને ઉપાસના તજી દેવાથી અધોલોકના અધિકારી થસે, ક્ષત્રિ ગાયનું, બ્રાહ્મણનું અને ધર્મનું પાલન કરસે નહીં, અનીતિ અન્યાયથી રાજ્ય ચલાવસે, જેથી તેઓ પણ ઇશ્વરના ધામથી અલગ રહેસે, વૈશ્ય સત્યતા તજી દઇ કુડ કપટના વેપાર કરસે, વહેવારમાં ચુકસે અને દાનથી ભ્રષ્ટ થસે, તેથી તેઓ નરક નિવાસી થસે, અને શૂદ્ર બ્રાહ્મણ પાસે સેવા કરાવસે, નાસ્તિક અને અનીતિએ ચાલસે, માટે તેઓને માટે શ્વિમુખ નામનું સ્થાનક તૈયાર છે. આ પ્રમાણે જે ધર્મ કર્મથી ભ્રષ્ટ થસે તેમનું કોઇ પણ પ્રકારે કલ્યાણ નથી.

---

# અનુશાસન પર્વ ૧૪ મું.

---

## યુધિષ્ઠિરને ધર્મ કથન વિશે ભીષ્મનું સમજાવવું.

ભીષ્મ પિતામહના વચન સાંભળી યુધિષ્ઠિરે ફરી પૂછયું કે હે પિતામહ રાજાને અંતેનરક હોય છે, એ જાણી મેં કુલની ઘાત કરી એ કારણથી મને ધિક્કાર છે. મહારાજ કુરૂક્ષેત્રમાં અમે જે પાતક કરેલું છે, તેની તો કાંઈ સીમા નથી માટે તે મોટા પાતકથી મારૂં દિલ રાજ્યાસનપર સ્થિર થતું નથી, અમોને અનેક પ્રકારના વસ્ત્રાભૂષણોથી સુસોભિત કરી ખોળામાં

બેસારી પ્રસન્ન થતા અને અમોએ બાણ માર્યા, જેણે અમોને અસ્ત્રવિદ્યા શિખવી એનોજ અમોએ અસ્ત્રવિદ્યાથી વધ કર્યો આવાં અનેક પાતકોથી અધારી કેવા પ્રકારની સદગતિ થસે! આવા કારણથી યુધિષ્ઠિર વારંવાર પશ્ચાત્તાપ કર કરતા હતા, ત્યારે ભીષ્મ પિતામહ બોલ્યા—હે રાજન! જગતની અંદર કુદરતી નિયમ અમલમાં અત્યારજ કરે છે, જો કોરવો વિરૂદ્ધપણે વર્ત્યા તો તે સર્વેનો સઘ સંહાર થયો. હે યુધિષ્ઠિર! સર્વ પ્રાણી માત્રનો ઉત્પત સંહાર તો ઉજ તેમાં તેમાં તમે કાંઇ પણ કર્યું નથી, પણ ભાવી ભાનને લીધે જે બનાવ બનવાનો હતો તે બન્યો એમાં ઇશ્વરની પ્રેરણા સિવાય કર્તા કોઇ છેજ નહિ.

વળી એ સચરાચર, અગમનિગમ, સર્વ શક્તિમાન જગતનો ઇશ્વર છે વિશ્વમાં એનો એવો વિચિત્ર તરેહનો તંત્ર છે કે પવન, પૃથ્વી; અગ્નિ, આકાશ જળ, જીવ અને નક્ષત્ર, આદિ જે જે દ્રશ્ય અને અદ્રશ્ય પદાર્થ છે, તે સર્વમાં તેની સર્વોપરી વ્યાપકતા પ્રાણી પશુ માત્રના જોવામાં આવે છે અને તેથી તેનું હોવાપણું જ્ઞાનેંદ્રિયથી સર્વ કોઇ જાણી શકે છે, એ નિરંજન નિરાકાર આદિ અનાદિ સર્વ સૃષ્ટિના સરજનહાર છે. નાસ્તિક મનુષ્ય ઇશ્વરની પ્રભુતા, જાણ્યા વિના પરમેશ્વર નથી એમ માને છે, આવાં નીચ મનુષ્ય અંતે નરકનાં અધિકારી થાય છે. પ્રભુની પરમ પ્રાબલ્યવાળી શક્તિ સર્વના જોવામાં આવે છે. પણ તે કોઇના જોવામાં આવતો નથી. તેણે રાજા અને રંક એ સર્વને માથે મરણની જબરી ભાતિ એક સરખીજ રાખેલી છે; તેને ઘેર કોઇ ન્યુનાધિક નથી, જેવાં જેનાં કર્મ તેને તેવાં ફળ ભોગવવાં પડે છે; મનુષ્યનાં શુભ અશુભ કૃત્ય તેની દ્રષ્ટિએથી દૂર નથી તેના બાંધેલા નિયમ ચોકસ છે, તેણે મનુષ્યને તર્કશક્તિ અને અગજ્ઞાન સાથે સર્વ સાધનો આપેલાં છે, તે ભક્તોનો ઉદ્ધાર કરે છે. ધર્મવાનોની ઉન્નતિ કરે છે. અને અધર્મીને થોડો વખત ઉદય કરી અધવચ જતાં અસ્ત પમાડે છે; તેની પ્રાણી પશુ માત્રપર સરખી પ્રીતિ છે, તે સર્વ પ્રસંગે નિર્દોષીને સહાય કરે છે, અને નાના મોટા જીવ જંતુનું પાલણ પોષણ, કરી રાત અને દિવસ રક્ષણ કરે છે. આવા મહા પ્રભુનું ક્ષુધા સહન કરીને, તૃષા વેઠીને, નિદ્રા તજીને, દુઃખ ભોગવીને, અને સર્વ પ્રકારનાં સુખ વૈભવ એક તરફ મૂકીને, નિરંતર ધ્યાન કરવું તેમાં ઉભય લોકનું કલ્યાણ રહેલું છે, માટે હે યુધિષ્ઠિર તમે ધર્મનું સેવન કરો, ઇંદ્રિયોને જીતીને યથાશક્તિ દાન કરો, સાધુ કાલ સમય ની સેવના અને સર્વ કાળ સાક્ષાત પ્રત્યક્ષ સચ્ચિદાનંદ ભગવાન શ્રીકૃષ્ણ ચંદ્ર આનંદકંદના ચરણકમળનું સેવન કરો, કારણ કે સ્વર્ગના દેવતા, મર્ત્ય લોકના મનુષ્યો, પાતાળના રાક્ષસો અને ... એ સઘળા શ્રીકૃષ્ણ ચ...

કમલાની સેવા કરે છે. હે રાજન્! શ્રી કૃષ્ણ બ્રહ્મા, વિષ્ણુ, અને રૂદ્રરૂપ સર્વના હર્તાકર્તા છે, માટે એનુંજ ભજન કરો. કાર્તિક અને માઘ સ્નાન કરો. શુક્લપક્ષની એકાદશીનું જાગરણ કરો. દ્વાદશીમે વિષ્ણુ પૂજન અને બ્રાહ્મણોને ભોજન કરાવો. હરિની કથા સદા સર્વદા શ્રવણ કરો. સર્વકાલ વેદ, પુરાણ અને ગીતા સહસ્ત્રનામાદિકા પાઠ કરો. કાર્તિક શુક્લ એકાદશીથી પૂર્ણમાસી પર્યંત શ્રી કૃષ્ણનો ઉત્સવ કરો. કારણ કે શ્રી કૃષ્ણ રાજ્ય, મુક્તિ અને જયદાતા છે, તેઓ ભક્તોનું પાલન કર્તા છે એઓ મારો અને તમારો બન્નેનો ઉદ્ધાર કરશે.

યુધિષ્ઠિર—અમે જાણીએ છીએ કે શ્રી કૃષ્ણ સાક્ષાત ઇશ્વરરૂપ છે, એમનોજ અમારે સબળ પક્ષ છે, એમનાજ સમાગમથી અમે અમારો અવતાર સફળ થયો સમજીએ છિએ, અને એમનીજ પ્રીતિ અમારા ઉપર અપૂર્વ છે, છતાં હે જગદ્વંદ! ઇશ્વરના નિષ્પક્ષ અને નિર્મળ ન્યાય સાંનિધ્ય અમને અમારી નબળી કરણીનું ફળ અલ્પકાળ પણ ભોગવવાની શિક્ષા થયા શિવાય રહે એવી ધારણા ધારી શકાતી નથી, માટે તે બબત, જે પશ્ચાતાપ થયા કરે છે; તેના નિવારણાર્થે ધર્માનુંસાર શાસ્ત્ર સંયુક્ત આપ કૃપા કરી યથા સાધન બતાવશો.

ભીષ્મપિતામહ—કર્મ પ્રમાણે ફળ ભોગવ્યા વિના તો ચાલેજ નહીં, પરંતુ પાપ કર્મનું ધર્મ સિંધુ પ્રમાણે નિવારણાર્થે કાંઇક કરાયતો સારૂં. યુધિષ્ઠિરે કહ્યું કે દેવાધિ દેવ? ત્યારે આપ દયા કરીને જે પ્રમાણે આજ્ઞા કરો તે પ્રમાણે અમો પાંચે બાંધવ વર્તવાને, આતુર છીએ અને આજ્ઞા હોય તો આ રાજ્ય પણ છોડી દઇએ. ભીષ્મપિતામહ તેઓની ઉત્તમ વર્તણુંકથી પ્રસન્ન થઇ બોલ્યા કે જે શરીર જે કર્મ કરે છે તે શરીર તેના ફળને પામે છે. માટે હે રાજન્! અહિંસા પરમધર્મ, પરમ દમ, ઉત્તમદાન, ઉત્તમ તપ, ઉત્તમ યજ્ઞ, ઉત્તમ ફળ, અને ઉત્તમ સુખ છે. સર્વ યજ્ઞોમાં કરેલું દાન અથવા સર્વ તીર્થોમાં કરેલું સ્નાન તથા સર્વ દાનોનું ફળ એ સઘળું અહિંસાની તુલ્ય નથી. અહિંસા કરનારને મહાન્ તપની પ્રાપ્તિ થાય છે; એ કરનારનો સદા જયજ થાય છે અને સર્વ જીવોની જેમ માતા તથા પિતા હોય તેમ અહિંસા પાળનાર છે.

યુધિષ્ઠિરે ભીષ્મપિતામહને છુટી છવાઇ અનેક બાબતો પુછ્યા પછી છેવટે પૂછ્યું કે જગતના દેવ કોણ છે? ત્યારે ભીષ્મે વિષ્ણુની અનેક પ્રકારે તેના એક સહસ્ત્ર નામથી સ્તુતિ કરી. અને કેટલોક વખત સંવાદ ચાલ્યા પછી ભીષ્મ બોલતા બંધ થયા અને તે મહાન્ બોધ સંપૂર્ણ થયો.

જ્યારે તે બોલતા બંધ થયા ત્યારે સર્વ શાંત થઇ ગયું અને જેમ વસ્ત્રમાં આળેખેલું ચિત્ર હોય તેમ બે ઘડીવાર તે સર્વ રાજમંડળ નિશ્ચળ થયું. તે વખતે વ્યાસસુતના કહેવાથી ભીષ્મે યુધિષ્ઠિરને ઘર પ્રત્યે જવાની આજ્ઞા આપી કહ્યું કે, "આ લોકમાંથી જ્યારે હું સ્વધામ જાઉં ત્યારે હે રાજન્, તમે અહિં આવજો, સૂર્ય નિવૃત્ત અને ઉત્તરાયણના થાય તે સમયે તમારે આવવું, એટલે યુધિષ્ઠિર આદિ પિતામહને વંદન કરી રજા લઇ હસ્તિનાપુર પ્રત્યે ગયા. સૂર્યને ઉત્તરાયણમાં પ્રવર્તે થયેલા જોયા અને ભીષ્મનો મરણકાળ પાસે આવેલો જોયો ત્યાં સુધી પચાશ દિવસ યુધિષ્ઠિર હસ્તિનાપુરમાં રહ્યા.

## ભીષ્મનું સ્વર્ગ ગમન.

ગંગાના પુત્ર ભીષ્મના ફરમાન મુજબ અગ્નિસંસ્કાર માટે યુધિષ્ઠિર ઘી, પુષ્પ, ચંદન, વસ્ત્ર, દર્ભ, રત્ન, સુવર્ણ તથા અગરૂ વિગેરે સઘળી સામગ્રી અને યજ્ઞના અગ્નિને પ્રથમથી ચાલતી કરી ધૃતરાષ્ટ્ર, ગાંધારી, કુંતી, ભાઇઓ તથા શ્રીકૃષ્ણ વિગેરેને સાથે લઇ કુરૂક્ષેત્રમાં ભીષ્મની પાસે આવ્યા. યુધિષ્ઠિરે વ્યાસ, નારદ, દેવલ, અને અસિત અને શેષ રહેલા રાજાઓથી રક્ષણ કરાતા ભીષ્મને જોયા ભીષ્મને નમસ્કાર કરી યુધિષ્ઠિરે તેમને કહ્યું કે ધૃતરાષ્ટ્ર તથા શ્રીકૃષ્ણ વિગેરે તમારા સમયને વિષે જોઇતી વસ્તુઓ અને સર્વ સ્નેહીઓને સાથે લઇને હું આવ્યો છું. યુધિષ્ઠિર તરફથી ખબર મળતાં સર્વની સામે દૃષ્ટિ કરી પોતાનાં નેત્રો ઉઘાડી ધૃતરાષ્ટ્ર આદિને સ્નેહથી આલિંગન કર્યું અને કહ્યું કે પરિવાર સહિત તમો ભલે પધાર્યા. હવે મારે પ્રાણ ત્યાગ કરવાનો એટલે મકરસંક્રાતીનો સમય પાસે આવ્યો છે. એ પ્રમાણે બોલી તેણે ધૃતરાષ્ટ તરફ નજર કરી કહ્યું કે રાજા ધૃતરાષ્ટ તમે સઘળાં વેદશાસ્ત્રોને જાણો છો અને તમે વૃદ્ધ પુરૂષોની સેવા કરી છે તેથી કાંઇ પણ તમારા જાણ્યા બહાર નથી. તોપણ હું તમને ભલામણ કરૂંછું કે જે ભવિષ્યમાં હતું તે બન્યું. હવે તમારે પુત્રોનો શોક કરવો નહિ. પાંડવો જેમ પાંડુના તેમ ધર્મની રીતે તમારા પણ પુત્રો છે. માટે તેઓનું પાલન કરજો. હું પુરા વિશ્વાસથી કહુંછું કે યુધિષ્ઠિર સર્વદા તમારી આજ્ઞામાંજ વર્તશે, અને બીજા ભાઇઓ પણ ધર્મવડે તમારી સેવા કરશે. તમારા પુત્રો ક્રોધી, લોભી તથા ઇર્ષ્યાવાળા હતા તેથી તેઓનો શોક કરવો નહિ. આ પ્રમાણે ધૃતરાષ્ટ્રને કહી પછી વાસુદેવના સામુ પૂજ્યભાવથી દૃષ્ટિ કરી કહ્યું કે આપ સર્વદા પાંડવોનું રક્ષણ કરજો. મેં દુર્યોધનને ઘણું કહ્યું હતું પણ તેણે મારૂં માન્યું નહિ. તેમાં મારો કશો અપરાધ લેખાયો નહિ. હે ભગવન્, હે દેવદેવેશ, હે પુરૂષોમાં ઉત્તમ શ્રીકૃષ્ણ મારી રક્ષા

કર્યું તથા મને આજ્ઞા આપો હે શ્રીકૃષ્ણ, તમે મને આજ્ઞા આપો તો હું શરીરને છોડું, તમે આજ્ઞા આપેલો હું ઉત્તમ ગતિ પામીશ શ્રીકૃષ્ણ, બોલતા બંધ થયેલા તથા પ્રત્યુત્તરની રાહ જોતા ભીષ્મ પ્રત્યે મધુર વાણી કહેવા લાગ્યા, હે ભીષ્મ, તમને હું આજ્ઞા આપું છું, તમે વસુઓના લોકને પામો. હે મોટી કાંતિવાળા, તમોને આ લોકમાં કશું પણ પાપ નથી. કેશવ ભગવાનનો આશીર્વાદ પામેલા અને તે સર્વદર્શી ભગવાનથી નિષ્પાપ ઠરેલા ભીષ્મે સર્વ સુહૃજ્જનોને મળી યુધિષ્ઠિરને છેલ્લાં વચનો કહ્યાં. તે બોલતા બંધ થયા અને આત્માને ધારણા વિષે યોગની પદ્ધતિને અનુસરી ક્રમ પ્રમાણે ધારણ કર્યો અને રૂંધેલા પ્રાણો ઉંચે મસ્તકમાં ચડી ગયા. ભીષ્મ જેમ જેમ અંગને મુકતા ગયા તેમ તેમ તેનું શરીર બાળકના શરીર જેવું થતું ગયું અને અંગ શલ્યરહિત થતું ગયું અને તેનો રોકેલો આત્મા ઉલ્કાપાતની પેઠે મસ્તકને ભેદી સ્વર્ગ પ્રત્યે ઉડી ગયો અને આકાશમાં પેસી ગયો. ત્યારે પુષ્પની વૃષ્ટિ સાથે દેવનાં દુંદુભીનો નાદ થયો. આ પ્રમાણે ભારતોના કુળને ધારણ કરનાર ભીષ્મ પરમાત્મા સાથે જોડાયા, એટલે પાંડવોએ ચંદન અને પવિત્ર કાષ્ટોથી ચિંતા તૈયાર કરાવી રાજાને લગતા વિધિપૂર્વક ભીષ્મના શરીરનો બાણ શય્યા સહિત દાહ કર્યો.

ભીષ્મનો દેહકાળ શાર્દુલ વિક્રિડિત,

આવ્યો કાળ સુ ભીષ્મને વિચરવા, ત્યારે ફરી શ્રી હરી;<br>
આવ્યા પંડવ સંગ ત્યાં ફરી ફરી, ભીષ્મે વીનંતી કરી.<br>
આજ્ઞા માગી હરી વધા વસુ વીરો, જા તું સુખેથી તદા;<br>
વંદી શ્રીવર પાદ ધ્યાન ધરીને. શાંતી ગ્રહી સર્વદા.

એ પછી યુધિષ્ઠિર પરિવાર સહિત ગંગા સ્નાન કરી જલાંજલી દીધી ત્યારે ગંગાજી રૂદન કરતાં બોલ્યાં કે હે પુત્ર! શિખંડી તો પ્રથમ સ્ત્રી હતી તો ભીષ્મનો કયા પ્રકારથી વધ કર્યો? એ મને ઘણો ખેદ થાય છે. એમ કહી ગંગાજીએ ઘણું રૂદન કર્યું. એટલે શ્રીકૃષ્ણ બોલ્યા કે હે ગંગે! તમારા પુત્ર ઇંદ્રાદિક દેવતાઓથી પણ મૃત્યુ પામે નહિ, પણ એમની ઇચ્છા અનુસાર પોતે શરીર ત્યાગ કરેલ છે, માટે તમે કોઇ પ્રકારથી ચિન્તા નહિ કરો આમ શ્રીકૃષ્ણનાં વચન સાંભળી ગંગાજી ધીરાં થયાં, એ પછી યુધિષ્ઠિર રાજા ગંગાજીને પ્રણામ કરી પરિવાર સહિત હસ્તિનાપુરમાં ગયા, અને રાજ્યની લગામ હાથમાં લઇ પ્રજાનું પુત્રની પેઠે પાલન કર્યું. એથી પ્રસન્ન થઇ શ્રીકૃષ્ણ અઢાર અક્ષૌહિણી સેનાનો નાશ કરાવી યુધિષ્ઠિરને નિષ્કંટક રાજ્ય દઈ પરમ પ્રસન્ન થયા. આ પછી દુર્યોધન અગિયાર અક્ષૌહિણીનો પતિ સાત અક્ષૌહિણીના ધણી પાંડવોને કેમ નહીં જીતી શક્યો? અને કેમ મૃત્યુને પ્રાપ્ત થયો?

કારણ કે, એ દિવસમાં શયન અને રાત્રિમાં દધિ ભક્ષણ નહીં કરતો તેમ સદા વીર મંડળીમાં રહેનાર તેમ ગર્ભવતી સ્ત્રીથી રમણ નહીં કરતો, એ નિત્ય ત્રિકાળ સંધ્યા અને રજસ્વલા સ્ત્રીનો સ્પર્શ નહીં કરતો એવો દુર્યોધન ભીમના હાથથી પરાસ્ત થઇ શું કારણથી મૃત્યુ પામ્યો ! એ મને ઘણું આશ્ચર્ય લાગે છે માટે તે તમે કહો. ત્યારે શ્રી કૃષ્ણે કહ્યું કે હે રાજન્ ? વૈદ્યશાસ્ત્ર એમ કહે છે કે ધર્મથી જય અને અધર્મથી પરાજય થાયછે. મહારાજ યુધિષ્ઠિરે કુરૂક્ષેત્રમાં યુદ્ધ યજ્ઞ કર્યો જેમાં એણે પોતે દીક્ષા લઇ યજમાન થયા. એ યુદ્ધ ભૂમિ એની વેદી જાણવી જોઇએ. ભીમાદિ ચારે ભાઇ ઋત્વિજ થયા અને શ્રી કૃષ્ણને કર્મ ઉપદેશ કર્તા આચાર્ય બનાવ્યા. એ યજ્ઞમાં કૌરવોને પશુ અને રાજાઓને રૂધિરરૂપ ઘી સમજ્યા, અને દ્રૌપદીના દુઃખની શાંતિ એ તેનું ફળ જાણ્યું, એમ હોમ કરી સંપૂર્ણ યજ્ઞ ફલ ભગવાન શ્રી કૃષ્ણને અર્પણ કર્યું. એ પ્રમાણે ધર્મ પૂર્વક યુદ્ધરૂપી યજ્ઞ કરી યુધિષ્ઠિરે વિજય પ્રાપ્ત કર્યો, તેમ કૌરવોએ લોભથી અધર્મ પૂર્વક યુદ્ધ કર્યું એ કારણથી એનો વિજય નહી થયો. ધર્મથી જય થાય છે અધર્મથી નહીં, ક્ષમાથી જય થાય છે ક્રોધથી નહીં, વિષ્ણુ જય પ્રાપ્ત કરે છે અસુર નહીં, ધર્મથી રાજ્ય અને કુળ સ્થિર થાય છે અને અધર્મનો શીઘ્ર નાશ થાય છે. જેના વાહન આયુધ આદિ પાપ દ્રવ્યથી પરિપુષ્ટ થયાં હોય છે તે યુદ્ધમાં વિખરાઇ જાયછે, જેમ વાયુથી મેઘ છિન્નભિન્ન થઇ જાય છે. વિષને વિષ નહિ માનો પણ બ્રાહ્મણના દ્રવ્યને વિષ માનો. વિષ તો એકને મારે છે પણ બ્રાહ્મણનું દ્રવ્ય કુટુંબનો નાશ કરે છે. બ્રાહ્મણે ક્રોધથી સમુદ્રનું જલ ખારૂં કરી મેલ્યું. બ્રાહ્મણે ક્રોધથી શ્રી કૃષ્ણનો પુત્રકલત્ર સહિત વંશધ્વંશ કર્યો તથા દેવાદિ દેવ શ્રી મહાદેવનું લિંગ છિન્નભિન્ન કરી નાંખ્યું. બ્રહ્મ શાપ થવાથી કોણ નિહત નહી થયા ? અગસ્ત્ય મુનિએ ક્રોધ કરી સમુદ્રનું જલપાન કર્યું તેથી દેવતાઓએ પ્રાર્થના કરી એટલે મુત્ર માર્ગે ત્યાગ કરી આપ્યું એ કારણથી તે ખારૂં થઇ ગયું છે.

### ભીષ્મ પિતામહની વર્તણુંક.

ગંગાના પુત્ર ભીષ્મ પિતામહે કોઇ પણ પ્રસંગે પોતાની ઉજળી સત્યતા મુકી નથી, તેમ સંસાર સંબંધી વિષયમાં માત્ર સ્ત્રી સંબંધીજ એને પોતાના બ્રહ્મચર્ય વ્રતને લીધે અનુભવનું જ્ઞાન નોહોતું. એ શિવાય, તે સર્વે વિષયમાં ઘણા કુશળ હતા. એણે યુદ્ધમાં કોઇ દિવસ પીઠ દેખાડી નથી, અને કોઇ પણ પ્રસંગે નીતિનું ઉલંઘન કર્યું નથી, અસ્ત્ર શસ્ત્ર વિદ્યામાં એ તો અત્યંત કુશળ અને બ્રહ્મ વિદ્યામાં તો એ ઋષિ જેવાજ હતા.

# આશ્વમેધિક પર્વ ૧૫ મું.

## અશ્વમેધ યજ્ઞ કરવા માટે વ્યાસની સલાહ.

યુધિષ્ઠિર રાજા કુટુંબ વધથી ખિન્ન થઇને બેઠા હતા ત્યાં એકાએક દૈવયોગે મહાત્મા મુનિ વ્યાસ આવી ચડ્યા. વિનય પૂર્વક તેમનો સત્કાર કરી આસનપર બેસાડી તેણે તેમને નીચે પ્રમાણે પૂછ્યું.

"મુનીશ્વર! મેં કરેલ કુટુંબવધનો ભય દિનપ્રતિદિન મને ચોતરફથી ઘેરતો જાય છે. મારૂં અંતઃકરણ અત્યંત સંતપ્ત રહ્યા કરે છે. તે ભય જડ મૂળથી વિનાશ પામે એવો જો કંઇ ઉપાય હોય તો તે મને આપ કહો. મારા પૂર્વજોએ મેળવેલ આ રાજ્ય ભીષ્મ, દ્રોણ અને કર્ણ વગર મને જરાપણ ગમતું નથી. હમેશાં વેદોચ્ચારથી રમણીય બની રહેતું કર્ણનું મંદિર મેં શૂન્ય કર્યું. અરે? ચક્ષુ વગરના શરીરની પેઠે ભીષ્મ અને કર્ણ વગરના આ રાજ્યપર મને ધિક્કાર છુટે છે. મહા બુદ્ધિશાળી ભીષ્મપિતામહે જો કે મને ઘણો ઘણો ઉપદેશ આપ્યો તોપણ તેઓનો નાશ કરાવી હવે હું કે. ગ્લાનિથી દૂર થઇ શકતો નથી. હું તો આ રાજ્ય છોડી અહીંથી નિકળી જવા માગું છું. ભલે ભીમ રાજ્ય કરે. હું નથી ધારતો કે કોઇ પણ તીર્થ, દાન કે યજ્ઞથી મારી શુદ્ધિ થાય."

"ધર્મધુરંધર ધર્મરાજ! ભયને અળગો કરો. તમને કોઇપણ દોષ બાધ કરી શકશે નહિ. પૂર્વે રામચંદ્રજી પણ અશ્વમેધના પ્રતાપથી પરિતાપ મુક્ત થયા હતા. માટે અશ્વમેધ કરો. એટલે ગોત્ર હત્યા કરવાનો તમને જે પરિતાપ થયા કરે છે તેનો નાશ થશે. શ્રીકૃષ્ણની સહાયથી ધર્મવડે મેળવેલ રાજ્યને છોડી બીજી ઇચ્છા શા માટે કરો છો? "પૂર્વે મરુત રાજાએ યજ્ઞ કર્યો તેમાં અપાર સોના મોહોરોની દક્ષિણાને બ્રાહ્મણો ઉપાડી શક્યા નહીં હતા તેથી તેઓએ કરોડો સોના મોહોરો પડતી મૂકી હતી, જેથી આજ સુધી તે ધન ત્યાંજ પડેલું છે. માટે તમે ત્યાં જઇ તે લઇ તમારો ખજાનો ભરપૂર કરી યજ્ઞ કરો." યજ્ઞનો નિશ્ચય કરી પાંડવો ધૃતરાષ્ટ્રની આજ્ઞા લઇ હિમાલયમાં ગયા. ત્યાં કેટલીએક વિધિ કરી કરોડો સોના મોહોરો લઇ ત્યાંથી પાછા આવ્યા. એટલે વ્યાસે ત્વરાથી યજ્ઞ કરવા નીચે પ્રમાણે કહ્યું. યજ્ઞના પ્રારંભમાં એટલે અશ્વને છુટો મૂકવાના ચૈત્ર શુદ પુનમને દિવસે વેદ અને શાસ્ત્રના પારને પામેલા, બુદ્ધિમાન, કુલીન વીશ હજાર બ્રાહ્મણોને બોલાવી પ્રત્યેકને દક્ષિણા સહિત એક હાથી, એક રથ, એક ઘોડો, એક હ-

જાર ગાયો, એક પ્રસ્થ રત્નો તથા એક ભાર સુવર્ણ આપવું. પછી ગાયના દૂધ સમાન વર્ણવાળા અથવા શ્યામ વર્ણવાળા, ચંદ્ર સરખી સૌમ્યતાવાળા, પીળાં પૂછડાવાળા, શ્યામ કર્ણવાળા અને સ્વમને ગતિ કરી શકે એવા મહા તેજસ્વી ! એક અશ્વને છુટો મૂકવો, અને તેનું રક્ષણ કરવા પોતાના શૂરવીર પુત્ર અથવા ભાઇની યોજના કરવી. એક વર્ષની અંદર તે અશ્વ પૃથ્વીમાં ફરીને પાછો આવે ત્યાં સુધી યજ્ઞમાં દીક્ષા લેનારે એટલે યુધિષ્ઠિરે આસે પત્ર વ્રત પાળવું, યજ્ઞનો ઘોડો જ્યાં જ્યાં લાદ મૂત્ર કરે ત્યાં ત્યાં એક હ-જાર ગાયોનું દાન, અગ્નિમાં હોમ તથા બ્રાહ્મણોને શાસ્ત્ર વિધિથી દક્ષિણા આપવી. એક સુવર્ણના પતરામાં પોતાની સહી કરી "આ ઉત્તમ અશ્વને છુટો મૂકવામાં આવ્યો છે જો કોઈ રાજાની સત્તા હોય તો ભલે તે તેને પકડે." આ પ્રમાણે લખી તે પતરૂં અશ્વના લલાટપર બાંધવું, અને જે કોઇ રાજા તે ઘોડાને અટકાવે અથવા બાંધે તેને પોતાના બળથી જીતી ઘોડાને છુટો કરવો. આ વિધિ પ્રમાણે અશ્વમેધ યજ્ઞ થઇ શકે છે. ઇંદ્ર એવા સો અશ્વમેધ કરી સ્વર્ગના આધિપત્યને પામેલ છે. અહીંથી ઘણે દૂર એક ભદ્રાવતી નગરી છે, તેમાં તેવો અશ્વ છે, ત્યાંનો યૌવનાશ્વ રાજા દશ અ-ક્ષૌહિણી સેના સહિત તે અશ્વનું રક્ષણ કરે છે. ત્યાંથી અશ્વને લાવવાનું ભીમે પ્રતિજ્ઞા પૂર્વક સ્વિકાર્યું અને તેની સાથે કર્ણનો દીકરો વૃષકેતુ અને ઘટોત્કચનો દીકરો મેઘવર્ણ એ ત્રણે અશ્વ લેવા ચાલતા થયા

## યજ્ઞના અશ્વની પ્રાપ્તિ.

યૌવનાશ્વના નગર પાસે તે ત્રણે વીરો આવ્યા કે અનેક મહારથિઓના રક્ષણ તળે અત્યંત દેદિપ્યમાન બની રહેલા તે ઘોડાને જોઇ બાળક મેઘ-વર્ણે તેને ઉપાડી લાવવાની ઇચ્છા કરી તેની ઉત્સુકતા જોઇ ભીમે કહ્યું કે પુત્ર ? તું શું કરવા ઇચ્છે છે. તેણે જવાબ આપ્યો કે જો તમારી આજ્ઞા હોય તો એ ઘોડાને હું ઉપાડી આવું. ભલે હજારો વીરો તેનું રક્ષણ કરે. હું તેઓને ગણકારતો નથી. ભીમની આજ્ઞા થતાંજ મેઘવર્ણ ઘોડાને ઉપાડી લેવા આકાશમાં ઉડયો. યજ્ઞના ઘોડા પાસે જઇ એકદમ નીચે ઉતર્યો અને પ્રચંડ પવનના વેગથી સર્વને પૃથ્વીપર પાડી દીધા. કેટલાએક શસ્ત્ર વાપર-વાની તૈયારી કરતા વીર પુરૂષોને શિલાઓની વૃષ્ટિથી વ્યાકુળ કરી મૂક્યા. છેવટ મોટા સિંહનાદની સાથે તેણે તે ઘોડાને ઉપાડી આકાશનો રસ્તો લીધો મેઘવર્ણને હંસ નામના તે ઘોડા સહિત આકાશ માર્ગે આવતો જોઇ ભીમ તથા વૃષકેતુ હર્ષ પૂર્વક સિંહનાદ કરવા લાગ્યા.

હંસને ગયેલો સાંભળી યૌવનાશ્વ રાજા ક્રોધથી વેગમાં આવી બોલ્યો કે આ પુરૂષે મારા હંસનું હરણ કર્યું ? તે દેવ હશે તોપણ હું આજ તેને

યમલોકમાં મોકલીશ. આમ બોલતાં બોલતાં પોતાના વીર પુરૂષોને તેની પાછળ જવા આજ્ઞા કરી, કે ચાર હજાર મહારથી યોદ્ધાઓ આકાશમાં ઉડયા અને ઘણી ઝડપથી બાણો મૂકી મેઘવર્ણને જતો અટકાવ્યો. કેટલીકને મુષ્ટિ પ્રહારથી અને કેટલાએકને શિલાઓના પ્રહારથી સ્વર્ગમાં મોકલી આપી લશ્કર તે ભીમ તથા વૃષકેતુ પાસે આવી પહોંચ્યો.

ભીમની આજ્ઞા લઇ વૃષકેતુ શત્રુના સૈન્ય સામે ગયો. તેણે ગર્જના કરી શત્રુને કહ્યું કે સંગ્રામમાં સ્થિર રહેજો. યૌવનાશ્વના સૈનિકોએ વાદળાંઓ જેમ જેમ સૂર્યને વીંટીવળે તેમ તેઓ તેને વીંટી વળ્યા. સિંહ સરખી કાંધ-વાળા મહાબાહુ વૃષકેતુએ ઉગ્ર બાણોથી તે તે સબળાઓને પૃથ્વીપર પાડી દરેકે સિંહનાદ કર્યો. બાણોથી છવાંઈ રહેલાંને લીધે મહારથીઓ દેખાતા બંધ થયા. વાસુદેવના સ્મરણથી જેમ પાપના સમૂહો વીખરાઇ જાય તેમ માવતો, અશ્વરક્ષકો અને હજારો પ્યાદલો વૃષકેતુના બળથી વીખરાઇ ગયા. પોતાના લસ્કરનો પરાભવ થએલો જાણી યૌવનાશ્વ ક્રોધાવિષ્ટ બની પોતાની તમામ સેના સહિત ત્યાં આવ્યો. ત્યાં તેને ખબર મળ્યા કે માત્ર ત્રણ પુરૂષોજ છે. એક આકાશ માર્ગે અશ્વનું હરણ કરી ગયો. બીજા વીરે સૈન્યને પાડી દીધું અને ત્રીજો તો હજુ ત્રાહિતની પેઠે દૂર૪ ઉભેલો છે. યૌવનાશ્વને વિચાર થયો કે, “તે ઘોડાને લેવા મનુષ્ય તો શક્તિમાન નથીજ. અવશ્ય કોઇ દેવતા હોવા જોઇએ. આજ હું તેઓને રણયજ્ઞમાં સંતુષ્ટ કરીશ.” તે સૈન્ય સહિત આગળ વધતાં તેણે પ્રથમ ભીમસેનને દીઠો, તેટલામાં વૃષકેતુ પણ તેની નજરે ચડયો. યૌવનાશ્વને સામે આવતો જોઈ વૃષકેતુ સામે ચાલ્યો. ભીમ પણ મોટી ગદા લઈ તેની સામે ચાલ્યો. ભીમને અતિ આગ્રહથી પાછા વાળી મહાબાહુ કર્ણપુત્ર તીક્ષ્ણ બાણોવડે વીર યોદ્ધાઓને પાડવા મંડયા. વૃષકેતુને સંગ્રામમાં પોતાની સેનાનો સંહાર કરતો જોઇ હાથીપર બેઠેલો યૌવનાશ્વ તેની સામે થયો. અને બોલ્યો કે “વીર તું મને વાકેફ કર.કે તું કોણ છે? એટલે હું તારી સાથે યુદ્ધ કરૂં. પરાક્રમી વીર! તને ધન્ય છે.” તે બોલ્યો કે હું કર્ણ પુત્ર છું, યુધિષ્ઠિરના અશ્વમેધ યજ્ઞ માટે તારો ઘોડો અમે લઇ જનારા છીએ. વૃષકેતુનું વચન સાંભળતાં ક્રોધાતુર થએલો યૌવનાશ્વે તેનાપર દશ બાણ ફેક્યાં. પણ તેણે એકજ બાણથી તેના ત્રણ ત્રણ કટકા કરી નાખ્યા. અને બીજા ત્રણ બાણથી રાજાને વીંધી નાખ્યો. વળી પણ અર્ધચંદ્રાકાર બાણથી તેણે રાજાનું ધનુષ, છત્ર તથા ચામર વિગેરે કાપી નાખ્યાં યૌવનાશ્વે બીજું ધનુષ લઇ સાઠ બાણોથી વૃષકેતુની છાતી ભેદી નાખી. તોપણ તેણે ઘણી ઝડપથી ચાર બાણોવડે રાજાના ઘોડાઓને યમલોકમાં મોકલી આપ્યા, અને તેના સારથિનું માથું

ઉડાવી દીધું. તેના યોદ્ધાઓના દેખતાં દેખતાં રાજાને આસુરી શક્તિથી અદૃશ્ય કરી દીધો. રાજા નહિ દેખાવાને લીધે તેના સૈન્યમાં મોટો પોકાર ઉઠયો. યૌવનાશ્વે અતિ ક્રોધ કરી એક તીક્ષ્ણ ભાલાથી તેની છાતી વીંધી નાખી. છાતી વીંધાવાથી વૃષકેતુ મૂર્છા પામી નીચે પડી ગયો.

અત્યંત પરાક્રમી વૃષકેતુને મૂર્છામાં પડેલો જોઇ ભીમની આંખમાં આંસુ આવ્યાં. ચિંતા અને ક્રોધથી ઘેરાએલો ભીમ હાથમાં મોટી ગદા ઉપાડી સૈન્યની સામે દોડ્યો. પોતાની ગદાના પ્રહારોથી તેણે ક્ષણ માત્રમાં યૌવનાશ્વના સૈન્યને કાપી રુધિરનો મોટો પ્રવાહ ચલાવ્યો. તેટલામાં યૌવનાશ્વનો પુત્ર સુવેગ સામે આવ્યો કે ભીમે ઘણા જોરથી તેને ફેરવી પૃથ્વીપર પછાડયો. બીજી તરફ વૃષકેતુને મૂર્છા વળતાં પાંચ તીક્ષ્ણ બાણોથી યૌવનાશ્વને મૂર્છા પમાડી તે કહેવા લાગ્યો કે શ્રીકૃષ્ણની કૃપાથી આ રાજા સંગ્રામમાં મૂર્છા રહિત થજો. જો તે મરણ પામશે તો મારૂં પરાક્રમ અંધારામાંજ રહેશે. યૌવનાશ્વને મૂર્છા ઉતરવાથી ઉઠી ઉભો થઇ જુવે છે તો પોતાનું રક્ષણ કરનાર વૃષકેતુને તેણે પાસે ઉભેલો દીઠો. એટલે તેણે તેને કહ્યું કે મારા પ્રાણનું પાલન કરનાર વીર ! તું જે બોલ્યો તેનું જરા મને સ્મરણ છે. હવે જો હું તારી સાથે યુદ્ધ કરૂં તો નિંદા પાત્ર ગણાઉં. હવે મારૂં રાજ્ય તારે આધીન છે. મને તારી કૃપાથીજ શ્રીકૃષ્ણનાં દર્શન થશે. હવે તો તમે મને શ્રીકૃષ્ણની પાસે તેડી જાઓ. મારૂં ધન, પુત્ર અને મારૂં માથું પણ હવે ધર્મરાજના યજ્ઞના ઘોડાનું રક્ષણ કરવામાંજ કામ આવશે. ભીમને આ પ્રમાણે કહી યૌવનાશ્વ અશ્વમેધ જોવા સારૂં સહકુટુંબ ઘોડા સહિત હસ્તિનાપુર આવ્યો. યૌવનાશ્વે શ્રીકૃષ્ણ તથા યુધિષ્ઠિર આદિ માન્યજનોને નમન કરી કહ્યું કે હું કૃતાર્થ થયો છું.

### અશ્વનું પર્યટન અને અર્જુનનો દિગ્વિજય.

આ પછી ચૈત્ર માસની પુનમને દિવસે યુધિષ્ઠિરને ચક્રવર્તિ રાજા ગણી યજ્ઞની દીક્ષા દેવા મુનિઓએ તેને દ્રૌપદીની સાથે અસિપત્ર વ્રતનો પ્રારંભ કરાવ્યો ઘોડાનું યથા વિધિ પૂજન કરી તેને છુટો મૂકવાની તૈયારી કરી અશ્વના પાલનને માટે અર્જુનની યોજના કરવામાં આવી. યુધિષ્ઠિરે અર્જુનને કહ્યું કે ઘોડાનું રક્ષણ કરજે. શ્રીકૃષ્ણની કૃપાથી તારાં વિઘ્નો નાશ પામો. માર્ગમાં તારૂં કલ્યાણ થાઓ. વત્સ ! વિજયને પ્રાપ્ત થા. ગાંડિવધારી અર્જુને ધર્મરાજા તથા શ્રીકૃષ્ણ અને કુન્તીજી વગેરેને નમન કરી ઘોડા પાસે આવી મધ્યાન્હ સમયે ઘોડાને છુટો મૂકયો ઘોડે તરતજ દક્ષિણ તરફનો માર્ગ લીધો. એટલે કુમાર પ્રદ્યુમ્ન, વીર વૃષકેતુ, રાજા યૌવનાશ્વ અને અનુશાલ્વ વગેરેથી વીંટાએલા અર્જુને શ્વેત પોતાના રથને હિમના પેઠે ઘોડાના શ્વેત અશ્વો જોડીને

તેની આખળ મુકાવ્યા.

## અર્જુનને ગંગાથી ઉગ્રશાપ.

યજ્ઞનો ઘોડો ચાલતાં ચાલતાં માહિષ્મતી નગરી પાસે આવી પહોંચ્યો. એ નગરીનું રક્ષણ વીર નીલધ્વજ રાજા કરતો હતો. કોટથી શોભતી, ઉન્નત લતાકુંજોથી અને પવિત્ર નદી નર્મદાથી લીટાયેલી એ નગરીમાં ઉત્તમ અંગનાઓના આશ્રયથી નિર્ભયપણે રહેતો કામદેવ શિવના ભયથી અહીંજ વસતો હોય નહિ શું ! એમ જણાતું હતું. આ વખત ત્યાંના ઉપવનમાં રાજકુમાર પ્રવીર એક હજાર સુંદરીઓ સહિત પ્રફુલ્લિત લતાઓના ઝુંડમાં ક્રીડા કરવા આવ્યો હતો. તે ચંપકના એક વૃક્ષ નીચે ઉત્તમ સિંહાસનપર બેઠો હતો. તેના હુકમથી સુંદર અલંકારોથી શોભતી સર્વ સુંદરીઓ હળવે હળવે પુષ્પો ચુંટતી હતી અને સુંદર સ્વરથી ગાતી હતી. તેટલામાં ત્યાં યુધિષ્ઠિરના યજ્ઞનો ઘોડો આવી પહોંચ્યો. રત્નમાળાઓ વડે શણગારેલ અને લલાટમાં બાંધેલ સુવર્ણ પત્રવાળા એ ઘોડાને જઇ મુખ્ય રાણી મદનમંજરીએ પ્રવીરને કહ્યું કે " નાથ ! દૂધ સરખા વર્ણવાળો, તામ્ર સરખી કાંતિવાળા અધરવાળો, રાતી ખરીવાળો, પીળાં પૂંછડાવાળો પુષ્ટ કાંધવાળો તથા કાળાકાન અને નેત્રવાળો આ ઘોડો જુઓ. તેના લલાટમાં બાંધેલ સુવર્ણ પત્રપરના અક્ષરો વાંચો અને મારૂં પ્રિય કરવા માટે તે ઘોડાને બાંધો. " પ્રિયાના વાક્યથી પ્રેરાયેલા પ્રવીરે હર્ષ પૂર્વક કેશવાળી પકડી તે અશ્વના લલાટપર રહેલ સુવર્ણપત્ર વાંચ્યું કે તરતજ પોતાની સ્ત્રીઓ સહિત તેણે તે ઘોડાને માહિષ્મતિ નગરીમાં મોકલી આપ્યો. અને પોતે યુદ્ધ કરવા માટે તૈયાર થઇ ઉભો.

અર્જુન પોતાના સહાયકો સહિત તે ઘોડાને શોધતો શોધતો ત્યાં આવી પહોંચ્યો. અર્જુનને આવતો જોઇ પ્રવીર સૈન્યને વ્યૂહમાં ગોઠવી મોરચામાં ઉભો રહી મોટેથી બોલ્યો કે " માહિષ્મતી નગરીના મહારાજ નીલધ્વજના પુત્ર પ્રવીરે યુધિષ્ઠિરના ઘોડાને બાંધ્યો છે. અર્જુનમાં સત્તા હોય તો ભલે તે તેને છોડાવે. આ પ્રમાણે તે કુમારનું બોલવું સાંભળી વૃષકેતુ સૌની આગળ વધી પ્રવીરની સન્મુખ આવ્યો. અને બોલ્યો કે " તું પ્રથમ મારી સાથે યુદ્ધ કર પછી અર્જુનનું નામ લેજે. "

વૃષકેતુ આ પ્રમાણે બોલતો હતો તેટલામાં પ્રવીરે તેને પાંચ બાણથી, તેના ચાર ઘોડાને ચાર બાણોથી અને સારથિને એક બાણથી વીંધ્યો. વૃષકેતુએ જરા હસી સાત બાણોથી તેને વીંધી ચાર બાણોથી તેના પોપટની પાંજરાની કાંતિવાળા ચારે ઘોડાઓને યમ લોકમાં મોકલી આપ્યા અને સિંહનાદ કર્યો. કોપ પામેલા પ્રવીરે ધનુષમાં એક બાણ ચડાવી કાન સુધી

દોરી ખેંચી વૃષકેતુપર ફેંક્યું. તે બાણ લાગતાંજ વૃષકેતુ મૂર્છા ખાઇ પડી ગયો. એક બીજું બાણ સાંધી તેથી તેને અનુશાલ્વને પણ વીંધી નાખ્યો. અનુશાલ્વે ઘોર બાણોથી પ્રવીરને ઢાંકી દીધો. અને તેથી તેના સૈન્યમાં મોટો હાહાકાર થઇ રહ્યો. પુત્રનો પરાભવ સાંભળી રાજા નીલધ્વજ પોતે પોતાના જમાઇ અગ્નિને સાથે લઇ ત્રણ અક્ષૌહિણી સેના સહિત સંગ્રામમાં આવી પહોંચ્યો અને તરતજ પોતાના પુત્રને અનુશાલ્વના સપાટામાંથી મુક્ત કરી તેણે સર્વને દશ દશ બાણોથી વીંધી નાખ્યા.

પોતાના સૈન્યને પીડા પામતું જોઇ અર્જુને ક્રોધ કરી આગળ વધી "ઉભો રહે, ઉભો રહે" એમ કહી નીલધ્વજ ઉપર પાંચ બાણો ફેંક્યાં; પણ તે તો તેણે હસતાં હસતાં અધવચથીજ કાપી નાખ્યાં. પોતાનાં બાણોને કપાયેલાં જોઇ અર્જુને અત્યંત ક્રોધ કરી હજારો બાણોથી નીલધ્વજને તેના રથ, ઘોડા, ધ્વજા, સારથિ તથા તમામ સૈન્ય સહિત ઢાંકી દીધો. અર્જુનના બાણ જાળમાંથી માંડ માંડ મુક્ત થઈ નીલધ્વજે પાંડવના સૈન્યમાં અગ્નિને મૂક્યો. પોતાની વિશાળ જવાળાઓથી અગ્નિ પાંડવના સૈન્યને બાળવા લાગ્યો. સૈન્યમાં નાસાનાસ થઇ રહી. ઘોડેસ્વારો, રથીઓ, તથા પ્યાદલો શસ્ત્રોને છોડી છોડી ભાગવા લાગ્યા. દાહથી પીડા પામી ઉંટો અને બળદો પોતાપરના ભારને નાખી દઇ વનમાં નાસી જવા લાગ્યાં. ચામર, છત્ર અને કવચો બળવા લાગ્યાં. પાયમાલ થયેલ સૈન્યના મેદથી અગ્નિ વધારે વધારે પ્રદીપ્ત થવા લાગ્યો. પ્રલયકાળ સરખો દેખાવ થઇ રહ્યો. અર્જુને વારૂણાસ્ત્રનો પ્રયોગ કર્યો પણ અગ્નિ તેથી જરા પણ શાંત ન થતાં ઉલટો વધારે પ્રદીપ્ત થયો કોઈ પણ ઉપાય ન ચાલવાથી અર્જુને તેની સામે હાથ જોડીને કહ્યું કે "તમે સર્વે દેવતાઓના મુખરૂપ છો. હું તમને નમન કરૂં છું. રાજા યુધિષ્ઠિર તમને તૃપ્ત કરવા અશ્વમેધ યજ્ઞ કરે છે. મને ગાંડીવ ધનુષ અને દિવ્ય રથ આપનાર તમેજ છો. આજ દિવસ સુધી મારી સાથે મિત્રતા રાખી આજ તમેજ ઘોડાનું હરણ કર્યું અને તમેજ મારા સૈન્યને બાળો છો તો હવે મારે શું કરવું ?

અર્જુનના વચનને જરા પણ નહિ ગણકારતાં અગ્નિ તો વધારેને વધારે પ્રજવલિત થવા લાગ્યો. ત્યારે અર્જુને નારાયણાસ્ત્રનો પ્રયોગ કર્યો. એટલે અગ્નિ તરતજ શાંત થઇ ગયો અને પાસે આવીને બોલ્યો કે "ધનંજય ! સાક્ષાત્ શ્રીકૃષ્ણ હમેશ સમીપમાંજ છતાં આ અશ્વમેધ કરવાની યુધિષ્ઠિરને શી જરૂર પડી. ક્ષીર સમુદ્રના કિનારાપર બેસી દૂધ પીવાની ઇચ્છાથી બકરીને દોહવી એ કેવી ભૂલ ગણાય ? જો તમે પ્રથમથીજ નારાયણાસ્ત્ર સાંધ્યું હોત તો હું આ પ્રમાણે તમારા સૈન્યને પીડા કરી શકત નહિ. હવે હું રાજા

નીલધ્વજ પાસે જાઉંછું. કારણ કે તે મને અહીં રાખી નિશ્ચિત થઇ નગરમાં ગયેલ છે. ત્યાં જઇ તેને સમજાવી તમારા ઘોડાને અહીં પાછો મોકલાવુંછું."

અર્જુનની રજા લઈ અગ્નિ માહિષ્મતી નગરીમાં નીલધ્વજ રાજા પાસે આવ્યો. અગ્નિને પાછા આવેલ જોઇને રાજા નીલધ્વજે કહ્યું કે "અર્જુનના સૈન્યને બાળી તુમે અહીં આવ્યા એ બહુ સારૂં થયું. મંદ બુદ્ધિ અર્જુન મારા બળને જાણતો નથી. તમારા સરખા જમાઇ છતાં શું તે ઘોડાને જીતી લેઇ જઇ શકે તેમ છે ?"

"રાજન્ ! અર્જુનના સૈન્યને બાળવા કોણ સમર્થછે ? શ્રીકૃષ્ણ સરખા તેના સખા છે. ઉઠો, અર્જુનની સાંત્વના કરો અને ઘોડો પાછો સોંપી દીયો; એજ કલ્યાણનો રસ્તો છે. ઇંદ્રના ખાંડવ વનને પોતાનાં બાણોથી પૂરી મને તૃપ્ત કરનાર અર્જુનની મિત્રતાને હું ઘર જમાઇ થઇ રહેવાથીજ ભૂલી ગયો."

અગ્નિનું વચન સાંભળી રાજાએ તેમાં પોતાનું હિત સમજી ઘોડો પાછો આપી દેવાની ઇચ્છા પોતાની સ્ત્રીને જણાવી.

"હંસ ઘોડો શામાટે પાછો આપવો પડે છે ? ભયંકર સૈન્ય, પુત્રો, પૌત્રો બાંધવો અને મિત્રો પણ જોઇએ તેટલા છે. તમે પણ અત્યંત શૂર છો. ક્ષત્રિઓએ જીવિત કરતાં યશપર વિશેષ પ્રીતિ રાખવી જોઇએ. વહેલું મોડું મરવું એ તો પ્રાણી માત્રને માટે નિશ્ચિતછે. હું તો કહુંછું કે એ ઘોડો આપવો નહિ જોઇએ."

પોતાની પ્રિયા જ્વાળાનું વચન સાંભળી મંદબુદ્ધિ નીલધ્વજ ફરીથી સંગ્રામમાં અર્જુનની સામે ચાલ્યો; પણ આ વખત અર્જુનનો પ્રભાવ જાણેલ હોવાથી સસરાની સાથે અગ્નિ યુદ્ધમાં ચડયો નહિ હતો.

રાજા નીલધ્વજને ફરીથી યુદ્ધમાં આવેલો જોઇ ક્રોધ વડે અર્જુનના નેત્રોમાંથી અશ્રુબિંદુ ટપકવાં લાગ્યાં. અર્જુને તીક્ષ્ણ નારાચ બાણોથી તેના સૈન્યને ઢાંકી દીધું. નીલધ્વજના પુત્રો અને ભાઇઓને તેણે યમ લોકમાં મોકલવા માંડયા. અને રાજાનો રથ ભાંગી તેના સારથિને પણ મારી નાંખ્યો. તેમજ એક બાણથી રાજાને પોતાને પણ મૂર્છિત કરી દીધો. મૂર્છા પામેલ નીલધ્વજને રથમાં નાંખી સંગ્રામ ભૂમિથી દૂર લઇ જવામાં આવ્યો.

રાજા નીલધ્વજ[1] પોતાને મંદિર ગયા પછી ક્રોધથી તિરસ્કાર કરી પો-

---

[1] નીલધ્વજ રાજાને સ્વાહા નામની દીકરી હતી. "સ્ત્રી એક પતિને પામી બીજા પુરૂષનો સ્પર્શ કરે તેનું શરીર મલિન ગણાય છે અને તે સ્ત્રી ઘોર નરકમાં જાય છે" આ પ્રમાણે તે સ્વાહાનું માનવું હોવાથી પતિ મરણ પામ્યા પછી સર્વ સ્ત્રીઓના ગાત્રનો સ્પર્શ કરનાર અગ્નિનેજ વરવાસાટે તેણે તેનું આરાધન કર્યું તેથી પ્રસન્ન અગ્નિ ત્યાં બ્રાહ્મણના રૂપમાં આવ્યા. તે

તાની સ્ત્રી જ્વાલાને કહેવા લાગ્યો કે અરે દુષ્ટ! તેં મને ઉંધી મતિ આપી અધર્મના રસ્તે ચલાવ્યો મારા બાંધવો અને પુત્રો પરલોકના પ્રવાસી થયા. હવે તારે જવું હોય તો તું પણ જા. હું તો અર્જુનને તે ઘોડો પાછો આપી દઉંછું." આ પ્રમાણે કહી તે પોતાના પ્રધાનોને સાથે લઇ કેટલાંએક રત્નો, સુવર્ણ અને વિવિધ વસ્ત્રો સહિત યજ્ઞના ઘોડાને આગળ કરી અર્જુન પાસે આવી નમન કરી ઉભો રહ્યો. અને ક્ષમા માગવાની સાથે બોલ્યો કે "મહાબાહુ અર્જુન! હું હવે તમારૂં શું પ્રિય કરૂં ?"

રાજેંદ્ર તમે વીર પુરૂષ છો. હવે મારી સાથે આ યજ્ઞના ઘોડાનું રક્ષણ કરો."

મહિષ્મતી નગરીનો રાજા નીલધ્વજ અર્જુનની સાથે સાથે ચાલતો થયા પછી તેની રાણી રોષમાં આવી પોતાના ભાઇ ઉલ્મુક પાસે જઇ રોતાં રોતાં બોલી કે "અરે ભાઇ! અર્જુને તો મારૂં સત્યાનાશ વાળ્યું. મારા પતિને જીતી લીધો, દીકરા અને દિયેરોને હણી નાખ્યા તથા સઘળા સૈન્યનો સંહાર કરી નાખ્યો. ઘોડો લઇ લીધો. અને અધુરામાં પૂરૂં તેના રક્ષણ માટે રાજાને અગ્રેસર કર્યો. ભાઇ! મારાં આંસુ લુવાં એ તારા હાથમાં છે."

"બેહેન! આ મંદિર તારૂંજ છે. તું ધીરજ ધરીને અહીં રહે. વખત આવતાં હું તારૂં પ્રિય કરીશ."

"શું તું એમ બોલી છટકી જવા માગે છે? અર્જુનને મારવા માટે આજેજ તું કેમ નથી જતો?"

"તું તારા ઘરની પેઠે મારાં ઘરનું પણ નિકંદન કહાડવા ઇચ્છા રાખે છે કે કેમ? દુષ્ટ! અહીંથી નિકળી જા."

ભાઇ તરફથી તિરસ્કાર પામેલી જ્વાલા ગંગાના કિનારાપર આવી સામે કિનારે જવા માટે હોડીમાં બેઠી. અધવચ જતાં એકદમ બોલી ઉઠી કે "અરે! મારે પગે ગંગાના જળનો સ્પર્શ થઇ ગયો. મોટું પાપ થયું."

જ્વાળાનું બોલવું સાંભળી હોડીમાં બેઠેલા બીજા લોકો કોપ પામી કહેવા લાગ્યા, કે "અરે દુષ્ટ! આ પ્રમાણે બોલતાં તુંને શરમ કેમ થતી નથી? આ જળના સ્પર્શ માત્રથીજ મોટા મોટા પાપી લોકો પાપ મુક્ત થઇ સદ્ગતિને પામે છે. "ગંગા એ નામના ઉચ્ચારથીજ માણસ મોક્ષને પામે

બ્રાહ્મણના રૂપમાં અગ્નિદેવ છે. એમ ખાત્રી થવાથી રાજાએ તેને પોતાની દીકરી પરણાવી અને એવો ઠરાવ કર્યો કે તેણે એ નગર છોડીને બીજે ક્યાંય જવું નહિ અને જો કોઇ પણ શત્રુ તે નગર ઉપર ચડી આવે તો તેના સૈન્યને તેણે બાળી દેવું. આ પ્રમાણે ઠરાવ થવાથી અગ્નિ ત્યાં ઘર જમાઇ થઇને રહ્યા. અને ઘર જમાઇ થવાથી તેનું તેજ ઘટી ગયું હતું.

છે." આ વખત ગંગા પોતે પણ સ્ત્રીનું રૂપ ધારણ કરી જળમાંથી નિકળીને બોલ્યાં કે "અરે! એ સ્ત્રી કોણ છે અને શું કહે છે?"

પુત્ર વગરની ગંગા! પૂર્વે તેં પોતાના સાત પુત્રોને તો જળમાં ડુબાવી દીધા હતા. છેવટ શાંતનું રાજાની પ્રાર્થના ઉપરથી કામને જીતનાર આઠમા પુત્ર દેવવ્રત (ભીષ્મ) ને તેં જીવતો રાખ્યો હતો. તે પુત્રને પણ કુરુક્ષેત્રમાં શિખંડીને આડો રાખી અર્જુને પોતાનાં બાણોથી મારી નાખ્યો. હવે તું વાંઝણી થઇ અને તેથી હું તારા જળને દૂષિત ગણું છું.

પરાક્રમી પુત્ર ભીષ્મનું મરણ સાંભળી શોક અને ક્રોધથી આક્રાંત થએલી ગંગાએ અર્જુનને શાપ આપ્યો કે "આજથી છઠ્ઠે મહિને અર્જુનનું મસ્તક નીચે પડી જજો."

આ પ્રમાણે શાપ આપી ગંગાજી અંતર્હિત થઇ ગયાં અને જવાળાએ એ હોડીમાંથી સામે કિનારે ઉતરી અગ્નિમાં પ્રવેશ કર્યો. એ જ્વાળા તેમાંથી ભયાનક બાણરૂપે ઉત્પન્ન થઇ અર્જુનના મૃત્યુ માટે બભ્રુવાહનના ભાથામાં જઇને રહી.

## ઉદ્દાલકનાથી અવળ ચંડી-ચંડી શીલા થઇ.

નીલધ્વજ રાજાના નગરથી ચાલેલો ઘોડો વિંધ્ય પર્વતની તળેટીમાં આવી પહોંચ્યો. સૈન્યના ચાલવાથી વૃક્ષો અને ટેકરાઓ ચૂર્ણિત થઇ તળેટીના વિષમ માર્ગો પણ સરખા થઇ ગયા. રસ્તે ચાલતાં એક મોટી શિલા આવી. "પૂર્વે હરિ (રામચંદ્ર) ના સ્પર્શથી શિલા સ્ત્રી રૂપમાં આવી હતી. હું પણ હરિ (ઘોડો) છું, માટે જોઉં તો ખરો કે આ શિલા મારા સ્પર્શથી સ્ત્રી થાય છે કે કેમ?" આવા વિચારથી માત્ર નામનાં સાદૃશ્યવાળો એ મતિહીન ઘોડો એક યોજન વિસ્તારવાળી તે શિલાને સ્પર્શ કરવા ગયો કે તરતજ વજ્રલેપનની પેઠે તેને ચોટી રહી વલન ચલનની ક્રિયાથી રહિત બની નિશ્ચેષ્ટ થયો. સ્પર્શ માત્રથીજ શિલા સાથે સંબદ્ધ થઇ ગએલા એ અશ્વને જોઇ કેટલાએક વિસ્મય પામ્યા. કેટલાએક હસવા લાગ્યા; કેટલાએક બોલવા લાગ્યાં કે "શરીર ખંજવાળવાના સ્વાદથી લીન થઇ ગયો" અને કેટલાએક અર્જુન પાસે દોડી જઇ તેને તે ખબર આપ્યા. આ ખબર સાંભળી અર્જુનનો મુખરંગ બદલાઇ ગયો. પ્રદ્યુમ્ન વિગેરેને સાથે લઇ ત્યાં આવી ઘોડાને તે સ્થિતિમાં જોવાથી અર્જુનનું મુખ કરમાઇ ગયું. અર્જુનની આજ્ઞાથી કેટલાએક તે ઘોડાને ખેંચવા લાગ્યા, કેટલાએક ચાબુકના પ્રહાર કરવા લાગ્યા તથા કેટલાએક બુમો પાડીને તથા ઉંચા કરીને તેને ભડકાવવા લાગ્યા; તોપણ તે ઘોડો શિલાથી છુટો થયો નહિ.

છેવટ અર્જુને ફરીને તે સ્થળની ચોતરફ કેટલાએક માણસો દો-

કયાંય અને કોઇ મુનિનો આશ્રમ હોય તો તેની ખબર લાવવા આજ્ઞા કરી. શોધ કરતાં કરતાં ત્યાં એક મુનિનો આશ્રમ કેટલાએકના જોવામાં આવ્યો. સાલ, તાલ, તમાલ, કણેર, આંબા અને નાળીએરી વિગેરે એક ઉત્તમ વૃક્ષોથી સુસોભિત અને વિચિત્ર જલાશયોથી દીપી રહેલા એમ આશ્રમની આસપાસ સ્વભાવથીજ પરસ્પર વૈરવાળાં પ્રાણીઓ પણ એક બીજાની સાથે હળી મળીને રહેતાં હતાં. વ્યાઘ્ર અને સિંહના મુખ પાસે હરિણીઓનાં બચ્ચાંઓ ચંચળપણાથી આમ તેમ કૂદતાં હતાં. મીંદડાની દાઢોની તીક્ષ્ણ અણીપર ઉંદરો પોતાનાં શરીરને ખજવાળતા હતા અને સર્પો મયુરોની સાથે તથા કાગડાઓ ઘુવડોની સાથે ક્રીડા કરતા હતા. આ આશ્રમમાં મહાતેજસ્વી સૌભરિ મુનિ તપ કરતા હતા. સેનાના માણસોએ તરતજ તે ખબર અર્જુનને આપ્યા અર્જુન, યૌવનાશ્વ, વૃષકેતુ, સાત્યકી અને પ્રદ્યુમ્નને સાથે લઈ તે આશ્રમમાં આવ્યો પોતાના શિષ્યોને ઋક્, સામ તથા યજુર્વેદ અને વેદાંત વિગેરે શાસ્ત્રોનો અભ્યાસ કરાવતા એ સૌભરી મુનિ પાસે જઈ નમન કરી અર્જુને કહ્યું કે " બ્રહ્મદેવ ! ધર્મરાજા યુધિષ્ઠિરનો અનુજ અર્જુન હું આપને નમન કરૂંછું. કુરૂક્ષેત્રના મહાયુદ્ધમાં અમારા શરીર બાંધવો કૌરવોને મારી અમોએ મોટું પાપ કર્યું છે. એ પાપથી છુટકારો થવા અમોએ અશ્વમેધ યજ્ઞનો પ્રારંભ કરેલો છે. ધર્મરાજ દીક્ષા લઇ બેઠેલા છે અને હું અશ્વનું રક્ષણ કરવા નિકળેલો છું. રખે અહીં આવતાં એ અશ્વ એક શિલા સાથે ચોટી રહ્યો તેનું શું કારણ હસે ? અને હવે તે ત્યાંથી કેવી રીતે છુટો થાય તે આપ કૃપા કરીને કહો."

અર્જુનનું વચન સાંભળી અખિલ શાસ્ત્રોને જાણનાર સૌભરિ મુનિ હસીને બોલ્યા કે " અરે ! આ અશ્વમેધનો વૃથા શ્રમ શા માટે માંડયો છે ? કૌરવોને યુદ્ધમાં અમેએ હણ્યા એવો તમને કેવળ ભ્રમજ છે. કોણ મારનાર ? કોણ મરનાર ? આ બધો ભ્રમ સો ? આ સંસાર ઇશ્વરની માયા છે. સમુદ્ર, નદીઓ, પર્વતો, વૃક્ષો, તથા લતાઓ વિગેરે આ સઘળું દૃશ્ય જગત્ અનિત્ય છે. નિત્ય તો મધુસૂદન ભગવાનજછે. તે હરિનું ધ્યાન કરનારને અશ્વમેધની શી જરૂર છે. તે સાક્ષાત્ હરિને પાછળ રાખી આ પ્રાકૃત હરિને આગળ કરી તું અહીં આવેલો છે, તે, કલ્પવૃક્ષને છોડી એરંડાની અને ચિંતામણિને છોડી કાચના કટકાની ઇચ્છા કરવા જેવું છે. તોપણ મહાબાહુ અરજુન! સાંભળ. એ શિલા પૂર્વે ઉદ્દાલક મુનિની ચંડી નામની પ્રસિદ્ધ આહારી સ્ત્રી હતી. તેના વિવાહ વખત બ્રાહ્મણોએ અગ્નિની સમક્ષ તેને કહ્યું કે " બ્રાહ્મણો ! ખરૂં કહું છું કે હું કદીપણ પતિનું વચન માનીશ નહિ."

આ વખતે બાળક હતી તેથી તેના બોલવાપર બ્રાહ્મણોએ કંઇ વિશેષ વિચાર કર્યો નહિ. વિવાહ થઇ રહ્યા પછી ઉદ્દાલક મુનિ તેને પોતાને ઘેર લઇ ગયા. સ્ત્રી બાળક હોવાથી તેને ઘરનાં કાંઇપણ કામકાજમાં જોડી નહિ. અગ્નિહોત્ર વિગેરેનું કામકાજ પણ સઘળું પોતેજ કરવા લાગ્યા. વખત જતાં તેને લાયક અવસ્થાએ પહોંચેલી જોઇ મુનિએ કહ્યું કે "પ્રિયે! હવે તું અગ્નિની શુશ્રૂષા કરતી જજે. કારણ કે તેમ કરવાથી તને બહુ શ્રુત અને બુદ્ધિમાન પુત્રો થશે."

"હું તો અગ્નિની શુશ્રુષા કાંઈ કરતી નથી. મારે પુત્રોનું શું કામ છે?"

આવું વચન સાંભળી તે બ્રાહ્મણ પતિએ તેની પાસે કમંડલું માગ્યું, એટલે તે તેણે લાવી તેના દેખતાંજ બે હાથ વતે પૃથ્વીપર પછાડયું. કમંડલુ ફુટી ગયું અને ઉદ્દાલક મુનિ વિસ્મય પામ્યા. રાત્રિ થતાં તેણે તેને કહ્યું કે "હવેથી હું તને કાંઇ પણ કામ નહિ બતાવું, માટે મારી પાળે આવ."

આ વાત સાંભળી તે તો બલાત્કારથી ઘર બહાર જઈ બેઠી. પોતાની સ્ત્રીની આવી વર્તણુકથી મુનિ ઉદ્દાલક વિવ્હળ બની ગયા. સંધ્યા અને પર્વ સમયમાં પણ તર્પણ આદિ ધર્મ ક્રિયાઓમાં તેને બહુજ અડચણો પડવા લાગી.

એક દિવસ તેને ઘેર કૌંડિન્ય નામના મુનિ તીર્થયાત્રા કરતા કરતા પોતાના શિષ્યો સહિત આવી ચડયા. ઉદ્દાલકે તેની અર્ઘપાદ્ય પૂજા કરી આદર ભાવથી તેને ઉત્તમ આસનપર બેસાડયા. આસનપર બેઠા પછી કૌડિન્ય બોલ્યા કે "તપોધન! આમ દુબળા કેમ છો? શી ચિંતામાં પડેલા છો? તમારે કેટલા પુત્રો અને કેટલી પુત્રીઓ છે?"

"ભગવન્! મારે પુત્ર તેમ પુત્રી પણ નથી. જે સ્ત્રી છે તે બહુજ કઠોર બોલનારી છે. હું તેને જે કહું તે બ્રહ્માંડ તૂટી પડે તોપણ કરે એવી નથી. કાલે મારા પિતાનું શ્રાદ્ધ છે માટે હુ કેમ કરીશ? મહારાજ! આપ મને કંઈ ઉપાય બતાવો."

"તમારે જે કામ તેની પાસે કરાવવું હોય ત્યારે તેને તે કામ નહિ કરવાનું કહેવું. એટલે કે 'અગ્નિની શુશ્રુષા કરીશ નહિ, મારૂં કમંડલું લાવીશ નહિ' એવી રીતે ઉલટું કહેવું. હું અહીંથી બે યોજન દૂર ગૌતમ મુનિના તીર્થમાં જઇ અહીં પાછો આવીશ. તમારે શ્રાદ્ધનો આરંભ કરવો" વિગેરે.

કૌડિન્ય મુનિની સલાહ ધ્યાનમાં રાખી મુનિ ઉદ્દાલકે પોતાની સ્ત્રી ચંડીને કહ્યું કે "કાલે સવારમાં કૌડિન્ય મુનિ આવનાર છે, પણ તે આવે ત્યારે તેને અન્ન વસ્ત્ર વિગેરે કંઇ પણ નહિ આપતાં કહાડી મૂકવાના છે."

"નહિ નહિ. એમ બને નહિ. મારે તો તે મુનિની પુષ્પ વિગેરેથી પૂજા કરી, ભોજન કરાવી, તેને વસ્ત્ર આપવાનું છે."

"કાલે મારા પિતાનું શ્રાદ્ધ છે, પણ તે મારે બિલકુલ કરવું નથી."

-મારા સસરાનું શ્રાદ્ધ કર્યા વગર ચાલેજ નહિ. મારે તો શ્રદ્ધાપૂર્વક કરવું છે. શ્રદ્ધાપૂર્વક શ્રાદ્ધ કરવાથી પિતૃઓ પ્રસન્ન થાય. અને તેથીજ આપણે સુખશાંતિમાં રહીએ."

"ભલે તું શ્રાદ્ધ કરવાનું કહે છે તો ઠીક, પણ તેમાં બ્રાહ્મણોને ભોજનનું નિમંત્રણ દેવાનું નથી. કદાચ તું તેમ કરવાને તાણ કરશે તો હું કાણા, લંગડા, કાળા દાંતવાળા, મૂર્ખ, ચાડીયા, અસંતોષી, વેદ વગરના, નાસ્તિક, વ્યંગ, જુગટીયા, રોગિષ્ટ અને વ્યભિચારી બ્રાહ્મણોને ભોજનનું નિમંત્રણ આપીશ."

"નહિ નહિ. હું પોતેજ વેદ અને શાસ્ત્રોને પરાયણ, કુલીન, માન્ય તથા પુત્ર પૈત્ર અને સ્ત્રીઓ સહિત ઉત્તમ બ્રાહ્મણોને ભોજનનું નિમંત્રણ દઇ તેડી લાવીશ. હું તમારૂં વચન કદી પણ ખરૂં થવા દેનાર નથી."

"તું આ પ્રમાણે મારા બોલવાનું ઉલ્લંઘન કરી શ્રાદ્ધ કરવા ધારે છે એ મને બિલકુલ ગમતું નથી. મારે તો શ્રાદ્ધમાં નહિ ખપતાં ચીણા, કોદરા, મસૂર, ચોળા, કળથી, તુવર, મઠ, ખજૂર, રીંગણાં, ગાજર અને ધાસોડાં વિગેરે પદાર્થો લાવવા છે."

"એમ થાયજ નહિ. હું તો ઘઉં, ચોખા, મગ વિગેરે લાવી દૂધપાક, લાડુ, પુરી, ભાત, કેળાં અને આંબાનો રસ વિગેરે ઉત્તમ ભોજન તૈયાર કરી બ્રાહ્મણોને જમાડીશ; દક્ષિણા આપીશ અને ગાયનું દાન પણ કરીશ."

"ભલે તું આ શ્રાદ્ધ પરાણે કરવા ધારે છે. પણ પિંડોને ગળીવાળું વસ્ત્ર ઓઢાડવું અને ખરાબ તેલનો દીવો કરવો એ તો હું અવશ્ય કરીશ, એમાં તારે બિલકુલ આડે આવવું નહિ."

"એમ કેમ બને ? ઉત્તમ ઘીનો દીવો કરવો અને પિંડને પવિત્ર વસ્ત્ર ઓઢાડવું."

સારો ઉપાય હાથ વાગવાથી ઉદ્દાલકે બીજે દિવસ નિર્વિઘ્ને સાંગોપાંગ શ્રાદ્ધ સમાપ્ત કર્યું. બધા બ્રાહ્મણો જમી ગયા. પોતે જમ્યો અને ચંડી પણ જમી. સઘળું સારી રીતે થઇ રહ્યા પછી રાત્રિને વખતે ભૂલથી તે મુનિએ ચંડીને કહ્યું કે "આ પિંડનો પડિઓ ગંગાજીનાં જળમાં પધરાવી આવ" ચંડીએ ખરેખર અવળચંડીજ હતી તેથી તેણે તે પડીઓ ઉપાડી પાસેના મળમૂત્રથી ભરેલા ખરાબ ખાડામાં ફેંકી દીધો. સહન ન થઇ શકે એવો અતિક્રમ જોઇ ઉદ્દાલક મુનિને અત્યંત ક્રોધ ચડ્યો. અને એકદમ વેગમાં આવી તેણે તેને શાપ દીધો કે "ચંડિ ! શિલા બની જા. જ્યારે કેટલાક કાળ પછી ધર્મરાજ યુધિષ્ઠિરના યજ્ઞના ઘોડાના અંગનો સ્પર્શ તુને

થશે ત્યારે તું શિલાપણાથી મુક્ત થઇ સ્ત્રીપણાને પ્રાપ્ત થશે."

" અર્જુન ! ઉદ્દાલક મુનિના શાપથી ચંડી તે શિલા થઇને પડી છે. અને તે શિલાને તારો ઘોડો ચોટી ગયો છે. તું પોતે ત્યાં જઇને તે ઘોડાને છોડાવ એટલે તે છૂટો થસે અને ચંડી પણ શિલાપણા મુક્ત થસે.,

અર્જુને મુનિની આજ્ઞા પ્રમાણે ઘોડા પાસે જઇ તેને શિલાથી છુટો કર્યો, એટલે ચંડી પણ શિલાપણાથી મુક્ત થઇ સ્ત્રીપણાને પામી, પતિ ઉદ્દાલકને મળી, તેને નમન કરી, સરલપણાથી રહેવા લાગી.

## પિતાની આજ્ઞાનું ઉલંઘન અને યુદ્ધમાં જવા વિલંબ.

શિલાથી છુટો થયલો ઘોડો ચાલતાં ચાલતાં હંસધ્વજ રાજાની નગરી પસે જઇ પહોંચ્યો. ઉત્તમ પરાક્રમવાળા તથા મુક્તામાળા વિગેરે અલંકારોથી સુસોભિત પ્રદ્યુમ્ન આદિ વીર પુરૂષોથી વીંટાયલો અરજુન પણ પાછળ ચાલ્યો જતો હતો. પોતાની હદમાં તે ઘોડાના આવવાના ખબર સાંભળી રાજા હંસધ્વજે પોતાના પુત્રો, બાંધવો તથા પ્રધાનોની સભા બોલાવી કહ્યું "ધર્મરાજ યુધિષ્ઠિરના યજ્ઞનો ઘોડો આપણી હદમાં આવેલોછે. અરજુન તેનુ રક્ષણ કરેછે. આપણે એ ઘોડાને બાંધવો કે નહિ તેનો વિચાર કરો હું તો તે ઘોડાને બાંધવામાં મોટો લાભ દેખુછું. કારણ કે તેમ કરવાથી આપણને શ્રી કૃષ્ણનું દર્શન થસે. જ્યાં અરજુન હોય ત્યાં શ્રી કૃષ્ણ હોયજ વૃદ્ધાવસ્થા છતાં પણ હજુ મને કૃષ્ણનું દર્શન થયું નથી, માટે સર્વ વીર પુરૂષો મારી સાથે સંગ્રામભૂમિમાં તૈયાર થાઓ."

બધાઓની સંમતિ મળતાં યોગ્ય ગોઠવણ કરી સિત્તેર સેનાધિપતિઓને સાથે લઇ રાજા હંસધ્વજ અરજુનનો માર્ગ રોકવા જવા માટે તૈયાર થયો. અકેક સેનાધિપતિના હાથ નીચે એકોતેર હજાર મદોન્મત્ત હાથીઓ, એકોતેર હજાર સજ્જ કરેલા રથો, એક લાખ પણીદાર ઘોડાઓ તથા બે લાખ અને સતાણું હજાર પરાક્રમી પ્યાદલો ચાલવા લાગ્યા. સઘળા પુરૂષો વીર, વિષ્ણુ ભક્તિપરાયણ, દાનદેનાર, બોલવામાં ચતુર અને એક પત્નીવ્રત પાળનારા હતા એક પત્નીવ્રત માટે એ રાજાના એટલો બધો આગ્રહ હતો કે રાજ્યની નોકરી કરવા માટે કોઇ પરાયો માણસ આવે તો તેને તે કહેતો કે "જો તું એક પત્નિવ્રત પાળનારો હસે તોજ મારા દેશમાં રહેવાને લાયક થસે. અનંગવેગને અટકાવી રાખનારનેજ હું શૂર, કુલીન પરાક્રમી ગણુંછું" આ પ્રમાણે જે કોઇ આવે તેને પૂછી તે પોતાના રાજ્યમાં દાખલ કરતો ધન વિગેરેથી તેઓને અત્યંત ખુશી રાખતો હતો. તેના સર્વ સૈનિકો તેનાપર પ્રીતિ રાખનારા, સારી બુદ્ધિવાળા તથા સત્કર્મ કરનારા હતા. વિદુરથ, ચંદ્રસેન, ચંદ્રકેતુ, ચંદ્રદેવ, ધનબલ અને ધર્મવાહ વિગેરે તેના ભાઇઓ તેમજ સુબલ,

સુરથ, સુમ, સુદર્શન અને સુધન્વા એ તેના પુત્રો વિગેરે બધાઓને તરતજ અરજુનની સામે જવા તેણે દુદંભિ વગડાવ્યું, પોતે હાથી ઉપર ચડયો. રાજાની આજ્ઞા મુજબ વીર પુરૂષો નગરી બહાર નિકળવા લાગ્યા. કોઇ કવચોની પૂજા કરી પહેરવાની તૈયારી કરવા લાગ્યા. કોઇ અગ્નિમાં હોમ દેવા લાગ્યા. કોઇ અસ્ત્ર તથા શસ્ત્રોની પૂજા કરવા લાગ્યા. કેટલાએક ઘૃત સહિત પાયસાન્નવડે બ્રાહ્મણોને તૃપ્ત કરી બહાર નિકળ્યા. કેટલાએક રથોમાં, કેટલાએક હાથીઓપર અને કેટલાએક ઘોડા ઉપર બેસીને નિકળવા લાગ્યા. ચામર અને છત્રથી શોભતા કેટલાએક વીર નરો સિંહનાદ કરવા લાગ્યા. તે વીર પુરૂષોની પ્રિયાઓ મહેલોપર ચડી બારીઓ, ગોખ અને અગાશીઓપરથી તે સઘળું જોવા લાગી. સામસામે બારી વગેરેમાં ઉભેલી સુંદરીઓ સૈન્યને જોઇ પરસ્પર વિવિધ વિનોદ વાર્ત્તા કરવા લાગી.

રાજાના હુકમથી સૈન્યની સાથે એક મોટી તેલની ભરેલી કડા પણ મોકલવામાં આવી હતી, પોતાનો સગો ભાઇ, પુત્ર તથા પૌત્ર ગમે તે હોય પણ જો તે રણસંગ્રામમાં ન ચડે તો તેને ઉકળતાં તેલની કડામાં નાંખવાનો સખત હુકમ કરવામાં આવ્યો હતો. રાજાઓની આજ્ઞાનો ભંગ, બ્રાહ્મણોનું અપમાન અને સ્રીઓને પૃથક્ શય્યા એ તેઓનો શસ્ત્રવિનાજ વધ ગણાય છે. આ કારણથી રાજાની આજ્ઞાનો ભંગ કોઇપણ પુરૂષ કરી શકતો નથી. એ તીવ્ર આજ્ઞાવાળા રાજાએ શંખ નામના બ્રાહ્મણને પોતાનો પુરોહિત બનાવ્યો હતો. એ શંખ પણ ન્યાયમાં એવો તો ચુસ્ત હતો કે પોતાથી નાનપણમાં પોતાના ભાઇઓનાં ફળનું અપહરણ થઇ ગયું હતું અને તેથી તેણે પોતે પોતાના બન્ને હાથ કપાવી નાખ્યા. એ પુરોહિતના વશવર્તીપણાથી રાજા હંસધ્વજ નીતિને અનુસરી પૃથ્વીનું સારી રીતે પાલન કરતાં સંગ્રામમાં શત્રુઓ ઉપર જય પણ મેળવતો હતો.

પિતાની આજ્ઞાને અને તેલની કડાને પણ જોઇ હંસધ્વજનો પુત્ર સુધન્વા પ્રથમજ તૈયાર થઇ રાજા પાસે આવ્યો. ત્યાંથી હાથમાં ઉત્તમ ધનુષ્ય લઇ પોતાની માને પગે લાગવા ગયો. ત્યાં જઇ તેણે કહ્યું કે "માતુશ્રી! અરજુનની સામે યુદ્ધ કરવા હું સંગ્રામભૂમિમાં જાઉંછું: યુદ્ધ કરી જય મેળવી રક્ષણ કરાતા એ હરિને ( ઘોડાને ) હું અહીં લાવીશ."

"પુત્ર! સુખેથી જા. યુદ્ધમાં જય મેળવી ચાર પગવાળા હરિને ( ઘોડાને ) છોડી બે પગવાળા મુક્તિ આપનાર હરિ ( શ્રીકૃષ્ણ ) ને અહીં તેડી લાવજે. એ હરિનાં ચરિત્રો મારી પાસે નારદ મુનિએ ઘણી ઘણી વાર વર્ણવેલાં છે. તારા પિતાએ ઘણા ઘણા વીર રાજાઓને રણભૂમિમાં જીતેલા છે. પણ કંસનો ધ્વંસ કરનારા શ્રીકૃષ્ણને તેમણે આ પૃથ્વીપર પોતાના ને-

ત્રથી હજુ જોએલ નથી; માટે તારા પિતાને શ્રીકૃષ્ણનું દર્શન થાય તેમ કર. રણભૂમિમાં જઇ તું એવું કાર્ય કરજે કે જેથી કેશવ વશ થાય. આપણા સુભાગ્યને લીધે તેમનું દર્શન થવાનો વખત આવ્યો છે. તું અરજુનને જીતશે એટલે કૃષ્ણ અવશ્ય તને વશ થશે. પુત્ર? કૃષ્ણ પોતાના ભક્તને જરા પણ છોડતા નથી. જેમ ગાય પોતાના વાછડાંને વનમાં છોડી ચાલી આવતી નથી તેમ કૃષ્ણ પણ સ્વજનનો ત્યાગ કદી પણ કરતા નથી. રણભૂમિમાં પરાઙ્મુખ થવાને બદલે સામે પગલે ચાલી મરણ પામ એમાં મને મોટો આનંદ થશે, સંગ્રામભૂમિમાં સામે પગલે ચાલી મરણ પામનારની માતાઓને કંઇ રૂદન કરવા જેવું છેજ નહિ."

"માતા! પુરૂષાર્થ કરવો એ મારા હાથમાં છે, પરંતુ વિજય થવો એ દૈવ ઉપર આધાર રાખે છે. જો હું સંગ્રામભૂમિમાં વિમુખ થાઉં તો તારા ઉદરમાંથી ઉત્પન્નજ થયેલો નથી એમ સમજવું."

પોતાની માતાને એ પ્રમાણે કહી સુધન્વા બહાર નિકળ્યો, ત્યાં તેની બેહેન મળી. તેની બેહેન કુવલ્લાએ સાળ, પુષ્પો અને સુગંધી પદાર્થોથી તેને વધાવી ગળામાં માળા પહેરાવી કહ્યું કે 'રણભૂમિમાં સારી રીતે યુદ્ધ કરજે. જો તું બરોબર યુદ્ધ નહિ કરે તો મારે સાસરીયામાં રહેવું ઘણું કઠણ થઇ પડશે. મારા જેઠ અને દિયેરો મને જોઇ ઉપહાસ કરશે."

બેહેનનાં વચનને માન આપી તે આગળ ચાલ્યો, ત્યાં સુંદર નેત્ર અને પયોધરવાળી પોતાની પ્રિયાને તેણે તૈયાર થઇ સામે ઉભેલી જોઇ. ચંદનના લેપનવાળી, લલાટમાં ચાંલ્લાથી શોભી રહેલી અને કમળો તથા ચંપક પુષ્પોની માળાથી દેદીપ્યમાન થઇ રહેલ તે સુંદરી કપૂરના પાંચ દીવાઓ તથા દૂર્વા અને અક્ષતોથી યુક્ત સુવર્ણ પત્ર હાથમાં લઇ ઉભી હતી. સુંદર શબ્દ કરતા કંકણો, ઝાંઝરો, કટિમેખલા, રેશમી સાડી, પુષ્પના રંગવાળી કંચુકી અને મોતીની માળાને ધારણ કરતી, જરા રતાશવાળા મુખ ભાગવાળી, અતિ વક્ર નજરથી જોતી એ મનસ્વિની પ્રભાવતી રાણી પોતાના પતિને વધાવી બોલી કે "નાથ! તમે મને છોડીને કેમ જવા માગો છો? આજે હું તમારૂં એક પત્નીવ્રત નાશ પામેલું જોઉંછું; કૃષ્ણના દર્શનથી મળનાર મુક્તિ સર્વગામિની છે. પુરૂષોનું ચિત્ત, સામે પગલે ચાલી મરણ પામનારા વીર પુરૂષોને વરનારી અપ્સરાઓના સેવનમાં જાય છે. તમને તો શ્રીકૃષ્ણના દર્શનથી તે અપ્સરા પણ મળવી મુશકેલ છે. મુક્તિ પણ તમને પરસ્ત્રી લંપટ સમજી તમારો ઉપહાસ કરશે. નાથ! મુક્તિપર તમારો પ્રેમ લગાડનારી શ્રદ્ધાને હું મારી આંખોથી જોઇ શકતી નથી."

"પ્રિયે! મુક્તિને હું તારી સાથેજ મેળવીશ. ચંદન, સુંદર વસ્ત્રો, સુ-

વર્ણ, રત્નો અને આ મારા શરીરને પણ છોડી મારૂં ચિત્ત કૃષ્ણના તરફ દોડે છે."

"નાથ ! હું ઋતુ સ્નાતાછું. પુત્ર વગર આપશ્રુને કોણ તિલાંજલિ દેશે ?"

"સુંદરિ ! શ્રીકૃષ્ણ તથા અરજુનને પાંચજ બાણથી જીતી લઇ હું તરતજ તને આવી મળીશ."

"કૃષ્ણને મેળવ્યા પછી આ સંસારમાં ફરીથી દાખલ થઇ શકાતુંજ નથી."

"જો એમજ છે તો પછી તું તિલાંજલિ આપનાર પુત્રની માગણી શ્યા કરે છે."

"પુત્રવાળા પુરૂષોજ વિષ્ણુના પદને પામે છે. ફક્ત શુક અને નારદજ પુત્રવિના વિષ્ણુના પદને પામ્યા છે. પુત્રના મુખને નહિ જોનાર પુરૂષ આ સંસારમાં ઋણમુક્ત થતો નથી. પારકી આશાને સફળ કરી પછી જે આગળ પગલું ભરે છે તેઓનાં ધારેલ કાર્યો સફળ થાય છે પણ પારકી આશાને નિષ્ફળ કરનાર મનુષ્યનાં કાર્યો કદી પણ સફળ થતાં નથી."

"ભદ્રે ! શું તું રાજાની તીવ્ર આજ્ઞાને જાણતી નથી. જો આ ભય ઉપજાવનાર ઘોર દુંદુભિનો શબ્દ થાય છે. રાજાનો હુકમ થયો છે કે આ વખત જે કોઈ રણભૂમિમાં દાખલ ન થાય તેને એકદમ ઉકળતાં તેલની કડામાં ફેંકીદેવો. પ્રિયે ! પુત્ર પ્રાપ્તિને માટે ઋતુ દાન તો રાત્રિનુંજ આપી શકાય. દિવસના સ્ત્રી સમાગમને સત્પુરૂષો કદી પણ પસંદ કરતા નથી. વળી જો, સર્વ યોદ્ધાઓ મારા પિતાની આજ્ઞાથી રણભૂમિમાં પહોંચી ચૂક્યા છે."

"પ્રીતિવાળી અને અનંગથી ઘેરાયેલી મને જીત્યા વગર ઘણાં અંગોથી ઘેરાયેલી સેનાને દિવસના તમો કેવી રીતે જીતી શકશો ? કાળ અને યમ સરખા વીર પુરૂષોના યુદ્ધમાં શ્રીકૃષ્ણ પાસેથી તમે પાછા ન આવી શકો તો પછી મારી શી દશા થાય."

"વિશાલાક્ષિ ! એમ ના બોલ. તારી સાથે રહેવાના ઘણા દિવસો છે. અરજુનની સામે રણભૂમિમાં જવાનો દિવસ પાછો નહિ આવે."

"નાથ ! આજ મને સોળમો દિવસ છે. ઋતુ ભંગથી થનાર પાપને તમે જાણોછો, માટે આપ ઋતુદાન દઇ પછી રણમાં જાઓ." આમ બોલતાં બોલતાં તે સુંદરી વનમાં લતા જેમ વૃક્ષને વળગી પડે તેમ પોતાના બન્ને કોમળ હાથથી સુધન્વાના ગળામાં વળગી પડી પ્રિયાના બાહુયંત્રમાં સપડાયેલો સુધન્વા ત્યાંથી જવા માટે અશક્ત થયો. હસતાં હસતાં કવચ અને મુકુટ ઉતારી પૃથ્વીપર મૂકી રત્ન જડિત શયનપર તેણે દિવસનું સ્ત્રીગમન કર્યું. પ્રભાવતીએ ગર્ભ ધારણ કર્યો અને સુધન્વા સ્નાનથી પવિત્ર થઇ રથમાં

બેસી સંગ્રામભૂમિ તરફ ચાલતો થયો.

## વિષ્ણુનું સ્મરણ અને ભક્તિ પ્રભાવ.

સુધન્વા પોતાની પ્રિયા પાસે રોકાયો અને રાજાનું સઘળું લશ્કર રણભૂમિમાં જઈ પહોંચ્યું. રણભૂમિમાં ફક્ત સુધન્વાનેજ નહિ જોવાથી હંસધ્વજ પોતા સૈનિકોને કહેવા લાગ્યો કે "દુંદુભિનો શબ્દ સાંભળી સઘળા વીર પુરૂષો અહીં આવેલા દેખાય છે. માત્ર હું સુધન્વાને અહીં દેખતો નથી. શું તે મારી આજ્ઞાને જાણતો નથી? અરે! તે અધમ પુત્રે મારા પ્રયાણ દુંદુભિનું અપમાન કર્યું. મારા સઘળા સ્વારો અને મદોન્મત્ત હાથીઓ પણ આવી પહોંચ્યા. અરે! તે પાછળથી શું કુકર્મમાં રોકાયો. બળવાન યવન યોદ્ધાઓ! જાઓ, હાથમાં મુદ્દગરો લઈ તે દુષ્ટને કેશથી પકડી પૃથ્વીપર પાડી અહીં ઘસડી લાવો અને આ તેલની કડાની પાસે દાખલ કરો."

આજ્ઞા મળતાંજ યવન યોદ્ધાઓ સુધન્વાના રત્ન જડિત મંદિર પાસે આવી પહોંચ્યા. એટલામાં સુધન્વા સામે આવતો તેઓને જોવામાં આવ્યો. તેને વજ્રપાત સરખો હંસધ્વજનો હુકમ સંભળાવવામાં આવ્યો.

યવન યોદ્ધાઓનું બોલવું સાંભળી પોતાના પિતાને કોપ પામેલા જાણી સુધન્વા તરતજ આગળ ચાલ્યો. ત્રણ યોજન વિસ્તારવાળાં અને સમુદ્ર સમાન દુર્ધર્ષ સૈન્યને ગોઠવી અરજુનના જયની આકાંક્ષામાં ઉભેલા ક્રોધાતુર પોતાના પિતા પાસે જઈ તેણે નમન કર્યું. રાજા તરફથી વિલંબનું કારણ પૂછતાં તેણે જવાબ આપ્યો કે "મહારાજ! આપની પુત્રવધૂએ પોતાની પાછળ જલાંજલિ આપનાર પુત્રની યોજના કરી તેથીજ મને પ્રયાણમાં વિલંબ થયો."

"અવસ્ય તું કોઈ મોટો મૂર્ખ દેખાય છે. તેં પોતાની પ્રિયાને પુત્ર આપતાં શ્રીકૃષ્ણના દર્શનમાં વિલંબ કર્યો? તેં આપણા કુળને અભડાવ્યું. એ પુત્રથી તારાં પૂર્વજોને તૃપ્તિ થનાર નથી. તું નથી જાણતો કે અશ્વ રક્ષણને માટે મહા બળવાન અરજુન આવેલો છે. શ્રીકૃષ્ણ હમેશ અરજુનની સાથેજ રહે છે. શ્રીકૃષ્ણને સામે આવેલા સાંભળ્યા છતાં તારૂં મન કામમાં કામનાવાળું થયું? ધિક્કાર છે તારા બળને, વિચારને અને ધર્મને. દૂતો! મારા પુરોહિત પાસે જાઓ અને તેને આ વૃત્તાંતથી વાકેફ કરો. હું તે કહેશે તેમજ કરીશ. મારા જીવિત કે રાજ્યને માટે પણ હું તેઓનું વચન ઉલ્લંઘન કરી શકીશ નહીં."

હંસધ્વજની પ્રેરણાથી સંદેશો લઈ જનાર દૂતોએ શંખ અને લિખિત નામના બન્ને ભાઈઓની પાસે જઈ કહ્યું કે "મહારાજા હંસધ્વજ ધર્મ સંકટમાં આવી પડ્યા છે, તેથી પુછાવે છે કે 'જલાંજલિ આપનાર પુત્રની

ઇચ્છાવાળી પોતાની સ્ત્રીને ઋતુદાન દેવા પાછળ રોકાઇ સુધન્વાએ મારી આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું છે. મહારાજ ! તેમની કઢાઇ તૈયાર રખાવી છે હવે માત્ર આપની આજ્ઞાનીજ વાટ જોવાય છે,"

દૂતોનું વચન સાંભળી લિખિતે જવાબ આપ્યો કે "મારા તરફથી તમો રાજાને કહો કે ભય કે લોભથી જે પુરૂષ પોતાના વચનને સાચું નથી કરતો તે ઘણા કાળ સુધી દારૂણ નર્કમાં રહે છે. મહાબુદ્ધિ હરિશ્ચંદ્ર રાજાએ સત્યના પાલનને માટેજ પોતાનું રાજ્ય વિશ્વામિત્રને આપ્યું અને સ્ત્રી તથા પુત્રનો પણ વિક્રય કર્યો. ભાગીરથીના રમણીય કિનારાપર તે પોતાની પ્રિયાને મારી નાખવા તૈયાર થયો અને કાશીના શ્મશાનની અંદર પોતાના મરી ગયેલ પુત્રના ગાત્રપરથી તેણે વસ્ત્ર ખેંચ્યું. એ સઘળું સત્ય પાળવા માટેજ. પૂર્વે દશરથ રાજાએ કૈકેયીને આપેલ વચન સત્ય કરવા પોતાના પ્રાણપ્રિય પુત્ર રામચંદ્રને પણ વનમાં મોકલ્યા હતા. ત્યારે હંસધ્વજે પ્રથમ જાહેર કરેલું છે કે પુત્ર, પૌત્ર અથવા સહોદર પણ જો મારી આજ્ઞાનો ભંગ કરશે તો હું તેને તપતા તેલમાં નાખીશ. પોતાના પુત્ર સુધન્વાને તે પ્રમાણે શિક્ષા ન કરવાથી તેનું વચન મિથ્યા થશે. રથીઓમાં ઉત્તમ અરજુન અને શ્રીકૃષ્ણથી બેદરકાર બની જે કામાંધીન થઇ ઘેર રહ્યો તેનું રાજા જો અયોગ્ય રીતે પક્ષન કરતો હોય તો અમો બન્ને ભાઇઓ તેના દેશમાંથી નિકળી જઇશું. કારણ કે જ્યાં રાજા સત્યવક્તા નહિં હોય તે દેશમાંજ રહેવું નહિ જોઇએ. તેવા રાજાના સંસર્ગથી બીજા પુરૂષોમાં પણ તેના જેવાજ અસત્ય ભાષણ વિગેરે અવગુણો દાખલ થાય છે. અસત્યવક્તા રાજાના સમીપમાં વસવાથી, તેણે આપેલ આસનપર બેસવાથી, તેણે દીધેલ શયનપર સુવાથી, તેની સાથે વાહનપર બેસી ફરવાથી કે તેની સાથે ભોજન કરવાથી પણ પુરૂષો પાપના ભાગી થાય છે."

આ પ્રમાણે કહી લિખિને પોતાના ભાઇ સંખ સહિત તે પ્રદેશ છોડી ચાલવા માંડ્યું. દૂતોએ આવી રાજાને લિખિતનું બોલવું કહી સંભળાવ્યું અને તે બન્ને ભાઇઓના ત્યાંથી જવાના ખબર પણ આપ્યા, એ ખબર મળતાંજ હંસધ્વજ પોતાના પ્રધાનને પોતાના પુત્રને તપેલ કઢામાં નાખી દેવાનો હુકમ કરી પોતાના પુરોહિતને મનાવવા ગયો. પાછળ પહોંચી લિખિત તથા શંખને નમસ્કાર કરી મનાવી ઠરાવેલ ઠેકાણે તે ? સહિત તે પાછો આવી પહોંચ્યો. ત્યાં સુમતિ પ્રધાને પણ સઘળી તૈયારી કરી રાખી હતી અને તે સુધન્વાને કહેતો હતો કે "મહાબાહુ રાજપુત્ર ! તમને જોઇ મારાં અંતઃકરણમાં અત્યંત કરૂણા થાય છે, પણ હું શું કરૂં ? મારાથી રાજાની આજ્ઞાનું ઉલ્લંઘન થઇ શકતું નથી. તમારે માટે રાજાએ મને અત્યંત

ઉગ્ર આજ્ઞા કરી છે."

"તમે પરવશ છો. તમારે રાજાનો હુકમ અવશ્ય ઉઠાવવોજ જોઇએ પૂર્વે પિતા જમદગ્નિની આજ્ઞાથી પરશુરામે પોતાની માતાનું પણ મસ્તક ઉડાવી દીધું હતું ત્યારે આ શી મોટી વાત છે? જે પવિત્ર ક્રિયાઓ કરવી જોઇએ તે સઘળી હું કરી ચૂકયો છું. હવે મને મરણનો જરા પણ ભય નથી.

એ પ્રમાણે બોલી રહ્યા પછી તરતજ સ્નાનથી શુદ્ધ થયેલ, દિવ્યવસ્ત્રોથી સુશોભિત, વક્ષઃસ્થળપર તુલશીની માળાને ધારણ કરનાર તથા વાસુદેવ ભગવાનનું સ્મરણ કરતા એ સુધન્વાને સુમતિ પ્રધાને તપતા તેલમાં નખાવી દીધો.

અત્યંત તપી જવાને લીધે અંદર ચકરી ખાતાં એ તેલમાં સુધન્વાને નાખવામાં આવ્યો કે તરતજ જરા પણ સંભ્રાંત નહિ બનતાં તે બોલી ઉઠયો કે "હે ગોવિંદ! મારી રક્ષા કરો, રક્ષા કરો. શું આપ મારા બચાવને માટે અહીં નહિ આવો? શું આપ એમ ધારો છો કે પાપિષ્ઠ સુધન્વા પ્રથમ મારી અવગણના કરી કામમાં લુબ્ધ થયો અને હવે સંકટના સમયમાં મારૂં સ્મરણ કરે છે. હું તો એમજ કહું છું કે દુઃખના સમયમાંજ લોકો ભયભીત બની આપનું સ્મરણ કરે છે. સુખના સમયમાં કોઇ પણ આપને યાદ કરતું નથી. દુઃખમય દશામાંજ ઇશ્વરનું સ્મરણ થઇ શકે છે. હે જગત્પતિ! પ્રહ્લાદ, ગજેંદ્ર, ધ્રુવ તથા ગોવાળીયાઓ વિગેરેએ પણ આપત્તિના વખતમાંજ આપનું સ્મરણ કરેલું છે અને આપે તેઓનું આપત્તિના વખતમાંજ રક્ષણ કરેલું છે, અંતકાળ સમયે આપનું ચિંતવન મનુષ્યોને મુક્તિ આપનાર છે. જનાર્દન! જો કે મને આ વખતે આપના સ્મરણથી મુક્તિ તો મળશે પણ આ લોકમાં મારી અપકીર્ત્તિ રહી જશે કે વીર સુધન્વા ખરાબ રીતે મરણ પામ્યો, તે પોતાના બળથી શ્રીકૃષ્ણ તથા અરજુનનેસંતુષ્ટ કરી શકયો નહિ. ગાંડીવ ધનુષમાંથી છૂટેલાં બાણોવડે તેનું ગાત્ર ભેદાયું નહિ. સુધન્વા સમર્થ છતાં તેની ચોરના સરખી ગતિ થઇ. તે, મનવડે શ્રી કૃષ્ણ તથા અરજુનને પણ ધારણ કરી શકયો નહિ અને સૈન્યને પણ મારી શકયો નહિ. આ પ્રમાણે ઘણાં ઘણાં વાકયોથી લોકો મારો ઉપહાસ કરશે. આપ વિના મારૂં રક્ષણ કોણ કરશે? હસ્તિનાપુરની રાજસભામાં દ્રોણ અને ભીષ્મની સમક્ષ લજ્જારૂપ સમુદ્રમાં ડુબતાં દ્રોપદીને પણ વસ્ત્રરૂપ આલંબનથી આપેજ બચાવ્યાં છે"

સુધન્વા આ પ્રમાણે ઇશ્વરનું સ્મરણ કરતો હતો તેવામાં તે તેલ સજ્જનના મન સમાન શીતળ થઇ ગયું, શીતળ જળમાં કમળ જેમ પ્રફુલ્લિત રહે તેમ એ તેલમાં સુંદર નેત્રો અને ચળકતાં કુંડળોવાળું સુધન્વાનું મુખ

પ્રસંગ જોઇ લોકો વિસ્મય પામ્યા. અને દુઃખવડે આંખમાંથી આંસુઓ ખેરવા લાગ્યો કેટલાએક છાતી પીટવા લાગ્યા, કેટલાએક હાહાકાર કરવા લાગ્યા અને કેટલાએક પોતાના હાથ ઉછાળી શોક દર્શાવવા લાગ્યા. કેટલાએક બોલવા લાગ્યા કે "અરે! એ ક્રુર રાજા, સુધન્વાને બદલે આપણનેજ શા માટે અગ્નિમાં નથી નાખી દેતો ? ચાલો આપણે શ્રીકૃષ્ણ તથા અરજુનની પાસે જઇએ."

ઉપર પ્રમાણે સુધન્વા ઇશ્વરનાં પવિત્ર નામનો જપ કરતો હતો અને તે તપેલ તેલની કડામાં જરા પણ વ્યથા પામ્યા વગર ઉભો હતો. તે લિખિત તથા શંખની સાથે ઉભેલા હંસધ્વજના જોવામાં આવ્યો. પાસે ઉભેલો પુરોહિત શંખ બોલી ઉઠ્યો કે "રાજન્! અગ્નિ દેદીપ્યમાન છતાં પણ આ તેલ કેમ તપેલું જણાતું નથી ? અથવા તો તારો પુત્ર કાંઇ ઔષધ કે મંત્ર જાણે છે. અરે દૂતો! એ તેલની અંદર એક નાળિયેર નાખો. એટલે તે તપેલું છે કે કેમ તેની પરીક્ષા થશે" શંખનું અતિ તીવ્ર વચન સાંભળી દૂતો પણ વિહ્વળ બની ગયા પરંતુ ભયને લીધે તેઓએ તરત નાળિયેર લાવી તેના દેખતાંજ તેલમાં નાખ્યું. નાળિયેર તેલમાં પડયું કે તરતજ તે ફાટી તેનું એક કાચલું શંખના કપાળમાં અને બીજું લિખિતના કપાળમાં ચોટયું અને તેલ ઘણાજ વેગથી ઉછળવા લાગ્યું.

આ પ્રમાણે બનવાથી શંખે દૂતોને પૂછ્યું કે "સુધન્વા જ્યારે આ તેલની અંદર નાખવામાં આવ્યો ત્યારે તેણે કાંઇ ઔષધનું મૂળ તો પોતાના શરીરપર બાંધ્યું નહિ હતું ?"

"ના, તેમ કંઇ પણ નહિ હતું. પ્રાણીમાત્ર જેના સ્મરણવડે સંસારના જન્મ મરણરૂપ દુઃખથી મુક્ત થાયછે તે વાસુદેવનું સુધન્વા વારંવાર સ્મરણ કરતો હતો એ અમારા જોવામાં આવ્યું છે."

"અહો! બાળક છતાં આ વખત તેણે વિષ્ણુનું સ્મરણ કર્યું ? મારૂં અંતઃકરણ અતિ કઠિન હોવાથી હું તો ખરેખર ધિક્કારને પાત્ર છું. બાળકને આ પ્રમાણે તપેલ તેલની કડામાં નાખવાના મહા પાપનું પ્રાયશ્ચિત હવે હું મારા મરણથીજ કરીશ." આ પ્રમાણે બોલી શંખે વેગથી એ તેલની કડામાં પડી સુધન્વાને આલિંગન દઇ કહ્યું કે "ક્ષત્રિયવીર! તું ખરો સત્પુરૂષ છે. બ્રાહ્મણને ન ઘટે એવા કર્મવાળો અને લોહ સમાન કઠિન ચિત્તવાળો હુંજ ખરેખર દુષ્ટ છું. જેઓ માધવનું સ્મરણ નથી કરતા તેજ લક્ષ્મીહીન, દુઃખથી મુક્ત અને પશ્ચાતાપની પીડાના પાશને પરાયણ થાય છે. પ્રહલાદની પણ તેણેજ અગ્નિથી રક્ષા કરી હતી. તારા શરીરના સ્પર્શથી મારૂં શરીર પણ પવિત્ર થયું. રાજપુત્ર! હવે તું રાજા, રાજપુત્રો અને સઘળા સૈન્યને પણ

પાવન કર. ઉઠ, બહાર નીકળ અને અરજુનની સાથે સંગ્રામ કરી યશને સ્થિર કર."

શંખ એ પ્રમાણે કહી સુધન્વા સહિત બહાર નિકળ્યો અને તેને હંસધ્વજ પાસે લાવ્યો. હંસધ્વજે પુત્રને હર્ષપૂર્વક આલિંગન દઇ કહ્યું કે "પુત્ર! આજ મે પૂરતી રીતે વાસુદેવનું માહાત્મ્ય જાણ્યું. ઉઠ, મને ફરીથી આલિંગન આપ. રથમાં બેસ અને મારા અતિથિ રૂપ અરજુનના સારથિ શ્રીકૃષ્ણને જો."

## અસહાય અર્જુન અને સુધન્વાનું યુદ્ધ.

સુધન્વાએ રાજા તથા શંખ અને લિખિતને નમસ્કાર કરી તરતજ રત્નથી સુશોભિત, સોનાની ધોંસરીવાળા, મોટી ધજાવાળા, સુંદર પરડાંઓ-વાળા, નાની નાની બારીઓવાળા, સુવર્ણ સમાન વર્ણવાળા ઘોડાની જોડીથી જોડાયેલ અને ઝીણી ઝીણી ઘુઘરીઓના શબ્દથી જાણે નચતો હોય નહિ? એવા પોતાના રથમાં પગ મૂક્યો. એટલે હંસધ્વજનું કાળચક્ર સરખું સૈન્ય અરજુનની સામે ચાલ્યું. વીર પુરૂષોનાં મુખોમાંથી પડેલાં તાંબુલોવડે પૃથ્વી, સંધ્યા વખતે સૂર્યની કાંતિથી જેમ, તેમ અરૂણ રંગવાળી બની ગઇ. વીર પુરૂષોનાં ગાત્રોનો પરસ્પર સંઘર્ષ થવાથી કસ્તુરી તથા ચંદનની સુગંધ ચોતરફ ફેલાઇ રહી. મોતીની માળાઓ ત્રૂટી ત્રૂટીને ધરતીપર પડવા લાગી. વિચિત્ર કવચો અને મુકુટોની કાંતે રણને શોભાવવા લાગી. વાયુ ચંદનની સુગંધને અને પુષ્પોને, દેવ વૃક્ષનાં પુષ્પોને તથા તેની સુગંધને જીતવાની આકાંક્ષાથી હોય નહિ શું? તેમ આકાશમાં લેઇ જવા લાગ્યો. વીર પુરૂષોના મુખમાંથી નિકળતા સુગંધી નિઃશ્વાસોવડે મલયાચલનો વાયુ પરાજય પામવા લાગ્યો. હાથીઓના મદજળના પ્રવાહથી ખાડાઓવાળી થયેલી પૃથ્વી પાછી ઘોડાઓની ખરીઓથી ઉડેલી રજવડે પૂરાઇ જવાથી સરખી સપાટ થઇ ગઇ. રથોના ઘોર શબ્દોથી પ્રખ્યાત મેઘગર્જના પણ મુંગી બની ગઇ. અને પ્યાદલોના ચાલવાથી પૃથ્વી અત્યંત કંપવા લાગી. હંસધ્વજની આજ્ઞાથી તરતજ તેના યોદ્ધાઓએ ધુપ દીપથી પૂજાતા તે અરજુનના ઘોડાને પકડી લીધો. રાજા હંસધ્વજ તે ઘોડાને બન્ને વ્યુહની વચમાં રાખી પોતાના પુત્ર તથા ભાઇઓ સહિત અરજુનની સામે યુદ્ધ કરવા તૈયાર થઇ ઉભો. સુધન્વા, સુરથ, સુમતિ, વીરકેતુ, તીવ્રરથ, શતધન્વા તથા સુમતિ વિગેરે ઘણા ઘણા વીર પુરૂષો અરજુન સામે યુદ્ધ કરવાને આગળ ચાલ્યા, દુંદુભિ, વેણુ. મૃદંગો, શૃંગો, શંખો, નગારાંઓ, ભેરીઓ, ઝાંઝો, તાળો તથા વાંસળીઓ વિગેરેના શબ્દોથી પર્વતો અને સમુદ્રો ગાજી ઉઠયા તથી બીકણ પુરૂષોનાં અંતઃકરણો ફાટી પડવા લાગ્યાં.

હંસધ્વજે પોતાના અશ્વનું હરણ કર્યું એમ અરજુનને ખબર મળવાથી તેણે પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ, યૌવનાશ્વ, અનુશાલ્વ, કૃતવર્મા, સાત્યકિ, સુવેગ, નીલધ્વજ તથા વૃષકેતુ એ સઘળાઓ બળવાન યોદ્ધા છતાં તે બળવાન શત્રુ સામે પોતેજ જવા વિચાર કર્યો.

અરજુનને લડાઇ કરવા તૈયાર થયેલ જોઇ પ્રદ્યુમ્ને કહ્યું કે " મહાભાગ અરજુન ! તમો મારા પિતાનું બોલવું વિસરી ગયા કે કેમ ? તેણે પાંડવોનો સઘળો ભાર મારા હાથમાં સોંપેલો છે. તેને હું કેમ નાશ પામવા દઇશ ? પાર્થ ! આજ સંગ્રામભૂમિમાં આપ મારી ભુજાઓનું બળ જુવો. હંસધ્વજ, સુધન્વા, સુરથ તથા સુમતિ વિગેરેને હું મારા તીક્ષ્ણ બાણોથી તૃપ્ત કરી તેના સૈન્યનો વિનાશ કરીશ. "

આ વખત ઉદારબુદ્ધિ વૃષકેતુથી ચુપ બેસી રહેવાયું નહિ. તેથી તેણે પ્રદ્યુમ્નને કહ્યું કે "તમારૂં વચન યોગ્ય નથી. એ સૈન્ય શા હિસાબમાં છે કે પ્રલય અને ઉત્પત્તિ કરવામાં સમર્થ તમે ત્યાં જવાનો વિચાર કરોછો ? મોઢાના પવનથીજ દૂર ઉડી શકે તેવા પદાર્થની સામે પ્રચંડ પવનની પ્રેરણા કોણ કરે ? પાંપણના પ્રહારથીજ પરાભવ પામી જાય તેને માટે સર્પોના શત્રુ ગરૂડની પાંખની કોણ આકાંક્ષા કરે ? જળના થોડા ઘણા છાંટાઓ પડવાથીજ જે રજ શમી જાય તેનાપર વરૂણદેવ પોતેજ ક્રોધ કરીને ચડે એ કેવું કહેવાય ? તમે મને આજ્ઞા કરો તો શું હું ઘોડાને લાવી શકું તેમ નથી ? યમનાં દૂતોએ બાંધેલા કોઈ હરિ ભક્તિને જેમ વિષ્ણુના દૂત છોડાવવા શક્તિમાન છે. તેમ હું પણ સંગ્રામમાં જઇ શત્રુના હાથથી ઘોડાને છોડાવવા શક્તિમાન છું. પાર્થ ? જુઓ, હું તમારા શત્રુઓની સામે જાઉંછું."

અરજુને અટકાવવા છતાં પણ વૃષકેતુએ હંસધ્વજના સૈન્ય તરફ વધી શંખનાદ કર્યો. સુંદર પતાકાવાળા અને ગર્જના કરતા અતિ વિચિત્ર રથમાં જોડેલા તેતર સરખી કાંતિવાળા પોતાના ઘોડાઓને તેણે દારૂણ પદ્મવ્યુહ તરફ ચલાવવા આજ્ઞા કરી કે સારથિએ તરતજ રેન ઉગામી ઘોડાઓને તે તરફ વેગથી હાંક્યા,

વૃષકેતુને સામે આવતો જોઇ સુધન્વાએ વિચાર કર્યો કે પદ્મવ્યૂહને નહિ ગણકારતાં લીલા માત્રથી ચાલ્યો આવતો આ વીરપુરૂષ અરજુન તો નહિ હોય ? આ ધ્વજામાં વૃષનું ચિન્હ છે. ધનંજય (અરજુન અને અગ્નિ) થીતો આસપાસના ભૂભ્રુતો (રાજાઓ અને પર્વતો) સળગી ગયા વગર રહે નહિ. આ કોઇ બીજો પરાક્રમી વીર પોતેજ એકલોજ ઘણાઓના અનાદર કરી સામે ચાલ્યો આવેછે." એમ વિચારી તે બોલ્યો કે "સારથિ ! મારા રથને તેની સામે ચલાવ.

તીવ્ર પરાક્રમી બન્ને કુમારો સામસામે થતાં સુધન્વાએ હસતાં હસતાં વૃષકેતુને પૂછ્યું કે "સુવ્રત ! તું કોણ, કોનો પુત્ર અને તારૂં નામ શું ?"

"તું જેને પોતાના બાણજાળથી ઢાંકી દેવા તૈયાર થયો તે (સૂર્ય)મારા પિતામહ થાયછે. ઉદાર પુરૂષોમાં અગ્રણી, ધીર અને યુદ્ધમાં વીર ગણાઇ ગયેલ કર્ણ મારા પિતા થાય. મારૂં નામ વૃષકેતુ છે. હું કશ્યપ કુળમાં ઉત્પન્ન થયેલું. પણ કહે કે તું કોણ છે અને તારૂં નામ શું છે ?

"હંસધ્વજનો સુધન્વા નામનો પુત્ર છું. મધુચ્છંદ નામના મુનિ અમારા વંશના મૂળ પુરૂષ છે. તારો પૂર્વજ સૂર્ય જેમ અંધકારનો નાશ કરે છે તેમ તું પણ શત્રુ સૈન્યનો વિનાશ કરી બતાવ. પૌરૂષ વગરના મંદ પુરૂષોજ પોતાનાં વખાણ કરવા મંડી જાય છે."

"તરતમાંજ હું તને મારૂં બળ બતાવું છું. આ તીક્ષ્ણ ધારવાળા મારાં તેજસ્વી નારાચ બાણો સંગ્રામમાં તુરતજ તારા સૈન્યની અંદર પ્રવેશ કરશે મારૂં વચન કદીપણ ખોટું થશે નહિ." આમ બોલતાં બોલતાં વૃષકેતુએ બાણની વૃષ્ટિથી સૈન્યસહિત સુધન્વાને ઢાંકી દઇ મોટો સિંહનાદ કર્યો. વૃષકેતુનાં બાણો હાથી, ઘોડા અને પ્યાદલોનાં શરીરમાં પ્રવેશ કરી કરીને તેઓનાં જીવિત લેવા લાગ્યાં રથીઓના સમૂહનું પાલન કરતા સુધન્વાને તેણે સઘળી રીતે વીંધી નાખ્યો, હંસધ્વજનું સૈન્ય બાણોથી ઢંકાઇ જવાને લીધે તદ્દન દેખાતું બંધ થયું. પાંચ બાણવડે સુધન્વાના ઘોડા, સારથિ તથા ધ્વજાને પણ વીંધી, વળી પણ સર્પના દેખાતા ભયંકર તીક્ષ્ણ બાણોથી તેણે સઘળા સૈન્યને વીંટી લીધું સેંકડો પ્રકારે સૈન્યને પાડી દીધું. છત્રો, ચામરો ધ્વજાઓ અને વાદિત્રોને કાપી નાંખ્યાં. જકડેલ આયુધોવાળી તથા અલંકારોથી સુશોભિત હાથીની સુંઢ સરખી વીર પુરૂષોની ભુજાઓ તથા મસ્તકો રણભૂમિને આચ્છદિત કરી મૂકી, પોતાના સૈન્યને આ પ્રમાણે છિન્ન ભિન્ન થયેલું જોઇ મનમાં શત્રુનાં પ્રરાક્રમનાં વખાણ કરતો કરતો સુધન્વા બીજા રથમાં બેઠો. તેણે તરતજ ઘણા ક્રોધથી તેના ઘોડા સારથિ તથા ધ્વજાનો નાશ કરી પાંચ બાણવડે વૃષકેતુને વીંધી નાંખ્યો અને બીજાં પાંચ બાણોથી બાણાં સહિત તેનાં ધનુષને છેદી નાંખ્યું. વૃષકેતુ મૂર્છા ખાઇ નીચે પડી ગયો. જરાવાર પછી સંજ્ઞા આવતાં તેણે પોતાને શત્રુના સૈન્યથી ચોતરફ ઘેરાયલો દીઠો. રથ વગરનો છતાં વૃષકેતુ ક્રોધથી દૃઢ દોરીવાળું ધનુષ લઇ તેમાં સુવર્ણથી સુશોભિત બાણો ચડાવી ચડાવીને ફેંકવા લાગ્યો. જોકે પોતાનું શરીર બાણોથી ભેદાઇ ગયું હતું તોપણ સ્વરથની માફક થોડી વારમાં તેણે શત્રુના સૈન્યના મોટા ભાગને જીવિત રહિત કર્યો. હંસધ્વજના યોદ્ધાઓ પણ તેને ચોતરફથી વીંટીવળી સાંગ, ભાલાં, મુદ્ગર તથા ભયંકર તરવારોથી

ઘાયલ કરવા લાગ્યા. ગદા, ભોગળ, ત્રિશૂળ વિગેરે ઘોર આયુધોથી પોતાના શરીરને પીડા થતી જોઇ તે શ્રીકૃષ્ણનું સ્મરણ કરવા લાગ્યો. તેટલામાં એક સારથિ રથને જોડી તેની પાંસે હાજર થયો. તરતજ તે, તે રથમાં બેસી તીક્ષ્ણ બાણોથી સુધન્વાને પીડવા લાગ્યો. બાણની વૃષ્ટિથી સૈન્યને પીડવા માંડયું. પણ સુધન્વાએ અત્યંત ક્રોધ કરી પાંચ બાણોથી વૃષકેતુનું વક્ષ:સ્થળ વીંધી તેને મૂર્છિત કરી દીધો. વૃષકેતુને મૂર્છા પામેલો જોઇ તેનો સારથિ રથને રણભૂમિથી દૂર લઇ ગયો.

વૃષકેતુ રણભૂમિમાંથી દૂર થયો એટલે "ઉભો રહે, ઉભો રહે" એમ બોલતાં બોલતાં પ્રદ્યુમ્ન સુધન્વાની સામે થયો. અને જરાવારમાં તેણે તેના સારથિ તથા ઘોડાઓને યમલોકમાં મોકલી દીધા. ત્રણ બાણથી તેના રથને તોડી નાખ્યો અને એક બાણવડે ધનુષને પણ કાપી નાંખ્યું. પ્રદ્યુમ્નને યુદ્ધમાં અત્યંત બળવાન જાણી સુધન્વાએ રોષથી ધનુષમાં અદ્‌ભુત બાણોનું સંધાન કરી તેના રથના ઘોડાઓને મારી ધ્વજ તથા ધોંસરીને કાપી નાખી ધનુષના પણ કટકા કરી તેના સારથિનું મસ્તક પણ ઉડાવી દીધું. છેવટ ત્રણ બાણથી પ્રદ્યુમ્નને વીંધી સુધન્વાએ મોટો સિંહનાદ કર્યો. મહા ચતુર એ બન્ને બળવાન વીરો જરાજરાવારમાં આકાશમાં યુદ્ધ કરવા લાગ્યા. બન્નેનાં શરીર રૂધિરથી ખરડાઇ ગયાં. જરાજરાવારમાં બન્ને પરસ્પરનાં બાણના પ્રહારથી મૂર્છા ખાઇ પડી જવા લાગ્યા.

પ્રદ્યુમ્નની સાથે યુદ્ધ કરતાં કરતાં સુધન્વા કૃતવર્માની સામે થયો. પ્રથમ સુધન્વાનાં બાણો નિષ્ફળ થયાં. કૃતવર્માએ સુધન્વાના વિશાળ વક્ષ:સ્થળને ચીરી નાખ્યું. એટલે સુધન્વાએ અત્યંત ક્રોધ કરી કૃતવર્માના સારથિને મારી તેને વિરથ કરી નાખ્યો. બાણોથી પીડાયેલો તે વીર રણભૂમિ છોડી દૂર નિકળી ગયો.

કૃતવર્મા યુદ્ધમાંથી નિકળી જતાં વીર અનુશાલ્વ સુધન્વાની સામે થયો, સામે થઇ તેણે એક પ્રદીપ્ત બાણ સુધન્વા પર ફેંક્યુ તે બાણને કાપવાનો પ્રયત્ન કરવા છતાં પણ તે તેની છાતીમાં પેઠું. સુધન્વા મૂર્છા ખાઇ નીચે પડયો. અનુશાલ્વે સિંહનાદ કર્યો. જરાવારમાં સંજ્ઞા પ્રાપ્ત થતાં સુધન્વાએ એક બાણથી અનુશાલ્વને પૃથ્વીપર પાડી દીધો અને શત્રુ સૈન્યને બાણોથી વિહ્વળ કરી દીધું. હાથીઓના સમૂહનું ભેદન કરી પૃથ્વીને રૂધિર પ્રવાહવાળી તથા માંસના કીચવાળી બનાવી દીધી. શરીરથી જુદાં પડેલાં હાથીઓનાં કુંભસ્થળોની સાથે ઘોડાઓનાં મસ્તકો અથડાવા લાગ્યાં. સ્વાર રહિત થયેલા ઘોડા બાણોની પીડાથી આમતેમ દોડવા લાગ્યા. પુરૂષો, ઘોડાઓ, હાથીઓ, ઉંટો તથા ગધેડાઓનાં રૂધિર સાથે મળવાથી રણભૂમિનો દેખાવ વિચિત્ર

જણાવા લાગ્યો.

આ પ્રમાણે અરજુનના સૈન્યમાં મોટું ભંગાણ પડવાથી સાત્યકિ શત્રુના સૈન્ય સામે ચાલ્યો. બન્ને વીર પરસ્પર લડતાં રથ વિનાના થયા. બન્ને યોદ્ધાઓનાં બાણોથી આકાશ છવાઇ ગયું. સુધન્વાએ એક સાંગના પ્રહારથી સાત્યકિને બેભાન કરી પાડી દીધો. સાત્યકીને મૂર્છા પામેલો જોઇ સૈન્યમાં હાહાકાર થઈ ગયો, ભય ફેલાઈ રહ્યો અને ભાગનાસ થવા લાગી.

પોતાના સૈન્યને છિન્ન ભિન્ન જોઇ અરજુને પોતે "ઉભો રહે, ઉભો રહે" એમ બોલતાં બોલતાં સુધન્વાની સામે આવી કહ્યું કે "વીર! તેં તારૂં અદ્ભુત પરાક્રમ દર્શાવ્યું. મેં ભીષ્મ, દ્રોણ, કર્ણ, તેમજ કાલખંજ વિગેરે દૈત્યો તથા સાક્ષાત્ શંકર સાથે પણ યુદ્ધ કરેલું છે. પણ આ વખતે તને જોવાથી મને કોઈ પણ ઠેકાણે ન થયેલો વિસ્મય થાય છે."

"પાંડવ! તેં વિસ્મય વગર જ્યાં જ્યાં વિજય મેળવ્યો છે ત્યાં ત્યાં તારૂં હિત કરનાર શ્રીકૃષ્ણ તારી સાથેજ હતા. પણ આજ તું અહીં શ્રીકૃષ્ણ રહિત છો. તેથી હું તને પૂછું છું કે તું આ મારી સાથે યુદ્ધ કરવાને સમર્થ છો કે નહિ? આજ તારા ઘોડાને બાંધી મહારાજ સંસધ્વજ યથાવિધિ અશ્વમેધ યજ્ઞ કરશે. ભલે આજ તારા અને મારા સંગ્રામને સઘળા દેવતાઓ જુવે. કદાચ તારી મદદે શ્રીકૃષ્ણ આવી પહોંચશે તો હું તેને પણ જીતીશ."

સુધન્વાનાં વચન સાંભળી અરજુનને અતિ ક્રોધ ચડયો. તેણે એકસો બાણ સાંધી તેનાપર ફેંક્યાં, પણ સુધન્વાએ તે બાણોને હસતાં હસતાં કાપી નાખી દશ બાણથી અરજુનને વીંધ્યો અને અનુક્રમે એક, સો હજાર, દશ હજાર અને લાખો બાણોથી અરજુનને ઢાંકી દીધો. અરજુને ક્રોધથી પોતાનાં ગલોફાં ચાટતાં ચાટતાં તેનાં સઘળા બાણોનાં તલ તલ જેવડા કટકા કરી આગ્નેયાસ્ત્ર છોડયું. બાણની વૃષ્ટિ થઇ રહી. આકાશમાર્ગ બંધ થયો, અંધકારથી ત્રણે લોક ઘેરાઇ ગયા, અને સુધન્વાનું સૈન્ય બળવા લાગ્યું. પોતાના સૈન્યને દાહ પામતું જોઇ સુધન્વાએ વરૂણાસ્ત્રના પ્રયોગથી અગ્નિને શાંત કર્યો. આકાશમાં વાદળાંઓ થયાં અને જળના પૂરમાં પાંડવોનું સૈન્ય તણાવા લાગ્યું. શિલાઓની વૃષ્ટીથી અરજુનનું સૈન્ય પીડાવા લાગ્યું. ચાતક અને મયૂરોને મોટો આનંદ થયો. ચામડાં પલળી જવાને લીધે વાદિત્રોનો અવાજ બંધ પડયો. સુવર્ણ અને ચંપક સરખી કાંતિવાળા વીર પુરૂષોનાં શરીરપર કોમળ વિચિત્ર વસ્ત્રો ચોટી જવા લાગ્યાં. પાણી પડવાથી ચામરો, ચર્મો અને હાથીઓનાં કુંભસ્થળો શોભા રહિત થયાં. પુંખ ચોટી જવાથી બાણો નિષ્ફળ થવા લાગ્યાં. સુધન્વાનું પરાક્રમ સહન ન થવાથી અરજુને

વાયવ્યાસ્ત્રનો પ્રયોગ કર્યો. વાયુથી વાદળાંઓ વીંખાઇ ગયાં, ધ્વજાઓ પડવા લાગી અને હાથીઓ, ઘોડાઓ, ઉંટો તથા પુરૂષો આમતેમ લથડી પડવા લાગ્યા. આવા વખતમાં સુધન્વાએ અરજુનને ઘણાં બાણોથી પીડા કરી ધનુષને પણ કાપી નાખી તેના સારથિને યમલોકમાં મોકલી દીધો અને કહ્યુ કે અરે અરજુન! શ્રીકૃષ્ણને છોડી એ પ્રાકૃત સારથિ ક્યાંથી લાવ્યો ? તું બાણોથી વીંટાઇ ગયો છે. તારૂં પરાક્રમ ક્યાં ગયુ ! હવે તારા ખરા સારથિ શ્રીકૃષ્ણનું સ્મરણ કરવાનો વખત આવ્યો છે.

## અર્જુનથી યુદ્ધમાં સુધન્વા પડયો.

સુધન્વાના વાક્યબાણથી વીંધાયેલા અરજુને શ્રીકૃષ્ણનું સ્મરણ કરી સારથિ અને મહારથિ એ બન્નેનાં કામ પોતેજ કરવા માંડયાં. તેટલામાં "અરજુન! ઘોડાની રેન છોડી દે" એમ બોલતા શ્રીકૃષ્ણ તેના રથપર ચડી બેઠા. અરજુને અત્યંત આશ્ચર્ય પામી તેને નમન કર્યું અને સાવધાનચિત્તથી સુધન્વાની સામે ભયંકર બાણો મૂકવા માંડયાં. એટલે સુધન્વાએ અર્જુનને કહ્યું કે "અર્જુન! હવે શ્રીકૃષ્ણરૂપ સારથિની સહાયતાથી મારો પરાજય કરવાની પ્રતિજ્ઞા કર. હું આજ મારા પરાક્રમથી તને તથા આખા જગતને પણ પૂર્ણ તૃપ્ત કરીશ."

"હું ત્રણ બાણવડેજ તારા રમણીય મસ્તકને ધડથી જૂદું કરીશ. જો તેમ કરવામાં હું નિષ્ફળ થાઉં તો મારા પૂર્વજો પુણ્યહીન થઇ નરકમાં પડજો. હવે તું શું પ્રતિજ્ઞા કરેછે તે કહે."

"તારાં ત્રણે બાણને શ્રીકૃષ્ણની સમક્ષ જો હું ન તોડી પાડું તો મારી દુષ્ટ ગતિ થજો." એમ બોલતાં બોલતાં સુધન્વાએ એકસો બાણોથી શ્રીકૃષ્ણને વક્ષઃસ્થળમાં વીંધી શ્રીકૃષ્ણ તથા અર્જુન સહિત રથને ઘટમાળની પેઠે ભમાવી દીધો. બીજાં દશ બાણોથી અર્જુનને પણ સઘળી બાજુથી વીંધી નાખ્યો.

"અર્જુન! વીર સુધન્વાનું પરાક્રમ જો. તેં ત્રણ બાણથી તેનો વધ કરવાની પ્રતિજ્ઞા કરી એ મોટું સાહસ કર્યું છે. જયદ્રથનો વધ કરવામાં પડેલાં સંકટો તું વિસરી ગયો હોય એમ જણાય છે. સુધન્વા એક પત્નિવ્રતથી યુક્ત છે, જે વ્રત તારાથી તેમ મારાથી થવું પણ મુશ્કેલ છે. હું આજ આપણાપર મોટું સંકટ આવી પડેલ સમજું છું."

શ્રીકૃષ્ણ અર્જુનને એ પ્રમાણે કહેતા હતા તેટલામાં તેણે ગાંડીવ ધનુષમાં કાલાગ્નિ સમાન એક તેજસ્વી બાણ સાંધી સુધન્વાની સામે છોડ્યું. આ વખતનું યુદ્ધ જોવાને માટે દેવતાઓ તથા અપ્સરાઓ વિગેરે દિવ્ય અલંકારોથી સુશોભિત થઇ વિમાનોમાં બેસી બેસી આકાશ માર્ગે આવ્યા

લાગ્યાં. અર્જુનના બાણુને સામે આવેલું જોઇ સુધન્વાએ એક અર્ધચંદ્રાકાર બાણથી તે બાણુના કટકા કરી તેને નીચે પાડી નાખ્યું. દેવતાઓ સહિત સઘળું ત્રૈલોક્ય વિસ્મય પામ્યું. અર્જુને તરતજ બીજું બાણ સાંધ્યું અને શ્રીકૃષ્ણે સમગ્ર પૃથ્વીના દાનના પુણ્યથી તેને વિશેષ દૃઢ કર્યું.

"વીર ધનંજય! આજ મારી પ્રતિજ્ઞા સાંભળ. જો હું આ તારા બાણુના બે કટકા ન કરૂં તો અરૂંધતી સહિત વસિષ્ઠને મારવા જેટલું પાપ મને થજો."

સુધન્વાનાં વચનોથી નેત્રોમાં ક્રોધ લાવી અર્જુને સૂર્યમંડળ સમાન તેજસ્વી બાણુને પોતાના ધનુષમાંથી છોડ્યું. "આ તે શું થશે? એ બન્નેમાંથી કોણ જીતશે?" એમ આકાશમાં ઉભેલા દેવતાઓ અને પૃથ્વીપર ઉભેલાં માણસો બોલવા લાગ્યાં. મહાબળવાન સુધન્વાએ ઘણી ઝડપથી અર્જુનના એ બીજા બાણુને પણ વચમાંથી કાપી નાખી પોતાના પિતા તથા સૈન્યના હર્ષનાદની સાથે મોટો શંખનાદ કર્યો. અર્જુનનું બાણ કપાઇ નીચે પડતાં પૃથ્વી કંપિત થઇ ગઇ.

બીજું પણ બાણ નિષ્ફળ થવાથી અરજુને અસંત ક્રોધ કરી ત્રીજું બાણ સાંધ્યું. એટલે શ્રીકૃષ્ણે બાણુના સમગ્ર અંગમાં સમગ્ર દેવતાઓનું સ્થાપન કરી મૂળમાં બ્રહ્મા તથા મધ્યમાં કાળનું સ્થાપન કર્યું. અને અગ્ર ભાગમાં પોતાની શક્તિ મૂકી. તેણે રામાવતારનું સઘળું પુણ્ય અર્પણ કરી બાણુને દૃઢ કર્યું. અરજુને ગાંડીવ ધનુષમાંથી એ બાણ છોડ્યું કે મોટો હાહાકાર શબ્દ થઇ રહ્યો. આકાશમાં દેવતાઓ તથા પૃથ્વીમાં મનુષ્યો ભયભીત બન્યાં. એ બાણુના ઘોર શબ્દથી સર્વ વાદિત્રોના શબ્દો ઢંકાઇ ગયા, ધરતિકંપ થયો અને સુધન્વા પણ જરા મુંઝાઇ ગયો.

"અરજુન! હમણાં હું તારા એ બાણુને કાપી નાખું છું. શંકર આદિ દેવતાઓ ભલે તેનું રક્ષણ કરવા આવે જો હું એ બાણુને ન કાપું તો પિતા હંસધ્વજ, માતા તથા મારી સ્ત્રી ઘણી લજ્જા પામે." એમ બોલતાં સુધન્વાએ અપાર બળથી અરજુનના તે બાણુને વચમાંથી કાપી નાખ્યું. બાણુનો અરધો ભાગ પૃથ્વીપર આવી પડ્યો અને મોટો હાહાકાર થઇ ગયો. સુધન્વાએ પોતાની ખભી ઠોકી મોટો શબ્દ કર્યો. આ વખતમાં બાણુના બીજા અરધા ઉપરના કટકાએ ઉડી સુધન્વાનું રમણીય મસ્તક ઉડાવી દીધું.

મસ્તક ઉડી જવાથી બાકી રહેલ ધડ વેગ પૂર્વક સંગ્રામમાં ભમવા લાગ્યું. હાથી, ઘોડા, રથ વિગેરે જે જે તેના હાથમાં આવ્યું તેનો વિનાશ કરી તેણે અરજુનના સૈન્યમાં ભારે ભય ફેલાવી દીધો.

પુત્રના મસ્તકને પાસે પડેલું જોઇ હંસધ્વજ વિલાપ કરવા લાગ્યો કે

"અરે પુત્ર ! કેમ બોલતો નથી ? શું તું મને નથી ઓળખતો ? હું તારો પિતા છું. તું કેમ રીસાણો છે ? મેં તો પુત્ર સ્નેહનો ત્યાગ કર્યો હતો. શું તું તેનું વેર વાળવા પિતા સ્નેહનો ત્યાગ કરે છે ? યુદ્ધમાં શ્રીકૃષ્ણ અને અરજુનને સંપૂર્ણ સંતોષ પમાડી તેં તારી પ્રતિજ્ઞા સફળ કરી. ઉભો થા, અરજુનના અશ્વનું બળાત્કારથી હરણ કર, પ્રદ્યુમ્ન આદિ પરાક્રમી વીરોની સાથે યુદ્ધ કર."

પિતા હંસધ્વજની સાંત્વના કરતાં કરતાં સુરથે કહ્યું કે "તાત ! ચિંતા નહિ કરો. આજ શ્રીકૃષ્ણ અને અરજુનની સાથે મારૂં યુદ્ધ સર્વ સૈનિકો જોશે. મારા ભાઇ સુધન્વાને પાડનાર એ બન્ને વીરને હું અવશ્ય પાડીશ."

જે વખત સુર અરજુનની સાથે લડવા તૈયાર થયો તે વખત શ્રીકૃષ્ણે અરજુનને કહ્યું કે "પાર્થ ! આજના મહા સંગ્રામમાં તારે સુરથની સામે લડવું નહિ. મહા બળવાન સુરથે આ વખત ભાઇના દુઃખથી અત્યંત તપ્ત થયેલો છે. જો આજ તું તેની સાથે લડશે તો અનર્થ થશે. ભલે બીજા વીરપુરૂષો તેની સાથે યુદ્ધ કરે. કારણ કે જ્યારે એ સુરથ સંગ્રામમાં ઉભો રહે છે. ત્યારે બ્રહ્માને પણ પોતાની વર્તમાન સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ચિંતા રહે છે. સુરથના બળના પ્રમાણમાં તારૂં બળ ઘણું થોડું છે. એને સંગ્રામમાં પાડવાનો કોઇ પણ ઉપાય નથી. મારૂં સઘળું પુણ્ય દઇ સુધન્વાને તો માંડ માંડ પાડયો. જેનું દુષ્કૃત અલ્પ હોય, અને સુકૃત ઘણું હોય તેને સંગ્રામમાં વિજયરૂપ સિદ્ધિ મળે છે. એ સુરથના શરીરમાં તો કેવળ સુકૃતજ છે. આજ તારે મારી સલાહ, અવશ્ય માનવી જોઇએ. પ્રદ્યુમ્ન આદિ ઘણા યોદ્ધાઓ સાથે રહી સંગ્રામમાં સુરથને પાડશે."

ઉપર પ્રમાણે અરજુનને ઘણી રીતે સમજાવી શ્રીકૃષ્ણ અરજુનના રથને હાંકી યુદ્ધભૂમિથી ત્રણ યોજન દૂર લઈ ગયા.

### વીર સુરથનો અર્જુનથી વિનાશ.

શ્રીકૃષ્ણની આજ્ઞા પ્રમાણે સર્વ યોદ્ધાઓ યુદ્ધ માટે તૈયાર થયા. ક્રોપ પામેલો સુરથ પોતાના ભાઇને મારનાર અર્જુનને શોધવા લાગ્યો. પણ અર્જુન ક્યાંય પણ જોવામાં નહીં આવતાં તે બોલવા લાગ્યો કે "સુધન્વાના શત્રુને હું રણભૂમિમાં દેખતો નથી. અરે ! આ દયા પાત્ર બાળકોની સાથે મારે શી રીતે યુદ્ધ કરવું ? અપરાધી તો કૃષ્ણ અને અર્જુન એ બન્નેજ છે. તે પાતાળ કે અંતરિક્ષમાં હશે તોપણ મારા સપાટામાંથી ક્યાં છુટનાર છે. અરે સૈનિકો ! હું તમારા મધ્યમાં કૃષ્ણ અને પાંડવને દેખતો નથી તેનું શું કારણ ? તેઓ ક્યાં ગયા ?"

"બીકણ પ્રાકૃત પુરૂષની પેઠે તું શું બકયા કરેછે ? તારી સામે ઉભે-

લાઓની સાથે યુદ્ધ કર્યા પછીજ તું શ્રીકૃષ્ણ તથા અર્જુનને દેખીશ" આમ બોલતાં બોલતાં તે સઘળા યોદ્ધાઓએ સુરથને ઘેરી લીધો. સુરથ તેઓની સામે યુદ્ધ કરવા લાગ્યો. વીર પુરૂષો પડવા લાગ્યા, કેટલાએક છિન્ન ભિન્ન થઇ ગયા, કેટલાએકનાં મસ્તકો ગદાઓથી ફૂટી ગયાં અને હાથી, રથ તથા ઘોડાઓ વિગેરેનો જબરો વિનાશ થયો. જરાવારમાં અર્જુનના સૈન્યમાં મોટો હાહાકાર વર્ત્તાવી ત્રણ યોજનપર જ્યાં અર્જુન તથા શ્રીકૃષ્ણ હતા ત્યાં સૈન્યનું ભેદન કરતો કરતો સુરથ આવી પહોંચ્યો. તેણે અર્જુનની સામે થઇ પૃથ્વી તથા અંતરીક્ષને ભેદી નાખે એવો શંખનાદ તથા સિંહનાદ કર્યો અને હાથમાં ધનુષ ઉપાડી કહ્યું કે "પાર્થ! ઉભો રહે, મારી સાથે યુદ્ધ કર. કૃષ્ણ! હવે અર્જુનને બચાવજો. તમે તમારૂં સઘળું પુણ્ય આપી મારા ભાઇ સુધન્વાને પાડયો એતો તમે કેવળ બાળ ચેષ્ટાજ કરી. વાજબી તપાસવાં તેમાં તમોને પોતાનેજ હાનિ થઇછે. જેમ કોઇ બાળક બદરીફળ (બોર) ના બદલામાં મુક્તાફળ આપે તેમ તમે સુધન્વાના નાશ માટે પોતાના પુણ્યનો વ્યય કર્યો. ખરેખર તમે તેમાંતો ગોપાળપણુંજ બતાવી આપ્યું. અરે! મારો બંધુ સુધન્વા ક્યાં ગયો? આજ અર્જુનને પાસે ઉભેલો જોઇ મને ઘણો હર્ષ થાય છે." આમ બોલતાં બોલતાં તેણે તે બન્ને વીરોને બાણ જાળથી ઢાંકી દીધા. ઉભો રહે, ઉભો રહે એમ બોલી અર્જુને પણ તેને હજારો બાણોથી વીંધી નાખ્યો. તેનું ધનુષ કાપી ધ્વજને પણ કાપી નાખ્યો અને રથના પણ અત્યંત સૂક્ષ્મ કટકા કરી નાખ્યા, આ વખત સુરથે પણ પોતાનું અત્યંત પરાક્રમ બતાવવા માંડયું. તે જોઇ શ્રીકૃષ્ણ બોલ્યા કે "અર્જુન! કેવું યુદ્ધ કરેછે? તેનું ધૈર્ય જો. હું ધારૂં છું કે સુધન્વાના વિયોગથી તે આજ આપણા સઘળા સૈન્યનો નાશ કરશે. આપણે તેને છોડીને અહીં આવ્યા પરંતુ તે આપણને છોડતો નથી. જો, તેના બાણોથી આખું જગત્ વ્યાપ્ત થઇ ગયું, હજુ સુધી તેનું પરાક્રમ જરાં પણ શિથિલ થયું નથી."

"કેશવ! હું આપની કૃપાથી આપની સમક્ષજ તેને મારીશ." એમ બોલતાં બોલતાં અર્જુને એકસો બાણોથી સુરથના રથને ભેદી નાખ્યો. સુરથનો રથ આકાશમાં ગયો. સુરથે ત્યાંથી પણ બાણોવડે અર્જુનને વીંધવા માંડયો અને કહ્યું કે "અર્જુન! હું હવે તારા રથને ભેદી નાખુંછું. તુ તેનો બચાવ કરજે."

સુરથના પ્રહારથી અર્જુનનો રથ પૃથ્વીમાં ભમવા લાગ્યો. શ્રીકૃષ્ણ ક્રોધથી રથપર ભાર દઇ તેને અટકાવવા લાગ્યા તોપણ રથ એક ઠેકાણે સ્થિર રહી શક્યો નહિ. આ વખત અર્જુને અપાર ક્રોધ કરી તેના દિવ્ય

રથને ઘોડાઓ, સારથિ તથા ધ્વજા સહિત કાપી સુરથને વિરથ કરી નાં-ખ્યો. સુરથે બીજા રથમાં બેસી શ્રીકૃષ્ણના ભારથી પૃથ્વીમાં પેસી ગયેલ અર્જુનના રથને પોતાનાં બાણોથી બહાર કહાડી કહ્યું કે "પાર્થ ! બોલ, તારા રથને આ સંગ્રામમાંથી ક્યાં નાંખુ ? કહે તો સમુદ્રમાં, કહેતો મેરૂ પર્વતપર અને કહેતો તારા હસ્તિનાપુરમાં પહોંચાડી દઉં" સુરથ આ પ્રે-માણે બોલેછે તેટલામાં અર્જુને પાંચ બાણોથી તેને ઉગ્ર પ્રહાર કર્યો, એટલે તે મૂર્છા ખાઇ નીચે પડી ગયો. જરાવારમાં બીજા રથની અંદર બેસી સામે થયો. ક્રોધથી રક્ત નેત્રોવાળા બન્ને વીર પુરૂષો સામ સામે યુદ્ધ કરવા લાગ્યા. સુરથે બાણની વૃષ્ટિથી અર્જુને પણ તેવીજ રીતે તેને ઢાંકી દીધો. ક્રોધ. પામેલા અર્જુને સુરથના એકસો આઠ રથ ઉપરા ઉપર ભાંગી નાંખ્યા, સુ-રથે અરજુનના ધનુષની દોરી કાપી નાખી. અરજુને તરતજ ધનુષમાં બીજી દોરી ચડાવી એક અર્ધ ચંદ્રાકાર બાણથી તે રાજપુત્રની ભુજાના મૂળમાં પ્રહાર કર્યો એટલે તેનો જમણો હાથ સઘળા અલંકારો સહિત કપાઇ નીચે આવી પડયો. જમણો હાથ કપાઇ જવાથી સુરથે ડાબા હાથમાં મોટી ગદા લઇ અરજુના ઘોડાઓ તથા શ્રીકૃષ્ણને પણ ઉગ્ર પ્રહાર કર્યો તથા એક હજાર હાથી, બે હજાર રથ અને દશ હજાર ઘોડાઓને મારી નાખ્યા. "અરજુન ! ઉભો રહે, કૃષ્ણ ! ઉભો રહે." એમ બોલતાં બોલતાં અને ઘણા વેગથી આમ તેમ દોડતા દોડતા, તેણે પોતાના ડાબા હાથથી ગદા-વડે દશ હજાર યોદ્ધાઓને મારી નાખ્યા. પણ તેટલામાં અરજુને ગદા સહિત તેનો ડાબો હાથ પણ કાપી નાખ્યો. બન્ને હાથ કપાઇ જવા છતાં પણ "અરજુન ! હવે તારો પોતાનો બચાવ કરશે. કૃષ્ણ ! તારા મિત્ર ધ-નંજયને બચાવજે. હું તમારા બન્નેનો શત્રુ આવી પહોંચ્યો છું." એમ બોલી તે અરજુનના રથની સામે દોડયો. અરજુને નવ બાણથી તેના વક્ષઃસ્થળમાં પ્રહાર કરી બીજા બે બાણથી તેના બન્ને પગ કાપી નાખ્યા પગ કપાઇ જવાથી સુરથ પેટ ઘસડી ઘણા વેગથી તેની સામે જવા લાગ્યો, પણ તે-ટલામાં અરજુને સર્વ દેવતાઓનું આવાહન કરેલ એક બાણથી તેનું મસ્તક ઉડાવી દીધું. હાથ પગ વગરનાં તેનાં ધડે પર્વતના શિખરની પેઠે આમ તેમ પડી અરજુનના ઘણા સૈન્યનો વિનાશ કર્યો. સુરથનું ઉડેલું મસ્તક અરજુનના કપાળમાં લાગવાથી તે મૂર્છા ખાઇ રથમાંથી નીચે પડી ગયો.

પોતાના પુત્ર સુરથને પણ સંગ્રામમાં પડેલો જોઇ ઘણી ઉતાવળથી સઘળું સૈન્ય સાથે લઇ હંસધ્વજ પોતે રથમાં બેસી અરજુનની સામે યુદ્ધ કરવા આવ્યો. આ વખત પૃથ્વી કંપાયમાન થઇ ગઇ, અને શેષનાગ પણ ચલિત થઇ ગયા. હંસધ્વજને સામે આવેલો જોઇ શ્રીકૃષ્ણે તેને કહ્યું કે

આર્ય! સંગ્રામનો કોપ તથા પુત્રનો શોક છોડી મને આલિંગન આપો.

"હું અનાથ આપ સરખા નાથને પામ્યો. હવે મને પુત્રનો શોક શો? હું કાળરૂદ્રથી પણ ભય પામવાનો નથી."

"રાજન્! અશ્વને છોડી દીયો અને અરજુનનું રક્ષણ કરો એટલે હું યુધિષ્ઠિરની પાસે જાઉં. જેમ હું અરજુનનું રક્ષણ કરવા દેહ સાગમાં પણ તૈયાર રહું છું તેમ તમે પણ તેનું પાલન કરવામાં તત્પર રહો અને રથપર બેઠેલા એ મારા પરમ મિત્રને જુવો."

કલેશનો નાશ કરનાર કૃષ્ણે તે બન્ને વીરોને સાથે મેળવી સંપ કરાવી અશ્વને મુક્ત કર્યો. અને ત્યાં પાંચ રાત્રિ સુધી રહી પછી યુધિષ્ઠિરની પાસે જઇ સઘળું વૃત્તાંત નિવેદન કર્યું.

## પ્રમીલાથીપરાસ્ત અને યુદ્ધ ભૂમિમાં પાણી ગ્રહણ.

હંસધ્વજના બંધનથી મુક્ત થયેલો ઘોડો પૃથ્વીમાં ફરવા ચાલ્યો. હંસધ્વજ સહિત અર્જુન પણ તેની પાછળ ચાલ્યો. પ્રદ્યુમ્ન આદિ વીરપુરૂષોથી પાલન કરાતો એ ઘોડો ઉત્તર દિશા તરફ ભયાનક પ્રદેશોમાં ફરતાં ફરતાં દૈવયોગે ત્યાંથી એક સ્ત્રી રાજ્યમાં આવી પહોંચ્યો. એ રાજ્યમાં નવ યૌવનવાળી સ્વરૂપવાન સ્ત્રીઓ ઉપર સ્ત્રી રાજ્ય કરતી હતી. કોઇ પણ પુરૂષ ત્યાં જીવી શકતો નહિ હતો. જો કોઇ પુરૂષ તેઓનાં રૂપ, લાવણ્ય, રમણીય મુખવાસ, નેત્રનાં કટાક્ષો, તેમજ ગીત, નૃત્ય, હાસ્ય અને કોમળ ભાષણોથી ઘાયલ થઇ ત્યાં રહે તો તે ત્રણ માસ સુધી તેની સાથે સુખ ભોગવી શકતો હતો, પ્રથમ થોડા કાળ સુધી એક સરખું સુખ આપી મળી રહેતે રહેતે તેઓ વિવિધ પ્રકારના કઠોર નખક્ષત, મુષ્ટિના પ્રહારો, ક્રોધ યુક્ત ચુંબનો, ક્રૂર વચનો અને ક્રૂર ચેષ્ટાઓથી તે પુરૂષને જીવિતહીન કરી નાખતી હતી. કદાચ તે પુરૂષથી કોઇને ગર્ભ રહી જાય અને જો તે પુરૂષ જાતિનો અવતરે તો તેને બાળી નાખતી હતી અને કન્યા અવતરતી તો જીવતી રહેવા દેતી: આ પ્રદેશમાં અર્જુનનો ઘોડો જઇ ચડયો. તેથી અર્જુનને ઘણો વિચાર થઇ પડયો અને તે કહેવા લાગ્યો કે "અહીં મહાબળવાન વિષકન્યાઓ રહે છે. તેઓ અવશ્ય આપણા ઘોડાનું હરણ કરશે. અહો! મોટું સંકટ આવી પડયું."

અર્જુન આ પ્રમાણે બોલતો હતો તેટલામાં તો ચંપક સમાન કાંતિવાળું મોતીની માળાઓથી સુશોભિત, નાના પ્રકારના અલંકારો તથા વિવિધ હાવભાવોથી સંયુક્ત, અશ્વોપર બેઠેલું એક સ્ત્રીઓનું ટોળું ત્યાં આવી પહોચ્યું. તે ટોળાઓમાંથી એક સ્ત્રી અર્જુનના ઘોડાને પકડી વેગથી ચાલતી થઇ અને મુખ્ય રાણી પાસે જઇ તેણે કહ્યું કે "આ ઘોડો યુધિષ્ઠિરના યજ્ઞનો

ઘોડો, આ ઘોડાનું અર્જુન રક્ષણ કરે છે."

રાણી તે ઘોડાને પોતાની અશ્વશાળામાં બાંધવાનો હુકમ આપી ઘણી વીર સ્ત્રીઓના મંડળ સહિત અર્જુનની સામે ચાલી. ત્રણ લાખ સ્ત્રીઓના સૈન્યથી અર્જુન ઘેરાઈ ગયો. એ સ્ત્રીઓમાં એક લાખ ઘોડે સ્વાર થયેલી હતી, પુષ્ટ અને ઉન્નત સ્તનોવાળી તથા સોળ સોળ વર્ષની અવસ્થાવાળી એક લાખ સ્ત્રીઓ હાથીઓપર બેઠેલી હતી અને એક લાખ રથમાં બેઠેલી હતી. પરસ્પર ભેટા થતાં રાણી પ્રમીલાએ અર્જુનને કહ્યું કે "મેં તારો ઘોડો બાંધ્યો છે. જો તેને છોડાવવાની તારી ઇચ્છા હોય તો મારી સાથે યુદ્ધ કર. હું તારા બળનો નાશ કરીશ. મારો પ્રહાર સહન કરવાને તારે મોટા ધૈર્યની જરૂર પડશે." આ પ્રમાણે બોલતાં બોલતાં તેણે પ્રથમ કટાક્ષરૂપ બાણોથી અરજુનને વીંધ્યો અને પછી પર્વતને પણ ફાડી નાખે એવા એક બાણથી હસતાં હસતાં અરજુનની છાતી ફાડી નાંખી. બીજી સ્ત્રીઓએ અરજુનની સાથે આવેલા પાંચે મહારથીઓને આયુધોના પ્રહારોથી મુંઝાવી દીધા. એક વૃષકેતુ વિના સઘળા વીર પુરૂષો પોતાનું કર્તવ્ય ભૂલી ગયા; એટલે પ્રમીલાએ અરજુનને કહ્યું કે "પાર્થ ! તું મને જાણતો નથી. હું તને મારો દાસ કરવાની છું. તારે યજ્ઞથી શું મેળવવાનું છે. મારી સાથે રહી મધુપાન કર અને કદી નહિ જોયેલ સુખનો અનુભવ કર. બન્ને રીતે તારૂં મરણજ આવી પહોંચ્યું છે. યુદ્ધ કરીશ તો મારાં બાણોથી અને તેમ નહિ તો મારાં કટાક્ષોથી હું તારૂં જીવિત લઇશ. મારા સમાગમથી સુખ તેમજ મૃત્યુને વશ પણ તારે થવાનું છે. જો યુદ્ધ કરશે તો સુખ ભોગવ્યા વિના વ્યર્થ મરણ પામશે અને યુદ્ધ નહિ કરે તો સુરત સંગ્રામ તો કરવોજ પડશે. પ્રથમ સુરત સંગ્રામમાં તને પાડી હું પાછળથી મારા જીવિતનો પણ ત્યાગ કરીશ. સઘળી બાબતોનો પૂરતો વિચાર કર. પરસ્પર દર્શનથી આપણ બન્નેનું મરણ પ્રાપ્ત થયું છે. મારૂં માન અને મારાં મનોહર નવયૌવનનો તું ઉપભોગ કર."

કામથી પીડાયેલી એ સ્ત્રીને જોઇ અરજુનને તે વખતે લક્ષ્મણ તથા શૂર્પણખાનું મનમાં ચિંતન કરી તેનાપર છ બાણો ફેંક્યાં પણ પ્રમીલાએ અધવચથીજ તે બાણોના પાંચ પાંચ કટકા કરી અરજુનને સાત બાણોથી વીંધી બીજાં હજારો બાણોવડે તેને ઢાંકી દીધો. અરજુને પોતાના ધનુષમાં મોહનાસ્ત્રનું સંધાન કર્યું પણ પ્રમીલાએ ત્રણ બાણોથી અરજુનના ધનુષની દોરી સહિત તે મોહનાસ્ત્રને પણ કાપી નાંખી તેને કહ્યું કે "મૂઢ ! મોહનાસ્ત્ર તારી પાસે શોભતું નથી."

સ્ત્રી જાતિએ કહેલ મૂઢ એ શબ્દથી અરજુનને ક્રોધ ચડ્યો. તેણે તેને વરતજ યમલોકમાં મોકલવાનો વિચાર કર્યો, પણ તેટલામાં

આકાશવાણી થઈ કે "સંગ્રામમાં સ્ત્રીવધનો નિષેધ છે. કદાચ તું સ્ત્રીવધ કરવાને આ વખતે તૈયાર થશે તોપણ તારાથી તે સ્ત્રી દશહજાર વર્ષપર્યંત પણ જીતી શકાય તેમ નથી. જો તારે જીવવાની ઇચ્છા હોય તો તે સુંદરીનો સ્વીકાર કર અને તેને તારા નગરમાં લઇ જવાનું વચન આપ."

આકાશવાણી સાંભળી અરજુને તે પ્રમાણેજ કર્યું. યુદ્ધ ભૂમિમાં તેણે તેનું પાણીગ્રહણ કર્યું અને કહ્યું કે "ભદ્રે ! અશ્વ રક્ષણને માટે હાલ તો હું વ્રત પાળું છું માટે તું હસ્તિનાપુરમાં જા. ત્યાં આવી હું તારો સમાગમ કરીશ. બીજી સ્ત્રીઓને પણ ત્યાં સાથે લઇ જજે. કારણકે તેઓને પણ ત્યાં યોગ્ય પતિઓ મળશે. અથવા મરજી હોય તો સાથે ચાલ. અશ્વને છોડી દે."

અરજુનના કહેવા પ્રમાણે રાણી પ્રમીલાએ અશ્વ છૂટો કર્યો અને પોતે હસ્તિનાપુર તરફ ચાલતી થઇ.

## રાક્ષસ અર્જુનથી ભીષણનો પરાજય.

સ્ત્રીઓથી મુક્ત થયેલો ઘોડો જ્યાં મનુષ્યો, હાથીઓ, સ્ત્રીઓ ગાયો, બકરીઓ, ઘેટાંઓ અને ગધેડાંઓ વિગેરે સઘળાંઓ પ્રાતઃકાળમાં જન્મ પામતાં હતાં, મધ્યાન સમયે યુવાવસ્થાને પ્રાપ્ત થયાં હતાં અને સાયંકાળે મરણ પામતાં હતાં તે પ્રદેશમાં જઇ પહોંચ્યો. કાનથી ઢંકાયેલ અનેક મુખવાળાં, અનેક આંખોવાળાં, અનેક પગવાળાં, અશ્વ સરખાં મુખવાળાં ત્રણ ત્રણ નેત્રાવાળાં, મોટી નાસિકાવાળાં ત્રણ પંગવાળાં, એક શીંગડાવાળાં, અનેક શીંગડાવાળાં અને ગધેડા જેવાં મુખવાળાં અનેક પ્રાણિઓની વસ્તીવાળા એ પ્રદેશમાં તે ઘોડો ફરવા લાગ્યો. ત્યાં પુરૂષોનું ભક્ષણ કરી જનાર અને ઘણો લાંબો વખત જીવનારા ત્રણ કરોડ રાક્ષસો વસતા હતા. ત્યાંના રાજા ભીષણના મેદોહા નામના બ્રહ્મરાક્ષસ પુરોહિતે પાસેના જંગલમાં અર્જુનના ઘોડાને જોયો કે તરતજ તેણે પોતાના રાજા ભીષણને એ વાત જાહેર કરી કહ્યું કે રાક્ષસાધિપ ! તમારા પિતા બકને એ અર્જુનનાં મોટા ભાઇ ભીમે મારેલ છે. માટે તેને પકડી નરમેધ યજ્ઞ કરો. હું આચાર્ય બનીશ. ચાતુર્માસ્ય વ્રતમાં બેઠેલા અને રૂધિર તથા સુરાપાનથી સંતુષ્ટ રહેનારા કુલીન બ્રહ્મરાક્ષસો તથા એક માસ પર્યંત ઉપવાસ કરનારી સ્ત્રીઓનાં માંસવડે શ્રાવણ માસ, બ્રહ્મચર્યંત પાળનારા યતિઓનાં માંસવડે ભાદ્રપદ માસ, જટાધારીઓના માંસવડે આશ્વિન માસ અને બાળકોનાં માંસવડે કાર્તિક માસ નિર્ગમન કરનારા બીજા પણ અનેક રાક્ષસો એ યજ્ઞમાં ભાગ લેશે. ઘણો કાળ થયાં વ્રતમાં બેઠેલા બ્રહ્મરાક્ષસો ભલે આજ અર્જુનના હાથી અને ઘોડાઓનું ભોજન કરે. કંઠનાળથી પુરૂષોનાં ઉનાં લોહીનું પાન કરી તથા માંસનું ભક્ષણ કરી આજ ભલે તે રાક્ષસો આનંદ પામે. જ્યારે પૂર્વે મહા-

આ રાવણે નરમેધ યજ્ઞ કર્યો હતો ત્યારેજ તે સઘળા બ્રહ્મરાક્ષસો કંઠ પર્યંત તૃપ્ત થયા હતા. અતિ પુષ્ટ પુરૂષોના મેદથી અમોને તમારી કૃપાવડે અત્યંત તૃપ્તિ થશે તમારા યજ્ઞમાં હું એકલોજ હમેશ એકેક હજાર પુરૂષોનું ભક્ષણ કરીશ."

પુરૂષોનાં આંતરડાની જનોઇ પહેરનાર, પુરૂષોનાં ભયાનક મસ્તકોની જપમાળા ધારણ કરનાર, સડાયેલ હાથીના કુંભસ્થળને જળપાત્ર કલ્પનાર, પુરૂષોનાં નેત્રગોલકોની ઘોરમાળા કંઠમાં પહેરનાર, એક કાનમાં હાથીનું મુડદું તથા બીજા કાનમાં ઉંટનું મુડદું અલંકાર તરીકે ધારણ કરનાર તથા માંસ સહિત હાથીની પીઠનું હાડકું હાથમાં રાજદંડ તરીકે પકડી બેઠેલો એ ભીષણ રાજા, મેદોદર પુરોહિતનું વચન સાંભળી અત્યંત રાજી થયો અને બોલ્યો કે "પિતાનો શત્રુ નજીકમાં આવેલો છે તેને હવે હું કેમ જવા દઇશ? તમારા જેવા ઉત્તમ વિચારવાળા બ્રહ્મરાક્ષસો મારી આસપાસ બેઠા છે તેથી હું તે કામ નિર્વિઘ્ને પાર પાડીશ."

ભીષણ રાજા એ પ્રમાણે કહી તરતજ યજ્ઞનો મોટો મંડપ બંધાવી. અને તેમાં પુરોહિત વિગેરે બ્રહ્મરાક્ષસોને વરાવી. ત્રણ કરોડ ભયાનક રાક્ષસોને સાથે લઇ, અરજુનની સામે યુદ્ધ કરવા ચાલ્યો. રાક્ષસીઓ પર્વતપર ચડી ચડીને અરજુનને જોવા લાગી. અરજુનના રથની ધ્વજામાં બેઠેલા હનુમાનને જોઇ એક રાક્ષસી બોલી ઉઠી કે "અરે રાક્ષસીઓ! ભાગો. અહીં જીવવું પણ દુર્લભ થઇ પડશે. લંકામાં સઘળા રાક્ષસોને મારનાર વાનરને હું અહીં દેખું છું. અશોકવનમાં સીતાની પાસે જ્યારથી મેં તેને જોયો છે ત્યારથી મન તેનો ભય ગયો નથી." એ રાક્ષસીનું બોલવું સાંભળી લાંબા પેટવાળી, ગળી ગયેલ હાથપગવાળી તથા લાંબી ડોકવાળી એક બીજી રાક્ષસી બોલી ઉઠી કે અરે રંડા! માણસ જાતના હાથથી મૃત્યુ પામેલ રાવણનું તો નામ પણ તું મારી પાસે લે નહિ. મારાથી ભય પામતા એ વાનરનું હું આજ તારી સમક્ષજ ભક્ષણ કરીશ." બીજી પણ કેટલીક રાક્ષસીઓ તેનાં વચનને ટેકો આપી તીવ્ર નાદ કરી આકાશ માર્ગે દોડી અને મોટા મોટા હાથીઓ તથા ઘોડાઓનો નાશ કરવા લાગી. રાક્ષસો પણ તેવીજ રીતે વીરપુરૂષોને યમલોકમાં મોકલવા લાગ્યા. રાક્ષસોનો રાજા ભીષણ અરજુનની સામે આવી બોલ્યો કે 'અરજુન! ઉભો રહે. હવે તું મારા હાથમાંથી જઇ શકે તેમ નથી. ભીમે મારા પિતાને માર્યો ત્યારે હું પાસે ન હતો. આજ તને જીતી હું નરમેધ યજ્ઞ કરીશ અને પછી ભીમનો પણ નાશ કરી રૂધિરપાન કરીશ."

ભીષણનું બોલવું નહિ ગણકારતાં અરજુનને અસંખ્ય તીક્ષ્ણ બાણોથી તેને વીંધવા માંડ્યો. હનુમાને પણ રાક્ષસીઓને પૂંછડે વીંટી વીંટી પૃથ્વી-

પર પછાડવા માંડી. રાક્ષસીઓનાં ગાત્રો ભેદાઈ ગયાં અને કેશો વીંખાઇ ગયા. કેટલીએક ભયને લીધે ભાગી પર્વતની ગુફાઓમાં પેસી ગઇ. અર્જુન રક્ષોઘ્ના મંત્રોવડે બાણોને મંત્રી મંત્રી રાક્ષસનાં સૈન્યમાં ફેંકવા લાગ્યો. કેટલાએક રાક્ષસો ભય પામી વનમાં ભાગી ગયા એટલે ભીષણે રાક્ષસી માયા કરી. રાક્ષસી માયાથી તરતજ સેંકડો પર્વતો, હાથીઓ, સિંહો, દીપડાઓ, રીંછો વિગેરે પ્રકટ થયા અને વીજળી ચમકવા લાગી. ભીષણની માયાથી ત્યાં ગંગાના કિનારાનો દેખાવ થઇ રહ્યો. એ કિનારાપર શાંત વૃત્તિવાળો પશુ પક્ષીઓથી સુશોભિત એક આશ્રમ જોવામાં આવ્યો. તેમાં એક મહમુનિ પોતાના શિષ્યોને ઉપદેશ આપતો હતો. મુનિએ તરતજ અરજુન પાસે આવી કહ્યું કે "ધનંજય ! અમો રાક્ષસોથી અત્યંત ત્રાસ પામેલા છીએ. સુખે તપ કરી શકતા નથી. તમો ભલે આવ્યા. અમારા આશ્રમમાં ચાલો કેટલાએક વખત સુધી મારી સાથે રહેશો તો હું તમને ઉતમ શસ્ત્ર વિદ્યાનો અભ્યાસ કરાવીશ અને તેથી એ સર્વે રાક્ષસો તમારા હાથથી નિઃસંશય નાશ પામશે."

ઉપર પ્રમાણે બોલતા ઋષિને પણ માયારૂપ સમજી અરજુને તે તરફ કંઇ પણ લક્ષ આપ્યું નહિ, પરંતુ અમોઘ પરાક્રમથી ભીષણ રાક્ષસને યમલોકમાં મોકલી આપ્યો. શત્રુઓનો પરાજય કરી ત્યાંથી ઘણું સુવર્ણ રત્ન, ઉત્તમ ઘોડાઓ, દિવ્ય છત્ર અને રમણિય કુંડલો લઇ ઘોડાને મુક્ત કરી અરજુન ચાલતો થયો.

## ગર્વાંધ પિતા અને વિચારવંત પુત્ર બભ્રુવાહન.

યજ્ઞનો ઘોડો ફરતાં ફરતા મણિપુર નગરના પાસે આવી પહોંચ્યો, ત્યાંનો રાજા અરજુનનો પુત્ર બભ્રુવાહન હતો. એ રાજ્યમાં પુરૂષો સત્યવ્રત પાળનારા, સ્ત્રીઓ પતિની સેવા કરનારી, બ્રાહ્મણો વેદશાસ્ત્રમાં નિપુણ તથા સઘળા લોકો ભગવાનના ચિંતનમાંજ તત્પર હતા. એ રાજ્યમાં બંધન કેશપાશ અને પશુઓના સંબંધમાંજ હતું, "મારવું" એ ક્રિયાનો ઉપયોગ તો દંપતીઓથી રમાતી ચોપાટના સોગઠાંના સંબંધમાંજ હતો, લોકો સ્વપ્નમાં પણ ખોટું બોલતાં ન હતાં, સ્ત્રીઓનાં હૃદયપર, મસ્તકપર અને નાસિકાના અગ્ર ભાગપર ગોળ પાણીદાર મોતીઓ શોભતાં હતાં. બભ્રુવાહનથી સન્માન પામતા શૂર પુરૂષો પાસે આવેલા કાળને પણ પોતાના બળથી તૃપ્ત કરે એવા હતા. એ વીર પુરૂષો સંગ્રામમાં અને યાચકોની સમીપમાં કદી પણ વિમુખ થાય તેમ ન હતા. પ્રાકૃત માણસોનાં મુખમાંથી પણ સર્વદા સંસ્કૃત વાણીજ નિકળતી હતી. સંતુષ્ટ અને પુષ્ટ જનોથી ભરપૂર, હમેશ ઉત્સવોથી સુશોભિત, સુવર્ણના રમણીય ગઢવાળું, બળવાન અને પરાક્રમી વીરપુરૂષોથી રક્ષણ કરાતું, હંસધ્વજ આદિ તાબાનાં રાજાઓ પાસેથી વસુલ કરેલ સુવ-

ણું, રૂપું અને રત્નોથી શણગારેલ, સુંદર રસ્તાઓ, મહેલો અને મોટાંથી અત્યંત વિચિત્ર શોભાવાળું તથા પૃથ્વીપર વિષ્ણુએ સ્થાપેલ સાક્ષાત બીજું વૈકુંઠ હોય! એવું એ નગર હતું. એ નગરને જોઇ અરજુને હંસધ્વજને પૂછયું કે "આ કયું સ્થળ છે?"

"અહીં બભ્રૂવાહન નામનો રાજા રાજ્ય કરેછે. હું વિગેરે બીજા ઘણા રાજાઓ દર વર્ષે હજારો ગાડાં સુવર્ણ અહીં પહોંચાડીએ છીએ. રાજા બભ્રૂવાહન, તેજસ્વી, બળવાન, બુદ્ધિમાન, વેદને અનુસરનાર, વૃદ્ધોની આજ્ઞા પાળનાર, પરસ્ત્રીથી વિમુખ તથા ઉદાર નરોમાં અગ્રણી છે. સુમતિ નામનો તેનો સેનાપતિ પણ હિંમતવાન, પરાક્રમી, ધીર, ક્રોધ પામેલા શંકરની સામે પણ ટક્કર લે એવો, રણસંગ્રામમાં પરાક્રમી, શત્રુનાં પણ રાજા પાસ વખાણ કરનારો અને અપકારીઓનું વિસ્મરણ કરનારો છે. જો આ ઘોડો અહીં પકડાશે તો તેને છુટો કરવામાં આપણને ઘણી મુશકેલી પડશે."

હંસધ્વજ આ પ્રમાણે અરજુનની પાસે વાત કરતો હતો તેટલામાં મૃત્યુનું સૂચન કરનાર અતિ ભયંકર એક ગીધપક્ષી અરજુનના મુકુટપર આવી બેઠો. આ અપશકુન જોઇ સર્વ વિસ્મય પામી ત્રાસથી કંપી ગયા.

"અતિ વીર બળવાન યોદ્ધાઓથી રક્ષણ કરતો કોઇ ઘોડો પોતાના નગરની પાસ આવેલો છે. એમ સાંભળી રાજા બભ્રૂવાહને લીલા માત્રમાંજ તે ઘોડાને બાંધી લીધો. ઘોડાને બાંધી તેણે રાત્રિના વખતમાં એક સભા ભરી. ત્યારે તે ઘોડાને ચંદનથી અને રમણીય મોતીના અલંકારોથી સુશોભિત કરવામાં આવ્યો. રાજા બભ્રૂવાહન રત્ન અને સુવર્ણના સિંહાસનપર બેઠો. રત્ન અને સુવર્ણના ચળકાટથી આખી સભા વિચિત્ર બની રહી. દશ હજાર સ્થંભોથી યુક્ત અને જોનારના જૂદા જૂદા મનોભાવને ઉત્પન્ન કરનારી એ સભામાં અતિ વિચિત્ર કારિગિરી વાપરવામાં આવી હતી. રત્ન અને સુવર્ણના હંસો, મયૂરો. પોપટો, મેનાઓ તથા કોકિલો વિગેરે જે પક્ષીઓ ગોઠવવામાં આવ્યાં હતાં, તેઓ જાણે જીવતાં હોય એમજ જણાતાં હતાં. સુવર્ણનાં પાત્રોમાં સુગંધ તૈલ તથા કર્પૂરથી પ્રગટેલા હજારો દીવાઓ પ્રકાશતા હતા. રાજા અલંકારોની કાંતિ અને શસ્ત્રોના ચળકાટથી સભાભૂમિપર બિછાવેલી જાજમો જરા રક્ત અને કૃષ્ણ વર્ણની બની રહી હતી. ધૂપ, પુષ્પ, અગરૂ તથા કેસર કસ્તૂરીના સુગંધવડે સભાસદોના મગજ તર થઇ જતા હતા આ વખત ચિત્રાંગદાના પુત્ર બભ્રૂવાહને એ અશ્વનાં લલાટમાં બાંધેલ સુવર્ણપત્ર વાંચી અરજુનથી પાલન કરાતા એ અશ્વને યુધિષ્ઠિરના યજ્ઞનો જાણી પોતાના મંત્રી સુબુદ્ધિને પૂછયું કે "મારો જન્મ અરજુનથી થયો છે. મારી માતા મને મને છોડી યુધિષ્ઠિરના રાજ્યમાં ગઇ અને

મને આ મોટું રાજ્ય મળ્યું હું પાંડવનો પુત્ર છું. મેં જરા પણ વિચાર કર્યા વગર અરજુનના આ ઘોડાને બાંધ્યો. હવે મારે શું કરવું ?"

"રાજન્ ! સત્ય કહોછો. આ કાર્ય અવિચારથીજ થયું છે. તમારે તો અરજુનની સાથે રહી એ ઘોડાનું રક્ષણ કરવું જોઇએ. પિતાનું સન્માન કરવું એજ પુત્રોનો ધર્મ છે. હું તો ધારૂંછું કે ઘણું ધન અને આ રાજ્ય અર્પણ કરી તમારા પિતા અરજુનને પ્રસન્ન કરો. બ્રાહ્મણો, કુમારિકાઓ, નૃત્ય કરનારાઓ, ગાનારાઓ, સર્વ સૈનિકો તથા આપણે પણ સર્વે ચાલો તેની પાસે જઇએ."

સુબુદ્ધિનું વચન સાંભળી રાજા બભ્રુવાહન તરતજ પોતાના સૈન્યસહિત ઘોડાને લઇ બ્રાહ્મણો તથા નગરની સઘળી પ્રજા સહિત ચંદન, કસ્તુરી, કર્પૂર તથા ગાડામાં ભરેલ અસંખ્ય રત્નો, ચદ્ર સમાન શ્વેત હાથીઓ, સુવર્ણના રથો તથા શ્યામ કર્ણવાળા ઘોડાઓને સાથે લઇ તે અરજુનની પાસે આવવા લાગ્યો. કલ્યાણકારી જયશબ્દો અને વાદિત્રોના નાદ થવા લાગ્યા. હાથીઓ ઉપર બેઠેલી કુમારિકાઓના હાથથી મોતીઓની વૃષ્ટિ થવા લાગી. સાળ તથા દુર્વાના અંકુરો ફેંકવા લાગ્યા તથા ધુપનો ધુમાડો નિકળવા લાગ્યો. થોડે દૂરથી પ્રદ્યુમ્ન, યૌવનાશ્વ, અનુશાલ્વ, નીલધ્વજ, હંસધ્વજ તથા સાત્યકિથી વીંટાયેલ અરજુનને જોઇ બભ્રુવાહન હાથીપરથી ઉતરી પગે પાળો ચાલી સર્વ રાજાઓના દેખતાં તેની સામે નમતો નમતો, છેક પાસે આવી તેના ચરણ ધોઇ કુમારિકાઓના હાથથી વધાવી, રત્ન વિગેરે સઘળું પાસે ધરી, મસ્તક નમાવી, ઉભો થઇ, હાથ જોડી બોલ્યો કે "તાત ! હું તમારો પુત્ર થાઉંછું. તમે જ્યારે તીર્થ કરવા નિકળ્યા હતા ત્યારે તમોરાવડે ચિત્રાંગદાથી મારી ઉત્પત્તિ થઇ છે. ઉલૂપીએ મને મોટો કર્યો છે મારૂં નામ બભ્રુવાહન છે. હું નહિ જાણતો હતો કે આ અશ્વ તમારો છે. આ મારૂં સઘળું રાજ્ય ગ્રહણ કરો અને ક્ષમા કરો." વારવાર એ પ્રમાણે અરજુનના ચરણમાં નમી નમી તે ક્ષમા માગવા લાગ્યો. એટલે પ્રદ્યુમ્ન વિગેરે અરજુનને કહેવા લાગ્યાં કે "પુત્રનો સ્વીકાર તમો કેમ નથી કરતા ? એ મનસ્વી પુત્રની મોટી સંપત્તિ જુઓ."

કાળપાશથી બંધાયેલ અરજુન તેઓ સઘળાનો અનાદર કરી પુત્રને મસ્તકપર ચરણના પ્રહારથી દૂર કરી કહ્યું કે "આ પ્રમાણે ભયભીત થયેલો તું કદીપણ મારો પુત્ર નહિ. હું માનુંછું કે અરજુનથી નહિ પણ કોઇ વૈશ્યથીજ ચિત્રાંગદાએ તને જન્મ આપેલો છે. પ્રથમ ઘોડાને બાંધી હવે વૈશ્યની પેઠે ભયભીત બની ઘોડાને પાછો આપવા ઇચ્છે છે ? તારા સરખા કોઇ નપુંસક પુત્રને મેં જન્મ આપ્યોજ નથી. સુભદ્રાના આનંદને વધારનાર,

મને અત્યંત પ્રિય, યુદ્ધમાં શત્રુનો અંત લાવનાર તથા ચક્રવ્યૂહનો ભેદ કરી દ્રોણ વિગેરેને વિમુખ કરનાર મહા બુદ્ધિમાન અને પરાક્રમી એક અભિમન્યુજ મારો પુત્ર હતો. સિંહરૂપ અભિમન્યું ક્યાં અને શિયાળ રૂપ તું ક્યાં ? મૂઢ ! મારા બાણોથી હજુ તારૂં સૈન્ય પૃથ્વીપર પડયું નથી કે તારા હૃદયમાં મારાં બાણો લાગ્યાં નથી તેટલામાં તું કેમ ભયભીત બન્યો ? તારી આ ગર્ધર્વની દીકરી હોવાથી વેશ્યાની પેઠે નાચનારી છે માટે તું પણ રાજ્ય છોડી તેની પાછળ વાદિત્ર વગાડનારો થા. કુળને અભડાવનારા નીચ ! ધનુષ અને રથનો ત્યાગ કર. ક્ષત્રિય ધર્મથી હીન તારૂં જીવિત સુખ દેનાર નથી."

અરજુનનું સઘળું બોલવું બભ્રૂવાહને મુંગે મોઢે સાંભળ્યા કર્યું. છેવટે તેણે ક્રોધથી જવાબ આપ્યો કે "પાર્થ ! હું તારા સઘળા બોલવાને ક્ષમા કરૂંછું પણ મારી પવિત્ર માતાને તું વેશ્યા કહી દૂષણ આપેછે તે હું સહન કરી શકતો નથી. હવે હું મારૂં ક્ષત્રિપણું બતવુંછું તે જો. મારા પુરના સર્વે મહાજનો ! આ કુમારિકાઓ વિગેરે સર્વને લઇ નગરમાં પાછા જાઓ. જેટલા સૈનિકો છે તે સર્વે અહીં રહો અને ઘોડાને પકડી બાંધી દીયો. સુબુદ્ધિઆદિ મારા વીર યોદ્ધાઓ ! તમો સર્વે સજ્જ થઇ જાઓ. હવે અરજુન ભલે પોતાના ઘોડાને છોડાવે."

બભ્રૂવાહન આ પ્રમાણે બોલ્યો કે તરતજ તેના સૈનિકો અરજુનના અશ્વને પાછો પકડી લઈ તૈયાર થઇ ઉભા. એ સૈન્યમાં એક અબજ હાથીઓ, સાત કરોડ રથો, બે અબજ ઘોડેસ્વારો તથા ત્રણ અબજ પ્યાદા વીર પુરૂષો હતાં. સત્વવતવાળા અને રણમાં કુશળ વીર યોદ્ધાઓ અન્યોઅન્યના આશ્રયથી એક બીજાના હિતમાં તત્પર રહી તૈયાર થઇ ઉભા રહ્યા. બભ્રૂવાહનની આજ્ઞા થતાંજ તેઓએ અરજુનના સૈન્યને ઘેરી લીધું. પ્રબળ વિષયો જેમ જગતને તેમ વીરપુરૂષોની ગર્જનાઓ તથા તેમનાં આયુધોએ અરજુનના સૈન્યને મોહ પમાડી દીધું.

સુવર્ણમય શસ્ત્રોથી ભરપૂર, મોતીની માળાથી શણગારેલ, ચામરોથી સુશોભિત, મયૂર સમાન ચાલવાળા ઘોડાઓથી જોડાયેલ, ઉત્તમ ધ્વજાવાળા, સેંકડો ઘુઘરીઓના શબ્દોથી ગાજી રહેલ તથા ઇંદ્રના રથનો પણ ઉપહાસ કરનાર દિવ્ય રથમાં બેસી બભ્રૂવાહન મોખરે આવી અરજુનની સામે થઇ બોલ્યો કે "અરજુન ! હાથમાં ધનુષ લે અને મારૂં પરાક્રમ જો. હવે હું જોઉં છુ કે આજ તારૂં રક્ષણ કોણ કરી શકે એમ છે ? પિતૃભાવથી સમગ્ર રાજ્ય નિવેદન કરવા માંડયું એ તને ગમ્યું નહિ ત્યારે હવે હું તને ગમતો સંગ્રામ કરવા તૈયાર છું."

યુદ્ધને માટે અરજુનને બોલાવતા બભ્રૂવાહનની સામે દૈત્યરાજ અનુશા-

જ્ય રથમાં બેસી રોષથી ભરાઇ સામે થયો. તેણે હસતાં હસતાં સુંદર પુંખ-વાળા નવ બાણોથી બભ્રૂવાહનને વીંધ્યો, બભ્રૂવાહને સો બાણોથી અનુશાલ્વને ઘેરી લીધો પરંતુ તે સઘળાં બાણો તેણે તરતજ કાપી નાખ્યાં. પોતાનાં બાણો કપાઇ જવાથી અરજુનના પરાક્રમી પુત્રે બીજાં કરોડો તીક્ષ્ણ બાણો તેના-પર ફેંક્યાં. જલસમૂહવડે વાદળાંઓની પેઠે આકાશ બાણોથી ઘેરાઇ ગયું. બભ્રૂવાહને ઘણા વેગથી ચાર બાણોવડે અનુશાલ્વના ઘોડાઓને, પાંચમા બા-ણથી તેના સારથિને, છઠ્ઠા બાણથી તેના રથને, સાતમા બાણથી ધ્વજને, અને આઠમા બાણથી તેના ધનુષને કાપી નાખી સુવર્ણ પુંખવાળાં બીજાં દશ બાણોથી તેને પોતાને પણ વીંધ્યો. અનુશાલ્વે પણ બીજા રથમાં બેસી હાથમાં મોટું ધનુષ લઇ બભ્રૂવાહનને વિરથ કરી તેને હજારો બાણોથી વીંધી નાખ્યો અને છેલ્લે એક ભયંકર ગદા તેનાપર ફેંકી. ગદાના પ્રહારથી પૂર્ણ ક્રોધમાં આવી વીર બભ્રૂવાહને નવ બાણોથી વીંધી અનુશાલ્વને મૂર્છા પમાડી નીચે પાડી દીધો.

અનુશાલ્વને બેભાન બની જતો જોઇ ઉગ્ર સ્વરથી 'ઉભો રહે, ઉભો રહે" એમ બોલતા પ્રદ્યુમ્ને સામે આવી બભ્રૂવાહનને દશ બાણથી વીંધી નાખ્યો. ક્રોધ પામેલા બભ્રૂવાહને દશ હજાર બાણોથી એક અનંગ (પ્રદ્યુમ્ન-કામદેવ) ને લગભગ અનંગ (અંગ રહિત) સરખોજ કરી મૂક્યો. અનંગ જેમ ચિત્તને વીંધી પુરૂષને કર્ત્તવ્ય અકર્ત્તવ્યના વિચારમાં મૂઢ બનાવે છે તેમ તેને પણ બભ્રૂવાહને કર્ત્તવ્ય અકર્ત્તવ્યના વિચારમાં મૂઢ બનાવી દીધો. બભ્રૂ-વાહનને વધી જતો જોઈ પરાક્રમી પ્રદ્યુમ્ને પણ બભ્રૂવાહનના સૈન્યને અત્યંત વીંધવા માંડ્યું. પ્રદ્યુમ્નનાં બાણોથી મદોન્મત્ત હાથીઓ, કુંભસ્થળ વીંધાઇ જવાને લીધે ભમી ભમીને નીચે પડવા લાગ્યા. તેમની પીઠપર પાથરેલાં સુંદર વસ્ત્રો જેમ તેમ ઉડી જવા લાગ્યાં. યક્ષિણીઓ રૂધિરથી ભરેલાં પુરૂ-ષોનાં મસ્તકો તથા હાથીઓનાં કુંભસ્થળોને ઉછાળી ઉછાળી આનંદ પામવા લાગી. ઘણા વખતથી દુબળા બનેલા વેતાલો માંસ અને મેદનું ભક્ષણ કરી શરીર પુષ્ટ કરવા લાગ્યા. હાથી, ઘોડા, પુરૂષો, ગધેડા અને ઉંટોનાં મસ્તકો લઇ લઇને ભૈરવો દડાની રમત રમવા લાગ્યા. પ્રેતો, યક્ષો, ભૈરવો અને પિશાચો રૂધિરપાન કરી હાથીઓનાં આંતરડાઓ રૂપ દોરીઓપર નટોની પેઠે નૃત્ય કરવા લાગ્યા. કોઇ પિશાચ હાથીના બે કાન લઇ ઝાંઝની પેઠે વગાડવા લાગ્યો. કોઇએ ખવાઇ ગયેલ માંસવાળી ઉંટની ડોક લઇ તેમાં પુરૂષનાં આંતરડાંઓના તાર બાંધી વીણા વગાડવા માંડી, કોઇ બ્રહ્મરાક્ષસો ડોક અને પગનગરનાં તથા મેદથી લીંપાયેલાં હાથી અને ઘોડાઓનાં શરીરોને મૃદંગની પેઠે વગાડવા લાગ્યા. પ્રદ્યુમ્ને જ્યાં જ્યાં પરાક્રમ કર્યું ત્યાં ત્યાં પુરૂષોના કેશ-

રૂપ સેવાળવાળી રૂધિરની નદી વૈતરણીની પેઠે વેગ પૂર્વક ચાલવા લાગી. એ નદીમાં પુણ્યહીન પુરૂષોની પેઠે મદોન્મત્ત માતંગો પણ ડુબવા લાગ્યા. એ નદીના કિનારાપર શિયાળીયાંઓ મુડદાંઓને ખેંચી ખેંચી તેનાં આંતરડાંઓનું ભક્ષણ કરી તીક્ષ્ણ શબ્દ કરવા લાગ્યા. માંસરૂપ ગારાથી પુરૂષોનાં મસ્તકરૂપ વહાણોનો કેન્દ્ર કરી કરી તેપર બેસી ભેરવો આનંદથી શબ્દ કરવા લાગ્યા. પ્રદ્યુમ્ન બભ્રૂવાહનની સેનાનું આ પ્રમાણે નિકંદન કહાડવા લાગ્યો. પ્રલય વખતે કાળરૂદ્રની પેઠે ઉગ્રરૂપથી તેણે હજારો મદોન્મત્ત હાથીઓને નીચે પાડ્યા. રથીઓ સહિત રથોને ચૂર્ણ કર્યાં અને સ્વારો સહિત ઘોડાને પૃથ્વીપર પાડી દીધા. બભ્રૂવાહને તરતજ ક્રોધ કરી શત્રુના ઘોડા તથા સારથિને બાણોથી ઢાંકી દઇ યમલોકમાં મોકલી આપ્યા. પ્રદ્યુમ્ન બીજા રથમાં બેઠો, તેનો પણ બભ્રૂવાહને નાશ કર્યો. આ પ્રમાણે ઉપરા ઉપર વીશ રથ બભ્રૂવાહનના હાથથી નાશ પામ્યા. પ્રદ્યુમ્ને પણ તેને ઘણી વખત વિરથ કરી નાખ્યો અને મૂર્છા પમાડી રથમાંથી નીચે નાખી દીધો. ક્ષણ માત્રમાં સાવધ થએલા બભ્રૂવાહને અત્યંત વેગથી બાણ પ્રદ્યુમ્નને પણ પીડા પમાડી મૂર્છિત કરી દીધો. શસ્ત્ર અને અસ્ત્રમાં કુશળ ઉત્તમ ધનુર્ધારી એ બન્ને વીર કુમારો જરાવારમાં આકાશમાં જઇને અને જરાવારમાં પૃથ્વીપર આવીને યુદ્ધ કરવા લાગ્યા. બાણોથી આકાશ અને પૃથ્વી એ બન્ને ઢંકાઇ ગયાં અને ગાઢ અંધકાર વ્યાપી ગયો. શિખરો સહિત પર્વતો ભેદાઇ ગયા. ધાતુના રંગના પ્રવાહવાળાં પર્વતોની પેઠે વીરનરો શોભવા લાગ્યા. રતિસંગ્રામમાં જેમ સુંદરીના નખપ્રહારની વ્યથાને પુરૂષ ન ગણકારે તેમ યોદ્ધાઓ શસ્ત્રપ્રહારને પણ ન ગણકારી લડવા લાગ્યા. તરવાર, ગદા, ત્રિશૂલ, સાંગ, ભોગળ, કુહાડા તથા પાશલા વિગેરે કેટલાએકના હાથમાં એમને એમ રહી જવા લાગ્યા અને તેઓ રણભૂમિમાં લાંબા થઇને પડવા લાગ્યા. બભ્રૂવાહન ગર્જના કરવા લાગ્યો. તેનું એક એક બાણ રથ, ઘોડા, હાથી તથા બખતરવાળા યોદ્ધાને એક વખતેજ ભેદી સોંસરૂં નિકળી જવા લાગ્યું. ઘણા ખડમાં અગ્નિ જેમ પ્રવેશ કરે તેમ તેનાં બાણ શત્રુના સૈન્યમાં પ્રવેશ કરી પોતાનો પ્રભાવ દર્શાવવા લાગ્યાં.

વીર અનુશાલ્વ વળી પણ ગર્જના કરતો તેની સામે થયો. પ્રદ્યુમ્ન, નીલધ્વજ, યૌવનાશ્વ, સુવેગ, પુત્ર સહિત હંસધ્વજ તથા મહા બળવાન મેઘવર્ણ એ સર્વ એકી વખતે ભેળા થઇને પણ બભ્રૂવાહનની સામા ટકી શક્યા નહિ, તેણે તે સઘળાઓને પાંચ પાંચ બાણોવડે ચેતના, રથ, હાથી, ઘોડા તથા છત્રથી હીન કરી વીખરાએલ કેશવાળા, સૂકાએલ મુખવાળા, પોતાનાજ રૂધિરનું પાન કરતા, ભમતા, શ્વાસોશ્વાસ લેતા અને દોડતા કર્યા.

આ પ્રમાણે યુદ્ધ કરી સર્વને મોહિત કરી બભ્રુવાહન મૂર્છા પામેલ વીર પુરૂષોને પોતાના નગરમાં મોકલી દેવા લાગ્યો. અરજુનના હાથી અને ઘોડાઓ બભ્રુવાહનની ગજશાળા અને અશ્વશાળાઓમાં દાખલ થયા. આ સ્થળે અશ્વમેધને માટે પૂર્વે જેમ પિતા પુત્ર રામ અને કુશને યુદ્ધ થયું હતું તેમ અર્જુન અને બભ્રુવાહનને યુદ્ધ થવાનો સમય આવી પહોંચ્યો.

## લોકોપવાદનો ભય અને સીતાનો વનવાસ.

પૂર્વે મહા બળવાન્ રાવણ કુંભકરણ અને સંઘનાદ વિગેરે સર્વ રાક્ષસોનો નાશ કરી તથા અગ્નિથી શુદ્ધ થયેલ સીતાનો સ્વીકાર કરી વિભીષણ, લક્ષ્મણ, હનુમાન તથા બીજા મંડળ સહિત રામ અયોધ્યામાં પધાર્યા ત્યારે વસિષ્ઠ આદિ બ્રાહ્મણો મંગલસૂક્તનો પાઠ કરતા તેમની આગળ આવ્યા. એટલે રામ, લક્ષ્મણ અને સીતા એ ત્રણેએ તેમને નમન કર્યું અને પછી તેઓએ કૈકેયી, સુમિત્રા અને શોકથી શોષાઇ ગયેલ શરીરવાળાં કૌશલ્યાને નમન કર્યું. કૌશલ્યાનાં નેત્રોમાં આંસુઓ ભરાઈ આવ્યાં. રાક્ષસોનાં શસ્ત્રોથી વ્રણયુક્ત થયેલ પોતાના પુત્રના શરીર ઉપર હાથ ફેરવી કૌસલ્યાએ કહ્યું કે પુત્ર! વસિષ્ઠઆદિ બ્રાહ્મણો તમે અભેદ્ય છો એમ કહી મને ધારણા આપતા હતા પણ તમારૂં શરીર તો બાણોથી ભેદાઇ ગયું છે. અથવા તો તમારૂં વિભક્તપણું જણાવવાને માટે તમે જાણી જોઇનેજ બાણ ( બાણાસુરનામનો શિવભક્ત તથા તીર ) ને અવકાશ આપેલો હશે." વિગેરે વાતો કરતાં કૌસલ્યા પુત્ર સમાગમથી અતિ આનંદ પામ્યાં. રામ પોતાના ભાઇઓ સહિત અયોધ્યાનું રાજ્ય કરવા લાગ્યા, પ્રજા સ્વસ્થ થઇ, બ્રાહ્મણો વેદપરાયણ રહેવા લાગ્યા, વાછરડાંઓ ગાયોનું સ્તનપાન કરી તૃપ્ત થવા લાગ્યાં, ઘડા સરખાં આઉવાળી ગાયો સંપૂર્ણ દૂધ આપવા લાગી, વૃક્ષો અને લતાઓ સર્વદાપલ્લવિત રહેવા લાગ્યાં અને સરયૂ નદીના કિનારાપર યજમાનો યજ્ઞ કરવા લાગ્યા.

પૂર્વજોની પદ્ધતિને અનુસરીને રાજ્ય કરતાં કરતાં નવ હજાર વર્ષ થયાં ત્યાંસુધી રામને કંઇપણ સંતતિ થઇ ન હતી. પરંતુ તે પછી કેટલેક કાળે બાળક માતાને દેશાંતર પહોંચાડે એવા યોગમાં સીતાને રામથી ગર્ભ રહ્યો. પાંચમો માસ બેસતાં જાણે અનાથની પેઠે વિલાપ કરતાં સીતાને લક્ષ્મણે ગંગાના કિનારાપર એકલાં મૂકયાં હોય એવું સ્વપ્ન રામને આવ્યું. પ્રાતઃકાળે આન્હિક કર્મ કરી રામે શેરૂ વસિષ્ઠને પૂછ્યું કે "બ્રહ્મન્! સ્વપ્નમાં ગંગાના કિનારાપર સીતાને રોતાં જોયાં. ગર્ભવિઘ્નની શાંતિ કરનારી પુંસવન ક્રિયા બતાવો."

કૃષ્ણ પક્ષ ઉતર્યા પછી શુક્લ પક્ષમાં સૂર્યના યોગમાં પુંસવન ક્રિયા અને મુહૂર્તનો દિવસ આવે ત્યારે બ્રાહ્મણોને તૃપ્ત કરો."

મુનિનાં વચન સાંભળી રામે લક્ષ્મણને કહ્યું કે "ભાઇ! સીતાનું પુંસવન પાંચમે દિવસ થવાનું છે. માટે તે ઉપર રાજા જનક અને મુનિ વિશ્વામિત્રને તેડી લાવો."

રામની આજ્ઞા પ્રમાણે લક્ષ્મણ મોટા ભાઇને નમન કરી તેઓને બોલાવી લાવવા ઉત્તર દિશા તરફ ચાલતા થયા.

રામે ચતુર કારીગરોના હાથથી છ ગાઉના વિસ્તારવાળો સુંદર મંડપ બંધાવ્યો. વસિષ્ઠે ઉત્તમ સ્થંડિલ બાંધી ઉંબરાના ફળની માળા તથા તે ક્રિયામાં જોઇતાં સાધનો તૈયાર કર્યાં. તેટલામાં જનક તથા વિશ્વામિત્રને તેડી લક્ષ્મણ પણ આવી પહોંચ્યા. રામે જનકનો સત્કાર કરી વિશ્વામિત્રનું પૂજન કર્યું. મુહૂર્તને દિવસે ગુરૂ વસિષ્ઠની આજ્ઞા મુજબ રામે સીતાની સાથે સ્નાન કરી પોતાના ભાઇઓ તથા માતાઓ સહિત તે મંડપમાં પ્રવેશ કર્યો. વસિષ્ઠે અભિષેક કરી તૈયાર કરેલી માળા સીતાના ગળામાં પહેરાવી. રીવાજ પ્રમાણે દિયેર ભરતે સીતાની પાસે વીણા બજાવી ગર્ભને ગાન શિક્ષણ આપ્યું. રામે બ્રાહ્મણોને ભોજન અને વસ્ત્ર વિગેરેથી તૃપ્ત કર્યા. સઘળી ક્રિયા સમાપ્ત થઇ એટલે રાજા જનક પોતાનું રાજ્ય પણ રામને આપી વિશ્વામિત્ર સહિત વનમાં ચાલતા થયા.

એક દિવસ રાત્રિ સમયે રામે હર્ષપૂર્વક સીતાને પૂછયું કે "સુંદર! તમને કઇ વસ્તુના ભાવો અભાવો થાય છે?"

"આપની કૃપાવડે મારી ઇચ્છા હમેશ પૂર્ણજ થતી આવે છે. પરંતુ મૃગચર્મધારી મુનિઓ અને મુનિપત્નિઓથી કેવલ ગંગાના કિનારાપર રહેવા હું ઇચ્છું છું."

"સુંદરિ! દંડકારણ્યમાં ચૌદ વર્ષ રહ્યા છતાં વનવાસથી તૃપ્ત થયાં નહિ? ભલે, પ્રાતઃકાળે તમે ગંગાના કિનારાપર જજો," આ પ્રમાણે કહી રામ નિદ્રાવશ થયા."

અર્ધરાત્રિ વ્યતીત થતાં ગુપ્ત બાતમીદારો રામ પાસે હાજર થયા અને જૂદી જૂદી ખબરો આપવા લાગ્યા. અને કહેવા લાગ્યા કે સર્વ સ્થળે સર્વ જનો તમારી કીર્ત્તિ અને પ્રતાપનું વર્ણન કરેછે." પણ રામે તેથી સંતોષ નહિ પામતાં તેઓને બહુ દૃઢતાથી પૂછયું કે "મારા યશની સ્થિતિ કેવીછે? મારે માટે, મારી સ્ત્રીને માટે કે મારા ભાઇઓને માટે તમે જે કાંઈ સાંભળ્યું હોય નિર્ભયપણે કહો."

"રામ! તમારા દર્શનથીજ દુષ્કૃત ભસ્મ થઇ જાય તેમ છે. અમો ઘણાં ઘણાં પાપી સ્થળોમાં ફરીએ છીએ તોપણ તમારૂં દર્શન અમોને તે પાપથી મુક્ત કરે છે. ગામને મોઢે કાંઇ ગરણું બંધાય છે? લોક છે તે

ગમે તેમ બોલે. કોઇ સારૂં પણ બોલે અને કોઇ નરતું પણ બોલે. આજે અર્ધ રાત્રિને વખતે ભમતાં એક વિચિત્ર બનાવ અમારા જોવામાં આવ્યો. આપણી નગરીમાં કોઇ ધોબીની સ્ત્રી પતિનું ઘર છોડી પોતાના પિતાને ઘેર જઈ ચાર દિવસ રહી. ચાર દિવસમાંજ તેનો પિતા ચિંતાતુર થયો અને મનમાં કહેવા લાગ્યો કે "સ્ત્રી લાંબો વખત સુધી પિતાને ઘેર રહે એ શાસ્ત્ર તેમ લોક વિરૂદ્ધ પણ છે; માટે આ પુત્રીને હવે હું તુરત તેના પતિ પાસે લઇ જાઉં." આ પ્રમાણે વિચાર કરી ધોબી પોતાના ભાઇઓ સહિત જમાઇને ઘેર જઇ પોતાની પુત્રી તેના પતિને સોંપવા લાગ્યો. પણ તે ધોબી હાથ ઉંચો કરી સસરાને કહેવા લાગ્યો કે "શું તમે મને રામ જેવો સમજો છો? રામ રાજા છે તેથી તેને કોણ કહી શકે? તેણે રાક્ષસને ઘેર રહેલી સીતાનો સ્વીકાર કર્યો પણ હું તેમ કરનાર નથી" તે ધોબીનું વચન સાંભળી સઘળા લોકો ચુપ બની ગયા. રસ્તામાં અમોએ વિચાર કર્યો કે પિતાનું વચન પાળનાર અને રાવણને જીતનારા સ્વધર્મે તત્પર રામની સમાનતા કોણ કરી શકે તેમ છે? એ મૂઢ રામના ગુણોને જાણતો નથી, રાજન્! આ પ્રમાણે વિચાર કરતા કરતા અમો અહીં આવ્યા છીએ."

દૂતોનું વચન સાંભળી તેઓને રજા આપી રામે વિચાર કર્યો કે "સીતા અગ્નિથી શુદ્ધ થયેલ છે તોપણ લોકો અપવાદવાળાં વચનો બોલે છે. પદ્મ સમાન મુખવાળી અને બાલમૃગ સરખા નેત્રવાળી સીતાનો હું કેમ ત્યાગ કરી શકું? પણ કળિયુગમાં બ્રાહ્મણી જેમ પતિનો ત્યાગ કરે તેમ મારે લોકાપવાદથી સીતાનો ત્યાગ કરવો જોઇએ. આ પ્રમાણે નિશ્ચય કરી સવાર થતાં રામચંદ્રે ભરતઆદિ ત્રણે ભાઇઓને પોતાની પાસે બોલાવ્યા. તેઓએ દૂરથી રામને ખેદ પામેલા જોઇ પરસ્પર કહેવા માંડયું કે "આમ કેમ હશે? જયેષ્ઠ બંધુ ક્રોધ પામેલા જણાય છે. આ શું આપણે દાન કરવામાં તો ભૂલ નથી ખાધી? અથવા પ્રાતઃકાળે બ્રાહ્મણોનું પૂજન કરવામાં ઉપેક્ષા રાખી છે? અથવા તો શું સૂર્યનો ઉદય થવા છતાં પણ નિદ્રાવશ રહ્યા છીએ?" આ પ્રમાણે અનેક તર્ક વિતર્કો કરતા એ ત્રણે ભાઇઓ રામ પાસે આવી નમન કરી બોલ્યા કે "અમો આપનાંજ દર્શનમાં ઉત્કંઠિત આપનામાંજ હમેશ મન રાખીએ છીએ છતાં આજ તમો અમારી સામે ઉદાસ કેમ જણાઓ છો?"

"ભાઇઓ મને બાતમીદારોના મોહોડાંથી ખબર મળી છે કે પાખંડીઓ જેમ શ્રુતિની નિંદા કરે તેમ લોકો સીતાને માટે ખરાબ બોલે છે. સંસારના ભયથી યોગી જેમ મમતાનો ત્યાગ કરે તેમ લોકાપવાદના ભયથી હું સીતાનો ત્યાગ કરવા ઇચ્છું છું."

રામનું કઠોર વચન સાંભળી એ ત્રણે ભાઇઓ કંપી ગયા અને તેમ-

ગુંફ રૂવાટાં પણ ઉભાં થઈ ગયાં.

જેદીનબંધુ ! કૃપાળુપણું એક તમારામાંજ ગવાય છે. કોઈ ગરીબડી ગાયને દુષ્ટ કસાઇને ત્યાંથી છોડાવી પછી તેને સંસર્ગથી દુષ્ટ ગણી વગડામાં. કહાડી મૂકવા કોણ ઇચ્છે ? સીતા અગ્નિથી શુદ્ધ થયાં છે. આપણા પિતાએ તે વખત સીતાને માટે જે કહ્યું છે તે શું તમે વિસરી ગયા ? રામ ! તમારૂં મન મને આ વખતે ઘણું કઠણ જણાય છે."

"ભાઇ ભરત ! લોકાપવાદ રાજાઓની કીર્ત્તિનો વિનાશ કરેછે. કીર્ત્તિવગરનું જીવિત મરણ સમાન છે. કીર્ત્તિ સમાન પુરૂષના પાપને નાશ કરનાર પુણ્ય આપનાર અને સ્વર્ગની પ્રાપ્તિ કરાવનાર બીજું કંઇપણ નથી. પૃથ્વીમાં જેની અપકીર્ત્તિ ગવાય છે તેના જન્મ અને જીવિતને હું નિરર્થક માનુંછું. સારી કીર્ત્તિથી એક ઘટિકા માત્ર પણ જીવવું ઉત્તમ છે અને અપકીર્ત્તિ સહિત યુગો પર્યંત જીવવું પણ ખરાબ છે. પુરૂરવા, હરિશ્ચંદ્ર, નહુષ, પૃથુ, માંધાતા, સગર, અંબરીષ, ભગીરથ, નલ અને ઋતુપર્ણ વિગેરે રાજાઓ સારી કીર્ત્તિથીજ આજસુધી ગવાઇ રહ્યા છે. તમે કહોછો તે સત્ય છે. સીતા શુદ્ધજ છે. પરંતુ પુત્ર, સગાં કે સ્ત્રી વીગેરેથી પુરૂષનો અપયશ થતો હોય તો તેનો તેણે અવશ્ય ત્યાગજ કરવો જોઇએ. સાંભળવામાં છે કે પૂર્વે સત્યવાદી શિબિરાજાએ કીર્ત્તિને માટેજ પોતાના દેહનું માંસ આપ્યું હતું. દધીચિ મુનિએ કીર્ત્તિને માટેજ પોતાનાં અસ્થિ દેવતાઓને આપ્યાં હતાં. ભરત ! જો તમને મારૂં 'જીવિત વહાલું હોય' તો આ બાબતમાં મને કંઇપણ અટકાવ કરશો નહિ. સર્પ જેમ કાંચળીનો ત્યાગ કરે તેમ સીતાનો હું અવશ્ય ત્યાગ કરીશ."

રામનું બોલવું સાંભળી ફુંફાડા મારતા સર્પની પેઠે ક્રોધ કરતા, હાથવતે હાથને ઘાંસતા અને નેત્રમાંથી ક્રોધનાં આંસુઓને ખેરતા લક્ષ્મણે કહ્યું કે અરે રાઘવ ! લોકાપવાદથી તેનો ત્યાગ કરવો ? જે પાપીઓ સીતાને ખાલી દૂષણ આપતા હશે તેઓને હું માર્યા વગર છોડનાર નથી. દુષ્ટ અધર્મી પુરૂષે શ્રુતિને દૂષિત કહે તેથી બ્રાહ્મણે શું તેનો ત્યાગ કરવો જોઇએ ?"

લક્ષ્મણનાં વચનને ટેકો આપતાં શત્રુઘ્ને પણ કહ્યું કે "મહારાજ સીતાવિયોગમાં તમે કેવી રીતે જીવી શકશો ?"

"લોકાપવાદથી હું મારા આત્માનો અને તમારો પણ ત્યાગ કરૂં."

રામને આ પ્રમાણે બોલતા સાંભળી ભરત અને શત્રુઘ્ન પોત પોતાના મંદિર તરફ ચાલતા થયા પરંતુ દુઃખમાં પડેલા રામને છોડી લક્ષ્મણથી જઇ શકાયું નહિ. લક્ષ્મણને એકલા જોઇ રામે તેને કહ્યું કે " ભાઇ ! કંઇ પણ વિચાર નહિ કરો. આ ખડગવડે મારૂં મસ્તક કાપી નાખો અથવા તો

સીતાને ગંગાના કિનારાપર મેલી આવો. તમને સ્ત્રીના ત્યાગનો દોષ લાગવાનો નથી. ભાઇ! હું તમારા ચરણમાં પ્રણામ કરૂંછું."

## સીતાને વનમાં મુકી લક્ષ્મણનું પાછું ફરવું.

"ધર્મશાસ્ત્રમાં વડિલની આજ્ઞાને વિશેષ માન્ય ગણી છે અને પિતાનાં વચનથી પરશુરામે પણ માતાનું મસ્તક કાપવામાં વિલંબ નહિ કર્યો હતો." આ પ્રમાણે વિચાર કરી લક્ષ્મણે સારથિને રથ લાવવા આજ્ઞા કરી. રથ આવતાં તેમાં બેસી તે સીતાના મંદિર તરફ ચાલતા થયા. આ વખત ઘોડાઓ ગોઠણભર થઇ પડી જતા હતા અને ચાબખાના પ્રહારોથી પાછા માંડ માંડ ઉભા થતા હતા. સીતાના મંદિર પાસે આવી રથમાંથી ઉતરી અંદર જઇ લક્ષ્મણ સીતાને નમન કરી નીચું મોહોડું રાખી ઉભા રહ્યા.

લક્ષ્મણને એ પ્રમાણે ઉભેલા જોઇ સીતાએ કહ્યું કે "મે રાત્રિ સમય હસતાં હસતાં પતિ પાસે જે માગણી કરી હતી તે પૂરી કરાવવા તમે શું અહીં આવ્યા છો! બહુ સારૂં, ઉભા રહો. મુનિઓ અને મુનિપત્નીઓના સત્કારને માટે હું વિચિત્ર વસ્ત્રો, તથા અગુરૂ વિગેરે લઇ લઉં." આ પ્રમાણે કહી સીતાએ વિચિત્ર પ્રકારનાં વસ્ત્રો, મૃગચર્મો, ખાવાના પદાર્થો તથા મણિ જડેલી રામચંદ્રની સુવર્ણ પાદુકાઓ વિગેરે જોઇતી વસ્તુઓ રથમાં ભરી પછી પોતે કૌસલ્યાના પાસે જઇ રજા માગવા લાગ્યાં કે "ગંગાના કિનારાપર જવાની મને ઇચ્છા થઇ છે તે પૂર્ણ કરવા માટે લક્ષ્મણ રથ જોડી આવેલા છે. જો તમારી રજા હોય તો જાઉં."

"સીતા! કાંટા કાંકરાવાળાં વનમાં તમે કેવી રીતે રહી શકશો? વરાહ વાઘ તથા સિંહ આદિ હિંસક પશુઓ, તેમજ ટાઢ, તડકા, વરસાદ, વાયુ વિગેરે દુઃખોથી ભરપૂર ભયંકર વનમાં રહી મ ડ માંડ રાજ્યનાં સુખોમાં આવેલાં છો. તમે રામને છોડી વનમાં જવાને યોગ્ય નથી. સવારના સૂર્યના જરા જેટલાં તડકાથી પણ તમારૂં મુખ કરમાઇ જાય છે અને થોડા શ્રમથી પણ તમારા હોઠ સૂકાઇ જાય છે."

"મારા પતિ હમેશ કાંટા કાંકરાવાળી ભૂમિમાં ફર્યા છે તેનું સ્મરણ કરતાં તથા તેમનાં નામમો જપ કરતાં મને વનમાં કોઇ પણ પ્રકારનું દુઃખ થશે નહિ. મન, વાણી અને કર્મવડે મેં તમારી સેવા કરી છે તો વનમાં મને કેમ દુઃખ થશે? હું તમને નમન કરૂં છું."

સીતા આ પ્રમાણે પોતાની સાસુને કહી તેમની પ્રદક્ષિણા કરી તેમના તરફથી રજા મળતાં કૈકેયી તથા સુમિત્રાને પણ પ્રણામ કરી તેમની રજા લઇ બહાર નિકળ્યાં. લક્ષ્મણ રથ લઇને હાજરજ ઉભા હતા. સીતાજી હર્ષ પૂર્વક તેમાં બેઠાં અને લક્ષ્મણ પણ બેઠા. લક્ષ્મણ તરફથી ઘોડાને જલદી

હાંકવાનો હુકમ મળતાં સારથિએ કહ્યું કે "હું ઘોડાઓનાં મનના અભિપ્રાયને જાણી શકું છું, તેથી જણાવું છું કે વારંવાર પોતાની કાંધ હલાવી આ ઘોડાઓ કહે છે કે અમે સંગ્રામના કામને યોગ્ય છીએ. આવા કામમાં અમારા પગ ચાલતા નથી."

સીતાને જતાં જોઈ અયોધ્યા અત્યંત દુઃખિત દેખાવા લાગી. વાયુથી ચલાયમાન થતી ધ્વજાઓ તેને જતાં અટકાવ કરતી હોય એમ દેખાવા લાગ્યું. સીતાને ભયંકર શકુનો થવા લાગ્યાં. કૃયાવડીઓ સામે આવી ભયંકર શબ્દો કરવા લાગી. હરિણો આડાં ઉતર્યા અને સીતાની જમણી આંખ ફરકવા લાગી. સીતાને અત્યંત વિસ્મય થયો અને તે કહેવા લાગ્યાં કે "અરે! આ ભયંકર શકુનો થાય છે. કૃયાવડી, શિયાળો મૃગલાંઓ રસ્તો ઘેરી ઉભાં રહે છે. રૂદન કરતાં હોય એમ જણાય છે. કૌસલ્યાના આનંદને વધારનારા રામનું કલ્યાણ થાઓ. પોતાનાં બાણોથી રાક્ષસોના સમૂહને પૃથ્વીપર ધુળ ચાટતા કરનાર રામનું શુભ થાઓ. તેમનું બાહુબળ તથા આયુષ્ય વધો. જનસ્થાનમાં ખર, દૂષણ અને ત્રિશિરાને યમ લોકમાં મોકલનાર રામ ઘણા કાળ સુધી રાજ્ય કરો. જેની કૃપાથી વાનરોએ અગાધ સમુદ્રનું ઉલ્લંઘન કર્યું અને વિભીષણ ભય મુક્ત થયો તે રામ સુખી રહો. જેણે રાવણ અને કુંભકર્ણને મારી મંદોદરીના અશ્રુજળથી સાક્ષાત્ મૂર્તિમાન પાપ સરખી લંકાનું પ્રોક્ષણ કર્યું તે રામ કુશળ રહો."

આમ બોલતાં બોલતાં સીતા ગંગાના કિનારા પાસે આવી પહોંચ્યાં. પાપને હરનારી, પવિત્ર જળવાળી તથા જાંબુ, આમ્ર, ચંપક વિગેરે અનેક ઉત્તમ વૃક્ષોથી સુશોભિત કિનારાવાળી ગંગા જોઈ લક્ષ્મણ રથમાંથી ઉતરી સીતાને સાથે લઈ વહાણમાં બેસી ગંગાને કિનારે ઉતર્યાં. ગંગાજળમાં સ્નાન કરી ત્યાંથી આગળ ચાલ્યાં એટલે એક ભયંકર વન આવ્યું. જ્યાં ગોખરૂ અને દર્ભના તીક્ષ્ણ કાંટા પગમાં પેસી જતા હતા. ખેર, આંબલી, બોરડી, પીપળા, લીમડા વિગેરે અનેક વૃક્ષોની ઘટા જામી રહી હતી. ફુંફાડા મારતા સર્પો, ચિત્તાઓ, પાડાઓ, ભુંડો, સિંહો, વાઘો તથા વીંછીઓ વિગેરે આમ તેમ નજરે પડતા હતા તથા જંગલી બિલાડાઓ સ્થળે સ્થળે ઊંદરના દરોને ખોદતા હતા. આ પ્રમાણે ભયંકર વનને જોઈ સીતાએ લક્ષ્મણને કહ્યું કે "દિયર! અહીં મુનિના આશ્રમો મારા જોવામાં કેમ આવતા નથી? પવિત્ર વેષવાળી સાધ્વી તપસ્વિનીઓ તથા મેખળા અને મૃગચર્મને ધારણ કરનારા અને નાની નાની શિખાવાળા બારબાર વર્ષના મુનિ કુમારો પણ કેમ દેખાતા નથી? અગ્નિહોત્રના ધૂમને બદલે અહીં તો ચોતરફ આગ અને બાકડાંને આગ તો દાવાનળ દેખાય છે. વેદ ધ્વનિને બદલે પક્ષીઓના

ભયંકર શબ્દો સંભળાય છે. અરે ! હું રામથી પરાઙ્મુખ થઇ તેથી તો શું મને મુનિના પવિત્ર આશ્રમોનું દર્શન નહિ થતું હોય ?"

સીતાને આ પ્રમાણે બોલતાં સાંભળી લક્ષ્મણની આંખોમાંથી આંસુઓ ટપકવા લાગ્યાં. વિહ્વળ બની નીચે મોહોડું રાખી તેણે સીતાને કહ્યું કે સીતાજી ! તે આશ્રમ અહીંથી દૂર છે. હવે ત્યાં તમે જાતેજ ચાલ્યાં જજો. લોકાપવાદના ભયથી રામે તમારો ત્યાગ કર્યો છે. તમને પણ ગંગાને કિનારે રહેવાની ઇચ્છા થઇ છે હું ભાઇની આજ્ઞાને પરવશ છું.

આકાશમાંથી રોહિણી જેમ પૃથ્વી પર આવી પડે તેમ લક્ષ્મણનું વચન સાંભળતાંજ સીતાજી મૂર્છિત થઇ પૃથ્વીપર પડી ગયાં. કપાઇ ગયેલ મૂળવાળી લતાની પેઠે પૃથ્વીપર પડી ગયેલ સીતાને લક્ષ્મણે વસ્ત્રના છેડાથી પવન નાખવા માંડયો અને એક હાથથી તેના મુખપર છાયા કરી. થોડીવાર પછી ચેતના આવી એટલે મહા મુશ્કેલીથી લક્ષ્મણની સામે જોઇ સીતાએ ધીમેથી કહ્યું કે " લક્ષ્મણ ! પૂર્વે જેમ જનસ્થાનમાં મને છોડી ગયા હતા તેમ આજ પણ શું તમે મને આ ભયાનક વનમાં છોડીને જશો ? મારા સઘળા દિયેરોમાં તને મને ઘણાજ વહાલા છો. પૂર્વે વિરાધથી તમેજ મારો બચાવ કર્યો હતો. પવિત્ર ફળ, મૂળ, અને જળવડે તમેજ મારી સેવા કરી છે. મારે માટે પર્ણશાળા પણ તમેજ બાંધી હતી હવે આ રખાવતા તમારા વિના મારૂં રક્ષણ કોણ કરશે ? અરે ! વિના અપરાધે રામે મારો ત્યાગ કર્યો. પદ્મસમાન વિશાળ નેત્રોવાળું, સુંદર દંતપંક્તિવાળું, ઉત્તમ કુંડલોથી સુશોભિત તથા મોતી અને માણેકથી જડેલ મુકુટવડે દેદીપ્યમાન રામનું ચંદ્ર સમાન મુખ હવે હું ક્યારે દેખીશ ? પૂર્વે વિશ્વામિત્ર તથા તમારી સાથે મિથિલામાં આવી જે રામે મને પરણવા માટે ધનુષ્યભંગ કર્યો, વનવાસમાં મારે માટે વાનરની સાથે સખાપણું બાંધ્યું તથા મારા વિયોગમાં જેણે વૃક્ષો અને લતાઓને આલિંગન આપ્યું, તેજ રામે આજ મારો ત્યાગ કર્યો ? તેનો કશો દોષ નથી. દૈવનોજ દોષ છે અથવા મારો પોતાનોજ દોષ છે. અથવા મારા પરિણામ છે. મહાબાહુ લક્ષ્મણ ! રામ નિર્દોષ છે, તમે પરવશ છો. ભલે અયોધ્યામાં જાઓ. જેણે ગર્ભમાં અને લંકામાં પણ મારૂં રક્ષણ કર્યું હતું તેજ ઇશ્વર અહીં પણ મારૂં રક્ષણ કરશે મારી સાસુજીને કહેજો કે ગર્ભિણી છતાં પણ રામે ત્યાગ કરેલ સીતા વનમાં તમારા ચરણનું ચિંતવન કરેછે. પણ લક્ષ્મણ ! આવા વ્યાપારમાં તમ સરખા કૃપાળુની યોજના રામે કેમ કરી ? આ કામ તો ભાઇનો ઘાત કરાવનાર કઠણ મનના સુગ્રીવને અથવા તો વિભીષણને સોંપવાનું હતું. લક્ષ્મણ ! ભલે હવે તમે અયોધ્યામાં પધારો. વિલંબ થશે તો રામ તમારાપર ક્રોધ કરશે. માર્ગમાં તમારૂં કલ્યાણ થાઓ.

"માતાજી! વનમાં વનદેવતાએ તમારી રક્ષા કરો. પરવશ પડેલો હું જાઉં છું." પણ આ પ્રમાણે કહી લક્ષ્મણ પાછું વાળી જોતા જોતા આગળ ચાલ્યા પણ તેના પગ પાછળ પડવા લાગ્યા. મહા મુશ્કેલીવડે તે ત્યાંથી દૂર નિકળી ગયા.

## સીતાને વાલ્મીકિના આશ્રમમાં પુત્ર પ્રસવ.

લક્ષ્મણના ગયા પછી સીતા એકદમ મૂર્છા પામી પૃથ્વીપર પડી ગયાં. જરા સંજ્ઞા આવતાં તે વનમાં એકલા મૃગલીની પેઠે વિલાપ કરવા લાગ્યાં કે 'અરે! મેં એવું શું મોટું પાપ કર્યું હશે કે આ ભયંકર વનમાં રામે મારો ત્યાગ કર્યો." વિલાપ કરતાં કરતાં વારંવાર શૂન્ય દિશાઓ તરફ દૃષ્ટિ કરવા લાગ્યાં અને જરા વારમાં "શું લક્ષ્મણ પાછા અહીં નહિ આવે?" એમ પણ ધારવા લાગ્યાં. ભયથી વિહ્વળ બની સીતા વળી પણ મૂર્છા ખાઇ નીચે પડી ગયાં તેના દુઃખથી દુઃખ પામેલા પાસેના જળાશયના હંસો પણ મૃણાલ નાલને છોડી રૂદન સરખા શબ્દો કરવા લાગ્યા. લીલાં ખડને છોડી દઇ હરિણો અને હરિણીઓ એ સ્થળમાં સ્થિર બની ગયાં. મયૂરોએ નૃત્ય છોડી દીધું. પક્ષીઓ ચારાને માટે જવું અટકાવી પાંખોથી સીતાપર છાયા કરવા લાગ્યા. તથા ચાંચમાં પાણી ભરી ભરી તેનાપર છાંટવા લાગ્યાં. ચમરીઓ પોતાનાં પૂંછડાંવડે સીતાને પવન નાખવા લાગી. ભાગીરથીના જળમાં સ્નાન કરી કિનારાપરનાં વૃક્ષોનાં પુષ્પોથી સુગંધવાળો થયેલો વાયુ તેના શ્રમને હરવા લાગ્યો. છુટી ગયેલ કેશવાળાં અને પૃથ્વીપર ધુળમાં લોટતાં સીતાના મુખમાંથી " રામ, રામ " એ શબ્દોજ નિકળતા હતા. આમ તેમ દોડતાં પગલે પગલે તેના પગમાં દર્ભના તીક્ષ્ણ કાંટાઓ ખુંચવા લાગ્યા અને તેમાંથી રૂધિર સ્ત્રવવા માંડ્યું.

આવા વખતમાં સમિધને માટે પોતાના શિષ્યો સહિત ત્યાં આવેલા મુનિ વાલ્મીકિએ સીતાને દીઠાં.

ઉપેક્ષા કરાયેલ તપની સિદ્ધિની પેઠે દીન ચિત્તવાળી દુઃખી સીતાને જોઇ વાલ્મીકિએ પૂછ્યું કે " કલ્યાણિ! તું કોની પુત્રી અને કોની સ્ત્રી? આ શુન્ય વનમાં કેમ દુઃખી થાય છે" ?

"હું જનકની પુત્રી, દશરથની પુત્ર વધુ અને રામની સ્ત્રી છું રામે મારો ત્યાગ કર્યો છે. હું નથી જાણતી કે તેનું શું કારણ હોય?"

"સીતા! તને બે પુત્રો થશે. તું જરાપણ શોક નહિ કર. જનક રાજાથી હમેશ માન પામેલો હું વાલ્મીકિ નામનો મુનિ છું. પત્ર, પુષ્પ અને ફળ મૂળથી યુક્ત મારા સુંદર આશ્રમમાં ચાલ ત્યાં હું તને જૂદી પર્ણશાળા બાંધી આપીશ ત્યાં તને પ્રસવ થશે."

તાપથી તપેલ કોઇ, જેમ મેઘના શબ્દવડે રાજી થાય તેમ મુનિનું વચન સાંભળી સીતા અતિ આનંદ પામ્યાં અને "બહુ સારૂં" એમ કહી તેની પાછળ ચાલવા લાગ્યાં.

સીતાને સાથે લઇ વાલ્મીકિ પોતાના આશ્રમપર પહોંચ્યા. ત્યાં સિંહો અને મૃગો, મીંદડાં અને ઉંદરો, નોળિયાં અને સર્પો તથા મયુરો અને સર્પો સાથે ક્રીડા કરતા હતા. જળાશયમાં પાસે રમતા મત્સ્યોને બગલો સ્પર્શ પણ કરતો નહતો. એ આશ્રમને તપસ્વીઓને, મુનિપતિઓ તથા મુનિ કુમારોને જોઇ હર્ષ પામી સીતા વારંવાર તેઓને નમવા લાગ્યાં. અને તેઓ સીતાને આશીર્વાદ આપવા લાગ્યાં. મુનિઓએ પર્ણશાળા બાંધી આપી તેમાં રહી સીતા ફળમૂળનું ભક્ષણ કરવા લાગ્યાં. અને હમેશ વાલ્મિકીના ચરણમાં પ્રણામ આ કરી કથા સાંભળવા લાગ્યાં આ પ્રમાણે નવમો માસ વીતિ જતાં પ્રમાણે નવમો સારે મુહુર્ત્તે તેણે બે પુત્રને જન્મ આપ્યો. વિચક્ષણ મુનિપત્નીઓ તેની સારસવાર કરવા લાગી અને મંગળ ગીત ગાવા લાગી. કુમારોની કાંતિથી સુતિકાગૃહ પ્રકાશી રહ્યું દિશાઓ થઇ. વાયુ નિયમ સુગંધી વાવા લાગ્યો. અગ્નિ દક્ષિણ જ્વાળાથી શોભવા લાગ્યો. મુનિકુમારોએ વાલ્મીકિને વધામણી આપી. મુનિએ ત્યાં આવી બન્ને કુમારોપર અભિષેક કર્યો અને તેઓનાં નામ કુશ અને લવ એવાં રાખ્યાં. ઉદય પામેલા સૂર્યચંદ્રની પેઠે તે બન્ને ભાઇઓ દિવસો દિવસ વધવા લાગ્યા. મુનિએ તેમના સઘળા જાતકર્માદિ સંસ્કાર કર્યા અને અગિયાર વર્ષના થયા ત્યારે તેઓને જનોઇ આપી. કામધેનુને બોલાવી તૈયાર કરેલી સામગ્રીવડે વનવાસી તપોધનોને ઉત્તમ પ્રકારનાં ભોજનોથી તૃપ્ત કર્યાં. બન્ને કુમારોને મુનિએ અંગસહિત વેદ ભણાવી પછી રામચરિત્ર શિખવ્યું. તેઓ રામચરિત્ર ગાવા લાગ્યા. લવ તાલ આપે અને કુશ હાથમાં વીણા રાખી ગાવે. કુમારોના આલાપથી આકાશ વ્યાપ્ત થવા લાગ્યું અને હર્ષ પામેલા મુનિઓ વાહવાહ શબ્દ કરવા લાગ્યા. વાલ્મીકિએ તે બન્નેને દૃઢ પ્રત્યંચાવાળાં ધનુષો આપ્યાં અને વાલ્મીકિના સખા રૈભ્ય મુનિએ તેમને બાણનાં અક્ષય ભાથાં આપ્યાં. બીજા પણ તપોધનોમાંથી કોઇએ શસ્ત્રો, કોઇએ કિરીટો, કોઇએ કવચો અને કોઇએ ખડ્ગ આપ્યાં. બન્ને કુમારો કવચ અને ધનુષો ધરી આશ્રમની પાસ ફરવા લાગ્યા. સુંદર કંદ, મૂળ અને ફળવડે સીતાની શુશ્રૂષા કરવા લાગ્યા તથા તેની ચરણચંપી કરી આનંદ આપવા લાગ્યા.

## લવ કુશનું પરાક્રમ અને પરાભવ.

રાવણને મારવાથી થયેલી બ્રહ્મહત્યાના દુઃખથી અયોધ્યામાં રહેલ મહાબાહુ રામચંદ્રે, અશ્વમેધ યજ્ઞ કરવા સારૂ ગુરૂ વસિષ્ઠ અને વામદેવ વિગેરેની સંમતિથી અસિપત્રવ્રત પાળવા સીતાની સુવર્ણની પ્રતિમા કરી યજ્ઞની

દીક્ષા લીધી. ગાયના દૂધ સમાન વર્ણવાળો, મુખમાં કેસર સરખી કાંતીવાળો, સારી કેસવાળી વાળો તથા એક તરફ શ્યામ કર્ણ વાળો અશ્વ વાજિશાળામાંથી પસંદ કરવામાં આવ્યો. રામે તે અશ્વનું પૂજન કરી "દશરથ અને એક વીર પુત્રવાળી કૌશલ્યાના મહાબળવાન પુત્ર રામચંદ્રે છૂટો મૂકેલ આ અશ્વને કોઇ શક્તિમાન રાજા પકડી બાંધશે તો તે રાજાને જીતી અશ્વને બંધનથી મુક્ત કરવામાં આવશે." એ પ્રમાણે એક સુવર્ણ પત્રમાં લખી તે પત્ર એ અશ્વના લલાટપર બાંધી તેને છુટો મૂક્યો, અને તેના રક્ષણ માટે ત્રણ અક્ષૌહિણી સૈન્ય સહિત શત્રુઘ્નની યોજના કરવામાં આવી. આ પ્રમાણે છુટો મૂકેલ અશ્વ અનેક દેશો, નગરો તથા ઉપવનોમાં ફરવા લાગ્યો. કેટલાએક રાજાઓ તેને નમવા લાગ્યા અને કેટલાએક તેને બાંધવા લાગ્યા. શત્રુઘ્ન તે અશ્વને છોડાવવા લાગ્યો. એમ થતાં થતાં રામના યજ્ઞનો અશ્વ વાલ્મીકિના આશ્રમની પાસે આવી પહોંચ્યો. આ વખત વરૂણે યજ્ઞમાં બોલાવવાથી વાલ્મીકિ પાતાળમાં ગયા હતા. આશ્રમના રમણીય ઉપવનમાં અશ્વે પ્રવેશ કર્યો. ફળેલી દાડમીઓ, નવપલ્લવ આમ્રવૃક્ષો, પ્રફુલ્લિત થયેલાં અગથીયાનાં વૃક્ષો, ગોઠવેલ ફુવારા વાળા દ્રાખ માંડવાઓ તથા કેળોથી શોભી રહેલ એ આશ્રમમાં દુર્વાનાં કોમળ અંકુરો ચરતો એ અશ્વ બળવાન ધનુર્ધારી લવના જોવામાં આવ્યો. લવે પાસે જઇ જોયું તો અશ્વના લલાટમાં બાંધેલ સુવર્ણ પત્રની અંદર વાંચવામાં આવ્યું કે "દશરથ અને એક વીર પુત્રવાળી કૌસલ્યાના મહાબળવાન પુત્ર રામચંદ્રે છુટો મૂકેલ આ અશ્વને કોઇ શક્તિમાન રાજા પકડી બાંધશે તો તે રાજાને જીતી અશ્વને બંધનથી મુક્ત કરવામાં આવશે." આ વાક્ય વાંચી લવ ઘણોજ ઉશ્કેરાઇ ગયો અને બોલ્યો કે "ત્યારે શું અમારી માતા વાંઝણી છે? શું તે એક વીર પુત્રવાળી નથી?" આ પ્રમાણે બોલી તેણે તરતજ તે અશ્વને પકડી પોતાના ઉત્તરીયવસ્ત્રથી એક વૃક્ષને થડે બાંધી દીધો. અશ્વને બાંધવાથી ભય પામેલા મુનિકુમારો તેને અટકાવી કહેવા લાગ્યા કે "લવ! તું એ ઘોડાને વૃથા બાંધે છે. તેના રક્ષકો તને બાંધી લઇ જશે."

"તમો ઋષિપત્નીઓના ઉદરથી જન્મેલા છો અને હું સીતાના ઉદરથી ઉત્પન્ન થયેલો છું. જો હું એ અશ્વને બાંધી હવે ભયથી પાછો છોડી દઉં તો હું સીતાનો પુત્ર નહિ પણ તેના ઉદરથી ઉત્પન્ન થયેલ કૃમિરૂપજ ગણાઉં. શરમ ઉપજાવનાર કૃત્ય કરતાં તો મરણજ અતિ ઉત્તમ છે."

લવ આ પ્રમાણે બોલતો હતો તેટલામાં મદોન્મત્ત હાથીઓ, ઘોડાઓ તથા પદાતિઓવાળું સૈન્ય ત્યાં આવી પહોંચ્યું "અશ્વ ક્યાં ગયો, અશ્વ ક્યાં ગયો." એમ મહાબળવાન મહારથિઓ પરસ્પર બોલવા લાગ્યા. તેટલામાં

એક વૃક્ષને થડે બાંધેલો અશ્વ તેમના જોવામાં આવ્યો. જોતાંજ પાસે ઉ‑ભેલા મુનિકુમારે તેઓએ પૂછ્યું કે આ અશ્વને અહીં કોણે બાંધ્યો. મુનિકુમારોએ તેને કહ્યું કે, " આ આમ્રવૃક્ષની છાયા નીચે નિર્ભયપણે ઉભેલા પ્રખ્યાત પરાક્રમી લવ નામના કુમારે તેને બાંધેલો છે." મુનિકુમારોનું એ વચન સાંભળી સઘળા યોદ્ધાઓ હસીને કહેવા લાગ્યા કે અરે, એ બા‑ળક મૂર્ખ જણાય છે, એ અશ્વનું રક્ષણ કરનાર મોહું સૈન્ય છે તે જાણતો નથી. હશે, કંઇ નહિ, તે બાળક છે; ચાલો આપણે તે અશ્વને છોડી લઇએ" સૈન્યના યોદ્ધાઓ આ પ્રમાણે બોલતા હતા તેટલામાં ધનુર્ધારી મહાબાહુ લવે ત્યાં આવી કહ્યું કે "શું ? તમે ઘોડાને છોડવા ઇચ્છો છો. પ્રથમ મને જીતી પછી છોડજો. મને જીત્યા પહેલાં તમારા હાથથી એ કદી પણ છૂટ‑વાનો નથી."

લવને બાળક સમજી તેનું વચન કાન નીચે કહાડી નાખી કેટલાએક પુરૂષો બળાત્કારે તે ઘોડાને છોડવા લાગ્યા. એટલે લવે પોતાના તીક્ષ્ણ બા‑ણોથી તેમના હાથને કાપી નાખ્યા. યોદ્ધાઓના હાથ કપાઇ જવાથી બીજા ઘણા પુરૂષો લવને વીંટી વળી તેનાપર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા, અને કેટલાએક સાંગો તથા પાશ વિગેરે ફેંકવા લાગ્યા; પણ ગંગાના જળમાં સ્નાન કરનારને જેમ પાપ સ્પર્શ ન કરી શકે તેમ કોઇ પણ આયુધ લવના શરીરને સ્પર્શ કરવામાં શક્તિમાન થયું નહિ. યોગી જેમ સંસારના બંધનને કાપી નાખે તેમ લવે તે સઘળાં આયુધોને કાપી સૈન્યનાં એકેક માણસને પાંચ પાંચ બાણોથી વીંધી નાખ્યાં. લવે બાણોથી હાથી તથા તેમની સું‑ઢોના બબ્બે કટકા કરી નાખ્યાં માવતોનાં માથાંઓ ઉડાવી દીધાં. હાથી‑ઓની પીઠપર પાથરેલી કાશ્મિરી શાલો અને લટકતી ઘંટાઓને કાપી ક્યાં‑ય ઉડાવી દેવા માંડી. રથો ધ્વજો, પરદાઓ, ધોંસરીઓ અને હુંબોને કાપી નાંખવા માંડી. ઘોડાઓને તથા સારથીઓને યમલોકમાં મોકલવા માંડ્યા. ચામરો, ધનુષો તથા ભાથાંઓને પણ કાપી નાંખવા માંડ્યાં.

આ પ્રમાણે પૃથ્વીપર ઉભેલ એકજ બાળકે પોતાના સૈન્યનો મોટો વિનાશ કરી નાખ્યો તેથી અતિ ક્રોધ પામેલ શત્રુઘ્ને રથમાં બેસી ત્યાં આવી "ઉભો રહે, ઉભો રહે" એમ બોલવાની શરૂવાત કરી તેટલામાંજ લવે તેને પણ દશ બાણથી વીંધી નાખ્યો. વળી પણ એક તીક્ષ્ણ બાણથી તેનું હૃદય વીંધી ચાર બાણથી ચાર ઘોડાઓને, ચાર બાણથી ચક્રરક્ષકોને, એક બાણથી ધ્વજને અને એક બાણથી શત્રુઘ્નના ધનુષની દોરી કાપી નાખી. શત્રુઘ્ને ધ‑નુષમાં બીજી દોરી ચડાવી ત્રણ તીક્ષ્ણ બાણાંઓ લવના લલાટમાં પેસાડી દીધાં.

"અરે, તારૂં બળ એટલુંજ કે ?" એમ હસતાં હસતાં લવે તેના ઘોડા તથા સારથીને પણ યમલોક તરફ રવાના કરી દીધા અને ધ્વજ તથા

ધનુષને પણ કાપી નાખ્યાં. કપાઇ ગયેલ ધનુષ્યવાળો, રથ વગરનો અને ક્ષિણ ગયેલ અશ્વો તથા સારથિવાળો વીર શત્રુઘ્ન બીજું ધનુષ લઇ તેમાં પીળા વર્ણવાળું તથા ગીધનાં પાંખડાઓથી શોભાવેલ એક તીક્ષ્ણ બાણ ચડાવી બોલ્યો કે "કુમાર: હવે નાસજે. નહિ તો આ બાણથી અવશ્ય તારૂં મરણ થશે. મને તારા પર દયા આવે છે." આ પ્રમાણે બોલી શત્રુઘ્ને જેવું તે બાણ છોડયું તેવુંજ લવે તેને કાપી નાખ્યું. બાણ કપાઇ નીચે પડયું. શત્રુઘ્ન વિસ્મય પામ્યો. શત્રુઘ્ને બીજું બાણ સાંધવા માંડયું. લવે તેને પણ કાપી નાખ્યું એટલે શત્રુઘ્ને જે ધનુષથી લવણાસુરને માર્યો હતો તે ધનુષ લઇ તેમાં સૂર્ય અને અગ્નિ સમાન તેજસ્વી દિવ્ય બાણ સાંધી "હવે તું માર્યો ગયો છે." એમ બોલી તેણે તે બાણ તેનાપર ફેંકયું. એ બાણ નિષ્ફળ નહિ થાય એમ સમજી લવે તે વખતે પોતાના મોટા ભાઇ કુશને યાદ કરી કહ્યું કે "જો આ વખતે મારો ભાઇ કુશ હોય તો મને એ બાણનો ભય થાય નહિ. પણ સીતાના સત્ય અને પાતિવ્રત્યના પ્રભાવથી હું એ બાણને હમણાંજ કાપી નાખીશ." એમ બોલી તેણે ઘણા બળવડે તે બાણને અધવચથી કાપી નાખ્યુ. બાણનો આગલો અરધો ભાગ પૃથ્વીપર પડ્યો અને પાછલો અરધો ભાગ નીચે નહિ પડતાં લવનાં ધનુષને કાપી તેના હૃદયમાં પેઠો. બાણનો અરધો કટકો લાગવાથી રૂધિરવડે વ્યાપ્ત થયેલો બાળક લવ મૂર્છા પામી નીચે પડી ગયો.

શત્રુઘ્નના સૈન્યના મરણથી બચેલા યોદ્ધાઓ હર્ષ પામી ગર્જનાની સાથે શંખ અને ભેરીના શબ્દો કરવા લાગ્યા. તેઓએ ઘોડાને છોડી લીધો, જેથી ઘોડો છુટથી ફરવા લાગ્યો. કૃપાળુ શત્રુઘ્ને પોતાના હાથથી લવને ઉઠાવ્યો અને નોકરોને આજ્ઞા કરી કે રામ સરખી આકૃતિવાળા આ બાળકપર જળનું સિંચન કરો" આજ્ઞા પ્રમાણે સૈનિકોએ તેનાપર જળનું સિંચન કર્યું. પછી શત્રુઘ્ન તેને જીવતોજ રથમાં નાખી સૈન્ય સહિત ઘોડાની પાછળ ચાલવા લાગ્યો.

## સહોદરના સ્નેહ અને યુદ્ધમાં પરાક્રમ.

ઘોડાને અને તેની સાથે લવને પણ લઇ શત્રુઘ્નનું સૈન્ય ચાલવા લાગ્યું એટલે અશ્રુલિપ્ત મુખોવાળા મુનિકુમારોએ સીતા પાસે જઇ કહ્યું કે, "સીતાજી! લવે કોઇ રાજાના ઘોડાને બળાત્કારથી બાંધ્યો તેથી તેને તેના સૈનિકોની સાથે યુદ્ધ કરવું પડયું. ઘણા ઘણા યોદ્ધાઓને મારી લવ થાકી ગયો હતો તેટલામાં કોઇ વીરપુરૂષે તેના હાથનું ધનુષ કાપી તેને મૂર્છિત કરી પોતાના રથમાં નાખી લીધો. હવે તેઓ તેને પોતાના નગર તરફ લઇ જાયછે."

મુનિકુમારોનું એ વાક્ય સાંભળતાંજ સીતા ચિત્રમાં આળખેલની પેઠે

સ્થિર બની ગયાં. થોડીવાર પછી ચિત્તને સ્વસ્થ કરી તે બોલ્યાં કે "જો હું મન, વાણી અને કર્મથી રામનેજ પરાયણ રહેતી હોવું તો તેના પ્રભાવથી મારો પુત્ર લવ કુશળ રહેજો." આમ કહેતાં કહેતાં અને રોતાં રોતાં સીતાએ વિલાપ કરવા માંડયો "અરે! તે ઘણા પાપીઓએ ભેગા થઇ મારા એકલા બાળક પુત્રને પીડયો હશે. પુત્ર લવ! તું મારી આજ્ઞા પાળનાર છતાં આજ મને પૂછયા વગર કેમ ગયો? ચંદ્રબિંબ સમાન તારૂં મુખ બાણોવડે ભેદાયું! કંદમૂસળ અને ફળનું ભક્ષણ કરનાર બાર વર્ષના બાળકની સામે યુદ્ધ કરવા એ નિર્દય પાપીઓના હાથ કેમ ચાલ્યા હશે? અરે, આ વખતે પિતા વાલ્મીકિ કે બળવાન પુત્ર કુશ પણ હાજર નથી. આ દારૂણ દુઃખ હું કોને કહું?"

સીતા આ પ્રમાણે રૂદન કરતાં હતાં તે વખતે દર્ભ લેવા ગયેલ કુશ વનમાંથી આશ્રમ તરફ પાછો વળ્યો. રસ્તામાં તેને ચિત્તને ઉદ્વેગ કરનારાં અપશુકનો થવા લાગ્યાં. ખરાબ શબ્દ કરતા હરિણો ડાબાં ઉતરવાં લાગ્યાં. તેનો ડાબો હાથ તથા ડાબું નેત્ર એ બન્ને ફરકવાં લાગ્યાં અપશુકનોથી પીડિત અંતઃકરણવડે અતિ ઉતાવળથી તે આશ્રમની નજીક આવી પહોંચ્યો. ત્યાં તેના મનમાં વિચાર આવવા લાગ્યા કે "આજ, લવ મારી સામે આવતો કેમ દેખાતો નથી? આજ સવારે તે મારી સાથે આવવા તૈયાર થયો હતો પણ મેં તેને અટકાવ્યો તેથી તે શું રીસે ભરાયો હશે?" આ પ્રમાણે વિચાર કરતાં કરતાં કુશ પર્ણશાળામાં આવી પહોંચ્યો. ત્યાં તેણે સીતાજીને રોતાં દીઠાં. ઉદ્વિગ્ન ચિત્તે તેણે પૂછયું કે, "માતા! શા માટે રડોછો? લવ ક્યાં ગયો?"

"કોઇ રાજાના અશ્વને લવે બાંધ્યો હશે. પણ હવે તે રાજાનું સૈન્ય લવને બાંધીને લઇ જાય છે. લવ જીવતો હશે? કોણ જાણે કેમ હશે? પુત્ર! વિષ્ણુ પોતાના ભક્તને સંસારથી મુક્ત કરે તેમ તું તેને બંધનથી મુક્ત કર."

સીતાનું વચન સાંભળી ક્રોધથી લાલ નેત્રવાળો કુશ ભ્રકુટી ચડાવી બોલ્યો કે "આજ શત્રુઓનાં ઉષ્ણ રૂધિરનું પૃથ્વી પાન કરશે. મહા બળવાન ઇંદ્ર, વરૂણ, કુબેર, યમ, યક્ષો, ગંધર્વો, દેવતાઓ, સાધ્ય ગણો કે મરૂદ્ગણો સઘળા સાથે રહીને કે જૂદા રહીને તેઓની સહાયતા કરનારા હશે તોપણ હું તેઓને જીતી લવને છુટો કરીશ. માતા! મને ધનુષ, બાણ, ઢાલ તરવાર, મુકુટ તથા કવચ જલદી લાવ. હવે હું જાઉં છું."

કુશ સજ્જ થઇ સીતાને નમન કરી આશીષ લઇ ધનુષ હલાવતો હલાવતો ઘણી ઉતાવળથી ત્યાંથી ચાલ્યો. મદોન્મત્ત હાથીઓની પાછળ સિંહ

જેમ પહોંચે તેમ તેણે સૈન્યની પાછળ પહોંચી દુરથી બુમ પાડી કહ્યું કે "અરે ! જો શક્તિ હોય તો યુદ્ધ કરવા ઉભા રહો, નહિ, તો મારા અશ્વને છોડી દીઓ. કુશને જીત્યા વગર તમો આગળ વધી શકો તેમ નથી."

કુશનું ભયંકર વચન સાંભળી શત્રુઘ્નના સૈન્યના યોદ્ધાઓ પરસ્પર બોલવા લાગ્યા કે "ઢાલ, તરવાર અને ધનુષ્ય બાણ ધરી કવચ કુંડળવાળો એ કયો યુવાન વીર આપણી પાછળ ચાલ્યો આવે છે ? અવશ્ય એ આપણા સર્વના કાળ સરખો જણાય છે. કુશની ભયંકર બુમ સાંભળતાંજ સર્વ સૈનિકો વિહ્વળ બની ગયા. વાયુના વેગથી વૃક્ષોની પેઠે ધ્વજાઓ ફડકવા લાગી. આકાશમાં વીર પુરૂષોના મુકટોપર ગીધ પક્ષીઓ બેસવા લાગ્યાં. ભાથાંઓમાંથી બાણો પોતાની મેળે નિકળી પડવા લાગ્યાં. તરવારો મ્યાનમાંથી બહાર આવી પડવા લાગી. વૃક્ષોને ઉખેડી નાખનો પ્રચંડ પવન વાવા લાગ્યો. આકાશ રજથી ઢંકાઇ ગયું અને સૂર્ય દેખાતો બંધ પડ્યો. જરાવાર પછી સઘળું તોફાન શાંત થયું એટલે શત્રુઘ્નના સૈન્યના સઘળા યોદ્ધાઓએ કુશને પોતાની સમીપમાંજ દીઠો.

કુશને જોઇ શત્રુઘ્ને સેનાપતિને આજ્ઞા કરી કે "સેનાપતિ! તમે જલદી તેની સામે જાઓ અને એ બાળકને બાણોથી અટકાવી રાખો. તમો તેને અટકાવશો એટલામાં અમો અહીં સૈન્યને વ્યૂહમાં ગોઠવી દઇશું."

"આપના પ્રસાદથી હું તેને મારીશ." એમ બોલી સેનાપતિએ કુશની સામે થઇ તેનાપર દશ બાણો ફેંક્યાં કુશે તે બાણોને કાપી નાખી હસતાં હસતાં ચાર બાણોથી તેના ચાર ઘોડાઓને અને એક બાણથી સારથિના મસ્તકને નીચે પાડી દીધું. રથના ટુકડે ટુકડા કરી નાખ્યા. અને તેનાં ધનુષ તથા કવચને પણ કાપી નાખ્યાં. પરંતુ એટલેથી સંતોષ નહિ પામતાં કુશે વેગથી બે બાણોવડે તેના બે હાથ તથા પગને પણ કાપી નાખ્યા. છેવટે એક પ્રલયાગ્નિ સમાન ઉગ્ર બાણથી દેદિપ્યમાન કુંડળોવાળું તેનું મસ્તક પણ નીચે પાડી દીધું. સેનાપતિ મરાતાં શત્રુઘ્નના સૈન્યમાં મોટો હાહાકાર થઇ રહ્યો. મરણ પામેલા સેનાપતિનો નગ નામનો ભાઇ હાથીપર બેસી કુશની સામે થયો. નગે અગ્નિ સમાન તેજસ્વી વજ્ર સરખી સાંગ કુશપર ફેંકી, પણ કુશે તેને પાંચ બાણોવડે અધવચથીજ કાપી નાખી અને અને ચાર બાણોથી તેના હાથીના ચારે પગોને પણ કાપી નાખ્યા. નગ પૃથ્વીપર કુદી પડી હાથમાં મોટી વિચિત્ર ગદા લઇ કુશની સામે દોડ્યો. કુશે ગદા સહિત તેનો હાથ કાપી નાંખ્યો. નગે ડાબા હાથમાં ચક્ર લીધું. કુશે તે હાથ પણ કાપી નાખ્યો નગ દોડીને કુશની સામે જવા લાગ્યો. કુ તેના પગ પણ કાપી નાખ્યા. હાથ પગ વગરનો નગ પેટ ઘસડી કુ-

ઘની સામે પહોંચ્યો. અને ઘડના વેગથી તેણે તેની સામે ગદા ફેંકી. નગના પરાક્રમથી કુશનું અંતઃકરણ તેનાં વખાણ કરવા લાગ્યું. પછી કુશે એક તીક્ષ્ણ બાણ મૂકતાં નગનું મસ્તક કપાઇ નીચે પડી ગયું નગનો નાશ કરી ક્રોધ પામેલા કુશે કાળની પેઠે સૈન્યનો વિનાશ કરવા માંડ્યો. સિંહની પેઠે તેણે પર્વત સરખા હાથીઓનાં કુંભસ્થળો ચીરી નાખ્યાં. ઉછળતાં રૂધિરોવડે રાતાં છાંટણાંવાળાં વસ્ત્રોને ધારણ કરનાર વીરપુરૂષો પ્રફુલ્લિત થએલ ખાખરાઓની પેઠે શોભવા લાગ્યા. બાણોનાં પરસ્પર ઘર્ષણથી અગ્નિ ઉત્પન્ન થયો. રથ અને હાથીઓ રૂપ ઇંધનોવાળો કુશરૂપ અગ્નિ વિશેષ પ્રદીપ્ત થવા લાગ્યો. પડતા હાથીઓની નીચે યોદ્ધાઓ દબાઇ જવા લાગ્યા. અધમ પુરૂષોની પેઠે હાથી, ઘોડા, રથ અને પદાતિઓની દુર્ગતિ થવા લાગી અને કન્યા વિક્રય કરનાર પુરૂષોની પેઠે વાહનોપર બેઠેલા યોદ્ધાઓની અધોગતિ થવા લાગી.

પોતાના સૈન્યનો પરાભવ થવાથી મહાબાહુ શત્રુઘ્ન ધનુષને હલાવતો હલાવતો ત્યાં આવી પહોંચ્યો. શત્રુઘ્ને નવ બાણથી કુશને વીંધ્યો, બળવાન કુશે અશ્વ સહિત તેના રથનો ભૂકો કરી નાખ્યો અને સાત બાણોથી તેનું વક્ષઃસ્થળ ચીરી નાખ્યું. સ્ખલિત થયેલો મદોન્મત્ત હાથી જેમ પર્વતમાં પડે તેમ શત્રુઘ્ન રથના અગ્ર ભાગમાં મૂર્છા ખાઇ આવી પડ્યો.

ભાગ્યયોગે મરણથી બચેલા યોદ્ધાઓ અયોધ્યા તરફ નાસવા લાગ્યા. મૂર્છા ઉતરવાથી સ્વસ્થ થયેલો લવ દોડીને કુશને મળ્યો. તેણે કુશની આજ્ઞા મેળવી ફરીથી ઘોડાને બાંધ્યો વાયુ અને અગ્નિ સરખા પરાક્રમી બન્ને ભાઇઓ વિશેષ સૈન્ય આવવાની રાહ જોઇને બેઠા.

## બન્ને વીરોનું પરાક્રમ અને લક્ષ્મણને મૂર્છા.

અયોધ્યામાં રામચંદ્ર યજ્ઞની દીક્ષા લઇ મૃગચર્મ, દંડ, મેખલા વિગેરે ધારણ કરી સુવર્ણની સીતાની સાથે મંડપમાં બેસી તલ અને ઘીનો હોમ કરતા હતા તેટલામાં પેલા હાર પામેલી યોદ્ધાઓએ આવીને કહ્યું કે "મહારાજ! આખી પૃથ્વીમાં તમારા ઘોડાને બાંધવા કોઇ પણ સમર્થ થયો નહિ, પણ છેવટ એક બાળકે એ ઘોડાને બાંધી આપણા સૈન્યનો વિનાશ કર્યો. તમારા ભાઇ શત્રુઘ્ને બહુ મુશ્કેલીથી એ થાકી રહેલા બાળકનું ધનુષ કાપી તેને પકડી ચાલવા માંડ્યું. પણ તેટલામાં ધનુષબાણ ધરનાર તેનો બીજો એક પરાક્રમી ભાઇ પાછળ આવી પહોંચ્યો તેણે આપણું સૈન્ય, સેનાપતિ તથા સેનાપતિઓના ભાઇને પણ મારી નાખી શત્રુઘ્નને પાડ્યા. આપણું સૈન્ય ભયભીત થઇ દશે દિશામાં ભાગી ગયું."

"અરે! આ શું તમે બોલોછો? તમોને ભ્રમ થયો છે કે કાંઇ ભૂલ

ભરાયું છે ? શત્રુઘ્નને પાડવા કોણ સમર્થ છે ?"

"અમોને ભ્રમ નથી થયો તેમ અમારામાં ભૂત પણ ભરાયું નથી. તમારા નામ સ્મરણથીજ તે 'સત્રણું' નાશ પામે તેમ છે. બાળકના બાણુથી પીડાયેલ શત્રુઘ્ન રણમાં પડેલા છે."

"લવણાસુરને મારનાર અને મારી આજ્ઞાનું પાલન કરનાર શત્રુઘ્નને તીક્ષ્ણ બાણોથી બાળકે પાડયો ? કયા દોષથી એમ થયું હશે ? લક્ષ્મણ ! મેં દીક્ષા લીધી છે, તેથી હું ત્યાં જઇ શકું તેમ નથી. તમે ત્યાં મોટું સૈન્ય લઇને જાઓ. શત્રુઘ્નને તથા ઘોડાને છોડાવો."

રામની આજ્ઞા પ્રમાણે લક્ષ્મણ તરતજ ત્યાં જવા તૈયાર થયા. મદોન્મત્ત માતંગો, સુવર્ણથી સુશોભિત રથો, અને ઉત્તમ અશ્વો અને પરાક્રમી પ્યાદાઓ બહાર નિકળવા લાગ્યા. રાતી પતાકાઓ અને ધ્વજાઓવાળા રથો તથા ચંદનો લિપ્ત યોદ્ધાઓ શોભવા લાગ્યા. સાક્ષાત્ કાળના અવતારની પેઠે ઉગ્ર જણાતા, વિજય લક્ષ્મીને પરણનારા, પુષ્પ માળાઓથી સુશોભિત યુવાન, યુદ્ધમાં ચતુર, ઘાટી દાઢી મૂછોવાળા, ધીર, શ્વેત વસ્ત્રને ધરનારા, એક પત્નીવ્રત પાળનારા, ધર્મિષ્ઠ અને જિતેંદ્રિય યોદ્ધાઓને સાથે લઇ લક્ષ્મણ બહાર નિકળ્યા. બ્રાહ્મણોપર પ્રીતિ રાખનારો અને ધર્મિષ્ઠ તેનો કાળજિત્ નામનો સેનાપતિ સૈન્ય લઇ આગળ ચાલ્યો. સૈન્યના ચાલવાથી ઉડતી રજવડે નદીઓ સૂકાવા લાગી. ઉડેલી રજ વદળાંઓપર પહોંચવાથી જળ સાથે મળી ગઈ અને તેનો ગારો થયો. ઉંચા ઉંચા હાથીઓની સુંઢોથી પ્રહાર પામેલાં વાદળાંઓ પલાયન કરવા લાગ્યાં. ઢાલ તરવારવાળા પ્યાદાઓ આગળ ઉછળી ઉછળીને ચાલવા લાગ્યા. સ્વારો ઘોડાઓને વિચિત્ર ચાલો ચલાવવા લાગ્યા. રથો મેઘની પેઠે ગંભીર ગર્જના કરવા લાગ્યા અને પર્વતોની પેઠે ચાલતા હાથીઓએ પૃથ્વીને કંપાવી મૂકી. હાથીઓની ગર્જનાઓ, ઘોડાઓની હણહણાટી, રથનાં પરડાંઓના શબ્દો અને પ્યાદલોનાં સિંહનાદોથી ગાજી રહેલ લક્ષ્મણનું ભયંકર સૈન્ય જ્યાં શત્રુઘ્ન મૂર્છિત થઈ પડયો હતો ત્યાં આવી પહોંચ્યું. અત્યંત મૂર્છાને લીધે છેલ્લી અવસ્થામાં આવી પડેલો શત્રુઘ્ન લક્ષ્મણના જોવામાં આવ્યો.

શત્રુઘ્નની સહાયતા માટે આવેલા ભયંકર સૈન્યને જોઈ શત્રુઓને અંકુશ સરખો કુશ બોલ્યો કે "લવ! સૈન્ય આવી પહોંચ્યું. હાથીઓ અને રથોની તો સંખ્યા થઈ શકે તેમ નથી. હવે શું કરવું ?"

"શું કરવું ? યુદ્ધ કરવું. સૈનિકોને મારવા, કોળાંઓની પેઠે તેમને કાપવા, રથોનો વિનાશ કરવો અને પાકેલ ફળની પેઠે મસ્તકો પૃથ્વીપર પાડવાં. ભાઇ ! એક નાનું સરખું ઝરણું જેમ સમુદ્રનું પાપ કરનાર અગસ્ત્ય મુનિની

પાસે હિસાબમાં ન ગણાય તેમ તમારા સમગ્ર બળની પાસે આ સૈન્ય કંઇ પણ હિસાબમાં નથી. શિયાળીયાં ઝાઝાં હોય તોપણ તે સિંહની સામે ટકી શકતાં નથી. ઉઠો, વગર વિઘ્ને ધનુષમાં બાણ સાંધી, હું મારાં તીક્ષ્ણ બાણોથી તેમને અટકાવું છું." આ પ્રમાણે પોતાના ભાઇને કહેતાં લવે ધનુષ પર હાથ નાંખ્યો. પણ તેતો કપાઇ ગયેલું તેના જોવામાં આવ્યું. તેથી તેણે સૂર્યની પ્રાર્થના કરવા માંડી.

"આકાશમાં ગમન કરનાર અને સાત ઘોડાવાળા કોઇ અનિર્વચનીય તેજના સમૂહને હું નમન કરૂં છું. મેષ વિગેરે રાશિઓને અનુક્રમે ભોગવનાર, ઉત્તરાયણ અને દક્ષિણાયનના કર્ત્તા, મુંગા, આંધળા અને બેહેરાઓને વાણી, નેત્ર તથા સાંભળવાની શક્તિ આપનારા, શિરો રોગ તથા કોઢ વિગેરેનો નાશ કરનારા, સુવર્ણ સમાન કાંતિવાળા, અનંત કિરણોવાળા, જગતના એક નેત્રરૂપ, જન્મ મરણનો નાશ કરનારા, વેદરૂપ, ગાથા અને ઇતિહાસોના કારણરૂપ, વિશ્વરૂપ, રૂદ્રરૂપ, વિશ્વની વાંછના પૂરી કરનાર, મનને આનંદ આપનાર, વિશ્વને નિયમમાં ચલાવનાર, નિર્મળ તથા તીક્ષ્ણ કિરણોવાળા સૂર્યનારાયણને હું નમસ્કાર કરૂં છું. હે સૂર્ય! કૃપાથી મને ધનુષ મળો."

સ્તુતિથી સંતુષ્ટ થયેલા સૂર્યે હવે લવને સુવર્ણની પટ્ટીઓથી જડેલું અને દૃઢ પ્રત્યંચાવાળું એક દિવ્ય ધનુષ આપ્યું ગુરૂએ શિખવેલા સૂર્ય દેવતાના સ્તવનથી ધનુષ મળતાંજ લવ તૈયાર થયો. બન્ને ભાઇઓ ઘોર બાણોથી વૃષ્ટિ કરતા લક્ષ્મણના સૈન્યમાં પેઠા લક્ષ્મણનું સૈન્ય અરધો યોજન પાછું હઠી ગયું. કાળજિત્ અને લક્ષ્મણ એ બન્નેએ સાથે મળી બાણોથી કુશને અટકાવ્યો. એક એક હાથીના રક્ષણ માટે સો સો રથ, એક એક રથની આસપાસ સો સો ઘોડાઓ અને એક એક ઘોડાની આસપાસ દશ દશ પ્યાદાઓ એવી રીતે સો હાથીઓ હોય ત્યારે એક ભ્રમી કહેવાય છે. આ પ્રમાણે સો ભ્રમીઓથી લવને ઇષી યોદ્ધાઓ, બાણ, વજ્ર, મુદ્દગર, પ્રાસ, ગદા, ખડ્ગ તથા સાંગો વિગેરે ફેંકવા લાગ્યા. પ્રલય વખતમાં કોપ પામેલા કાળની પેઠે ગર્જના કરી લવે લાખો બાણોની વૃષ્ટિ કરી ચાળીસ ભ્રમીઓનો વિનાશ કર્યો. બાણોથી લવનું આખું શરીર વીંધાઇ ગયું હતું. હાથી અને રથોથી નિરવકાશ તથા તલવારોના ચળકાટોથી ભયંકર જણાતા સૈન્યમાં કુશ ક્યાંય પણ જોવામાં નહિ આવતાં જરા ચિંતાતુર થયેલા લવના હાથમાંથી, રામને શરણે આવેલા લવણાસુરના રૂધિરાક્ષ નામના મામાએ ઘણા વેગથી ધનુષ છીનવી લીધું. લવ હાથમાં ચક્ર લઇ સીતાના ચરણનું ચિંતન કરી રાક્ષસની પાછળ આકાશમાં દોડ્યો. આકાશમાં ચડેલા લવને જોઇ એ હમણાંજ આપણી ઉપર આવી પડશે એમ સઘળા યોદ્ધાઓના મનમાં શંકા

થવા લાગી. કેટલાએક ધનુષ બાણુ અને કેટલાએક ઢાલને આડી ધરી રા-ખ્યા. કેટલાએક રથની નીચે અને કેટલાએક મરી ગયેલા હાથીઓની પાછ-ળ સંતાવા લાગ્યા. જિતશ્રમ, ધાર્મિક, સુકેતુ, શત્રુસૂદન, ચંદ્ર, મદ, શલ, કાલ, મલ્લ અને સિંહ નામના, દશરથના સુગ્રમંત્રીના દશ કુમારોએ તીક્ષણ બાણોથી આકાશમાં લવની ચક્રને કાપી નાખ્યું. લવે નીચે આવી હાથમાં ભોગળ લઇ એક સાથેજ તે દશે મંત્રી કુમારોને યમ લોકમાં મોકલી આ-પ્યા રૂધિરાક્ષે સામેથી હાથમાં ગદા લઇ ઘણા જોરથી લવના મસ્તકપર પ્રહાર કર્યો. લવ મૂર્છા ખાઇ પૃથ્વીપર પડી ગયો. જરા વારમાં સાવધ થઇ મદોન્મત હાથીની પેઠે હાથમાં કુંત નામનું આયુધ લઇ તે રાક્ષસના ચોટ-લામાં ભરાવી ખેંચી લવે તેનું મસ્તક ઉડાવી દીધું અને ધનુષ પાછું હાથ કરી મોટી ગર્જના કરી. વળી પ્રથમની માફકજ લવને ઘેરી લેવામાં આવ્યો. રૂ જેમ અગ્નિને ઘેરે અને પોતેજ બળીને ભસ્મ થાય તેમ તે સૈન્ય નાશ પામવા લાગ્યું. બીજી તરફ કુશે એક બાણુથી લક્ષ્મણના રથને ભમાવી દીધો. ભમણને લીધે ચારે ઘોડાઓ મરણ પામ્યા. લક્ષ્મણે બીજા રથમાં બેસી બે બાણુથી તેના કવચને તથા ત્રણ બાણુથી મુગટને કાપી નાખ્યો. કાંચળી વગરના સર્પની પેઠે બનેલા કુશે કહ્યું કે "લક્ષ્મણ ! તેં મારો ઉપ-કાર કર્યો. તેં શત્રુભાવ છોડી મારાપર કૃપા કરી આ કવચ અને કિરીટરૂપ ભારને દૂર કર્યો. હવે હું પણ તારા સૈન્યરૂપ ભારને હલકો કરી તારા ઉપ-કારનો બદલો વાળીશ." આમ બોલતાં કુશે તરતજ આગ્નેયાસ્ત્રનો પ્રયોગ કર્યો. એટલે તેમાંથી હજારો જ્વાળાઓ નિકળવા માંડી. લક્ષ્મણનો રથ બળી ગયો. પતાકાઓ, વસ્ત્રો, આભરણો, દાઢી, મૂછ, કેશ, કેશવાળી, પૂછડાં, છત્ર, ચામર તથા રથ વિગેરે બળવા લાગ્યાં. સૈન્યને બળતું જોઇ લક્ષ્મણે વારૂણાસ્ત્રથી તે અસ્ત્રને શાંત કર્યું એટલે કુશે વાયવ્યાસ્ત્રનો પ્રયોગ કર્યો. વાયુના વેગથી સબળા યોદ્ધાઓ આકાશમાં ઉડી જવા લાગ્યા. અને મદોન્મત્ત હાથીઓ ઉડી ઉડીને દૂર પડવા લાગ્યા. ક્રોધ પામેલો લક્ષ્મણનો સેનાપતિ કાળજિત્ કુશની સામે થયો અને બોલ્યો કે "કુશ ! રામચંદ્રના સૈન્યનો ક્ષય કરનાર તું આજ ઠીક મારી સામે ઉભો છે. તારૂં હું આજ મૂળ મૂળથી નિકંદન કહડીશ."

"બકરીના ગળાના આંચળની પેઠે તારૂં કાળજિત્ એવું નામ વ્યર્થ છે બહેરાના કાન તથા સમજ વગરના બાળકને જ્ઞાનનો ઉપદેશ જેમ વ્યર્થ છે તેમ તારૂં કાળજિત્ એ નામ પણ વ્યર્થ છે. મૂઢ ! તારા જેવા બહુ બોલાની જીભ કાપનારૂં આ મારૂં બાણુ ધનુષમાંથી છુટે છે તારી શક્તિ હોય તો અટકાવજે." એમ કહી તેણે એક ઉગ્ર બાણુ મૂકી તેની જીભ કાપી નાખી

અને કહ્યું કે "અરે, કાળજિત! હવે તું મુંગો થયો." એમ કહી વળી પણ કુશે તેના બન્ને હાથ કાપી નાખ્યા અને છેવટે એક અર્ધચંદ્રાકાર બાણુથી તેનું મસ્તક પણ ઉડાવી દીધું.

કાળજિતના વધથી લક્ષ્મણને અતિ ક્રોધ ચડ્યો. તેણે બાણુની વૃષ્ટિ કરવા માંડી. કુશે તેના દરેક બાણુના સાત સાત કટકા કરી નાખ્યા અને સિંહની પેઠે ગર્જના કરી. લક્ષ્મણે છ બાણુથી કુશને વક્ષઃસ્થળમાં વીંધ્યો. એટલે કુશે વાલ્મીકિમુનિએ આપેલાં, અગ્નિના તણખાઓને ઝરનાર ઝેરી નાગ જેવાં પાંચ બાણુ લક્ષ્મણુપર ફેંક્યાં. લક્ષ્મણુનું વક્ષઃસ્થળ ચીરાઇ ગયું અને તે કાંતિ વગરના સૂર્યની પેઠે મૂર્છા ખાઇ પૃથ્વીપર પડી ગયા

લક્ષ્મણુને પાડી ગરૂડ જેવા વેગથી આકાશ માર્ગે પહોંચી, લવને ઘેરી રહેલી સઘળી ભ્રમીઓનો કુશે નાશ કર્યો. લવ છુટો થયો એટલે બન્ને ભાઇઓ પ્રથમની માફક નિર્ભય બની ઉભા રહ્યા.

## વીરોની વીરતા અને ભરતને મુછી.

લક્ષ્મણુને આવવામાં ઘણો વિલંબ થયેલો જોઇ યજ્ઞ મંડપમાં રામે ભરતને કહ્યું કે "અશ્વનું હરણુ કરનારા બે બાળકને જીતી હજુ લક્ષ્મણુનું આવવું કેમ થયું નહિ? લક્ષ્મણુને સ્વપ્નની અંદર પણ સંગ્રામમાં જોઇ સચરાચર ત્રૈલોક્ય પણ સંતાઇ જાય ત્યારે તેને પ્રત્યક્ષ તો કોણુ સહન કરી શકે? શત્રુઘ્નના પરાજયથી મેં લક્ષ્મણુને મોકલેલછે. વનમાં રહેનારા એ મુગ્ધ બાળકો તેની સામે યુદ્ધ કેવી રીતે કરી શકશે? લક્ષ્મણુભયથી ત્રાસ પામી તેઓ કોને શરણે થશે? પરાક્રમી સૌમિત્રિ શત્રૂઘ્નને અહીં લાવી તમારી માતાને બતાવશે. પણ તે બાળકોની માતા પોતાના પુત્રપર લક્ષ્મણુને ક્રોધ પામેલા સાંભળી કોને શરણે જશે? વર્ષમાં માત્ર હવે બે દિવસજ ઓછા રહ્યાછે. તેમાં વિઘ્ન કરનારા એ બાળકો તે ક્યાંથી આડા આવ્યા? ભરત! હું, તમે, સુગ્રીવ, વિભીષણુ, અંગત, હનુમાન તથા બીજા પણ આપણા શૂરવીર બંધુઓ એ સઘળાઓને નહિ ગણકારતાં તેઓએ આપણા ઘોડાને બાંધ્યો. ખરેખર એતો તેમની બાલચેષ્ટાજ સમજવી. ભરત! લક્ષ્મણુને તારે કાંઇ કહેવરાવવું છે માટે દૂતોને અહીં લાવો."

આજ્ઞા પ્રમાણે દૂતોને હાજર કરવામાં આવ્યા; એટલે રામે તેઓને કહ્યું કે "તમારે લક્ષ્મણુને મારા તરફથી કહેવું કે એ કુમારોને જીવથી નહિ મારી નાખતાં મોહનાસ્ત્રવડે મોહ પમાડી અહીં ઉપાડી લાવવા. તમે શૂર, સર્વ અસ્ત્રમાં કુશળ અને વળી રથસહિત છો તથા એ બાળકો મુગ્ધ અને રથ વગરના છે. ભલે તેઓએ આપણો અપરાધ કર્યો પણ તમારે તો તેઓનાપર દયા રાખી તેમને જીવતાજ અહીં લાવવા. જેઓ પારકાં બાળકો

ઉપર દયા રાખેછે તેઓ આ પૃથ્વીપર પુત્ર પૌત્ર સહિત સુખ ભોગવે છે. સીતાના મુખ સમાન મેં હજી પુત્રનું સુખ જોયું નથી. તમારે તેમને પૂછવું કે એ કોના પુત્ર છે, શા માટે વનમાં રહેછે અને તેમની માતા ક્યાં છે"

" રામનો દૂત સંદેશો લઇ લક્ષ્મણ તરફ ચાલતા થતા હતા તેટલામાં બાણથી ભેદાયલો અને રૂધિરથી ખરડાયેલા લક્ષ્મણના કેટલાએક સૈનિકો રામની પાસે આવી પહોંચ્યા અને ભયને લીધે શ્વાસોશ્વાસ લેતા બોલ્યા કે "રામચંદ્રજી! આજ અમો મોટા ભયને પામેલા છીએ. આપની પાસેથી મોટું સૈન્ય લઇ લક્ષ્મણ ત્યાં પહોંચ્યા, પરંતુ કુશ અને લવનાં બાણોથી તેમની સેનાના વીર પુરૂષો ચેતના વગરના થયા. સેનાપતિ કાળજિત્ મરાયો. જ્યારે લક્ષ્મણે કુશની પાસે પોતાના પરાક્રમનાં વખાણ કરવા માંડ્યા ત્યારે તેણે તેને કહ્યું કે "હું તને જીવતો છોડી દઉંછું. જા અને એ ખબર રામને કહે. ખરેખર રામનું અંતઃકરણ કઠિન જણાય છે; કારણ કે તેણે ચૌદ ચૌદ વર્ષ સૂધી ક્લેશ આપી આજ પણ અહીં તને ક્લેશમાં નાખ્યો છે. મને તારાપર દયા આવે છે."

" કુશના ગર્વિષ્ટ વચનો સાંભળી લક્ષ્મણે તેમની સામે યુદ્ધ કરવા માંડયું. પણ બાળક કુશે લક્ષ્મણને એટલા બધા મુંઝવી દીધા કે "હવે શું કરવું" એ તેને સૂઝ્યું નહિં. લક્ષ્મણ મૂર્છા ખાઇ રણભૂમિમાં પડયાછે. શત્રુઘ્ન અને લક્ષ્મણ એ બન્નેને મૂર્છા આવીછે માટે હવે તમને યોગ્ય લાગે તેમ કરો."

સૈનિકોનાં વચને સાંભળી રામ એકદમ મૂર્છા ખાઇ નીચે પડી ગયા. ભરતે તેને ઝાલી રાખ્યા. અને જળથી સિંચન કરવા માંડ્યું. ભરતનાં નેત્રોમાં આંસુ આવી ગયાં. રામ જ્યારે સાવધ થયા ત્યારે ભરતે તેને કહ્યું કે "રાઘવ? જરા પણ ઉદ્વેગ નહિં કરો. સીતાને વનમાં મૂકી આવ્યા પછી લક્ષ્મણ જીવિત પ્રત્યે કંટાળેલ હોય એમ જણાય છે અને તેથીજ તેણે ત્યાં પૂર્ણ પરાક્રમ નહિ બતાવ્યું હોય. સીતાનો ત્યાગ કરવાના પાપને કુશના અનુપરૂપ ગંગાથી આજ તેણે ટાળવા ધાર્યું હશે. "હું તમારી આજ્ઞા પ્રમાણે સીતાને મૂકી આવ્યો" એમ લક્ષ્મણનાં વચનને સાંભળતાં પણ તે વખતે તમારા મનમાં કાંઇ કરૂણાનો ઉદય થયો નહિ, અને તેથીજ આજ લક્ષ્મણે વખત વિચારી દેહ ત્યાગ કરવા ધાર્યું હશે. હવે મને આજ્ઞા કરો, હું ત્યાં જવા તૈયાર છું."

" ભલે, સુખેથી જાઓ અને તપાસ કરો કે એ બાળક કોણ છે. લક્ષ્મણ અને શત્રુઘ્નને મૂર્છામાંથી ઉઠાડો. આ હનુમાન અને જાંબવાનને પણ સાથે લેતા જાઓ અને તેને જીતી અહીં આવો."

"રામ ! તમારા સૈન્યનો પરાભવ કરનાર એ બાળક કોણ હશે? તમે, હનુમાન કે અંગદ પણ એ જાત જાણતા નથી."

ભરતનું એ પ્રમાણે બોલવું સાંભળી અંગદે કહ્યું કે "હું ધારૂં છું કે સીતાનો ત્યાગ કરવાના પાપના પરિણામનું ફળ દેવા એ બાળકો ઉત્પન્ન થયાં હશે."

સઘળી વાતચિત થઇ રહ્યા પછી રામની આજ્ઞા પ્રમાણે મોટું સૈન્ય લઇ ભરતે કુચ કરી અને જ્યાં પોતાનું સઘળું સૈન્ય કુશના હાથથી પરાભવ પામ્યું હતું ત્યાં તે આવી પહોંચ્યા. ત્યાં આવી ભરતે હનુમાનને કહ્યું કે "હનુમાન ! જુઓ, બાળકોનાં બાણોથી રામચંદ્રના ઘણા વીર પુરૂષોમાંથી કેટલાએક મસ્તક વગરના અને કેટલાએક ભુજાઓ રહિત થઇ પડ્યા છે. જુઓ, આ હાથી, ઘોડા, તથા ઊંટ વિગેરેનાં ધડ આમ તેમ તરફડે છે. જુઓ, આ રૂધિરની પ્રબળ વેગવાળી નદીમાં વીર પુરૂષોના હાથ, પગ, દાંત અને કેશ તણાતા જોવામાં આવેછે. પણ મારા વીર બંધુ લક્ષ્મણ તથા શત્રુઘ્ન કેમ દેખાતા નથી? રખેને આપણો શ્રમ વ્યર્થ જાય! શું તે આ રૂધિરના પ્રવાહમાં તણાઇ ગયા હશે?"

હનુમાન ભરતના કહેવા પ્રમાણે લક્ષ્મણ તથા શત્રુઘ્નની રૂધિરની નદીને સામે કિનારે તપાસ કરવા માંડ્યો. ત્યાં સીતાના ત્યાગના દુઃખની પૃથ્વીમાં પેસી જવા ઇચ્છતા હોય નહિ શું? તેમ લક્ષ્મણ અને શત્રુઘ્નને પૃથ્વીપર મૂર્છા ખાઇને પડેલા જોયા. જોયા કે તરતજ હનુમાને એ બન્ને રાજકુમારોને પોતાની બાથમાં લઇ આવી ભરતને સોંપ્યા. પોતાના બન્ને ભાઇઓને એવી અવસ્થામાં જોઇ ભરત શોક અને વિસ્મયથી ઘેરાઇ ગયા પણ ધીરજ રાખી તેણે અંગદને પોતાની પાસે બોલાવી કહ્યું કે "આ બન્ને વીરને રથમાં સુવાડી તેનું સારી રીતે રક્ષણ કરો." અંગદને એ પ્રમાણે ભલામણ આપી ભરતે હનુમાનને કહ્યું કે "લક્ષ્મણ અને શત્રુઘ્નને સંગ્રામમાં પાડી કુશ અને લવનું બાળકરૂપ ધારણ કરનાર એ બન્ને દેવતાઓ ક્યાં ગયા? રખેને તેઓ ક્યાંક ભાગી ગયા હોય!"

ભરતને આ પ્રમાણે બોલતાં સાંભળી હનુમાને કહ્યું કે "મેઘનાદનાં બાણોથી પણ લક્ષ્મણને જેવી મૂર્છા આવી નહોતી તેવી આજ કુશનાં બાણોથી તેને મૂર્છા આવી ગઇછે. તેને આવેલી મૂર્છા જોઇ મને પણ મૂર્છા જેવું થઈ જાય છે."

ભરત અને હનુમાન આ પ્રમાણે વાતો કરતા હતા તેટલામાં ધનુષને આમ તેમ ફેરવતો કુશ તથા ઢાલ તરવારને ધરનારો લવ બન્ને ત્યાં આવી પહોંચ્યા. સૈન્યમાં કોલાહલ થઇ રહ્યો. યુદ્ધ શરૂ થયું. સૂર્ય અદૃશ્ય થયો.

અંધકાર વ્યાપી ગયો. વીર પુરૂષો એક બીજાનાં નામ લઇ બોલાવવા લાગ્યા. મદોન્મત્ત હાથીઓ, ભડકવાથી રથોને કચરી નાખવા લાગ્યા. દોડતા રથોના વેગથી સ્વારો ઘોડાપરથી પડી જવા લાગ્યા અને ઘોડાઓના વેગથી પ્યાદાઓ પૃથ્વીપર લાંબા થઇને પડવા લાગ્યા. ચળકાટ મારતી તરવારથી લવે સૈન્યમાં પ્રવેશ કર્યો. તેણે મસ્તક આડી ઢાલ રાખી ઘોડાઓના પગ અને હાથીઓની સુંઢો કાપવા માંડી. તે વળેલી સુંઢોપર કૂદી કૂદીને, કુંભસ્થળો ચીરી ચીરીને અને તેમાંથી મોતીઓની મુઠીઓ ભરી ભરીને પૃથ્વીપર ફેંકવા લાગ્યો. હાથીઓના દંતોસળોપર પડતી તરવારોના ઘર્ષણથી અગ્નિ ઉઠયો. ભરતનું સૈન્ય બળવા લાગ્યું. મહાબાહુ કુશે પણ બાણો ફેંકવા માંડયા. મુકુટોવાળાં મસ્તકો, બાજુબંધવાળી ભુજાઓ અને સુવર્ણના અલંકારોવાળાં વસ્ત્રોથી ઢાંકેલાં હાથીઓનાં કુંભસ્થળો આકાશમાં ઉડવા લાગ્યાં. કાર્તિકેય અને ગણપતિ જેવા પરાક્રમી એ બન્ને ભાઇઓએ એ પ્રમાણે ભરતના સૈન્યમાં પ્રલયકાળ વર્ત્તાવી દીધો. ભરતે પણ કાળદંડ સમાન પોતાના ધનુષનો ટંકાર કર્યો. ધનુષનો શબ્દ કાને પડતાં તરતજ એ બન્ને ભાઇઓ તે શબ્દ તરફ વળ્યા. તેઓને આવતા જોઇ હનુમાને પોતાના સૈનિકોને કહ્યું કે "વીર પુરૂષો! તૈયાર રહેજો. રામ સમાન આકૃતિવાળા એ બન્ને બાળક અહીં આવી પહોંચ્યા છે."

કુશ હનુમાનના બોલવાનો અભિપ્રાય સમજી ગયો અને તેથી તેણે પોતાના નાના ભાઇ લવને કહ્યું કે "ભાઇ! તું ઘોડાની પાસે જા અને તેનું રક્ષણ કર. હું અહીં લડું છું."

ભાઇને આ પ્રમાણે ઘોડાનું રક્ષણ કરવાની ભલામણ આપી કુશ સામે આવી ભરતને કહ્યું કે "તારા બન્ને ભાઇઓ રણમાં સુઇ ગયાં છે. શું તું નથી જાણતો? હું કુશ નામનો તારો શત્રુ તારી સામે આવેલો છું."

હું તને યુદ્ધમાં પરાજય પમાડી તારા નાનાભાઇ સહિત અમારી નગરીમાં લઇ જઇશ; માટે ઘોડાને છોડી દે અને તું તારી તપસ્વી મા પાસે જતો રહે અને કહે કે "અમને બન્ને ભાઇઓને ભરતે જોઇ છોડી દીધા છે. હું તારા અપરાધને ક્ષમા કરૂં છું. તમને બન્ને ભાઇઓને જોઇ મને દયા આવે છે."

ભરતનું વચન સહન ન થવાથી કુશે સાત બાણથી ભરતને વીંધી, સો બાણથી હનુમાનને, હજાર બાણથી અગંદને, પાંચસો બાણથી નીલને, સિત્તેર બાણથી નલ તથા ત્રણ હજાર બાણોથી જાંબુવાનને વીંધી, તેને મૂર્છા પમાડી દીધા. તેટલામાં વળી લવ પણ ત્યાં આવી પહોંચ્યો. તેને છ બાણથી ભરતના ધનુષને કાપી નાંખ્યું અને કુશે એક બાણથી ભરતને

મૂર્છિત કરી દીધા. ભરતને મૂર્છિત થયેલ જોઇ સાવધ થયેલ હનુમાને એક યોજનનાં વિસ્તારવાળો પર્વત ઉખેડી તે બન્ને ભાઇઓપર ફેંક્યો. પોતાનાં બાણોથી તે પર્વતને ચૂર્ણ કરી કુશે પાંચ ઉગ્ર બાણથી હનુમાનને ભેદી વળી પણ પૃથ્વીપર પાડી દીધા. સૈન્યમાં ભાગનાસ થઈ રહી.

## પુત્રથી પરાજય અને વાલ્મીકિએ કહેલું વૃત્તાંત.

ભરતને પણ મૂર્છા આવવાથી ત્રાસને લીધે ભાગી છુટેલા સૈનિકોએ એ ખબર રામને આપ્યા. ભાઇઓના દુઃખથી અત્યંત દુઃખી થયેલ રામ, એકદમ ઉઠ્યા અને સુગ્રીવ તથા બિભીષણને સાથે લઇ પોતે જાતે યુદ્ધ કરવા માટે ચાલી નિકળ્યા. યુદ્ધભૂમી પાસે આવી છે તો મૂર્છા ખાઇ પડેલ અને દુઃખમાં "રામરામ" એવા શબ્દ કરતું સૈન્ય પૃથ્વીપર પડેલું તેમના જોવામાં આવ્યું. ધનુર્ધારી અને પોતાના સરખી આકૃતિવાળા એ બન્ને બાળકોને જોઇ સ્વાભાવિક પ્રેમની લાગણીથી રામે તેઓને પૂછ્યું કે "બાળકો! તમે ધનુર્વેદ ક્યાંથી ભણ્યા? તમોએ આ સૈન્યને પાડી તમારૂં બળ બતાવ્યું છે તમોને ઉપનયન સંસ્કાર વિગેરે કોણે કરેલાં છે? માતા કોણ છે! તમે ક્યાં રહોછો? તમારૂં નામ શું?"

'રાજન્! ક્ષત્રિને યોગ્ય પરાક્રમનો ત્યાગ કરી અમારા વંશ વિગેરેથી જાણીતા થવાની તમારે શી જરૂર છે! વગર વિલંબે યુદ્ધ કરો અથવા તો ઘોડો પાછો લેવાની અમારામાં શક્તિ નથી એમ જાહેર કરો."

"મારાં પ્રશ્નોનો જવાબ તમો નહિ આપો ત્યાંસૂધી હું તમારી સાથે યુદ્ધ કરી શકવાનો નથી."

"ક્ષમા જેમ શીલને જન્મ આપે તેમ અમારી માતાએ અમને વનમાં જન્મ આપ્યો છે. મુનિ વાલ્મીકિએ પિતાની પેઠે જાતકર્માદિ અને ઉપનયનાદિ સંસ્કારો કરી અમોને સંપૂર્ણ અંગે વેદ તથા નિવૃત્તિ આપનાર રામનું ચરિત્ર શિખવેલ છે, જેના અભ્યાસના યોગથી દૃષ્ટિ નિર્મળ થાયછે, બુદ્ધિ અને મન સ્વસ્થ બને છે, તથા પ્રભાવ વધેછે. રામના પ્રભાવથીજ અમોએ સૈન્યનો પરાભવ કર્યો છે."

તેમના બોલવાપરથી તે પોતાનાજ પુત્રો છે એમ સમજી "આ યુદ્ધને ધિક્કારછે" એમ કહી રામે ધનુષ છોડી દીધું અને મૂર્છા ખાઇ રથના અગ્રભાગપર આવી પડ્યા, જરાવાર પછી શુદ્ધિ આવતાં ધર્માત્મા અને સત્યપરાક્રમી રામે સુગ્રીવને પૂછ્યું કે "સુગ્રીવ! તમો આ બાળકો વિષે શું અનુમાન કરોછો?"

"રાઘવ! હું તેઓને આપનાજ પુત્ર સમજું છું, કારણ કે તેઓ આપનાજ પ્રતિબિંબ રૂપ છે. સંગ્રામમાં બીજો કોણ આ પ્રમાણે જય

ભવી શકે ? જુઓ હું આપની સમક્ષ હવે તેઓની સાથે યુદ્ધ કરૂં છું." એમ બોલી સુગ્રીવે એક મોટું વૃક્ષ તેઓની સામે ફેંક્યું. પણ તે બાળકો તેથી જરા પણ નહિ ઘભરાતાં તે વૃક્ષના અતિ સૂક્ષ્મ કટકા કરી નાખ્યા અને કેટલાંએક તીક્ષ્ણ બાણોથી સુગ્રીવને પણ મૂર્છિત કરી દીધો. સુગ્રીવને મૂર્છા પામેલો જોઇ નીલ તેમની સામે થયો. કુશે નીલને પણ બાણોથી વીંધી નાખ્યો. નીલના શરીરમાં જેટલાં રૂધિરનાં બિંદુઓ પડયાં તેના પ્રમાણમાં તેટલાજ બીજા પરાક્રમી નીલો ઉત્પન્ન થયા. આ પ્રમાણે અનેક નીલોથી રણભૂમિ વ્યાપ્ત થઇ ગઇ. બુદ્ધિમાન કુશે વિચાર કરી જલૌકાસ્ત્રથી એ સર્વને પૃથ્વીપર પાડી દીધા. સૈન્યમાં ભગનાસ થઇ રહી.

હવે રામ એકજ અવશેષ રહ્યા. તેણે તરતજ ઉઠી કાળાનલ સરખાં નારાચ બાણો ફેંકવા માંડયાં, પણ કૃપણના મંદિરપર ગયેલ માર્ગણો ( માગણો ) જેમ નિષ્ફળ થાય છે તેમ રામનાં તે માર્ગણો (બાણો) કુશ પાસે જઈ નિષ્ફળ થવા લાગ્યાં નિર્ધનના મનોરથો અને શરદ્ઋતુનાં વાદળાંઓની પેઠે કુશની સામે ગયેલાં રામનાં બાણો નિષ્ફળ થઇ કપાઇ નીચે પડવા લાગ્યાં. આ યુદ્ધથી લોકોને અત્યંત વિસ્મય થવા લાગ્યો. તુલ્ય બળવાળા બન્ને બાળકોનાં મુખ સીતા સરખાં જોઇ વિચારમાં પડતાં અને વળી તેટલામાં પુત્રોનાં તીક્ષ્ણ બાણો લાગતાં રામ મૂર્છા ખાઈ રથમાં પડી ગયા.

રામને પણ મૂર્છા ખાઇ પડી ગયેલા જોઇ તે બન્ને ભાઇઓ તેમની પાસે ગયા. કુશે રામચંદ્રના અને લવે લક્ષ્મણના મુકુટ, કુંડલ વિગેરે અલંકારો ઉતારી પોતે ધારણ કર્યાં. આ વખત લવે હનુમાનને જોઈ કુશને કહ્યું કે ભાઇ ! આ વાંદરાને આપણે સીતા પાસે લઇ જઇએ અને તેને બતાવીએ. અવશ્ય એ વાનરને જોઇને તેમને બહુ વિસ્મય અને આનંદ થશે. ચાલો આપણે રથમાં બેસીએ, અને એ વાનરની સાથે આ રીંછને પણ લેતા જઇએ."

લવનાં વચન સાંભળી મૂર્છા નહિ છતાં પણ મૂર્છિતની પેઠે પડેલા હનુમાન અને રીંછ જાંબુવાન ધીરે ધીરે પરસ્પર કહેવા લાગ્યા કે " સારૂં થયું. આપણને સીતાનાં દર્શન મળવાનો વખત આવ્યો. હવે આપણે કાંઇ પણ હીલચાલ નહિ કરતાં મૂર્છિતની પેઠેજ પડી રહેવું યોગ્ય છે; પણ આપણને આવી અવસ્થામાં સીતા દેખે એતો આપણને મરવા જેવુંજ થાય. પરંતુ શું કરવું ? રામ પણ એ બાળકનાં બાણોથી મૂર્છિત થઇ પડી ગયા છે."

આ પ્રમાણે તેઓ બન્ને વાતો કરતા હતા તેટલામાં તે બન્ને બાળકો તે બન્નેને ઉપાડી રથમાં નાખી સીતા પાસે આવી પહોંચ્યા. સીતાને પ્રણામ

કરી બનેલું સઘળું વૃત્તાંત તેઓએ તેને કહી સંભળાવ્યું. સીતાએ બન્નેએ પુત્રોને આલિંગન દીધું. પણ તેટલામાં હનુમાન તથા જાંબુવાન તરફ નજર જતાં સીતાએ તેઓને કહ્યું કે "અરે પુત્રો! આ બન્નેને પાછા રણભૂમિમાં મૂકી આવો. જો મૂર્છા ઉતરશે અને મને દેખશે તો શરમને લીધે તેઓ અસહ્ય મરણ પામશે.

સીતાની આજ્ઞા થતાંજ લવ તેઓને રણભૂમિમાં પાછા મૂકવા ગયો. આ વખત મુનીંદ્ર વાલ્મીકિ વરૂણને ત્યાંથી પોતના આશ્રમપર આવ્યા. ત્યાં ઘોડાને બાંધવો, લક્ષ્મણ, શત્રુઘ્ન અને ભરતનું મૂર્છિત થવું, રામનું આવવું અને તેનું પણ મૂર્છિત થવું વિગેરે સઘળા વૃત્તાંતથી જ્યારે તેઓ વાકેફ થયા ત્યારે તેઓ તરતજ સીતા તથા કુશની સાથે રણ ભૂમિપર આવી પહોંચ્યા અને અમૃતમય જળ છાંટી ત્યાં પડેલા સઘળા યોદ્ધાઓને સ્વસ્થ કર્યા. અને સીતા તથા તેના બન્ને બાળકો આગળ કરી તેણે રામને કહ્યું કે "આ તમારા પુત્રો. હવે સીતાને જો તમો નિર્દોષ માનતા હો તો તેનો સ્વીકાર કરો."

રામે એ ત્રણેનો સ્વીકાર કર્યો. વાલ્મીકિએ ઘોડો છોડી આપ્યો અને રામે સ્ત્રી, પુત્રો, પોતાના ભાઇઓ અને સકળ સૈન્ય સહિત અયોધ્યામાં જઇ યજ્ઞ સમાપ્ત કર્યો.

## બભ્રુવાહને કરેલો પિતાનો વધ.

પાછલાં પ્રકરણોમાં આપણે રામ અને પુત્ર કુશને પરસ્પર યુદ્ધ કરવાનો વખત આવ્યો હતો એ વાંચી ગયા. તેમ હમણાં અર્જુન અને તેના પુત્ર બભ્રુવાહનને પરસ્પર યુદ્ધ કરવાનો વખત આવી પહોંચ્યો, જ્યારે બભ્રુવાહને પોતાના પિતાના પક્ષના સઘળા વીરપુરૂષોને મોહ પમાડી દીધા ત્યારે રાજા હંસધ્વજે તેના ઉપરા ઉપર હજાર રથો ભાંગી નાંખ્યા અને તેના શરીરને પણ હજારો તીક્ષ્ણ બાણોથી વ્યથિત કરી દીધું. પોતાનો પરાભવ થશે એમ સમજી કોપ પામેલા બભ્રુવાહને હંસધ્વજનો રથ ભાંગી નાખ્યો અને એક તીક્ષ્ણ બાણથી તેની છાતીને ભેદી તેને મૂર્છિત કરી પૃથ્વીપર પાડી દીધો.

રાજા હંસધ્વજ પૃથ્વીપર પડતાં સુવેગે વેગથી આગળ વધી નવ બાણોવડે બભ્રુવાહનનું વક્ષઃસ્થળ વીંધી નાખ્યું. તેનાં છત્ર, ધ્વજ અને ધનુષને પણ કાપી નાખ્યાં. વળી પણ સેંકડો બાણોથી તેના સેંકડો ચંદ્ર સરખા શ્વેત હાથીઓને પૃથ્વીપર પાડી નાખ્યા. પૃથ્વી માંસના કીચથી ભરાઇ ગઇ. ભૈરવરૂપ ખેડુઓએ યુદ્ધક્ષેત્રમાં રૂધિરનો વરસાદ વરસવાથી હાથીઓના કુંભસ્થળોમાંથી નિકળેલ મુક્તાફળોરૂપ બીજ, હાથી અને ઘોડાઓના સ્કંધરૂપ હળને આંતરડાંરૂપ દોરીથી બાંધી તેવડે તે જમીનને ખેડી વાવવા લાગ્યા.

સુવેગે બભ્રુવાહનપર એક કાલાગ્નિ સરખું બાણ ફેંક્યું. જે. બભ્રુવાહને બચમાંથીજ કાપી નાંખ્યું. તોપણ તેનો અગ્ર ભાગ તેની સામે ગયો; તેના પણ તેણે બે કટકા કરી નાંખ્યા. બભ્રુવાહન અત્યંત પ્રજ્વલિત થઈ સુવેગને નીચે પાડી પ્રલય કાળના અગ્નિની પેઠે શત્રુઓને તપાવવા લાગ્યો. બભ્રુવાહનનું અત્યંત પરાક્રમ જોઇ અર્જુને વૃષકેતુને કહ્યું કે "પુત્ર! સૈન્ય સઘળું નાશ પામ્યું. મારી સમક્ષ હંસધ્વજ આદિ વીર પુરૂષો પૃથ્વીપર પડી ગયા. પ્રદ્યુમ્ન વિગેરે મણિપુરમાં પહોંચ્યા. અનુશાલ્વ પણ સંગ્રામભૂમિમાં દેખાતો નથી. સુવેગ પણ પડ્યો. પુત્ર! હવે તું એકજ રહ્યો છે. અમારા કુળનો આધાર હવે ફક્ત તારા ઉપરજ છે. માટે જ્યાં યુધિષ્ઠિર અને શ્રીકૃષ્ણ છે ત્યાં જા."

અર્જુન આ પ્રમાણે બોલતો હતો તેટલામાં વળી પણ તેના મુકુટપર ગીધ પક્ષી આવીને બેઠો. રથની ધ્વજ ઉપર કપોત પક્ષી બેઠો, તથા પોતાની છાયા મસ્તક વગરની અને નેત્રો કીકી વગરનાં જણાવવા લાગ્યાં. અને તેથી અર્જુને વળી પણ આગ્રહ પૂર્વક વૃષકેતુને કહ્યું "પુત્ર! મને ઘોર અપશકુનો થાય છે. તું હસ્તિનાપુરમાં જા અને યુધિષ્ઠિર વિગેરેને આ વૃત્તાંત જાહેર કર. તેં ઘણું યુદ્ધ કર્યું છે. બાણોથી તારૂં શરીર વીંધાઇ ગયું છે. જો તારો પણ સંગ્રામમાં નાશ થાય તો કુંતી અવશ્ય મરણ પામે. યુધિષ્ઠિર વિગેરે પણ જીવે નહિ. અરે! રાજાએ મારા આધારપર દીક્ષા લીધી. મારા જીવિત ધિક્કાર છે."

"મહાબાહો! હું તો નહિજ જઇ શકું. તમારો ત્યાગ કરી હું અહીંથી નાસી જાઉં તો મારી સ્ત્રી મારૂં મુખ પણ ન જુવે. હું ભયને લીધે સંગ્રામ છોડી દઉં તો મારા પિતામહ સુર્યને પૃથ્વીપર ભ્રષ્ટ થવું પડે. પાર્થ! મિત્ર, ગાય, બ્રાહ્મણ તથા સ્વામિને માટે પ્રાણ ત્યાગ કરનારને ઉત્તમ લોકની પ્રાપ્તિ થાય છે. આજ મારૂં પરાક્રમ તમારા જોવામાં આવશે." આ પ્રમાણે બોલતાં બોલતાં વૃષકેતુ ઘણા આનંદથી, ફડાકા કરતી પતાકાવાળા રથમાં બેસી આગળ વધ્યો. અને બભ્રુવાહનને યુદ્ધ માટે બોલાવી તેણે કહ્યું કે "આજ પાંડવના મરાયેલા ધીર વીર પુરૂષોને માટે થતા શોકની હું શાંતિ કરીશ."

વૃષકેતુ આ પ્રમાણે બોલતો હતો તેટલામાં તો બભ્રુવાહનના ધનુષમાંથી ત્રણ બાણ નિકળ્યાં. તે બાણોએ વૃષકેતુની છાતી વીંધી નાખી સોસરાં નિકળી જઇ પૃથ્વી ફાડી, તેમાં પેસી તૃષાતુર મુસાફરોની પેઠે પાતાળની ભોગવતી નદીના જળનું પાન કર્યું- બભ્રુવાહને આગ્નેયાસ્ત્રનો પ્રયોગ કર્યો પણ વૃષકેતુએ વારૂણાસ્ત્રથી તે અસ્ત્રને શમાવી દીધું. પછી વાયવ્યાસ્ત્ર, પર્વતાસ્ત્ર, ઇંદ્રાસ્ત્ર, કુબેરાસ્ત્ર, ત્વષ્ટાસ્ત્ર, સુર્યાસ્ત્ર, શાંભવાસ્ત્ર કાર્તિકેયાસ્ત્ર તથા યામ્યાસ્ત્ર વિગેરે

અસ્ત્રોના ઉપરા ઉપર પ્રયોગથી કુમાર વૃષકેતુએ બભ્રુવાહનની ઘણી સેનાનો ભાગ કહાડી નાંખ્યો. રણભૂમિ ભૂત પ્રેતને સંતુષ્ટ કરનાર અને કાળરૂદ્રને ક્રીડા કરવાના સ્થાનરૂપ થઈ પડી. બભ્રુવાહને વૈષ્ણવાસ્ત્રનો પ્રયોગ કરી વૃષકેતુનાં સર્વે શસ્ત્રોને શમાવી દીધાં. અને પડવાસ્ત્ર ચડાવી વૃષકેતુને કહ્યું કે "મેં ઘણાને પાડયા પણ કોઇને તારા જેવો પરાક્રમી જોયો નહિ. હવે ઇંદ્ર જેમ નમુચિને મારે તેમ હું તને મારીશ." આ પ્રમાણે બોલી તેણે એક મંત્રેલ બાણ વૃષકેતુપર ફેકયું. તે બાણ વૃષકેતુને ઉપાડી આકાશમાં પહોંચ્યું. વૃષકેતુ મુવો નહિ પણ દિશાઓ, સમુદ્રો, નદીઓ અને પર્વતો વિગેરેપર તે બાણના વેગથી ભમ્યા કર્યો. બભ્રુવાહન અને અર્જુન વૃષકેતુને જોતા જોતા તે તે સ્થળે દોડવા લાગ્યા. પણ તેટલામાં તે પાછો રણભુમિમાંજ અર્જુનના પગ પાસે આવી પડયો. ત્યાંથી તરત ઉઠી અત્યંત ક્રોધ કરી તેણે બભ્રુવાહનના રથપર પાંચ બાણો ફેંકયાં રથ બભ્રુવાહન સહિત આકાશમાં ઉડયો. વૃષકેતુ પાછળથી બાણો ફેકવા લાગ્યો. બભ્રુવાહનનો રથ સૂર્ય મંડળમાં પેસી ભસ્મ થયો. બભ્રુવાહન નીચે પડવા લાગ્યો. પરંતુ વૃષકેતુએ વળી પણ બાણથી તેને આકાશમાં ઉડાવ્યો. પણ બભ્રુવાહન ઘણો વેગ કરી બાણના કટકા કરી આકાશમાંથી વૃષકેતુને માથે પડયો. તે બન્નેનું ભયંકર યુદ્ધ જોઇ અર્જુન તો વિસ્મય પામી ગયો અને ત્રાહિતની પેઠે તે કૌતુક જોવા લાગ્યો. બન્ને પરાક્રમી વીરો જરાવારમાં રથની અંદર બેઠેલા, વળી જરાવારમાં વિરથ થયેલા, જરાવારમાં આકાશમાં, ભમતા અને જરાવારમાં પૃથ્વીપર યુદ્ધ કરતા જોવામાં આવ્યા. એક પૃથ્વીપર તો બીજો આકાશમાં, આ પ્રમાણે તે બન્નેનું નિરંતર પાંચ અહોરાત્ર યુદ્ધ ચાલ્યું. બન્નેનાં શરીરનાં માંસ ગીધ પક્ષીઓ ખેંચી ખેંચી આકાશમાં લઇ જવા લાગ્યાં. છેવટ બભ્રુવાહને એક અર્ધચંદ્રાકાર બાણ નાખ્યું. વૃષકેતુએ તે બાણના કટકા કરી ગર્જના કરી; પણ તેટલામાં બભ્રુવાહને એક બીજું બાણ ફેંક્યું. આ બાણ વૃષકેતુનું મસ્તક ઉડાવી આકાશમાં ચાલતું થયું. વૃષકેતુના ઉડેલ મસ્તકના પ્રહારથી બભ્રુવાહન મૂર્છા ખાઇ નીચે પડી ગયો. વૃષકેતુના કબંધે બભ્રુવાહનના સૈન્યના મોટા ભાગનો નાશ કર્યો અને પછી પૃથ્વીપર શયન કર્યું.

વૃષકેતુના મસ્તકને અર્જુન પોતાની સન્મુખ રાખી બોલ્યો કે "હા પુત્ર હવે હું ધર્માત્મા યુધિષ્ઠિરને શો જવાબ આપીશ ? નરવ્યાઘ્ર ! તારા વગર હું કુંતી તથા દ્રૌપદીને શી રીતે મુખ બતાવી શકીશ ? કુંતીએ મને તારી ઘણી ભલામણ આપી હતી. યૌવનાશ્વનો અશ્વ લાવનારા પરાક્રમી પુત્ર ! તારા પિતાએ પોતાના શરીર સાથે જડાયેલ કવચને ચામડીની માફક ઉખેડી ઇંદ્રને આપ્યું હતું. તેં પણ ઇંદ્રપુત્ર (અર્જુન) ના કાર્યં માટે પોતાના શરીરનું પ-

સ્ત્રીઓને ભક્ષ્ય આપ્યું. ! શત્રુનાં મસ્તકોરૂપ કમળોથી તારા પિતામહની પૂજા કરવાને વાસ્તે ઉઠ. રૂધિરલિપ્ત મુક્તાફળોનો તેમને અર્ઘ આપ. મેં તારા પિતા કર્ણને મારેલ છે એ વૈરનું સ્મરણ કરી, શું આજ તું મને ગુપ્ત પ્રહાર કરે છે? સુભદ્રાનંદન અભિમન્યુ તો વહેલોજ ચાલી નિકળ્યો છે અને છેવટ તું પણ ચાલી નિકળ્યો ?" આ પ્રમાણે વિલાપ કરતાં કરતાં વૃષકેતુના મંસ્તકને છાતી સાથે દાબી અર્જુન મૂર્છા ખાઇને પડી ગયો.

અર્જુન મૂર્છા ખાઈ પડ્યો હતો ત્યાં બભરૂવાહને આવી ધનુષના અગ્ર ભાગથી તેને તાડન કરી હસતાં હસતાં કહ્યું કે "કેમ વૈશ્ય અને ક્ષત્રિયની કાંઇ તુલના થઈ? હવે તું પણ આ યુદ્ધમાંથી જીવતો જાય તેમ નથી."

બભરૂવાહનના કઠોર શબ્દોથી ચેતનામાં આવેલો અર્જુન એકદમ ઉઠ્યો અને બોલ્યો કે "અરે ! હવે તું મારી સામેથી ક્યાં જનાર છે? હાથમાં બાણ લે. વૃષકેતુને મારી હવે તારે જીવવું કેવું? હું પર્વતને પણ તોડી નાખું." અર્જુને આ પ્રમાણે કહી વરસાદની પેઠે બભરૂવાહનપર બાણની વૃષ્ટિ કરવા માંડી. બાણો ફેંકતાં ફેંકતાં તે મેઘના સરખી ગર્જના કરવા લાગ્યો. અર્જુનનાં બાણોથી હાથી, રથ, ઘોડાઓ અને પ્યાદાઓ આકાશમાં ચક્રની પેઠે ભ્રમણ કરવા લાગ્યા. પ્રચંડ પવન જેમ સૂકાં પાંદડાંઓને ઉડાવી દે તેમ અર્જુનનાં બાણો બભરૂવાહનના શૈન્યને બાળવા માંડ્યું. અર્જુન બાણ ક્યારે સાંધેછે કે ક્યારે છોડેછે તે કોઇપણ જોઇ શકતુ નહોતું. રણસંગ્રામનો સમય લોકોને પ્રલયનો વખત જણાવા લાગ્યો. બભરૂવાહન પણ અત્યંત ક્રોધ કરી યુદ્ધ કરવા લાગ્યો. તેણે અર્જુનના ઘોડા સારથિ, છત્ર અને ધ્વજમાં બેઠેલ હનુમાનને પણ વીંધી નાખ્યો અર્જુનનાં શસ્ત્ર અસ્ત્ર નબળાં પડવાં લાગ્યાં. આ વખત બભરૂવાહને બુમ પાડી કહ્યું કે "અરે પાર્થ ! તેં પૂર્વે મહાત્મા દ્રોણાચાર્ય પાસેથી અસ્ત્રનો અભ્યાસ કર્યો છે. આજ તારૂં તે સઘળું શિક્ષણ કેમ નિષ્ફળ થાયછે ? દુર્મતિ ! દુર્બુદ્ધિ ! તેં મારી પતિવ્રતા માતાને દૂષણ આપ્યું ? અરે, વૃષકેતુના જેટલું તો પરાક્રમ બતાવ." બભરૂવાહનના અતિ કઠોર શબ્દોથી વિશેષ રોષે ભરાએલો અર્જુન પોતાનું અપાર પરાક્રમ બતાવવા લાગ્યો. પણ ગંગાના શાપથી મોહિત થએલો તે કર્ત્તવ્યમાં મૂઢ બનવા લાગ્યો.

બભરૂવાહને કાળ સમાન અને વડવાનલ તુલ્ય એક અર્ધચંદ્રાકાર બાણ અર્જુન ઉપર સાંધ્યું. તેથી ઇંદ્રઆદિ દેવતાઓ અને સૂર્યઆદિ ગ્રહો કંપી ગયા. ઉલ્કાપાત થયો. મહા કઠોર વાયુથી ધૂળની ડમરી ચડી. રૂધિરનો વરસાદ વરસવા લાગ્યો. બભરૂવાહનના ધનુષમાંથી છુટેલ તે બાણને વ્યર્થ કરવા અર્જુને ઘણાં ઘણાં તીક્ષ્ણ બાણો મૂક્યાં પણ તેમાં તે અશક્ત

નિવડયો. બભ્રુવાહનના તે તીક્ષ્ણ બાણથી ચળકતાં કુંડળોવાળું અર્જુનનું મસ્તક ઉડી વૃષકેતુના ધડ પાસે આવી પડયું.

કાર્તિક માસના શુકલ પક્ષની ઉત્તરા નક્ષત્ર યુક્ત એકાદશીને દિવસ સંધ્યાકાળે "હા કૃષ્ણ ! હા ગોવિંદ !" એમ ઉચ્ચાર કરતું અર્જુનનું મુખ શરીરથી જૂદું પડયું. આકાશમાંથી બે સૂર્ય નીચે આવી પડયા હોય તેમ વૃષકેતુ તથા અર્જુન એ બન્નેનાં મસ્તકો સામસામે શોભવાં લાગ્યાં.

## ચિત્રાંગદા તથા ઉલૂપિનો વિલાપ અને પશ્ચાત્તાપ.

જે વખતે બભ્રુવાહન અને અર્જુન વચ્ચે લડાઇ ચાલતી હતી તે વખતે હસ્તિનાપુરમાં અર્જુનની પત્ની ચિત્રાંગદા, અર્જુનને થયેલ ગંગાનો શાપ અને બભ્રુવાહન સાથે યુદ્ધની તૈયારી વિષે નારદના મુખથી સાંભળી એકદમ મણિપુરમાં આવી પહોંચી. બભ્રુવાહન અર્જુનથી ચિત્રાંગદામાંજ ઉત્પન્ન થયો હતો. અર્જુનની સાથેની લડાઈમાં બભ્રુવાહનનો વિજય થતાં તેના સૈન્યમાં મોટો હર્ષ અને અર્જુનના સૈન્યમાં મોટો હાહાકાર થઇ રહ્યો. બભ્રુવાહનના સૈન્યમાં વાદિત્રોના શબ્દો અને કન્યાઓના હાથથી પુષ્પની વૃષ્ટિ થવા લાગી. બંદિજનો બભ્રુવાહનની સ્તુતી કરવા લાગ્યા. નગરમાં ચંદનજળનો છંટકાવ થઈ રહ્યો. પુષ્પો વેરાયાં. ધ્વજાઓ ફડફડવા લાગી. વારાંગનાઓ નૃત્ય કરવા લાગી. પૌરસ્ત્રીઓ સુવર્ણના થાળોમાં કપૂરના દિવાઓ કરી વધાવવા આવી. રાજમંદિરમાં આમ તેમ દોડાદોડ કરતી દાસીઓ ચિત્રાંગદા તથા ઉલૂપિ પાસે દોડી આવી વધામણી આપવા લાગી કે "બાઇ સાહેબ ! ધન્ય છે, ભલે તમે મહાપરાક્રમી વીરપુત્રને જન્મ આપ્યો. તમારા પરાક્રમી પુત્રે યુદ્ધમાં અર્જુનને પાડયો છે."

આ પ્રમાણે દાસીઓનું વજ્ર સમાન કઠોર વચન સાંભળી ચિત્રાંગદા અને ઉલૂપિ એ બન્ને મૂર્છા ખાઇ પૃથ્વીપર પડી ગઇ. આનંદના વખતમાં એકદમ હાહાકાર થઇ રહ્યો. સર્વ દાસીઓ તેને વીંટી વળી શીતળ જળના છંટકાવ અને પવન કરવા લાગી. કેટલીએક રાજા પાસે દોડી જઇ આ ખબર કહ્યા. બભ્રુવાહન એકદમ ત્યાં દોડયો આવ્યો અને ત્યાં તેની બન્ને માતાઓ મૂર્છા ખાઈ પૃથ્વીપર પડેલી તેના જોવામાં આવી. તેણે તેઓને માંડમાંડ સાવધ કરી કહ્યું કે "મેં પ્રદ્યુમ્ન આદિ વીરપુરૂષોની સાથે આવેલ અરજુનના અશ્વને બાંધ્યો, ઘણાં વીરનરોને જીત્યા, પરાક્રમી કુમાર વૃષકેતુ કે જેણે મને મૂર્છા પમાડી દીધો હતો તેને પણ સંગ્રામમાં પાડયો. અને છેવટ અભિમાની અરજુનનો પણ નાશ કર્યો. તમારા પુત્રે યુદ્ધમાં કેવું પરાક્રમ કર્યું તે જુવો."

"અરે, તેં પાપી પુત્રે પિતાનો ઘાત કર્યો. અમારાં કંઠસૂત્ર અને કર્ણ-

ભૂષણુ તેં હાથે કરી ઉતરાવ્યાં. તને તારા પરાક્રમનું વર્ણન કરતાં શરમ કેમ ઉપજતી નથી ? તારાં પરાક્રમ અને તેજને ધિક્કાર છે. દીક્ષામાં બેઠેલ ધર્મરાજ યુધિષ્ઠિરની આજ શી દશા થશે ? તેં પૌત્રં કુંતીને અરજુન વગરની કરી. ત્હારે પિતાનો વિનાશ કરતાં તારા ચિત્તમાં જરા પણુ કરૂણા કેમ ન ઉપજી ? તારો જન્મ અરજુનથીજ થયો છે. મને પૂછ્યા વગર તેં આ દારૂણુ કર્મ કર્યું ? તારાં શસ્ત્રોનો સંગ્રહ સ્વજનનો ઘાત કરનાર થયો. પિતૃઘાતક ! તારૂં વક્ષ:સ્થળ કેમ ફાટી પડતું નથી ? તેં મારા પતિને જ્યાં પાડ્યા ત્યાં હવે તું મને જલદી તેડી જા. એટલે હું તેની સાથે સ્વર્ગમાં જવાની તૈયારી કરૂં."

"ચિત્રાંગદા સર્વ સૈન્યની સાથે બભ્રૂવાહનને આગળ કરી ઉલૂપી સહિત દીવાઓને અજવાળે જ્યાં અરજુનનું મસ્તક પડ્યું હતું ત્યાં આવી. અરજુનની કપાયેલ મસ્તક તથા ધડને જોઇ ઉલૂપી તથા ચિત્રાંગદા તેના ચરણમાં મસ્તક રાખી છુટા કેશ મૂકી વિલાપ કરવા લાગી કે "નાથ ! આજ તમો કેમ બોલતા નથી ? અમારા પુત્રના અપમાનથી જો રીસાણા હો તો અમે તમારૂં દાસીપણું કરશું. ધનંજય ! ઉઠી બેઠા થાઓ. કૌરવો વિરાટ રાજાની ગાયોવાળી જાય છે. દ્રુપદે દ્રોણનું અપમાન કર્યું છે માટે તેને બાંધી દ્રોણને હસ્તગત કરો. દ્રૌપદીના સ્વયવરમા અનેક વીરપુરૂષો આવેલા છે. ઉઠો અને મત્સ્યવેધ કરી દ્રૌપદીને વરો. દ્રૌપદીની સાથે અમે શોક્યપણાનો ભાવ નહિ રાખીએ. આ અગ્નિ, ખાંડવવનને બાળવાની પ્રાર્થના કરે છે માટે ત્યાં જઇ બાણપંજર બાંધો. અરે, તમારે શરણે આવેલ આ મોટા વરાહને ભિલ્લ વેષધારી કોઇ પુરૂષ (શંકર) અધવચ ઉપાડી જાય છે." આમ વિલાપ કરતી તે બન્ને સ્ત્રીઓ અરજુનનું મસ્તક લઈ છાતિ સાથે દાબી છાતીફાટ રોવા લાગી. ચિત્રાંગદાએ વૃષકેતુનું મસ્તક ઉપાડી કહ્યું કે "હા ! કર્ણપુત્ર ! પિતાનું વૈર નહિ રાખતાં તેં અર્જુનને માટે પોતાનાં પ્રાણ આપ્યાં. બભ્રૂવાહન તું ખડ્ગથી અમારાં બન્નેનાં મસ્તકો કાપી તારા મનોરથ પૂરાં કર. પરશુરામે પોતાની માતાનું મસ્તક કાપ્યું હતું તું તેના કરતાં પણ આગળ વધ. તેં પિતાનું મસ્તક કાપ્યું અને હવે બન્ને માતાઓનાં મસ્તક કાપ ! પુત્ર ! કાષ્ઠો ભેગાં કરી તેમાં અગ્નિ પ્રકટ કર અને અમને બન્નેને બાળી દે. અરે, યાચકોને કલ્પતરૂ સમાન કર્ણના પુત્ર કુમાર વૃષકેતુને તેં માર્યો ! મેં ધાર્યું હતું કે યજ્ઞ ક્રિયાના અંતમાં સુભદ્રાની પેઠે હું પણુ અરજુનની સાથે ચાલીશ અને યજ્ઞમાં આવેલી રાજપત્નિઓનો સત્કાર કરીશ. અરે, તેં મારી સઘળી આશાઓ વ્યર્થ કરી."

"માતા ! એ મારા પિતા છે એમ મારા જાણવામાં હતું અને તે-

થીજ તેનો અજાણતાં લેવાઇ ગયેલો અશ્વ હું તેને નમન કરતો પાછો આપવા ગયો. પણ તે વખતે તેણે મને જે કઠોર વચનો કહ્યાં હતાં તે આ વખતે કહેવા હું અશક્ત છું. ખરે! હું પિતાનો ઘાત કરનાર થયો. કોઇ તીર્થ, દાન, વ્રત કે યજ્ઞ પણ હવે મને પવિત્ર કરી શકે તેમ નથી. પોતાના મિત્રના વિનાશથી રોષ પામેલ ચક્રપાણિ પણ મને નરકમાંજ નાંખશે. આ વખત તો મારે પોતાનેજ અગ્નિમાં પ્રવેશ કરવાની જરૂર છે. હું બાળક હતો ત્યારે મારી માતાએ મોટી ભૂલ કરી; કારણકે ઉછેરવાને બદલે તેણે મને મારી નાખ્યો નહિ. શત્રુઓની સ્ત્રીઓને વૈધવ્ય આપનાર બબરૂવાહને આજ પોતાની માતાનેજ વૈધવ્ય આપ્યું! હવે તો અગ્નિ વગર મારી શુદ્ધિ થાય તેમ નથી.

"પિતૃઘાતક! જરા ધીરો થા. અર્જુન સજીવન થાય એવો એક ઉપાય છે. પાતાળમાં શેષનાગના ભંડારમાં "મૃત સંજીવક" નામનો મણિ છે, જે મરણ પામેલા સર્પોને પાછા જીવતા કરેછે. તે જો અહીં આવે તો આપણું કામ થાય. જોવા માત્રમાંજ બાળી ભસ્મ કરે એવા કર્કોટક, કુલિક વાસુકી, તક્ષક, શંખક, દીર્ઘજિવ્હ, મૂષકાદ તથા ભાસુર વિગેરે કેટલાક મણિઓથી દેદીપ્યમાન સો, બસો, ત્રણસો, ચારસો, પાંચસો, છસો, સાતસો અને આઠસો વિગેરે ફણાઓવાળા સર્પો ત્યાં રહેછે. પર્વત તથા સમુદ્રો સહિત પૃથ્વીને ધારણ કરનાર અને શ્રી વાસુદેવના શયનરૂપ શેષનાગ પણ ત્યાં રહેછે. ત્યાંથી એ મણિને કોણ લાવી શકે તેમ છે? પુત્ર! ઉપાય મળ્યો પણ તે ન બની શકે એવો છે. વૈધવ્ય અમોને ઘણી પીડા ઉપજાવે છે, પુત્ર! અહીં કુંતી આવીને અમોને જુવે નહિ તે પહેલાંજ તું અમોને મારી નાખ. ગરૂડના ભયથી મુક્ત થવા મહાદેવજીએ દયા કરી તે મણિ સર્પોને આપ્યો છે. તેથી તે મણિ તેઓ અર્જુનને માટે તો આપેજ નહિ."

"શંકરને જીતનાર અર્જુનને પણ મારનારો હું ક્રોધ કરૂં ત્યારે એ બિચારા સર્પો શા હિસાબમાં છે? જો તેઓ પોતાના બળ અને વિષના ગર્વથી મણિ નહિ આપે તો હું સાતે પાતાળને ભેદી તેઓની ફણાઓને કાપી અમૃત અને મણિ એ બન્ને લાવીશ. ઇંદ્ર સહિત દેવતાઓ અને શંકરને પણ યુદ્ધમાં સંતુષ્ટ કરનાર મારા પિતાને પણ મેં યુદ્ધમાં માર્યા; ત્યારે તેઓને જીતવા એમાં શું નવાઇ છે? અરે શું? વળી મારે મોશાળ પક્ષની હત્યા કરવી પડશે? ગમે તેમ થાઓ. જો તેઓ મારી સામા થશે તો હું તેઓને મારીશ. મણિ લઇ અર્જુન તથા વૃષકેતુ વિગેરે સઘળા વીરોને જીવતા કરી તે પછી તે મણિથી તે સર્પોને પણ જીવતા કરીશ. માતા! હવે અર્જુનના શરીરની અને મસ્તકની રક્ષા કરજો. હું જાઉંછું. આજ મારૂં પ-

રક્ષણ ભલે લોક જોશે."

"મૂઢ! આત્મપ્રશંસા કરતાં તું કેમ લજાતો નથી? ગરલ ઝેરી એ સર્પપતિઓને તું તુચ્છ ગણે છે? દુર્ગંધ છતાં બળવાન સાથે વેર કરતાં તું શરમાતો કેમ નથી?"

"હું જે બોલુંછું તે તમારે જરા પણ અસત્ય સમજવું નહિ. જો સાક્ષાત્ શંકર, કુબેર, ઇંદ્ર કે યમ તેની રક્ષામાટે આવશે તોપણ હું તેઓને યુદ્ધમાં જીતીશ. પાંડુના પૌત્ર અને અર્જુનનો પુત્ર ભય કેમજ પામે?"

"પુત્ર! સાહસ ન કર. એક ઉપાય છે. સલાહ આપનારાઓમાં ઉત્તમ પુંડરીક નામનો ત્યાંનો મંત્રી મારો સખા છે તેને હું અહીં બોલાવી પ્રથમ મારા પિતા પાસે મોકલું. બુદ્ધિથી થઇ શકે એવું કામ બળથી થઈ શકતું નથી"

આ પ્રમાણે ઉલૂપીએ બભ્રુવાહનને અટકાવી પુંડરીકનુ સ્મરણ કરી તેને બોલાવ્યો અને કહ્યું કે "આ અમારાં કંઠસૂત્ર તથા કર્ણભૂષણ લઈ શેષનાગ પાસે જાઓ અને તેને અર્જુન તથા કર્ણપુત્ર કુમાર વૃષકેતુના મરણની વાત કરો. તેને એવી રીતે સમજાવજો કે તે તરતજ અર્જુનને સંજીવન કરવા માટે મૃતસંજીવક મણિ આપે. રસ્તામાં તમારૂં કલ્યાણ થાઓ."

"બહુ સારૂં. હું તમારી આજ્ઞાથી સર્પરાજ શેષનાગ પાસે જાઉંછું. તમે અહીં અર્જુનના શબનું પાલન કરજો. મૃતશરીરની જો પૂરી સંભાળ ન રહે તો તે થોડા વખતમાંજ નાશ પામી જાય છે. રાજસભાઓમાં કાર્યસિદ્ધિ થતાં વિલંબ લાગેછે. ઘણાં કાર્યોમાં વ્યગ્ર બનેલા રાજાઓ સંબંધનું સ્મરણ રાખતા નથી. અર્જુનનું શરીર બગડી ન જાય એટલામાટે હું તેના શરીરને દંશ કરૂંછું.' આ વખતે વૃષકેતુ વગર અર્જુન જીવી શકે તેમ નથી. માટે તેને પણ દંશ કરો. એમ બભ્રુવાહનની ભલામણ ઉપરથી પુંડરીક તે બન્નેનાં શરીરને દંશ કરી ત્યાંથી ચાલતો થયો.

## બભ્રુવાહન મણિ લેવા જતાં નિરાશ થયો.

ભૂતલથી ચાલેલો પુંડરીક પ્રથમ સુવર્ણમય, રમણીય; વિસ્તૃત વનોવાળું, દશ હજાર યોજનના વિસ્તારવાળું અને મોટા સર્પોથી યુક્ત અતલ પ્રત્યે આવ્યો. ત્યાંથી દિવ્ય કન્યાઓથી યુક્ત અને દિવ્ય ચંપાઓથી સુશોભિત વિતલ પ્રત્યે પહોંચ્યો. પછી ત્યાંથી તેણે સુવર્ણનાં શમીવૃક્ષોવાળાં સુતલમાં અને ત્યાંથી અનેક પ્રકારનાં વિચિત્ર પક્ષીઓથી ગાજી રહેલ અને આમ્રવૃક્ષોથી શોભી રહેલ મહાતલમાં પ્રવેશ કર્યો. મહાતલ છોડી મરકત મણિ અને ચંદન વનેથી સુશોભિત રસાતલમાં તે ગયો અને છેવટ દિવ્ય સર્પાંગનાઓથી વિરાજિત પાતાળમાં પહોંચ્યો. પાતાળમાં ભોગવતી નદીના જળમાં સ્નાન

કરી, કિનારાપર દિવ્ય ચંપાનાં પુષ્પોથી પૂજાતા અને સર્પો તથા સર્પસુંદરી-ઓથી નિરંતર સ્તુતિ કરાતા હાટકેશ્વરને તેણે નમન કર્યું ત્યાંથી તે દિવ્ય વૃક્ષો, લતાઓ અને અમૃતથી ભરેલા નાકુંડાવાળાં અને મોટા મોટા સર્પોથી સારી રીતે રક્ષા કરાયેલ મણિમય શેષનાગના મંદિરમાં તે ગયો. ત્યાં હજાર ફણાઓથી સુશોભિત, ઉત્તમ આસનપર બેઠેલ, કર્કોટક, તક્ષક વિગેરે નાગોથી વીંટાયેલ તથા વાસુદેવના નામનો જપ કરતા તેજસ્વી શેષનાગ, પુંડરીકના જોવામાં આવ્યા પુંડરીકે તેની પાસે જઇ નમસ્કાર કરી ઉલૂપીએ આપેલ કંઠસૂત્ર અને કર્ણભૂષણ બતાવી કહ્યું કે "નાથ! ઉલૂપીએ મને મોકલેલ છે. હું આપને શરણે આવ્યો છું આપના દૌહિત્ર બભ્રુવાહને પોતાના પિતા અરજુનને યુદ્ધમાં મારેલ છે, માટે તેને જીવતા કરનાસારૂ મૃતસંજીવક મણિ આપો."

"સંગ્રામમાં મહાદેવજીને પણ સંતોષ પમાડનાર, મહાદેવજીએ આપેલ બરદાનવાળો તથા દેવ દૈત્યોથી અજેય મહાબાહુ ધનુર્ધારી અરજુન શું યુદ્ધમાં પડયો? મને ફરીથી કહે કે તું અહીં શામાટે આવેલછો?"

"કુરૂક્ષેત્રના સગ્રામમાં ભીષ્મ, દ્રોણ વિગેરેને મારવાથી પતિતપાપ થયેલા યુધિષ્ઠિરે અશ્વમેધ કરવાસાટે ઘોડો છુટો મૂકો અને તેનું રક્ષણ કરવાનું કામ અર્જુનને સોંપ્યું. ઘોડો ફરતાં ફરતા મણિપુરમાં આવી પહોંચ્યો; મણિપુરના રાજા બભ્રુવાહને એ ઘોડો બાંધ્યો. ત્યાં ગંગાના શાપને લીધે પિતા પુત્રનું યુદ્ધ થયું, યુદ્ધમાં તમારી પુત્રીનો પ્રિય પતિ અરજુન પૃથ્વીપર પડયો. અર્જુનને સજીવન કરવાની ઇચ્છાથી ઉલૂપીએ મને તમારી પાસે સંજીવક મણિ લેવા મોકલ્યો છે. આપને જેમ ઘટે તેમ કરો. મહાપુરૂષોનો વૈભવ હમેશાં પરોપકારને માટેજ હોય છે મોટા પુરૂષોએ આપત્તિમાં આવી પડેલ મનુષ્યોનું તન, મન અને ધનથી રક્ષણ કરવું જોઇએ. અરજુન ધર્મનો અનુજ, કૃષ્ણપર પ્રેમવાળો, યજ્ઞ કરનાર અને વળી ઓછામાં પૂરો તમારો જમાઇછે. માટે તે જીવતો થાય તેમ કરો."

"અરજુન ન જીવે તો મારે મણિ, શરીર અને રાજ્યનું પણ શું કામ છે. જો આ વખતે હું અમૃત અને મણિનો ઉપયોગ ન કરૂં તો તે કાંજી અને કોડી સમાન સમજવાં. ભલે, પુંડરીક! અહીંથી મણિ લઇ જા અને અરજુન જીવતો થાય તેમ કર."

શેષનાગનું આ વચન સાંભળી ત્યાં રહેનાર ઘણા સર્પો દુઃખ પામતા તથા પોતાનું અશુભ માનવા લાગ્યા. એ સર્પોમાંથી એક ધૃતરાષ્ટ્ર નામનો મહાબુદ્ધિ સર્પ બોલ્યો કે મહારાજ! ઉદાર પુરૂષને, કાંઇ નહિ દઈ શકાય તેવું તો છેજ નહિ. પણ મારે કહેવું જોઇએ કે આપણાં જીવિતનો આધાર સંજીવક

મણિ એક મનુષ્યને માટે મૃત્યુલોકમાં મોકલવો એ તો અધટિત છે. ગુરુની હત્યા કરનારાં અને કૃતઘ્નને માટે કંઇપણ ઔષધિ, મણિ કે મંત્ર કાર્યસાધક થતાં નથી. અમૃતપ્રિય મનુષ્યો મૃત્યુને પામી પાછાં કદી જીવતાં થતાં નથી. વૃક્ષો ફળ આપે છે. પણ પોતાનાં મુળ કાપી આપતાં નથી. સઘળા સર્પોનું જીવન આપી દેવું એતો મોટું સાહસ છે. ગરૂડની સાથે આપણને હમેશનું વેર છે એતો આપ જાણોજ છો. મતંગ મુનિના શાપથી તે અહીં મણિ લેવા આવી શકતો નથી. જો તે મણિ મનુષ્યોને હાથ આવશે તો પછી તેઓ આપણા વિષને નહિ ગણકારી અહીંથી અમૃત પણ ઉપાડી જશે. અમૃત અને મણિ વગરના સર્પોની ફણાઓ ઉપરથી એ જાતિઓ પણ મણિ કઢાવી લેશે, પેટભરા ભિક્ષુકો પણ ભયનો ત્યાગ કરી સર્પોને ઉડાવી ઘેર ઘેર ભમતા ફરશે. રાજાઓનું અહિત ચાહનારા, કારભારીપદને લાયકજ નથી."

"એ મહાત્મા પાંડવને માટે હું તે મણિ ન આપું એવું તો કેમજ બને ? મૂર્ખનો સહવાસ અવસ્ય અનર્થને કરનાર છે. મૂર્ખના સબંધથી વ્યવહારમાં ઘણી હાનિ પહોંચેછે. સમુદ્ર, પાતાલ કે અગ્નિના ખાડામાં પડવું એ ઉત્તમ છે પણ વિવેકહીન મૂર્ખોની સાથે રહેવું એ ઉત્તમ નથી. શું જો હું મણિ ન આપું તો તે જીવતો નહીં થાય ? તે તો કૃષ્ણ રૂપ મણિના પ્રભાવથી જીવતો થશેજ. કૃષ્ણના પ્રભાવથી તૃણ વજ્ર જેવું અને વજ્ર તૃણ જેવું થઇ જાયછે. અર્જુનનાં જીવિતને માટે મણિ આપવો તેમાં કંઇ પણ વિચારવા જેવું છેજ નહિ. સત્પુરૂષોનો જન્મ પરોપકારને માટેજ હોય છે."

"જો અર્જુન કૃષ્ણરૂપ મણિથી જીવતો થાય એમ હોય તો પછી આ સંજીવક મણિ આપવાની આપની ઇચ્છા વૃથા છે. જો ગરૂડના હાથથી સઘળા સર્પોનો વિનાશજ કરાવવો હોય તો ભલે તે મણિ આપી દીયો. અમારૂં જેમ થવાનું હશે તેમ થશે."

"ભાઇ પુંડરીક ! બભ્રુવાહન પાસે જા અને કહે કે અહીં મારા સર્પો સંજીવક મણિ દેવાની ના પાડે છે. દુષ્ટ પ્રાણિઓનો જન્મ પરોપકારને માટે હોતોજ નથી. અમોને પાતાલવાસી ગણી મનુષ્યો અમારી પ્રાર્થના કરે છે, અમો તો હાથ પગ વગરના કેવળ ભયનેલીધેજ અહીં વસીએ છીએ."

### દુર્બુદ્ધિને દુઃસ્વભાવથી અર્જુનના મસ્તકનો નાશ.

પુંડરીક નિરાશ થઇ પાછો ફર્યો અને જ્યાં હજારો કપૂરના દીવાઓથી તંબુ ઝટકાટ મારતો હતો, જ્યાં ચંદનના તેલના દીવાઓ બળતા હતા, જ્યાં બભ્રુવાહનના સૈનિકો અર્જુનના શબને વીંટી બેઠા હતા અને જ્યાં ચિત્રાંગદા તથા ઉલુપી "પાર્થ ! પાર્થ ! એમ વારંવાર બોલી વિલાપ કરતી હતી ત્યાં આવી પહોંચ્યો. પુંડરીકે ત્યાં આવી કહ્યું કે "અભિમાની સર્પો મણિ

આપતા નથી માટે મરજી મુજબ કરો."

પુંડરીકનું વચન સાંભળતાંજ અત્યંત ક્રોધ કરી બભ્રુવાહને પોતાની સેના સહિત ત્યાં યુદ્ધ કરવા જવાની તૈયારી કરી. અર્જુનના શરીર રક્ષણનો બંદોબસ્ત કરી તેણે પોતાનાં બાણ સાથે લીધાં. બભ્રુવાહનનાં નેત્રોમાંથી ક્રોધનાં આંસુઓ ટપકવા લાગ્યાં અને કાનમાંથી અગ્નિની જ્વાળાઓ નિકળવા માંડી " ક્યાં છે ? શેષનાગ. ક્યાં છે ! વાસુકિ. દુષ્ટ ધૃતરાષ્ટ્ર ક્યાં છે ? આજ હું મણિની સાથે તેઓનું અમૃત પણ લઇ લઇશ. હું બેઠાં મારા પિતા અરજુન શું આ પ્રમાણે પૃથ્વીપર પડ્યા રહેશે ? અરજુનને માટે આજ સર્પોનાં શરીર બળી જવાનાં છે. આજ મારાં બાણોના વેગથી ભોગવતી નદીનું જળ ઉછળી પૃથ્વીપર પહોંચી અરજુનના શરીરનું પ્રોક્ષણ કરશે. આજ સંગ્રામમાં હણાયેલા વીર પુરૂષો જીવતા થશે કદાચ શેષનાગની સહાયતા માટે સાક્ષાત્ શંકર મારી સામે યુદ્ધમાં ઉતરશે તો તેને પણ હું અટકાવીશ, એમાં કાંઇ પણ સંદેહ નથી."

આ પ્રમાણે બોલતો બભ્રુવાહન પોતાના સૈન્ય સહિત પાતાળના દ્વાર પાસે આવી પહોંચ્યો. ત્યાં તેણે પોતાના સૈન્યને વ્યૂહમાં ગોઠવી યુદ્ધ માટે ત્યાં પોતાના આવવાના શેષનાગને ખબર આપ્યા.

બભ્રુવાહનના આવવાના ખબર સાંભળી, શેષનાગે કહ્યું કે "મંદ ધૃતરાષ્ટ્ર બભ્રુવાહનને કુપિત કર્યો ! ધૃતરાષ્ટ્ર નામેજ કુળનો નાશ કરનાર થઇ પડ્યો. આજ બભ્રુવાહનનાં, કાળાગ્નિની જ્વાળાઓ સરખાં બાણોની વૃષ્ટિ રસાતલ અને સઘળા સર્પોને બાળી ભસ્મ કરશે. ભલે તે મહા બળવાન વીર પુરૂષની સામે ધૃતરાષ્ટ્રજ યુદ્ધ કરે. બી વાવનારનેજ તેનું ફળ મળવું જોઇએ કર્કોટક અને તક્ષક પણ તેની સાથે યુદ્ધ કરવા જવું."

શેષનાગની આજ્ઞાથી સર્પોનું સૈન્ય બહાર નિકળ્યું. ઝેરની જ્વાળાઓને કહાડતા, બસેં, ત્રણસો, અને ચારસો ચારસો ફણાઓવાળા ક્રોધી સર્પો દિવ્ય સ્વરૂપ ધારણ કરી બભ્રુવાહનની સેના સામે આવ્યા. દિવ્ય કવચવાળા કેટલાએક ધનુર્ધારી. મહોન્મત્ત હાથીઓપર, કેટલાએક, ઘોડાઓપર અને કેટલાએક, પગે ચાલતાં હતા. કુંડળ, બાજુબંધ અને મુકુટના મણિઓના ચળકાટથી તેમનાં મસ્તકો શોભતાં હતાં. સર્પોના સૈન્યનો પડાવ પાંચ યોજનમાં થયો તેઓના મુખમાંથી ભયંકર ઝેરની વૃષ્ટિ થવા લાગી અને વિષજ્વાળાઓના ઉગ્ર તણખાઓથી બભ્રુવાહનનું સૈન્ય બળવા લાગ્યું. બભ્રુવાહન પોતાના પ્રભાવથી તેનું રક્ષણ કરવા લાગ્યો. બન્ને સેનનો સામ સામે ભેટો થયો. પ્રલય સેનાનું પરસ્પર બાણ, ખડ્ગ, ગદા, મુસલ અને પ્રાસ વિગેરેથી યુદ્ધ થવા લાગ્યું. જરાવારમાં તે યુદ્ધે ભયંકર રૂપ પકડ્યું.

બ્રહ્મા, ઇંદ્ર તથા ચંદ્ર વિગેરે આકાશમાં આવી ઉભા. કેટલાએક શેષનાગનો અને કેટલાએક બભ્રુવાહનનો જય ઇચ્છવા લાગ્યા. સર્પોનાં ઝેરથી ઘણાં મનુષ્યો બેભાન બની પૃથ્વીપર પડવાં લગ્યાં ધૃતરાષ્ટ્રનાં ભયંકર શસ્ત્રો તથા અસ્ત્રોથી બભ્રુવાહનના એકવીશ હજાર યોદ્ધાઓનો નાશ થયો. બભ્રુવાહને પણ કંઈ કચ્ચાશ રાખી નહિ. તેણે ધૃતરાષ્ટ્રને વિરથ કરી નાખ્યો. પ્રલય વખતે આકાશમાંથી પૃથ્વીપર પડતાં નક્ષત્રોની પેઠે બાણથી ભેદાયેલા મણિઓ સર્પોની ફણાઓમાંથી જુદા નિકળી પડવા લાગ્યા. બભ્રુવાહન ચોતરફ ભયંકર સર્પોના ઘેરાવથી ભયંકર રૂપવાળા ભવાનીપતિની પેઠે શોભવા લાગ્યો. સર્પોની ફણાઓના વાયુના વેગથી પોતાના સૈન્યને બળતું જોઇ બભ્રુવાહને એક ભયંકર મયૂરાસ્ત્ર મુક્યું. અને તે ઉપર મધનો વરસાદ વરસાવ્યો અને પછીથી પિપીલિકાસ્ત્રનો પ્રયોગ કર્યો. સર્પોનાં મધવાળાં શરીરમાં કીડીઓ વળગી રહી અને તેમનાં માંસનું ભક્ષણ કરવા લાગી. સર્પો સંગ્રામ છોડી છોડી નાસવા લગ્યા. ધૃતરાષ્ટ્રનું આખું અંગ માંસ વગરનું થયું. માંસ વિગેરે સઘળું ખુટી જવાથી કીડીઓએ તેનાં હાડકાં કોતરવા માંડ્યાં. પિપીલિકાસ્ત્રથી ધૃતરાષ્ટ્ર એટલો બધો તો પીડા પામ્યો કે તેનામાં યુદ્ધ કરવાની જરા પણ શક્તિ રહી નહિ. બભ્રુવાહનનાં ઘોર મયૂરાસ્ત્ર, નકુલાસ્ત્ર અને પિપીલિકાસ્ત્રથી ત્રાસ પામેલા સઘળા સર્પો સંગ્રામભૂમિ છોડી શેષનાગ પાસે આવી ઉભા.

યુદ્ધમાંથી નાશી આવેલા સર્પોને જોઇ શેષનાગે કહ્યું કે "અરે, તમો વિચારવંત, પરાક્રમી અને યુદ્ધમાં ચતુર છતાં મનુષ્ય જાતિથી ભય પામી કેમ નાશી આવ્યા ? મણિ આપતી વખતે મને અટકાવ કરતા હતા પણ હવે તેને કેમ અટકાવી શકતા નથી. સમર્થને તો ધન અને શરીર પણ આપવું જોઇએ. જાઓ, બભ્રુવાહનને એ મણિ, સો સળીવાળું છત્ર, અમૂલ્ય કુંડલો અને દિવ્ય રત્નની માળા એ સર્વનું અર્પણ કરો. આ મણિ વગર તેને કંઇ અટકી રહેવાનું નથી. ક્ષીર સમુદ્રમાં બકરીના દુધની કંઇ ગણતરી હોયજ નહિ."

આ પ્રમાણે કહી શેષનાગે તે મણિ વિગેરે લઇ બભ્રુવાહન પાસે આવી તેને અર્પણ કર્યું. બભ્રુવાહન તે સઘળું લઇ રાજી થતો શેષનાગને પણ સાથે લઇ મણિપુર તરફ ચાલતો થયો.

બભ્રુવાહનના વિજયથી સર્પ ધૃતરાષ્ટ્રને અતિ દુઃખ થયું. તેણે પોતાના દુઃસ્વભાવ અને દુર્બુદ્ધિ નામના બન્ને પુત્રોની સાથે ઘેર જઇ વિચાર કર્યો કે "મોટો અનર્થ થયો. અરજુન જીવતો થાય એ મારાથી સહન થઇ શકે તેમ નથી. બભ્રુવાહન વિજયી થયો. યુધિષ્ઠિરનો યજ્ઞ સંપૂર્ણ થશે.

હવે આપણે શું કરવું ?"

"પિતાજી ! શોક છોડી દીયો. મને અને આ દુઃસ્વભાવને જન્મ આપી અમારી હયાતીમાં તમે શોક શામાટે કરોછો ! અમારી સત્તા ચાલે ત્યાં પુણ્યની વાત તમારે સમજવીજ નહિ. શું યુધિષ્ઠિર વગ્રે નિર્વિઘ્ને સંગ્રામ કરશે ? અમે બન્ને ભાઇઓ ત્યાં બભ્રુવાહનના પહોંચ્યા પહેલાંજ પહોંચી અરજુનનું મસ્તક ઉપાડીશું. પછી ભલે શેષનાગ તેને જીવતો કરે. હું અરજુનના મસ્તકને શૂન્ય વગડામાં નાખી આવીશ."

આ પ્રમાણે દુર્બુદ્ધિ પોતાના પિતાને શાંત કરી પોતાના ભાઇ દુઃસ્વભાવને સાથે લઇ ઘણા વેગથી અરજુનના શબ પાસે જઇ પહોંચ્યો અને ત્યાંથી કુંડલ સહિત અરજુનનું મસ્તક ઉપાડી બકદાલભ્યના શૂન્ય વનમાં જઇ સંતાઇ રહ્યો.

અરજુનનું મસ્તક અદૃશ્ય ઉપાડી જતાં "અરે ! અરજુનનું મસ્તક ક્યાં ગયું, ક્યાં ગયું ?" એમ હાહાકાર કરતી ચિત્રાંગદા અને ઉલુપી અરજુનના પગ પાસે આવી પડી. આસપાસ મોટો કોલાહલ અને ઠળભળાટ થઇ રહ્યો. બભ્રુવાહન પણ આ વખત શેષનાગને આગળ કરી ત્યાં આવી પહોંચ્યો. પણ ત્યાં તેને અરજુનનું મસ્તક ઉપાડી જવાની ખબર મળતાં તે નિરાશ થઇ મૂર્છા ખાઇ પૃથ્વીપર પડી ગયો.

### અર્જુનને ઉત્તમ મિત્રતાનું ફળ.

અરજુનના મરણની રાત્રિએ હસ્તિનાપુરમાં રહેલ કુંતીને એક દુઃસ્વપ્ન આવ્યું. તેથી તેણે ધર્મરાજા અને કૃષ્ણની પાસે જઇને કહ્યું કે 'મેં આજ સ્વપ્નમાં અરજુનને તેલની વાવમાં પ્રવેશ કરતો દીઠો. વળી શરીરે ગાયનું છાણ ચોળી દક્ષિણ દિશામાં ઉંટપર બેસી જતો મેં તેને દીઠો. કૃષ્ણ આ દુઃસ્વપ્ન મને માનવાને કારણ આવેછે કે તમારા મિત્ર અરજુનનું કાંઇક અનિષ્ટ થયું હોય ! શું સુભદ્રાનું કંકણ જવાની તૈયારી થઇ ? મારૂં હૃદય ભેદાઇ જાય છે."

કુંતીનું બોલવું સાંભળી કૃષ્ણે તરતજ ગરૂડનું સ્મરણ કર્યું એટલે ગરૂડ ત્યાં હાજર થયો. ગરૂડ હાજર થતાં કુંતી, દેવકી, યશોદા તથા ભીમને તેપર બેસાડી પોતે પણ તેપર બેસી જ્યાં અરજુન પડ્યો હતો ત્યાં આવી પહોંચ્યા, અરજુન દશ હજાર થાંભલાઓવાળા અને રત્નના દીવાઓથી પ્રકાશિત તંબુમાં હજારો સ્ત્રીઓથી વીંટાએલો પડેલો હતો તે તથા બભ્રુવાહને કરેલો મહા રણસંગ્રામ તેમના જોવામાં આવ્યો. અરજુનને એવી સ્થિતિમાં પડેલો જોઇ કૃષ્ણ ગરૂડ ઉપરથી ઉતરી અરજુનના શરીર પાસે જઇ કહ્યું કે "ધનંજય ! આ શું થયું ? ક્યા વીરના હાથથી તું રણમાં

પડ્યો ! કુંતી, દેવકી, યશોદા અને આ ભીમ તને જોઇને મહા શોક સમુદ્રમાં ડુબી જાય છે."

"આ પ્રમાણે કૃષ્ણ બોલતા હતા તેટલામાં ભીમ બોલી ઉઠયો કે "અરે! યજ્ઞનો ઘોડો લઇ અરજુનનો વિનાશ કોણે ઉપજાવ્યો ? શું તે હવે મને અહીં આવેલો જાણતો નથી ? અરે, વળી આ અરજુનની પાસે તેના સરખો જુવાન કોણ પડેલો છે. અરે, એતો કર્ણપુત્ર વૃષકેતુ."

મૂર્છાથી મુક્ત થયેલો બબ્રુવાહન આગળ આવી બોલ્યો કે "ભીમસેન ! મેં પાપિષ્ઠ પુત્રે પિતાની હત્યા કરી. સૈન્યને પાડનાર અને વૃષકેતુનું મરણ ઉપજાવનાર પણ હુંજ છું તમારી ગદાથી હવે મને તરતજ યમલોકમાં મોકલી આપો. ગોવિંદ! શેષનાગ સંજીવક મણિ લઇ અહીં આવ્યા છે પણ કોઇ દુષ્ટ અરજુનનું મસ્તક અદશ્યપણે ઉપાડી ગયો. કૃપા કરી સુદર્શન ચક્રથી મારૂં માથું ઉડાવી દીયો. તમારા ભક્તરૂપ ધનની મે ચોરી કરી છે."

બબ્રુવાહન આ પ્રમાણે બોલતો હતો તેટલામાં ઉલૂપીએ કુંતીને નમન કર્યું અને કુંતીને અગ્રણી કરીને સઘળી સ્ત્રીઓ સહિત તેણે "અરે અરજુન!" એમ કહી કેશ છુટા મેલી ઉંચા સ્વરથી રોવા માંડયું. આ વખત કૃષ્ણને પણ બેબાકળા થયેલા જોઇ શેષનાગે કહ્યું કે "જનાર્દન! આમ કેમ બેઠાછો ? કૃપાસિંધુ ! ધર્મરાજનું સકળ કુળ છેક રસાતલમાં ડુબી જાય છે. આ સઘળાં લોકો રોવામાં રહ્યાં હશે તેવામાં કોઇ તેનું મસ્તક ઉપાડી ગયું તેની ખબર રહી નહિ. અરજુનનો ઉદ્ધાર કરવા સારૂ આ મણિ તૈયાર છે. હવે આપને જેમ ઠીક લાગે તેમ કરો."

શેષનાગ બોલી રહ્યા પછી શ્રીકૃષ્ણે બધાના સાંભળતાં કહ્યું કે "જો શાસ્ત્રરીતિ પ્રમાણે મેં બ્રહ્મચર્યનો ભંગ કદી પણ કર્યો ન હોય તો તેના પ્રભાવથી અરજુનનું મસ્તક અહીં આવો અને તે મસ્તક ઉપાડી જનાર મસ્તક વગરના બનો." કૃષ્ણ આ પ્રમાણે બોલતા હતા તેટલામાંજ બકદાલ્ભ્યના વનની અંદર દુર્બુદ્ધિ અને દુઃસ્વભાવ એ બન્ને સર્પપુત્રનો વિનાશ થયો અને અરજુનનું મસ્તક કૃષ્ણની પાસે આવી પડયું કૃષ્ણે તે મસ્તક ઉપાડી લીધું. પછી કર્ણપુત્ર વૃષકેતુનું મસ્તક સાંધી તેના હૃદયપર સંજીવક મણિનો સ્પર્શ કર્યો કે તરતજ વૃષકેતુ ઉભો થયો અને ધનુષમાં બાણ સાંધી "ઉભો રહે ઉભો રહે" એમ બોલવા લાગ્યો. વૃષકેતુને જીવતો કર્યા પછી કૃષ્ણે અરજુનનું મસ્તક સાંધ્યું અને તેને પણ તેજ પ્રમાણે મણિથી જીવતો કર્યો. અરજુન જીવતો થતાંજ આકાશમાંથી પુષ્પની વૃષ્ટિઓ થવા લાગી. શંખનાદ થયો અને સઘળે આનંદ વરતી રહ્યો. બેભાન કરી મણિ-

પુરમાં લઈ જવામાં આવેલા પ્રદ્યુમ્ન વિગેરે વીરપુરૂષો બભ્રૂવાહનનાં માણસોની સાથે ત્યાં આવી પહોંચ્યા. પછી શ્રીકૃષ્ણ, કુંતી, યશોદા, દેવકી, ભીમ, અરજુન, વૃષકેતુ તથા બભ્રૂવાહન વિગેરે સઘળાં ચતુરંગિણી સેનાની સાથે મોટી ધામધુમથી ગાજતે વાજતે શહેરમાં આવ્યાં. શહેરમાં રાજસભા બોલાવી. તેમાં શેષનાગે અરજુનને કહ્યું કે "પાંથ ! બધાથી જયની ઇચ્છા રાખવી પણ એક પુત્ર તથા શિષ્યથી પરાજય ઇચ્છવો. ગંગાના શાપને લીધેજ આ સઘળું બન્યું છે. હવે તમારા પુત્રના વૈભવપર દૃષ્ટિ કરો. પુત્રે મેળવેલ એ રાજ્યને ગ્રહણ કરો અને લાજને લીધે નીચું જોઈ બેઠેલ બભ્રૂવાહનની આશ્વાસના કરો." આ પ્રમાણે અરજુનને કહી શેષનાગે જરા ફરી બેસી શ્રીકૃષ્ણને કહ્યું કે "વાસુદેવ ! કુંતીને પુત્ર તથા પૌત્રની સાથે મેળવો. પિતાના વધથી પરિતાપ પામેલો કુમાર બભ્રૂવાહન દેહત્યાગની ઇચ્છા કરેછે." શેષનાગ આ પ્રમાણે બોલતા હતા તેટલામાં બભ્રૂવાહન ફરી ઉભો થયો અને બોલ્યો કે "પિતાજી ! હું હવે હિમાલયમાં જઇ આ મહા પાપથી મુક્ત થવા ઇચ્છુછું. કૃષ્ણભક્ત, વડિલ અને વળી ધર્મકાર્ય કરનારનો વધ મને સુખ વળવા દેતો નથી."

"વીર ! તારામાં જો તને કંઇપણ પાપની શંકા રહેતી હોય તો શ્રી કૃષ્ણના પ્રભાવથી તે પાપ નષ્ટ થઇ જસે. અમોએ પણ પિતામહ ભિષ્મ, ગુરૂ દ્રોણ તથા કર્ણ વિગેરેનો નાશ કર્યો છે પરંતુ શ્રીકૃષ્ણના દર્શનથી અમો તે પાપથી મુક્ત થયા છીએ. તારો પિતા તો પાછો જીવતો થયો છે અને તેથી તારામાં કંઇ પાપ રહ્યુંજ નથી. શોકનો ત્યાગ કર અને ધર્મ રાજાના અશ્વનું રક્ષણ કર. જેની જિવ્હા "કૃષ્ણ" એ પ્રકારનો ઉચ્ચાર કરે છે તેને દુઃખ, દૈન્ય કે પાપનો સ્પર્શ થતોજ નથી."

ભીમના આમ બોલ્યા પછી અત્યંત આનંદ વર્ત્તી રહ્યો. વાદિત્રો વાગવા લાગ્યાં. બભ્રૂવાહન, વૃષકેતુ અને કૃષ્ણની, નગરમાં ઘરેઘર પ્રસંશા થવા લાગી. પાંચ રાત્રિ વ્યતીત થયા પછી કૃષ્ણે અરજુનને કહ્યું કે "ધનંજય ! આપણે અહીં સુખ શાંતિથી પાંચ દિવસ સુધી રહ્યા. હવે ભીમ કુંતિ, ચિત્રાંગદા, ઉલૂપી, દેવકી તથા યશોદા વિગેરેને સાથે લઇ ભલે ધર્મરાજા પાસે જાય અને યજ્ઞનો પ્રારંભ કરાવે. જો હું ત્યાં જાઉં તો તારે માટે યુધિષ્ઠિરને ઘણી ચિંતા રહે. કેટલાએક મહા પરાક્રમી વૈષ્ણવ રાજાઓ હજુ બાકી જીતવા રહ્યા છે. માટે હું હવે તારો ત્યાગ કરી શકું તેમ નથી. ચાલો હવે આપણે બધા અશ્વના રક્ષણને માટે આગળ ચાલીએ."

કૃષ્ણે આ પમાણે કહી સઘળી સ્ત્રીઓને ભીમની સાથે હસ્તિનાપુરમાં રવાના કરી અને પોતે અરજુનનીસાથે અશ્વના રક્ષણને માટે આગળ ચાલ્યા.

શેષ વિસ્તારે સર્પ પણ કૃષ્ણની પ્રાર્થના કરી પોતાને રસ્તે ચાલતા થયા.

**કૃષ્ણ અર્જુનનું પરાક્રમ-તામ્રધ્વજથી યુદ્ધ.**

મણિપુરથી અશ્વને છુટો મૂકવામાં આવ્યો, અરજુન અને કૃષ્ણ તેમની પાછળ ચાલ્યા આ વખતે રત્નપુરથી રાજા મયૂરધ્વજે યજ્ઞને માટે પોતાનો પણ અશ્વ છુટો મૂક્યો હતો, તે પણ સામે મળ્યો. મયૂરધ્વજના ઘોડાનું રક્ષણ રાજપુત્ર તામ્રધ્વજ કરતો હતો. અરજુનનો ઘોડો તામ્રધ્વજના ઘોડાની સામે ગયો. તેણે તેનું મુખ સુંઘી કાન સ્તબ્ધ કરી તેને ચરણનો પ્રહાર કર્યો અને તેના મોતીના અલંકારો દાંતથી તોડી નાખ્યા. તે ઘોડાએ તેને પણ સામો ચરણ પ્રહાર કર્યો. છેવટ બન્ને ઘોડાઓ સામસામે કાન ખજવાળવા લાગ્યા. ઘોડાઓને આ પ્રમાણે સામસામા થયેલા જોઈ તામ્રધ્વજે પોતાના પ્રધાન બહુલધ્વજને કહ્યું કે "સામેના ઘોડાનું સુવર્ણ પત્ર વાંચી વાકેફ થાઓ કે એ કોનો ઘોડો છે?" પ્રધાને તરતજ તે સુવર્ણ પત્ર વાંચી તામ્રધ્વજને સઘળી હકીકત જાહેર કરી. તે ઘોડો ધર્મરાજાનો છે એમ સાંભળી તામ્રધ્વજે અતિ ક્રોધથી કૃષ્ણ, અરજુન, પ્રદ્યુમ્ન, હંસધ્વજ, અનુશાલ્વ તથા વીર વૃષકેતુ એ સઘળાના દેખતાં ઘોડાને પકડ્યો અને પોતાની સેનાને વ્યુહમાં ગોઠવી, પ્રધાનને કહ્યું કે "મારા પિતાએ સાત અશ્વમેધ યજ્ઞો તો કર્યા અને આ આઠમો યજ્ઞ પણ તેને કરવો છે. અરજુન કૃષ્ણના બળવાળો હશે તોપણ શું થયું! તૈયાર થાઓ. આપણને અહીં મોટું યુદ્ધ કરવાનું છે."

"કુમાર! જુઓ, આ બભ્રુવાહનનો દેશ જણાયછે. તે તમારા પિતાને કર ભરેછે. આટલામાં યુદ્ધ થયેલું હોય એમ જણાય છે, જુઓ આ કેટલાએક શક્તિ વગરના દુબળા યોદ્ધાઓ પડી ગયેલા જણાય છે. તેઓ તમારી સાથે કેમ યુદ્ધ કરી શકશે"

"પ્રધાન બહુલધ્વજ! મારે સામે ઉભવાની કોઈની પણ તાકાત નથી. પણ બભ્રુવાહન અને વૃષકેતુ એ બન્ને વિશેષ બળવાન છે, અરજુન અને કૃષ્ણ એ નરનારાયણનો અવતાર કહેવાય છે. અવશ્ય મોટું યુદ્ધ થશે. સૈન્યને અર્ધચંદ્રાકાર વ્યુહમાં ગોઠવો. જુવો. કૃષ્ણ પાંચજન્ય શંખનો અને અરજુન દેવદત્ત શંખનો નાદ કરેછે. ઘોડાના રક્ષણ માટે હાથમાં શસ્ત્ર લઈ ઘણા મહારથિઓ ચાલ્યા આવેછે તે પણ જુવો."

આજ્ઞા થતાં બહુલધ્વજે સૈન્યને અર્ધચંદ્રાકાર વ્યુહમાં ગોઠવી દીધું અને તામ્રધ્વજ સૈન્યના સામે થવાની રાહ જોઈ ઉભો રહ્યો. યુદ્ધને માટે તૈયાર થયેલ તામ્રધ્વજને જોઈ કૃષ્ણે અરજુનનો હાથ ઝાલી હસતાં હસતાં કહ્યું કે "અરજુન! મયૂરધ્વજના પુત્રે આપણા ઘોડાને પકડ્યોછે. તેથી તેની

સાથે મોટું યુદ્ધ થશે પરંતુ તેમાં-પ્રદ્યુમ્ન, બભ્રુવાહન તથા વૃષકેતુ વિગેરે ભલે લડે, રાજા મયૂરધ્વજ ધર્મસેના ઉપદેશક દીક્ષા લઇ બેઠો છે અને તેનો પુત્ર તામ્રધ્વજ જે આપણી સામે ઉભો છે તે મહાબળવાન છે. માટે આપણે ગૃધ્રવ્યુહ ગોઠવી ઉભા રહીએ.” અનુશાલ્વ, હંસધ્વજ, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ, સાત્યકિ, કૃતવર્મા, યૌવનાશ્વ, મેઘવર્ણ, બભ્રુવાહન અને વૃષકેતુ એ સઘળા વીરોને યોગ્ય ઠેકાણે ઉભેલા જોઇ રાજી થઈ તામ્રધ્વજે કૃષ્ણને કહ્યું. કે “કેશવ ! અરજુનના ઘોડાને મેં પકડ્યો છે. ધીરજ રાખજો અને અરજુનનું પાલન કરજો મારો ઘોડો છુટો છે તેને તમો કેમ પકડી શકતા નથી. સુદર્શન ચક્ર અને શારંગધનુષ તૈયાર કરો.” આમ બોલતાં બોલતાં તામ્રધ્વજે નારાચ અને અર્ધચંદ્રાકાર બાણોથી અરજુનના સૈન્યને ઘેરી લીધું અરજુનને સિત્તેર અને કૃષ્ણને ત્રણ બાણથી વીંધી સિંહનાદ કર્યો, તથા તેજ વખત તેણે પાંચ બાણથી દારૂક સારથિને અને ચાર બાણથી તેના ચાર ઘોડાને વીંધી નાખ્યા. વળી પણ સાત્યકિને નવ, કૃતવર્માને આઠ, પ્રદ્યુમ્નને હજાર અને અનુરૂદ્ધને દશહજાર બાણ માર્યાં.

કોપ પામેલા અનિરૂદ્ધે આગળ વધી બુમ પાડી કહ્યું કે “તામ્રધ્વજ! ઉભો રહે, મારૂં પરાક્રમ જો અને મારા પ્રહારને સહન કર. મારી સામે તારૂં રક્ષણ કોણ કરી શકે તેમ છે ? ઘોડાને છોડી દે.”

“અનિરૂદ્ધ કોમળ પુષ્પો રૂપ બાણવાળા કામદેવ પ્રદ્યુમ્નથી તારો જન્મ છે. પૂર્વે બાણાસુરે તને બાંધી લીધો હતો પણ પોતાની પુત્રી ઉષાના સ્નેહથીજ તેણે તને બચાવ્યો હતો. તારામાં યુદ્ધ કરવાની શું તાકાત છે ? આજ તારૂં જીવિત ટકવાનું નથી. સાવધ રહેજે. તામ્રધ્વજ આ પ્રમાણે બોલતો હતો તેટલામાં અનિરૂદ્ધે કાલાગ્નિ સમાન એક દેદીપ્ય બાણ તેનાપર ફેંક્યું. પોતાનું હૃદય તો વીંધાઇ ગયું પણ તેણે તેવું બાણોથી અનિરૂદ્ધને પણ સામે વીંધ્યો. અનિરૂધ્ધે ચાર બાણથી તેના ચાર ઘોડાઓ અને એક બાણથી તેના સારથિને પાડી નાખ્યો. અનિરૂદ્ધનાં બાણોથી વીરપુરૂષોનાં ગાત્રો ભેદાઇ જવા લાગ્યાં. કેટલાએકની ભુજાઓ, કેટલાએકની આંગળીઓ, કેટલાએકના નખ, કેટલાએકનાં કાંડાં, કેટલાએકનાં વક્ષઃસ્થળો, કેટલાએકની કેડો, કેટલાએકનાં મસ્તકો, કેટલાએકના દાંતો, કેટલાએકની ભમરો અને કેટલાએકની દાઢી મૂછોને અનિરૂદ્ધ કાપી નાખવા લાગ્યો. ધુમાડા વગરના અગ્નિની પેઠે પ્રજ્વલિત થયેલા અનિરૂધ્ધે થોડીજ વારમાં શત્રુની ત્રણ અક્ષૌહિણી સેનાને નષ્ટ કરી નાખી અનિરૂદ્ધની બાણાગ્નિની જ્વાળામાં ધનુર્ધારી વીર પુરૂષો પતંગીયા રૂપ બનવા લાગ્યા. ત્રાસ પામેલા હાથીઓ જંગલ તરફ નાસવા લાગ્યા અને બાણોથી કપાઇ ગયેલા ઘોડાઓ પૃથ્વીપર પડવા લાગ્યા.

મહાબાહુ તામ્રધ્વજે પણ ઘણા વેગથી આગળ વધી તીક્ષ્ણ બાણોથી અનિરૂદ્ધનો રથ જર્જરનો કર્યો. અનિરૂદ્ધે પણ તામ્રધ્વજનો રથ ભાંગી નાંખ્યો. બન્ને વીર પૃથ્વીપર ઉભી યુદ્ધ કરવા લાગ્યા. તામ્રધ્વજે અનિરૂદ્ધને પ્રબળ પ્રહારથી મૂર્છા પમાડી પૃથ્વીપર પાડી દીધો અને પછી તેણે અર્જુન સૈન્યને પાડવા માંડ્યું. પ્રદ્યુમ્નને પાંચ બાણોથી વીંધી તેણે કહ્યું કે "અનિરૂદ્ધ અને પ્રદ્યુમ્ન પણ મારા હાથથી પરાજય પામતાં, કૃષ્ણ મારી સામે કેમ આવતા નથી ? તામ્રધ્વજ આ પ્રમાણે બોલતો હતો તેટલામાં કર્ણપુત્ર વીર વૃષકેતુ ત્યાં હાજર થયો; તેણે તેને તીક્ષ્ણ પાંચ બાણોથી વીંધી વિરથ કરી નાખ્યો. તામ્રધ્વજ બીજા રથમાં બેસવા જતો હતો તેટલામાં તે રથને પણ તેણે ભાંગી નાંખ્યો. આ પ્રમાણે ઉપરાઉપર તામ્રધ્વજના ત્રણસો રથ વૃષકેતુએ ભાંગી નાખ્યા, પણ છેવટ વ્યાધિગણ જેમ દેહને પાડી નાખે તેમ તામ્રધ્વજે ઘણા વેગથી રથમાં બેસી તીક્ષ્ણ બાણોથી વૃષકેતુને મૂર્છા પમાડી પાડી દીધો, અનુશાલ્વને પરાક્રમ કરતો અટકાવ્યો અને યૌવનાશ્વને રથપરથી બાણના વેગવડે પૃથ્વીનો સમાગમ કરાવ્યો. સાત્યકિ સાત બાણોથી તેના ઘોડાને મારી, શંખનાદ કરતો હતો તેટલામાં તે પણ તેનાં બાણોથી નીચે પડી ગયો. કૃતવર્મા પણ તેનાં બાણોવડે બેભાન બની ગયો. પુણ્યો ક્ષીણ થવાને લીધે જેમ સ્વર્ગમાંથી પડે તેમ તામ્રધ્વજનાં બાણોથી પૃથ્વીપર પડી વીર પુરૂષો શોભવા લાગ્યા. આ વખતે તામ્રધ્વજે બભ્રૂવાહનને દૂરથી આવતો દીઠો. તેથી તેણે હસતાં હસતાં કહ્યું કે "વીર ! તું મારી સામે ક્ષણ માત્ર પણ જો ઉભો રહી ધીરજથી પાંચ બાણ ફેંકે તો હું તારી પાસેથી અમારા તરફથી લેવાતો મોતીનો કર છોડી આપીશ"

બભ્રૂવાહને ધીરજ ધરી તેનાપર પાંચ બાણ ફેંક્યાં. પણ તામ્રધ્વજે અધવચથીજ સાત કટકા કરી તેને નીચે પાડી દીધાં અને બભ્રૂવાહનને વિરથ કરી પૃથ્વીપર પાડી દીધો. પ્રલય સમયમાં જેમ નક્ષત્રો પૃથ્વીપર વેરાઈ જાય તેમ બભ્રૂવાહનના શરીરપરના વીંખાઈ ગએલા અલંકારોનાં મોતી વેરાઇ ગયાં. પાતાળ તળનો પણ ભેદનાર કુમાર બભ્રૂવાહનને આ પ્રમાણે મૂર્છિત કરી તામ્રધ્વજ અતિ ક્રોધથી કૃષ્ણની સામે દોડ્યો. લોકો ત્રાસથી આંખો મીંચી ગયા. કાળરૂદ્ર હોય નહિ તેમ તેને જોઇ યોદ્ધાઓ વાહનો છોડી છોડી નાસવા લાગ્યા. તેનાં પ્રબળ બાણોથી ઘેરાઇ ગયેલ રાજા હંસધ્વજને પણ છોડી છોડીને સૈનિકો દૂર જવા લાગ્યા. જળપ્રવાહમાં મત્સ્યોની પેઠે રૂધિર પ્રવાહમાં સૈનિકો લીન થવા લાગ્યા અને બાણજાળમાં સપડાઇ સર્વે બેભાન બન્યા. આ વખત "વીર પુરૂષો ! ભય પામશો નહિ એમ બોલતો બોલતો અને ધનુષને હલાવતો હલાવતો અર્જુન આગળ વધ્યો, પણ સં-

આમથી ભય પામેલાઓ તો બોલવા લાગ્યા કે "અરે અરજુન! હવે એ ઘોડાને છોડાવી શું કરવું છે? ગોત્રહત્યાના ભયથી યુધિષ્ઠિર યજ્ઞ કરેછે, પણ હવે અમો બધા મરણ પામવાનાં છીએ એટલે પછી શું પુણ્ય કરીને તમે પવિત્ર થશો?"

સૈનિકોના એવા શબ્દો સાંભળી અરજુનને દુઃખની સાથે અતિ ક્રોધ ચડયો. તેણે પોતાનું અતિશય બળ અજમાવવાનો યત્ન કર્યો તેણે પોતાના પરાક્રમથી સેનાને સ્થિર કરી નવ બાણથી તામ્રધ્વજનું વક્ષઃસ્થળ વીંધી નાખ્યું. તામ્રધ્વજ રથમાંથીજ નીચે પડી ગયો, પણ તરતજ બીજા રથમાં બેસી પર્વતપર જેમ મેઘ જળની વૃષ્ટિ કરે તેમ તે અરજુનપર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો. અરજુને પણ બાણોથી તેને અદૃશ્ય કરી શંખનાદ કર્યો અને તેના બીજા રથના પણ કટકા કરી નાખ્યા. પરાભવને લીધે બહુજ રોષથી ભરાયેલા તામ્રધ્વજે બીજા રથમાં બેસી અરજુનના સારથિ અને ઘોડાઓને પાડી તેને કહ્યું કે "હવે તું ક્યાં જાય તેમ છે? હું તને યજ્ઞના અશ્વ સહિત મારા નગરમાં લઇ જઇશ. અરજુનને તેનાં ગર્વિષ્ઠ વાક્યોથી બહુજ ક્રોધ ચડયો, તેથી તેણે અત્યંત વેગ કરી તેના એક હજાર રથ ઉપરા ઉપર ભાંગી નાખ્યા. તામ્રધ્વજે ઘણી ઝડપથી બીજા રથમાં બેસી નારાચ બાણોથી કૃષ્ણની સમક્ષ અરજુનને મૂર્છિત કરી દીધો. જરાવારમાં સાવધ થઇ અરજુન પાછો તેની સામે લડવા લાગ્યો. તામ્રધ્વજે તીક્ષ્ણ પ્રબળ બાણોથી અરજુનના રથને દક્ષિણ દિશા તરફ એક યોજન પાછો હડાવી દીધો. અરજુનનો રથ ત્યાંથી પાછો આવ્યો તેને પણ તેણે બાણોથી તોડી નાખ્યો. અરજુને ત્રણ બાણથી રથસહિત તામ્રધ્વજને આકાશમાં ઉડાવી સિંહનાદ કર્યો અને તેની ઘણી સેનાને યમલોકમાં મોકલી આપી. વિચિત્ર અસ્ત્રવિદ્યાને જાણનારા, વિચિત્ર મંડલોમાં ફરનારા અને વીર લક્ષ્મીથી વીંટાયેલા એ બન્ને વીરપુરૂષો એ મહા સંગ્રામમાં જરા પણ હઠયા નહિ. તામ્રધ્વજની બે અક્ષૌહિણી સેનાનો નાશ થયો અને અરજુનના એક લાખ યોદ્ધાઓ પડયા. પરસ્પર જયની આકાંક્ષાવાળા એ બન્ને વીરો દારૂણ યુદ્ધ કરવા લાગ્યા. પરસ્પરનાં બાણોથી પીડા પામવા છતાં પણ કોઇએ પોતાના પરાક્રમને છોડયું નહિ. બન્નેના શરીરમાંથી માંસનાં કણો ઉડવા લાગ્યાં. ત્રણે લોકને મોહ પમાડે એવું એ બન્ને વીર પુરૂષોનું યુદ્ધ નિરવકાશ સાત દિવસ સુધી ચાલ્યું. સર્વે વીર પુરૂષો ભય અને વિસ્મયમાં પડયા. તામ્રધ્વજ રથ સહિત અરજુનને ઉપાડી ગૃધ્રની પેઠે આકાશમાં ઉડયો. ઘણે દૂર જઇ રથ સહિત તેણે તેને પૃથ્વીપર ફેંક્યો આકાશમાંથી પડતા એ રથને જોઇ હરિએ તેને અધરથી ઝીલી લીધો.

"અરજુનને આ પ્રમાણે વારંવાર પરાભવ પામેલો જોઇ શ્રીકૃષ્ણે કહ્યું કે " અરજુન ! હું અને તું એ બન્ને સાથે મળી તેની સાથે યુદ્ધ કરશું તો એ જીતાશે. બભ્રુવાહન વિગેરેને તો તેણે લીલામાત્રમાંજ જીતી લીધા. તું ગાંડીવ ધનુષમાંથી બાણો ફેંકી તેને પાડવાનો પ્રયત્ન કર, અને હું શારંગ ધનુષમાંથી બાણો ફેંકીશ. " આ પ્રમાણે વિચાર કરી તે બન્નેએ બાણોની વૃષ્ટિ કરવા માંડી. તામ્રધ્વજે તેને નહિ ગણકારતાં બન્નેના ધનુષની પ્રત્યંચાઓ કાપી નાખી અને કૃષ્ણને કહ્યું કે " કૃષ્ણ ! તમે અરજુનના સારથિ થાઓ અને તેને પડતો અટકાવો. તમો તેનું સારથિપણું છોડી બીજા રથમાં બેસી મહારથિ બની યુદ્ધ કરોછો, પણ તેમ કરવાથી અરજુનનો નિઃસંશય પરાભવ થશે. સંપત્તિની ઇચ્છાવાળા પુરૂષે સાથે મળી કામ કરવું જોઇએ. "

કૃષ્ણે તરતજ પોતાના રથમાંથી ઉતરી અને અરજુનના સારથિ બની ચાબુકના પ્રહારથી રથના ઘોડાઓને ઘણા વેગથી હાંકવા માંડયાં અને અરજુને લોહમય બાણોથી તામ્રધ્વજના શરીરને ભેદી આમ તેમ ભમાવવા માંડયું. આમ તેમ ભમવા છતાં પણ તે અરજુનની સામેજ આવવા લાગ્યો. કૃષ્ણે તેને ચરણના પ્રહારથી પૃથ્વીપર પાડી દીધો. જરાવારમાં સાવધ બની મદોન્મત્ત હાથીપર બેસી તેણે તે બન્નેને બાણોથી વીંધ્યા. બભ્રુવાહન વિગેરે જે જે વીર પુરૂષો મૂર્છામાંથી ઉઠી તેની સામે આવ્યા તે સઘળા ફરીથી તેનાં બાણોવડે મૂર્છામાં પડયા. તામ્રધ્વજને વધતો જતો જોઇ કૃષ્ણ પોતાના હાથમાં મહા દારૂણ દિવ્ય સુદર્શન ચક્ર લઇ રથપર નીચે ઉતરી "ઉભો રહે ઉભો રહે" એમ કહેતા કહેતા તેની સામે દોડયા. પૃથ્વી કંપી ગઇ, દેવતાઓ ભયભીત થયા, સમુદ્રો ક્ષુભિત થયા, સૂર્ય થરથરી ગયો, દિશાઓ ભ્રમિત થઇ તથા શેષ વિગેરે સર્પો ભયથી ધ્રુંજવા લાગ્યા. કૃષ્ણે એ ચક્રથી તામ્રધ્વજના ઘણા સૈન્યનો નાશ કરી નાખ્યો.

"વચમાં આડી આવતી સઘળી સેનાનો ભલે તમે નાશ કર્યો. હવે હું તમોને છોડનાર નથી. તમે પૂર્વે અરજુનને માટે પોતાનું પુણ્ય અર્પણ કર્યું હતું પણ આજ તો તમારે શરીર અર્પણ કરવું પડશે." તામ્રધ્વજે આ પ્રમાણે બોલી કૃષ્ણની સામે આવી પોતાના જમણા હાથથી કૃષ્ણના ચક્રવાળા હાથને પકડયો અને ડાબા હાથથી કૃષ્ણના ચરણને ઉપાડી છેક પોતાના મસ્તકપર ચઢાવી એમને એમ અરજુનની સામે દોડયો. આ વખતે કૃષ્ણની આજ્ઞાથી અરજુને પણ ઘણી ચાલાકી વાપરી તામ્રધ્વજને બાણો મારવાં માંડયાં. પણ તેટલામાં તામ્રધ્વજે પાસે આવી પહોંચી તેને ચરણ પ્રહાર કર્યો અને કૃષ્ણની સાથે તેને પણ પોતાની બાથમાં ઉપાડયો, એટલે કૃષ્ણે

તેની બાથમાંથી છટકી જઈ ઘણા વેગથી તેને પૃથ્વીપર પાડયો. તામ્રધ્વજે પડતાં પડતાં પણ કૃષ્ણ અને અરજુનને પણ હાથ ઝાલી પોતાની સાથે પાડી દીધા. કૃષ્ણ અને અર્જુન એ બન્ને મૂર્છિત થયા.

તામ્રધ્વજ જરાવાર પછી પાછો ફરી ઉભો થયો અને આસપાસ જુવે છે. તો બન્ને અશ્વને રત્નપુર તરફ ચાલી નિકળેલાં જોયાં. તેથી પોતે પણ પોતાનાં અવશેષ રહેલા વીરોને સાથે લઇ પોતાના નગર બહાર જ્યાં પોતાનો પિતા મયુરધ્વજ યજ્ઞની દીક્ષા લઇ બેઠો હતો ત્યાં ગયો.

## શ્રીકૃષ્ણ અર્જુનનું વૃદ્ધ બ્રાહ્મણને રૂપે મયૂરધ્વજ પાસે જવું.

આપણે આગળ વાંચી ગયા છીએ કે તામ્રધ્વજનો પિતા મયૂરધ્વજ નગરની બહાર દીક્ષા લઇ બેઠો હતો. ત્યાં તામ્રધ્વજ આવી પહોંચ્યો. તે વર્ષ પૂરૂં થયા પહેલાં આવ્યો. તેને તથા ત્યાં આવેલા બીજા ઘોડાને જોઇ મયૂરધ્વજને ઘણો અચંબો થયો, પણ તામ્રધ્વજે કહ્યું કે "ધર્મરાજા યુધિષ્ઠિરે યુદ્ધનેમાટે ઘોડો છોડયો છે. તેના રક્ષણને માટે ધનુર્વિદ્યામાં ચતુર અરજુનને નીમેલ છે. કૃષ્ણ પણ તેની સાથે છે. બભ્રુવાહન વિગેરે ઘણા વીરો તે ઘોડાની રક્ષા કરવામાં હતા. મેં એ ઘોડાને પકડયો અને ત્યાં મોટું યુદ્ધ થયું; યુદ્ધમાં મહા બળવાન પ્રદ્યુમ્ન વિગેરે યોદ્ધાઓને પાડી કૃષ્ણ તથા અરજુનને પણ મેં મૂર્છિત કરી દીધા. તેઓ રણભૂમિમાં પડ્યા છે. યુદ્ધ વખત આ બન્ને અશ્વો પોતાની મેળેજ આં તરફ ચાલી આવ્યા છે."

આ પ્રમાણે પુત્રનું વચન સાંભળી મયુરધ્વજે કહ્યું કે "અરે, અકાર્ય કરીને પુત્ર! તું મારી પાસે આવ્યો છે. અરે, મુંદબુદ્ધિ! નરનારાયણ રૂપ અરજુન અને કૃષ્ણને છોડી ઘોડાને લઇને તું કેમ આવ્યો? આ ઘોડાથી મારો યજ્ઞ થવાનો નથી. અરે પુત્ર! તું મને શત્રુરૂપ થયો. તું મારી નજરથી દૂર થા. અશ્વને લઇ તું તારી બુદ્ધિને ધન્ય માને છે, એતો તુલસીના વનનો ત્યાગ કરી ભાંગનાં છોડવાનો સ્વીકાર કરવા બરોબર છે. ઉત્તમ ચંપક માળાને છોડી દઇ કયો રસિક પુરૂષ ધંતુરાના ફુલની માળા ધારણ કરે? મૂર્ખ તું એ ઘોડાને ગમે ત્યાં મૂકી આવ. હું તો યજ્ઞ છોડી જ્યાં કૃષ્ણ અને અર્જુન છે ત્યાં જઇશ."

પુત્રને આ પ્રમાણે તરછોડતો અને કૃષ્ણના દર્શનની આકાંક્ષાવાળો રાજા મયુરધ્વજ પોતાની સ્ત્રીપાસે અંતઃપુરમાં ગયો.

મણિપુર પાસે રણભૂમિમાં પડેલા કૃષ્ણ અને અરજુન મૂર્છા રહિત થયા એટલે અરજુને કૃષ્ણને કહ્યું કે "કૃષ્ણ! એ બન્ને અશ્વો કયાં ગયા? રાજપુત્ર તામ્રધ્વજ કેમ નજરે પડતો નથી? ચાલો તે જ્યાં હોય ત્યાં કે આપણે યુદ્ધ કરીએ."

અરજુન ! એ બન્ને અશ્વો મયુરધ્વજ રાજા પાસે ગયેલા હોવા જોઇએ. ચાલો આપણે ત્યાં જઇએ. આ સઘળા વીર પુરૂષો પાછળથી ચાલ્યા આવશે. હું તને ત્યાં મયુરધ્વજનું સાહસ બતાવીશ."

આ પ્રમાણે કહી અરજુનનો હાથ ઝાલી કૃષ્ણ આગળ ચાલ્યા અને સઘળું સૈન્ય પણ હળવે હળવે પાછળ ચાલતું થયું. રત્નપુરની પાસે આવી પહોંચતાં કૃષ્ણે અરજુનને કહ્યું કે "આ દિવ્ય ગઢ અને દરવાજાવાળું રત્નપુર છે. હવે રાજા મયુરધ્વજનું આચરણ અને મન કેવું છે તે જોવામાં આવશે. તે પોતાનું સત્ય નહિ છોડે. હું તેને છેતરવામાટે અહીં આવેલો છું. હું વૃદ્ધ બ્રાહ્મણ બનીશ અને તને બાળક બનાવી રાજા પાસે યાચના કરીશ. રાત પડવા આવી છે માટે ચાલો આપણે નગરમાં પ્રવેશ કરીએ."

ઠરાવ મુજબ વેષ બદલી તે બન્ને મિત્રોએ નગરમાં પ્રવેશ કર્યો, અને નિદ્રાવશ થયેલ લોકોની ચેષ્ટા જોવા માંડી. કેટલાએક ઉત્તમ શયનમાં સુતેલાં સ્ત્રી પુરૂષોનાં જોડાંઓની પર પર હાસ્ય વિનોદની વાતો તેમના સાંભળવામાં આવી. કોઇ પુરૂષ ચંદ્રરૂપ દીવાથી પ્રકાશી રહેલ પોતાની પ્રિયાનું વદન હાથમાં લઇ બોલતો હતો કે "ભદ્રે, ! તારાં નેત્રનાં કૃષ્ણબિંદુથી જેટલી તૃપ્તિ મને થાય છે તેટલી તૃપ્તિ તારાં સમગ્ર અંગો જોવાથી પણ થતી નથી."

"નાથ ! હું તો નિરંતર કૃષ્ણ સહિતજ છું. તમે તો રતિકાળમાં મોક્ષ વખતેજ મારા નેત્રના કૃષ્ણને દેખો છો.'

"પ્રિયે ! ડાબા હાથથી પકડેલા મારા કેશ છોડી દે નહિતો તે તૂટી જશે."

"મારા અધરપુટ છોડી દીયો અને કુંચમંડળને ભેદો નહિ. સુરતનો ભેદ કરનારને પીડા થાય એમાં આશ્ચર્ય નહિ."

"સુરત ભક્તિનો ત્યાગ કરનારાં આ કુચો કૃષ્ણ ચુચુકવાળાં થશે ત્યાં સુધી હું તેને પીડીશ."

આ પ્રમાણે અનેક સ્ત્રીપુરૂષોની અનેક વાતો સાંભળતા કૃષ્ણ અને અરજુન આખી રાત તે શહેરમાં ફર્યા. સવાર થતાં કૃષ્ણ અરજુનને સાથે લઇ, અનેક રાજાઓ અને બ્રાહ્મણો સહિત યજ્ઞ મંડપની અંદર બેઠેલ રાજા મયુરધ્વજની પાસે ગયા. વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ ધારણ કરનાર કૃષ્ણે આગળ વધી આશીર્વાદ આપી કહ્યું કે "કલ્યાણ થાઓ. શિષ્ય સહિત આ હું વૃદ્ધ બ્રાહ્મણ તારા યજ્ઞમંડપમાં આવ્યો છું."

"મહારાજ ! શિષ્ય સહિત તમને હું નમન કરવા ઉઠતો હતો તેટલામાં તમે "કલ્યાણ થાઓ" કહી મને આશીર્વાદ આપ્યો, નમસ્કાર વગર

પહેલાંથીજ આપેલો બ્રાહ્મણના આશીર્વાદ શાપતુલ્ય થઈ પડેછે. પૂજ્યપાદ! આપ શિષ્ય સહિત, અહીં શા માટે પધાર્યા છો? હું આપનું શું પ્રિય કરૂં? આજ હું આપના અનુગ્રહથી ધન્ય છું! મારાથી તમને ન દઈ શકાય એવું કંઈ પણ નથી, આપને જે માગવું હોય તે શંકા રહિત થઈ માગો. મારા ધનથી અને જીવિતથી પણ હું આપનું કાર્ય કરવા તૈયાર છું."

"વિજ્ઞપ્તિ સમયમાં નમસ્કાર વગર પણ રાજાને આશીર્વાદ દેવામાં કાંઈ દોષ નથી. બાકીના સમયમાં રાજાએ પ્રથમ નમસ્કાર કરવા જોઈએ. રાજા! મારા અહીં આવવાનું કારણ સાંભળ. અહીં કૃષ્ણશર્મા નામના પુરોહિતને ત્યાં કન્યા છે. એ પુરોહિત વિચારવંત હોવાથી મારા પુત્રને પોતાની કન્યા આપશે એવા વિચારથી હું રમણીય ધર્મપુર નગરથી મારા પુત્રને સાથે લઈ તેના વિવાહ સારૂ અહીં આવવા નિકળ્યો. તારૂ નગર થોડે દૂર રહ્યું ત્યાં વનની અંદર એક મહા ભયંકર સિંહ અમોને સામો મળ્યો. તેણે તરતજ મારા દેખતાં તે પુત્રને ઉપાડ્યો. મેં તેને મૂકાવવાનો બહુ બહુ પ્રયત્ન કર્યો. નખ અને ભયંકર દાઢોથી મારા પુત્રના ગાત્રને પીડતો તથા પૂંછડાથી મને તરછોડતો તે સિંહ મને બહુ દુઃખી થતો જોઈ હસતો હસતો મનુષ્ય વાણીથી બોલ્યો કે "બ્રાહ્મણ! પુત્રને માટે તારો શ્રમ વૃથા છે. હું જેને પકડું તેને મૂકાવવા માટે કોઈ પણ શક્ત નથી. હવે તું કંઈ પણ વિચાર કર્યા વગર આ તારા શિષ્ય સહિત પાછો ચાલ્યો જા. હિંસક પશુઓની પાસે વસવું એ સુખકારક નથી. જા અને બીજા પુત્રને ઉત્પન્ન કર કે જેથી તને સારા લોકની પ્રાપ્તિ થાય, પુત્ર વગરના પુરૂષને ઉત્તમ લોકની પ્રાપ્તિ થતી નથી" મેં તેને કહ્યું કે "મને ઉત્તમ લોકની પ્રાપ્તિ કરાવનાર આ પુત્રને છોડી દઈ તેના બદલામાં મારૂં ભક્ષણ કર. હું વૃદ્ધ છું અને મારૂં આયુષ્ય પૂરૂં થવા આવ્યું છે, પુત્ર વગરનું જીવિત વ્યર્થ ગણાય છે.' સિંહે કહ્યું કે "સર્પ વિગેરે અમો સઘળા, મૃત્યુએ મારી મૂકેલા હોય તેનેજ મારવાને નિમિત્ત બનીએ છીએ. તારૂં આયુષ્ય હજુ અવશેષ છે અને પુત્રનું આયુષ્ય સમાપ્ત થયું છે. હવે જા, વૃથા શ્રમ શા માટે કરેછે?" છેવટ મેં તેને કહ્યું કે "કોઈ પણ ઉપાય, દાન કે તપથી તું મારા પુત્રને છોડી શકે તેમ છે?" મારા પ્રશ્નના જવાબમાં સિંહે જે મને કહ્યું તે હું હવે કહેવા અશક્ત છું."

"વિપ્રેંદ્ર! જરા પણ શંકા રાખો નહિ. સિંહે જે માગ્યું હશે તે હું આપીશ. મારૂં બોલવું કદી પણ અસત્ય થતું નથી"

"સિંહે જે ભયંકર માગણી કરીછે તે જો તું આપી શકે તેમ હોય તો સાંભળ સિંહે મને કહ્યું કે "રાજા મયૂરધ્વજનું અરધું શરીર જો તું મને લાવી આપે તો હું તારા પુત્રને છોડું. તારૂં શરીર વૃદ્ધ અને તપથી દગ્ધ

થયેલું છે, અને રાજા મયુરધ્વજનું શરીર નાના પ્રકારનાં કર્મો તથા દિવ્ય રસોથી પુષ્ટ થયેલ છે મને બહુ ગમછે. જો તેમ કરવાની તારામાં શક્તિ હોય તો જ્યાં સુધી તું મને તે લાવી આપે ત્યાં સુધી હું તારા પુત્રને મારીશ નહિ." મેં સિંહને કહ્યું કે 'મૃગાધિપ! પરોપકાર માટે એ રાજા પોતાના સુંદર શરીરને શી રીતે ભેદે ?" જવાબમાં સિંહે મને ફરીને કહ્યું કે 'બ્રાહ્મણ ! તું તેની પાસે જા. પરોપકાર માટે દધીચિએ જેમ પોતાનાં અસ્થિ આપ્યાં હતાં અને કર્ણે પોતાના શરીર સાથે જડાયેલ કવચ આપ્યું હતું, તેમ તે પણ તને પોતાનું અર્ધ શરીર આપશે. યશસ્વી પુરુષોને પોતાનાં શરીરમાં કદી પણ દૃઢ પ્રીતિ હોતી નથી. બ્રાહ્મણોની રક્ષા માટે ક્ષત્રિયો સંગ્રામમાં પોતાનું શરીર આપેછે. જો હવે તું વિલંબ કરશે તો પુત્ર, વગરનો થશે. માટે જા, અને તારા શોકને મટાડનારા એ રાજાની પાસે જઈ તેના દેહની યાચના કર. તેને પુત્ર પણ ઘણા થયાછે. તેણે રાજ્ય પણ ઘણું કર્યુંછે. તને જોઇ તેના મનમાં અવશ્ય દયા આવશે. પોતાનું કામ સાધનારે, સુલભ અથવા દુર્લભ એ સર્વની માગણી કરવી. આપે તો ભલા, નહિ તો ઈશ્વરેચ્છા." રાજા ! આ પ્રમાણે સિંહના કહેવાથી પુત્રના શોકવડે આતુર થયેલો હું આ શિષ્યને સાથે લઇ તારી પાસે આવેલો છું. કોઇપણ ઉપાયવડે તે સિંહની પાસેથી તું મારા પુત્રને લાવી આપ. "રાજા મયુરધ્વજનું અર્ધ શરીર લીધા વગર આવવું નહિ અને જો આવશે તો હું તારા પુત્રને છોડનાર નથી" આ પ્રમાણે દારૂણ વચન બોલી તે સિંહ અદશ્ય થયો અને હું તારી પાસે આવ્યો. દુખી જનોએ રાજાની પાસે પોતાનું દુઃખ જાહેર કરી ઉભું રહેવું જોઇએ. રાજા રામે પૂર્વે બ્રાહ્મણના મરણ પામેલ પુત્રને પોતાના પરાક્રમથી પાછો લાવી આપ્યો હતો રાજા ! પરાક્રમ અને ધૈર્યમાં તને રામચંદ્ર સરખો સમજી હું આશાથી તારી પાસે આવ્યો છું."

"મહારાજ ! ઉભા રહો. આ મંડપની અંદરજ હું તમને મારૂં શરીર આપીશ. તમો અહીં સર્વ બ્રાહ્મણોની સમક્ષ એ પ્રમાણે બોલ્યા તે બહુ સારૂં કર્યું."

રાજા મયુરધ્વજે આ પ્રમાણે કહી પોતાના પુત્રને રાજ્યાભિષેક કર્યો, પોતે ગંગાજળથી સ્નાન કર્યું, કંઠમાં તુલસીની માળા ધારણ કરી, શરીરપર શંખ ચક્ર વિગેરેની છાપો મારી સભા મંડપમાં આવી, સર્વના સાંભળતાં કહ્યું કે "પોતાના પુત્રને માટે આવેલ આ બ્રાહ્મણરૂપ શ્રીકૃષ્ણ ભગવાનની હું મારા અર્ધ દેહથી પૂજા કરીશ. ભલે એ બ્રાહ્મણ પુત્રયુક્ત થાય. વેરનારાઓને કરવત સહિત અહીં બોલાવી લાવો. બે થાંભલાઓ ખોડી તેની વચમાં તેઓ મારૂં મસ્તક વેરે તેમ કરો. જેઓને મારાપર પ્રીતિ હોય

તેઓએ જવું, પણ આ વાતમાં આડે આવવું નહિ."

આ પ્રમાણે રાજાનું બોલવું સાંભળી પ્રધાનો અને બ્રાહ્મણો ભયથી કંપી ગયા. સઘળાઓ શોકથી બોલવા લાગ્યા કે "આપણા રાજાના પ્રાણનું હરણ કરનાર આ નિર્દય કાળ સરખો બ્રાહ્મણ ક્યાંથી આવ્યો ! આપણે ઘણા યાચકો દીઠા છે પણ આવો યાચક તો કોઈ દિવસ જોયો નથી. એવો કોણ નિર્દય અને નિર્લજ હોય કે રાજાના શરીરની માગણી કરે. કેટલીએક પશુજાતિ હિંસક અને માંસ ભક્ષક તરીકે પ્રસિદ્ધ છે. મનુષ્યજાતિ વળી બ્રાહ્મણ અને શાસ્ત્રને જાણનાર આ હિંસક તો આજેજ દીઠો. બ્રાહ્મણજાતિમાં ઉત્પન્ન થયેલ છતાં તે કેવળ પોતાનાજ સ્વાર્થમાં સાવધાન કેમ હશે ? શો ઉપાય ? ભવિષ્ય હશે તેમ થશે. અવશ્ય થનાર બાબતને કોઇ પણ રીતે અટકાવી શકાતી નથી. રાજા સત્યવાદી અને અતિથિપર પ્રીતિ રાખનાર છે તેથી તેને પણ અટકાવી શકાય તેમ નથી. પૂર્વે બલિરાજાના યજ્ઞમાં વામનરૂપ ધરી જેમ વિષ્ણુ આવ્યા હતા તેમ આ પણ રાજાના યજ્ઞમાં બ્રાહ્મણનું રૂપ ધરી તેતો નહિ આવ્યા હોય ?"

આ પ્રમાણે બોલતા પ્રધાનો અને બ્રાહ્મણો વિગેરેને બોલતા બંધ કરી રાજાએ હર્ષપૂર્વક અનેક દાનો દીધાં. અને તેટલામાં કરવત લઇ, વેરનારાઓ પણ આવી પહોંચ્યા. બે લાકડાં ઉભાકરવામાં આવ્યાં અને એક વચમાં આડું દૃઢ દોરડાંથી મજબુત બાંધવામાં આવ્યું. આ વખત મરવાને તૈયાર થયેલ રાજાએ તે બ્રાહ્મણરૂપ કૃષ્ણના પગને ધોયા. અને કહ્યું કે "મારા અર્ધ શરીરથી યજ્ઞનાયક ગોવિંદ પ્રસન્ન થાઓ અને બ્રાહ્મણોના કાર્યનેમાટે યૌવન તથા ધન પણ અર્પણ કરનાર અમારા કુળના સમગ્ર પુરૂષોનું તે શુભ કરો. અરે મલ્લ પુરૂષો ! મને આ લાકડાની સાથે મજબુત બાંધી મારા મસ્તકપર તરત કરવત ચલાવો. કારણકે આ બ્રાહ્મણને વિલંબ થાયછે. આજ આ બ્રાહ્મણે મારા જન્મને સફળ કર્યો. ગતુઓ ! ધ્યાન આપો અને રાજી થાઓ. કારણ કે પરોપકારમાં કામ ન આવતું શરીર અને ધનજ શોક કરવા લાયક છે. તેજ શરીર અને ધન સ્થિર રહેછે કે જે પરોપકારને માટે છે."

રાજાને દેહત્યાગ કરતા જોઇ આખા નગરમાં હાહાકાર થઇ રહ્યો ટીટોડીના સમૂહની પેઠે સર્વ આક્રંદ કરવા લાગ્યાં. આ વખત રાજા મયુરધ્વજની રાણી કુમુદ્વતી આવી પહોંચી અને કૃષ્ણની સમક્ષ રાજા પાસે હર્ષપૂર્વક બોલી કે "રાજન ! તમો બ્રાહ્મણનેમાટે અર્ધ દેહ આપવા તૈયાર થયાછો એમ મારા સાંભળવામાં આવ્યું છે. હું તમારી સ્ત્રી તમારૂં અર્ધ અંગજ કહેવાઉં. માટે મને આપી તમે તમારી પ્રતિજ્ઞા પૂર્ણ કરો. મને આ-

પવાથી સજીવન દાન થયું કહેવાશે અને તમારૂં સાક્ષાત્ અર્ધું અંગ આપવાથી નિર્જીવ દાન થયું ગણાશે. વળી મારા સાંભળવામાં આવ્યું છે કે સિંહો બીજાએ એંઠેલ ભક્ષ્ય ગ્રહણ કરતા નથી. સ્ત્રી પુરૂષ બન્ને મળી એક અંગ થાયછે અને તેથીજ સ્ત્રી અર્ધાંગના કહેવાય છે. સિંહે પણ અર્ધું અંગનીજ માગણી કરીછે; માટે મને આપી દીયો. જે સ્ત્રી પતિની સમક્ષ મૃત્યુને પ્રાપ્ત થાય છે તેને નિઃસંશય ઉત્તમ લોકમાંજ ગતિ મળેછે.”

“રખેને રાજા પોતાની સ્ત્રીને આપી દીયે.” એવી બીકથી તે બ્રાહ્મણરૂપ કૃષ્ણે વચમાં બોલી કહ્યું કે “રાણી, રાજાનું ડાબું અંગ ગણાય છે પણ સિંહે મને રાજાનું જમણું અર્ધું અંગ લાવવાનું કહ્યું છે. જો મારી માગણી ન સ્વીકારી શકાય એમ હોય તો હું અહીંથી નિરાશ થઇ સિંહની પાસે જઇને કહું કે તું મારા પુત્રનું ભક્ષણ કર.”

તે બ્રાહ્મણ આ પ્રમાણે બોલતો હતો તેટલામાં સર્વ સભાસદોને વિસ્મય પમાડતો કુમાર તામ્રધ્વજ વેગથી આગળ આવી બોલ્યો કે “જે પિતા છે તેજ પુત્ર છે, એમ શ્રુતિ કહેછે. પિતાના શરીરથીજ પુત્રના શરીરની ઉત્પત્તિ છે. બ્રાહ્મણ! મારા પિતાના બદલામાં હુંજ તે સિંહ પાસે આવવા તૈયાર છું. મને પુષ્ટ જોઇ તે સિંહ ઘણોજ પ્રસન્ન થશે. ભલે મારી પિતૃભક્તિ અખંડ રહે.”

“પુત્ર! તું ખરૂં કહેછે પણ પુત્ર અને સ્ત્રીના હાથથી જુદું થયેલું મયુરધ્વજનું અર્ધું શરીર લાવજે, એમ સિંહની માગણી છે. માટે ઉલટું કેમ થાય!”

બ્રાહ્મણરૂપ કૃષ્ણનું આ વખત પણ આ પ્રમાણે બોલવું સાંભળી રાજા મયુરધ્વજે પોતાની સ્ત્રી તથા પુત્રને અટકાવી તે બન્નેના હાથમાં આનંદથી કરવત આપી અને પોતે “કેશવ, નૃસિંહ, રામ” વિગેરે નામનો ઉચ્ચાર કરવા માંડ્યો, રાજાને સાહસ કરતો સાંભળી ઇંદ્રાદિ દેવતાઓ પણ તે જોવામાટે વિમાનમાં બેસી આકાશમાં આવ્યા. જે વખત રાજાના મસ્તકપર કરવત મૂકવામાં આવી તે વખત મોટા ધીર અને જ્ઞાની પુરૂષોને પણ ગ્લાનિ થઇ. કુમુદ્વતી તથા તામ્રધ્વજ એ બન્ને તેના મસ્તકપર કરવત ચલાવવા લાગ્યાં. કરવત ચલાવતી અને રામ રામ એ પ્રમાણે બોલતી કુમુદ્વતીએ કહ્યું કે “વિપ્રેંદ્ર! પૂર્વે જેમ નૃસિંહે સ્તંભનું અને પોતાના શત્રુનું વિદારણ કર્યું હતું તેમ આજે તમારે માટે આ મહામતિ મારા પતિના મસ્તકનું હું વિદારણ કરૂંછું.”

“પ્રિયે! તારા હાથમાં રહેલ કરવત, કેતકીના કોમળ પત્રની પેઠે મારા મસ્તકને સુખસ્પર્શવાળી જણાયછે. જરાપણ શંકા રાખ્યા વગર તમે

બન્ને મારા મસ્તકપર કરવત ચલાવ્યા કરો. રતિસમય જેમ, નખક્ષત અને દંતક્ષતની પીડા ન જણાય તેમ આ કરવતના દાંતાઓની પીડા જરા જેટલી પણ મને જણાતી નથી."

આ પ્રમાણે રાજાને બોલતો સાંભળી તેની સ્ત્રી તથા પુત્રે કરવત ચલાવ્યે રાખી. કૃષ્ણ અને અરજુનની સમક્ષ તે રાજાનું મસ્તક બરોબર વચમાંથી ભેદાવા લાગ્યું અને મોટો હાહાકાર મચી રહ્યો. આ વખતે મયુરધ્વજના ડાબા નેત્રમાં અશ્રુ આવેલ જોઇ કઠિન ચિત્તવાળા તે વેષધારી બ્રાહ્મણે કહ્યું કે "રાજન્! આ પ્રમાણે ઘણા દુઃખથી રૂદન કરતાં કરતાં તારે પોતાનું શરીર પરાણે આપવું પડેછે તે મારે જોઇતું નથી. અભાવથી અપાતું દાન વિદ્વાન પુરૂષો કદીપણ ગ્રહણ કરતા નથી. સિંહ મારા પુત્રને ભલે ખાઇ જાય." આમ બોલતાં બોલતાં સઘળાઓનાં દેખતાં તે બ્રાહ્મણ શિષ્ય સહિત ચાલતો થયો.

શિષ્ય સહિત તે બ્રાહ્મણને ચાલી નિકળેલ જોઇ સતી કુમુદ્વતીએ પતિના ભેદાયેલ મસ્તકને પોતાના બન્ને હાથથી સ્થિર રાખી શોકાતુર ઉંચે સ્વરે કહ્યું કે "સત્યવ્રત અને ઉદાર નરોમાં શિરોમણિ મહા બુદ્ધિમાન રાજા! બ્રાહ્મણ તમારો ત્યાગ કરીને ચાલ્યો જાયછે તેને અટકાવો. જો તે નિરાશ થઇ ચાલ્યો જશે તો તમારી અપકીર્ત્તિ થશે."

કુમુદ્વતીની વિજ્ઞપ્તિ સાંભળી કૃષ્ણને પાછા તેડાવી મયુરધ્વજે કહ્યું કે "મહારાજ! જવું હોય તો સુખેથી જજો પણ મારૂં વચન સાંભળો. મારા ડાબાનેત્રમાં જળ આવવાનું કારણ એજ છે કે મારૂં જમણું અંગ તો બ્રાહ્મણને માટે સારા ઉપયોગમાં આવ્યું, પણ ડાબું અંગ તદન નકામું જશે એવા વિચારથી દુઃખને લીધે ડાબા નેત્રમાં અશ્રુ આવ્યું. મહારાજ! આ તીક્ષ્ણ કરવતથી મને પીડા થતી નથી; પણ ડાબું અંગ નકામું જાય છે તેને માટે ચાયછે."

મયુરધ્વજનું આ વચન સાંભળી કૃષ્ણ પ્રસન્ન થયા. તેણે બ્રાહ્મણનું રૂપ છોડી દીધું અને પોતાના અસલ રૂપનું દર્શન દઇ આલિંગન કરી કહ્યું કે રાજાઓમાં સિંહ સરખા અને ઉત્તમવ્રત રાજા મયુરધ્વજ! ધન્ય છે, મેં અને આ અરજુને તમારી પરીક્ષા કરવામાં કાંઇ પણ કચાશ રાખી નથી મહાબાહો! હવે તમે કુમુદ્વતી તથા તામ્રધ્વજની સાથે હર્ષપૂર્વક વાત કરો. તમારા પુત્રે અમો બન્નેને સૈન્ય સહિત મૂર્છા પમાડી સંતુષ્ટ કરેલછે. મારા દર્શન પછી દુઃખ હોયજ નહિ. મારા કહેવાથી તમે પોતાનું અર્ધું અંગ આપવા માંડ્યું. મારી ભક્તપરાધીનતા લોક પ્રસિદ્ધ છે. તેથી હું હવે તમારા વશમાં કામ કરનારો થઇશ. યુધિષ્ઠિરના ઘોડાને પણ તમે સૌ અને

તે બન્ને અશ્વોને દેખી ઉત્તમ કીર્તિને પામો.

કૃષ્ણ કૃપાથી અમલ સ્થિતિમાં આવેલ રાજા આનંદથી બોલ્યો કે "કેશવ ! આજ તમે મને ધન્યવાદને પાત્ર કર્યો. તમે પ્રસન્ન થયા. હવે મારે યજ્ઞનું શું કરવાનું છે ? તમારાં દર્શનથી, તમારાં કીર્તનથી, તમને પ્રણામ કરવાથી અને તમારી કથા સાંભળવાથી કરોડો યજ્ઞોનું પુણ્ય થાયછે. તમને પ્રાપ્ત થયા બાદ હવે હું યજ્ઞનો પ્રારંભ કરૂં તો બ્રાહ્મણોનાં મુખોમાંથી નકળતા મંત્રો પણ મારી મશ્કરી કરે. ગંગાજળ છતાં તૃષા મટાડવાને માટે ઝાકળની જગ્યાનું આમે કોણ મોઢું ધરે ! હવે જો હું પાછો પ્રવૃત્તિમાં પડું તો મૂઢ કહેવાઉં. મારા ભાગ્યોદયને લીધેજ મને આજ તમો બન્નેનું દર્શન થયું. કમળ સમાન નેત્રવાળા, પરબ્રહ્મ, જગતના ગુરૂ, સૃષ્ટિની ઉત્પત્તિ સ્થિતિ અને લય કરનાર, આદિ તથા અંતરરહિત, વેદપર વિશ્વાસ બેસાડનારા, લક્ષ્મીને ધારણ કરનારા, શેષરૂપ મંચકપર શયન કરનારા અને જ્ઞાનવડેજ જાણી શકાય એવા આપને હું વારંવાર નમન કરૂંછું."

રાજા મયૂરધ્વજની ભક્તિથી અત્યંત સંતુષ્ટ થયેલ શ્રીકૃષ્ણ, અરજુન અને પાછળથી આવી પહોંચેલ સકળ સૈન્ય સહિત ત્યાં ત્રણ રાત્રિ રહ્યા. ચોથે દિવસે રાજા મયૂરધ્વજે અશ્વ સહિત પોતાની તમામ સમૃદ્ધિ કૃષ્ણને અર્પણ કરી. અને પોતે પણ અરજુનનું આલિંગન કરી તેના અશ્વના રક્ષણમાટે પોતાના પુત્ર સહિત તેની સાથે ચાલ્યો.

### અશ્વનું વીરવર્માના પુરમાં ગમન.

રીવાજ પ્રમાણે બન્ને ઘોડાઓ આગળ ચાલતા થયા. શ્રીકૃષ્ણ અને બીજા વીર પુરૂષો તેમની પાછળ ચાલ્યા. ચાલતાં ચાલતાં તેઓ રાજા વીરવર્માના દેશમાં આવી પહોંચ્યા. આ સમયમાં તે રાજાએ ધર્મને ચારે પગથી સ્થિર કર્યો હતો. રાજાનો જમાઈ યમરાજા પણ ત્યાં સાક્ષાત મૂર્તિમાન રહેતો હતો. મુખ્ય શહેર સારસ્વતમાં સઘળાં મનુષ્યો ધર્મ, અર્થ, કામ અને મોક્ષમાં જોઇએ તેવી પ્રવૃત્તિવાળાં હતાં. સ્વપ્નમાં પણ તેઓનું મન કુમાર્ગપર જતું નહિ હતું. આ રાજા વીરવર્માને માલિની નામની એક પુત્રી હતી તે પૃથ્વીપરના કોઇ પણ પુરૂષને પતિ તરીકે પસંદ કરતી નહિ હતી. પિતાના આગ્રહથી તેણે યમરાજા સાથે પરણવાની ઇચ્છા જણાવી કહ્યું કે "જે સ્ત્રી પિતાએ પરણાવેલ પોતાના પુરૂષને છેતરી મોહને લીધે અન્ય પુરૂષનો સંગ કરે છે તેને યમરાજાના નરકમાં નાખેછે. માટે મને તેની સાથે પરણાવો કે જેથી મારી કીર્તિ થાય. યમરાજાનેજ પરણી તેની આજ્ઞા પ્રમાણે ચાલી હું સકળ પાપથી દૂર રહીશ. પુત્રીને પ્રાકૃત પુરૂષોની સાથે પરણાવવાથી પણ પુણ્ય થાય છે માટે જો તમે મને યમરાજાની સાથે પરણાવશો

તો તમને મોટું પુણ્ય થશે એમાં કાંઇ સંદેહ નથી. અને એમ થવાથી મારા મનમાં રહેલા ધર્મ સંબંધી અનેક મનોરથો સિદ્ધ થશે."

પુત્રીના આ પ્રમાણે ઇચ્છા જાણી રાજા વીરવર્મા તો ચુપ રહ્યો અને માલિની રાત્રિ દિવસ યમસૂક્તથી તેનુંજ આરાધન કરવા લાગી. આમ કરતાં કરતાં કેટલેક કાળે તે ભરજુવાનીમાં આવી. ત્યારે દેવમુનિ નારદના મનમાં વિચાર આવ્યો કે રાજપુત્રી માલિની ખરા ભાવથી યમરાજાનું ધ્યાન ધરેછે અને તેતો તેને જાણતા પણ નહિ હોય. હું જાઉં અને આ હકીકત કહું. યમરાજા સમાન દૃષ્ટિવાળા કહેવાય છે. માલિનીનું મન તેમાં ખરેખરૂં લાગેલું છે. શા માટે તે તેને ફળ આપવામાં મંદ થતા હશે? આ પ્રમાણે વિચાર કરી મુનિ નારદ યમલોકમાં ગયા. ત્યાં જઇ યમરાજાને તેણે કહ્યું કે ધર્મરાજ! રાજપુત્રી માલિની તમને પરણવાની ઇચ્છાથી હમેશ તમારાજ ધ્યાનમાં આસક્ત રહેછે. શું તે તમો જાણતા નથી? તમે ત્યાં જઇ તરતજ તેનું પાણિગ્રહણ કરો. પારકી આશા સત્પુરૂષોજ સફળ કરેછે. મનુષ્યવેષ ધરી પોતાના ભૃત્યો સહિત તમે રાજા વીરવર્માના સારસ્વત નગરમાં જાઓ તમારા જવાથી તે નગર ધન્યવાદનું પાત્ર થશે."

તમેજ પ્રથમથી ત્યાં જાઓ. હું પાછળથી વૈશાખ માસના શુક્લ પક્ષમાં ત્યાં આવી તેને વરીશ."

યમરાજના આજ્ઞાથી મુનિ નારદ સારસ્વત નગરમાં આવી પહોંચ્યા અને ત્યાં આવી તેણે તે રાજાને સઘળું વૃત્તાંત કહી સંભળાવ્યું. એટલે તેણે પોતાની પુત્રીના વિવાહની સઘળી તૈયારી કરવા માંડી. યમરાજાએ પણ પોતાના એકસો આઠ મુખ્ય મહાબળવાન નાયકોને તૈયાર કર્યા. એ સઘળા નાયકોમાં અગ્રેસર, મહાવીર, બ્રહ્મહત્યાના શોષરૂપ તથા સ્વરક્ષય અને ધાતુક્ષય કરનારા રોગોના નાયક રાજયક્ષ્માને પોતાની પાસે બોલાવી કહ્યું કે 'તમે પોતાના અનુચરો સહિત મારા રમણીય વિવાહોત્સવમાં પૃથ્વીપર સારસ્વત નગરમાં જાઓ."

"મહારાજ! તે દેશમાં જવું મારાથી બને તેમ નથી. ત્યાંનો રાજા અને ત્યાંની પ્રજા પણ બ્રાહ્મણોની સેવા કરેછે. ત્યાં વેદપાઠ કરતા બ્રાહ્મણોનો ઉચ્ચધ્વનિ મારા કાનને તથા હોમના અગ્નિનો ધૂમાડો મારાં નેત્રને ઘણું દુઃખ આપશે. ધીરે ધીરે પુરૂષોના મૂત્રનો નાશ કરનાર અને ગુણોથી મારા સમાન મારો પુત્ર પ્રમેહ પણ ત્યાં શી રીતે રહી શકશે? વળી મારી દાસી વિષૂચિકાનો મહિમા તો કોણ વર્ણવી શકે તેમ છે? તેનો ક્ષણમાત્રમાં મનુષ્યનો નાશ કરી નાખેછે. તેને પણ મારે ક્યાં રાખવી? મારો પરાક્રમી ભાઇ પાંડુ, તેની સ્ત્રી શોફ (સોજો) તથા તેનો પુત્ર જલોદર એ સમાન બળવાળાં ત્રણેને

મારે ક્યાં ઉતારો આપવો. જ્યાં રાજા ધર્મપરાયણ હોય અને પ્રજા પણ પવિત્ર હોય ત્યાં માઈ જવું વ્યર્થ છે. તમારા માનીતા આ સઘળા રોગોની પાસે તેર હું કંઇ પણ ગણતરીમાં નથી. તેઓ પોતાના પ્રબળ પરાક્રમથી ગુરૂસ્ત્રીના સમાગમમાં આસક્ત તથા બ્રાહ્મણ અને બાળકની હત્યા કરનારને વેગથી હણી નાંખે છે. વળી તે કણો એકસો આઠ રૂપ ધરી શકે છે. તેની સ્ત્રી વિચર્ચિકા પણ તેવીજ બળવાળી છે તેનો પુત્ર ભગંદર ગુરની સ્ત્રીનું ગમન કરનારના શિષ્યના મુળમાંજ પોતાનું નિવાસસ્થાન કરેછે તેને પણ ત્યાં પોતાને રહેવાને સ્થાન મળવું મુશકેલ છે. આ વિસ્ફોટક પણ ત્યાં ક્યાં રહેશે ? મહાદેવજીથી ઉત્પન્ન થયેલો તેર પ્રકારનો તાવ પણ ત્યાં ક્યાં રહેશે ? તે બતાવો. આ તમારો મહા બળવાન નાયક અતિસાર પોતાની સ્ત્રી સંગ્રહણી પુત્ર આધ્માન અને અરોચકની સાથે ક્યાં નિવાસ કરશે ? આ ત્રણસો શૂળ પણ ત્યાં સ્થાન નહિ મળવાથી બહુ દુઃખી થશે. મહાબળવાન હેડકી, શ્વાસ ઉધરસ અને કોઢ વિગેરે પણ ત્યાં રહી શકે તેમ નથી. ધનુર્વા વિગેરે વાયુઓ, ઉગ્ર કર્ણશૂળ, પરાક્રમી નેત્ર રોગ, કર્ણ રોગ, રાશી, ગંડમાળ, વાધ તથા વિસ્તારવાળી શિરોવ્યથા ત્યાં મુદ્દલ રહી શકશેજ નહિ. તમે મને ત્યાં જવાની આજ્ઞા કરોછો પણ અહીંથી કોઇના પગ ઉપડતા નથી."

"તમે સઘળા મહા બળવાન રોગો મનુષ્યના જૂદા જૂદા વેષ ધરી દિવ્ય અલંકારો પહેરી રાજા વીરવર્માની પાસે જાઓ. તમે જેમ અહીં નિરૂપદ્રવ નિવાસ કરોછો તેમ ત્યાં પણ રહેજો. અને ત્યાં જે જે પાપિષ્ઠ મનુષ્યો હોય તેનેજ તમારે પોતાનું પરાક્રમ બતાવવું. જે દુર્બુદ્ધિ મનુષ્યે બ્રહ્મહત્યા કરી હોય તેના ગાત્રમાં તમે પોતે રહેજો. તમારી પ્રિય પત્નિ વિષુચિકાએ દેવતાને માટે દેવાતું ધન અધવચથી હરણ કરનાર, જમવા બેસતાં બ્રાહ્મણોને અધવચ ઉઠાડનાર અને પુત્રો તથા બ્રાહ્મણોને છેતરી પોતે એકાએક જમનારની પાસે જઇ રહેવું. પોતાના ગોત્રની સ્ત્રીને દૂષિત કરનારના પાસે તમારા પુત્ર પ્રમેહને મોકલજો. લોભથી શિવનિર્માલ્યનું હરણ કરનારને લિંગપીડાએ પીડા કરવી. પારકું સારૂં જોઈ પોતાનું મુખ મરડનારને પાંડુરોગે પકડવો. ગર્ભપાત કરનાર અથવા કરાવનારે મનુષ્યની જલોદરે સેવા કરવી. રસની ચોરી કરનારને વિચર્ચિકાએ પીડા કરવી. શિવ મંદિરોને ભાંગનાર અને વિશ્વાસઘાત કરનારની પાસે સન્નિપાતે જવું. પારકી નિંદા કરનાર પાસે તમારા મિત્ર અતિસારે જવું. ધર્મદ્રવ્યનું હરણ કરનારને સંગ્રહણીએ ગ્રહણ કરવો જમતા બ્રાહ્મણોનો દ્વેષ કરનારની પાસે અરોચકે જવું. પારકી આશાનો ભંગ કરનારની પાસે શૂળોએ રહેવું. પારકી ઈર્ષા કરનારની સાથે હિક્કાએ પ્રીતિ કરવી. ઇશ્વર અને તેના ભક્તોની કથા નહિ સાંભળનારને કર્ણ-

ને પીડા કરવી. પરધન અને પરસ્ત્રીપર નજર કરનારને નેત્રરોગોએ પીડા કરવી. ઇશ્વર અથવા સત્પુરૂષોનું વર્ણન છોડી જેની વાણી પરનિંદામાં મરાયણ રહે તેની પાસે મુખરોગોએ સહકુટુંબ ઉતારો કરવો. પારકી થાપણ ઓળવનારનો પગ રાંઝીએ પકડવો. જે પારકા મોઢામાંથી કોળીયો પડાવી ખાય તેને ગંડમાળે પીડા કરવી. ગુરૂપત્નીનું ગમન કરનારની પાસે કંઠુ અને કુષ્ઠે વગર વિલંબે જવું. સંતોષી અને ઉદાર પુરૂષને જોઇ ઇર્ષ્યાથી મૂર્છિત સરખા બની જનારની પાસે વાઇએ હમેશાં માટે નિવાસ કરવો. ધર્મ બાબતમાં દંભ રાખનારની પાસે ગજચર્મે જવું. વિશ્વાસઘાત કરનારનો મસ્તક રોગોએ આશ્રય લેવો. પણ આટલું યાદ રાખજો કે રૂદ્રાભિષેક, હોમ અને સુવર્ણનો પુરૂષ બનાવી તેનું દાન કરનારનો તેમજ દરદી પૈસા વગરનો હોય તો સમુદ્રમાં સ્નાન કરનારનો તમારે ત્યાગ કરવો. સુવર્ણના અલંકાર કરી ઇશ્વર નિમિત્ત દાન કરનારને પ્રમેહે છોડી મૂકવો, તેમજ મૂત્રકૃચ્છ્ર પણ છોડી આપવો. જળાશય બંધાવનારનો જળોદરે ત્યાગ કરવો, ગાયનું દાન કરનારની પાસે વ્રણે બિલકુલ રહેવુંજ નહિ, પણ તરત ચાલી નિકળવું. બ્રાહ્મણોને વિવિધ સુંદર ભોજનોથી તૃપ્ત કરનાર પુરૂષ પાસેથી અરોચકે તરત રજા લેવી. કારાગૃહમાંથી મનુષ્યોને, પાંજરામાંથી પક્ષીઓને અને રસ્તામાં ચોરના હાથમાંથી મુસાફરોને છોડાવનારને શૂળોએ જરાપણ પીડા કરવી નહિ, અને પ્રથમ ગયેલ હોય તો તરત તેને છોડી ચાલી નિકળવું. ભક્તિપૂર્વક ઇશ્વરની સ્તુતિ કરનારને મુખરોગોએ મુક્ત કરવો. સુપાત્ર બ્રાહ્મણોને ઘણું દાન આપે ત્યારે રાંઝીએ તેનો ત્યાગ કરવો. રત્નોનું દાન કરનાર પાસે ગંડમાળે જરાપણ રહેવું નહિ. અને એ પ્રમાણે બીજા રોગોએ પણ પણ પોતે કરેલાં પાપોનો પશ્ચાત્તાપ કરનાર તથા તેના નિવારણમાટે શાસ્ત્રમાં બતાવેલ દાન, હોમ, તપ વિગેરે કરનારનો ત્યાગ કરી આપવો."

આ પ્રમાણે યમરાજાના કહેવાથી રાજયક્ષ્મા વિગેરે તેના સઘળા નાયકો વીરવર્માની નગરી પ્રત્યે ચાલતા થયા. યમરાજા પોતે પણ ત્યાં જવા નિકળ્યા. નારદમુનિ તો ત્યાં પ્રથમથીજ જઇ ચડયા હતા. રાજપુત્રિ માલિની હોમશાળામાં નારદમુનિની પૂજા તથા હોમ કરતી હતી અને રાજા વીરવર્મા પણ તેની પાસેજ હતો તેટલામાં ત્યાં યમરાજાએ આવી માલિનીનું પાણિગ્રહણ કરી રાજા વીરવર્માને કહ્યું કે "રાજન્! હું તમારાપર પ્રસન્ન છું. વિચાર કરીને કાંઇ વરદાન માગો. કારણકે હવે તમોને મૃત્યુ થોડા વખતમાંજ પ્રાપ્ત થનાર છે."

"હું જીવવાને માટે તમારી પાસેથી વરદાન માગવા ઇચ્છતો નથી. કન્યાના ધનથી જીવનાર પુરૂષો નરકમાં જાય છે."

"તમે કન્યાદાન દેનાર છો અને હું પાણિગ્રહણ કરનાર છું. માટે મારે તમને આશીષ આપવી જોઇએ. કહો શી આશીષ આપું ?"

"જે દિવસ મારૂં મરણ થનાર હોય તે દિવસ હું અહીં શ્રીકૃષ્ણને દેખું."

""ભલે સારૂં. તમને તે પ્રમાણે શ્રીકૃષ્ણનું દર્શન થશે. તમને શ્રીકૃષ્ણનું દર્શન થાય ત્યાં સુધી હું અહીંજ રહીશ અને તમારા શત્રુઓની સાથે યુદ્ધ કરીશ." આમ કહી યમરાજા તેને ત્યાં તે વખતથી રહ્યા હતા.

કૃષ્ણભક્ત વીરવર્મા રાજાના સાંભળવામાં આવ્યું કે કૃષ્ણ સહિત અર્જુન યજ્ઞના બન્ને અશ્વોનું રક્ષણ કરતો કરતો આપણા દેશમાં આવી પહોંચ્યો છે. આ ખબર મળતાં તેણે તે પાંડવના ઘોડાઓને પકડી લેવા પોતાના મહા બળવાન યોદ્ધાઓને આજ્ઞા કરી. રાજાની આજ્ઞા થતાં ઘણા સૈન્યની સાથે તેના સુભાલ, સુરભ, લીલ, કુવલ અને સરલ નામના પાંચે પુત્રોએ ધનુષ બાણ ધરી, દિવ્ય રથોમાં બેસી બહાર આવી, પાંડવના સૈન્યને જરા પણ નહિ ગણકારતાં તે બન્ને ઘોડાઓને પકડી પોતાના નગર તરફ ચાલવા માંડયું, એટલે પરાક્રમી બભ્રુવાહને તેઓને પોતાના બાણોથી લઈ જતા અટકાવ્યા. પ્યાદલોમાં એક બીજાના કેશ પકડી સામસામે મુષ્ટિના પ્રહારો વિગેરેથી ઉગ્ર યુદ્ધ ચાલવા માંડયું. રથો હાથીઓ સાથે પછડાવા લાગ્યા. અગ્નિમાં જેમ ચામડું સંકોચ પામે તેમ બભ્રુવાહનના પરાક્રમમાં શત્રુઓ સંકોચ પામવા લાગ્યા. પોતાના પક્ષનો પરાભવ સાંભળી સાક્ષાત્ યમરાજાએ રણભૂમિમાં આવી પહોંચી અર્જુનના સૈન્યનો સંહાર કરવા માંડયો. પોતાનાં સૈન્યનો સંહાર થતો જોઇ અરજુને શ્રીકૃષ્ણને તે કયો યોદ્ધો છે ? તે વિષે સવિસ્તર હકીકત પૂછી. અરજુનના પૂછવા ઉપરથી કૃષ્ણે યમરાજાની માલિની સાથે પરણવાની અને પરણ્યા પછી ત્યાં રહેવાની સઘળી હકીકત કહી સંભળાવી; અને કહ્યું કે "અરજુન ! આપણા સૈન્યને પોતાના લોકમાં મોકલવા તૈયાર થયેલા એ યમરાજા છે મારા દર્શનની ઉત્કંઠાવાળો રાજા વીરવર્મા પણ પોતાના ઘણા મહારથિઓની સાથે તૈયાર થઈ અહીં આવે છે, માટે તું પણ તૈયાર થઇ રહે. મયુરધ્વજ, બભ્રુવાહન, હંસકેતુ અને પ્રદ્યુમ્ન વિગેરેને પ્રથમ યુદ્ધ કરવા દેવું."

કૃષ્ણ અરજુન પાસે આ પ્રમાણે વાત કરેછે તેટલામાં તો રાજા વીરવર્મા મયુરધ્વજ વિગેરેને ઘણી સહેલથી મૂર્છા પમાડી અરજુનની સામે આવી પહોંચ્યો અને બોલ્યો કે અરજુન ! મેં તારા સઘળા વીરોને જીત્યા પણ તારૂં પરાક્રમ જોયા વિના મને શાંતિ વળતી નથી. ગોવિંદ ! અરજુનની મરજી હોય તો ભલે તે અને નહિતો તમો મારા પ્રહારને સહન કરો અ-

થયા તો સગ્રામ છોડી દીગો. આ પ્રમાણે બોલી તેણે સાત બાણો અર્જુન ઉપર અને સાઠ બાણો કૃષ્ણપર ફેંક્યાં. અર્જુન પણ ક્રોધથી તીક્ષ્ણ બાણોવડે તેને વીંધવા લાગ્યો. વીરવર્મા હજારો બાણોથી કૃષ્ણ અને અર્જુન એ બન્નેને ઢાંકી દઇ વર્ષાઋતુના મેઘની પેઠે ગર્જના કરવા લાગ્યો. અર્જુને તેને સાત બાણોથી વીધ્યો એટલે તેણે સાઠ બાણોથી અર્જુનને, સો બાણોથી કૃષ્ણને અને રથની ધ્વજામાં બેઠેલા હનુમાનને પણ સો બાણોથી વીંધ્યો. રથના ઘોડાઓને પણ ઘણાં બાણોનો પ્રહાર કર્યો. મોહથી જેમ આખું જગત્ ભમી જાય તેમ વીરવર્માનાં બાણોથી અરજુનનું આખું સૈન્ય ભ્રમણ કરવા લાગ્યું. તે જોઇ શ્રીકૃષ્ણે અરજુનને કહ્યું કે "અરજુન! જેમ બીજા રાજાઓને જીત્યા તેમ આ પણ જીતાશે એમ ધારવું નહિ. કર્ણના રથનું પરડું પૃથ્વીએ ગળ્યું હતું તેમ આનું પરડું પૃથ્વી પણ ગળવા સમર્થ નથી. સુદર્શન ચક્રથી મેં જેમ શિશુપાલનું મસ્તક ઉડાવ્યું હતું તેમ આનું મસ્તક ઉડી શકે એમ નથી. તેં જેમ જયદ્રથના મસ્તકને અધર ઉડાવ્યું હતું તેમ પણ આનું મસ્તક ઉડે તેમ નથી. માત્ર એકજ ઉપાય છે તે એકે જો હનુમાન્ તેના રથને પોતાના પૂંછડાથી બાંધી જોરથી સેંકડો વખત ભમાવી તેને સમુદ્રમાં નાંખી દે તોજ આપણો શ્રમ સફળ થાય."

કૃષ્ણનું બોલવું સાંભળી ધ્વજામાં બેઠેલા હનુમાને કહ્યું કે "એ કાંઇ રાવણનું વન, જંબુમાલી રાક્ષસ કે સીતાને ત્રાસ આપનારી રાક્ષસીઓ નથી કે તેની પાસે મારૂં પરાક્રમ ચાલે."

"વાયુપુત્ર! મારી આજ્ઞાથી તમો તેના રથને ઉઠાવો, તમારે અને મારે પણ ધર્મ રાજાને માટે આવા પ્રકારનાં સેંકડો સાહસો ઉઠાવવાં હોય તોપણ ઉઠાવવાં જોઇએ."

કૃષ્ણની આજ્ઞાથી હનુમાન્ તરતજ અશ્વ, સારથિ તથા રથની સાથે રાજા વીરવર્માને ઉપાડી આકાશમાં ચાલ્યા. રાજા વીરવર્મા તરતજ ચાલાકીથી તે રથમાંથી ઉછળી પડ્યો. અને અરજુનના રથને ઉપાડી હનુમાનની પાછળ જઈ તેણે કહ્યું કે "પવનપુત્ર! તું તો મારો ખાલી રથ લઇ જાય છે પણ જો, આ રથમાં કૃષ્ણ અને અરજુન એ બન્ને બેઠાછે. કૃષ્ણનું શયન ક્ષીરસાગરમાં શેષનાગ ઉપર છે. હમણાં લક્ષ્મી તેના વિરહથી પીડા પામતાં હશે, ભલે તે આજ પોતાના પતિને મારા હાથથી પ્રાપ્ત થાય."

"મેં તારૂં પરાક્રમ જોયું. પોતાનાજ મોઢાંથી તું શામાટે તારા પરાક્રમનું વર્ણન કરેછે. પોતાના પરાક્રમનાં પોતેજ વખાણ કરનારા પુરૂષોને ઉત્તમ પુરૂષો વખાણતા નથી."

"વીર તું છેવટ સુધી અસ્ત્રોનો સાંધી શકે. તે મનથી હવે તું મારા પ્રહારને સહન કરજે." આ પ્રમાણે બોલી રાજા વીરવર્માએ હનુમાનને એક મુષ્ટિનો પ્રહાર કર્યો. હનુમાનનો વેગ નાશ પામી ગયો. આ વખત કૃષ્ણે તે રાજાના વક્ષઃસ્થલમાં ચરણ પ્રહાર કર્યો. વીરવર્મા મૂર્છિત થઇ પૃથ્વીપર પડી ગયો, પણ તરતજ પાછો ઉઠી બોલ્યો કે "યમરાજાએ મારૂં મરણ કર્યું હતું તે પણ ક્યાં નાશી ગયું ? બન્ને ઘોડાઓને પકડ્યા તથા અરજુન અને કૃષ્ણને પણ યુદ્ધમાં તૃપ્ત કર્યા. અવશ્ય કૃષ્ણના ચરણ સ્પર્શથી મારા મૃત્યુનો નાશ થયો." આ પ્રમાણે બોલી તે પોતાના રથમાં બેઠો એટલે કૃષ્ણે અરજુનને કહ્યું કે "હજારો વર્ષ થઈ જાય તોપણ તું કે હું તેને જીતી શકીએ તેમનથી."

"દેવ ! તમે જેનાથી સંતુષ્ટ થાઓ તે વિજયી થાય તેમાં શું આશ્ચર્ય?" અરજુન ! એમ નહિ બોલો. તમે સચરાચર જગતને જીતવા માટે પણ સમર્થ છો. તમારા આ બોલવાથી કોણ પ્રસન્ન ન થાય ?"

રાજા વીરવર્માએ આ પ્રમાણે અરજુનને કહી ધનુષ છોડી દીધું, અને પાસે આવી કૃષ્ણના પગમાં પડી અર્જુનને આલિંગન આપ્યું. પછી બન્ને ઘોડાઓની સાથે પોતાનું રાજ્ય તથા પોતાનો દેહ પણ કૃષ્ણના હાથમાં અર્પણ કર્યો. નગરમાં જઈ તેણે સઘળા વીરપુરૂષોના સત્કાર પૂર્વક અસંખ્ય રત્નો, એકોતેર હજાર શ્વેત હાથીઓ, એક તરફ સ્યામ કર્ણવાળા અસંખ્ય અશ્વો અને નવ હજાર દાસીઓ અર્જુનને ભેટ કરી છ દીવસ તેમને પોતાના શેહેરમાં રાખ્યા.

### અશ્વનું ચંદ્રહાસનાં પુરમાં જવું–પ્રારબ્ધના વિચિત્રતા.

રાજા વીરવર્માના નગરમાંથી છઠ્ઠે દીવસે વળી પણ ઘોડાને છુટ મૂકવામાં આવ્યો કૃષ્ણ અને અરજુનની સાથે રાજા વીરવર્મા પણ અગ્રેસર થઇ અશ્વ રક્ષણ કરવા લાગ્યો. રસ્તે ચાલતાં એક મોટો નદ આવ્યો. આ નદમાં જળની રક્ષણ ગંભીરતાને લીધે સેંકડો ભમરાઓ પડતી હતી તથા મત્સ્યો મોટા મોટા હાથીઓને પણ તાણી જાય એવા હતા. જળનાં મોજાઓથી તથા નદના વિશાળપણાથી એ સમુદ્ર હશે એવી ભ્રાંતિ થતી વતી. સઘળું સૈન્ય વહાણોની મદદથી સામે કિનારે ઉતર્યું અને તે બન્ને અશ્વો તો પ્રથમથીજ સામે કીનારે પહોંચ્યા હતા. નદને ઉતરી આગળ ચાલતાં યજ્ઞના તે બન્ને અશ્વો ચંદ્રહાસના કૌંતલક નગર પાસે પહોંચ્યા. જ્યારે અર્જુનનું સૈન્ય તે નદને સામે કિનારે પહોંચ્યુ ત્યારે તે બન્ને અશ્વો કોઇના પણ જોવામાં આવ્યા નહિ. સર્વે કોઇ આશ્ચર્ય પામ્યા અને પરસ્પર કહેવા લાગ્યા કે અરે! આપણા ઘોડાઓ ક્યાં ગયા ? શું પાતાળમાં ગયા હશે કે આકાશમાં ? પાષાણરૂપ બની ગયા કે જળ રૂપ ?" આ પ્રમાણે તેઓ માંહો માંહે સંકલ્પ

વિકલ્પ કરતા હતા તેટલામાં તેજસ્વી, અત્યંત દેદીપ્યમાન, બીજા સૂર્ય સરખા, મુનિઓમાં શ્રેષ્ઠ, વેદ અને વેદાંગના પારને પામેલા, વિષ્ણુ ભક્તોમાં અગ્રગણ્ય, કલહ પ્રિય તથા ભક્તિથી કૃષ્ણ, ગોવિંદ, માધવ, નૃસિંહ, મધુસૂદન એવા નામોનો જપ કરતા નારદમુનિ આકાશ માર્ગેથી આવતા સર્વના જોવામાં આવ્યા. પાસે આવતાં તેમને અર્જુન વિગેરેએ નમસ્કાર કરી પુછ્યું કે " મહારાજ ! યજ્ઞના ઘોડાઓ ક્યાં ગયા ? આપના જોવામાં કે જાણવામાં હોય તો કહો."

યજ્ઞના અશ્વો ચંદ્રહાસ નામના વૈષ્ણવ રાજાના કૌંતલક નગરમાં પહોંચ્યા છે. રાજા કુંતલક ચંદ્રહાસને રાજ્ય આપી વનમાં ચાલી નિકળ્યો છે. તે ચંદ્રહાસ કેરલ દેશના રાજાનો પુત્ર અને કુલિંદરાજાના હાથથી મોટો થયેલો છે પ્રધાન ધૃષ્ટબુદ્ધિની કન્યાને પરણેલો છે. એ મહાબાહુ યોદ્ધાના પરાક્રમની પાસે આ સઘળા રાજાઓ તેની સોળમી કળામાં પણ નથી."

" શું ચંદ્રહાસ એવો બળવાન છે? ખરેખર તેનું ચરિત્ર પણ વિસ્મયકારક હશે. મને તે વિસ્તારપૂર્વક સાંભળવાની ઇચ્છા છે."

"અર્જુન ! તારા ઘોડાઓ ખોવાઇ ગયા છે અને ધર્મરાજા ચિંતાતુરપણાથી હસ્તિનાપુરમાં તારી વાટ જોતા હશે. તુંને આ હકીકત સાંભળવાનો અવકાશ ક્યાંથી હોય ?"

"મુનીંદ્ર ! કુરૂક્ષેત્રમાં બન્ને સૈન્યની વચમાં ઉભીને મેં કૃષ્ણના મુખથી સ્વસ્થ ચિત્તે ગીતા સાંભળ્યું હતું. જેને ઉત્તમ કથાના શ્રવણમાં અવકાશ ન મળે તે અલ્પાયુ પુરૂષો કાળથી છેતરાણા એમજ સમજવું. મારો ઘોડો ભલે ગયો. યજ્ઞ થાઓ અથવા ન થાઓ. ઉત્તમ કથાનું શ્રવણ સેંકડો અશ્વમેધ યજ્ઞો કર્યા બરોબર છે."

## ચંદ્રહાસની કથા.

"પૂર્વે કેરલ દેશનો રાજા ધર્મ અને નીતિથી પૃથ્વિનું પાલન કરતો હતો. એ રાજાને ત્યાં મૂળ નક્ષત્રમાં પુત્રનો જન્મ થયો. મૂળ નક્ષત્રમાં પુત્ર જન્મના યોગને લીધેજ થોડાજ દિવસોમાં, કફ વિગેરે જેમ દેહને ઘેરી લે છે તેમ શત્રુઓએ તેના શહેરને ઘેરી લીધું. સંગ્રામભૂમિમાં તે પરાક્રમી પૃથ્વીપતિએ મોટો યશ મેળવી પરલોક તરફ પ્રયાણ કર્યું. રાજાના મરણના ખબર થતાં રાણીએ પણ સતી થઇ પતિનો રસ્તો પકડયો. હવે માતા અને પિતા એ બન્નેથી રહિત થયેલ કુંવરને તેની ધાવ કૌંતલક નગરમાં લઇ ગઇ. ત્રણ વરસ સુધી તેણે તેનું સારી રીતે પાલન પોષણ કર્યું. પણ રાજા રાણીના મરણના પરિતાપને લીધે તે ધાવનું શરીર પણ ક્ષીણ થતાં થતાં નાશ પામ્યું. બાળક એકલો થઇ રહ્યો. ગૌરવર્ણ, ઉત્તમ લક્ષણોથી યુક્ત તથા પ્રભે

પગે છ આંગળીવાળા એ બાળકને આસપાસની બીજી સ્ત્રીઓએ સ્નેહથી ઉછેરવા માંડ્યો. ધીમે ધીમે જ્યારે તે પાંચ વર્ષનો થયો ત્યારે તે પોતાની મેળે ફરવા લાગ્યો. રસ્તાઓમાં બાળકોની સાથે રમવા પણ લાગ્યો. તેના મનોહરપણાને લીધે તે નગરની સ્ત્રીઓમાં કોઇ તેને સ્નેહપૂર્વક રીતભર્યો કરવા લાગી. આમ દુર્દશા અવસ્થામાં ફરતાં ફરતાં ફરતાં તે એક દિવસ દૈવયોગે પ્રધાન ધૃષ્ટબુદ્ધિના મદિરપર આવી ચડ્યો: જ્યાં કેટલાએક શાંતવૃત્તિવાળા મુનિઓ અને યોગીઓ પણ આવેલા હતા. તેઓ એ બાળકને જોઇ વિસ્મય પામ્યા. થોડીવાર પછી તે સઘળાઓએ ત્યાં ભોજન કર્યું. તે બાળકને પણ જમાડવામાં આવ્યો. જમી રહ્યા પછી પ્રધાન ધૃષ્ટબુદ્ધિએ તેઓની પૂજા કરી તેઓને વસ્ત્રાલંકારો વિગેરેથી સંતુષ્ટ કર્યા. બ્રાહ્મણોએ પ્રસન્ન થઇ આશીર્વાદ આપ્યો અને તેઓ ચાલતા થયા. પણ ચાલતી વખત તેઓએ પ્રધાનને પૂછ્યું કે "અહીં જે પાંચ વર્ષનો બાળક આવ્યો હતો તે કોણ અને કોનો પુત્ર છે? અને ક્યાંથી આવેલો છે?"

"આ નગરમાં એવા ઘણા અનાથ બાળકો ફરે છે. રાજકાજના ભારને લીધે તે બાળક કોણ છે તે હું જાણતો નથી."

"મનોહર અને ઉત્તમ લક્ષણવાળો એ બાળક અવશ્ય રાજ્યપદને પામશે. ધૃષ્ટબુદ્ધિ! તમે તેનું પાલન કરજો. આગળ જતાં તે તમારીજ સંપત્તિ ભોગવનાર છે."

મુનિઓનું એ પ્રમાણે વચન સાંભળી ધૃષ્ટબુદ્ધિના મનમાં રોષ ભરાયો. તેઓના ગયા પછી તે વિચાર કરવા લાગ્યો કે "મુનિઓ એ બાળક મારી સંપત્તિ ભોગવનાર છે એમ કહી ગયા. એ શું? હું તે વાક્યને જુઠું પાડીશ." આમ વિચાર કરી ચંડાળોને તેણે બોલાવી તે બાળકને ઉપાડી વનમાં લઇ જઇ તેને મારી નાખવાનો હુકમ કર્યો. મારી નાખવાના હુકમની સાથે નિશાની તરીકે તેનું કોઇ પણ અંગ લાવવાની પણ આજ્ઞા કરી. ઘણી ઘણી લાલચથી હર્ષ પામેલા મદમસ્ત ચંડાળો બિજેજ દિવસે પ્રાતઃકાળમાં તે બાળકને કંટક અને પશુપક્ષીના ઉગ્ર શબ્દવાળા ભયાનક વનમાં લઇ ગયા. નગરનાં બાળકોની સાથે રમતાં રમતાં જડી આવેલી શાલિગ્રામની શિલા પોતાના મોઢામાં તે બાળકે નાખી રાખી હતી તે હજુ પણ તેમની તેમજ હતી. વનમાં આવી ચંડાળ લોકોએ તેને મારવા માટે મ્યાનમાંથી તલવાર કહાડી. બાળક ઇશ્વર ધ્યાન ધરી "હે કૃષ્ણ! હે કૃષ્ણ! ઓ જગન્નાથ! ઓ વાસુદેવ! મારૂં રક્ષણ કરો, મારૂં રક્ષણ કરો. હું આપને નમન કરૂંછું." બાળકની વૃત્તિ ઉપરથી વિષ્ણુ પ્રસન્ન થયા અને તેણે ચંડાળોને મોહ પમાડ્યા. બાળકને જોઇ તે ચંડાળો પરસ્પર કહેવા લાગ્યા કે "અરે! એ છોકરો

કેવો વહાલો લાગે એવો છે ? મોટી મોટી આંખો, લાંબા લાંબા હાથ અને કોમળ શરીર ધૃષ્ટબુદ્ધિએ આપણને કેવું કામ સોપ્યું ! શું એ બાળકને મારી નાખવો ? પૂર્વ જન્મના પાપનું ફળ તો આપણે ભોગવીએ છીએ, આ જન્મમાં પણ આ બાળકની હત્યા કરી આપણે કયાં જવું ?" આ પ્રમાણે બોલતા તેઓ બાળકની સામે જોઇ રહ્યા. મારી નાખવાની હિંમત ચાલી નહિ. તેઓ સ્તબ્ધ થઇને ઉભા હતા તેટલામાં તેના ડાબા પગમા છઠ્ઠી આંગળી જોવામાં આવી. તેથી તેમણે તે છઠ્ઠી આંગળી કાપી લઇ નિશાની તરીકે ધૃષ્ટબુદ્ધિને દેખાડવાનો વિચાર કર્યો. એકમત થઇ તેઓએ તેની તે આંગળી કાપી લઇ તેને છોડી મૂક્યો. પછી નગરમાં આવી ધૃષ્ટબુદ્ધિને નમન કરી તે છઠ્ઠી આંગળી બતાવી. પોતાના ધારણા પાર પડવાથી તે ધૃષ્ટબુદ્ધિએ તેઓને કેટલુંએક ઇનામ આપ્યું અને મુનિઓનું વાક્ય મિથ્યા થયેલુ જાણી તે મનમાં હર્ષ પામવા લાગ્યો."

"છઠ્ઠી આંગળી કપાવાથી તે બાળક રૂધિરલુપ્ત થઇ વનમાં બહુજ રોવ લાગ્યો. "હે દેવ ! હે કૃપાનિધિ ! મને આ દુઃખથી છુટો કરો." એમ તે વારંવાર બોલવા લાગ્યો. હરિણીઓ તેને આસપાસ વીંટી વળી અને "આપણો સ્વામી (ચંદ્રમાં રહેલ હરિણ) વનમાં નાસી ગયેલ હશે, અને વાહન વગર આ ચંદ્ર (બાળકનું મુખ) આકાશમાંથી નીચે પડી ગયેલ હશે." એવા વિચારથી હોય નહિ શું ? તેમ તેના પગને ચાટવા લાગી. પક્ષીઓ પોતાની પાંખોથી તેનાપર છાયા કરવી લાગ્યાં અને શોક વિહ્વલ બની આર્ત્ત સ્વર કરવાં લાગ્યાં. આ વખતે દૈવયોગે રાજા કુલિંદ ત્યાં આવી ચડ્યો. તે બાળકને જોઇ વિસ્મય પામી તેણે તેનાં આંસુઓ લુંઇ સાંત્વના કરી પૂછ્યું કે "નિરપરાધી બાળક ! તારાં માબાપ કોણ અને કયાં છે ? તું આ ઉજ્જડ વનમાં શા માટે ફરે છે ?"

"મહારાજ ! મારાં મા અને બાપ કૃષ્ણજ છે. તેણેજ મને ઉછેરી મોટો કર્યો છે. હાલ હું તેને દેખતો નથી તેથીજ રોઉં છું."

નાના બાળકનું સભ્યતા ભરેલું અને ભક્તિવાળું બોલવું સાંભળી તે રાજાએ પોતાના અપુત્રપણાનો વિચાર કરી તેને સ્નેહથી બાથમાં લઇ પોતાની સાથે ઘોડાપર બેસાડી પોતાની ચંદનાવતી નગરીમાં લઇ ગયો. રાણી પણ તે બાળકને જોઇ બહુ પ્રસન્ન થઇ. નગરમાં પુત્ર પ્રાપ્તિનો મહાન ઉત્સવ થયો. વેદવેત્તા તથા જ્યોતિષી વિગેરે સકળ બ્રાહ્મણોનો સત્કાર કરવામા આવ્યો. જ્યોતિષીઓએ કુંડળી કરી કહ્યું કે "આ પુત્ર મોટા યશવાળો અને વિષ્ણુ ભક્ત થશે. તેના હાસ્યમાં ચંદ્રનો ભાસ થવાથી તે ચંદ્રહાસ એવા નામથી પ્રસિદ્ધ થશે."

હવે એ ચંદ્રહાસ કુલિંદ રાજાની આશા અને આનંદની સાથે શુક્લ પક્ષના ચંદ્રની પેઠે દિનપરદિન વૃદ્ધિ પામવા લાગ્યો. પૃથ્વી સર્વે રસ સંપન્ન થઈ. પ્રજા સુખ પામવા લાગી. ગાયો ઘણું દૂધ આપવા લાગી અને આખો દેશ મનોહર થઈ રહ્યો. ચંદ્રહાસ સાત વર્ષનો થયો ત્યારે તે ગુરૂને ત્યાં ભણવા જવા લાગ્યો. ભણવામાં વારંવાર "હરિ" એ બે અક્ષરનોજ તે ઉચ્ચાર કરવા લાગ્યો તેથી તેનો ગુરૂ બહુ રોષે ભરાયો અને બોલ્યો કે "ચંદ્રહાસ! રાત્રિ દિવસ "હરિ" એ બે અક્ષરોજ બોલ્યા કરે છે અને બીજું કાંઈ પણ શીખતો નથી એ કેમ?"

"મારા મોઢાંમાંથી "હરિ" એવોજ ઉચ્ચાર નિકળે છે. બીજુ કાંઈ પણ હું બોલી શકતો નથી. શું કરવું? તમો મને મારની બીકથી ગમે તે બોલાવશો. તો પણ હું તે બોલી શકીશ નહિ, કારણ કે તેમ મારી જીભ વળતી નથી. હું તો 'હરિ' એ નામનો જપ કરીશ મારે બીજા કાંઈ શાસ્ત્રની જરૂર નથી. જે શાસ્ત્રોમાં હરિનું નામ ન હોય અને તે જો સાક્ષાત્ બ્રહ્માએ કહેલ હોય તો પણ તે માનવા લાયક નથી.

ચંદ્રહાસનાં વચન સાંભળી અત્યંત ક્રોધમાં આવી ગુરૂએ તેને તેના પિતા રાજા કુલિંદ પાસે લઈ જઈ કહ્યું કે "મહારાજ! આ તમારો પુત્ર કંઈ ભૂત ભરાવાને લીધે "હરિ, હરિ" એમજ બોલ્યા કરે છે. જે કાંઈ શિખાવવામાં આવે છે તે શિખતો નથી. માટે જો હુકમ હોય તો હું તેને શિક્ષા કરૂં."

"દૈવયોગથી એ મને મળેલો છે, તેને શિક્ષા તો કેમજ થાય? તમે હજુ તેની વર્ત્તણુક જાણી નથી. એકાદશીને દિવસ તે જમતો પણ નથી. હમણાં ભલે તે પોતાની મરજી પ્રમાણે વર્ત્તે. તેને જનોઈ આપ્યા પૂછી વેદાભ્યાસ કરાવશું."

ચંદ્રહાસ મોટો થયો ત્યારે તેને જનોઈ આપૂવામાં આવી, અને સાંગવેદ ભણાવ્યો. તે પ્રથમ ધનુર્વેદ એવી રીતે ભણ્યો કે હૃદયરૂપ આંગણામાં હરિરૂપ લક્ષ્યને તેણે સ્થિર કર્યું; પછી ભક્તિરૂપ ધનુષમાં સત્વ ગુણરૂપ પ્રત્યંચા ચડાવી અને ચિત્તની એકાગ્રતારૂપ બાણ સાંધી તે લક્ષ્યને વીંધ્યું. શરીરરૂપ ભાથામાંથી ઇંદ્રિયોના પંચવિષયો (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ) રૂપ બાણો કહાડી તેણે હરિરૂપ લક્ષ્યની સાથે મેળવી દીધાં; અને પછી સંપૂર્ણ ધનુર્વેદમાં પ્રવીણ થયો.

## ચંદ્રહાસ ઉપાખ્યાન.

ચંદ્રહાસની અવસ્થા લગભગ સોળ વર્ષની થઈ ત્યારે તેને દિગ્વિજય કરવાની ઇચ્છા થવાથી તેણે પોતાના પિતા પાસે શત્રુઓને જીતવાની રજા

માગી. પુત્રનો ઉત્સાહ જોઈ પિતાએ પણ રજા આપી. ચંદ્રહાસ પોતાના ઉપરી કૌંતલક દેશના રાજાના શત્રુઓને જીતી વિજય મેળવી હજારો હાથીઓ, ઘોડાઓ, સુવર્ણ, રત્ન તથા મોતીઓનાં ગાડાંઓ ભરી ચંદનાવતી નગરીમાં આવ્યો. પિતાએ આશીર્વાદ આપ્યો અને માતાએ દીપયુક્ત પાત્રવડે તેને પોંખ્યો. પોતાની સામે આવેલાં માતા પિતાપર લક્ષ્મી અને નારાયણ તુલ્ય ભક્તિ રાખનાર કુમાર ચંદ્રહાસ તેમને પાલખીમાં બેસાડી પોતે પગે પાળો આગળ ચાલ્યો. પૌરસ્ત્રીઓ તેના રૂપનાં તથા તેની માતા પિતાપરની ભક્તિ વિગેરેનાં વખાણ કરવા લાગી. ચંદ્રહાસ રાજમંદિરમાં આવ્યો. સકળ સ્નેહીજનો સંતોષ પામ્યાં. રાજા કુલિંદે સારૂં મુહુર્ત્ત જોઈ વેદવેત્તા બ્રાહ્મણોને બોલાવી ચંદ્રહાસનો યૌવરાજ્યાભિષેક કર્યો. રસ્તાઓમાં ચંદન જળના છંટકાવ થઈ રહ્યા અને ઘેર ઘેર ધ્વજા પતાકાઓ ફરકી રહી. યૌવરાજ્યાભિષેકના શુભ પ્રસંગે ચંદ્રહાસે સર્વ પ્રજાને સારી રીતે બોધ આપી કહ્યું કે "ઇશ્વર ભક્તિથી પાપાના સમૂહ ભય પામી નાસી જાયછે. મનુષ્યનું જીવન જળના પરપોટાની પેઠે ક્ષણભંગુર છે. આ શરીરમાં હાડકાંઓને નાડીઓથી બાંધેલ છે અને તેમાં માંસ તથા રૂધિર ભરેલું છે. વળી તેમાં સેંકડો છિદ્રો છે. આ અનિત્ય શરીરને માટે ઇશ્વરની ભક્તિ એજ કલ્યાણનો માર્ગ છે." આવી રીતના ચંદ્રહાસના બોધથી સઘળી પ્રજા અત્યંત હર્ષ પામી. ચંદ્રહાસે ગરીબોને આશ્રય આપવા માંડયો, અનેક જળાશયો બંધાવ્યાં, મંદિરો કર્યાં. વૃક્ષો વવરાવ્યાં અને બ્રાહ્મણોને નિવાસ સ્થાન બંધાવી આપ્યાં. થોડાજ વખતમાં ચંદનાવતી નગરીમાં સંપૂર્ણ સમૃદ્ધિવાળી સ્વર્ગપુરી સરખી બની રહી.

વખત જતાં એક દિવસ રાજા કુલિંદે ચંદ્રહાસને કહ્યું કે "અહીંથી ચોવીસ ગાઉ દૂર કુંતલ દેશના રાજાનું રાજ્ય છે. પુરોહિત ગાલવમુનિને પાસે રાખી પ્રધાન ધૃષ્ટબુદ્ધિની સલાહ પ્રમાણે કૌંતલક રાજા રાજ્ય કરેછે. ને આપણો ઉપરી રાજા છે. દર સાલ આપણે તેને દશ હજાર સોના મોહોરો આપવી પડે છે, તથા પાંચ હજાર પ્રધાન ધૃષ્ટબુદ્ધિને અને અઢી હજાર તેની સ્ત્રીને આપવી પડે છે. અને તેમ કરવાથી તે પ્રધાન પણ આપણાપર પ્રસન્ન રહે છે. પિતાનું વચન સાંભળી ચંદ્રહાસ બહુ રાજી થયો અને પોતાની મેળેજ સુવર્ણ, રત્ન, દિવ્યવસ્ત્રો, અલંકારો, ચંદન, કપૂર, કસ્તૂરી, હાથી અને ઘોડાઓ વિગેરે લાં સૈનિકોની સાથે લિખિત પત્ર સહિત મોકલાવ્યું. ચંદ્રહાસના સેવકોએ કૌંતલક દેશમાં આવી ધૃષ્ટબુદ્ધિને ત્યાં જઇ કુલિંદ રાજાના શત્રુઓનું અનિષ્ટ થાઓ, કુલિંદના સુપુત્ર ચંદ્રહાસે દિગ્વિજય કરી મેળવેલ ધનમાંથી આ સુવર્ણના કલશો, ચંદન, અગર તથા વસ્ત્રો વિગેરે ભરેલાં ગાડાંઓ તમારે ત્યાં મોકલાવેલ છે. દર સાલ કરતાં આ સાલ સાતગણું ધન

તેણે રાજાને મોકલાવ્યું છે." સેવકોના બોલવાથી ધૃષ્ટબુદ્ધિ વિસ્મય પામ્યો અને ધન મળવાથી હર્ષ પણ પામ્યો.

ધનના લાલચુ ધૃષ્ટબુદ્ધિએ કુલિંદ રાજાના માણસોને પોશાક વિગેરેથી સંતુષ્ટ કરી વિદાય કર્યા. અને પછી પોતે ત્યાં જવાની ઇચ્છા કરી રાજકાજમાં પોતાના પુત્ર મદનની ગોઠવણ કરી રજા લઇ પોતે ચંદનાવતી નગરી તરફ ચાલતો થયો. બે દિવસે તે ત્યાં જઇ પહોંચ્યો. પ્રથમ એ ચંદનાવતી ઉજડ સરખી હતી અને આજ તે બહુજ સમૃદ્ધિવાળી હોવાથી અત્યંત વિસ્મય પામેલા ધૃષ્ટબુદ્ધિને પુત્ર સહિત સામે આવેલો રાજા કુલિંદ પોતાના મંદિરપર તેડી ગયો. પરસ્પર કુશળ પૂછાયા પછી ધૃષ્ટબુદ્ધિએ કહ્યું કે 'રાજા કુલિંદ! આ પુત્રનો જન્મ તમારે ત્યાં ક્યારે થયો? વધામણી પણ ન મોકલી?"

"આ મારો ઔરસપુત્ર નથી. પણ હું એક દિવસ કૌંતલકથી આશરે બે યોજન દુર જંગલમાં મૃગયા કરવા ગયો હતો. ત્યાં એક પાંચ વર્ષનો બાળક પોતાના ડાબા પગની છઠ્ઠી આંગળી કપાવાથી રોતો હતો. તેને મેં તેડી લાવી ઉછેરી મોટો કર્યો, તેજ આ ચંદ્રહાસ છે."

કુલિંદનું વચન સાંભળી ધૃષ્ટબુદ્ધિ એકદમ વિચારમાં ઉંડો ઉતરી ગયો. "શું મુનિઓનું વચન સત્ય થશે? આ કુમાર ખરેખર તેજ છે, દુષ્ટ ચંડાળોએ એના પગની છઠ્ઠી આંગળી બતાવી મને છેતર્યો. મુનિઓના કહેવા પ્રમાણે જો આ મારી સંપત્તિનો ભોગવનાર થાય તો પછી મારા મદન અને અમલ નામના બે પુત્રોનું શું થાય! અરે? હવે ઝાઝો વિચાર કરવાનો અવકાશ નથી. જે થયું તે થયું. હજુપણ એ મુનિઓના બોલવાને હું ખોટું પાડીશ." આ પ્રમાણે વિચાર કરી અંતઃકરણના મલિન નિશ્ચયને છુપાવી ઉપરથી હર્ષનાં ચિન્હો બતાવી ધૃષ્ટબુદ્ધિએ કહ્યું કે 'રાજા! તમારો જન્મ સફળ થયો. મને પણ તમારો આ પુત્ર જોઈ ઘણો આનંદ થાયછે."

આ પ્રમાણે મધ ચોપડેલ તીક્ષ્ણ અસ્ત્રા જેવું, ખડકી ઢાંકેલ ઉંડા ખાડા જેવું અને ઝેર ભેળવેલ અનાજ જેવું વચન બોલી તે વળી પણ વિચારમાં પડ્યો અને મનમાં કહેવા લાગ્યો કે "હવે મુનિઓનું વચન કેમ ખોટું પડે? આ કુમાર શી રીતે મરણ પામે? જો હું અહીં તેનો પ્રત્યક્ષ નાશ કરૂં તો તેના માણસો વિવિધ શસ્ત્રો વડે મારો નાશ કર્યા વગર રહે નહિ; માટે તેને વિષથી મારવો યોગ્ય છે." આ પ્રમાણે વિચાર કરી તેને વિષ કેવી રીતે દેવું તેની પણ મનમાં ગોઠવણ કરી શાહી, કલમ અને કાગળ મગાવી એકાંતમાં જઈ પોતાના પુત્ર મદનપર નીચે પ્રમાણે પત્ર લખ્યો."

"પુત્ર મદન! ચંદ્રહાસ મારી સંપત્તિનો ભોગનાર છે એમ ભવિષ્ય

વાદીઓએ કહ્યું છે. માટે તારે કાંઈ પણ સંકલ્પ વિકલ્પ કરવો નહિ. રૂપ, વય, કુળ, શીલ તથા પરાક્રમ એ કાંઇ પણ જોવું નહિ. તેમજ વિદ્યા, પૈસો વિગેરે કોઇપણ બાબતનો વિચાર નહિ કરતાં આ પત્ર લાવનાર ચંદ્રહાસને વિષ આપવામાં જરા પણ વિલંબ ન કરવો. કોઇપણ કારણથી મારી આજ્ઞાનો અનાદર ન થાય એવી મારી મજબુત ભલામણ છે."

ઉપરની મતલબનો કાગળ લખી ચંદ્રહાસને બોલાવી ધૃષ્ટબુદ્ધિએ કહ્યું કે "આ પત્ર લઇ તમે કૌંતલક નગરમાં મદન પાસે જાઓ. ત્યાં જરૂરી કામ પ્રસંગ છે. આ પત્ર ઉખેડી વાંચવાની તમારે કાંઇપણ જરૂર નથી. એ પત્રમાં તમારૂં હિત સમાયેલું છે. જેમ બને તેમ ઉતાવળથી ત્યાં જઇ આ પત્ર મારા પુત્ર મદનને આપજો."

ધૃષ્ટબુદ્ધિની આજ્ઞાથી ચંદ્રહાસ તૈયાર થયો. પ્રધાન ધૃષ્ટબુદ્ધિને તથા પોતાના પિતા કુલિંદને નમન કરી તે પોતાની માતા મેધાવતી પાસે રજા માગવા ગયો. મેધાવતીએ દહીં, દૂર્વા, અક્ષત વિગેરેથી તેનું પ્રયાણ મંગલ કરી આશીષ આપી અને કહ્યું કે "પુત્ર! રસ્તામાં તારૂં કલ્યાણ થાઓ. તારા મુખની નારાયણ, બાહુની જનાર્દન, વક્ષઃસ્થળની હૃષીકેશ, ઉદરની માધવ, નાભિની પદ્મનાભ, કટિની કમલપત્રાક્ષ, જંઘાની મધુસૂદન, જાનુની યજ્ઞભોક્તા, ઘુંટીની દામોદર, ચરણની સહસ્રપાત, નેત્રની સહસ્રાક્ષ તથા સમગ્ર શરીરની ત્રિવિક્રમ ભગવાન્ રક્ષા કરો. પુત્ર! યોગ્ય વહુને પરણી પાછો તરતજ આવજે."

માતાનો આશીર્વાદ લઈ ચંદ્રહાસ તેને નમન કરી ત્યાંથી ઘોડાપર બેસી પોતાના સાથીઓ સહિત ચાલતો થયો. દરવાજા બહાર નિકળતાંજ રસ્તામાં પરણેલ નવરંગથી રંગેલ નવ દંપતી તથા તરતમાં વીયાયેલ ગાયનાં તેનાં વાછડાં સહિત શુભ શુકન થયાં. વનમાં ચાલતાં કોઇએ દાડીમ આપ્યું કોઇએ ચંપાની માળા પહેરાવી અને કોઇએ ફુલના તુરા આપ્યા. આ પ્રમાણે ધીરે ધીરે તે કૌંતલક નગરના પાદરમાં આવી પહોંચ્યો. ત્યાં પાસેનું એક ક્રીડાવન જોઇ તેની અંદરના તળાવપર તે વિશ્રાંતિ લેવાની ઇચ્છાથી ગયો. ત્યાં રાજહંસો કમળની વનોમાં હંસીઓની સાથે ક્રીડા કરી રહ્યા હતા. પ્રફુલ્લિત થયેલા આંબાં અને તમાલોની શોભાથી વસંત ઋતુ સાક્ષાત્ ત્યાં આવીને વસેલ હોય તેમ જણાતું હતું કામીજનોનાં ચિત્તનું આકર્ષણ કરનાર કોકિલાઓના મધુર શબ્દો સાંભળાતા હતા. પુષ્પના ગુચ્છારૂપ સ્તનના ભારથી નમી રહેલ માલતી, જાઇ તથા જુઇ અને પુષ્પના સુગંધવાળી તથા અંદર લીન થયેલ ભ્રમરરૂપ કેતકીઓ પોતાના પતિ વસંતને પુષ્પથી વધાવતી હોય એમ જણાતું હતું. આ પ્રમાણે વસંતનો ઉત્સવ જોઈ ચંદ્રહા-

સના અંતઃકરણમાં અત્યંત આનંદ થયો. તેણે ત્યાંજ સ્નાન કરી પુષ્પોથી વિષ્ણુનું પૂજન કરી નૈવેદ્ય ધરી પોતે પણ જીમણ કર્યું. પાસેના આંબાના ઝાડને થડે ઘોડાને બાંધ્યો. નોકરોએ તેના મોઢા પાસે ત્યાંથી લઇને થોડું લીલું ઘાસ નાંખ્યું. છેવટ રસ્તાના થાકને લીધે ચંદ્રહાસ ત્યાં જરા નિદ્રાવશ થયો." "

આ વખત દૈવયોગે રાજકન્યા ચંપકમાલિની સાથે પોતાની શોભાથી રતિને પણ હસી કહાડતી પ્રધાન ધૃષ્ટબુદ્ધિની વિષયા નામની કન્યા બીજી સેંકડો કન્યાઓથી વીંટાઇ એ પ્રફુલ્લિત ઉપવનની અંદર પુષ્પો ચુંટવા માટે આવી હતી. કસુંબા રંગની ઓઢણીઓવાળી, પવનથી ઉડતા છેડાઓવાળી, અને નવીન બિલ્વ સરખાં તથા રમણીય મોતીની માળાઓથી શોભી રહેલ રતનોવડે અલંકૃત થયેલી એ સઘળી સખીઓ ઝાંઝરના શબ્દો અને તાળીઓની સાથે જાણે નૃત્ય કરતી હોય તેમ ચાલતી, ગાતી, હસતી અને પાનની પિચકારીઓ ઉડાવતી ચંદ્રહાસ સુતો હતો તે પ્રદેશમાં આવી પહોંચી. કોઇ હસ્તિની જાતની સુંદરી પુષ્પ સમૂહ જોવાની આકાંક્ષાથી આગળ ચાલવા લાગી. તેથી તેને કોઇ કન્યાએ કહ્યું કે "હસ્તિનિ! તું પુષ્પના વિલાસથી કુંજમાં એકલી ન જા. કોઇ પુરૂષ સિંહ મળશે તો મુક્તાયુક્ત તારાં સ્તનકુંભનું વિદારણ કરશે." આ પ્રમાણે પરસ્પર હસતી અને માલતી, જુઇ, જાઇ તથા મોગરા વિગેરેનાં પુષ્પોને ચુંટતી એ કન્યાઓ પુષ્પોની માળા કરી કરીને પોતાના કંઠમાં પહેરવા લાગી. આ વખત રાજકન્યા ચંપકમાલિનીએ એક દાડિમિને પુષ્પિત થએલી જોઇ વિષયાને કહ્યું કે "વિષયે! જો, આ વૃક્ષોમાં પ્રથમ પુષ્પનો પ્રાદુર્ભાવ અને ફલોદ્ગમ થાય છે પણ તારામાં તો તેથી ઉલટું જણાય છે. પ્રથમ ફળનો પ્રાદુર્ભાવ (સ્તનોદ્ગમ) અને પછી પુષ્પનો (યૌવનનો)." આ પ્રમાણે બોલતી અને પુષ્પો ચુંટવાથી થાકી રહેલી ચંપકમાલિની પુષ્પોનું ઓશીસુ કરી તેપર પોતાનું મસ્તક રાખી સુવા લાગી; એટલે વિષયા બોલી કે "બેહેન ચંપકમાલિની! આ પ્રમાણે મસ્તક પાસે પુષ્પો રાખી નિદ્રાવશ થા નહિ. રખેને પુષ્પોના સુવાસને લીધે કોઇ ભોગી (સર્પ અને કામી) આવી ચડે."

"વિષયે! તારા મુખની શોભા ચંદ્રને પણ જીતી લે તેમ છે. તારી ભક્તિથી તારા વક્ષઃસ્થલમાં રતિ અને કામદેવ એ બન્ને પ્રગટ થયેલા જણાય છે. માટે સુગંધી ચંદન અને કેસર વિગેરેથી એ બન્નેની પૂજા કરે એવો કોઇ પૂજારો શોધી કહાડ. જો, તારૂં ડાબું નેત્ર ફરકે છે. વળી સામે આંબાના વૃક્ષમાં કાગડો બોલે છે. અવશ્ય તારી ઇચ્છા પાર પડશે."

આ પ્રમાણે ચંપકમાલિનીને બોલતી સાંભળી વિષયા શરમાઇ જરા

હસી, પડી અને બોલી કે "હવે પુષ્પો ચુંટવાં બંધ કરો. સૂર્યનો તાપ બહુ લાગે છે, ચાલો હવે આપણું કમળ અને શીતળ જળવાળા તળાવમાં પ્રવેશ કરીએ."

વિષયાનાં વચનને માન આપી સઘળી કન્યાઓ મધુર સ્વરથી ગાન કરતી અને પરસ્પર કુચમંડળપર પુષ્પના દડાઓને ઉછાળતી તળાવપર પહોંચી. કન્યાઓના પગનાં ઝાંઝરના શબ્દો સાંભળી હંસો ત્યાંથી દૂર જવા લાગ્યા. કન્યાઓએ કિનારાપર વસ્ત્રો મૂકી જળમાં પ્રવેશ કર્યો. જળક્રીડા કરતાં એક બીજાની મોતીની માળાઓ ત્રુટવા લાગી. તેમની હથેળીની અરૂણુ કાન્તિથી મોતીઓ પ્રવાલ સરખાં જણાવા લાગ્યાં. કન્યાઓના મુખચંદ્રથી શોભતું તળાવ રત્નાકર કરતાં પણ વિશેષતાને પામી અનંત લક્ષ્મીઓવાળું હોય એમ જણાવા લાગ્યું, અને અંદરનો આકાશ અનંત ચંદ્રવાળો દેખાવા લાગ્યો. તેમના હાથથી ઉછળતા જળકણોથી વનદેવતાઓ મુક્તાફળો ઉછાળી ક્રીડા કરતી હોય એવો ભાસ થવા લાગ્યો. ઉડતાં જળબિંદુઓને પાછાં પડતાં જોઇ ચાતકો વરસાદની શંકાથી મુખ ફાડી ઉચું જોઇ રહેવા લાગ્યાં. આ પ્રમાણે ઘણીવાર જળક્રીડા કરી સઘળી કન્યાઓ બહાર નિકળી અને પોતપોતાનાં વસ્ત્ર તથા અલંકારો ધારણ કરવા લાગી. તેટલામાં સમુદ્રમાંથી નિકળેલી લક્ષ્મીની નજર જેમ વિષ્ણુ ઉપર પડે તેમ તળાવમાંથી નિકળેલી વિષયાની નજર ચંદ્રહાસ જે નિદ્રાવશ થઇ થોડે દૂર સુતો હતો તેનાપર પડી.

સોળ વર્ષની વયવાળા, નવી ફુટી મૂંછવાળા, ચળકતા વિશાળ લલાટવાળા અને સિંહના બાળક સમાન પરાક્રમી આકૃતિવાળા એ કુમારને થોડા સેવકોની સાથે સુતેલો જોઇ વિષયા મોહવશ બની ગઇ.

જળક્રીડાથી જરા રાતાં નેત્રોવાળી સઘળી કન્યાઓ ત્યાંથી પોતપોતાનાં ઘર તરફ ચાલવા લાગી. પણ ઘણા સાથીઓની સાથે ચાલતો કોઇ પુરૂષ ધનના ભંડારને જોઇ જેમ અટકી જાય તેમ વિષયા ત્યાંથી તેઓની સાથે નહિ ચાલતાં ત્યાંજ અટકીને ઉભી રહી. ચંદ્રહાસના ગુણોમાં લોભાયેલી વિષયાએ પોતાની દાસીને બોલાવી પોતાના બન્ને પગનાં ઝાંઝર તેને આપી પોતે હળવે હળવે પદન્યાસ કરતી ચંદ્રહાસની પાસે ગઇ. અને એક દૃષ્ટિથી તેના મુખ તથા શરીરની સાથે જોતી ઉભી. તેટલામાં તેના ખીસામાંથી અરધો બહાર નિકળી પડેલો પેલો ધૃષ્ટબુદ્ધિનો લખેલો પત્ર પોતાના જોવામાં આવ્યો, જીજ્ઞાસાથી તે તેણે કહાડી ઉખેડી વાંચી જોયો. પ્રથમ તો બધું અક્ષરશઃ લખાણ તેના જોવામાં આવ્યું પણ છેલ્લે "ચંદ્રહાસને વિષ આપવામાં જરા પણ વિલંબ ન કરવો" એ વાક્ય વાંચી તે બહુજ વિચારમાં પડી અને નિશ્ચય કર્યો કે "આવા રમણીય વરને જોઇ મારા પિતાએ હવે-

ના વેગમાં ભૂલથી આ ભયંકર ભૂલ કરેલી છે. જો તે મદનના વાંચવામાં આવે તો તે આ સુંદર પુરૂષનો અવશ્ય વધ કરે." આથી તેણે સંપૂર્ણ વિચાર કરી આંબાના લીલા ગુંદવડે પોતાની ટચલી આંગળીના નખથી તે વાક્યમાં જરા પણ ખબર ન પડે તેવી રીતે "વિષ" એ શબ્દ આગળ "યા" એ અક્ષરનો ઉમેરો કર્યો. પછી તેજ ગુંદવડે પત્રને પાછો બંધ કરી તેના ખીસામાં જેમ હતો તેમ મૂકી વિષયા ત્યાંથી પાછું વાળીવાળીને વારંવાર જોતી જોતી પોતાના ઘર તરફ ચાલતી થઇ, અને રસ્તામાં સખીઓની સાથે ભળી થઇ. સખીઓએ પૂછયું કે "ભદ્રે! તને આટલો બધો વિલંબ કેમ થયો? તારા મનમાં આટલો બધો આનંદ કેમ જણાય છે! તું વારંવાર પાછું વાળીવાળીને શા માટે જોતી આવે છે? શું કોઇ પુરૂષ સિંહ તારા જોવામાં આવ્યો? અમે ધારીએ છીએ કે તું તેનું સર્વસ્વ ચોરી લાવી અમારાથી ગુપ્ત રાખે છે."

આ પ્રમાણે ઉપહાસ કરતી તે સઘળી કન્યાએ પોતપોતાના ઘર તરફ ચાલતી થઇ. વિષયા પણ પોતાના ઘર તરફ ચાલી. રસ્તામાં વિવાહોત્સવમાં વાદિત્રોના શબ્દો તથા ગાન કરતી પુરંધીઓના શબ્દો તેના સાંભળવામાં આવ્યા. શુભ શકનોથી હર્ષ પામતી વિષયા પોતાના મહેલની સાતમી મેડીએ ચડી માર્ગ સામે જોઇ બેઠી.

### ચંદ્રહાસનું લગ્ન.

નિદ્રાવશ થયેલો ચંદ્રહાસ કેટલોક વખત ગયા પછી જાગી, જળવડે મુખશુદ્ધિ કરી ઘોડાપર સ્વાર થઇ પોતાના નોકરોની સાથે તેણે નગરમાં પ્રવેશ કર્યો. ધૃષ્ટબુદ્ધિના મંદિર પાસે આવી પહોંચતાં ઘોડાપરથી ઉતરી ધૃષ્ટબુદ્ધિનો પત્ર લઇ પોતાના આવવાના ખબર મદનને આપવા દ્વારપાળને કહ્યું. દ્વારપાળે બીજી દોઢીવાળા દ્વારપાળને ખબર આપ્યા. તેણે ત્રીજાને, ત્રીજે ચોથાને, ચોથે પાંચમાને, પાંચમે છઠ્ઠાને અને છઠ્ઠે અહારૂપ છડીને ધરનાર વિવેક નામના સાતમા દ્વારપાળને એ ખબર આપ્યા. મદનને અત્યંત પ્રિય એ દ્વારપાળે અંદર જઇ સિંહાસનપર બેઠેલ અને વિષ્ણુ ભક્તોથી વીંટાયેલ મદનને નમસ્કાર કરી કહ્યું કે "શાંત યોગી લોકો હંમેશાં જેનું ધ્યાન ધરે છે તે શ્રી મધુસૂદનનો ભક્ત ચંદ્રહાસ બહાર દ્વારપર આવેલો છે." દ્વારપાળનું વચન સાંભળતાંજ સભાસદો સહિત મદન ઘણા આદરપૂર્વક ઉઠી બહાર ગયો અને પૂરા માનની સાથે ચંદ્રહાસની સાથે ચંદ્રહાસને સભામાં લાવી ઉત્તમ આસનપર યોગ્ય સત્કાર કરી બેસાડયો. પરસ્પર કુશળ પ્રશ્ન થયા પછી મદને ચંદ્રહાસને પૂછયું કે "રાજા કુલિંદ અને તમારી માતા ખુશી છે? તમારા દેશમાં બ્રાહ્મણો વેદાભ્યાસ પરાયણ તો રહે છે? ક્ષત્રિય, વૈશ્ય

અને શુદ્ર બ્રાહ્મણોનું માન તો જાળવે છે ? અધમ અમલદારો દુઃખ આપનારા કરોથી પ્રજાને પીડતા તો નથી ! અહિં આવવાનું શું પ્રયોજન છે ? તે સવિસ્તર કહો."

"તમારા સરખા સત્પુરૂષોના સંગથી મનુષ્યોનું કુશળ થાય તેમજ ત્રિપાપિઓ નાશને પામી મોક્ષને દેનાર કૃષ્ણમાં દઢ ભક્તિ થાય, એમાં કાંઇ આશ્ચર્ય નથી. તમારા પિતાનો સંદેશો લઇ હું અહીં આવેલો છું. આ તેમણે આપેલો પત્ર તમો એકાંતમાં વાંચો. તે ઘણા ખાનગી કામનો છે એમ તેમનું કહેવું હતું. તેમાં શું છે ? તે હું જાણતો નથી."

"એકાંતમાં જઇ વાંચવાની શી જરૂર છે ! ક્યાં છે ? એ પત્ર. હું સઘળા સભાસદો સાંભળે તેમજ વાંચીશ." આ પ્રમાણે કહી મદને તે પત્ર લઇ સભાસદોના સાંભળતાં વાંચ્યો. રૂપ, કુળ, શૌર્ય, કે વિદ્યા વિગેરે કાંઇ પણ નહિ જોતાં આ પત્ર લાવનારને વિષયા એકદમ આપવી. આ પ્રમાણે તે પત્રની મતલબ હોવાથી અત્યંત હર્ષ પામેલો મદન બોલ્યો કે "આજ મારા પિતાએ અમારા વંશને તથા સઘળા બાંધવોને પાવન કર્યા. મારા ઘણા દહાડાનો વિચાર આજ પાર પડયો"

આપણે આગળ વાંચી ગયા છીએ કે વિષયા પોતાના ભવિષ્ય પતિનું ચિંતવન કરતી અને રાહ જોતી બેઠી હતી. તે ચંદ્રહાસને ત્યાં આવેલા જાણી તેને વારંવાર પોતાના મહેલપરથી જોવા લાગી અને ધ્યાન ધરી પાર્વતીની સ્તુતિ કરવા લાગી કે, "દેવિ દાક્ષાયણિ ! હું તમને નમન કરૂં છું. મને એજ પતિ આપજો. હું ભાદ્રપદ માસની કૃષ્ણ પક્ષની ત્રીજની રાત્રિમાં ધુપ, દીપ, પુષ્પો અને નૈવેદ્ય વિગેરેથી તમારૂં પૂજન કરી જાગરણ કરીશ. મદનના મુખમાંથી નિકળેલી વાણી વેદની પેઠે સત્ય નિવડો."

વિષયા આ પ્રમાણે વિચાર અને ધ્યાન કરતી હતી તેટલામાં તેની કોઇ સખીએ આવી કહ્યું કે " સખિ ! શું વિચારમાં પડીછે ? કાંઇ મનોરથ પૂરો થયો કે શું ? ચમ્પકમાલિનીએ હસતાં હસતાં જે કહ્યું હતું તે શું ખરૂં નિવડશું ? "

આ પ્રમાણે સખીનું વચન સાંભળી વિષયા વિશેષ હર્ષમાં આવી નીચું જોઇ પગના અંગુઠાવડે પૃથ્વી ખોતરવા લાગી.

મદને બોલાવી પૂછવાથી જ્યોતિષીઓએ પણ એ બન્નેના ત્રીજા અને અગ્યારમા સ્થાનના અધિપતિ શુક્ર બૃહસ્પતિને જોઇ તે દિવસેજ સર્વે દોષથી વર્જિત ગોધુલિક લગ્ન ઠરાવ્યું હતું. તેથી અત્યંત આનંદમાં આવેલ મદને, પોતાના ઘરનું કામકાજ કરનારી પતિવ્રતા સુંદરીઓને, જળના કળશોવડે નવરાવી ઉત્તમ વસ્ત્રો પહેરાવી ચાંદ્રહાસ તથા વિષયાને તૈયાર કરવાની

આજ્ઞા આપી. નાહી ધોઇ તૈયાર થયેલ વર કન્યાને મંડપમાં પધરાવવામાં આવ્યાં. પોતાની તારકાક્ષી નામની સ્ત્રી સહિત મદને ચંદ્રહાસના ચરણનું પ્રક્ષાલન કર્યું. આ વખત ચંદ્રહાસને તેનું ગોત્ર, પિતા તથા પિતામહ વિગેરેનાં નામ પૂછતાં તેણે કહ્યું કે "વિષ્ણુ એજ મારૂં ગોત્ર, એજ મારો પિતા, એજ મારો પિતામહ અને એજ મારો પ્રપિતામહ છે. મહારાજા કુલિંદ મારૂં પોષણ કરનાર પિતા છે. ચંદ્રહાસના વચનથી સંતુષ્ટ થઇ મદને કન્યા દાન આપ્યું અને કહ્યું કે "આથી સાક્ષાત્ લક્ષ્મીપતિ સંતુષ્ટ થજો." પછી તે દંપતીએ હાથ જોડી વેદીના પાસે આવી, ધુપથી અગ્નિને તૃપ્ત કરી, સપ્તપદીની ક્રિયા કરી અને પત્રફલ વિગેરે હાથમાં લઈ બ્રાહ્મણોને નમન કર્યું. બ્રાહ્મણોએ આશીર્વાદ આપ્યા અને મદને ઘણા ઘણા અલંકારો, ઘણું ઘણું દૂધ આપનારી ગાયો તથા ભેંસો, મુક્તાફલો, વિવિધ વસ્ત્રો, અગરૂ, કર્પુર તથા ચંદન વિગેરે પહેરામણીમાં આપી સઘળાઓના સાંભળતાં કહ્યું કે "હવે આ મારૂં મસ્તક પણ આ અમારા જમાઇ ચંદ્રહાસને માટેજ છે. પછી વિવાહનું સઘળું કાર્ય સંપૂર્ણ કરી તેણે ગાલવ વિગેરે સઘળા બ્રાહ્મણોને બીજે દિવસ પ્રાતઃકાળમાં વહેલા પધારવાનું કહી તેમની યથાશક્તિ પૂજા કરવાનું જાહેર કર્યું. બ્રાહ્મણો વિસર્જન થયા અને ચંદ્રહાસ ભોજન કરવા ઉઠયો.

બીજે દિવસે મોટે પરોઢિયે ઉઠી મદને સેવકોને આજ્ઞા કરી મંડપની વિચિત્ર શોભા કરાવી. સૂર્યોદય થયો એટલે ચંદ્રહાસ તથા વિષયાને નવરાવી ઉત્તમ અલંકારો પહેરાવી સ્ત્રીઓ ગીતો ગાતી મંડપમાં વેદી પાસે તેઓને તેડી લાવી. વેદ અને શાસ્ત્રના પારને પામેલા બ્રાહ્મણો આવી પહોંચ્યાં. વર અને વધુને માટે સ્વસ્તિવાચન થયું. ભાટ, ચારણો, નર્તકીઓ તથા ત્યાં હાજર થયેલા બીજા ઇંદ્રજાળ જાણનારા ખેલાડીઓને પણ મદને ધનથી સંતુષ્ટ કર્યા. ત્યાં કોઇ પણ તે વખત સતૃષ્ણ રહ્યું નહિ.

ચંદનાવતી નગરીમાં પ્રધાન ધૃષ્ટબુદ્ધિએ રાજા કુલિંદને કેદ કર્યો. પ્રજાને ગળે પથરો બાંધી પાણીમાં ડુબાવી મારી નાખવાનો તથા સળગતા અગ્નિમાં નાખવાનો ભય બતાવી દંડ કર્યો, અને કુલિંદને કહ્યું કે "મૂઢ! ચંદ્રહાસના આશ્રયથી ધન પામી ગર્વિત બની ગયો? શિવ મંદિરો, વિષ્ણુ મંદિરો, આશ્રયસ્થાનો અને જળાશયો બંધાવી મોટું ખર્ચ કરવા માંડયું! ખરેખર તેં ધનના ગર્વથી અમારા ધનમાં હાનિ કરી. આટલા દિવસ તે ખર્ચ બિલકુલ હતુંજ નહિ. ક્યાં ગયા? તે સઘળું ધન ખાઇ જનારા કાર્યગરો અને બ્રાહ્મણો. વળી જે દ્રવ્ય મોકલવામાં આવ્યું તેની સાથે ચોતે નહિ આવતાં ફક્ત નોકરોનેજ મોકલ્યા."

આ પ્રમાણે ધણી તરફથી રાજા કુલિંદનો તિરસ્કાર કરી પોતાના લોભ લાલના સેવકને તે રાજ્યનો સઘળો અધિકાર આપી પોતે મોટા હર્ષથી ઘણું ધન લઇ કૌંતલક નગર તરફ ચાલવાની તૈયારી કરી. ચંદ્રહાસ અને મદનને યાદ કરી કરીને તે મનમાં કહેવા લાગ્યો કે "ચંદ્રહાસને ત્યાં ગયે આજ ત્રીજો દિવસ છે. પહેલે દિવસે તે નગરમાં પહોંચ્યો હશે અને બીજે દિવસે મદને સાયંકાળે તેને ઝેર આપ્યું હશે. ઠીક, બહુ સારૂં. હું હવે કૃતકૃત્ય થયો. હવે હું ત્યાં એક પહોરમાંજ જઇ પહોંચું." આ પ્રમાણે વિચાર કરી ત્રણસો મચ્છીમાર લોકોને બોલાવી તેમના હાથથી પાલખી ઉપડાવી પોતે તેમાં બેઠો અને રવાના થયો. રસ્તે ચાલતાં હાથમાં એક જબરો દંડ લઇ વારંવાર તે તેઓને મારવા લાગ્યો અને "તુરત ચાલો, તુરત ચાલો" એમ કહેવા લાગ્યો. બિચારા મચ્છીમાર કહેવા લાગ્યા કે 'તમો અમને મારો નહિ. અમો ઝટ ચાલીએ છીએ. તમો બહુત્ર રાજાના વંશમાં તો ઉત્પન્ન થયા નથી? અમે કાંઇ મુનિઓ નથી કે અમારામાં તમને સર્પ બનાવી મૂકવાની શક્તિ હોય."

આ પ્રમાણે બોલતા તે મચ્છીમારો અનુકૂળ પવનને લીધે વહાણ જેમ સપાટાબંધ ચાલે તેમ ઘણી ઉતાવળથી ચાલવા લાગ્યા. ધૃષ્ટબુદ્ધિની પાલખી પર કાગડાઓ પરાણે પરાણે બેસવા લાગ્યા. તેની પાંખો, નખો અને ચાંચો પાલખી સાથે અથડાવા લાગી; રસ્તે ચાલતાં એક સર્પ તેને સામે મળ્યો. તે પોતાની ફણાઓવડે આકાશને ચાટતો હોય તેમ ઉંચો થઇ ધૃષ્ટબુદ્ધિની સામે જોઇ મનુષ્ય વાણીથી બોલ્યો કે "હું હમેશાં ધનથી ભરેલા તારા સુવર્ણના ઘડાઓનું રક્ષણ કરતો હતો અને ત્યાંજ રહેતો હતો. પણ હાલમાં તમારા પુત્ર મદને મારૂં રહેવાનું સ્થાન ટાળી દીધું. હવે હું રજા લઉં છું. તારૂં કલ્યાણ થાઓ. ખેદ કરીશ નહિ." આ પ્રમાણે બોલી તે સર્પ પાતાળમાં પેઠો. ધૃષ્ટબુદ્ધિ તેના બોલવાનો ખરો અભિપ્રાય સમજી શક્યો નહિ. પણ ત્યાં પહોંચવાની ઉતાવળથી પાલખીમાં ઉભો થઇ થઇ હોઠે હોઠને અને દાંતે દાંતને ડસતો મચ્છિમાર લોકોને દંડના દઢ પ્રહાર કરવા લાગ્યો અને કહેવા લાગ્યો કે "તમો ઉતાવળા ચાલતા નથી માટે ગામમાં જઇ હું તમારા પગ કાપી નાખીશ." આ પ્રમાણે એક પ્રહરમાંજ તે કૌંતલક નગર પાસે જઇ પહોંચ્યો. પુત્રે કામ કરી નાંખ્યું હશે એમ વિચાર કરવા લાગ્યો પણ તેટલામાં વાદિત્રોના શબ્દો તેને કાને પડ્યા. તે પાદરમાંથીજ પાલખીમાંથી ઉતરી પડ્યો અને ઉતાવળો ઉતાવળો પગે પાળોજ ઘર તરફ ચાલ્યો.

અલંકારોથી સંતુષ્ટ થયેલા ભાટ ચારણો સામે મળ્યા. તેઓ "ચંદ્રહાસ

અને ભૂમિદાન દેનાર તમારા પુત્ર મદનનું બ્રહ્માના જેટલું આયુષ્ય થાઓ." એમ બોલી કહેવા લાગ્યા કે 'વિદ્વાન અને વિચારવંત તમારા પુત્ર મદને વિવાહનું ઉત્તમ કાર્ય ઘણી સારી રીતે સમાપ્ત કર્યું છે."

"અરે દુષ્ટો! દૂર થાઓ નહિતો માર્યા જશો. એ શું બોલોછો?" આ પ્રમાણે તે તેઓને કહેતો હતો તેટલામાં ચંદન, પુષ્પ અને વસ્ત્રાલંકારોથી પૂજેલા બ્રાહ્મણો પણ સામે આવી કહેવા લાગ્યા કે "ધૃષ્ટબુદ્ધિ! તમારૂં કલ્યાણ થાઓ. તમોએ કીર્તિ ઉપજાવનારૂં કૃત્ય કર્યું હવે તમારો રમણીય ભાગ્યોદય જણાય છે. વાહ ચંદ્રહાસ સરખો વર અને વિષયા જેવી કન્યા, ઉત્તમ જોડું,"

"બ્રાહ્મણોનું વચન સાંભળી સમુદ્રમાં જેમ વડવાનલ સળગે તેમ ધૃષ્ટબુદ્ધિ મનમાં ને મનમાં બળી ગયો. અને દંડ ઉગામી "મારા આગળથી ક્યાં જશો?" એમ કહી તે તેઓની પાછળ દોડયો. બ્રાહ્મણો નાસવા લાગ્યા. તેમના વસ્ત્રાલંકારો પડી જવા લાગ્યા. કેશ ઉડવા લાગ્યા, જનોઇઓ નિકળી પડી જવા લાગી અને શ્વાસોશ્વાસ ભરાઇ આવ્યા. આ પ્રમાણે ધામધુમ ચાલી રહી છે તેટલામાં ધૃષ્ટબુદ્ધિને ગવૈયાઓ સામા મળ્યા. તેઓએ પણ "ચંદ્રહાસનું કલ્યાણ થાઓ અને તે રાજ્યનો ધણી થાઓ." એમ કહ્યું. તેથી તેણે તેમની સારંગી, તબલાં, ઢોલક અને વાંસળીઓ વિગેરે ભાંગી નાખ્યાં.

"આ પ્રમાણે અનેક અનર્થો ઉપજાવતો દુષ્ટ ધૃષ્ટબુદ્ધિ પોતાના મંદિરના દ્વાર પાસે આવી પહોંચ્યો. ત્યાં વિચિત્ર રંગોવાળાં ચિત્રો તેના જોવામાં આવ્યાં અને તેટલામાં અધુરામાં પૂરૂં ચંપક સમાન સુકોમળ અંગવાળી તથા કેસરી ચંદનના લેપનવાળી કેટલીએક સુંદરીઓ હાથમાં કર્પુરના દીવાના થાળ લઇ તેને વધાવવા માટે આવી. ધૃષ્ટબુદ્ધિએ તેઓને પૂછ્યું કે "મદન શું કમાઇ આવ્યો છે કે આટલો બધો ઉત્સવ થઇ રહ્યો છે?"

"તમારા કુળનું હિત કરનાર ચંદ્રહાસ ને મદન કમાયા છે?"

"શું તેણે ચંદ્રહાસને ધન દીધું?"

"મદને તેને તમારી પુત્રી વિષયા પરણાવી અને ધન પણ આપ્યું."

"સ્ત્રીઓનાં વચનરૂપી શલ્યોથી તેનાં ગાત્રો ભેદાઇ ગયાં. ક્રોધથી લાલ ચોળ આંખો કરી ધૃષ્ટબુદ્ધિ સાતમી દોઢી સુધી આવી પહોંચ્યો. અદંડરૂપ લાકડીવાળો વિવેક નામનો દ્વારપાળ ભયને લીધે ત્યાંથી નાસી ગયો. આંગણાની અંદર છેડાછેડી બાંધી બેઠેલ ચંદ્રહાસ અને વિષયાને જોઇ તેને પરસેવા વળી ગયો. શરીર કંપાયમાન થઈ ગયું. મોઢાપરનું સઘળું તેજ

ઉઠી ગયું. તે મનમાં કહેવા લાગ્યો કે "અરે, મારા પુત્ર મદને આ શું કર્યું ? શું તેણે મારો ગુપ્ત પત્ર જોયોજ નહીં હોય ?" ધૃષ્ટબુદ્ધિ આ પ્રમાણે વિચાર કરે છે તેટલામાં ચંદ્રહાસની નજર તે પર પડી. એટલે તે વિષયા સહિત ઉઠયો અને બાલમૃગ જેમ સિંહને તેમ તેણે તેને પ્રણામ કર્યા. ધૃષ્ટબુદ્ધિએ વાણીથી પણ તેને અભિનંદન આપ્યું નહિ. મદન પણ તેટલામાં ત્યાં આવી પહોંચી તેનાં ચરણમાં પ્રણામ કર્યા. ધૃષ્ટબુદ્ધિએ તેને કહ્યું કે "અરે દુરાત્મા ! બોલ, આ તે શું કર્યું ? હું સમજી શકતો નથી."

"પિતાજી ! તમારો પત્ર જોઈ આ રાજકુમાર ચંદ્રહાસને મેં મારી બ્હેન વિષયા તથા ગાયો, વસ્ત્રો, અલંકારો તથા સુવર્ણ એ સઘળું આપ્યું છે. આપ મારાપર શામાટે ક્રોધ કરોછો ? મેં કાંઈ ન્યુનતાતો નથી રાખી ? જુવો, ભંડાર તો સઘળો ખાલી કરી નાખ્યો છે. જુદા જુદા દેશમાંથી આવેલા બ્રાહ્મણો અને યાચકોને સઘળું ધન આપી દીધું છે."

"પુત્રનું વચન સાંભળી પાપી ધૃષ્ટબુદ્ધિ માથું હલાવી હાથે હાથ ભીંસી નિસાસો મૂકી બોલ્યો કે "જા, હવે ભયંકર જંગલમાં જઈ મૃગચર્મ ધારણ કરી ભિક્ષા માગ."

"તાત ! એમાં શું આશ્ચર્ય છે ? પવિત્ર કીર્તિવાળા રામ પિતાના વચનથી વનમાં ગયા હતા તેમ હું પણ આપના વચનથી વનમાં જવા તૈયાર છું. પણ કહો કે મેં વિવાહમાં શું ન્યુનતા રાખી છે ? રાજા કુલિંદ અને તેની સ્ત્રીને વિવાહ પ્રસંગે ન બોલાવ્યાં એ જો તમે મારો અપરાધ ગણતા હો તો એમાં કાંઇ મારો દોષ નથી. પત્રમાં ઘણીજ ઉતાવળ કરેલી હતી. ઘણી ટુંકી મુદતમાં તેમને કેમ બોલાવી શકાય ? એ સિવાય વિષયાના વિવાહમાં મેં કંઇપણ ન્યુનતા રાખી નથી. કૃષ્ણના ભક્ત કુમાર ચંદ્રહાસને મેં હાથી તથા ઘોડાઓ આપવાની સાથે મારૂં મસ્તક પણ તેનેજ અર્પણ કરેલું છે."

"તું મને મુખ ના બતાવ. અહીંથી દૂર થા. કાગળ લાવ, જો તેમાં શું છે?" મદને કાગળ આપ્યો. ધૃષ્ટબુદ્ધિએ તે વાંચ્યો અને વિધાતાના લેખને માટે તે આશ્ચર્ય પામ્યો."

## ખાડો ખોદે તે પડે—અપકાર અને ઉપકાર.

"વિવાહ થયો. પુત્રના વાંચવામાં ભૂલ નથી. વિષયાનો વિવાહ તો કુમળ દૈવેજ કરી આપ્યો. અહો ! અત્યંત વિપરીત થયું. જેને મારી નાખવાનો હતો તેની સાથે મારીજ કન્યાનો વિવાહ થયો ? શું કરવું ? કોની સલાહ લેવી ? પુત્રે પાયમાલી કરી દીધી. ચંદ્રહાસ જો કુશળ રહેશે તો અવશ્ય મારા કુળનો વિનાશ થશે. ગમે તેમ થાઓ. ભલે વિષયાને વૈધવ્ય

પ્રાપ્ત થાય. મારે મુનિઓનું વચન ખોટુંજ કરવું." આ પ્રમાણે ધૃષ્ટબુદ્ધિના વિચારો વૃદ્ધિ પામતા ગયા. તેણે તેને મારી નાખવાનોજ નિશ્ચય કર્યો. અ- દ્ભુત વિચાર ગોઠવી તેણે ચંડાલોને બોલાવ્યા અને હુકમ કર્યો કે "નગરથી બહારના ઉપવનમાં ચંડિકાનું મંદિર છે ત્યાં જઇ છાની રીતે હાથમાં ઉઘાડી તરવારો રાખી તૈયાર રહો. સાંજ પડતાં ત્યાં જે કોઇ આવે તેને તમારે કંઇપણ વિચાર કર્યા સિવાય એકદમ મારી નાખવો. પ્રથમ જેમ તમે અને છેતર્યો હતો તેમ આ વખત કરવો નહિ. કાર્યની સિદ્ધિ થયે હું તમને મારી અર્ધ સંપત્તિ આપીશ."

"ધૃષ્ટબુદ્ધિના હુકમ પ્રમાણે ચંડાલો વેષ બદલ કરી સંધ્યાકાળ પહેલાં ચંડિકાના મંદિરમાં જઇ તૈયાર થઈ ઉભા રહ્યા. કપટી ધૃષ્ટબુદ્ધિએ ચંદ્રહા- સને પાસે બોલાવી મધુર શબ્દોથી કહ્યું કે "બુદ્ધિમાન ચંદ્રહાસ! મારૂં વ- ચન સાંભળો, અહીંના ઉપવનમાં અમારી કુળદેવી છે તેને વિવાહની સ- માપ્તિમાં તમારે નમસ્કાર કરવા જવું જોઇએ. કુળ રીવાજ પ્રમાણે સાયંસંધ્યા કરી ચંદન પુષ્પ લઇ તમારે એકલાએજ ત્યાં જવું."

ચંદ્રહાસ સરલબુદ્ધિ હતો. ધૃષ્ટબુદ્ધિનું કપટ તે ક્યાંથી સમજે ? તે તો સંધ્યા વંદન કરી ચંડિકાના મંદિર પ્રત્યે જવા તૈયાર થયો."

"આ વખત એ કૌતલક દેશના રાજાએ પોતાના પુરોહિત ગાલવ મુ- નિને પાસે બોલાવી કહ્યું કે "સ્વામિન્! હવે આ પૃથ્વીલોકનું રાજ્ય કર- વામાં મને જરા પણ સુખ લાગતું નથી, મારા શરીરની છાયાને હું મસ્તક વગરની દેખું છું. મને નિશ્ચય થાય છે કે મારા મરણનો સમય સમીપમાં આ- વ્યો છે. મારા અંતઃકરણની શાંતિને માટે આપ મને અરિષ્ટાધ્યાય સંભળાવો."

"મહારાજ! યોગીંદ્ર દત્તાત્રેયે જે અરિષ્ટાધ્યાય અલર્કને સંભળાવ્યો હતો તે હું તમને કહી સંભળાવું છું. અરિષ્ટો જોવાથી યોગી પુરૂષો પો- તાના મૃત્યુને જાણી શકેછે. જે પુરૂષ આકાશ માર્ગમાં ધ્રુવ, શુક્ર તથા અ- રૂંધતીના તારાને અને ચંદ્રની છાયાને નથી દેખતો તે એક વર્ષ ઉપરાંત જીવતો નથી. ચંદ્ર તથા સૂર્યને કિરણો વગરના અને પ્રજ્વલિત અગ્નિને જ્વાળા વગરનો જોનાર મનુષ્ય અગિયાર માસની અંદર મરણ પામેછે. ઢ- ફોને સુવર્ણ સરખા રંગવાળાં જોનાર નવ માસ જીવેછે. જેનો સ્વભાવ અ- કસ્માત્ બદલી જાય તથા જે અકસ્માત્ પુષ્ટ અથવા દુબળો થઇ જાય તે આઠ માસ ઉપરાંત જીવી શકતો નથી. ધુળ અથવા ગારામાં જેના પગલામાં પેની અને કુણામાં જૂદા જૂદા ભાગ માલુમ પડે તે સાત માસ સુધીજ જીવે છે. હોલો, ગીધ, ઘુવડ, કાગડો કે બીજું કોઇ માંસ ભક્ષક પક્ષી જેના મસ્તકપર આવી બેસે તેનું આયુષ્ય છ માસનું જાણવું. જેનાપર કાગડાઓ

ધુળ નાખે તથા જેના સ્તનની ચામડી ફરકયા કરેછે તે પાંચ માસમાંજ મૃત્યુ પામેછે પોતાની છાયાને જૂદીજ તરેહના જોનાર ચાર માસની અંદર પોતાના જીવનો નાશ કરેછે. વાદળાંઓ વગર દક્ષિણ દિશામાં વીજળી અથવા લાલ ઇંદ્ર ધનુષને જોનાર મનુષ્યનું એ ત્રણ માસ સુધીજ જીવતું સમજવું. જે ઘી, તેલ, અરીસા અથવા જળમાં પોતાના પ્રતિબિંબને મસ્તક વગરનું દેખે તથા જેના શરીરમાંથી હાડકાં તથા મુડદાં જેવી ગંધ આવે તે એક પૂરૂં પખવાડીયું પણ જીવી શકતો નથી. સ્નાન કર્યા પછી તરતજ જેનું વક્ષઃસ્થળ પોતાની મેળે સૂકાઇ જાય તથા જળ પીવા વખત જેને શોષ પડે તે દશ દિવસ સુધીજ જીવેછે. સ્વપ્નની અંદર જે રીંછ અને વાનરપર બેસી ગાતો ગાતો દક્ષિણ દિશામાં જતો હોય તે તરતમાંજ મરણ પામેછે. રાતાં અને કાળાં લુગડાંવાળી, ગાતી તથા હસતી સ્ત્રી જેને સ્વપ્નમાં દક્ષિણ દિશા તરફ લઇ જતી હોય તે પણ જીવતો નથી. જે સ્વપ્નમાં પોતાને નગ્ન, મુંડો તથા હસતો જુવે અથવા કાદવમાં ખુંચીને અદૃશ્ય થાય તે પણ તરતમાંજ મરણ પામે છે. જેનું મસ્તક, ભંડાર તથા રથશાળા સ્વપ્નમાં બળી જતાં દેખાય તે પણ દશ દિવસમાંજ મૃત્યુ પામે છે, અતિ ઉગ્ર ભયંકર અને ઉગામેલ હથિઆરવાળા પુરૂષોથી સ્વપ્નમાં પથરા વિગેરેના પ્રહારોને પામનાર, અન્યના નેત્રમાં પોતાના પ્રતિબિંબને નહિ જોનાર તથા કાનના છિદ્રોને ઢાંકતાં અંદરના ઘુઘવાટને નહિ સાંભળનાર પણ તરતમાંજ યમપુરીનો પરોણો થાયછે. તેમજ દેવતા, બ્રાહ્મણ ગુરૂ અને વેદોની નિંદા કરનાર તથા માતા, પિતા, જમાઇ અને બીજા પણ મહાત્માઓનો તિરસ્કાર કરનાર પણ તરતમાંજ મૃત્યુ પામેછે."

"રાજન્! જ્યારે આ પ્રમાણે અરિષ્ટો જોવામાં આવે ત્યારે યોગીએ તેમ દરેક સમજુ પુરૂષે સ્થિર આસને બેસી ઇશ્વરના ધ્યાનમાંજ નિમગ્ન થવું. "મારે હજુ આ કામ કરવાનું છે, આ બાબતને હજી જાણી નથી." આ પ્રમાણે જેને તૃષ્ણા નથી મટતી તેનું ભલે હજારો કલ્પોનું આયુષ્ય હોય તોપણ તેને ઇશ્વરી જ્ઞાન પ્રાપ્ત થતું નથી. માટે સમજુ પુરૂષે તેવી તૃષ્ણા છોડી દઇ નિઃસંગ, નિરાહાર તથા જિતેંદ્રિય બની મનને ઇશ્વરના ધ્યાનમાંજ જોડવું."

"ગાલવ મુનિનો ઉપદેશ સાંભળીને તે રાજાએ, સર્પ જેમ જીર્ણ થએલ કાંચળી છોડવાનો વિચાર કરે તેમ પોતાના રાજ્યનો ત્યાગ કરવાનો વિચાર કર્યો. તેથી તેણે ત્યાં આવેલ મદનને બોલાવી કહ્યું કે "મદન! તારા બનેવી ચંદ્રહાસને અહીં બોલાવી લાવ. હું તેને રાજ્ય સોંપી અહીંથી નિકળી જવા ધારૂંછું." રાજાના હુકમથી બહુ સારૂં એમ કહી મદન

રસ્તે ચાલ્યો આવેછે તેટલામાં પવિત્ર વસ્ત્રો ધારણ કરનાર, પુષ્પ, કપુર, કસ્તુરી અને ચંદન વિગેરે પૂજન દ્રવ્યોથી યુક્ત ચંદ્રહાસ દૂરથી ચાલ્યો આવતો મદનના જોવામાં આવ્યો. તેણે તેને કહ્યું કે "તમે આ પ્રમાણે ઉતાવળા ઉતાવળા ક્યાં જાઓછો ?"

"તમારા પિતાની પ્રેરણાથી આ નગરની બહાર ચંડિકા દેવીનું પૂજન કરવા જાઉંછું."

"એ ચંદન પુષ્પ વિગેરે સઘળું મને આપો. તમારી વતી હું પૂજા કરવા જઇશ. તમે તરત રાજા પાસે જાઓ. જરૂરના કામસર તે તમને બોલાવે છે."

"મદને ચંદ્રહાસને આ પ્રમાણે કહી તેમના હાથમાંથી પૂજાનો સામાન લઇ ચંદ્રહાસને પોતાના ઘોડાપર બેસારી પોતાના ચાકરોને તેની સાથે મોકલ્યા અને પોતે એકલોજ ચંડિકાના મંદિર તરફ ચાલતો થયો. ચંદ્રહાસ રાજા પાસે પહોંચી તેને નમન કરી ઉભો રહ્યો. ચંદ્રહાસને પાસે આવેલો જોઇ રાજાએ મુનિ ગાલવને કહ્યું કે "મુનીંદ્ર ! હું હવે આ રાજ્યનો ત્યાગ કરી વનમાં જાઉંછું, આ સઘળું રાજ્ય આ વિષ્ણુ ભક્ત ચંદ્રહાસને અર્પણ કરૂંછું." આ પ્રમાણે કહી મુનિ ગાલવની સંમતિ મેળવી તેણે ચંદ્રહાસને પોતાની ચંપકમાલિની નામની પુત્રી તથા સમગ્ર રાજ્ય સોંપી દીધું. પછી રાજા પોતે ઉંચી ભુજાઓ રાખી, માટીનાં ઢેફાંઓથી તે સુવર્ણ સુધી સમગ્ર પદાર્થોને સમાન દૃષ્ટિથી જોતો વનમાં ચાલી નિકળ્યો. મોક્ષરૂપ યોગસંપત્તિને પામેલો તે દેવ, અસુર અને મનુષ્યો સહિત આ સકળ જગતને મિથ્યા, ગુણમય, પાશવડે બંધાયેલું અને બંધાતું, "આ મારો ભાઇ, આ મારા પુત્રો, આ મારા પૌત્રો;" એવી તાણ ખેંચમાં દુઃખ પામતું તથા અજ્ઞાનરૂપ ગારાના ખાડામાં ખુંચી ગયેલ માનવા લાગ્યો. અને પોતાને તેથી દૂર થયેલો જોઇ આનંદ પામવા લાગ્યો."

"રાજા ત્યાંથી ચાલી નિકળ્યા પછી મુનિ ગાલવે ચંદ્રહાસને સિંહાસનપર બેસાડી રાજ્યાભિષેક કર્યો અને ચંપકમાલિનીને પણ તેની સાથે ગાંધર્વ લગ્નથી પરણાવી દીધી. આ વખત સૂર્ય લગભગ અસ્તાચલમાં પ્રવેશ કરવાની તૈયારી કરતો હતો. તેટલામાં મદન પણ લગભગ ચંડિકાના મંદિર પાસે પહોંચવા આવ્યો. રસ્તામાં તેના હાથમાંથી ચંદન અને પુષ્પનું પાત્ર નીચે પડી ગયું, નેત્ર તથા મુખમાંથી રૂધિર નિકળવા લાગ્યું તથા ભયંકર શબ્દ કરતું ઘુવડ પક્ષી તેના મસ્તકપર આવીને રોતે થતાં સઘળાં અપશુકનોને જરા પણ નહિ ગણકારતાં મદન ચંદ્રહાસનાજ કલ્યાણનું ચિંતન કરતો ચંડિકાના મંદિરના દ્વાર પાસે પહોંચ્યો. કમાડ ઉઘાડી અંદર

પ્રવેશ કરવાની તૈયારી કરેછે તેટલામાં મંદિરમાં પ્રથમથી છુપી રહેલા ચાંડાલો તેનાં પગલાંનો ધમકારો સાંભળી તરત સાવધ થયા અને અંદર અંદર ધીમેથી પણ સંભ્રમને લીધે ઉતાવળથી કહેવા લાગ્યા કે "અરે, દ્વિજઘ્ન ? ધેનુઘ્ન ! શિશુઘ્ન ! નરઘ્ન ! જેની આપણે વાટ જોઇ બેઠા છીએ તે આવી પહોંચેલો જણાય છે. સંભાળજો, આપણા નામને બટ્ટો ન લાગે. કુલધર્મને છોડવો નહિ."

આ પ્રમાણે તેઓ વાતો કરેછે તેટલામાં જેવો મદને દેવીના મંદિરમાં પ્રવેશ કર્યો કે એકદમ તે ચાંડાલો ત્રિશૂળ ખડ્ગ, અને પટ્ટિશ વિગેરેથી તેનાપર તૂટી પડયા."

"પોતાપર તે ચંડીએજ કોપ કર્યો છે એમ સમજીને મદન બોલ્યો કે "ચંડિકે ! વૈષ્ણવિ ! હું શુંભ, નિશુંભ કે રક્તબીજ દૈત્ય નથી. માતા ! તેં મને ત્રિશૂળથી કેમ વીંધ્યો ? હું હવે જીવતને માટે તારી પ્રાર્થના કરતો નથી. પરંતુ વિવાહ વખતે હું બોલ્યો હતો કે "આ મારૂં મસ્તક પણ ચંદ્રહાસને માટે છે" તેની તું સાક્ષી રહેજે. હું હવે પોતાને તે ઋણથી મુક્ત થયેલોજ માનુંછું.

"આ પ્રમાણે બોલતો અને "હે માધવ" એ પ્રમાણે ઉચ્ચાર કરતા મંત્રિપુત્ર મદને પ્રાણત્યાગ કર્યો. અને અંદર છુપી રહેલા ચંડાલોએ પણ ઉતાવળા ઉતાવળા જઈ ધૃષ્ટબુદ્ધિને પોતે કરેલા કોઇ પુરૂષ વધની હકીકત કહી દેખાડી."

"રાજ્ય અને ચંપકમાલિનીને પામેલો ચંદ્રહાસ, રાત્રિ પડતાં ઉત્તમ હાથીપર બેસી સ્વારી કહાડી ધૃષ્ટબુદ્ધિને નમન કરવા ચાલ્યો. ચંપકમાલિની સહિત પાસે આવેલા ચંદ્રહાસને જોઈ ધૃષ્ટબુદ્ધિ વિસ્મય પામ્યો અને બોલ્યો કે "અરે, તમે અમારા ગોત્રની સ્થિતિને તોડી ચંડિકાના મંદિર પ્રત્યે ન ગયા કે ?"

"સ્વામિન્ ! પુષ્પ ચંદનનું પાત્ર લઇ હું મંદિર તરફ ચાલ્યો જતો હતો તેટલામાં રાજાની આજ્ઞાથી મદને મને ત્યાં જતો અટકાવી રાજા પાસે મોકલી આપ્યો. અને મારા બદલામાં તે પોતેજ દેવીના મંદિર તરફ રવાના થયા."

"મર્મને ભેદનાર ચંદ્રહાસનું એ કઠોર વચન સાંભળી ધૃષ્ટબુદ્ધિ એકદમ ભેવાઇ ગયો અને તરતજ પોતે પણ દેવીના મંદિર તરફ ચાલતો થયો. રસ્તામાં છુટે કેશે હાથ ઉંચા કરી કરીને વિલાપ કરવા લાગ્યો કે "ખાડો ખોદે તે પડે." એ કહેવત ખરેખર સાચી છે. માટે સર્વદા સર્વ પ્રયત્નવડે પ્રાણીમાત્રનું હિત કરવામાંજ સર્વ કોઇએ તત્પર રહેવું. આ પ્રમાણે વિલાપ

કરતો અને પડતો આખડતો તે ધૃષ્ટબુદ્ધિ ભયંકર શ્મશાન પ્રત્યે જઇ પ્રહોંચ્યો ત્યાં ચિતાઓ સળગતી હતી અને વાયુને લીધે તેની ભસ્મ ઉડતી હતી. ધ્રષ્ટબુદ્ધિને પોતા તરફ આવતો જોઇ ત્યાંના ભૂત પ્રેત વિગેરે બોલવા લાગ્યાં કે "જુઓ, આપણા કરતાં પણ કોઇ વિશેષ બળવાન અહીં આવે છે." ભૂતોનું આ વચન સાંભળી એક પ્રેત બોલી ઉઠ્યો કે અરે! આપણા કરતાં વળી કોણ અધિક થઇ શકે તેમ છે? આ તમારાં અનુચરે એકલાએંજ ત્રણ બ્રાહ્મણોને મારી નાખ્યા છે. હું વિશ્વાસઘાત કરી ધન હરનાર, પારકી નિંદામાં પરાયણ, હિંસા કરનાર તથા સજ્જનોને ભય આપનાર છું. મારો પુત્ર મુસાફરોને મારનાર છે. પણ મારો ભાઇ તો તેના કરતાં પણ અધિક છે, તે તો બ્રાહ્મણોનીજ હિંસા કરેછે." આ પ્રમાણે પ્રેતને બોલતો સાંભળી એક બ્રહ્મરાક્ષસ બોલ્યો કે તારો પુત્ર, ભાઇ તથા બ્રહ્મ ઘાતકી તું પણ અધિક છો એ બધી વાત ખરી, પણ આ જે આવેછે તેની વાતતો જુદીજ છે. તે તારા જેવો કે મારા જેવો નથી. તેનાથી તો આપણે નાસીજ જવું જોઇએ. તેનું દર્શન પણ ન કરવું જોઇએ. એ તો મિત્રનો દ્રોહ કરનાર કૃતઘ્ન અને વિશ્વાસઘાતી છે. "કૃતઘ્ન અને વિશ્વાસઘાતી એવા શબ્દો સાંભળી તેને જોઇ ભૂત પ્રેત પણ ત્યાંથી નાસવા લાગ્યા. ધૃષ્ટબુદ્ધિ ચિતામાંથી સળગતું લાકડું હાથમાં લઇ ચંડિકાના મંદિરમાં ગયો. ત્યાં તરવાર અને ત્રિશૂળથી ટુકડા થયેલો પોતાનો બત્રીશ લક્ષણો પુત્ર મદન તેનાં જોવામાં આવ્યો. મહેલ પરથી પૃથ્વીપર પડી ગયેલ, સુવર્ણ કલશ સમાન અને પાંખડીઓએ ભેદી નાખેલ શિવલિંગ સમાન ટુકડે ટુકડા થઇ ગયેલ પુત્ર મદનને જોઇ, પોતાના વંશનું મૂળ છેદાઇ જવાને લીધે ભાંગી પડેલ મનોરથવાળો અને વ્યાકુળ થયેલો તે ધૃષ્ટબુદ્ધિ તરતજ હાથમાંથી બળતું લાકડું ફેંકી દઇ પુત્રને બે હાથથી ઉઠાવી છાતી સાથે દાબી વિલાપ કરવા લાગ્યો કે 'પુત્ર! ઉઠ ઉઠ. આ ચંદ્રહાસ આવેલ છે વિષયાનો વિવાહ કર અને ઘણું ધન ખરચ. પુત્ર! મેં તને કઠોર વચનોથી અત્યંત પીડા કરી. વિષ્ણુભક્તોનો દ્રોહ કરવાનું ફળ મને બરોબર મળ્યું. મારૂં હૃદય ફાટી પડેછે. તારૂં નામ મદન (કામદેવ) છે. તું તો વિષ્ણુભક્ત હતો. તું શિવનો દ્રોહ કરનાર કે યોગી જનોને તપાવનાર નહિ હતો.'

'આ પ્રમાણે વિલાપ કરતાં કરતાં ધૃષ્ટબુદ્ધિએ એક ધાતુથી સુશોભિત સ્તંભમાં ઘણા વેગથી પોતાનું મસ્તક પછાડયું. તરતજ ફુટી પડેલ ઘડાની પેઠે મસ્તક ફાટી પડવાથી તે પોતાના પુત્ર પાસે પૃથ્વીપર પ્રાણ રહિત થઇ પડયો.'

પ્રાતઃકાળ થતાં કોઇ તપસ્વી, જળ તથા પુષ્પો લઇ ચંડિકાને નમ-

રાવવા તથા પૂજા કરવા ત્યાં આવ્યો. મંદિરમાં પ્રવેશ કરેછે તેટલામાં તો તે ઠરી ગયેલા દીવા સરખા એ પિતા પુત્રને મરણ પામેલા જોઇ એકદમ વિસ્મય અને ભયથી બોલી ઉઠયો કે અરે ! આ શું? નવીન રાજાના હાથમાં રાજ્ય આવ્યું તેનું શું કૌતલક રાજાના પ્રિય મંત્રી તથા તેના પુત્રનું મરણ એ સ્પષ્ટ ફળ ?" આ પ્રમાણે બોલતો તે તરત પાછો ફર્યો અને ચંદ્રહાસ પાસે આવી તેણે ખબર આપ્યા કે "રાજન્ ! ચંડિકાના મંદિરમાં રાત્રિએ કોઇ દુષ્ટબુદ્ધિએ ધૃષ્ટબુદ્ધિ તથા મદનને મારી નાખ્યા જણાય છે. હવે આપ મરજી પ્રમાણે તે વાત ધ્યાનમાં લ્યો."

"તપસ્વીનું બોલવું સાંભળી આતુર અને દુ:ખથી પીડિત થયેલો ચંદ્રહાસ એકદમ પગે પાળોજ ચંડિકાના મંદિર પ્રત્યે ગયો. અને ત્યાં પોતાના સસરા તથા સાળાને મરણ પામેલા દીઠા. તેથી તે શોકના વેગથી બોલી ઉઠયો કે "અરે માતા ચંડિકા ! આ પિતા પુત્રને વૃથા શા માટે હણ્યા ? જો મારાપર ક્રોધ હતો તો મનેજ ઉઠાવી લેવો હતો."

"આ વખત ચંદ્રહાસે પોતે નાહી ધોઇ, એક કુંડ કરી તેમાં બલિદાન અને દીપક પૂર્વક અગ્નિનું આરોપણ કરી, ઘી, તલ અને સાકર સહિત પાયસાન્ન હોમી, દેવી સૂક્તના જપ કરતાં કરતાં પોતાના શરીરનું માંસ ઉખેડી ઉખેડીને હોમવા માંડયું, સઘળું માંસ હોમાઇ જતાં શરીરમાં ફક્ત હાડકાંજ રહેલાં જોઈ તે બોલ્યો કે "હે જગદંબ ! હે માતા ! સચરાચર જગતના ગુરૂ વિષ્ણુની તમે ચૈતન્ય શક્તિ કહેવાઓ છો તથા સર્વ કર્મનાં સાક્ષીરૂપ છો. હે અંબિકે ! હવે છેવટ આ મારા મસ્તકથી ભગવાન્ હૃષીકેશ પ્રસન્ન થાઓ." આ પ્રમાણે બોલી તે પોતાના કંઠપર તરવાર ફેરવવા જતો હતો તેટલામાં દેવી ચંડિકાએ પ્રત્યક્ષ દર્શન દઇ કહ્યું કે "પુત્ર ! આત્મવધ ન કર, આ પાપિષ્ઠ કારભારી તો પોતાનાં કુકર્મથીજ મરણ પામ્યો છે. આ તેનો પુત્ર મદન આ પ્રમાણે મરણ પામી તારા ઋણથીજ મુક્ત થયોછે. તેનું મસ્તક તારે માટેજ છે એમ તેણે પોતાની બેહેનના વિવાહમાં જણાવ્યું હતું. વિષ્ણુભક્ત ચંદ્રહાસ ! તારૂં કલ્યાણ થાઓ. હું પ્રસન્ન થઇછું. ઇચ્છાનુસાર બે વર સુખેથી માગ.'

"જગદંબ ! હું પ્હેલું વરદાન એજ માગુંછું કે દરેક જન્મમાં વિષ્ણુ પર મારી ભક્તિ રહે અને બીજું એ માગુંછું કે મરણ પામેલા આ પિતા પુત્ર પુનઃસજીવન થાય."

"પુત્ર ! તારા માગવા પ્રમાણે વિષ્ણુમાં તારી અચલ સાત્વિકી ભક્તિ થશે. તારો પુત્ર પણ શૂરપણામાં અને વિષ્ણુભક્તિમાં પ્રખ્યાત થશે. બુદ્ધિમાન પુત્ર ! જરા મારી પાસે આવ અને સ્થિર થઇ જરાવાર પોતાનાં નેત્રો

૪૪

વીંચી રાખ."

ચંદ્રહાસ દેવીના કહેવા પ્રમાણે ઉભો રહ્યો અને ખડ્ગ, શક્તિ, ગદા વિગેરે આયુધોવાળી તે વૈષ્ણવી શક્તિ જ્ઞાનનો ઉપદેશ કરનાર પોતાનો હાથ તેના મસ્તકપર મૂકી ત્યાંથી અદૃશ્ય થઇ. થોડીવાર પછી ચંદ્રહાસે આંખો ઉઘાડી જોવેછે તો, સુવર્ણને ભુકાની પેઠે પૂર્ણ સમાન રૂપ અને વયવાળા પોતાનો સસરો અને સાળો જોવામાં આવ્યા તેમજ પોતાનું શરીર પણ વજ્ર વસ્રનું અને પ્રથમની પેઠે ચંદનથી ચર્ચિત થયેલ તેણે જોયું. આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ થઇ અને વૈષ્ણવી શક્તિ જગદંબા ક્યાંય પણ પ્રત્યક્ષ જોવામાં આવ્યાં નહિ. ચંદ્રહાસે મદનને આલિંગન દીધું અને ધૃષ્ટબુદ્ધિને નમન કરી કહ્યું કે "આ સઘળી વિષ્ણુની માયા છે. કોણ જીવાડે અને કોણ મારે છે. સઘળું દેખવા માત્ર છે. તત્વની નજરે જોતાં તે નાહણું મિથ્યા છે. સર્વ પ્રયત્નવડે જગન્નિયંતા વિષ્ણુની ભક્તિ કરવી એજ આપણું મુખ્ય કર્તવ્ય છે."

"આ પ્રમાણે વાતચિત કરી ચંદ્રહાસે પોતાના સસરા તથા સાળા સહિત નગરમાં પ્રવેશ કર્યો આ વખત ચંદનાવતી નગરીમાં ચંદ્રહાસનો પાલક પિતા રાજા કુલિંદક ધૃષ્ટબુદ્ધિના પોતાપર થયેલા કોપથી અને ચંદ્રહાસને માટે થતા અનેક અનિષ્ઠ તર્કવિતર્કોથી મોટા દુઃખને લીધે ઘણું ધન બ્રાહ્મણોને આપી દઇ વૈરાગ્યને લીધે પોતાની સ્ત્રી સહિત અગ્નિ પ્રવેશ કરવા તૈયાર થયો હતો. ધૃષ્ટબુદ્ધિને આ ખબર પડતાંજ તે એકદમ ઘોડા ઉપર બેસી ત્યાં ગયો. તેને તેના પુત્ર ચંદ્રહાસની સવિસ્તર હકીકત કહી. બીજી પણ ઘણી ઘણી રીતે આશ્વાસના કરી અગ્નિમાં બળી મરતો અટકાવ્યો. પછી ચંદ્રહાસે પોતાનાં માતાપિતાને પોતાની પાસે તેડાવી લીધાં અને આનંદથી બ્રાહ્મણોને અનેક દાન કર્યાં."

"આવી રીતે ચંદ્રહાસે ત્રણસો વર્ષ સુધી રાજ્ય કર્યું અને તેટલામાં તેને વિષયાથી મકરધ્વજ તથા ચંપકમાલિની પદ્માક્ષ એ પ્રમાણે બે પુત્રો થયા."

## ચંદ્રહાસથી શ્રીકૃષ્ણ અર્જુનનું મળવું.

વિષ્ણુભક્ત ચંદ્રહાસનું ચરિત્ર અર્જુનને કહી સંભળાવી નારદમુનિ તેની રજા લઇ સ્વર્ગ તરફ ચાલતા થયા. અને અર્જુન વિસ્મય પામી ગયો 'જગતમાં સત્સંગ વગર કોઇને પણ ખરૂં સુખ મળતું નથી' એમ બોલતો અને ચંદ્રહાસનાં ઘણી તરેહથી વખાણ કરતો અર્જુન સઘળા રાજાઓ સહિત ત્યાંથી આનંદ પૂર્વક કૌતલક નગર તરફ ચાલ્યો. કૌતલક નગરના પાદરમાં આવેલા યજ્ઞના બન્ને ઘોડાઓ ચંદ્રહાસના પુત્ર પદ્માક્ષ તથા મકરધ્વજના જોવામાં આવ્યા. ઘોડાઓના લલાટપર બાંધેલ પત્રનો અભિપ્રાય સ-

મળી તે બન્ને કુમારો એ બન્ને અશ્વાને પકડી પોતાના પિતા પાસે લઇ ગયા. ચંદ્રહાસને અરજુનના ઘોડા આવેલા જોઇ અતિશય હર્ષ થયો કારણ તે સમજતો હતો કે કૃષ્ણ અરજુનની સાથે હશેજ અને તેથી હવે મને કૃષ્ણનો સમાગમ અવશ્ય થશે.

આ પ્રમાણે કૃષ્ણના દર્શનની ઇચ્છા રાખતા ચંદ્રહાસે પોતાના પુત્ર મકરધ્વજને કહ્યું કે "પુત્ર! આ ઘોડા ધર્મરાજાના છે. એક વર્ષ સુધી તેમનું રક્ષણ થયું છે. હવે જો આપણે તે ઘોડાઓને બાંધી રાખશું તો વર્ષ પૂરૂં થયા છતાં પણ ધર્મરાજનો યજ્ઞ છેવટ નિષ્ફળ થશે. આપણને આપણના કલ્યાણની જરૂર છે, ઘોડાની કાંઇ જરૂર નથી. આજ શ્રીકૃષ્ણ સંતુષ્ટ થાય તેવી રીતે અર્જુનની સાથે હું યુદ્ધ કરીશ. થોડા વખતને માટે તો એ ઘોડાઓને પ્રયત્ન પૂર્વક સાચવી રાખવા."

પિતાની આજ્ઞા પ્રમાણે મકરધ્વજે તે ઘોડાઓના રક્ષણનો બંદોબસ્ત કર્યો અને ચંદ્રહાસ પોતાની સેના સહિત નગરની બહાર આવી ઉભો. કૃષ્ણ રૂપ સારથિવાળો અરજુન પણ તેટલામાં ત્યાં આવી પહોંચ્યો. ચંદ્રહાસને જોઇ અરજુને કહ્યું કે "વયોવૃદ્ધ, તપોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ, અને યુદ્ધમાં પણ મહા વૈષ્ણવ મહારાજા ચંદ્રહાસને જોઇ મારો જન્મ સફળ થયો." આ વખત શ્રીકૃષ્ણે શંખ, ચક્ર, ગદા અને પદ્મથી સુશોભિત પોતાનું ચતુર્ભુજ સ્વરૂપ પ્રગટ કર્યું. ચંદ્રહાસે રથથી ઉતરી અરજુનની સમક્ષ તેમને નમસ્કાર કર્યા, એટલે શ્રીકૃષ્ણે તેને બાથમાં ઘાલી અરજુનને કહ્યું કે 'પાર્થ! ઉઠ, આ ધ્રુવ સમાન મારા ભક્ત મહાબાહુ ચંદ્રહાસને આલિંગન આપ.'

"કૃષ્ણ! કુરૂક્ષેત્રની અંદર બાંધવનો સમાગમ થવાની તૈયારી વખતે તમે મને કહ્યું હતું કે "સારી સ્થિતિને પામેલા અન્ય ધર્મ કરતાં પોતાનો ધર્મ કાંઇ ગુણ રહિત હોય તોપણ તે કલ્યાણકારી છે. આ વખત આપ આ પ્રમાણે વિપરીત બોલી ક્ષત્રિય ધર્મનો ત્યાગ કેમ કરાવોછો? અહીંતો યુદ્ધ કરવાનું છે. હું તેને આલિંગન કેમ આપું? જો કહો તો તેના વૃદ્ધપણાને લીધે હું તેના ચરણમાં નમન કરૂં."

"અરજુન! સેંકડો કપિલા ગાયો આપવાથી મનુષ્યને જે ફળ થાય છે તે ફળ વૈષ્ણવને આલિંગન આપવાથી મળેછે. મારા ભક્તોમાં પ્રીતિ એજ ધર્મ કહેવાય છે."

શ્રીકૃષ્ણના વચનથી સંતુષ્ટ થઇ ચંદ્રહાસને ગાઢ આલિંગન આપી અરજુન તેના પાસે ઉભો રહ્યો, એટલે ચંદ્રહાસે તેને કહ્યું કે "પાંડુપુત્ર! હું અહીં યુદ્ધને માટે ઉભેલો હતો. અશ્વના રક્ષણને માટે મેં મારા પુત્રોને ભલામણ આપી હતી; પણ આ વખત તો કેશવનાં વાક્યોથી આપણ બન્નેનો

મિત્રભાવ થયો."

ચંદ્રહાસ અર્જુનની પાસે આ પ્રમાણે વાતો કરેછે તેટલામાં તો તે બન્ને ઘોડાઓ ત્યાં આવી પહોંચ્યા. ઘોડાઓની પાછળ મકરધ્વજે પણ આવી પોતાના પિતા અને કૃષ્ણ તથા અર્જુનને પણ નમન કર્યું. પ્રદ્યુમ્ન વિગેરેએ ચંદ્રહાસને નમન કર્યું. પરસ્પર જેમ ઘટે તેમ નમન વિગેરે થયા પછી ચંદ્રહાસે કૃષ્ણની સ્તુતિ કરી તેમનો તથા અર્જુનનો સકળ સૈન્ય સહિત ઉત્સવપૂર્વક પોતાના નગરમાં પ્રવેશ કરાવ્યો. ચંદ્રહાસની પૂજા વિગેરેથી સંતુષ્ટ થયેલા શ્રીકૃષ્ણ ત્રણ રાત્રિ સુધી ત્યાં રહ્યા અને ચોથે દિવસે રવાના થવાની તૈયારી કરી. એટલે ચંદ્રહાસે પોતાનું સકળ રાજ્ય તેમને અર્પણ કર્યું. શ્રીકૃષ્ણે અર્જુનની સંમતિ પ્રમાણે ચંદ્રહાસના પુત્ર મકરધ્વજને રાજ આપી તેનો રાજ્યાભિષેક કર્યો, અને અશ્વને છુટા મૂકયા. સમગ્ર સૈન્ય સહિત કૃષ્ણ અર્જુને પ્રયાણ કર્યું. ચંદ્રહાસ પણ તે પ્રયાણમાં પુરઃસર થયો.

### અશ્વ પર્યટનની એક વર્ષે સમાપ્તિ.

ચંદ્રહાસના નગરથી ચાલેલા તે બન્ને ઘોડા જે જે દેશમાં ગયા તે તે દેશના રાજાઓ ભયને લીધે તેમને નમવા લાગ્યા અને કેટલાએક અશ્વનું પાલન કરતા શ્રીકૃષ્ણને જોઇ ભક્તિવડે પાસે આવી પ્રદક્ષિણા કરી દંડવત પ્રણામ કરવા લાગ્યા. ચાલતાં ચાલતાં તે ઘોડાઓ ઉત્તર મહાસાગરના અગાધજળમાં પેઠા. તે જોઇ અર્જુનને અત્યંત દુઃખ થયું. અર્જુનને ઘોડાઓ અદૃશ્ય થવાથી દુઃખી થતો જોઇ શ્રીકૃષ્ણે કહ્યું કે "તું, પ્રદ્યુમ્ન, બભ્રુવાહન, હંસધ્વજ અને મયુરધ્વજ એ તમો પાંચ યોદ્ધાઓનાજ રથના ઘોડા જળમાં પણ ગતિ કરનાર હોવાથી મારી પાછળ સમુદ્રમાં આવી શકો તેમ છો, માટે ચાલો. એમ કહી કૃષ્ણે સમુદ્રમાં પ્રવેશ કર્યો. કૃષ્ણની પાછળ તે પાંચે મહારથિઓ પણ તેમાં પેઠા. ત્યાં કરોળિયાનાં પડોવાળું, સેંકડો છિદ્રોવાળું, જીર્ણ અને સુકાઇ ગયેલું એક વડનું પાંદડું પોતાના હાથથી મસ્તકપર ધારણ કરી નેત્રો વીંચી એક દ્વીપમાં આશ્રમ કરી બેઠેલા બકદાલ્ભ્ય નામનાં મુનિ તેમના જોવામાં આવ્યા. એટલે તરતજ તેઓએ રથમાંથી ઉતરી પડી તેને પ્રણામ કર્યા મુનિએ નેત્રો ઉઘાડયાં, એટલે કૃષ્ણ વિગેરેને જોઇ તેને અત્યંત હર્ષ થયો. આ સઘળો ચમત્કાર જોઇ અર્જુનને વિસ્મય થયો તેથી તેણે મુનિને પૂછ્યું કે "મુનીશ્વર! આપ આ શુષ્કપત્ર મસ્તકપર ધારણ કરી રાખોછો તે ક્યારથી અને તેનું શું કારણ છે? તમારા ગોઠણોને ભેદી અંદરથી આ બે ખાખરાનાં વૃક્ષો નિકળેલાં છે, તેમાં પક્ષીઓએ સેંકડો માળા બાંધેલા છે. તમારી આગળ પાછળ રાફડાઓ થઇ ગયા છે. અને તેમાંથી નિકળેલા આ સર્પો તમારા ખભાઓ ઉપર ચડી સુખે બેસી રહ્યા-

ઓને તમારા મોઢા સામે ઊંચી રાખી તેમાંથી નિકળતા શ્વાસ વાયુનું ભક્ષણ કરેછે. મૃગલાંઓ તમારાં શરીરની સાથે પોતાના શરીરને ખજવાળે છે. તમો શા માટે ગૃહસ્થાશ્રમ ભોગવતા નથી ? અહો ! કેવી દૃઢ નિસ્પૃહતા.'

"અર્જુન ! સ્ત્રીની સાથે રહેવું એ ઘણું હાનિકર્તા છે. સ્ત્રી સંગ ક્લેશ ઉપજાવનાર, પાપનું મૂળ, અધોગતિ આપનાર, અકાર્ય કરાવનાર અને સદ્વિચારોને ડુબાવનાર છે. સદ્વિચાર ડુબે ત્યારે પછી મોક્ષની તો આશાજ શી ? સ્ત્રી સાથે રહેવાથી તૃષ્ણા ચારે બાજુથી આપણને સપડાવે છે, પુત્રો કેમ થાય ? પૈત્રો કેમ થાય ? તેઓ વેદ અને શાસ્ત્રો શી રીતે ભણે ? તેઓનો વિવાહ કેમ થશે ? હું પુત્રનું મુખ કયારે દેખું ? આવી રીતે, સ્ત્રીરૂપ પાશથી બંધાયેલો ગૃહસ્થ હમેશાં વિચારો કર્યાં કરેછે. પરંતુ ધર્મ માર્ગપર તેની નજર પણ જતી નથી. ક્ષણભંગુર જીવિતને માટે ઘર બાંધવું, સ્ત્રી પરણવી અને બીજી અનેક ખટપટોમાં પડવું એ તો પોતાને હાથેજ પાશમાં સપડાવા બરોબર છે. હું અહીં આ પ્રમાણે બેઠો છું તેમાં દીર્ઘાયુ કેટલાએક માર્કંડેય અને કેટલાએક લોમશ મુનિ થઇ ગયા. તેઓની તો કાંઇ સંખ્યા થઇ શકે તેમ નથી. પણ મને યાદ છે કે મારી સમક્ષ વીશ બ્રહ્માઓ અસ્ત પામી ગયા છે. જ્યારે જ્યારે બ્રહ્માનો અંત આવે ત્યારે ત્યારે જગત્ જલમય થઇ જાય છે અને ફક્ત સ્નિગ્ધ પાંદડાંઓવાળો અને સેંકડો શાખાઓથી પૃથ્વી તથા આકાશને વ્યાપી રહેલો એક વડ અવશેષ રહેછે. એ વડના એક પાંદડાંમાં શયન કરતું, ઘડીમાં હાસ્ય અને ઘડીમાં રૂદન કરતું, પગનો અંગુઠો મુખમાં રાખી ધાવતું તથા સુંદર નાસિકાયુક્ત મુખવાળું એક બાળક મારી નજરે પડેછે. તેજ આ શ્રીકૃષ્ણ છે. અને આ વડનું પાંદડું પણ ત્યારથી મારા મસ્તકપર છે. શ્રીકૃષ્ણ ! વારંવાર તમે મને આ જળની અંદર મૂકી મારી પાસેથી દૂર શા માટે થાઓછો ? તમે જ્યારે આ વડના પાંદડામાં સુનારા બાળક હતા ત્યારે મેં તમારી પાસે કંઇ પણ પ્રાર્થના કરી નથી. આજ હવે તમે યુવાન થયાછો અને વળી લક્ષ્મીને પણ પામ્યા છો તેથી હું તમારી પાસે એક માગણી કરૂંછું કે મને ધર્મપુત્રનું દર્શન કરાવો. હે જગન્નિવાસ ! મને આલિંગન આપો."

"મુનિરાજ ! તમેજ સાક્ષાત્ પુરાણ પુરૂષ છો. તમોએ વીશ બ્રહ્મા દીઠા છે. અમો સર્વને તમો પૂજવા લાયક છો. તમારા આવવાથીજ ધર્મપુત્ર યુધિષ્ઠિરનો યજ્ઞ પણ સફળ થશે."

આ પ્રમાણે તેઓ વાતો કરેછે તેટલામાં તે ઘોડાઓ પણ ત્યાં આવી પહોંચ્યા. અને જે રસ્તેથી આવ્યા હતા તે રસ્તે પાછા જવા લાગ્યા. એટલે કૃષ્ણે તે બકદાલ્ભ્ય મુનિને સાથે લઇ ફરી ચાલવા માંડયું અને સમુદ્ર કિ-

નારે જ્યાં સૈન્ય ઉભું હતું ત્યાં તે સઘળા આવી પહોંચ્યા.

ઘણી ઉતાવળથી ચાલતા ઘોડાઓ ચાલતાં ચાલતાં દુર્યોધનના બનેવી જયદ્રથના નગર પાસે આવી પહોંચ્યા. એ નગરમાં જયદ્રથનો બાળકપુત્ર રાજ્ય કરતો હતો, તેને ખબર મળ્યા કે જયદ્રથને મારનાર અર્જુન અહીં આવી પહોંચેલ છે. આ ખબર મળતાંજ તે બાળક રાજા અચાનક ફરી ગયો, તેનાં રૂંવાડાં ઉભાં થયાં અને શરીર પસીનાથી રેબઝેબ થઇ ગયું. અને જરાવારમાં પ્રાણ પણ ભયને લીધે ઘણી ઉતાવળથી પ્રયાણ કરી ગયાં. અણચિંતવ્યો આકાશ તૂટી પડવાથી જયદ્રથની વિધવા દુઃશલા વિલાપ કરતી કરતી એકદમ કૃષ્ણ અને અર્જુન પાસે આવી પોકાર કરવા લાગી કે "અરે કૃષ્ણ! મારૂં રક્ષણ કરો. અરે! આ અર્જુને મારા પતિને તો માર્યો પણ વળી તેણે આ વખતે મારા પુત્રનો પણ વિનાશ કર્યો?" દુઃશલાના બોલ સાંભળી અર્જુન એકદમ ચમકી ગયો. દુઃશલાને તેણે નમન કરી કહ્યું કે "બેહેન! મેં તારા પુત્રનું તો કંઇ પણ અનિષ્ટ કર્યું નથી. પૂર્વે મેં તારૂં જે કાંઈ અપ્રિય કર્યું છે તેની ક્ષમા કર. તારી મરજીમાં આવે એટલા આ હજારો અશ્વો લાખો મદોન્મત્ત હાથીઓ લે. હું તારા શત્રુઓને જીતી તેઓનું રાજ્ય તારે સ્વાધીન કરી આપીશ"

અર્જુનના બોલવાને કંઇ પણ ન સાંભળતાં અત્યંત દુઃખ પામેલી દુઃશલાએ તેની સામે પણ નહિ જોતાં કૃષ્ણને નમી વળી પણ કહ્યું કે "સ્મરણ માત્રમાંજ મનુષ્યોનાં દુઃખનો નાશ કરનારા તમેજ છો. દુઃખના વખતમાં પૂર્વે દ્રૌપદીએ પણ તમારૂંજ સ્મરણ કર્યું હતું અને તમેજ તેનું દુઃખ ટાળ્યું હતું. આજ હું તમારાં દર્શનથી કૃતાર્થ થઇ છું. અરે! આ અર્જુન મને પતિ તથા પુત્ર વગરની કરી બેહેન કહી બોલાવતાં જરા શરમાતો પણ નથી. મને ઘણી તરેહથી હેરાન કરી હવે તે હજારો હાથીઓ આપવા તૈયાર થયો છે." આ પ્રમાણે બોલી દુઃશલા એકદમ કૃષ્ણના પગમાં લોટી પડી. અને પોતાનાં અશ્રુઓથી તેના ચરણનું પ્રક્ષાલન કરવા લાગી.

પીડિત પ્રાણીઓનું રક્ષણ કરનાર શ્રીકૃષ્ણે સંસારના મોહ પાશમાં બંધાયેલી એ દુઃશલાને આ પ્રમાણે દુઃખી થતી જોઈ તેની આશ્વાસના કરી કહ્યું કે "બાઇ? ઉઠ બેઠી થા. બતાવ, તારો પુત્ર ક્યાં પડ્યો છે?" શ્રીકૃષ્ણ આ પ્રમાણે કહી અર્જુન સહિત દુઃશલાને સાથે લઈ જ્યાં તે બાળક રાજા પડ્યો હતો ત્યાં સભામાં ગયા અને પોતાના કરકમળવડે તેનો સ્પર્શ કરી બોલ્યા કે "પુત્ર! બેઠો થા કોઇ પણ જાતના ભયથી દૂર થા. શ્રીકૃષ્ણ આ પ્રમાણે તેનો સ્પર્શ કરી બોલ્યા કે તરત તે દુઃશલાનો પુત્ર બેઠો થઇ ઉભો થયો અને શ્રીકૃષ્ણના ચરણમાં પડ્યો. દુઃશલા તથા બીજાં મનુ-

થો આનંદથી કૃષ્ણ અને અર્જુનને નમન કરવા લાગ્યાં. ભેરી અને મૃદંગના શબ્દો તથા ગાન નૃત્ય વિગેરે મહોત્સવો થઇ રહ્યા. આ વખત અર્જુને ઘણી રીતે આશ્વાસના કરી દુઃશલાને કહ્યું કે "આજ વર્ષ પૂરૂં થયું છે હવે અમારે હસ્તિનાપુરમાં પહોંચવું જોઇએ. અમારા આમંત્રણથી તારે પુત્ર સહિત ત્યાં કુંતી તથા દ્રૌપદીને મળવા આવવું." અર્જુનનું વચન રાખી દુઃશલા પુત્ર સહિત અર્જુન તથા શ્રીકૃષ્ણ સાથેજ હસ્તિનાપુર તરફ ચાલતી થઇ.

## યજ્ઞ મહોત્સવ અને પૂર્ણાહુતિ.

વર્ષ પૂરૂં થયું. ઘોડાઓને સ્વેચ્છા પ્રમાણે ચાલતા અટકાવવામાં આવ્યા. રાજા ધર્મરાજ યુધિષ્ઠિર ઘણો વખત થયા વિવિધ વ્રતોના અનેક અગવડો વેઠતા હતા તેથી કૃષ્ણે અર્જુનને કહ્યું કે "હું ધર્મરાજની પાસે પ્રથમથી જાઉં છું અને તું પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ, વૃષકેતુ, બભ્રુવાહન, વીરવર્મા, અનુશાલ્વ, મયૂરધ્વજ, હંસધ્વજ, નીલધ્વજ, તામ્રધ્વજ, પ્રવીર, યૌવનાશ્વ તથા ચંદ્રહાસ વિગેરે સઘળા રાજાઓ અને રાજપુત્રોની સાથે રાત્રિ સમય સુગંધી તેલના મશાલોને અજવાળે મોટી સવારી કરી અશ્વોને આગળ કરી ધામધૂમથી નગરમાં પ્રવેશ કરજે," શ્રીકૃષ્ણ અર્જુનને આ પ્રમાણે કહી ગંગાને કિનારે જ્યાં ધર્મરાજા ઉત્તમ ક્ષેત્રમાં બાંધેલા દિવ્ય યજ્ઞમંડપની અંદર મહર્ષિઓથી વીંટાઇ બેઠેલ હતા ત્યાં આવી તેમને નમન કરી ઉભા રહ્યા અને કહેવા લાગ્યા કે "ધર્મરાજ! અર્જુન અશ્વ સહિત આવી પહોંચેલ છે. મહાબળવાન નીલધ્વજ, હંસધ્વજ તથા પૂર્ણ પરીક્ષા કરેલ મયૂરધ્વજ વિગેરે રાજાઓ પણ તેની સાથે આવેલા છે. રાજન્! તમારા પુણ્ય પ્રભાવવડે અરજુને એ સઘળાઓને જીતેલા છે. સુધન્વા અને સુરથની સાથે સંગ્રામ કરવામાં અરજુનને ઘણું વેઠવું પડયું હતું મણિપુર પાસે તો તેના પોતાના પુત્ર બભ્રુવાહનના હાથથી તેનું મરણ થયું હતું. પરંતુ નાગકન્યા ઉલૂપિએ સંજીવક મણિથી તેને તથા વૃષકેતુને પુનઃજીવન કર્યા. ત્યાંથી આગળ ચાલતાં સારસ્વત નગરના પરિસરમાં રાજા તો પોતાની મેળેજ તાબે થયો. ચંદ્રહાસના કેટલક નગરથી આગળ ચાલતાં અશ્વોએ સમુદ્રમાં પ્રવેશ કર્યો. અરજુન આદિ અમે છ પુરૂષો તેની પાછળ તેમાં પેઠા. ત્યાં ઘણા કાળથી મસ્તકપર સળું પાંદડું રાખી તપ કરતા મુનિ બકદાલભ્ય અમારા જોવામાં આવ્યા. તે મુનિ પણ અરજુનની સાથેજ છે. પૃથ્વીમાંથી ઘણું ધન અને વિવિધ પ્રકારના રત્નો લાવવામાં આવ્યાં છે. પૃથ્વી થોડી અને તમારો પ્રતાપ ઘણો."

આ પ્રમાણે રાજા યુધિષ્ઠિરને ઘોડાના પૃથ્વીપરના પર્યટન વિષેની ટુંકમાં હકીકત કહી સંભળાવી શ્રીકૃષ્ણે ભીમસેનને આલિંગન આપ્યું અને કુંતી

તથા પોતાની માતાઓને નમન કર્યું. આ તરફ દ્રૌપદી તથા સુભદ્રા વિગેરેનાં નેત્રોમાં કૃષ્ણના દર્શનથી હર્ષનાં અશ્રુઓ આવી ગયાં. ત્યાર પછી ગાંધારી, ધૃતરાષ્ટ્ર, વિદુર, સંજય વિગેરેને મળી શ્રીકૃષ્ણ જ્યાં રૂકિમણી, સત્યભામા, લક્ષ્મણા, તથા જાંબુવતી વિગેરે અતિ ઉત્સુકતાથી પ્રિય દર્શનને ઇચ્છતી રાણીઓ હતી ત્યાં આવ્યા. ભગવાનને આવેલા જોઇ આનંદપૂર્વક સત્યભામા બોલ્યાં કે "નાથ! સૈન્ય અને અશ્વ સહિત અરજુનનું રક્ષણ તો તમારાથી બરોબર થયું છે. આ વખતના પ્રયાણમાં અરજુનને જેમ પ્રમીલા રાણી મળી ગઇ તેમ તમને તો કોઇ નથી મળી ગઇ કે?"

"બાળપણમાં મેં જે કાંઇ કર્યું હતું તે હજી પણ તમોને યાદ છે? તમને બોલવાની બહુ ખબર છે હો. મારા પુત્રોને ત્યાં પણ જુવાન પુત્રો છે. વળી વડિલ યુધિષ્ઠિરના નગરમાં ઘણા વૃદ્ધ જનોની પાસે મારૂં વસવું થાય છે. હવે જો હું સ્ત્રી પરણું તો તે મને શરમ ઉપજાવનારૂંજ કહેવાય.

કૃષ્ણ આ પ્રમાણે વાતો કરે છે. તેટલામાં પ્રતિહાર તરફથી ચેતવણી થતાં તે પાછા યુધિષ્ઠિર પાસે ગયા. ત્યાં વાતચિત થતાં કૃષ્ણે યુધિષ્ઠિરને કહ્યું કે "રાજન્! તમારે આ સુંદર યજ્ઞ મંડપમાંજ બેસી રહેવું. અમો સઘળા ધૃતરાષ્ટ્ર સહિત વૃદ્ધ પુરૂષો તથા ભાઇઓને સાથે લઇ અરજુનની સામે જશું. માતા કુંતી તથા દેવકી, સર્વ મુનિપત્નીઓ, વેદપાઠી વિપ્રો તથા હાથીપર બેસી ચોખાવડે વધાવનારી કુમારિકાઓ એ સર્વ ભલે સામૈયામાં આવે રાજસેવકો વિચિત્ર પતાકાઓવડે નગરને શણગારે તથા વિવિધ પ્રકારના વિનોદ આપનાર નૃત્યથી ગીતની ગોઠવણથી, તેમજ સુંદર ચંદન જળના છંટકાવથી તથા સુગંધી પુષ્પોથી ભલે રસ્તાઓને સુશોભિત કરવામાં આવે."

કૃષ્ણના કહેવા પ્રમાણે સઘળી ગોઠવણ થવા લાગી. જનાર્દનમાં સર્વ નગરવાસીઓની સાથે શ્રીકૃષ્ણ નગર બહાર નિકળ્યા. લોકો બોલવા લાગ્યા કે "અરજુન એ ઘોડાઓને લઇ કુશળ આવ્યો એ બહુ સારી વાત થઇ." આ વખત ઉષા વિગેરે પોતાની પુત્રવધૂઓને સાથે લઇ રૂકિમણી, પારિજાતનાં પુષ્પોથી તથા સુંદર રેશમી વસ્ત્રોવડે શણગારેલી અનેક સ્ત્રીઓની સાથે સત્યભામા તથા કસુંબા રંગનાં રમણીય વસ્ત્રો અને ઉત્તમ મોતીની માળાઓથી દેદીપ્યમાન પોતાની દાસીઓ તથા સખીઓ સહિત જાંબુવતી પણ ત્યાં જવા લાગ્યાં. આ પ્રમાણે રાજ રસ્તામાં રમણીય રમણીઓના સમૂહો ચાલવા લાગ્યા. પરસ્પર અથડાવાથી ખરી જતું કર્પૂર, કુંકુમ તથા તુટેલા હારમાંથી જુદાં થઇ નીચે પડી જતાં પાણીદાર મોતીનું પાણી સાથે મળવાથી પૃથ્વીપર કર્પૂર અને કુંકુમનો ગારો થવા લાગ્યો. દેવકી, યશોદા, રૂકિમણી. કુંતી વિગેરે ઉત્તમ હસ્તિઓ ઉપર બેસી ચાલવા લાગ્યાં. નવયૌવના

સુંદરીઓના હાથથી તેમનાપર છત્ર ધરવામાં આવ્યાં ચામરો ઢોળાવા લાગ્યાં અર્જુનને જોવાનો હર્ષ હદનું ઉલ્લંઘન કરવા લાગ્યો. કૃષ્ણે પોતાની સ્વારીનો અર્ધચંદ્ર વ્યૂહ ગોઠવ્યો. બ્રાહ્મણો વેદનો પાઠ કરતા આગળ ચાલવા લાગ્યા. વિપ્રપત્નીઓ દહીં, દૂર્વા અને અક્ષત લઇ તથા ક્ષત્રિયોની સ્ત્રીઓ હાથમાં કર્પૂરના દીવાવાળાં સુવર્ણપાત્રો લઈ હર્ષભેર ચાલી, વૈશ્યની સ્ત્રીઓ સુવર્ણ પાત્રોમાં ગોરોચન, કુંકુમ અને ચંદન લઇ ચાલવા લાગી. મોતીના ચલાયમાન હારોવાળી નર્ત્તકીઓ મહાજનોની પાસે નૃત્ય કરવા લાગી. નર્ત્તકીઓનાં કટાક્ષોવડે ઉન્મત્ત યુવાન પુરૂષોનાં મન વીંધાવા લાગ્યાં નર્ત્તકીઓનાં મુખ કમળપર ભ્રમરો આવી બેસવા લાગ્યા અને તેઓ પોતાના હાથથી તેઓને અટકાવવા લાગી.

સામૈયને સામે આવતું જોઇ અર્જુન પણ બન્ને અશ્વો તથા તેની સાથે સર્વ રાજાઓને સન્માન પૂર્વક આગળ કરી મહા મુનિ બકદાલ્ભ્યને પાલખીમાં બેસાડી પોતે પગે પાળો સામૈયાની સામે ચાલ્યો. બન્ને સ્વારી સાથે મળી ગઇ. અર્જુનના સાથી રાજાઓ અને રાજપુત્રો પરસ્પર બોલવા લાગ્યા કે આપણે ઘણા ઘણા દેશ જોયા અને તેના વૈભવથી વિસ્મય પામ્યા, પરંતુ આજ યુધિષ્ઠિરના દેશનો વૈભવ જોતાં બીજા દેશોના વૈભવ તેની પાસે તુચ્છ જણાય છે. અહીંનું પુણ્ય, ધન, સુખ, ધર્મ, દેવમંદિરો અને બીજી પણ સંપત્તિ વિગેરે જે કાંઇ જોવામાં આવે છે તે વૈભવમાં તો ત્રણે ભુવનને હસી કહાડે છે. સ્ત્રીઓ રતિ સરખી, પુરૂષો કામદેવ સરખા, તથા સઘળાં મનુષ્યો પુણ્યપર પ્રીતિ રાખનારાં છે. હાથીઓ સઘળા જાણે ઐરાવતના વંશમાંજ ઉત્પન્ન થયા હોય એમ જણાય છે. રત્નજડિત્ર પલાણોવાળા અને પોતાનાં ઉત્તમ લક્ષણોવાળા ઘોડાઓ ઉચ્ચૈઃશ્રવાનું પણ વિસ્મરણ કરાવે છે. અહો ! યુધિષ્ઠિરના નગરનાં જેટલાં વખાણ કરીએ તેટલાં થોડાં છે. કન્યાઓના હાથથી ફેંકાતાં મોતી અને રત્નોથી આજ અર્જુનના આગમનમાં સઘળા રાજાઓ સુશોભિત બને છે. ઉપર જતાં કિરણોવાળા સૂર્યની પેઠે ચામરોથી શોભતા વીર ભૂપતિઓ અને દક્ષિણાને માટે આવેલા જિતેંદ્રિય ઋષિઓ કાંઇ અપૂર્વ શોભા આપે છે." આ પ્રમાણે બોલતા સઘળા રાજાઓ કૃષ્ણ પાસે આવી પહોંચ્યા. મહાબુદ્ધિ અર્જુને કૃષ્ણ વિગેરે મહાજનોને યથાયોગ્ય આલિંગન તથા પ્રણામ વિગેરે કર્યા પછી ગાંધારી, કુંતિ, દેવકી, ધૃતરાષ્ટ્ર તથા વિદૂરને નમન કરી અર્જુને કહ્યું કે "આ વીર વિષયા વલ્લભ વિષ્ણુભક્ત પૂજ્ય રાજા ચંદ્રહાસને જુવો. મહારાજા ધૃતરાષ્ટ્ર ! અનેક વીર ગણોનો અગ્રણી રાજા વીરવર્મા આપને નમન કરે છે. આ મયૂરધ્વજ રાજા છે. કૃષ્ણે કરેલી કઠણ કસોટીમાં પણ તે સો ટચનું સોનું નિવડેલ છે. આ આપનો પૌત્ર બભ્રુવા-

ઠન તેના બાહુબળવડે અનેક ક્રૂર પુરુષો આકાશમાં ભ્રમણ કરતા હતા તથા તેના પ્રતાપરૂપ સૂર્યવડે શત્રુનાં મુખરૂપ કમળ સંકોચને પામે છે. તેણે પોતાના પરાક્રમથી મહાઝેરી સર્પોને જીતી શેષનાગ પાસેથી સંજીવકમણિ મેળવેલ છે અને જેણે ગંગાના શાપરૂપ ભયાનક અગ્નિમાં બળી મરતાં મારૂં રક્ષણ કર્યું તે આપને નમન કરે છે. આ આપને નમન કરતા મહારાજા હંસધ્વજ. તેના બે પરાક્રમી પુત્રોએ પોતાના મસ્તકથી શિવને આનંદ આપ્યો છે અને તેની મુંડમાળાને શોભાવી છે. રણસંગ્રામમાં પોતાના પ્રતાપથી સઘળા વીર પુરુષોને સંભ્રમથી મુક્ત કરનાર આ વીર કર્ણપુત્ર વૃષસેન આપનાં ચરણનાં વંદન કરે છે. આપ તેને આશીર્વાદ આપો. મહારાજા નીલધ્વજને આપનાં ચરણ પીઠપરથી બેઠા કરો."

અર્જુન નમન કરતા રાજાઓનાં એ પ્રમાણે નામ આપતો ગયો અને ધૃતરાષ્ટ્ર તેઓનું યથાયોગ્ય સન્માન કરતા ગયા. પછી સઘળા રાજાઓ સામૈયા સહિત ધર્મરાજા પાસે યજ્ઞ મંડપમાં આવી તેમને નમન કરવા લાગ્યા. અર્જુન ધર્મરાજના ચરણમાં પ્રણામ કરી પછી ભીમને નમન કરી નકુલ તથા સહદેવને મળ્યો.

આ પ્રમાણે બાઈઓ વિગેરે સઘળાઓને મળી અર્જુન કુંતી પાસે જઈ નમન કરી ઉભો રહ્યો. બાણ અને ભાલાઓ વિગેરેથી વીંધાઈ ગયેલ શરીરવાળા અર્જુનને આલિંગન આપી કુંતી હર્ષનાં આંસુ પાડવા લાગ્યાં. તથા પ્રિય બાળક વૃષકેતુનું મસ્તક સૂંઘી તેને વખાણવા લાગ્યાં.

અશ્વ પર્યટનની સઘળી વાતચિત સંપૂર્ણ થઈ રહ્યા પછી રાજા યુધિષ્ટિર સઘળા મુનિઓ સહિત યજ્ઞક્ષેત્ર ખેડવામાટે બે બળદ, દ્રોપદી, ઘણું ધન તથા કેટલીએક ઔષધીઓ સાથે લઈ ત્યાંથી આગળ ચાલવા લાગ્યા. કૃષ્ણ તથા સઘળા રાજાઓ તેની સાથેજ ચાલ્યા. કુંતી, દેવકી તથા યશોદા કપૂર યુક્ત ચંદનવડે સિંચન કરવા લાગી. બ્રાહ્મણો મંત્રોનો પાઠ કરવા લાગ્યા. ઠરાવેલ સ્થાનકે પહોંચ્યા ક્ષેત્રકર્ષણ કર્યા પછી ચાર ચાર વેદને જાણનારા વ્યાસ તથા બકદાલ્ભ્ય આદિ મુનિઓની પ્રેરણાથી ચારસો ઇંટો કરવામાં આવી. યજ્ઞ મંડપમાં અગ્નિના આઠ કુંડો કરવામાં આવ્યા અને તેમને પતાકાઓથી સુશોભિત કરવામાં આવ્યા. છ ખેરના, સાત ખાખરાના, પાંચ બીલીના, અને પાંચ ગુંદીના એ પ્રમાણે ઉપરના ભાગમાં ગોળાકાર ખીલાઓ તૈયાર કરવામાં આવ્યા. ત્રણ વેદીઓ બનાવવામાં આવી. સુવા એકસો અને સુચિઓ તૈયાર કરી રક્તગોચર્મ, સોમવલ્લી, સાળેલું, ખાંડણીઓ વિગેરે સઘળી સામગ્રી તૈયાર રાખવામાં આવી, વ્યાસને આચાર્યપદ અને મુનિ બકદાલ્ભ્યને પિતામહપદ આપવામાં આવ્યું. વામદેવ, વસિષ્ઠ, અત્રિ, પરાશર,

ભારદ્વાજ, જમદગ્નિ, કૌડિન્ય, ગાલવ, સૌભરિ તથા ભૃગુ વિગેરેને ઋત્વિજ પદ આપવામાં આવ્યું. અને વિશ્વામિત્ર, ધૌમ્ય, ઉપમન્યુ, વાયુભક્ષ, વિભાંડક, પુલહ, આરૂણિ તથા મધુચ્છંદાને યજ્ઞના દ્વારરક્ષક ઠરાવ્યા. સઘળી તૈયારી થઇ રહ્યા પછી વ્યાસની આજ્ઞા મુજબ અનસૂયા સહિત અત્રિ, અરૂંધતી સહિત વસિષ્ઠ, રૂક્મણી સહિત શ્રીકૃષ્ણ, સુભદ્રા સહિત અર્જુન, માયાવતી સાથે પ્રદ્યુમ્ન, ઉષા સાથે અનિરૂદ્ધ, હિડંબા સાથે ભીમ, ભદ્રાવતી સાથે વૃષકેતુ, લીલાવતી સાથે મયુરધ્વજ, સુનંદા સાથે નીલધ્વજ, પ્રભાવતી સાથે યૌવનાશ્વ તથા પ્રમીલાની સાથે અનુશાલ્વ; વિગેરે શ્રેષ્ઠ દંપતીઓ કળશ લઇ ગંગાજળ લેવા છેડા છેડી બાંધી તૈયાર થવા લાગ્યા. એટલે વાજિંત્રોના રમણીય શબ્દો થઇ રહ્યા, હાથીપર બેઠેલી કુમારીકાઓ તે દંપતીઓને મોતીથી વધાવવા લાગી, મુનિઓ વેદોચ્ચાર કરવા લાગ્યા. ગવૈયાઓ ગાવા લાગ્યા અને સુંદર અલંકારો પહેરી સર્વે પ્રજા આગળ ચાલવા લાગી. કુંતીએ કૃષ્ણ તથા રૂક્મણીની છેડા છેડી બાંધી આ બનાવ જોઈ કલહપ્રિય મુનિરાજ નારદ તરતજ સત્યભામાના ઉતારા તરફ દોડ્યા. અને ત્યાં જઇ તેમણે કહ્યું કે "અરે સત્યભામા! આ યજ્ઞમહોત્સવમાં ઘણા રાજાઓની વચ્ચે રૂક્મિણીને કૃષ્ણની સાથે ઘણુંજ માન મળ્યું. વળી તે કૃષ્ણની સાથે ગંગાજળ લેવા જાય છે. તેનાપર આજ છત્ર ચમર ઢોળાયછે. શું તે એકલીજ કૃષ્ણની સ્ત્રી છે? તેનો પુત્ર પ્રદ્યુમ્ન અને પૌત્ર અનિરૂદ્ધ સમર્થ છે તેથી એમ થાય એમાં કાંઇ નવાઇ નહિ."

"મુનિરાજ! ગોવિંદ તો અહીં મારે ત્યાંજ બેઠેલા છે. તમે જુઓ. હું હમણાંજ તેમની સાથે જવાનીછું."

સત્યભામા આ પ્રમાણે બોલે છે તેટલામાં નારદે ત્યાં કૃષ્ણને જોયા. તેથી વિસ્મય પામી તેણે તેને કહ્યું કે "જગત્પતે! તમને તો મેં હજી થોડીવાર પહેલાંજ યુધિષ્ઠિરની પાસે જોયા હતા, વળી અહીં પણ દેખું છું. અહો! મોટું આશ્ચર્ય."

સત્યભામાની સાથે કૃષ્ણને બહાર નિકળ્યા જોઇ મુનિ નારદ ત્યાંથી જાંબુવતીના મંદિર તરફ ગયા. ત્યાં જઇ તેણે કહ્યું કે "માતાજી! હજુ અહીંજ કેમ બેસી રહ્યાં છો. યજ્ઞમંડપમાં ન ગયાં એ બહુ ખોટું કર્યું. કૃષ્ણ ગંગાજળ લેવા જાય છે અને તેની સાથે રૂક્મિણી તથા સત્યભામા પણ તૈયાર થયાં છે."

"મુનિરાજ! કૃષ્ણની કોઇ પણ સ્ત્રી તેના વિના કોઇ પણ વખત રહેતીજ નથી. કૃષ્ણ વિના તેની કોઇ પણ સ્ત્રી જીવેજ નહિ."

મુનિ નારદે ત્યાં પણ શ્રીકૃષ્ણને તેની સાથે છેડા છેડી બાંધી બેઠેલા

દીઠા. એટલે પોતે તરતજ ત્યાંથી પણ નિકળી ગયા. આ પ્રમાણે કૃષ્ણની તમામ સ્ત્રીઓને ત્યાં ગયા. પરંતુ ત્યાં કોઇ પણ મંદિર કૃષ્ણ વગરનું તેના જોવામાં આવ્યું નહિ. આ ઇશ્વરી પ્રભાવ જોઇ નારદ પાછા યજ્ઞ મંડપમાં આવ્યા. સઘળાં દંપતીઓ સર્વ ઋષિઓની સાથે ગંગાપ્રત્યે ગયાં. વ્યાસે અભિમંત્રણ કરી જળદેવતાઓનું પૂજન કર્યું. પછી પુસ્પ સહિત સુવર્ણનો કલશ જળથી ભરી અનુસુયાના હાથમાં આપ્યો અને એક કલશ અરૂંધતીને આપ્યો. અરુધતીએ સ્નેહપૂર્વક રૂક્મિણીના મસ્તકપર જળનો ભરેલ સુવર્ણ કલશ મૂકી તેને કહ્યું કે "ભદ્રે! પોતાના મંદિરમાં પુષ્પના ભારવડે દબાઇ જતું તમારૂં મસ્તક આ જળ ભરેલા કલશથી શું ઓછું દૂંવાયું હશે ?" અરૂંધતીનું વચન સાંભળી સુભદ્રાએ તેને કહ્યું કે "માતાજી ! રૂક્મિણી ભારને સહન કરી શકે તેમ છે. ગાય અને ગોવાળોના રક્ષણમાટે સાત દિવસ સુધી ગોવર્ધન પર્વતને પોતાના હાથપર ધારણ કરી રાખનાર શ્રીકૃષ્ણને પણ રાત્રિ દિવસ પોતાના હૃદયમાં ધારણ કરી રાખે છે."

આ પ્રમાણે પરસ્પર વાતો કરતાં કરતાં સઘળી સ્ત્રીઓએ પોતપોતાના પુષ્પ અને મુક્તાલંકારોથી સુશોભિત જળના કળશો ઉપાડી ચાલવા માંડયું અને પતિઓની સાથે ગાજતે વાજતે યજ્ઞમંડપમાં આવી.

દ્રૌપદી તથા યુધિષ્ઠિરે ગંગાજળથી અશ્વને નવરાવ્યો. યજ્ઞની શરૂઆત થઇ. વિધિપૂર્વક અભિમંત્રણ કરેલ જળવડે યુધિષ્ઠિરને નવરાવવામાં આવ્યા. ભીમ, અર્જુન, નકુલ તથા સહદેવ મુનિઓનાં ચરણો ધોવા લાગ્યા અને કૃષ્ણ તેઓને યોગ્ય આસનો ઉપર બેસાડવા લાગ્યા. સુંદર રેશમી વસ્ત્રો ધારણ કરી ચંદનોથી ચર્ચિત થયેલ અંગવાળા અને દિવ્ય અલંકારોથી સુશોભિત બ્રાહ્મણો પોતપોતાના સુવર્ણના આસનપર બેસી રહ્યા. પછી તેમને પુષ્પની માળાઓ પહેરાવવામાં આવી અને બીજી બાજુ અન્નાજ, સુવર્ણ, સુંદર વસ્ત્રો, રત્નો, હાથી, ઘોડા, રથ, ગાયો, ચંદન, છત્ર, ચામરો, દાસદાસીઓ તથા મંદિરો વિગેરે બેસુમાર દાન થવા લાગ્યાં. યજ્ઞના અશ્વને વચ્ચોવચ લાવવામાં આવ્યો અને સમયાનુકૂળ શ્રુતીઓના પાઠ થવા લાગ્યા "અશ્વ ! જળપાન કરી લે તને સ્વર્ગ લોકનો લાભ મળશે." આ પ્રમાણે યુધિષ્ઠિરનું બોલવું સાંભળી ઘોડે પોતાનું માથું ધુણાવી કૃષ્ણની સામે જોયું. નકુલ પાસે આવ્યો અને ઘોડાની ચેષ્ટાનો ભાવ સમજી બોલ્યો કે "રાજેંદ્ર ! ઘોડો કહે છે કે હું સ્વર્ગના લાભને ઇચ્છતો નથી. આ યજ્ઞમાં સાક્ષાત્ શ્રીકૃષ્ણ બેઠા છે તેથી મને સ્વર્ગ નહિ પણ મોક્ષરૂપ ફળ મળવું જોઇએ. બીજા યજ્ઞોમાં શ્રીકૃષ્ણ હાજર ન હોવાથી તે તે ઘોડાઓ સ્વર્ગને પામ્યા છે. હું તો કૃષ્ણમાંજ મળી જઇશ.

નકુલનું બોલવું સાંભળી ઘોડાને અભિમંત્રણ કરી પાછો ખાસ બંધનમાં આવ્યો. આ વખત હાથમાં ખડ્ગ લઈ તૈયાર થઈ રહેલા ભીમસેનને જરાવાર અટકાવી ધૌમ્ય મુનિએ ઘોડાના ડાબા કાનને દાબ્યો એટલે તેમાંથી દૂધની ધારા થઇ. રુધિર બિલકુલ દેખાયુંજ નથી. લોકોને વિસ્મય થયો. પછી ભીમે ધૌમ્ય મુનિની આજ્ઞાથી તે અશ્વનું મસ્તક ખડ્ગથી છેદ્યું, એટલે તે પૃથ્વીપર નહિ પડતાં ઉંચે આકાશમાં ગયું અને સૂર્યમંડલમાં પડ્યું. ઘોડાનાં કલેવરને શુદ્ધ જાણી કૃષ્ણે એક બીલીના કાંટાથી તે ચીર્યું એટલે તેમાંથી પણ દૂધની ધારા થઇ. ઋષિઓએ યુધિષ્ઠિરને કહ્યું કે 'પૂર્વે કોઇ પણ યજ્ઞનો અશ્વ આ પ્રમાણે શુદ્ધ નહિ હતો.'' ઋષિઓ આ પ્રમાણે બોલતા હતા તેટલામાં એ કલેવરમાંથી એક મોટો તેજનો ગોળો નિકળી શ્રીકૃષ્ણના મુખમાં પેઠો. અને કલેવર પૃથ્વીપર પડી કર્પૂરમય બની રુદ્રના ગાત્રથી નીચે ખરેલ વિભૂતિની પેઠે શોભવા લાગ્યું. કર્પૂરના ઢગલાને જોઇ મુનિઓ વિસ્મય પામ્યા. પછી તે સઘળો કર્પૂર યજ્ઞના કુંડમાં હોમવા માટે સ્રુવામાં લઈ રાજાની સમક્ષ આહુતિ આપતાં વ્યાસ બોલ્યા કે "ઇંદ્ર ! આ અશ્વમેધ યજ્ઞમાં યુધિષ્ઠિરે આપેલી આ કર્પૂરની આહુતિ ગ્રહણ કરો. હવે પછી કળિયુગમાં એવી આહુતિ મળવી દુર્લભ છે.'' આ વખત ઇંદ્રે ત્યાં પ્રત્યક્ષ દર્શન દઇ કહ્યું કે "મહામુનિ ! મારા અગ્નિરૂપ મુખમાં એ આહુતિ જોઇનેજ તૃપ્ત થયો છું અને હવે ગ્રહણ કરીને અત્યંત તૃપ્ત થઇશ.'' ઇંદ્રનું વચન સાંભળી ઇંદ્રાયસ્વાહા એમ બોલી વ્યાસે એ આહુતિ વિધિપૂર્વક અગ્નિમાં હોમી ચૈત્ર શુકલ દશમી અને ગુરૂવારને દિવસ આ પ્રમાણે ઇંદ્રને આહુતિ આપી પછી તે તે મંત્રાવડે ચંદ્ર આદિ દેવતાઓ અને દિક્પાલોને પણ આહુતિઓ આપવામાં આવી. સચરાચર જગત્ પ્રસન્ન થયું યજ્ઞ સમાપ્તિ પછી ગંગામાં યુધિષ્ઠિરે અવભૃથ સ્નાન કર્યું. પછી સોમપાન કરી ક્રમ પ્રમાણે પુરોડાશનું ભક્ષણ કર્યું. શેષભાગ સર્વને વહેંચી આપવામાં આવ્યો. વાદિત્રો વાગવા લાગ્યાં. બંદિજનો જય વિગેરે શબ્દોથી તથા ગવૈયાઓ ગાયનથી ધર્મરાજાને સંતુષ્ટ કરવા લાગ્યા. દેવકી વિગેરે વૃદ્ધ સ્ત્રીઓએ નીરાજન કર્યું વર્ગે વર્ગની સાથે કુંતી અત્યંત આનંદ પામ્યાં. સઘળી પૃથ્વી મુનિ વ્યાસને અર્પણ કરવામાં આવી. વ્યાસે તેનું દ્રવ્ય કરી સંકલ્પ પૂર્વક તે વિધિ પ્રમાણે બ્રાહ્મણો અને ગરીબ લોકોને આપી દીધું. પછી સુવર્ણના શિખરપર સુવર્ણનો બાજઠ કરાવી તે મુનિ બકદાલ્ભ્યને આપવામાં આવ્યો. ઋત્વિજોને તથા દ્વારપાળોને એક એક રથ, એક એક હાથી, દશ દશ ઘોડા, એક એક ભાર સુવર્ણ, સુવર્ણથી શણગારેલ સો સો ગાયો તથા આજ્ઞા ઉઠાવવામાં અને કામ કરવામાં ચતુર ચાર ચાર સેવકો આપવામાં આવ્યા. બી-

બ્રાહ્મણોને પણ અનેક દક્ષિણાઓ આપ્યાં. યજ્ઞમાં આવેલ દરેક રાજાને હજાર હજાર ઘોડા, સો સો હાથી અને કરોડ કરોડ સોનામહોરો આપવામાં આવી. યાદવોને તો તેથી પણ બમણું બમણું આપવામાં આવ્યું. અને રૂકિમણી વિગેરે સ્ત્રીઓને અલંકારોથી સંતુષ્ટ કરવામાં આવી.

" સઘળાઓને બધી તરેહથી સંતુષ્ટ કર્યા પછી સેંકડો સુવર્ણના અલંકારોથી સુશોભિત શ્રીકૃષ્ણને વચ્ચોવચ્ચ એક સુંદર આસન ઉપર બેસાડી યજ્ઞનું સઘળું પુણ્ય તેમના હાથમાં અર્પણ કરવામાં આવ્યું. વાદિત્રો વાગવા લાગ્યાં અને પુષ્પની વૃષ્ટિ થઇ રહી ખીલે બાંધેલાં પશુઓને મુક્ત કરવામાં આવ્યાં અને સઘળે આનંદ વર્ત્તી રહ્યો.

## પરિક્ષિતના જન્મથી શોક અને હર્ષ.

અશ્વમેધના કારણથી શ્રીકૃષ્ણ, બળભદ્ર, સુભદ્રા, પ્રદ્યુમ્ન, કૃતવર્મા, તથા સાત્યકિ વિગેરે સઘળું યાદવ કુટુંબ હસ્તિનાપુરમાં આવ્યું હતું શ્રીકૃષ્ણ આદિ યાદવો હસ્તિનાપુરમાં આનંદથી રહ્યા હતા અને એટલામાં અભિમન્યુની સ્ત્રી ઉત્તરાને પુત્રનો પ્રસવ થયો પણ તે પુત્ર મુવેલોજ અવતર્યો. પુત્રના જન્મ વખત લોકોનો જે હર્ષનો પોકાર ઉઠયો હતો તે પોકાર તે પુત્ર મુવેલો અવતરવાની ખબર પડતાં જલદી બંધ પડી ગયો. પોકાર બંધ પડતાં અત્યંત ગભરાએલા શ્રીકૃષ્ણ સાત્યકિને સાથે લઇ દોડયા દોડયા અંતઃપુરમાં આવ્યા. "શ્રીકૃષ્ણ દોડી પહોંચજો, દોડી પહોંચજો" એમ પોકાર કરતાં કુંતી અને તેની પછાડે દ્રૌપદી સુભદ્રા અને બીજી પણ સ્ત્રીઓ પોતાની સામે આવતી હતી તે તેના જોવામાં આવી. કુંતીએ પાસે જઇ આંસુથી ગળગળી વાણીથી કહ્યું કે શ્રીકૃષ્ણ, હુ તમારા ચરણમાં માથું મૂકીને પ્રાર્થના કરૂં છું કે અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી બળી ગએલા અમારા પુત્રને જીવાડો. ગર્ભમાં રહેલા આ બાળકને મારી નાખવાથી દુષ્ટ અશ્વત્થામાને શો ફાયદો જાણો હશે ! બ્રહ્માસ્ત્ર મારી ઉપરજ આવીને પડયું હોત તો આવો શોકનો સમય પ્રાપ્ત થાત નહિ. અમારા કુળની સ્થિતિનો આધાર તમારા ઉપરજ છે. માટે આ તમારા ભાણેજના પુત્રને જીવતો કરો. અને તેમ કરી ઉત્તરા, સુભદ્રા, દ્રૌપદી સાને મને તથા પાંડવોને જીવતા રાખો. પાંડવોના તથા અમારાં પ્રાણ અને મારા પતિનું, સસરાનું તથા અભિમન્યુનું પિંડદાન આ પુત્રને આધીન છે. તમારો પ્યારો ભાણેજ અભિમન્યુ મરણ પામી ગયો છે. તેના પુત્રને જીવતો કરી તેનું પ્રિય કરો. અભિમન્યુએ ઉત્તરાને કહ્યું હતું કે તારો પુત્ર મારા મોસાળમાં રહી અસ્ત્રવિદ્યા તથા નીતિશાસ્ત્રનો અભ્યાસ કરશે તો તે વચન સફળ થાય તેમ કરો. આમ બોલતાં બોલતાં દુઃખથી પીડાએલી કુંતી હાથ ઉંચા કરીને ધરતી ઉપર પડી ગઇ. અને સુભદ્રા વિગેરે સ્ત્રીઓ પણ

પડી ગઈ. જ્યારે સંજ્ઞા પ્રાપ્ત થઇ એટલે સુભદ્રાએ શ્રીકૃષ્ણને ચીસ નાખી કહ્યું કે અભિમન્યુ સઘળા પાંડવોને પ્યારો હતો. તેના પુત્રને મરણ પામેલો સાંભળી તેઓ તમને શું કહેશે ? જેમ અભિમન્યુ તેમ તેનો પુત્ર મરી ગયો એ સમાન બીજું મને કયું કષ્ટ હોય ! મને બેહેન જાણી અથવા પુત્રસગરની જાણી અથવા શરણાગત જાણી મારાપર દયા કરો. તમે પાંડવોનું જેમ બીજા પ્રકારથી રક્ષણ કર્યું છે તેમ આ પ્રકારથી પણ કરો. તમો જીવતા છતાં અભિમન્યુનો પુત્ર ન જીવે તો તમે પણ મને શા કામના ? પોતાની ફોઈ અને બેહેનનાં અત્યંત દિન વચનો સાંભળી શ્રીકૃષ્ણ બહુ સારૂં એમ કહી સર્વેને રાજી કરી પોતે સૂતિકાગૃહમાં ગયા. શ્રીકૃષ્ણને અંદર આવતા જોઇ દ્રૌપદીએ તરત જઇ ઉત્તરાને કહ્યું કે તમારા મામાજી અંદર આવે છે. દ્રૌપદીનાં વચનો સાંભળી વસ્ત્રાવતી પોતાનાં શરીરને વસ્ત્રથી સારી રીતે ઢાંકી ઉત્તરા કંગાળપણાથી વિલાપ કરવા લાગી કે શ્રીકૃષ્ણ ! કૃપા કરી આ તમારા ભાણેજના દીકરાને જીવતો કરો. જેમ ભાણેજ તેમ હું પણ આ સમયે આ પુત્ર મરી જવાથી મરી ગઇ છું. આ પુત્ર ઉપર મારા ઘણા જે મનોરથો હતા તે સઘળા તૂટી ગયા. પુત્રને ખોળામાં તેડી હું મામાજીને પગે લાગીશ એ મારી આશા સઘળી નિષ્ફળ ગઇ. તમારા પ્યારા ભાણેજનો પુત્ર બ્રહ્માસ્ત્રથી મરણ પામ્યો છે તેને જુવો. આ દીકરો એના બાપની પેઠે કૃતઘ્ન અને ક્રૂર નિવડ્યો. અભિમન્યુ રણમાં કામ આવતાં હું તેની પાછળ સતી પણ થઇ નહિ, માટે મને ધિક્કાર છે. હવે હું સ્વર્ગમાં જઇશ ત્યારે તમારો ભાણેજ મને શું કહેશે ? આ પ્રમાણે વિલાપ કરતાં કરતાં ઘેલી થઇ ગએલી હોય તેમ ભાન વગરની ઉત્તરા ધરતીપર પડી ગઇ. સઘળી સ્ત્રીઓ હાહાકાર કરવા અને રોવા લાગી પાંડવોનાં સઘળા દરબારમાં ચારે કોર શોક વર્તી રહ્યો. સંજ્ઞા પ્રાપ્ત થતાં ઉત્તરાએ પુત્રને ખોળામાં લઇ કહ્યું કે હે પુત્ર ! તું ધર્માત્માનો પુત્ર છતાં શ્રીકૃષ્ણને કેમ દંડવત પ્રણામ કરતો નથી ? તું તારા બાપ પાસે જઇ કહે કે કાળ પ્રાપ્ત થયા વિના કોઇથી પણ મરાતું નથી તેથી મારા અને તમારા વિના પણ અભાગણી ઉત્તરા જીવે છે. જેમ હું પતિ વગરની થઇ તેમ હાલ પુત્ર વગરની પણ થઇ. છતાં મારી છાતી કેમ ફાટી પડતી નથી. હવે તો હું યુધિષ્ઠિરની રજા લઇ ઝેર પીશ અથવા અગ્નિમાં પ્રવેશ કરીશ. આ પ્રમાણે વિલાપ કરતાં કરતાં ઉત્તરા ફરી વાર ધરતીપર પડી ગઇ. ઉત્તરાનો વિલાપ સાંભળી દયાથી ઘેરાયેલા દયાળુ અને સમર્થ એવા શ્રીકૃષ્ણ જળનું આચમન કરી બ્રહ્માસ્ત્રને ખેંચી લઇ બોલ્યા કે ઉત્તરા ! સઘળા લોકો દેખતાં આ પુત્રને હું જીવતો કરી આપું છું જો હું કદી પણ ખોટું બોલ્યો ન હોઉં, કદી પણ યુદ્ધમાંથી વિમુખ થયો ન હો-

છું અને કદી પણ અરજુનપર વિરોધિ વગરનો ન થયો હોઉં તો અભિમન્યુનો આ પુત્ર જીવતો થજો. જે રીતે મને ધર્મ તથા બ્રાહ્મણ વધારે પ્રિય છે તે રીતે આ પુત્ર જીવતો થાઓ. જે ધર્મથી મેં કંસ તથા કેસીને હણ્યા છે તે સત્યથી ફરી આ બાળક જીવો. જ્યારે તે મધુર વાણી બંધ થઇ ત્યારે તે બાળક ચૈતન્ય થઇ હાલવા લાગ્યો અને રડતાં કળકળતાં સર્વે લોકો આનંદ પામ્યાં "વાહ શ્રીકૃષ્ણ, વાહ શ્રીકૃષ્ણ" એવા શબ્દો થવા લાગ્યા. બાળક પોતાની શક્તિ પ્રમાણે હાથ પગ હલાવવા લાગતાં સર્વે સ્ત્રીઓ અત્યંત પ્રસન્ન થઇ, બ્રાહ્મણો સ્વસ્તિ વાચનના શબ્દો બોલવા લાગ્યા. ચારણ વિગેરે લોકો સ્તુતિ કરવા લાગ્યા. ઉત્તરાએ જીવતા થએલ પુત્રને ખોળામાં લઇ શ્રીકૃષ્ણને પ્રણામ કર્યા શ્રીકૃષ્ણે ઉત્તરાને તથા પુત્રને ઘણાં ઘણાં ઘરેણાં આપ્યાં. કુળનો ક્ષય થવાથી આ અભિમન્યુનો પુત્ર અવતર્યો છે માટે તેનું નામ પરીક્ષિત એવું થાઓ" એમ કહી યોગ્ય સમય આવ્યો ત્યારે કેશવ ભગવાને તે બાળકનું નામ પાડયું. જીવતો થએલ પરીક્ષિત દિન પ્રતિદિન ઉછરવા અને પ્રિય થવા લાગ્યો.

પરીક્ષિતના જન્મની વધાઇ સાંભળી બહુ રાજી થએલા પાંડવોએ કેશવ ભગવાનની ઘણી પૂજા કરી તથા અત્યંત ઉપકાર માન્યો. પછી તેમના કહેવા પ્રમાણે અશ્વમેધ નામના મોહોટા યજ્ઞનો સમારંભ કર્યો.

આ પ્રમાણે યજ્ઞવિધિ કર્યા પછી તે યજ્ઞમંડપની અંદર ભોજનને માટે બ્રાહ્મણોને બોલાવવામાં આવ્યા. દરેક બ્રાહ્મણની પાસે એક એક સુવર્ણનો થાળ અને જળપાત્ર મૂકવામાં આવ્યું. ભીમના હાથથી પીરસાતો, ઉદય પામેલ ચંદ્રબિંબ સમાન દૂધપાકને જોઇ બ્રાહ્મણો આનંદ પામ્યા. દૂધપાક પીરસાયા પછી ક્રમે ક્રમે ભીમના હાથથી તૈયાર થયેલા અનેક પદાર્થો પીરસાયા. ઉત્તરોત્તર ભોજનના સુંદર પદાર્થોનું ભક્ષણ કરતા બ્રાહ્મણો તે વખતના સુખથી સ્વર્ગ સુખને પણ તુચ્છ ગણવા લાગ્યા.

આવી રીતે બ્રાહ્મણોને ભોજનથી સંતુષ્ટ કરી દક્ષિણા આપી પાન સોપારી દેવામાં આવ્યાં. બ્રાહ્મણોએ આશિર્વાદ આપ્યા. યુધિષ્ઠિર યજ્ઞની નિર્વિઘ્ન સમાપ્તિથી સંતુષ્ટ થયા. આમાંની કેટલીક રસીક બાબતો જૈમીનીની અશ્વમેધમાંથી લીધેલ છે.

# આશ્રમવાસિક પર્વ ૧૬ મું.

---

**ધૃતરાષ્ટ્ર ગાંધારીનો વનમાં જવાની ઇચ્છા-યુધિષ્ઠિરે પાળેલી આજ્ઞા.**

જેના શત્રુઓ નાશ પામેલા છે એવા પાંડવો રાજ્યને પામી ધૃતરાષ્ટ્રને આગળ કરી પૃથ્વીને પાળતા હતા. વિદુર, સંજય અને યુયુત્સુ જેમ ધૃતરાષ્ટ્રને સેવતા હતા, તેમ પાંડવો પણ તે રાજાને સઘળા કાર્યોમાં પૂછતા હતા. આ રીતે આજ્ઞામાં રહી પાંડવોએ પંદર વર્ષ સુધી સેવા કરી સઘળાં કાર્યો કરતાં, તેમ કુંતી પણ ગાંધારી તરફ ઉત્તમ માન વૃત્તિથી વર્તતાં હતાં. ધનુર્ધારી કૃપાચાર્ય ધૃતરાષ્ટ્ર પાસે રહેતા હતા. વળી સમર્થ એવા વ્યાસજી રાજાની સાથે પ્રાચીન ઋષિ, દેવર્ષિ અને પિતૃઓ વગેરેની કથા કરતા હમેશ રહેતા હતા. ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી વિદુર જે ધર્મયુક્ત અને વ્યવહારવાળાં કામો હોય તે સારી નીતિથી અતિ ઓછાં દ્રવ્યોવડે કરાવતા હતા. ધૃતરાષ્ટ્ર પોતે બાંધવા છોડવાને તથા વધ કરવા લાયક નરોનો છુટકો કરતા હતા પણ યુધિષ્ઠિર કશુંએ બોલતા ન હતા. એટલુંજ નહિ પણ પાંડવો ન્યાય પ્રમાણે ધૃતરાષ્ટ્રની પાસે મ્હોટાં મૂલ્યવાળા વસ્ત્રો અને વિવિધ માળાઓ ભેટ કરતાં પ્રથમની પેઠેજ તેને મધુર એવા પીવાના પદાર્થો તથા વિચિત્ર ભક્ષણ કરવાના પદાર્થો કરી આપતા હતા જે જે ઠેકાણેથી રાજાઓ આવતા હતા તેઓ સર્વે પ્રથમની પેઠે ધૃતરાષ્ટ્રની સેવા કરતા હતા. તેમજ કુંતી, દ્રૌપદી, નાગની કન્યા ઉલુપી, ચિત્રાંગદા, ધૃષ્ટકેતુની બેન, જરાસંધની પુત્રી, એ અને બીજી સઘળી સ્ત્રીઓ તથા નોકરો ગાંધારીને સેવતાં હતાં. હમેશ યુધિષ્ઠિર પોતાના ભાઇઓને એવી શિખામણ આપતા હતા કે જે રીતે પુત્રના વિયોગવાળા આ કશું પણ દુઃખ ન પામે તે રીતે વર્તવું. આ પ્રમાણે ધર્મરાજાનું અર્થવાળું ભાષણ સાંભળી એક બીજા વગર તેઓ સૌ તેમ વર્તતા હતા, ધૃતરાષ્ટ્રની દુષ્ટ બુદ્ધિએ જુગટાથી કરાવેલું જે અપમાન થયું હતું તે વૈર ભીમના હૃદયથી દૂર જતું ન હતું.

**ભીમના કૃત્યથી ધૃતરાષ્ટ્રને થતો પશ્ચાત્તાપ.**

પ્રથમની પેઠે પાંડવોએ સત્કાર કરેલા અને ઋષિઓએ સેવેલા અંબિકાના પુત્ર ધૃતરાષ્ટ્ર વિહાર કરતા હતા. તે બ્રાહ્મણોને દેવા યોગ્ય પદાર્થો આપતા હતા અને યુધિષ્ઠિર તે સર્વ કબુલ કરતા હતા. વળી તે ભાઇઓ તથા સાથે રહેનારા કારભારિઓને કહેતા કે આ, નરાધિપ માનવા યોગ્ય છે, જે તેની આજ્ઞામાં રહેનાર છે તે મારો સ્નેહી છે અને જે તેનો વિપરીત છે

તે મારો શત્રુ છે વળી આપણે કેમ વર્તવાથી ધૃતરાષ્ટ્ર શોકને ન પામે અને મરણ પણ ન પામે એમ યુધિષ્ઠિર વિચારતા હતા અને પુત્રના જીવતાં ધૃતરાષ્ટ્રને જેટલું સુખ હતું તેટલું સુખ તથા ભોગવવાના પદાર્થોને પામે એમ વ્યવસ્થા કરતાં આજ્ઞામાં રહેતા હતા, તેમ શિષ્યના સરખી વૃત્તિને પામેલા, તે સર્વે ધૃતરાષ્ટ્રને ગુરૂની પેઠે જાણતા હતા ગાંધારી પણ જૂદાં જૂદાં શ્રાદ્ધ કર્મોથી બ્રાહ્મણોની કામનાઓને સિદ્ધ કરી પુત્રોના ઋણ રહિતપણાને પામ્યાં. કુરૂ કુળને ધારણ કરનારા એ વૃદ્ધ રાજા કશું પણ પાંડુના પુત્ર વિષે અપ્રિય દેખતા ન હતા પણ પ્રીતિમાન થતા હતા અને ગાંધારી તે પુત્રોના શોકને તજી સદા કાળજ પ્રસન્ન થતાં હતાં. સદા પ્રાતઃકાળમાં ઉઠી જપ કરી પવિત્ર એવાં તે વૃદ્ધ રાજા, પાંડવોનો પરાજય નહિ થાય એવું ઇચ્છતા હતા. બ્રાહ્મણો પાસે સ્વસ્તિ ( કલ્યાણ ) વંચાવી અગ્નિને હોમિ ધૃતરાષ્ટ્ર પાંડવોનાં આયુષ્ય ચાહતા હતા. ગાંધારી અને વિદુર યુધિષ્ઠિરની ધીરજથી અને પાવનતાથી પ્રસન્ન થતા, પણ શત્રુને હણનાર ભીમથી પ્રસન્ન થયા નહિ. નિશ્ચયવાળા ભીમ ધૃતરાષ્ટ્રને જોઇ સદા ઉદાસ થતો. ધર્મને અનુસરતા જોતા છતાં પણ શત્રુને હણનાર ભીમ હૃદયથી પરાંગમુખ (અવળો) થઇ અનુસરતો હતો. ધૃતરાષ્ટ દુષ્ટ મતિવાળા પુત્રને સંભારતા ત્યારે હૃદયથી ભીમનું ભૂડું વિચારતા હતા. તેમ ભીમ પણ ધૃતરાષ્ટ્રને સહન કરી શકતો ન હતો. ભીમ એનાં છાનાં અપ્રિય કરતો; વળી તેના દુષ્ટ વિચારને સંભારતો એવો ભીમ સ્નેહિઓના મધ્યમાં બાહુનો શબ્દ કરતો તથા ધૃતરાષ્ટ્ર અને ગાંધારીના સાંભળતાં તે શત્રુ દુર્યોધનનો તથા કર્ણ અને દુઃશાસનને યાદ કરી કઠિન એવાં આ વચન કહેતો કે મેં ભોગળના સરખા ભુજથી અંધ રાજાનાં જૂદાં જૂદાં શસ્ત્ર અને અસ્ત્રોથી લડનારા સર્વે પુત્રોને પરલોકમાં પોહોંચાડયા. આ શત્રુઓ દુઃખે પામી શકાય એવા ભોગળના જેવા તે મારા ભુજ છે કે જેનાથી ધૃતરાષ્ટ્રના પુત્રો ક્ષય પામ્યા. તે આ ચંદનથી યુક્ત અને ચંદન કરવા યોગ્ય મારા બે ભુજ છે કે જેઓએ દુર્યોધનને પુત્રો તથા બાંધવો સહિત ક્ષય પમાડયો. આ રીતે ભીમની એ વાણી ધૃતરાષ્ટ્રને શલ્યરૂપ થતી હતી સર્વે ધર્મોને સમજનારાં દેવી ગાંધારીએ પણ તે અપ્રિય સાંભળ્યાં. જ્યારે પંદરમું વર્ષ થયું ત્યારે ભીમની વાણીરૂપ બાણે પીડેલા ધૃતરાષ્ટ દુઃખથી વૈરાગ્ય પામ્યા તે પાંડવોના જાણવામાં આવ્યું નહિ, તેમ કુંતીએ કે દ્રૌપદીએ જાણ્યું નહિ. તેથી ધૃતરાષ્ટ સર્વને સ્નેહિ જન માનતા હતા પણ હવે અતિ આંસુઓ પાડતા તે આ વાક્ય તેઓ પ્રત્યે બોલ્યા કે જે રીતે કૌરવોનો ક્ષય થયો એ તમારૂં જાણેલું છે, તે સઘળું મારા અપરાધથી થયું છે. જ્ઞાતિઓના ભયને વધારનાર દુષ્ટ દુર્યોધનને હુંજ રાજ્ય અભિષેક કરનાર

થયો. મેં શ્રીકૃષ્ણનું 'આ દુર્યોધન દુષ્ટ બુદ્ધિવાળો અને પાપી છે એથી, એને અમાત્યો સહિત 'કેદ કરો' એ વાક્ય સાંભળ્યું નહિ અને વિદુરે, ભીષ્મે, દ્રોણે, કૃપે તથા ડગલે ડગલે વ્યાસે, સંજયે તથા ગાંધારીએ અને પૃથ્વીઓએ હિત વચન કહેવાએલો હું પુત્રના સ્નેહથી પગભનુ પામવાને લીધે સાંભળતો નહિ તે આ વખતે મને દુઃખ દે છે. મેં ઉપર કહેલા મહાત્માઓનું નહિ માનવાથી આ હજારો અપ્રિયોને હું ધારણ કરૂં છું અને વિશેષપણાથી તો હાલ પંદરમે વર્ષેજ જોઉં છું માટે આ પાપની શુદ્ધિ સારૂં અતિ દુષ્ટ બુદ્ધિવાળો હું હવે નિશ્ચ-વાન થયો છું અને કોઇ વખતે નિયમથી ચોથે કાળે (ટંકે) અને ક્યારેક આઠમે કાળે પણ તૃષ્ણાને મટાડનારૂં જમું છું તે મારૂં ગાંધારી જાણે છે. બીજાં સર્વ કુટુંબ, અંત દુઃખ પામશે એમ યુધિષ્ઠિરની બીકથી મારી પાસે આવે છે અને સદા આ આહાર કરે છે એમ મને જાણે છે. હું જપવા યોગ્ય મંત્રમાં તત્પર થઈ ચર્મથી વિંટાઇ ભૂમિ ઉપર દર્ભોમાં શયન કરૂં છું, અને યશવાળાં ગાંધારી પણ નિયમના મિષથી તેમાં સુવે છે જે જેઓના યુદ્ધમાં પલાયન નહિ કરનારા સો પુત્રો હણાયા તેઓ ક્ષત્રિયના ધર્મને જાણતા માટે હું તે પશ્ચાતાપ કરતો નથી આમ બોલી તે યુધિષ્ઠિરને કહેવા લાગ્યા કે હું અતિ સુખથી રહ્યો છું અને તમે મને સારી રીતે પાળ્યો, મેં મહી દાનો આપ્યાં અને વારંવાર શ્રાદ્ધો કર્યાં. હે પુત્ર, મેં બળ પ્રમાણે ઉત્તમ પુણ્ય આચર્યું, હવે આ નાશ પામેલા પુત્રોવાળાં ગાંધારી ધૈર્યથી મને જોઇ શકે છે. હે પુત્ર ? જેઓ દ્રૌપદીનું ભૂંડું કરનારા, તમારા રાજ્યને હરનારા ક્રૂર હતા તેઓ ગયા. અને યુદ્ધમાં પોતાના ધર્મે કરી નાશ પામ્યા માટે તેઓ વિશે હું વેરનો બદલો વાળવાનું જોતો નથી. તેઓ સર્વે મોખરામાં હણાવાથી શસ્ત્ર ધારિયોના ઉત્તમ લોકમાં ગયા છે, હવે આજ હું પોતાનું હિતકારિ પુણ્ય અને ગાંધારીનું હિત કરવા યોગ્ય માનું છું તો હે રાજેન્દ્ર! તમે આજ્ઞા આપવા યોગ્ય છો. માટે કહું છું કે હે વીર. તમે આજ્ઞા આપો, હું વનોનો આશ્રય કરીશ અને ગાંધારી સહિત ચીર ને વલ્કલ વસ્ત્રને ધારણ કરનાર હું તમોને આશીર્વાદો દેતો .વનમાં ફરનાર થઇશ. હે ભરત શ્રેષ્ઠ આપણા કુળમાં પુત્રો વિષે રાજ્ય રાખી વયના અંત ભાગમાં વન જવું યોગ્ય છે માટે હે પુત્ર, ત્યાં હું વાયુને ભક્ષણ કરનાર અથવા નિરાહાર પણ વસતો એવો આ સ્ત્રી સહિત ઉત્તમ તપ આચરિશ. તમે પણ પૃથ્વીના પતિ છો તેથી તે ફળને સેવનાર થશો; યુધિષ્ઠિરે કહ્યું—હે રાજા, તમે આમ દુઃખિત છો ત્યારે રાજ્ય મને પ્રસન્ન કરતું નથી. અતિ દુષ્ટ બુદ્ધિવાળો રાજ્યમાં આસક્ત અને ગાફલ એવો હું છું તેને ધિક્કાર થાઓ કે જે હું દુઃખથી પીડા પામેલા, અતિ ઉપવાસથી કૃશ થએલા, આહારને જીતનારા

અને પૃથ્વી ઉપર સંતાપ તમોને ભાઇઓ સાથે જાણતો નથી. અહો ! જ્ઞાની બુદ્ધિવાળા, તમોએ મૂઢ એવો જે હું છું તેને છેતર્યો કે પ્રથમ મને વિશ્વાસ પમાડી જે આ પાછળથી દુઃખ સંભળાવો છો. માટે મને રાજ્યથી શું છે? ભોગોથી શું છે? યજ્ઞોથી શું છે? અથવા સુખથી શું છે? હે જનોના ઇશ્વર, દુઃખવાળા અર્જુનશે તેનાં આ વચનથી રાજ્યને તથા પોતાને હું પીડા પામેલા જાણું છું. તમે પિતા, તમે માતા અને તમે ગુરૂ છો માટે તમારાથી અતિ હીન થયેલા અમે કયાં રહી શકીએ? હે મહારાજ, તમારો ઔરસ પુત્ર યુયુત્સુ રાજા થાય અથવા તમે જેને માનતા હો તે રાજા થાય હું વનમાં જઇશ અને તમે રાજ્યની વ્યવસ્થા કરો હું અપયશવડે બળેલો છું તેને તમે ફરીને બાળવા યોગ્ય નથી. હું રાજા નથી તમે રાજા છો અને હું તમારો અપરાધિ છું માટે ધર્મને જાણનારા ગુરૂ એવા તમોને કેવી રીતે આજ્ઞા આપવા અહિં હોંશ પામું? હે પાપથી રહિત દુર્યોધન કાજે અમારા હૃદયમાં કશો પણ ક્રોધ નથી; કેમકે તે તેમજ થનાર હશે તેથી અમે અને બીજાઓ પણ મોહિત થયા હતા. અમે જેમ તમારા દુર્યોધન વગેરે હતા તેમ અમે પણ પુત્રજ છીએ અને ગાંધારી તથા કુંતી એ બે મારાં નિર્વિશેષ (સરખાં) માનેલાં છે હે રાજાઓના ઇંદ્ર, તે તમે જો મને તજી જશો તો હું સત્યતાથી કહું છું કે હું પણ તમારી પાછળ આવીશ. આ ધનથી ભરેલી પૃથ્વી તમારા હીણ થવાથી મને પ્રીતિ કરનારી નહિ થાય. હે રાજેંદ્ર આ સઘળું તમારૂં છે, તમને પ્રાર્થના કરૂં છું કે અમે તમને આધીન છીએ માટે તમારા મનની પીડા નાશ પામો હવે હું સારી રીતે તમારી સેવા કરનાર થઈ મનની પીડાને મુક્ત કરીશ. ધૃતરાષ્ટ્ર કહે કે હે પુત્ર, મારૂં મન તાપસિપણામાં વર્તે છે એટલે અરણ્યમાં જવું યોગ્ય છે. હું ઘણો વખત તમારી પાસે રહ્યો છું અને તમે ઘણો વખત મારી સેવા કરી છે. હવે તમે મને આજ્ઞા આપવા યોગ્ય છો. આ રીતે ધૃતરાષ્ટ્ર કંપતાં અને બે હાથ જોડી ધર્મ રાજાને કહી મહાત્મા સંજય તથા કૃપાચાર્યને કહેવા લાગ્યા કે તમે પાંડવોને સમજાવો. શત્રુના શરને હણનાર યુધિષ્ઠિર બોલ્યાં કે આ રાજાએ બળવાનપણાથી ભીમની લોઢાની મૂર્તિને ભૂકો કરી નાખી હતી તે રાજા સ્ત્રીનો આશ્રય પામી રહેલ છે માટે ધર્મને નહિ જાણનાથી મને મારી બુદ્ધિને ધિક્કાર થાઓ અને મારાં શાસ્ત્રને ધિક્કાર હોજો. આ રાજા અને યશસ્વિની ગાંધારી નહિ જમે તો હું પણ તે રીતે ઉપવાસ કરિશ. ધૃતરાષ્ટ્રે કહ્યું હે મનુષ્યોના અધ્યક્ષ, હું તમારાં મસ્તકને સુંઘવા તથા બે હાથથી સ્પર્શ કરવા ઇચ્છું છું એ મને મ્હોટું પ્રિય છે, આ પછી મનવડે અતિ દુઃખોને ધારણ કરતાં ધર્મને જાણનારાં ગાંધારી દુઃખોથી 'એમ કરોમાં' એમજ યુધિષ્ઠિરને

કહેવા લાગ્યા કુંતી સહિત દુઃખ પામેલી બીજી સર્વ સ્ત્રીઓ આવેલા આંસુવાળાં નેત્રો સહિત ઉભી રહી. એ પછી યુધિષ્ઠિરની પાસે ધૃતરાષ્ટ્રે ફરી કહ્યું કે મને તપ કરવા સારૂં આજ્ઞા આપો. હે પુત્ર, વારે વારે અતિ કહેવાથી મારૂં મન ગ્લાનિ પામે છે માટે તમે મને વધારે ક્લેશ આપવા યોગ્ય નથી. ઉપવાસથી થાકેલા; ત્વચા અને હાડકાંઓથી યુક્ત, કૃશ થએલા અને નિસ્તેજ એવા રાજાને જોઇ યુધિષ્ઠિર શોકથી ઉપજેલાં આંસુ સહિત કરીને બોલ્યા કે હું તમારા વિના જીવિતને તથા પૃથ્વીને ઇચ્છતો નથી તો પણ તમારૂં જે રીતે પ્રિય થાય તે રીતે કરવા ઇચ્છું છું. જો હું તમારો કૃપા કરવા યોગ્ય અથવા પ્રિય પણ હોઉં તો પ્રથમ આહાર (ભોજન) કરો, પછી હું બીજું જાણું આ સાંભળી ધતરાષ્ટ્ર બોલ્યા કે હે પુત્ર, તમે મને વનમાં જવા હા પાડો તો હું ભોજન કરૂં. આ પ્રમાણે ધતરાષ્ટ્ર યુધિષ્ઠિરને કહેતા હતા. તેવામાં વ્યાસજી આવીને બોલ્યા કે,—

## વ્યાસે ધૃતરાષ્ટ્રને વનમાં આપેલ સલાહ.

મારી બુદ્ધિ આ પ્રમાણે છે કે આ રાજા વૃદ્ધ અને વિશેષે કરી જેનો પુત્ર મરણ પામેલો છે તેથી તે આ દુઃખ અતિઘણો કાળ સહન કરી શકશે નહિ, કરૂણા રસને જાણનારાં ગાંધારી પણ પુત્રોના શોકને ઘણા ધૈર્યથી ધારણ કરે છે, હું પણ તમને એજ કહું છું માટે મારૂં વચન પાળો. જ્યારે વ્યાસે આ પ્રમાણે કહ્યું ત્યારે યુધિષ્ઠિર વ્યાસને કહેવા લાગ્યા કે આપજ અમારા ગુરૂ છો આ રાજ્ય તથા કુળના ઉત્તમ આશ્રયરૂપ છો, ધર્મથી પુત્ર, પિતાની આજ્ઞામાં વર્તનાર થાય છે માટે હું તમારો પુત્ર છું, અને તમે મારા પિતા તથા ગુરૂ છો એમ જાણી આજ્ઞામાં વર્તનાર છું. એથી પ્રસન્ન થઇ વ્યાસ ફરીને યુધિષ્ઠિરને કહેવા લાગ્યા કે તમે જેમ કહો છો એમજ છે, આ ધૃતરાષ્ટ્ર વૃદ્ધપણાને પામ્યા છે માટે મેં તથા તમે રજા આપેલા તે પોતાના અભિપ્રાયને ભલે સિદ્ધ કરે, વિધિ પૂર્વક યુદ્ધમાં અથવા વનમાં મૃત્યુ થાય એજ રાજ ઋષિઓનો ઉત્તમ ધર્મ છે. હાલ એમનો તપ કરવા વખત છે તેથી પિતાને આજ્ઞા આપો. એમને અતિ સૂક્ષ્મ પણ ક્રોધ નથી. આ પ્રમાણે યુધિષ્ઠિરને સમજાવી કબુલ કરાવી વ્યાસ વનમાં ગયા. વ્યાસ ગયા પછી યુધિષ્ઠિર વૃદ્ધ પિતાને કહેવા લાગ્યા કે તમારૂં પણ મન હોય અને જે રીતે કૃપાચાર્ય, વિદુર, યુયુત્સુ અને સંજય કહે તે હું સત્યતાથી કરીશ કારણ કે સર્વે મારા હિત ઇચ્છનારા છો પણ હે પિતા, હું તમારીપાસે માગુ છું, કે પ્રથમ ભોજન કરો અને પછી આશ્રમ પ્રત્યે જાઓ.

## ધૃતરાષ્ટ્રે પાંડવોને રાજ્ય નીતિ વિષે આપેલો ઉપદેશ.

ધૃતરાષ્ટ્ર સઘળા માન્ય પુરૂષો અને પાંડવો સાથે ઘર પ્રત્યે જઈ પૃથ્વી-

હની ક્રિયા કરી શ્રેષ્ટ દ્વિજોને નમન કરી તે વખતે આહાર કરવા લાગ્યા અને વહુઓએ ઉપચારથી સત્કાર કરેલાં અને ધર્મને જાણનારાં, ગાંધારી કુંતીની સાથે ભોજન કરવા લાગ્યાં. આહાર કરી રહ્યા પછી ધૃતરાષ્ટ્રની પાસે બેઠી. યુધિષ્ઠિરને વાંસા ઉપર હાથ મૂકી ધૃતરાષ્ટ્ર બોલ્યા કે હે પુત્ર, જેમાં ધર્મને આગળ કરેલો છે. એવાં આઠ અંગોવાળાં રાજ્યમાં તમારે સર્વ પ્રકારે સાવધાનપણું ધારણ કરવું. હે પાંડવ, તે રાજ્ય ધર્મથી સાચવી શકાય એવું છે માટે વિદ્યાવૃદ્ધ જનોને સેવજો, તેઓ જે કહે તે સાંભળજો અને વિચાર નહિ કરતાં તે કરજો. પ્રાતઃકાળમાં ઉઠી તેઓને વિધિ પ્રમાણે પૂજી જ્યારે કાર્યનો વખત થાય ત્યારે પોતાનું કામ પૂછજો. કાર્યના હિતની ઇચ્છાથી તમે સન્માન કરેલા તેઓ સર્વ પ્રકારે તમારૂં હિત કરશે, તમે સર્વ ઇંદ્રિયોને ઘોડાની પેઠે સાચવજો, સાચવ્યાથી તેઓ રક્ષા કરેલાં દ્રવ્યની પેઠે હિતને માટેજ થશે. કપટને તજનારા, વંશ પરંપરાના પવિત્ર ઇંદ્રિયોને વશ રાખનારા, કર્મથી અતિ પુણ્યરૂપ અને જન્મથી પુણ્યકારિ એવા મંત્રિઓને રાખજો તથા નિરંતર પરીક્ષા કરેલા, જાસૂસો સર્વ કાર્યોમાં જોડજો અને સર્વ સ્થળોમાં મોકલજો. તમારૂં નગર દૃઢ ગઢરૂપ તોરણવાળું, મેડી અને અગાશીયોથી ઘાડું, છ સ્થાનકોવાળું અને સર્વ દિશાઓ તરફ સુખવાળું અતિ રક્ષણ કરેલું હોવું જોઇએ. તેના સર્વ દરવાજા સર્વ તરફથી અતિ વિભાગવાળા, પૂર્ણ, મ્હોટા અને યંત્રોથી રક્ષણ કરેલા થવા જોઇએ. તમારે કુળને શીલથી જાણેલા પુરૂષોએ કરી ધનની પૂર્ણ રક્ષા કરી અને સર્વદા ભોજન વગેરેમાં પોતાનું રક્ષણ કરવું. ફરવાના અને જમવાના વખતોમાં, માળા, શય્યા તથા આસનના વિષયોમાં તમોએ સત્યવક્તા, સદાચારી, કુલીન અને વિદ્વાન વૃદ્ધ લોકોએ દેખરેખ રાખેલી સ્ત્રીઓ સારી રીતે સાચવેલી હોવી જોઇએ. તમે વિદ્યામાં કુશળ, વિનયવાળા, કુલીન, ધર્મ અને અર્થમાં કુશળ, તથા સરલ એવા દ્વિજોને મંત્રિઓ કરજો, તેઓની સાથે છાનો વિચાર કરજો પણ અતિ ઘણાઓની સાથે વિચાર કરશો નહિ. અરણ્યમાં અથવા સળી પણ ન હોય તે સ્થળમાં; સારી રીતે રક્ષણ કરેલાં, સ્થળરૂપ એવાં વિચાર કરવાનાં ઘરમાં બેસી સર્વની સાથે અને કોઇ પણ મિષથી જૂદા કરેલાઓની સાથે મળતાં પણ વિચાર કરજો. વાનરો, પક્ષિયો, જેઓ મનુષ્યોને અનુસરનારા છે તેઓ અને જે જડ તથા પાંગળા છે તેઓ સઘળા મંત્રના સ્થાનમાં તજવા લાયક છે. મારૂં એવું માનવું છે કે મંત્રના ભેદમાં જે દોષો થાય છે તે પૃથ્વીને પાળનારા રાજાએ કેઇપણ રીતે સમાધાન કરી શકાતા નથી. તમે વારંવાર મંત્રિઓનાં મંડળમાં મંત્ર ભેદમાં દોષો અને મંત્રના નહિ ભેદાવામાં ગુણો છે એમ કહેજો. નગરના

અને દેશના લોકની પવિત્રતા તથા અપવિત્રતા જે રીતે જાણેલી થાય તે રીતે તમારે કરવું. નિત્ય તમારો વ્યવહાર પીઠ અને સત્યવક્તા જનોએ સેવેલો હોવો જોઇએ અને નિત્ય સંતોષ પામેલા હિતકારી જાસુસોએ જાણેલો યોજવો જોઇએ તમારા પુરૂષોએ દંડને લાયક જનોનું પરિમાણ જાણી ન્યાય પ્રમાણે દંડ કરવો, વળી દેશ તથા કાળને અનુસરી મુખ્ય ઉગ્ર દંડ દેવા જેવાઓને, ચોરોને, પરસ્ત્રીનો સ્પર્શ કરનારને, મિથ્યા બોલનારાઓને, પરસ્ત્રી સાથે મૈથુનના શબ્દ કરનાઓને, લોભિયાઓને, હરણ કરનાઓને, સાહસ કર્મવાળાઓને, સભા અને ફરવાનાં સ્થાનકોને ભેદનારાઓને તથા વર્ણોને દુષ્ટ કરનારાઓને સુવર્ણ વગેરેથી દંડવા અથવા વધ કરવા લાયક હોય તો હણવા. જેઓ તમારાં ખર્ચનું કામ કરતાં હોય તેને તમે પ્રાતઃકાળમાંજ જોશો. પછી અલંકાર અને એના પછી ભોજન આચરજો. તે પછી તમે સદા યોદ્ધાઓને હર્ષ પમાડતા જોજો અને દૂત તથા ફરનારા લોકોને જોવા સદા તમારો પ્રદોષનો વખત હોવો જોઇએ. સદા પાછલી રાતે તમારા કાર્યના અર્થોનો નિશ્ચય થવો જોઇએ સદા તમારૂં ફરવું મધ્યરાત્રિમાં અને મધ્યાન્હ કાળમાં થવું જોઇએ. સર્વકાળ કાર્યોને કરવા યોગ્ય છે, સદા ન્યાયથી જૂદા જૂદા ખજાનાને વધારવામાં યત્ન કરજો પણ વિપરીત ( અવળા ) યત્નને તજજો. જેઓ રાજાઓના ભેદને ઇચ્છતા હોય તે શત્રુઓને ચાર જાસુસ પુરૂષોથી જાણી દૂરથી આપ્ત પુરૂષોવડે ઘાત કરાવજો. તમે કર્મ જોયા પછી નોકરોને ઇચ્છજો અને યોગ્યાયોગ્ય કરેલા નરોથી કર્મ કરાવજો. તમારી સેનાને ચલાવનાર દૃઢ વ્રતવાળો, શૂર કલેશનો ખમનાર, હિતકારી અને ભક્ત પુરૂષ હોવો જોઇએ. જેઓ વ્યવહારવાળા કારીગર વગેરે છે તે સર્વ દેશના જનોએ તમારાં કામ ગાયની પેઠે અને ગર્દભની પેઠે કરવાં જોઇએ. તમારે નિત્યજ પોતાનામાં પોતાનું છિદ્ર તથા શત્રુઓમાં શત્રુનું છિદ્ર જાણવું. તમારે દેશમાં થયેલાં પોતાનાં કર્મોમાં પરાક્રમિ અને હિતકારી પુરૂષોની ઉપર યોગ્ય યાત્રાઓથી કૃપા કરવી. તમોએ અવશ્ય ગુણોને ઇચ્છનારાઓનો ગુણ કરવો, આથી તેઓ તમારે વિચાર નહિ કરવા પડે એવા તથા નિત્ય અચળ (ન ખસનારા પર્વતો) જેવાં એવાં થશે. તમે પોતાનાં શત્રુઓનાં, ઉદાસ રહેનારીઓનાં સમૂહોનાં, અને મધ્યસ્થ લોકોનાં મંડલો (શત્રુ મિત્ર વગેરે) ને જાણજો. તમારે શત્રુઓના પક્ષમાં ગયેલાઓના તથા સર્વ સજ્જ થઇ વધ કરવા તૈયાર થયેલાઓના મિત્રોને અને શત્રુઓના મિત્રોને જાણવા. એઓના અમાત્ય (મંત્રિયો), દેશ, જૂદા જૂદા કિલ્લાઓ અને સૈન્યોને પણ જાણવાં. જ્યારે પોતાનો પક્ષ બળવાન હોય તથા શત્રુઓ પક્ષ બળથી રહિત હોય ત્યારે શત્રુઓથી કલહ કરી તેઓને જીતવા. જ્યારે શત્રુઓ બળવાન હોય

અને પોતાનો પક્ષ નિર્બળ હોય ત્યારે વિદ્વાને શત્રુઓ સાથે સન્ધિ (સલાહ) કરી દ્રવ્યોનો સંચય કરવો તથી સબળ થઈ શકે છે. શત્રુને થોડાં ફળ વાળી પૃથ્વી આપવી અને સંધિ કરવામાં કુશળ એવા રાજાએ પે તે શત્રુથી ગાંઠ વગેરે જેમાં ઘણું છે એવું સુવર્ણ અથવા રૂપાનાણું, અને ક્ષીણ થયેલું સૈન્ય દંડમાં આપવું. સંધિકા જે રાજપુત્રને પોતા પાસે રાખ્યા હોય તેને કોઈ આપત્તિમાં તેથી ઉલટું કરવું તે શ્રેયરૂપ નથી માટે ઉપાય સહિત મંત્રને જાણનાર તમે તે આપત્તિના નાશ સારૂં યત્ન કરજો. મંત્રિ વગેરેના મધ્યમાં રાજાએ દીન (આંધળા બહેરા વગેરે) જનોને પૂજવા. મહાબળવાન રાજાએ ક્રમથી અથવા એક વખતે સઘળો ઉદ્યોગ કરવો અને પોતાના રાજ્યની રક્ષા કરી પોતે યત્નથી શત્રુઓના ખજાનાનો ભંગ કરવો. વૃદ્ધિને ઇચ્છનારે સમીપ આવેલા (શરણ થયેલા) સામંતને હણવો નહિં. જે પૃથ્વીને જીતવા ઇચ્છે છે તે તેને હણતો નથી. તમારે મંત્રીયોની સાથે ગણોના (મંડલોના) ભેદવામાં ઉપાય ઇચ્છવો. સારાઓનો સંગ્રહ કરવાથી અને પાપિયોને દંડ વાથી અતિ બળવાન થયેલાએ સદા દુર્બળ જનોને હણવા નહિ. બળવાન રાજાની સાથે વેતસી વૃત્તિનો આશ્રય કરનાર થઇ રહેજો. જો બળવાન રાજા, તમે દુર્બળ હો ને તરફ આવે તો તેને ક્રમે કરી સલાહ વગેરે ઉપાયોથી પાછો વાળજો. જો એમ ન કરી શકાય તો યુદ્ધ માટે મંત્રિયોનિ સાથે ખજાના સહિત શેહેરના જનો સાથે જઇ દંડ આપીને તેને પાછો વાળવો તેમ ન બને તો ભેળું થાય તેટલું સૈન્ય લઇ લડવું અને કાંઈ ન હોય તો પછી છેવટ મુખ્ય એવાં શરીરથી જે રીતે લડવા નિકળાય તે રીતે નિકળવું. આ ક્રમે કરી શરીર એકલું હોય એથી મુક્તિ થાય. તમે દુર્બળ અને સબળથી થયેલા જુદા જુદા પ્રકાર યુક્ત ઉપાયવાળી તથા બહુ ક્રિયા અથવા ન્યાય-વાળી સલાહને અને ક્લેશને જોજો. પોતાના બલાબલને જાણી સ્થિર થઇને શત્રુને સેવજો અને શત્રુ સંતુષ્ટ તથા પુષ્ટ સૈન્યવાળો અને પોતાના જ્ઞાનવાળો છે એ રીતે પણ યાદી રાખવી. શાસ્ત્રમાં કુશળ અને પ્રયાણ કરનારા રાજાએ પોતાની તથા શત્રુની ત્રણ પ્રકારની (ઉત્સાહ સામર્થ્ય ને વિચારની) શક્તિ વિચારવી. ઉત્સાહ શક્તિ, પ્રભુ શક્તિ અને મંત્ર શક્તિથી યુક્ત રાજાએ શત્રુ સામું જવું તથા તેથી વિપરીતપણાને તજવું. રાજાએ સેવકોનું બળ, ધનનું બળ, મિત્રોનું બળ, અને કારિગરોનું બળ રાખવું. તેઓમાં મિત્રોનું બળ અને ધનનું બળ અધિક છે તથા કારીગરોનું બળ અને સેવકોનું બળ એ બે સરખાંજ છે એવું મારૂં માનવું છે, તેમ રાજાએ પરસ્પર સમાન એવું ચાર (જાસૂસ) લોકોનું બળ વખત આવ્યો હોય ત્યારે અને બહુ વખતોમાં જાણવા યોગ્ય છે. બહુ રૂપોવાળી આપત્તિયો રાજાએ જાણવા યોગ્ય છે. બહુ

પ્રકારે આપત્તિઓના વિચારો (શાંતિ કે સલાહ) વગેરે ઉપાયોથી સદા જાણનાર, સારાં સૈન્યોથી યુક્ત, દેશને કાળથી, બીજા બળોથી અને પોતાના ગુણોથી યુક્ત રાજાએ ચઢાઇમાં જવું. રાજાએ શત્રુઓના નાશમાં ભાથ. ઓરૂપ મેઘ-કલ્લોળી ઘોડાને રથરૂપ પ્રવાહવાળી, ધ્વજારૂપ વૃક્ષોએ વિંટેલી, તીરરૂપ કાંઠાવાળી, પાયદળ અને હસ્તિયોથી ઘણા કાદવવાળી નદી ખેડવી. યુક્તિથી શકટ વ્યુહ તથા પદ્મરજ વ્યુહ જોડવા શુક્રાચાર્ય જે શાસ્ત્રને જાણતા તેમાં આ કહેલું છે. શત્રુનાં સૈન્યને ચલાવી પોતાના સૈન્યનો દેખાવ કરી પોતાની ભૂમિમાં અને શત્રુની ભૂમિમાં યુદ્ધની યોજના કરવી. રાજાએ સૈન્યને પ્રસન્ન રાખવું, બળવાનને દબાવવા, પોતાના દેશને જાણી તેમાં સામ વગેરેથી આરંભ કરવો. સર્વ પ્રકારથીજ શરીરને ધારણ કરવું અને આ લોકમાં તથા મરણ પછી ઉત્તમ આત્માનું કલ્યાણ અથવા સુખ કરવું. આ રીતે ઠીક આચરનાર ધર્મથી પ્રજાને પાળનાર રાજા મરણ પછી સ્વર્ગને પામે છે. આ પ્રમાણે તમારે બે લોકની પ્રાપ્તિ માટે નિત્ય પ્રજાનું હિત થાય તેમજ વર્તવું હે નૃપ! આ લોમાં શ્રેષ્ઠ, તમને ભીષ્મે કૃષ્ણે તથા વિદુરે સઘળું કહ્યું છે, મારે પણ તમને પ્રીતિથી અવશ્ય કહેવું જોઇએ. તમે આ સર્વ ન્યાય પ્રમાણે કરજો તેથી પ્રજાના પ્રિય એવા તમે સ્વર્ગમાં સુખ પામશો. જે રાજા હજાર અશ્વમેધે કરી યજન કરે અથવા ધર્મવડે પ્રજાઓને પાળે તે સરખાં ફળને પામે.

## પ્રજા પાસે ધૃતરાષ્ટ્રે પોતાની ઇચ્છા જાહેર કરી.

યુધિષ્ઠિરે કહ્યું કે તમે જે રીતે કહો છો તે એમજ હું કરિશ, ફરીને પણ તમારે મને શિખામણ આપવી. ભીષ્મ સ્વર્ગમાં ગયા તેથી તમારા વગર બીજો કોણ મને કહેવા યોગ્ય છે? આજ હિતમાં રહેલા તમે અહિ મને જે શિખવો છો તે હું કરિશ માટે સુખી (નિશ્ચિંત) થાઓ. આ રીતે ધૃતરાષ્ટ્ર યુધિષ્ઠિરની રજા લઇ ગાંધારીના ઘરમાં ગયા. પતિને વખત હોવાથી ધર્મને આચરનારાં, દેવી ગાંધારી કહેવા લાગ્યા કે તે મહર્ષિ વ્યાસે આજ્ઞા આપેલા તમે યુધિષ્ઠિરના અનુમતથી ક્યારે અરણ્યમાં જશો. ધૃતરાષ્ટ્રે કહ્યું હે ગાંધારી વ્યાસે આજ્ઞા આપેલો હું યુધિષ્ઠિરની અનુમતિથી થોડા વખતમાં વનમાં જઇશ. પ્રથમ હું પોતાના ઘરમાં સર્વ કારભારિ વગેરેનું સમીપપણું કરાવી દુષ્ટ જુગટું રમનારા તે સર્વ પુત્રોનાં પ્રેતપણાને અનુસરનારું ધન દેવા ઇચ્છું છું. આમ કહિને ધર્મરાજને કહેવરાવ્યું તેના કહેવાથી તે યુધિષ્ઠિરે સઘળું આણ્યું તે પછી દેશના બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શુદ્રો આવ્યા, પછી સમયે ધૃતરાષ્ટ્રે તે સર્વ મંત્રિયો વગેરેને જોયા. સઘળા સ્નેહિજનને અને જુદા જુદા દેશના બ્રાહ્મણોને જોઇ ધૃતરાષ્ટ્ર બોલ્યા કે તમે હમણાં હું જે કહું તે તમારે અવશ્ય કરવું. ગાંધારી સહિત મારી બુદ્ધિ વ્યાસના અને યુધિ-

ષ્ઠિરના અનુમતથી વનમાં જવાની થાય છે માટે તમે પણ અને આજ્ઞા આપો, ગાંધારી સહિત હું આવી અવસ્થાથી શ્રાંત થયો છું તથા પુત્ર રહિત થયેલો ઉપવાસોથી કૃશ થયો છું. આ યુધિષ્ઠિરને મળેલા રાજ્યમાં મ્હોટું સુખ પામ્યો છું અને દુર્યોધનના પ્રભુપણાથી વિશેષ સુખ છે એમ માનું છું. હે ભાગ્યશાળિજનો, વૃદ્ધ, દુઃખી અને પુત્ર રહિત હોવાથી મારી વન વિના બીજી ગતિ છે ? તેથી તમે મને આજ્ઞા આપવા યોગ્ય છો. આ પ્રમાણે કહ્યું પણ નહિ બોલતા, શોકમાં તત્પર એવા તે સર્વજનો કાંઇ પણ નહિ બોલ્યા ત્યારે બીજીવાર પણ ધૃતરાષ્ટ્ર બોલ્યા કે મેં તમારી જે સારી સેવા કરેલી છે અથવા સારી નહિ કરેલી હોય તે આલસ્ય રહિત એવા તમોએ ક્ષમા કરવું. જ્યારે દુર્યોધને આ શત્રુરહિત રાજ્ય ભોગવ્યું હતું ત્યારે મંદ અને દુષ્ટ બુદ્ધિવાળા તેણે તમારો અપરાધ તો નથી કર્યો ? તે દુષ્ટ બુદ્ધિવાળાના અપરાધથી અને અભિમાનથી પોતે કરેલા અન્યાયથી પૃથ્વીને પાળનારા રાજાઓનો અતિ મ્હોટો નાશ થયો. મેં જો કે સારૂં અથવા નઠારૂં કર્યું તે તમારે હૃદયમાં ધારણ કરવું નહિ, એ માટે મેં આ બે હાથ જોડ્યા છે. મારી સાથે આ કૃપણ, વૃદ્ધ, નાશ પામેલા પુત્રવાળાં, તપસ્વિની અને પુત્રના શોકથી પીડા પામેલાં ગાંધારી પણ તમો પ્રત્યે યાચના કરે છે માટે આ બે વૃદ્ધને (અમને) નાશ પામેલા પુત્રવાળાં તથા દુઃખી જાણી આજ્ઞા આપો, તમારૂં કલ્યાણ થાઓ, અમે બે તમને શરણ આવ્યાં છીયે. આ પ્રમાણે તેણે કહેલા તે સર્વ નગર અને દેશના જનો કશું બોલ્યા નહિ પણ પરસ્પર જોવા લાગ્યા.

ધૃતરાષ્ટ્રના પ્રયાણથી થયેલા દુઃખને હૃદયોથી ધારણ કરતાં ખેદને મટાડી પરસ્પર મતોને કહેવા લાગ્યા. પછી સર્વ એકમત થયા અને વિપ્ર રાજાને કહેવા લાગ્યા કે તમે પિતાની પેઠે તથા ભાઇની પેઠે અમને પાળો છો, તેમ નરોને પાળનારા રાજા દુર્યોધને કશું પણ અયોગ્ય કર્યું નથી. હે મહારાજ, જે રીતે ધર્માત્મા વ્યાસમુનિ કહે છે તે રીતે કરો, કારણ કે તે અમારા મોટા ગુરૂ છે. હે રાજન્, તમે તજેલા તમારા હજારો ગુણોથી યુક્ત અમે ઘણો વખત દુઃખ તથા શોકને ખુબ પામેલા રહીશું. બહુ દાની ધર્માત્મા જૂના રાજઋષિઓના પુણ્ય કર્મવાળા તમે છો માટે હે રાજન્, આ વિષે અતિ સૂક્ષ્મ પણ કહેવા જેવું નથી. તમે પૂર્વે પાળેલા અમે સુખથી રહ્યા છીયે. કૌરવો જે ક્ષયને પામ્યા તે દુર્યોધને નથી કર્યું, તમે તે નથી કર્યું અને કર્ણે તથા શકુનિએ નથી કર્યું, અમે તેને દૈવ (ભાગ્ય) કૃત જાણીયે છીએ કે જેનો અતિ બાધ કરી શકાતો નથી, પરાક્રમે અથવા ઉપાયે પણ દૈવને બાધવાળું (નાશ પામેલું) કરી શકાતું નથી. જે અઢાર

બાહ્લીકની સેનાઓ મળી હતી તેઓને યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ એવા ભીષ્મ દ્રોણ, કૃપાચાર્ય, કર્ણ, યુયુધાન ધૃષ્ટદ્યુમ્ન અને પાંડવો અઢાર દિવસોમાં હણ્યા એ સર્વ દૈવના બળ વગર થયો નહોતો, યુદ્ધમાં અક્ષ૧૮ ક્ષત્રિયે વિશેષ પણાથી મરણ પામવું જોઇએ. તેમા તમે કારણ નથી. આ રીતે જનોએ સત્કાર કરેલા ધૃતરાષ્ટ્ર બે હાથ જોડી લોકોને પૂજવા લાગ્યા. પછી ગાંધારી સહિત પોતાને ઘેર ગયા.

ધૃતરાષ્ટ્રે વિદુરને યુધિષ્ઠિર પાસે મોકલ્યા અને તેણે જઇ યુધિષ્ઠિરને કહ્યું કે આ કાર્તિક માસની પૂર્ણિમાને દિવસે ધૃતરાષ્ટ્ર વનમાં જશે તેથી તમારી પાસે કંઇ કાર્યને ઇચ્છેછે, તથા તે ભીષ્મનાં, દ્રોણનાં સોમદત્તનાં, બાહ્લીકનાં સઘળા પુત્રોનાં, જે બીજા સ્નેહિયોને હણેલા છે તેઓનાં તથા જો આજ્ઞા આપો તો જયદ્રથના શ્રાદ્ધને દેવા ઇચ્છેછે. વિદુરનું આ વચન સાંભળી યુધિષ્ઠિર અને અરજુન પ્રસન્નતાથી સત્કાર કરવા લાગ્યા પણ, તે વખતે દુર્યોધનનાં કૃત્યને સંભરી ભીમે વિદુરને તે વચન ગ્રહણ કર્યું નહિ. ભીમના અભિપ્રાયને જાણી અરજુને ભીમને કહ્યું કે વૃદ્ધ પિતા ભીષ્મ વિગેરેની પાછળ શ્રાદ્ધ માટે ધનની યાચના કરેછે જે આ આખી પૃથ્વીના ભર્તા હતા તે જેના અમાત્યોને આપણે હણેલા છે તે તમે જીતેલા ધન આપવા ચાહેછે એ વનમાં જવાના છે માટે આપવાની મોટા ભાઇને સંમતિ આપો, અર્જુને ઘણું સમજાવ્યો અને વડીલ ભાઇ યુધિષ્ઠિરે ઠપકો આપ્યો છતાં ભીમે ધન આપવાની ના કહી પોતાના ઉપર થયેલાં દુઃખો તથા અપમાન તે ભુલી ગયો નહોતો, તથા બોલ્યો કે કુળમાં નીચ એવા જેઓએ આ સઘળી પૃથ્વીને નાશ પમાડી તે સઘળા દુર્યોધન વગેરે કષ્ટથી અતિકષ્ટને પામ્યા, તમે ક્યાંથી દ્રૌપદીના શોકને વિસારનારા, બાર વર્ષના છાના અજાણ્યા વાસને તથા વૈરને ભૂલી જનાર થયાછો. જ્યારે કાળાં ચર્મના યુક્ત, જેનાં આભરણો તથા ભૂષણો હરેલ છે એવા તમે પાંચાલી (દ્રૌપદી) સાથે રાજા પાસે ગયા હતા ત્યારે આપણો આશ્રય કરનાર ધૃતરાષ્ટ્રનો સ્નેહ ક્યાં ગયો હતો? વળી જ્યારે તમે તેર વર્ષ સુધી વનમાં વનના પદાર્થથી જીવતા હતા ત્યારે તે ગુરુ દ્રોણ, ભીષ્મ અને સોમદત્ત પણ ક્યાં હતા? ત્યારે મ્હોટા પિતા તમને પિતાપણાથી નહિ જોતા. દુષ્ટ બુદ્ધિવાળા ધૃતરાષ્ટ્ર વિદુરને જૂગટામાં શું જીત્યા? આમ જે પૂછતા હતા તે શું તમે ભૂલી ગયા! આ પ્રમાણે બોલતા તે ભીમને 'મુગા બેસો' એમ તરછોડતા યુધિષ્ઠિર બોલ્યા કે વિદુરજી કૌરવ રાજાને કહો કે સમર્થ પુત્રોનું, ભીષ્મ વગેરે સઘળા ઉપકારી સ્નેહિયોનું જેટલું શ્રાદ્ધ ઇચ્છોછો તેટલું હું મારા ખજાનામાંથી આપું છું, જે જે જેટલું ઇચ્છો તે તે તેટલું મારા ઘરથી લ્યો અને

જોડનારા, આંસુઓથી યુક્ત યુધિષ્ઠિર મોટા શબ્દ કરી હે તાત, 'ક્યાં જ-શો' એમ કહી ભૂમિ ઉપર પડ્યા તેથી અર્જુને 'આમ કરશોમાં' એમ કહીને ઝાલી રાખ્યા દીનની પેઠે ખેદ કરવા લાગ્યા તે જોઈ બીજા સઘળાં આંસુથી યુક્ત કંઠવાળા પાછળ ચાલ્યા. બાંધેલ નેત્રવાળાં ગાંધારીના હાથને ખભા ઉપર રાખતાં એવાં કુંતી અને દ્રૌપદી, સુભદ્રા ઉત્તરા ચિત્રાંગદા અને બીજી સ્ત્રીઓ પ્રયાણ કરવા લાગી. તે પછી ચો તરફથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય. શૂદ્રોની અને અન્ય સ્ત્રીઓ આવી પૂર્વે જુગારમાં કૌરવોની સભાથી પાંડવોના જવાથી જેમ નગરના જનોનો સમુહ દુઃખી થયો હતો તેમ થયો. અને ધૃતરાષ્ટ્ર મહાવન પ્રત્યે જવા લાગ્યા. ત્યારે વિદુર, સંજય વનમાં જવા તૈયાર થયા, ધૃતરાષ્ટ્રે મહારથિ યુયુત્સુ અને કૃપને યુધિષ્ઠિરને સોંપિ નિવૃત્ત કર્યા. જ્યારે નગરનાં લોકોનો સમુદાય નિવૃત્ત થયો ત્યારે ધૃતરાષ્ટ્રે આજ્ઞા કરેલા રાજા જનાના સહિત નિવૃત્ત થવા ઇચ્છા કરવા લાગ્યા. અને તેણે તે ધૃતરાષ્ટ્રની પાછળ વનમાં જતાં તે કુંતી માતાને કહ્યું હું રાજાની પાછળ જઇશ તમે પાછાં વળો હે રાણિ, તપસ્વિના કર્મમાં જેણે નિશ્ચય કરેલો છે એવા આ ધર્માત્મા રાજા જાઓ, તમે વહુઓથી યુક્ત નગર જવા યોગ્ય છે.. આ પ્રમાણે ધર્મરાજે કહેલાં આંસુઓથી વ્યાકુળ નેત્રવાળાં કુંતી તે વખતે ગાંધારીને ગ્રહણ કરી ચાલતાંજ થયાં. કુંતી યુધિષ્ઠિરને બોલ્યા કે સહદેવ ઉપર અપ્રસન્નતા કરશોમાં. અને કર્ણને સંભારજો, હે પુત્ર, મૂર્ખ હું છું તેનું હૃદય લોઢાનુ છે કે જે સૂર્યપુત્ર કર્ણને નહિ જોતી સો કટકા થઇ ચીરાતું (ભેદાતું) નથી. મારોજ આ અતિ દોષ છે જે મેં સૂર્યે પુત્ર કર્ણને પ્રસિદ્ધ ન કર્યો, તે નિમિત્ત (તેને માટે) સૂર્યપુત્ર કર્ણનું પણ તમે ઉત્તમ દાન દેજો. તમારે નિત્ય દ્રૌપદીનાં પ્રિય કરવામાં રહેવું. ભાઇ કુળની ધોંસરી તમારા ઉપર છે માટે તમારે ભીમ, અર્જુન, અને નકુલનું સમાધાન કરવું સાસુ સસરાનાં ચરણોને સેવતી, મેલો કાદવવાળી તાપસી એવી હું ગાંધારી સહિત વનમાં વસિશ, આ પ્રમાણે બુદ્ધિમાન એવા તે ભાઇયો સહિત ખેદ પામ્યા પણ કશું બોલ્યા નહિ. બે ઘડીવાર વિચાર કરી ચિંતા શોકમાં દીન એવા યુધિષ્ઠિર માતાને કહેવા લાગ્યા-શું? આ તમે નિશ્ચય કર્યો? તમો આવું બોલવા યોગ્ય નથી, હું તમને આજ્ઞા આપતો નથી માટે કૃપા કરવા યોગ્ય છો. હે પ્રિય દર્શનવાળાં, તમે વિદુરનાં વચનોથી અમોને પ્રથમ ઉત્સાહ પમાડી પછી અમોને તજવા યોગ્ય નથી. નરોમાં શ્રેષ્ઠ વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણથી ને તમારી બુદ્ધિ સાંભળી મે પૃથ્વીપાલ રાજાઓને હણિ આ રાજ્ય મેળવ્યું. પ્રથમ ક્ષત્રિયના ધર્મની સ્થિતિ કહી હવે તેથી ખસવા ઇચ્છો છો. હે યશસ્વિનિ, અમને રાજાને તથા આ વહુઓને તજી

## ધૃતરાષ્ટ્ર ગાંધારી અને કુંતીને વનમાં પાંડવો મળવા ગયા.

ધૃતરાષ્ટ્ર વનમાં ગયા ત્યારે પાંડવો માતાના શોકથી અતિ દુઃખયુક્ત થયા; જે કુંતીએ રાજ્યની લક્ષ્મીને તજી વનને પસંદ કર્યું આત્મજ્ઞાની વિદુર અને સંજય શું અવસ્થામાં હશે? આવા ચિંતા તથા શોક યુક્ત [illegible]વો માતાનો શોક કરતા ઘણો વખત[illegible] નહિ. શોકે ભરેલા તે ધૃતરાષ્ટ્રને જોવા ઇચ્છતા પાંડવ ભાઇઓ વન પ્રત્યે ગયા. ક્રમે કરી યમુનાં નદીને ઉતરી રાજઋષિ શતયૂપનો તથા ધૃતરાષ્ટ્રનો આશ્રમ દૂરથી જોતા આવ્યા. તે પછી વાહનો ઉપરથી ઉતરી આશ્રમ પ્રત્યે ગયા. તે સમયે આંસુઓએ ભીંજેલા યુધિષ્ઠિર પૂછવા લાગ્યા કે અમારા પિતા ક્યાં છે. અને સહદેવ તો કુંતી હતાં ત્યાં દોડયા. માતાના ચરણોનો સ્પર્શ કરી રૂદન કરવા લાગ્યા આંસુઓથી ભરેલા મુખવાળાં કુંતી પુત્રને જોવા લાગ્યાં. પછી યુધિષ્ઠિર આદિ ચાર ભાઇઓ માતાના ચરણોમાં પડયા ત્યાર પછી ધૃતરાષ્ટ્ર આદિ ગુરૂ જનોને નમસ્કાર કર્યા, તેઓનાં શુષ્ક અને શ્યામ મુખ જોઇ યુધિષ્ઠિર અશ્રુપાત કરવા લાગ્યા ત્યારે ધૃતરાષ્ટ્ર વગેરેએ યુધિષ્ઠિરને આશિર્વાદ આપ્યો થોડો સમય તેમની સાથે રહી વ્યતીત કર્યો. વિદુરને નહિ જોવાથી યુધિષ્ઠિરે ધૃતરાષ્ટ્રને પૂછ્યું કે હે તાત! વિદુર ક્યા છે? ત્યારે ધૃતરાષ્ટ્રે કહ્યું કે વિદુર પવન આહાર કરેછે ઇચ્છાનુસાર ક્યાય વિચરણ કરતા હશે, એ કોઇ વખત દેખાવ દીયે છે ને કોઇ વખત દેખાવ નથી દેતા, એમ ધૃતરાષ્ટ્ર તેમનો ઉત્તર આપતા હતા તેવામાં અકસ્માત વિદુરજી છેટેથી આવતા દેખાયા પરંતુ વનમાં ઘણાં મનુષ્યોની ભીડ દેખવાથી પાછા ભાગ્યા ત્યારે યુધિષ્ઠિરે અતિ રૂદન કરતા તેની પાછળ દોડયા તે દેખી વિદુર યુધિષ્ઠિરને બોલ્યા કે તમે શુ કારણથી મારી પાછળ ભાગતા આવોછો? એમ કહી વિદુર એક શાલવૃક્ષ નીચે બેશી ગયા, ત્યારે યુધિષ્ઠિરે પોતાનું નામ કહી તેને પ્રણામ કર્યા, અને જાણ્યું કે વિદુર એના ઉત્તરમાં કાંઇક કહેશે પરંતુ વિદુરે કાંઇ કહ્યું નહિ અને તેમના સામે એક નજરે જોઇને યોગાભ્યાસ (યોગનાં બળને) ધારણ કર્યું અને યુધિષ્ઠિરનાં શરીરમાં પ્રવેશ કર્યો અને તે તેના પ્રાણની સાથે મળી ગયા ત્યારે યુધિષ્ઠિરે એના શરીરનો દાહ કરવાનો વિચાર કર્યો એટલે તે સમય આકાશ વાણી થઇ કે હે રાજન! તમે વિદુરના શરીરને દગ્ધ કરો નહી કેમકે તપોધિસ એના શરીરને દગ્ધ કરશે, એ સાંભળી વિદુરજીના દેહમાંથી અગ્નિ પ્રગટ થઇ એ સમય એના શરીરને દગ્ધ કરી દીધું, જેથી ધર્મરાજ પોતાને બહુ ગુણવાન અને બળવાન માનવા લાગ્યા અને પોતાના પૂર્વ જન્મની સ્થિતિનું તેમને સ્મરણ થયું આ રીતે વિદુરે દેહત્યાગ કર્યો અને સ્વર્ગના ઉંચ પદને પામ્યા

પછી યુધિષ્ઠિરે ત્યાંથી પાછાં ફરી ધૃતરાષ્ટ્રને સર્વ વાત નિવેદન કરી. એ સાંભળી ધૃતરાષ્ટ્ર બહુજ દુઃખ પામ્યા. એ પછી યુધિષ્ઠિર પ્રભાકર અને જુંભર્ષયજ્ઞ કરવા કુંતી માતા પાસે આવ્યા એક રાત્રિ તેમની પાસે વાસ કરી અનેક પ્રકારથી દ્રવ્યોનાં દાન કરાવ્યાં પછી ફરી ત્યાંથી ધૃતરાષ્ટ્રની પાસે આવી પ્રણામપૂર્વક બેસી ગયા.

## વ્યાસે ધૃતરાષ્ટ્રને વિદુર વિષે કહેલું વૃત્તાંત.

વ્યાસજી વનમાં આવી ધૃતરાષ્ટ્રને કહ્યું કે હે રાજન્? કેમ તમારૂં તપ ચાલે છે? કેમ! તમારૂં મન વનવાસમાં પ્રસન્ન છે? કેમ! તમારા હૃદયમાં પુત્રના વિનાશથી થયેલો શોક નથી? હે રાજન્, તમારાં સઘળાં જ્ઞાનો અતિ પ્રસન્ન છે? કેમ! દૃઢ બુદ્ધિને ધારણ કરી અરણ્યનો વિધિ આચરો છો? કેમ! વહુ, ગાંધારી શોકથી પરાભવ પામતાં નથી? કેમ! પોતાનાં પુત્રને તજી અહંકારથી રહિત કુંતી તમારી સેવા કરે છે? કેમ તમે યુધિષ્ઠિર આદિને પ્રસન્ન કર્યા? હે રાજન્ સર્વ પ્રાણિયોમાં વેર રહિતપણું સત્ય અને ક્રોધનો ત્યાગ આ ત્રણ શ્રેષ્ઠ છે? કેમ તમને વનવાસથી મોહ થતો નથી અને વનમાં થયેલું અન્ન અથવા ઉપવાસ પણ પોતાના વસમાં છે? હે રાજન્, મહાત્મા વિદુરની ગતિ અતિ મહાત્મા ધર્મના આ વિધિએ કરી જે થયેલી છે તે જાણેલી છે. માંડવ્ય ઋષિના શાપથી મહા બુદ્ધિવાળા, તે વિદુરપણાને પામ્યા છે, માટે પૂર્વે માંડવ્ય ઋષિએ ઘણા કાળથી જે તપ ધારણ કર્યું હતું તે તપના બળનો નાશ કરી સનાતન ધર્મને પરાભવ ( શાપ ) પમાડ્યો હતો. તેથી તે પૂર્વે થએલી બ્રહ્માની આજ્ઞાથી મેં પોતાના બળે કરી વિચિત્ર વીર્યની સ્ત્રી વિષે ઉત્પન્ન કરેલા જન્મ્યાં માટે તમારા ભાઇ દેવરૂપથી તે યોગના બળ થકી યુધિષ્ઠિર થયા છે. હે રાજન્, જે ધર્મ તે વિદુર છે અને જે ધર્મ તે પાંડવ યુધિષ્ઠિર છે માટે તમારે દાસની પેઠે રહેલા તે આ પાંડવ દર્શન કરવા યોગ્ય છે; કેમકે તમારા ભાઇ બુદ્ધિથી શ્રેષ્ઠ અને યોગના બળેથી વિદુર યુધિષ્ઠિર પ્રત્યે પ્રાપ્ત થયા છે. હું તમને પણ ઘણો કાળ નહિ થાય તેમ કલ્યાણથી જોડીશ માટે મને તમારો સંશય મટાડવા અર્થે આવેલો જાણો. જે જગતમાં કોઇએ પણ કર્મ કરેલું નથી તે તપનું ફળ તમને દેખાડું છું. હે પાપ રહિત, મારાથી શું જોવા, સાંભળવા ઇચ્છો છો? હું તમારૂં તે સઘળું સિદ્ધ કરનાર છું.

## વ્યાસે ધૃતરાષ્ટ્ર અને ગાંધારી આદિને શોકનું કારણ પુછ્યું.

વનમાં પાંડવોએ એક માસ સુધિ વિહાર કર્યો અને પછી વ્યાસે જ્યારે ધૃતરાષ્ટ્રને તેમના શોકનું કારણ પુછ્યું ત્યારે તેણે કહ્યું કે તમારા પુત્રે કરેલા શોકથી દાહ પામી જે ધારેલું છે તે મારે જાણેલું છે. કુંતી અને

દ્રૌપદીના હૃદયમાં જે રહેલું છે તથા સુભદ્રા જે પુત્રના તીવ્ર દુઃખને ધારણ કરે છે, તે પણ જાણેલું છે અને હું તમારા સર્વના સંશયને ટાળવા સારૂ આવ્યો છું હું તમને કંઇ મનના પુછું તે કહો. હું વર આપવા તત્પર થયો છું. માટે મારા તપના ફળને જુવો. ધૃતરાષ્ટ્રે કહ્યું હું આપે અનુગ્રહ કર્યો તેથી ધન્ય છું, મારૂં જીવિત પણ સફળ છે કે જેથી આપનો સમાગમ થયો. હું તમારા દર્શનથી પવિત્ર થયો છું માટે મને પરલોકથી પણ ભય નથી પણ અતિ દુષ્ટ બુદ્ધિવાળા દુર્યોધનના અન્યાયો સંભાળતાં નિત્ય મન દુઃખ પામે છે, જેણે પાંડવોનો તિરસ્કાર કર્યો. જેણે પૃથ્વીને નાશ પમાડી મારા પુત્રને કાજે ઘણાક રાજાઓ યુદ્ધમાં મૃત્યુને પામ્યા, જે શૂરાઓ સર્વસ્વ તજી યમના સ્થાનમાં ગયા છે અને મિત્ર માટે મરણ પામ્યા છે તેઓ સર્વની તથા મારા પુત્ર અને પૌત્રોની કયી ગતિ થઇ હશે? વૃદ્ધ ભીષ્મનો અને દ્વિજોમાં શ્રેષ્ઠ એવા દ્રોણનો ઘાત કરાવી નિરંતર દુઃખ પામે છે. મારા પુત્રે પૃથ્વીના રાજ્યની ઇચ્છાથી કુળને ક્ષય પમાડ્યું. આ સઘળું સંભારી દુઃખ અને શોકથી ઘાયલ થયેલો હું શાંતિ પામતો નથી. ધૃતરાષ્ટ્રનો તે જુદા જુદા પ્રકારનો વિલાપ સાંભળી ગાંધારીનો કુંતીનો દ્રુપદની પુત્રીનો, સુભદ્રાનો અને કૌરવોની વહુઓનો શોક ફરી તાજો થયો. તેથી પુત્રના શોકે ગાંધારી વ્યાસ પ્રત્યે બોલ્યાં. હે મુનિ શ્રેષ્ઠ, હણેલા પુત્રોનો શોક કરતાં આ રાજાનાં સોળ વર્ષો ગયાં પણ શાંતિ થતી નથી. પુત્રના શોકથી નિઃશ્વાસ નાંખતાં ધૃતરાષ્ટ્ર રાત્રિ પ્રત્યે સુતા નથી. તમે તપના બળથી સઘળા લોકોને સૃજવા સમર્થ છો ત્યારે બીજા લોકમાં ગયેલા રાજાના પુત્રોને દેખાડવા સમર્થ છો એમાં શું કહેવું? તમારી વહુઓ એવાં દ્રૌપદી બહુ શોક કરે છે. તેમ સુભદ્રા અતિ શોક કરેછે. બાહ્લિક અને સોમદત્ત પિતાની સાથે યુદ્ધમાં નાશ પામ્યો તે આ સદ્ભાવવાળી અતિ માનેલી ભર્તાના દુઃખ અને શોકથી પીડા પામેલી ભૂરિશ્રવાની ભાર્યા ઘણો શોક કરે છે. યુદ્ધમાં નહિ ભાગનારા શ્રીમાન્ આ તમારા પુત્રના જે સો પુત્રોને યુદ્ધનાં આંગણામાં હણ્યા છે તે તેઓનું દુઃખ તથા શોકથી ઘવાએલ આ સો ભાર્યાઓ તે શોકનો વધારો કરી મને સેવે છે. શૂર એવા સોમદત્ત વગેરે હતા તેઓની શી ગતિ થઇ છે? હે ભગવન્, તમારી પ્રસન્નતાથી આ ધૃતરાષ્ટ્ર જેમ શોક રહિત થાય હું અને કુંતી જેમ શોકથી રહીત થાય તેમ કરો. આમ ગાંધારી બોલ્યાં ત્યારે કુંતી છાના જન્મેલા સૂર્યના સરખા તે પુત્રને સંભારવા લાગ્યાં અને દૂરથી સાંભળનાર તથા જોનાર વરને આપનાર ઋષિ વ્યાસે તે દેવી અર્જુનની માતાને દુઃખીત જોયાં, ત્યારે વ્યાસ તેને કહેવા લાગ્યા કે તમારા મનમાં જે હોય તે તમે કહો. આ સાંભળી કુંતી પ્રણામ કરી બોલ્યાં.

## વ્યાસના પુછવાથી કુંતીએ કર્ણ વિષે કહેલું વૃત્તાંત.

પૂર્વે તપસ્વી, ક્રોધી, દુર્વાસા મુનિ મારા પિતા પાસે ભિક્ષા લઈ ભોજન કરવા આવ્યા હતા તેને મેં પવિત્રતાથી, ક્રોધના ત્યાગથી અને શુદ્ધ મનથી સેવા કરી પ્રસન્ન કર્યા. પ્રસન્ન થએલ તે મહામુનિ મને વરદાન દેવા લાગ્યા તથી અવશ્ય [illegible] ગ્રહણ કરવું એમ તેણે મને કહ્યું. આ સાંભળી શાપના ભયથી હું તે મુનિને એમ કહેવા લાગી કે તમે કહો છો એમ થાઓ. તે દ્વિજ ફરી કહેવા લાગ્યા કે હે કલ્યાણિ, તમે ધર્મની ( માતા ) થાઓ અને તમે જેને બોલાવશો તે દેવો તમારા વંશમાં રહેશે. આ પ્રમાણે કહી દુર્વાસા અંતર્ધાન થયા તથા હું તેથી વિસ્મય પામેલી થઈ. ત્યારથી મને સર્વે અવસ્થાઓમાં સ્મૃતિ ( યાદી ) નાશ પામતી નથી. આ રીતે વરદાન પામ્યા પછી મેડીના તલ વિષે રહેલી ઉદય પામતા સૂર્યને જોતી હું તે ઋષિનાં વાક્યને સંભારી દિવસ રાત્રી ઇચ્છા કરતી ને બાળકના ભાવથી તેમાં દોષને નહિ જાણતી ઉભી રહેતી. એ પછી હજાર કિરણવાળા સૂર્ય દેવ મારી સમીપ આવ્યા. તે પોતાના દેહને ભૂમિ અને ગગનમાં બે પ્રકારે કરી એકથી લોકોને તપાવતા અને બીજા દેહથી મારી પાસે આવ્યા અને તે કંપતી એવી હું તેને કહેવા લાગ્યા કે ‘ મારાથી વર માગો ’ આ સાંભળી મે મસ્તકથી પ્રણામ કરી તેને પધારો એમ કહ્યું. તે મને કહેવા લાગ્યા. મને બોલાવવું વૃથા થવા યોગ્ય નથી માટે જેણે તમને વર આપેલો છે તે વિપ્રને અને તમને બાળીશ. આ સાંભળી અપકાર રહિત એવા તે વિપ્રની રક્ષા કરવા મેં એવું કહ્યું. હે દેવ, તમારી સમાન મને પુત્ર થાઓ. આ સાંભળ્યા પછી સૂર્ય તેજથી મને મોહ પમાડી પ્રવેશ કરી બોલ્યા કે તને પુત્ર થશે એમ કહી સ્વર્ગ પ્રત્યે ગયા. તે પછી માંહેના ઘરમાં પિતાથી વૃત્તાંતની રક્ષા કરી મેં ગુઢ ઉત્પન્ન થયેલા બાળક પુત્ર કર્ણને જળમાં તજી દીધો. અને તેજ દેવની પ્રસન્નતાથી તથા જે રીતે તે ઋષિએ મને કહ્યું હતું. તે રીતે હું ફરીને પણ કન્યા થઈ. આરીતે મેં ભોળા જાણતાં છતાં પણ તે પુત્રની મેં ઉપેક્ષા કરી, જે રીતે તમારૂં પણ સ્પષ્ટ જાણેલું છે તે હે ઋષિ, મને બાળે છે માટે હે ભગવન્ હું તે ( પુત્ર )ને જોવા ઇચ્છું છું. અને મેં જે આ પ્રગટ કર્યું તે જો પાપ ન હોય અથવા પાપ હોય તો દૂર કરવા આપ યોગ્ય છો. હે મુનિઓમાં શ્રેષ્ઠ, આ રાજાના હૃદયમાં રહેલું જે તમારૂં જાણેલું હોય તે મનોરથને આજે જ એ પામો. આ પ્રમાણે કહેલા એવા વ્યાસ બોલ્યા તમે કહો છો એ સઘળું સારૂંજ થશે, તમારો અપરાધ નથી તમે કન્યાના ભાવનેજ પામેલાં છો. સામર્થ્ય વાળા દેવતાઓ શરીરને ધારણ કરે છે. વળી જે દેવોના સમૂહો છે તેઓ સંકલ્પથી, વા-

બુદ્ધિથી, દૃષ્ટિથી, સ્પર્શથી અને પ્રીતિથી આ પાંચ પ્રકારે ઉત્પન્ન કરેછે. હે કુંતિ મનુષ્યના ધર્મવાળો દેવના ધર્મથી દોષ આમતો નથી એમ જરૂર જાણો અને તમારી મનની ચિંતા નાશ પામો.

**વ્યાસે યુદ્ધમાં મુવેલાઓને ગંગામાં ધૃતરાષ્ટ્ર આદીને દેખાડયાં.**

વ્યાસ બોલ્યા. હે ગાંધારી પુત્રો, ભાઇઓ, મિત્રો અને સ્ત્રીઓની સાથે પોતપોતાને દેખશો. કુંતી કર્ણને, સુભદ્રા પોતાના પુત્ર અભિમન્યુને અને દ્રૌપદી પાંચે પુત્રોને, પિતાઓને તથા ભાઇયોને જોશે. જ્યારે રાજાએ તમે તથા કુંતીએ મને પ્રેરણા કરી હતી ત્યારે પ્રથમજ આ ઉદ્યોગ કરવાનો નિશ્ચય મારા હૃદયમાં હતો. તમારે તે સર્વ મહાત્માઓનો શોક કરવા યોગ્ય નથી. કારણ કે ક્ષત્રિયના ધર્મમાં તત્પર થઇને તેઓ મરણ પામ્યા છે. વળી હે નિંદાથી રહિત તે દેવનું કાર્ય અવસ્ય થનાર હતું અને તેવા સઘળા દેવોના અંશો પૃથ્વી ઉપર અવતર્યા. જેઓ ગંધર્વ, અપ્સરા, પિશાચ, ગુહ્યક, રાક્ષસ, પુણ્યજન, સિદ્ધ, દેવર્ષિ, દેવ, દાનવ અને ઋષિયોરૂપ હતા. તે આ સર્વે કુરૂક્ષેત્રમાં નાશ પામ્યા. જે બુદ્ધિમાન્, ગંધર્વોનો રાજા ધૃતરાષ્ટ્ર એ રીતે પ્રસિદ્ધ છે તેજ મનુષ્ય લોકમાં તમારા પતિ ધૃતરાષ્ટ્ર છે. તમે પાંડુને મરૂદ્ગણથી અતિ અધિક, અવિનાશિ ઉપેંદ્રરૂપ જાણો. યુધિષ્ટિર અને વિદુર ધર્મના અંશ હતા. તમે દુર્યોધનને, કલિયુગ તથા શકુનિને દ્વાપરયુગ જાણો. તેમ દુર્યોધન વગેરેને રાક્ષસો સમજો. તમે ભીમને મરૂદ્ગણથી બળવાન, જાણો. અરજુનને ઋષિ એવા નરરૂપ સમજો. ઇંદ્રિયોના નિયંતા શ્રીકૃષ્ણને નારાયણ, યુગલ જન્મેલા, નકુલ તથા સહદેવને બે અશ્વિનિકુમાર અને અભિમન્યુ અહિં ચંદ્રમારૂપ યોગથી બે રૂપે થયો હતો. કર્ણને પોતાના દેહનો બે સ્વરૂપે કરી અદિતિના પુત્ર સૂર્યરૂપ સમજો અગ્નિથી દ્રૌપદીની સાથે જન્મેલા ધૃષ્ટદ્યુમ્નને અગ્નિના અંશરૂપ અને શિખંડીને રાક્ષસ જાણો. દ્રોણને બૃહસ્પતિનો અંશ અને અશ્વત્થામાને રૂદ્રથી થયેલો જાણો ભીષ્મને ગંગાના પુત્ર વસુ જાણો. આ પ્રમાણે આ દેવો મનુષ્યપણાને પામી કર્મ કરી પાછા ફરી સ્વર્ગમાં ગયા. હવે તેનો સર્વના હૃદયમાં જે ઘણા કાળથી દુઃખ રહેલું છે તે, દુઃખને પરલોકે કરેલાં ભયથી આજ મટાડીશ તમે સઘળાં નદી ભગીરથની પુત્રી ગંગા પ્રત્યે જાઓ, એટલે જેઓને આ રણના આંગણામાં હણ્યા છે તેઓ સર્વને ત્યાં દેખશો. વ્યાસનું વચન સાંભળી સહુ ગંગા તરફ ચાલ્યાં. તેમ અમાત્યો સહિત આવેલા મુનિયો તથા ગંધર્વો સહિત ધૃતરાષ્ટ્ર પાંડવોની સાથે ચાલ્યા. પછી ગંગાની પાસે રાત્રીની વાટ જોનારા અને મરેલા નરપતિયો ( રાજાઓ ) ને જોવા ઇચ્છનારા તે લોકો સૂર્ય અસ્તાચલ પ્રત્યે ગયા તેથી જેઓએ સ્નાન કરેલું

છે એવા તેઓએ સાયંકાળનું કર્મ કરેલું છે એવા ત્યાં જેઓ મળેલા હતા તેઓ સર્વ વ્યાસ પાસે આવ્યા.

મહામુનિ વ્યાસ પુણ્યકારી ભગીરથી ગંગાના જળ પ્રત્યે પ્રવેશ કરી પછીથી જેઓ સર્વ પાંડવોના ને કૌરવોના યોદ્ધાઓ તથા મ્હોટા આંખવાળા જુદા જુદા દેશના રાજાઓને બોલાવવા લાગ્યા. પૂર્વે જે રીતે કુરૂ અને પાંડવોની સેનાઓનો શબ્દ થતો તે રીતે તે જળથી તેઓ સર્વ ભીષ્મ જેઓમાં આગળ ચાલનાર છે એવા સૈન્યો સહિત હજારો રાજાઓ બહાર નિકળ્યા. પુત્રો સહિત અને સૈનિકો સહિત વિરાટ ને દ્રુપદ, દ્રૌપદીના પુત્રો, સુભદ્રાનો પુત્ર, રાક્ષસ ઘટોત્કચ, કર્ણ, દુર્યોધન, મહારથી શકુનિ, દુઃશાસન વગેરે ધૃતરાષ્ટ્રના પુત્રો, જરાસંધનો પુત્ર, ભગદત્ત, જરાસંધ, ભૂરિશ્રવા, શલ, શલ્ય, ન્હાનાભાઇ સહિત વૃષસેન, રાજપુત્ર લક્ષ્મણ, ધૃષ્ટદ્યુમ્નના સર્વ પુત્રો, શિખંડીના પુત્રો ન્હાનાભાઈ સહિત ધૃષ્ટકેતુ, અચળ, વૃષક, રાક્ષસ અલાયુધ, બાલ્હિક, સોમદત્ત, ચેકિતાન આ અને બહુપણાથી જેઓ નથી કહ્યા તે બીજા ઘણાઓ તેઓ સઘળા શોભિતા દેહવાળા તે જળથી નિકળ્યા. જે શૂરનો જે વેશ, જે ધ્વજ, અને જે વાહન હતું તે તેથી યુક્ત નરના અધિપતિઓ ( રાજાઓ ) દેખાયા. સર્વે દિવ્ય પુષ્પ અને વસ્ત્રોને ધરનાર હતા. તે સમયે વ્યાસે તપના બળથી ધૃતરાષ્ટ્રને દિવ્ય ચક્ષુ દીધી. દિવ્ય જ્ઞાનના પ્રબળવાળાં ગાંધારી પણ પુત્રોને તથા જે બીજાઓ યુદ્ધમાં મરાયા હતા તેઓ સર્વેને જોતાં થયાં વિસ્મય પામેલો ને સઘળો જન મટકાં રહિત નેત્રોથી નહિ વિચારમાં આવે એવાં રૂવાડાંઓને હર્ષ પમાડનાર આશ્ચર્યને દેખતો થયો, અને જે રીતે વસ્ત્રમાં રહેલ ચિત્ર જોવાય તે રીતે આશ્ચર્ય રૂપ થયેલું તે દેખાતું હતું. ધૃતરાષ્ટ્ર તો તેજ મુનિની કૃપાથી તે સર્વેને દિવ્ય ચક્ષુએ જોતા આનંદ પામતા હતા.

જેઓનાં પાપ જતાં રહ્યાં છે એવા, જેઓનો ક્રોધ ને માત્સર્ય ગયેલ છે એવા સઘળા પરસ્પર મળ્યા. જે રીતે દેવલોકમાં દેવો મળે તે રીતે સર્વે ઉત્તમ બ્રહ્મર્ષિઓએ કહેલા શુભ વિધિ પ્રત્યે રહી પુત્ર પિતા અને માતા સાથે ભાર્યાઓ પતિઓની સાથે, ભાઇ ભાઇની સાથે અને સખા, સખાની સાથે મળ્યા. પાંડવો તો અતિ હર્ષથી, કર્ણને, સુભદ્રાના પુત્ર અભિમન્યુને અને સઘળા દ્રૌપદીના પુત્રોને મળતા હતા. પાંડવો કર્ણની સાથે ભેગા થઇ સ્નેહમાં મળતા હતાં. એ રીતે મુનિની કૃપાથી જેઓ ક્રોધ નાશ પામ્યો છે એવા વૈરને તજી સ્નેહમાં રહ્યા હતા. પ્રસન્ન મનથી તે રાત્રિમાં વિહાર કરી સંતોષ માનતા હતા. યોદ્ધાઓની જે સ્ત્રીયો હતી તેઓ પણ પરસ્પર ભેગી થઇ પિતા, ભાઇયો, પતિયો અને પુત્રો સાથે મળી ઘણા હર્ષને પામી. આ

પ્રમાણે તે શૂરાઓ અને તે સ્ત્રીઓ એક રાત્રિ વિહાર કરી (ફરી) પરસ્પર બોલાવી ( આજ્ઞા લઇ ) પછીથી જેમ આવ્યા હતા તેમ ગયા. ત્યાર પછી વ્યાસે તે લોકોને વિસર્જન કર્યા. તેથી તેઓ ક્ષણમાં અંતર્ધાન થતા ગંગા પ્રત્યે પ્રવેશ કરી પોતાનાં સ્થાનકોને સેવવા લાગ્યા. કેટલાક દેવલોકમાં ગયા. કેટલાક બ્રહ્મ લોકમાં ગયા, કેટલાક વરુણના લોકને અને કેટલાક કુબેરના લોકને પામ્યા. કેટલાક યમના લોકને, કેટલાક રાક્ષસોના ને પિશાચોના લોકને તથા કેટલાક ઉત્તર કુરુ દેશોને પામ્યા. તેઓ સઘળા જ્યારે ગયા ત્યારે જળમાં રહેલા, ધર્મશીલ, કુરુઓના હિતકારી, મહામુનિ વ્યાસ તે વખતે જેઓની પતિઓને હણ્યા હતા તે, સર્વ ક્ષત્રિય સ્ત્રીઓને કહેવા લાગ્યા. જે જે ઉત્તમ સ્ત્રીઓ અતિશે દૂરેલા ( પતિના ) લોકને ઇચ્છે છે તેઓ આલસ્ય રહિત થઈ ઝટ ગંગા પ્રત્યે પ્રવેશ કરો. આ રીતે તેનું વચન સાંભળી ઉત્તમ સ્ત્રીઓ ગંગાના જળ પ્રત્યે પેઠી. મનુષ્યના દેહોથી મુક્ત થયેલી તે સર્વ સતીઓ તેજ વખતે ભર્ત્તાઓની સાથે ભેટી. મુક્ત થયેલી તે સઘળી, સદા ચરણવાળી, ક્ષત્રિય જાતિની પતિવ્રતાઓના સમાન લોકપણાને પામી અને જે રીતે તેઓના પતિઓ હતા તે રીતે દિવ્ય રૂપોથી ધારણ કરનાર, શીલ ને સર્વ ગુણોથી યુક્ત તે સ્ત્રીઓ પોતાનાં સ્થાનને પામી.

ગંગા નદી ઉપરથી પાછા આશ્રમ પ્રત્યે આવ્યા પછી વ્યાસ ધ્તરાષ્ટ્રને કહેવા લાગ્યા કે શોકમાં મન ધારણ કરીશમાં પંડિત મનુષ્ય ભાગ્યની બાબતમાં વ્યથા પામતો નથી, તમે દેવના સરખા જ્ઞાનવાળોના હૃદયથી દેવોનું રહસ્ય સાંભળેલું છે. યુધિષ્ઠિર પોતે તમને અનુસરે છે, હવે એને રજા આપો અને એ પોતાના રાજ્યને આશ્રમમાં રાખો; કેમકે એ રાજ્ય નિત્ય યત્નથી સાચવવા યોગ્ય છે આ પ્રમાણે વ્યાસે કહેલા ધતરાષ્ટ્રે યુધિષ્ઠિરને વચન બોલ્યા કે તમારામાં મારી ઉત્તમ પ્રીતિ છે અને મન ક્રોધ નથી માટે હસ્તિનાપુર જાઓ, ઘણો વખત કરો માં, અહીં તમને જોઇને મારું તપ ઓછું થાય છે, તમને જોઈ મેં ફરી તપ યુક્ત શરીર ધારણ કર્યું. વ્યાસના તપના ક્રમથી તથા તમારા સમાગમથી મેં બીજા લોકમાં ગયેલા દુર્યોધન વગેરેને દીઠા. હવે મારું જીવવાનું પ્રયોજન નિવૃત્ત થયું છે તેથી ઉગ્ર તપ કરીશ. માટે આજ અહીંયાં કાલ જાઓ અને ઘણો કાળ કાઢોમાં. હે પુત્ર, તમે બહુવાર રાજનીતિ સાંભળી છે તેથી તમને કહેવા જેવું કશું જોતો નથી. આ સાંભળી યુધિષ્ઠિર બોલ્યા કે મને અપરાધ વિના તજવા યોગ્ય નથી. મારા સર્વે ભાઇઓ અને અનુચરો ઇચ્છા પ્રમાણે જાઓ પણ હું તો તમને તથા બે માતાઓને અનુસરીશ, આ સાંભળ્યા પછી ગાંધારી તેને કહેવા લાગ્યાં. હે પુત્ર એમ કરીશ માં અને જાઓ, આટલા કાળ સુધી તમે અમને

પૂજ્યાં, હે પુત્ર પિતાનું વચન તમારે કરવું ઘટે છે. આવી રીતે ગાંધારીએ આંસુઓથી ભરેલાં નેત્રોને શુદ્ધ કરી રૂદન કરતાં કુંતીને કહેવા લાગ્યો રાજા અને ગાંધારી મને મોકલે છે પણ તમારામાં બાંધેલાં ચિત્તવાળો દુઃખી હું કેમ જઇ શકીશ ? હે માજી ધર્મને આચરનારાં તમારાં તપને વિઘ્ન કરવા ઉત્સાહ પામતો નથી કેમકે તપથી બીજું ઉત્તમ નથી અને તપથી મનુષ્ય બ્રહ્મને પામે છે. હે મહારાજ મારું મન સર્વ રીતથી તપમાંજ પ્રીતિવાળું છે. હે શુભે શૂન્ય, એવી આ સઘળી પૃથ્વી મને પ્રીતિ કરનાર નથી, આપણા બાંધવો અને સઘળા ક્ષત્રિઓ ક્ષીણ થયા છે માત્ર એક વૃષ્ણિયોનું મંડળ શ્રીકૃષ્ણના આશ્રયથી રહેલું છે કે જેને જોઇ હું ધર્મને અર્થે રહેવા ઇચ્છું છું પણ સ્વાર્થના કારણથી રહેવા ચ્હાતો નથી માટે અમને કલ્યાણથી જુઓ. કુંતી કહે, તમારૂં જવું કલ્યાણકારી થાઓ તથા હે પુત્રો સ્વસ્થ થાઓ, આમ કરવાથી મારાં તપનાં કાર્યમાં રોધ થાય છે અને તમારા સ્નેહરૂપ બાંસલાએ બાંધેલી હું ઉત્તમ તપથી હીન થાઉંછું, તેથી હે પુત્ર, તમે જાઓ હવે અમારું શેષ રહેલું આયુષ્ય થોડું છે. આ પ્રમાણે કુંતીએ બહુ પ્રકારનાં વાકયોથી પુત્રોનાં મન સ્થિર કર્યાં. આ રીતે માતાએ તથા ધૃતરાષ્ટ્રે આજ્ઞા આપેલા તેઓના ચરણમાં વંદન કરી આલિંગન કરી માતાએ આ ધારણ કરેલા (સુધેલા) તેઓ સર્વે તથા દ્રૌપદી વગેરે સર્વ કૌરવ સ્ત્રીઓ ન્યાયથી સાસુએ આજ્ઞા આપેલી તેઓ પતિઓની સાથે પ્રયાણ કરવા લાગી, તે પછી સ્ત્રીઓ સહિત અને બાંધવો સહિત યુધિષ્ઠિર ફરી પાછા હસ્તિનાપુર આવ્યા.

**નારદનું યુધિષ્ઠિર પ્રત્યે આગમન–ધૃતરાષ્ટ આદીનું મરણ.**

જ્યારે પાંડવો બે વર્ષ સુધી નિવૃત્તિ પામ્યા હતા ત્યારે સ્વેચ્છાથી દેવર્ષિ નારદ યુધિષ્ઠિર પાસે આવ્યા. તેનો સત્કાર કરી વકતાઓમાં ઉત્તમ, યુધિષ્ઠિર નારદ મુનિને કહેવા લાગ્યા હે ભગવન ! મેં આપને ઘણા વખતથી આપને જોયા નથી માટે કુશળ છો તમે કયા દેશથી આવ્યા ને હું તમારૂં શું કામ કરૂં તે કહો, કેમકે તમે દ્વિજોમાં મુખ્ય તથા અમારી ઉત્તમ ગતિરૂપ છો. નારદ કહેવા લાગ્યા. હે નૃપ, મેં તમને ઘણે કાળે જોયા છે એ કારણથી હું તપોવનથી આવ્યો તથા મેં ગંગા નદી અને તીર્થો જોયાં. યુધિષ્ઠિર બોલ્યા. હાલ ગંગાના તીરમાં વસનારા મારા પુરૂષો મહાત્મા ધૃતરાષ્ટ્રને ઉત્તમ તપ કરતા કહે છે માટે તમે કેમ તેમને જોયેલા છે ? કુરૂકુળને ધારનાર તે ત્યાં કુશળ છે. ગાંધારી કુંતી અને સૂતનો પુત્ર સંજય કુશળ છે ? આજ મારા પિતા, પૃથ્વીના પતિ તે ધૃતરાષ્ટ્ર કેવી રીતે વર્તે છે ? હે ભગવન, તમે જો તેમને જોયા હોય તો સાંભળવા ઇચ્છું છું. નારદ બોલ્યા. હે રાજન, મેં તે તપોવનમાં જે રીતે જોયેલું છે અને સાંભળેલું

છે તે રીતે યથાર્થ કહું તે સાંભળો. હે નૃપ જ્યારે તમે વનવાસથી નિવૃત્ત થયા ત્યારે તમારા પિતા કુરૂક્ષેત્રથી ગંગાના દ્વારપાસે ગયા. ગાંધારી સહિત કુંતીથી યુક્ત, સુત સંજયથી યુક્ત, અગ્નિહોત્ર સહિત અને યાજકો સહિત ગએલા, તપરૂપ ધનવાળા, ધૃતરાષ્ટ્ર તીવ્ર તપ કરવા લાગ્યા, પાષાણને મુખમાં ધારણ કરી વાયુને ભક્ષણ કરનાર મુનિ થયા. વનમાં સર્વ મુનિએએ તે મહા તપસ્વી સત્કાર કરેલા થયા અને તે નરોના પતિ ધૃતરાષ્ટ્ર છ માસ જેની ત્વચા તથા હાડકાં ફક્ત શેષ રહેલાં છે એવા થયા. ગાંધારી જળનો આહાર કરનારાં, કુંતી માસ સુધી ઉપવાસવાળાં અને સંજય છઠ્ઠા ટંકના ભોજનથી વૃત્તિ ચલાવવા લાગ્યો. હે સમર્થ, ત્યાં યજ્ઞ કરનારાઓ વિધિ પ્રમાણે વનમાં રાજાના જોતાં અગ્નિઓને હોમવા લાગ્યા. એ પછી તે રાજા સ્થાન રહિત અને વનનો આશ્રય કરવા લાગ્યા. તેમ સંજય અને ભેગી તે બે દેવીઓ પણ તેને અનુસરવા લાગી. ધૃતરાષ્ટ્રને લઇ જનાર સંજય જે રીતે થયા તે રીતે નિંદ્રાથી રહિત એવાં કુંતી ગાંધારીનાં ચક્ષુરૂપ થયાં. ગંગાના સમીપ ભાગમાં શ્રેષ્ઠ, આશ્રમ તરફ તે સ્નાન કરવા લાગ્યા. એ પછી વાયુ ઉત્પન્ન થયો અને મહાન્ વનમાં થયેલો અગ્નિ ચોતરફથી તે સઘળાં વનને પાણી બાળવા લાગ્યા, વરાહોના ટોળાંઓ જળના સ્થાનકોને આશ્રય કરવા લાગ્યાં, તે વન અગ્નિએ બળવા લાગ્યું અને હે રાજન્, તમારી માતાઓ અતિ કૃશ હોવાથી ચાલવા સમર્થ નહિ થઇ ત્યારે મંદ ઇંદ્રિયોની ચેષ્ટા વાળા તે નરોના પતિ ધૃતરાષ્ટ્ર અગ્નિને સમીપ આવતો જાણી તે વખતે સંજયને કહેવા લાગ્યા કે હે સંજય, જ્યાં અગ્નિ ક્યારેય પણ તમને બાળે નહિ, ત્યાં જાઓ, અગ્નિથી યુક્ત અમે ઉત્તમ ગતિ પામશું. આ સાંભળી ઉદ્વેગ પામેલા વક્તાઓમાં ઉત્તમ સંજયે તેને કહ્યું–હે રાજન્ આ તમારો અપ્રિયના અગ્નિથી વૃથા થશે અને હું અગ્નિથી મૂકાવામાં ઉપાય દેખતો નથી માટે અહિં હવે પછી કરવાનું હોય તે તમે કહેવા યોગ્ય છો. આ રીતે સંજયે કહેલા તે ધૃતરાષ્ટ્ર ફરી બોલ્યા કે હે સંજય ઘેરથી પોતાની મેળે નીકળેલા આપણે છીયે તેઓનું આ મરણ અપ્રિય નથી; કેમકે તાપસોનાં જળ, અગ્નિ, વાયુ, અથવા અનશન ( ભોજન નહિ કરવાનું વ્રત ) પણ વખણાય છે માટે જાઓ ઘણો વખત ગાળો માં, આ પ્રમાણે સંજયને કહી મનનું સમાધાન કરી તે વખતે રાજા ગાંધારી તથા કુંતીથી સાથે પૂર્વ તરફ મુખ રાખી બેઠા તે પ્રમાણે થયેલા તેને જોયા. પછી સંજય પ્રદક્ષિણા કરવા લાગ્યો અને ધારણાથી યુક્ત બુદ્ધિવાળા તેણે એને એમ કહ્યું–કે હે પ્રભુ, આત્માને ઇશ્વરમાં જોડો,

એનું તે વચન રાજાએ ગ્રહણ કર્યું તે સમયે તમારા પિતા તે રાજા ઇંદ્રિયોનાં સમૂહને રોકી કાષ્ઠની ઉપમા આપવા જેવા થયા અને મોટા આંસુવાળો ગાંધારી તથા તમારી માતા એ બે દાવાગ્નિથી મુક્ત થયાં અને રાજાનો સહાય એવો સંજય તો દાવાગ્નિથી મુક્ત થયો. મેં ગંગાના કાંઠામાં તેને તાપસોની વચ્ચે બેઠેલો જોયો હતો. તેજસ્વી બુદ્ધિવાળો તે સંજય લોકોની આજ્ઞા લઇ આ સઘળું નિવેદન કરી હિમાલય પર્વત પ્રત્યે ગયો. આ રીતે હે પાંડવો, તે મ્હોટા મનવાળા ધૃતરાષ્ટ્ર અને તમારી માતા કુંતી તથા ગાંધારી મરણ પામ્યા. મેં મારી ઇચ્છાથી ફરતાં ધૃતરાષ્ટ્રનું શરીર જોયું હતું. વળી તે બે પટરાણીઓનાં શરીર પણ જોયાં હતાં પછી તે તપના વનમાં તપરૂપ ધનવાળા ઋષિયો આવ્યા હતા પણ તે વખતે ધૃતરાષ્ટ્રનો નાશ સાંભળી તેઓએ તેની ગતિયોનો શોક કર્યો નહોતો. ત્યાં હે પાંડવ, જે રીતે રાજા અને તે બે પટરાણીઓ બળી એ સઘળું મેં સાંભળ્યું હે રાજેંદ્ર, તે ધૃતરાષ્ટ્ર રાજા, તમારી માતા કુંતી અને ગાંધારી પોતાની મેળેજ યજ્ઞના અગ્નિથી લાગેલા દાવાનળમાં બળીમુવાં અને સ્વર્ગલોક પ્રત્યે ગયાં માટે શોક કરવો નહિ. આ ધૃતરાષ્ટ્રનું મરણ સાંભળીને તે વખતે સર્વ મહાત્મા પાંડવોને મહાન્ શોક ઉત્પન્ન થયો અને જનાનાઓનો મ્હોટો પીડિત સ્વર થયો, તેમજ નગરના જનોના રાજાની ગતિ સાંભળી તે વખતે પીડિત નાદ થયો અહોધિક્ છે એમ મ્હોટી બુમ પાડી અતિ દુઃખવાળા ઉંચા કરેલા હાથ વાળા માતાને સંભારતા યુધિષ્ઠિર રૂદન કરવા લાગ્યા. ભીમસેન વગેરે પણ તે સર્વ બાંધવો રોવા મંડ્યા તે વખતે હે મહારાજ, અંતઃપુરોમાં પણ મરેલાં કુંતીને સાંભળી અતિ મહાન્ રોવાનો શબ્દ શરૂ થયો અને સર્વ તેઓ તે રીતે બળેલા, જેના પુત્રોને હણ્યા છે એવા તે રાજાની તથા તે તપસ્વિની ગાંધારીની પાછળ શોક કરવા લાગ્યા જ્યારે એ ઘડીવાર થઇ ત્યારે તે શબ્દ વિરામ પામ્યો. એ પછી યુધિષ્ઠિરજી ધીરજથી આંસુ લુછ નીચે પ્રમાણે વચન કહેવા લાગ્યા.

### ધૃતરાષ્ટ્ર આદિના દાહથી થતો ખેદ.

યુધિષ્ઠિરે કહ્યું કે અનાથની પેઠે રહેલા, ઉગ્ર તપમાં વર્તનાર, મહાત્મા ધૃતરાષ્ટ્રનાં વચનમાં અમે રહ્યા છતાં આ રીતે જે વનના અગ્નિએ બળ્યા તેથી મારૂં એવું માનવું છે કે પુરૂષોની ગતિ દુઃખે જણાય એવી છે. વળી ધૃતરાષ્ટ્રના શ્રીમાન્ સો પુત્રો હતા તથા જે રાજા દશહજાર હાથિના બળવાળા હતા તે દાવાગ્નિથી બળ્યો, પૂર્વે ઉત્તમ સ્ત્રીઓ જેને તાલના પંખાઓથી વાયુ નાંખતી હતી તેનો દાવાગ્નિથી નાશ થયાથી હાલ ગીધ પક્ષિયો પવન ઉડાડે છે, જેને માગધલોકોના સમૂહો જે સુતેલા

રાજાને જગાડતા હતા ને નરોત્તમ પતિ મારી પાપિનાં કર્મોએ કરી ધરતીમાં સુવે છે, મેં જેના પુત્રોને હણેલા છે એવાં વચનવાળાં, પતિના લોકો પામેલાં તથા સ્વામિના વનમાં રહેલાં ગાંધારીનો શોક કરતો નથી પણ જે કુંતી સમૃદ્ધિવાળાં પુત્રના અધિપતિપણાને તજી અતિ મ્હોટા દીર્ઘ વનવાસને પસંદ કરવા લાગ્યાં તેનો શોક કરૂં છું, જેથી આપણે મરેલાં જેના જીવિયે છીયે માટે આપણા આ રાજ્યને ધિક્, બળને ધિક્, પરાક્રમને ધિક્ અને ક્ષત્રિય ધર્મને ધિક્ છે હે દ્વિજોનાં ઉત્તમોત્તમ, જેણી તેણે રાજ્યને તજી વનમાં વાસ પસંદ કર્યો માટે કાળની ગતિ અતિ સૂક્ષ્મ છે એમ ધારી ભાઇઓ સહિત તે શાંતિને પામ્યા અને જો કે તેઓને અંતર ખેદ હતો પણ રાજ્યનો ભાર ધૈર્યથી પોતે વહન કર્યો. મહાભારતનુ યુદ્ધ સગ્રામ થયા પછી અઢાર વરસે ધૃતરાષ્ટ્રે પોતાનો પ્રાણ તજ્યો.

---

# મોસલ પર્વ ૧૭ મું.

---

## બ્રહ્મ શાપથી યદુકુલનો નાશ.

આ પર્વના અઢમા સર્ગમાં એટલે યુદ્ધના પછી છત્રીસમે વરસે કેટલાક ઉત્પાતો અને અંતરિક્ષ વિપત્તિ અપશુકનો દેખાવા લાગ્યા, સૂર્ય કિરણો મલિન ને ઝાંખો દેખાવા લાગ્યા ચંદ્ર અને સૂર્યનાં મંડળ દારૂણ દેખાવા લાગ્યા, કડાકાઓ થવા લાગ્યા અને પક્ષિઓ અપસવ્ય(ઉંધાં) મંડલો કરવા માંડ્યા. મહા નદીઓ ઉંડી જવા લાગી, દીશાઓ ઝાકળથી યુક્ત થઇ તથા ગગનથી અંગારાઓને જેનાથી જ્વાલાઓ પૃથ્વીમા પડવા લાગી. સૂર્ય અને રૂક્ષ અંત ભાગવાળા ભસ્મ સરખી તથા રાત કાંતિવાળા ત્રણ વર્ણો દેખાયા. હે રાજન્, આ ભયને કહેનારા ઘણા ઉત્પાતો અને બીજા પણ ઘણા હૃદયના ઉદ્વેગને કરનારા ઉત્પાતો (સારાં નઠારાંને બતાવનારાં ચિન્હો) દેખાવા લાગ્યા. પછી કંઇક કાળ ગયો ત્યારે યુધિષ્ઠિરે વૃષ્ણિયોના સમૂહનું મુસલે કરેલું નિકંદન સાંભળ્યું, તેથી વસુદેવના પુત્ર કૃષ્ણને તથા બળરામને મુક્ત થયેલા સાંભળી પાંડવ યુધિષ્ઠિર ભાઇઓને લાગી આપણે શું કરશું ? એમ બોલ્યા. બ્રાહ્મણના દંડના બળથી વૃષ્ણિને નાશયુક્ત કરેલા સાંભળી તે પાંડવો વ્યથાવાન થયા. તે શૂરાઓએ સમુદ્રના શોષની પેઠે માનેલા તે શારંગ ધનુષવાળા વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણના મરણને તથા વિનાશને માન્યો નહિ. મુસલે કરેલા નાશને મનમાં ધારી દુઃખને શોકવાળા જેના સં-

કર્મો નષ્ટ થયા છે. એવા ખેદ પામેલા તે પાંડવો બેઠા. વસુદેવના પુત્રના જોતાં મહારથિ અંધક અને ભોજકુલના જનો કેમ નાશ પામ્યા? જ્યારે છત્રિશમું વર્ષ આવ્યું ત્યારપછી વૃષ્ણિયોમાં મ્હોટો અન્યાય થયો અને કાળે પ્રેરણા કરેલા તેઓ મુસલોથી એક બીજાને હણવા લાગ્યા. કોણે શાપ આપેલા તે શૂરા અંધક અને ભોજકુળના નરો નાશ પામ્યા તે સારણ વગેરે શૂરાઓએ તપરૂપ ધનવાળા વિશ્વામિત્ર, કણ્વ અને નારદને દ્વારકાં પ્રત્યે પ્રાપ્ત થયેલા જોયા. દૈવરૂપ દંડે પીડેલા તેઓ સાંબને આગળ કરી સ્ત્રીની પેઠે શણગારી તેઓને મળી પૂછવા લાગ્યા. હે ઋષિઓ, પુત્રની ઇચ્છાવાળા ઘણાં તેજવાળા, બભ્રુની આ સ્ત્રી છે. તે તમે જાણો છો તેથી કહો કે તે શું જણશે? આમ પુછેલા તે વખતે છેતરપિંડીથી પરભવ પમાડેલા તે મુનિઓએ રાતાં નેત્ર કરી પ્રત્યુત્તર દીધો કે વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણના દાયભાગને ભોગવનાર આ સાંબ, વૃષ્ણિ અને અંધકોના વિનાશ માટે ભયંકર લોઢાનું મુસલ જણશે, જેણે કરી અતિ દુષ્ટ વર્તણુકવાળા જેઓને અતિ ક્રોધ થયો છે એવા ક્રૂર તમે બળરામ અને શ્રીકૃષ્ણના વિનાશવાળાં કુળને નાશ પમાડશો. શ્રીમાન્, હળરૂપ આયુધવાળા બળદેવ દેહને તજી સમુદ્રને પામશે તથા જરા નામનો પારાધી પૃથ્વીમાં સૂતેલા મહાત્મા શ્રીકૃષ્ણને ભેદશે. ક્રોધથી રાતાં નેત્રવાળા તે મુનિયો તે દુરાત્માઓએ છેતરવાથી પરસ્પર જોઇને પછીથી બોલ્યા, અને તે પ્રમાણે કહ્યા પછી મુનિયો મનથી શ્રીકૃષ્ણને શરણ પામ્યા. એ પછી આવું સાંભળીને મધુ દૈત્યને મારનાર, અંતને જાણનાર, બુદ્ધિમાન શ્રીકૃષ્ણ તે વખતે તેઓને એમ કહેવા લાગ્યા કે તેમ થવાનું હતું. આ પ્રમાણે કહીને ઇંદ્રિયોના નિયંતા શ્રીકૃષ્ણ તે સમયે પૂરમાં પેઠા જગતના પ્રભુ એવા તે શ્રીકૃષ્ણે કાળને બીજે પ્રકારે કર્યું.

**વૃષ્ણિ અને અંધક કુળના વિનાશરૂપ મુસળનું ઉત્પન્ન થવું.**

બીજે દિવસે સાંબે તે મુસળને ઉત્પન્ન કર્યું કે જેણે વૃષ્ણિ અને અંધક કુળમાં થયેલા પુરુષોને પૂર્વે ભસ્મ કર્યા. વળી જે વૃષ્ણિ તથા અંધકોના વિનાશ માટે મ્હોટું યમના દૂત જેવું હતું. આ રીતે શાપથી થયેલાં જે મુસળને જણ્યું તે પુરુષોએ રાજાને જણાવ્યું તેથી ખેદયુક્ત રૂપવાળા રાજાએ તેને સૂક્ષ્મ ચૂર્ણરૂપ કરાવ્યું અને તે સમુદ્રમાં ફેંકી દીધું. વળી તેઓના નગરમાં આ હુકમથી જાહેર કર્યું કે આજથી આરંભી અહિં મહાત્મા બળરામનાં, શ્રીકૃષ્ણનાં, બભ્રુનાં અને સર્વ વૃષ્ણિ તથા અંધકનાં કુળોમાં સર્વે નગરના વાસિઓએ સુરાને આસવ કરવો નહિ. જે કોઇ પણ નર કાંઇ પણ અમારા જાણતાં અજાણતાં પીવાનું કરશે તે પોતે કરનાર બાંધવો સહિત જીવતો શૂળી ઉપર ચડશે. આ સાંભળ્યા પછી કલેશથી રહિત કર્મવાળા

બળરામની આજ્ઞા જાણીને રાજાના ભયથી તે સમયે સઘળા નરોએ નિયમ કર્યો.

નિત્ય કાળ આ રીતે અંધકો સાથે પ્રયત્ન કરનારા વૃષ્ણિઓના ઘરો પ્રત્યે ફરવા લાગ્યો તે વિકરાળી, વિકટ, મુંડરૂપવાળો, શ્યામ અને પિંગલ વર્ણવાળો પુરૂષ વૃષ્ણિઓના ઘરોને જોઇ ક્યાંઇક દેખાતો તથા ક્યાંઇક નહિ દેખાતો અથવા નહિ ફરતો હતો. મહા ધનુર્ધારિઓ આ તરફ હજારો વાર બાણોથી તેને મારતા હતા પણ તે વખતે સર્વ પ્રાણીઓનો જેથી નાશ થાય છે એવો તે કાળ વિંધી શકાતો નહિ હતો. દિવસે દિવસે વૃષ્ણિને અંધકોના વિનાશ માટે ભયંકર ઝપાટાઓને હર્ષ પમાડનારા ઘણા ઉત્પાતો ઉત્પન્ન થતા હતા. રસ્તાઓ અતિ વધેલ મૂષિકાઓવાળા થયા, ભેદ પામેલાં માટીનાં વાસણો થયાં અને રાત્રિમાં ઉંદરોએ સૂતેલા જનોના કેશ તથા નખોને ભક્ષણ કર્યા. વૃષ્ણિનાં મકાનોમાં સારીકાઓ ચીચી, કુચી એમ શબ્દ કરવા લાગી. અને તે શબ્દ દિવસ રાત્રિ શાંત થયો નહિ, સારસ પક્ષીઓ ઘુવડોના શબ્દને અનુસરવા મંડયા અને બકરાંઓ શાહુડીઓના શબ્દને અનુસરવા લાગ્યા. તે સમયે વૃષ્ણિ અને અંધકોનાં ઘરોમાં કાળ પ્રેરેલ શ્વેત અને રાતા પગવાળા પક્ષિ કપોતાઓ (હોલાઓ) ફરવા લાગ્યા ગાયોમાં ગર્દભો, ખચ્ચરોમાં ઉંટો, કૂતરીઓમાં બિલાડાઓ અને નોળીઓમાં ઉંદરો થવા લાગ્યા. તે વખતે પાપો કરતા વૃષ્ણિઓ લાજ પામતા ન હતા, વળી બ્રાહ્મણો પિતૃ તથા દેવોનો પણ દ્વેષ કરતા હતા. બળરામ અને શ્રીકૃષ્ણ વિના ગુરૂઓને પણ અપમાન પમાડતા હતા. પત્નીઓ પતિઓને છેતરતી હતી ને પતિ પત્નીઓને છેતરતા હતા. પ્રકાશ પામેલો અગ્નિ જૂદી જૂદી શ્યામ, લાલ અને મંજીઠના સરખી કાંતિયોને છોડતો ડાબી તરફ ચાલતો હતો. નિત્ય તે નગરીમાં પુરૂષોએ વારંવાર દિવસને કરનાર સૂર્ય પૂંછડીયા તારાઓથી યુક્ત દેખાતો હતો. સિદ્ધ થયેલાં રસોડાંઓમાં અતિ સંસ્કારવાળા ખવાતાં અન્નમાં પણ હજારો કૃમિઓ દેખાતા હતા. જ્યારે પુણ્યાહવાચન વંચાતું હતું અને મહાત્માઓ જપમાં હતા ત્યારે પુરૂષો દોડતા સંભળાતા હતા કોઇ પણ દેખાતો હતો નહિ. તેઓ સર્વ શ્રેષ્ઠાએ વારંવાર પરસ્પર હણાતાં નક્ષત્રને જોતાં હતા પણ કોઇ રીતે ! પોતાનાં નક્ષત્રને નહિ દેખતા. વૃષ્ણિ અને અંધક કુળના નરોનાં કાનમાં નાદ કરતા પાંચજન્ય નામના શંખની ચોતરફ (પાછળ) ભયંકર સ્વરવાળા ગર્દભો ભૂંકતા હતા. આ રીતે આવેલા કાળના ક્રમને અથવા વિપરીત ભાવને જોતાં ઇંદ્રિયોના નિયંતા શ્રીકૃષ્ણ તેરશને દિવસે આવેલી અમાવાસ્યા તિથીમાં તેઓને જોઇ બોલ્યા કે જ્યારે ભારત યુદ્ધ આવ્યું હતું ત્યારે જે તિથિ પ્રાપ્ત થઈ હતી ફરીને રાહુએ તે આ ચૌદશને પૂર્ણિમારૂપ કરી અને આજ આપણા ક્ષય માટે આવી, આમ વિચારતાં કેશિ દૈત્યને

જનાર્દન શ્રીકૃષ્ણ તે કાળને ફિરીને છત્રીશમું વર્ષ પ્રાપ્ત થયેલું માનવા લાગ્યા. જ્યાં એના બાંધવોને હણેલા છે એવી પુત્રના શોકથી સંતાપ પામેલી ગાંધારી જે કહેતાં હતાં તે આ આવ્યું. તેમ પૂર્વે યુધિષ્ઠિર વ્યૂહવાળાં સૈન્યમાં અતિ દારૂણ ઉત્પાતો જોઈ જે કહેતા હતા તે આ પ્રાપ્ત થયું. આ પ્રમાણે કહી તેને સત્ય કરવાને ઇચ્છતા વસુદેવના પુત્ર શત્રુને નિયમમાં રાખનાર શ્રીકૃષ્ણ તે વખતે તીર્થયાત્રા કરવા આજ્ઞા આપવા લાગ્યા. અને ત્યાં કેશવાળા શ્રીકૃષ્ણની આજ્ઞાથી પુરૂષો હે પુરૂષોમાં શ્રેષ્ઠ યાદવો જાઓ સમુદ્રની પાસે તીર્થયાત્રા કરવી એમ જાહેર કહેવા લાગ્યા.

## યાદવોનો સંહાર.

રાતે સ્વપ્નાઓમાં સ્ત્રીનાં મંગળ સુત્ર વગેરેને ચોરતી ધોળા દાંતોથી મુક્ત હસતી, કાળાં રૂપવાળી સ્ત્રી દ્વારકાં પ્રત્યે પ્રવેશ કરી દોડતી, ભયાનક ગીધ પક્ષીઓ અગ્નિ હોત્રનાં સ્થાનકોમાં, ઘરની પૃથ્વીના મધ્ય ભાગોમાં ઘરોમાં સ્વપ્ન વિષે વૃષ્ણી તથા અંધક કુળના જનોને ખાતા હતા, અતિ ભયાનક રાક્ષસો એ ઘરેણાં, છત્ર, ધ્વજને કવચો હરણ કરાતાં દેખાતાં હતાં, તે વખતે વૃષ્ણિઓના દેખતાં અગ્નિએ આપેલું લોઢાનું વજ્રનાભ નામનું ચક્ર સ્વર્ગ પ્રત્યે ગયું. દારૂકના મનના સરખા વેગવાળા ઘોડાઓમાં મુખ્ય એવા ચાર ઘોડાઓ જોડેલા રથને હરણ કરતા સાગરની ઉપરથી વર્તવા લાગ્યા. અપ્સરાઓએ તથા બળરામે ને શ્રીકૃષ્ણે પૂજેલા તે બે મ્હોટા ધ્વજ, તાલ તથા ગરૂડ એઓને હર્યા અને દિવસ રાત્રિ ઉચે સ્વરે 'તીર્થ યાત્રાં જાઓ' એવી વાણી કરી. આ સાંભળ્યા પછી જવા ઇચ્છતા નરોમાં શ્રેષ્ઠ તે વૃષ્ણિને અંધકોના મહારથિઓ ત્યારે અંતઃપુર સહિત તીર્થોની યાત્રા ઇચ્છવા લાગ્યા. તે પછી અંધક અને વૃષ્ણિઓએ ઘણા નોખા નોખા પ્રકારનું ખાવાનું, ભક્ષણ કરવાનું, પીવાનું મદ્ય, (મદિરા) અને અનેક પ્રકારનું માંસ કર્યું. પછી શ્રીમાન, તીવ્ર તેજવાળા સૈનિકોના સમૂહો, રથો ઘોડાઓ અને હસ્તિઓ સાથે નગરની બહાર નિકળ્યા. ત્યાંથી ઘણાં ભક્ષણ કરવાનાં અને પીવાનાં વાનાઓવાળા સ્ત્રીઓ સહિત તે યાદવો તે સમયે ધાર્યા પ્રમાણે અને ઘર પ્રમાણે પ્રભાસમાં આવી વસ્યા. તેઓને સમુદ્રની સમીપમાં રહેલા સાંભળ્યા પછી યોગને જાણનાર અર્થમાં કુશળ તે ઉદ્ધવ તે સર્વેની આજ્ઞા લઇ ચાલતા થયા. બે હાથ જોડનાર તે મહાત્માને ચાલતા જોઇ ચરણમાં વંદન કરી વૃષ્ણિઓના વિનાશને જાણતા હરિએ વારવા ઇચ્છા કરી નહિ. તે પછી કાળથી મરેલા તે વૃષ્ણિને અંધકોના મહારથિઓ તેજવડે આકાશ પૃથ્વીને ઢાંકી જતા ઉદ્ધવને જોઇ રહ્યા અને તેઓએ તે મહાત્માઓનું બ્રાહ્મણોના અર્થમાટે જે મદિરાના ગંધવાળું અન્ન સિદ્ધ હતું તે વાનરોને આપ્યું. ત્યારે પછી પ્રભાસમાં મોટી

તેજ રીતે યાદવોનું ત્યાં તૂર્ય વાદિત્રોથી વ્યાપ્ત, નટ અને નાચનારાઓથી સં-
કુલ મદ્યપાન થવા લાગ્યું શ્રીકૃષ્ણની સમીપમાં કૃતવર્માની સાથે બળરામ,
યુયુધાન ગદ અને બભ્રુએ પાન કર્યું. પછી સભાના મધ્યમાં મદોન્મત્ત, યુ-
યુધા (સાત્યકિ) કૃતવર્માને હસિ અપમાન પોચાડી કહેવા લાગ્યો. હે હાર્દિ-
ક્યના પુત્ર હણાનો પણ કયો ! ક્ષત્રિય મરેલાના જેવા સુતેલાઓને હણે
(ન હણે ) માટે તમે જે કરેલું છે તે યાદવો સહન કરશે નહિ. આ પ્ર-
માણે યુયુધાને કહ્યું ત્યારે રથવાળાઓમાં શ્રેષ્ઠ, પ્રદ્યુમ્ન આદિકના પુત્ર કૃત-
વર્માનું અપમાન કરી તે સાત્યકિનાં વચનને વખાણવા લાગ્યા, ત્યારે અતિ
કોપેલા કૃતવર્માએ જેમ ડાબા હાથે કરી અપમાન સહિત કહેતા હોય તેમ
તેને કહ્યું વીર એવા તમે યુદ્ધમાં અનશન વ્રતને પામેલા, કાપેલા, હાથ-
વાળા, ભૂરિશ્રવાને અતિ ક્રૂર વધથી કેમ પાડયો હતો ? આ રીતે તેનું વ-
ચન સાંભળી, શત્રુના શરને હણનાર, ક્રોધવાન તે શ્રીકૃષ્ણ રોષસહિત નજર
વડે આડું જોવા લાગ્યા અને સત્રાજીતનો જે પ્રસિદ્ધ સ્યમંતક મણી હતો
તે કથા (વાત સાત્યકિએ મધુ દૈત્યને મારનાર શ્રીકૃષ્ણને સંભળાવી. તે
સાંભળી તે વખતે અતિ કોપેલા શ્રીકૃષ્ણને કોપ પમાડતાં, રોતાં સત્યભામા
શ્રીકૃષ્ણની સમીપ આવ્યાં તે સમયે ઉઠીને ક્રોધસહિત સાત્યકિએ કહ્યું કે હું
સત્યથી સમ ખાઉછું. પાંચ દ્રૌપદીના પુત્રોની ને ધૃષ્ટદ્યુમ્ન તથા શિખંડિની
પદવીને પમુછું. વળી દ્રોણના પુત્ર અશ્વત્થામારૂપ સહાયવાળા, દુરાત્મા પાપિ
જે કૃતવર્માએ નિદ્રામાં સૂતેલા જેઓને માર્યા એ કૃતવર્માનું આયુષ્ય અને
યશ આજ સમાપ્ત થયું છે. આ પ્રમાણે કહી તેણે શ્રીકૃષ્ણની સમીપથી
ક્રોધ પામી દોડીને કૃતવર્માનું મસ્તક કાપ્યું. તે વખતે ઇંદ્રિયોના નિયંતા શ્રી-
કૃષ્ણ ચોતરફથી બીજાઓને પણ હણતા, સાત્વિકને નિવારણ કરવા દોડયા.
તે પછી કાળના ક્રમે પ્રેરણા કરેલા, એકરૂપ થયેલા સર્વે, ભોજને અંધકો
સાત્યકિને વિંટી વળ્યા. આ રીતે તેઓને, ક્રોધ પામેલા, ઝટ સમીપ આવ-
તા જોઇ મહા તેજસ્વી, કાળનાં ક્રમને અથવા તેની વિપરીતતાને જાણતા
શ્રીકૃષ્ણ કોપ્યા નહિ પણ તે વખતે કાળના ધર્મે પ્રેરેલા પાનના મદથી ભ-
રેલા તેઓ ઉચ્છિષ્ટ પાત્રોથી સાત્યકિને હણવા મંડયા. તે પછી જ્યારે સા-
ત્યકિ હણવા લાગ્યો ત્યારે ક્રોધ પામેલા રુક્મિણીના પુત્ર પ્રદ્યુમ્ન, શિનિના
પુત્ર સાત્યકિને મુકાવવા આવ્યા. તે ભોજોની સાથે મળ્યા અને સાત્યકિ
અંધકોની સાથે મળ્યા. આ રીતે હાથરૂપ દ્રવ્યથી શોભનારા, તે બે શૂ-
રાઓ મેહેનત કરતા હતા પણ ત્યાં શ્રીકૃષ્ણના જોતાં ભોજ અને અંધકોએ
બહુપણાથી તે બેને હણ્યા. આ રીતે શિનિના પુત્ર સાત્યકિને તથા પુત્ર
પ્રદ્યુમ્નને હણેલા જોઇ શ્રીકૃષ્ણે તે વખતે કોપથી વાંકાં વળી ઘાસની મુઠી

ભંરી ગને તેનું વજ્ર સરખું મુશળ બનાવ્યું અને જે થયું હતું તે બોલ મુશળ હાથમાં ગ્રહણ કરીને ઉભા રહ્યા, અને જે કોઇ ઘાસના તૃણને લે તે તૃણ, મુશળરૂપ થતું તે પછી ભયંકર યુદ્ધમાં કાળે પ્રેરણા કરેલા અંધક, ભોજ, શિનિના પુત્રો વૃષ્ણિઓ મુસળોવડે એક બીજાને હણવા લાગ્યા. તેઓમાંથી ક્રોધેલો જે કોઇ પણ તૃણને લેતો તે વજ્રરૂપ થયેલું દેખાતો હતો અને તૃણ પણ મુસલરૂપ થએલું દેખાતું હતું. તે સર્વ બ્રાહ્મણના દંડે કરેલું હતું તેઓ જે ખડને ફેંકતા હતા તે પણ ન વિંધાય એવાઓને વિંધતું હતું. વળી તે વખતે તે તૃણ દૃઢ મુસલ દેખાતું હતું. આ રીતે પુત્ર પિતાને અને પિતા પુત્રને હણતો હતો તથા મત્ત થએલા પરસ્પર યુદ્ધ કરતા તે બને પક્ષનાઓ પતંગીયાઓ અગ્નિમાં પડે તેમ પડતા હતા. હણાતા કોઇ પણ મનુષ્યની પલાયનમાં બુદ્ધિ થતી નહતી, ત્યાં કાળના પર્યાયને જાણતા મહા ભુજ શ્રીકૃષ્ણ જે મુસલને દેખતા તેનો આશ્રય કરી ઉભા રહેતા હતા. પછી શ્રીકૃષ્ણ સાંબને, ચારૂદેષ્ણને, પ્રદ્યુમ્નને તથા અનિરૂદ્ધને હણેલા જોઇ ક્રોધ પામ્યા. વળી ગદને સુતેલા જોઇ અતિ કોપવાળા શારંગ ચક્ર અને ગદાને ધારણ કરનારા તે કૃષ્ણે તે વખતે નિઃશેષ કર્યું આ રીતે હણતા તે દર્શાર્હ કુળના શ્રીકૃષ્ણને શત્રુનાં પુરને જીતનાર બભ્રૂ અને દારૂક કહેવા લાગ્યા કે તમે અતિ ઘણી વાર સર્વ નરોને માર્યા, હવે બળરામનાં પદને ઇચ્છો અને જ્યાં તે છે ત્યાં આપણે જઇએ.

## બળરામ અને શ્રીકૃષ્ણનું સ્વર્ગ ગમન.

બળરામનાં સ્થાન પ્રત્યે દારૂક, શ્રીકૃષ્ણ અને બભ્રૂ ગયા અને બળદેવને એકાંત વિચાર કરતા જોયા. પછી શ્રીકૃષ્ણે દારૂકને આજ્ઞા કરી કે તમે અરજુનને યાદવોના આ સર્વ વધને કહો તેથી બ્રાહ્મણોના શાપ થકી યાદવોને મરેલા સાંભળી અરજુન ઝટ અહિ આવે, આથી દારૂક કુરૂઓ પાસે ગયો. જ્યારે દારૂક ગયો ત્યારે શ્રીકૃષ્ણે બભ્રૂને કહ્યું કે, તમે ઝટ સ્ત્રીઓને સાચવવા જાઓ, જેથી તુરત ચાલ્યો. પછી શ્રીકૃષ્ણે મોટાભાઇને કહ્યું કે તમે અહિંજ હું જેટલી વારમાં સ્ત્રીઓને જ્ઞાતિને વશે દઉં તેટલી વાર મારી વાટ જુઓ. એ પછી શ્રીકૃષ્ણ દ્વારકાં પ્રત્યે જઇ પિતાને કહ્યું કે તમે અરજુનની વાટ જોતા અમારી સઘળી સ્ત્રીઓને સાચવજો, વનના અંતભાગમાં બળરામ મારી વાટ જોતા રહ્યા છે તેથી હું આજ તેમની સાથે મળીશ. આમ કહી મસ્તકવડે ચરણોનો સ્પર્શ કરી શ્રીકૃષ્ણ ચાલ્યા. એ પછી રોતી સ્ત્રીઓનો શબ્દ સાંભળી પાછા આવી બોલ્યા જે અરજુન આવશે તે તમને દુઃખથી મુકાવશે, આમ કહ્યા પછી શ્રીકૃષ્ણ વનમાં જઇ બળરામને જોવા લાગ્યા. એ પછી તે શ્રીકૃષ્ણે બળદેવના મુખથી નિકળતા

મ્હોટા પીળા નાગને જોયો. ત્યાંથી જોવાલો તે હજાર મસ્તકવાળો નાગ પોતાના શરીરને છોડીને ગયો. અને તે નાગ શાશ્વત શેષનાગ જેણે પૃથ્વી ઉપર બળરામનો અવતાર ધારણ કર્યો હતો તે પોતાના શરીરને છોડીને ગયો. પછી શ્રીકૃષ્ણ પોતાને સ્વધામ જવાનો સમય આવ્યો છે એમ જાણીને શૂન્ય વનમાં ફરતા હતા અને સાધારણ માણસોની પેઠે મૃત્યુની ઇચ્છા કરતા તે તે ભૂમિપર સૂતા અને પોતાના પગ ઉઘાડા રાખ્યા; કારણ કે એમના પગના તળીઆંજ ભેદ હતાં. પીળાંવસ્ત્ર ઓઢીને યોગને પામી તે સૂતા અને એક દરને જતા પારાધીએ તે એક લંપાઇ સુતેલું મૃગધારી બાણથી ચરણનાં તળીઆમાં વિંધ્યા. તેની સમીપ આવતા તેણે જાણ્યું કે તે શ્રીકૃષ્ણ છે તેથી ભય પામીને તેના ચરણમાં પડ્યો, પણ તેને આશ્વાસના કરીને મહાત્મા કેશવ ભગવાન પોતાના તેજોમય શરીરથી આકાશ પૃથ્વીમાં વ્યાપિ રહી ઉંચે ગયા. સ્વર્ગલોકમાં પધારતા ભગવાનનો સત્કાર કરવાને તથા તેમની સ્તુતિ કરવાને દેવતાઓ તથા ઘણાક ઋષિઓ આવ્યા અને ઇંદ્ર એમને પ્રીતિથી પ્રસન્ન કરવા લાગ્યા. દેવતાઓને આનંદ પમાડતાં તે પોતના સ્થાન પ્રત્યે ગયા પણ પૃથ્વી શોકાતુર અને તેમના વિયોગથી શૂન્ય બની ગઇ.

## પાંડવોને શ્રીકૃષ્ણના સ્વર્ગ ગમનના ખેદકારક ખબર.

દારૂકે જઇ પાંડવોને મુશલે કરેલા નાશની બાબતમાં વૃષ્ણિઓને એક બીજાવડે નાશ પામેલા સાંભળી શોકથી અત્યંત સંતાપ પામેલા પાંડવો ત્રાસયુક્ત મનવાળા થયા. તે પછી કેશવ ભગવાનના પ્રિય સખા અરજુનનું શું થયું? ભગવાનનો સંદેશો સાંભળીને અરજુન દ્વારકાં જવા એકદમ નીકળ્યા ત્યાં આવી દ્વારકાને મરેલ નાથવાળી સ્ત્રીની પેઠે જોવા લાગ્યા. તેને જોઇ અરજુન વિલાપ કરવા લાગ્યા. શ્રીકૃષ્ણની સોળ હજાર સ્ત્રીઓ હતી તેઓનો અરજુનને જોઇનેજ મ્હોટો નાદ થયો. હર્ષ રહિત શોકાબ્ધમાં ગરકાવ થયેલા વસુદેવે અરજુનને કહ્યું કે અરજુન આવીને સ્ત્રીઓ તથા બાળકોનું યોગ્ય પાલન કરશે. જે હું છું તેને અરજુન જાણો અને જે અરજુન છે તે હુંજ છુ માટે તે જેમ કહે તેમ તમારે કરવું અને તમે પાછા અહિંથી જશો ત્યારે સમુદ્ર આ નગરીને બોળી દેશે આમ કહીને માર્ગ દેખી પુત્ર ચાલ્યા ગયા છે આમ કહી આંસુ પાડિ પૃથ્વી તલ ઉપર પડ્યા. તેથી સત્યભામા અને રૂકિમણી તેની નજીક દોડી અરજુનને વિંટી રૂદન કરવા લાગ્યાં વસુદેવને પુત્રના શોકથી સંતાપ પામેલા જોયા. હે પુત્ર કૃષ્ણે જે કહેલું છે તે સઘળુ પૂર્ણ કરો. હે શત્રુને હણનાર, હવે હું અપ્રિય પ્રાણોને તજીશ માટે સ્ત્રીઓ, રત્નો અને આ રાજ્ય પણ તમારૂં છે. હે કાળને જાણનારાઓમાં ઉત્તમ. તમે કાળને આવેલો સમજો. હે શત્રુને દંડનાર, સર્વ રીતે હું સ્ત્રીઓને

બાળકો અને વૃદ્ધને લઈ ઇંદ્રપ્રસ્થ (આગ્રા) પ્રત્યે લઈ જઈશ. બીજા દિવસે પ્રાતઃકાળે વૃદ્ધ વસુદેવ ઉત્તમ ગતિને પામ્યા, તેના શરીરને અરજુને વિધિપૂર્વ દાહ કર્યો. બળરામ અને શ્રીકૃષ્ણનાં શરીરોને શોધી અગ્નિ સંસ્કાર કર્યો. ઉદાસ થયેલી અનાથ સ્ત્રીઓ તથા બાળકોને સાથે લઈને સાતમે દિવસે, અરજુન દ્વારકામાંથી નિકળ્યા. જે વખતે તે સર્વ જન નિકળ્યા તે વખતે સમુદ્રે મોજા મુકી શ્રીકૃષ્ણની પ્રિય ભુમિને જળથી બોળવા માંડી અને સર્વે દ્વારીકામાંથી ત્વરાથી નાસવા લાગ્યા. રસ્તે ચાલતાં તેઓને ચોર લુટવા આવ્યાં અને અરજુને તેની ઉદ્ધતાઇને હસી કાઢી અને તે તેમને નસાડવા ઉભા થયા. અરે એ શું! ગાંડીવ ધનુષ્ય તેણે ચડાવવા માંડ્યુ પણ તે ચડ્યું નહિ. તે વખતે બાણના ક્ષયને પામિ દુઃખ અને શોકથી ઘવાએલ અરજુન ધનુષના અગ્ર ભાગથી શત્રુઓનો વધ કરવા મંડ્યા તેના અખુટ બાણો ખુટી ગયાં. કુરૂક્ષેત્રના મહારથી દેખતાંજ તે મલેચ્છ લોકો ચોતરફથી વૃષ્ણિ અને અંધકોની ઉત્તમ સ્ત્રીઓને લઈ ચાલ્યા અને સમર્થ એવાં અરજુન તો મનથી તે દૈવને વિચારતા દુઃખને શોકથી ભરેલા નિઃશ્વાસ નાખવામાં તત્પર થયા. જેની સમીપ યોદ્ધા આવી શકતા નહોતા તેની સામે લુંટારાઓ આવી ઉભા લજ્જા પામીને તે શરણ થયા અને બાકીની સ્ત્રીઓ તથા ધન લઇને ચાલવા લાગ્યા, અને પોતાના ભાઇઓના જુદા જુદા દેશોમાં તેમને રાખ્યા. પછી વ્યાસને મળી અરજુને પોતાનો શોક કહી દેખાડ્યો. વૃષ્ણિઓ નાશ પામ્યા છે. મારા અસ્ત્રો નાશ પામ્યા. બળદેવ અને શ્રીકૃષ્ણ દેહને તજી સ્વર્ગમાં ગયા. જેમ હું સાગરના શોષણને અથવા આકાશના પવનને માનું નહિ તેમ શ્રીકૃષ્ણના વિનાશને માનું છું. ગોવિંદ ભગવાન વિના હવે હું દેહને કેમ ધારણ કરી શકીશ. શ્રીભગવાનના સ્વર્ગલોકમાં જવાથી મારૂં મન ખેદાય છે વ્યાસે અતે દઢતા અને ગાંભીર્યતાથી કહ્યું દેવોનું મહાસમર્થ કામ પરિપૂર્ણ થયું છે. શોક કરવાનું શું પ્રયોજન છે. તમે ભાઇઓ સહિત તમારૂં કર્મ કર્યું છે અને તમારે જવાને યોગ્ય સમય આવ્યો છે. અહિં અસ્ત્રોનું કાંઇ હવે પ્રયોજન ન હોવાથી જે જગ્યાએથી તેઓ આવ્યાં હતાં ત્યાં પાછાં ગયા છે. આ અમાપ તેજવાળા વ્યાસનું વચન જાણી તેણે આજ્ઞા કરેલા શૂર અરજુન હસ્તિનાપુર ગયા. અને ત્યાં જે બન્યું હતું તે યુધિષ્ઠિરને મળી નિવેદન કર્યું.

---

# મહાપ્રસ્થાનિક પર્વ ૧૮ મું.

## પાંડવોને સ્વર્ગે જવા પ્રયાણ અને પરીક્ષિતને રાજ્યાભિષેક.

વૃષ્ણિ અને અંધકોના કુળના સંહારથી થયેલું યુદ્ધ તથા શ્રીકૃષ્ણ અને યાદવોના મોટા નાશને સાંભળી પાંડવો પ્રયાણમાં બુદ્ધિ ધારી. અર્જુનને બોલતા સાંભળી યુધિષ્ઠિરે કહ્યું કે કાળજ સર્વ પ્રાણિયોને ભક્ષણ કરે છે માટે હવે જવાનો સમય થયો છે એમ કહેતા મોટાભાઇના વાક્યને મળતા અર્જુન "કાળ કાળ" એમ મોટેથી બોલ્યા બાકીના ત્રણ ભાઇઓ પણ યુધિષ્ઠિર તથા અર્જુનના મતને મળતા થયા; તે પછી ત્યાગ કરી જનારા યુધિષ્ઠિરે હસ્તિનાપુરમાં પરિક્ષિતને રાજા બનાવી અભિષેક કર્યો અને યાદવોના શેષ રહેલા રાજપુત્ર વજ્રને ઇંદ્રપ્રસ્થનું રાજ્ય આપ્યું કૃપાચાર્યને પરિક્ષિતના ગુરૂ બનાવ્યા. પછી દુઃખે પીડેલા યુધિષ્ઠિર સુભદ્રા પ્રત્યે બોલ્યા આ તમારા પુત્રના પુત્રની તથા યાદવ એ વજ્રની રક્ષા કરવી, પણ અધર્મમાં મન કરવું નહિ. આ પ્રમાણે કહીને યુધિષ્ઠિર વસુદેવ, શ્રીકૃષ્ણ અને બળરામ વગેરે સર્વના નામ લઇ વિધિ પ્રમાણે શ્રાદ્ધ કરવા મંડ્યા. દુઃખને હરનાર વિષ્ણુનું નામ લઇ શ્રીકૃષ્ણનું કીર્તન કરી દ્વૈપાયન, નારદ, માર્કંડેય અને યાજ્ઞવલ્ક્યને સ્વાદવાળું ભોજન જમાડવા લાગ્યા આ પછી વિપ્રોને રત્નો; વસ્ત્રો, ગામો આદિ અનેક દાનો આપ્યાં અને રાજ્યઋષિ યુધિષ્ઠિર સર્વ કારભારી વગેરેને બોલાવી સઘળું કરવા ઇચ્છેલું કહેવા લાગ્યા. તેનું વચન સાંભળીને જ તે નગર તથા દેશના જનો અતિ ઉદ્વેગ પામેલ મનવાળા તેનાં વચનને પસંદ કર્યાં નહિં અને તેઓ બોલ્યા કે આમ નથી કરવું. પણ કાળના કર્મના ધર્મને જાણનારા રાજાએ તે રીતે કર્યું નહિ. જ્યારે ચારે ભાઇઓનો હિમપથે જવાનો દૃઢ નિશ્ચય થયો ત્યારે યુધિષ્ઠિરે દ્રૌપદીને પોતાના સમીપ બોલાવી કહ્યું કે પ્રિય સુંદરી? અમે પાંચે બાંધવોએ વ્યાસજીની આજ્ઞાથી તથા કળિયુગના ભયથી હિમપંથ જવાનો નિશ્ચય કર્યો છે તો હવે પરિક્ષિતની સંભાળ રાખવા તમને અહિં રાખવાં એમ અમારો પાંચે જણાનો અભિપ્રાય થાય છે, માટે અમારી આજ્ઞાનો તમે અંગીકાર કરી અહિં સુખેથી રહો.

દ્રૌપદી—પ્રાણનાથ! આવું આપ બોલો છો, હું આપની દીન દાસી નિરંતર સેવામાં તત્પર રહેનારી વિનય હાથ જોડી પ્રાર્થના પૂર્વક સ્તુતિ કરું છું કે જીવન આધાર જળ વિના માછલી જેમ ટળવળી મૃત્યુ પામે છે તેમ જો અહીં મૂકીને સ્વર્ગમાં એકલા જવાની ઇચ્છા કરશો તો મારા પ્રાણ આપનાં દર્શન નહી થએ દેહમાં રહેવા દુર્લભ થઇ પડશે. ચંદ્ર વિનાની રાત્રિ, વરસાદ વિનાં વિદ્યુત, સલીલ વિના સરોવર, દેવ વિના મંદિર, અને

સદ્‌ગુણ વિના મનુષ્ય જેમ શોભતું નથી, તેમ સ્વામી વિનાની સ્ત્રી પણ સ્ત્રી ગણત્રીમાં લેખાતી નથી, માટે હું કોઇ ઉપાયોથી પણ આપનાથી જુદી પડવાની નથી.

યુધિષ્ઠિર—પ્રાણપ્રિયે, તમારાં દરેક મધુર બોલ અંગીકાર કરવા જેમ છે ખરા; પરંતુ વનવાસની વેદના તમે ઘણો વખત સહન કરેલી છે, અને તેનું વિસ્મરણ થયું નથી, તે દરમ્યાન પુનઃ તેથી સખત દુઃખ સહન કરવાને માટે લઇ જવા એ અમારા દિલને દુઃખ અને શોકદાયક હોઇને, જો તમે અહીં રહેશો તો અમારા મનને વિશેષ શાન્તિ પ્રાપ્ત થશે.

દ્રૌપદી—माजीवन्तु स्त्रीयोऽनाथा वृक्षेणच विनालताः ।
साध्वीनां जगाति प्राणाः पति प्राणाऽनुगामिनः ॥

સ્વામિ વગરની સ્ત્રીઓ, અને વૃક્ષ વિનાની લતાઓ જેમ ગતસત્વછે. તેમ જગતમાં પતિવ્રતાનાં પ્રાણપતિના પ્રાણની પછવાડે જાય છે. જે સ્ત્રી પતિથી દૂર રહેવાવાળી છે, તેને માથે કલંક આવે છે; જે સ્ત્રીના પતિ હમેશાં પાસે ને પાસે રહે છે, તે સ્ત્રી પોતાનો પતિવ્રત ધર્મ બરાબર રીતે સાચવી શકેછે. જે સ્ત્રી પતિને ઇશ્વર તુલ્ય માની તેની સેવામાં તત્પર રહેછે, તેને ઇશ્વરનું પદ પામવું દુર્લભ નથી. માટે મારે પોતાનો ધર્મ સુખ દુઃખમાં સાથે રહી પરિપૂર્ણ સાચવવો જોઇએજ. વળી કળિયુગમાં સ્ત્રીઓ મહાપાતકી થશે જેથી હું હવે અહીં ગમે તેમ થશે તો પણ રહેવાનીજ નથી. કૃપાનાથ ! મેં આપનો કાંઇ પણ અપરાધ કર્યો નથી, તે છતાં અપરાધ વિના તમે મૂકી જશો તો હું બળાત્કાર કરી મારો પ્રાણ આપને અર્પણ કરીશ પછી સારૂં સુજે તેમ કરો !

આ પ્રમાણે દ્રૌપદીનો પણ સાથે આવવાનો અત્યાગ્રહ જોઇ, છએ જણાએ મહામાર્ગે જવાનો નિશ્ચય કર્યો. ચઢતે પહોરે પુરૂષમાં શ્રેષ્ઠ પાંડવો સ્નાન, દાન અને કર્મ વિધિ કર્યા પછી વિચાર કરવા લાગ્યા કે આવાં રાજ્ય ચિન્હ ધારણ કરી મહામાર્ગે ચાલવા કરતાં અંગથી અલંકાર, આયુધ અને શુભ વસ્ત્ર તજી દઇ, વલ્કલ ધારણ કર્યાં અને છેવટના વર્ષાંતની ઇષ્ટિ કરાવી અગ્નિ હોત્રના અગ્નિને તથા પાત્રને ગંગામાં પધરાવી હાથમાં કાષ્ટનાં કમંડળ ધારણ કરી, ધાતુની એક પણ મુદ્રિકા પાસે નહીં રાખવાં, બ્રહ્મચર્ય વ્રત લઇ, તપસ્વીના વેશે મન સ્થિર કરી પ્રભુનો પ્રેમ પૂર્વક નિશ્ચાસ રાખી ઇશ્વરના સંસર્ગ વિના બીજા કોઇ પણ મનુષ્યની સોબત નહીં કરતાં ચાલીને એકલાં જવું એ સર્વોત્તમ છે. એમ વિચારી બ્રાહ્મણ અને ઋષિ પત્નિઓને બોલાવી શરીર ઉપર પહેરેલ વસ્ત્રાલંકાર છએ જણે ઉતારી આપ્યા; અને

સૂર્ય ઉદય થવાના અરસામાં પુર તથા દેશના લોકાની રજા માગુધર્માત્મા યુધિષ્ઠિર અને ભાઇઓ તથા યશવાળી દ્રૌપદી જેઓમાં છઠ્ઠા છે એવા નરોમાં ઉત્તમ પાંડવોને પ્રયાણ કરતા તપસ્વીના વેશ વૈકુંઠ જવાની તૈયારી પ્રજાની આજ્ઞા માગવા રાજય સભામાં આવ્યા.

## પ્રજા પ્રેમ અને લાગણી.

આવા વેશને જોઇ, શોકાર્તવમાં ડુબેલા અને બેહોસ થઇ ગએલા નગર નિવાસીઓ અને દેશની પ્રજા આવી (પાંચે બાંધવો અને દ્રૌપદીને વલ્કલ ધારણ કરેલાં જોઇ પૂર્વે જુગટામાં હાર્યા પછી જેમ હસ્તિનાપુર તજી ચાલ્યાં હતાં તેમ આ વખતે છેલ્લી વારને માટે ગમન કરતાં જોઇને આશ્ચર્યતાથી )—

સર્વ પ્રજા મંડળ—અહો ! આર્ય ભૂમિના અધિપતિ શ્રીકૃષ્ણના સખાયા અને પ્રજાના પ્રાલનહાર મહારાજા ! અમારા ઉપર આપનું સર્વોત્તમ ઉપરીપણું અંતઃપર્યત છાજતાં છતાં, અમે સર્વ પ્રજા આનંદમાં અમારા દિવસો નિર્ગમન કરીએ છીએ, અમને કોઇ જાતની આધિ, વ્યાધિ કે ઉપાધિ નડતી નથી, દરમિયાન આપે હસ્તિનાપુરનું રાજ પરિક્ષિતને સોંપી આજે હિમાળે ગળવા જવાનો વિચાર કર્યો છે, તે પ્રજાને અત્યંત ત્રાસદાયક અને ઉત્પાત કરનાર થઇ પડયાં છે, અરે પૃથ્વીપતિ ! આપના વિના અમારૂં દુઃખ કોઈ નિવારણ કરી શકે તેમ નથી (સર્વ પ્રજા મંડલ ગદગદ કંઠે નિશ્વાસ નાખે છે.) યુધિષ્ઠિર ધીરજ આપી બોલ્યા, ગુણવાન ગૃહસ્થો, હવે અમારા નિશ્ચય સામે તમે વિઘ્ન કરના થઇ પડો નહીં ? આપણો પૂર્વેન્દ્ર લેણુ દેણ સંબંધ હવે આવી રહ્યો હશે, મહા પાપી કલિયુગમાં, રહેતાં હવે અમારા મનોં દેવતા કબુલ કરતા નથી, માટે દયા કરી આપ સર્વે પ્રજા અને રૂપ્રા રાજવર્ગીએ અમને રાજી ખુશી થઇ રજા આપો તો અમે અમારે હિમપંથે ચાલતા થઇએ; અમારૂં દિલ આ અસાર સંસાર ઉપરથી તદન ઉઠી ગયું છે.

નગર નિવાસીઓ અને પ્રજા—મહારાજ ! અમારી અનાથ પ્રજાની હવે શી દશા !

યુધિષ્ઠિર—ગુણવાન ગૃહસ્થો અને પ્રિય પ્રધાનો ! તમે સર્વે સત્ય નીતિને ધર્મ સાચવતાં શુદ્ધ નિશ્ચએ જો ઇશ્વર સ્મરણ કરશો તો તમારૂં કલ્યાણજ છે. પરિક્ષિતની પ્રત્યેક આજ્ઞાનો અંગીકાર કરજો રાજ્ય વર્ગીઓને માન આપજો, બ્રાહ્મણોના સત્કાર કરજો, અને આયાણુ થજો. જુઓને આ આર્ય ભૂમિ ઉપર કેટલાક રાજા થઇ ગયા અને થઇ જશે, તેમ આપણા પિંડ આદિના પ્રાણ કેટલા દેહમાં વાસ કરી આ દેહમાં બિરાજે છે. અને બિરાજશે ! સર્વ શક્તિમાન ઇશ્વરની અકલ પરમાળનો કોઈ પાર પામ્યું નથી,

પામવાના નથી ને પામશે પણ નહીં. તો પણ મહાન ઋષીશ્વરોએ ઈશ્વર સત્તાથી જે શાસ્ત્રના નિયમ નિર્માણ કરેલ છે તેને અનુસરી ચાલવાથી ઈશ્વરના પરમપદનો સ્વીકાર અને આત્માનું નિઃસંશય સાર્થક થવું સહેલ છે. જેથી તે પ્રમાણે વર્તવા સર્વ પ્રેમી પ્રજા પ્રત્યે મારી નમ્ર અરજ છે.

આ વખતે પોતશ્રી પાસે પાંડવોની આખર વખતની જૂદાઈના અનુસંધાનમાં મળેલા લાખો લોકોની આંખોમાંથી આંસુની ધારાઓ છુટતાં અત્યંત રૂદન કરતાં હતાં.

### પ્રજા પ્રેમ લલિત છંદ.

જગતના પતી પાંચ પાંડવો, અરર ઈશ આ કોપ શો હવો;
અમતણી વડી ઓથ જાયરે, અધિક દીલમાં ખેદ થાયરે ૧
દિલ દયાળુને ન્યાળવા તણી, ખચિત ચિત્તમાં હામ છે ઘણી,
મન મનોરથ મનમાં રહ્યા, દુઃખદ તાપ આ જાય ના સહ્યા. ૨
મન ગમે નહીં મોલ મેળીયાં, સુખ સહોદરો ગોખ જાળિયાં;
જળ ઝરી ઝરી આંખડી ક્ળે, દુઃખ સદા રહ્યું દીલ તો બળે. ૩
તમ જતાં બધું લાડ તો જશે, અમતણી હવે શી દશા થશે;
ભરત ભૂમિનું નૂર જાયરે, શુકન આજથી માન્ય થાયરે. ૪
યુધિષ્ઠિર—વિરહ શું કરો વીર માહરા, મન વિચારીને સૌ જુઓ જરા;
અમર કો નથી નીરધારરે. સકળ વિશ્વ આ છે જનારરે, ૫
ખચિત આપણું અંતકો નથી, જઈર એકલાં જાવું સર્વથી;
પ્રભુ વિના નહીં સ્હાય કો કરે, વચન માહરાં સત્ય છે ખરે. ૬

વળી પણ યુધિષ્ઠિર બોલ્યા કે ગુણવાન ગૃહસ્થો! હવે એ મારા ક્રિઆય સામે તમે કૃપા કરી વિઘ્ન કરતા થઈ પડશો નહીં આપણો પૂર્વનો લેણુ દેણુ સંબંધ હવે આવી રહ્યો હશે માટે કૃપા કરી આપ સર્વ સજ્જનો અમને રાજીખુશીથી રજા આપો તો અમે અમારે પથે ચાલતા થઈએ; અમારૂં દિલ આ અસાર સંસાર ઉપરથી તદન ઉઠી ગયું છે. એમ સમજાવી ચાલવા લાગ્યા અને જો કે શેહેરના લોકો અતિ રૂદન કરતાં હતા તો પણ સર્વે ભાઇઓ હર્ષ પામતા હતા, કારણ કે રાજ્યનો બોજો ઉતરવાથી અને પરૂવાર તેની ઈચ્છા નહિ કરવાથી તેઓ મનમાં આનંદ માનતા હતા. આ છ જણની સાથે સાતમો એક કુતરો હતો.

### પાંડવોનું સ્વર્ગગમન.

દયાવીર, સત્યવીર, યુદ્ધવીર અને મહાવીર એવા પુરૂષો પાંડવો સમાન પૃથ્વીપર્યંત થયા નહોતા અને હવે થશે પણ નહીં, એવા આર્યભૂમિના અધિપતીનું સ્વર્ગગમન ઈતિહાસમાં પ્રસિદ્ધ થતાં તેમની છેલ્લી મુલાકાત લેવાને

બારે કોટાન કોટી સ્ત્રીપુરુષો અત્યંત ખેદ પામતાં અને અશ્રુઓનો વરસાદ વરસાવતાં આસભેર અત્યુત્કંઠાથી રાજ્યભવનમાં પાંડવ સમીપ આવી ઉદાસ વદને ઉભા રહેતા હતા, આ વખતે હસ્તિનાપુરમાં મનુષ્યનો જમાવ ઘણોજ થયો હતો, તમામ રસ્તા મનુષ્યથી ભરપુર દેખાતા હતા, સઘળાં સ્ત્રી પુરુષો આંખનું મટકું માર્યા શિવાય પાંડવના સમીપ જઇ જઇ તેમને એવી દૃષ્ટિએ આખર જુદાઇના અનુસંધાનમાં અને હવે પછી તેમનો દિવ્ય દિદાર દેખવો નથી; એવા વિચારથી ઉંચા નીચા થઇ નિહાળી નિહાળીને આંખોમાંથી ડબક ડબક આંસુ ઢાળતા હતાં. અને કેટલાએક ઉદાસ થઇ નિશ્વાસ નાંખતાં હતાં, કેટલાંએક ધૈર્ય છોડી હિબકી હિબકી તે રડતાં હતાં, અને કેટલાએક મહા ખેદને પામી ઇશ્વરને યાદ કરતાં હતાં. આવો દુઃખદાયક દેખાવ જેમ જેમ વખત વીતતો જશે, તેમ તેમ વિશેષ મનુષ્યનો જમાવ થતો જશે એમ ધારી યુધિષ્ટિર આદિ બાન્ધવો પ્રજાને છેલ્લા પ્રણામ કરી ઉભા થયા, તેમની પાછળ ભીમ, અરજુન, નકુલ, સહદેવ અને સતી દ્રૌપદીએ પણ પ્રણામ કરી ઉભાં થયા, પાંચ બાન્ધવ તથા છઠાં દ્રૌપદીજી રાજ્યમંદિરમાંથી બહાર નીકળી ચાલવા લાગ્યાં, આ સમયે આકાશના દેવતાઓએ દુંદુભી વગાડી પુષ્પની વૃષ્ટિ કરી, ઉત્તમ વસ્ત્રાલંકારને બદલે વનફુલ પહેરેલાં જોઇ અને આયુધને બદલે કરપલ્લવમાં કાષ્ટનું કમંડળ ધારણ કરેલ જોઇ, સર્વ પ્રજાનું અંતઃકરણ બળીને ભસ્મ થઇ જતું હતું, સેવા કરવાને એક પણ દાસી કે દાસ સાથે લીધાં નથી અને પૃથ્વીના પતી અત્યંત વૈભવેને તજી દઇ અણવાણે પગે ચાલ્યા જતા જોઇને રસ્તાની બન્ને બાજુએ અગણીત મનુષ્યો ઉદાસીનતામાં શૂન્ય થઇ સ્થિર રહ્યાં હતાં, જેઓ છેવટની મુલાકાત માટે આસભેર દોડતાં દરેક મનુષ્યનાં નેત્રમાંથી અશ્રુઓની ધારાઓ છુટતી હતી, જેઓ તપસ્વિનો વેશ જોઇને સર્વના મુખારવિંદ કરમાઇ ગયાં હતાં, અને જેની પાછળ નગરનિવાસી અને રાજ્યપ્રકરણીય મંડલ ઇશ્વર સ્મરણ કરતાં મંદ ગતિએ પગલાં ભરતાં અશ્રુપાતથી ભીંજાતા જાય છે. એવા પાંચ પાંડવો અને છઠાં દ્રૌપદી અને એક કુતરો એમ ચાલી નીકળી નગર બહાર આવી ઉભાં રહ્યાં.

આ વખતે સર્વેની દિશાઓ શૂન્યકાર લાગતી હતી, નિર્ઘોષ શબ્દ સંભળાતો હતો. હસ્તિનાપુરથી દૂર સુધી નગરના અને સર્વ અંતઃપુરના મનુષ્યોએ અનુસરણ કિધાં. કોઇ પણ એમને 'નિવૃત થાઓ' એમ કહેવા શક્તિમાન થયો નહિ, તેથી સર્વ નગરમાં વસનારા નરો પાછા વળ્યા અને કૃપાચાર્ય વગેરે યુયુત્સુ અને પરિક્ષિતને વિંટી વળ્યા. નાગની પુત્રી ઉલૂપી ગંગા પ્રત્યે ચેડી, ચિત્રાંગદા પણ મણિપૂર પ્રત્યે ગઇ, શેષ રહેલી બીજી સ-

તાઓ વગેરે અમુલ્યો ઢાળતાં પાછળ ફર્યા, અને પાંડવો તેઓને વિનયથી મળી અટકાવી પૂર્વ તરફ બહુ દેશો નદીઓ અને સાગરો સમીપ ગયા. આ રીતે વનમાં ચાલતાં તેઓ લાલ સમુદ્ર પ્રત્યે ગયા. ત્યાં સાત જ્વાળાવાળો અગ્નિ માર્ગ રોકીને પ્રત્યક્ષ પુરુષના દેહવાળો તેમની સામે આવીને ઊભો. તેણે અરજુનને સમુદ્રમાં ગાંડીવને ફેંકી દેવાનું કહ્યું જેથી વરુણ તેને પાછું પોતાની પાસે ગ્રહણ કરે. અરજુને તેને સમુદ્રમાં ફેંકી દીધું, પૃથ્વી સાથેનું તેનું છેલ્લું બંધન તૂટયું. પછી તેઓ ક્ષીર સમુદ્રના ઉત્તર તીર્થે દક્ષિણ પશ્ચિમ દિશામાં ગયા. તે દેશથી પાછા તેઓ પશ્ચિમ દિશામાં સાગરે બોળી દીધેલી દ્વારકાં પ્રત્યે ફર્યા. આ રીતે પૃથ્વીની પ્રદક્ષિણાને કરવા ઇચ્છતા પાછા ઉત્તર દિશામાં ચાલ્યા.

## હિમાલયમાં પાંડવનું પડવું અને ભીમનું ધર્મને પુછવું.

આગળ ચાલતાં હિમાલય જેના શિખરો સ્વર્ગ સુધી જતા હતા તેમને જોયો. તેનું પણ ઉલંઘન કરીને તેઓના સન્મુખ તેઓએ એક વિશાળ રેતીનું રણ જોયું અને તેમની પેહેલીમેર પર્વતોમાં ઉત્તમ પ્રાચીન મેરુપર્વતને દીઠો. તેઓ સૌ શાંતિથી આ રણનું ઉલંઘન કરતા હતા તેવામાં ધ્યાનથી ભ્રષ્ટ મનવાળાં દ્રૌપદી પૃથ્વી તળે પડયાં. તેને પડેલાં જોઇ ભીમે શોક કરતાં યુધિષ્ઠિરને પૂછયું કે રાજપુત્રીએ કોઇ પણ અધર્મ આચરેલો નથી અને પડયાં તેનું કારણ કહો. આનો પક્ષ અરજુનમાં વિશેષ કરીને હતો તેનું આજ આ ફળ તે ભોગવેછે. આ રીતે કહી દ્રૌપદીને ત્યાં પડતા મુકી યુધિષ્ટિર આગળ ચાલ્યા. તે પછી વિદ્વાન સહદેવ પડયા અને ભીમે તેનું કારણ પૂછયું. જેથી આ પોતાની તુલ્ય કોઇ પણ પંડિતને માનતો નહિ તે કારણથી તે દોષે કરી આ રાજપુત્ર પડયા. આ પ્રમાણે કહી સહદેવને છોડી યુધિષ્ઠિર આગળ ચાલ્યા. દ્રૌપદીને તથા સહદેવને પડેલાં જોઇ શોક કરતા નકુલ પણ પડયા. તે સુંદર દેખાવવાળા ત્યારે ભીમે મહાબાહુને કહ્યું કે નકુલ પડયા "રૂપવડે મારી સમાન કોઇ પણ નથી એમ એનુ જાણવું હતું, વળી હુંજ એક અધિક છું એવું જ્ઞાન એના મનમાં રહેતું હતું, એમ ઉત્તમ ધર્મમાં મનવાળા યુધિષ્ઠિરે ઉત્તર દીધો અને નિર્ભયતાથી આગળ ચાલ્યા. પણ હવે શૂરોને હણનાર અદ્ભુત પરાક્રમી અરજુન પડયા. શોક કરતા ભીમે તેનું કારણ પૂછયું. યુધિષ્ઠિર બોલ્યા. હું એક દિવસે શત્રુઓને ભસ્મ કરૂં એમ અરજુન બોલતા પણ તે કરી શકતા નહોતા તેથી પડયા તેમ આ અરજુન સર્વ ધનુર્ધારિયોનું અપમાન કરતા તે પડયા; આમ કહી ધર્મરાજ ચાલ્યા. પછી ભીમ પડયા અને યુધિષ્ઠિરને પૂછયું ભો. ભો રાજન, જુવો તમારો પ્રિય હું પડયો. જો જાણતા હો તો મારું પડવું

શા નિમિત્તથી થયું તે કહો. પાછળ ફરી જોયા વિના યુધિષ્ઠિરે ઉત્તર આપ્યો કે, તમે અતિ ભુક્ત કરેલું છે અને બીજાઓને જોયા વિના બળથી ખરાબ કરેલ. ભુક્ત કરતી વખતે બીજાઓના પેટની દરકાર કરતા નહોતા તેથી પૃથ્વીમાં પડયા છો, આ પ્રમાણે તેને કહિ. જ્યારે જોકે "એકલા હતા તે પણ નિર્ભયપણે તે આગળ ચાલ્યા. તે એકલાં મંડળમાં પરંતુ તે" કુતરો હતું સુધી તેમની પાછળ પાછળ ચાલ્યો.

## ઈંદ્રનું સ્વર્ગથી યુધિષ્ટીર પાસે આવવું.

સ્વર્ગ અને ભૂમિને ગજાવતા ઈંદ્ર રથમાં બેસી યુધિષ્ટિરની પાસે આવ્યા અને તેને તે રથમાં બેસી સ્વર્ગ પ્રત્યે જવા કહ્યું. આ સાંભળી પોતાના ભાઇયોને પડેલા જોઇ શોકથી સંતાપ પામેલા યુધિષ્ઠિરે તેમ કરવા તેમણે ના પાડી. મારા ભાઇઓ તથા દ્રૌપદી અહિં પડેલાં છે તેમના વિના હું સ્વર્ગમાં જવા ઇચ્છતો નથી. ઇંદ્ર બોલ્યા કે તેઓ મનુષ્યના દેહને તજી આગળથીજ સ્વર્ગમાં ગયા છે પણ તમે આ શરીર સહિત સ્વર્ગમાં પધારો. તેમને હવે રોકાવાનું શું કારણ છે? હવે શા માટે વિલંબ કરોછો? હે થએલ અને થનારાઓના ઇશ્વર, મને કુતરાની પર દયા આવેછે તે મને સેવનાર છે તે મારી સાથે આવે, પણ ઇંદ્ર કુતરાને સાથે આવવા દેવાની ના કહી. હે રાજન, આજ તમે મરણના ધર્મરહિતપણાને, મારી સમતાને, સઘળી લક્ષ્મીને. મોટી સિદ્ધિને અને સ્વર્ગના સુખોને પામ્યા છો માટે કુતરાને તજો, એમાં કૂર કર્મ નથી. યુધિષ્ઠિર બોલ્યા હે હજાર નેત્રવાળા, હે ધર્મનું પાલન કરનારા, આર્યને ન છાજે એવું કર્મ આર્ય કરતો નથી. જે લક્ષ્મીને માટે હું ભક્તને તજું તે લક્ષ્મીના સાથે મારો સંગ નહિ થાઓ. ઇંદ્ર બોલ્યા હે ધર્મરાજ, સ્વર્ગ લોકમાં કુતરાવાળાઓનું સ્થાન નથી, ક્રોધવશ નામના દેવતાઓના ગણો ઇષ્ટાપુર્તના ફળને હરેછે તેથી વિચાર કરો, કુતરાને તજો, એમાં નિર્દય કર્મ નથી. યુધિષ્ઠિર કહે ભક્તના ત્યાગને બ્રાહ્મણની હત્યાના કર્મની બરોબર અનંત પાપ કહેછે તેથી હું કયારેય પણ પોતાના સુખની ઇચ્છાવાળો થઇ આજ કોઇ રીતે આ કુતરાને તજીશ નહિ. ઇંદ્રે કહ્યું કે હે ધર્મરાજ, ભાઇઓને તથા દ્રૌપદીને તજ્યાં ત્યારે આ કુતરાને કેમ તજતા નથી? આ કસોટીમાં તે અડગ રહ્યા. કુરૂક્ષેત્રમાં સત્યથી વિમુખ થઇ જે ધડો તેમને મળ્યો હતો તે તેમને આ વખતે ઉપયોગી થઇ પડયો. સ્વર્ગના સુખની ઇચ્છાથી અથવા કોઇ પણ દેવના કહેવાથી તે ધર્મ તજે તેમ નહોતા. જગતમાં મરેલા મનુષ્ય સાથે સલાહ અને ટંટો નથી એવો મારો નિશ્ચય છે. વળી મેં દ્રૌપદી તથા ભાઇઓને જીવાડી શકાય એમ નથીજ તેથી મેં તેઓનો ત્યાગ કર્યો, પણ જીવ-

તાઓનો ત્યાગ કરેલો નથી. હે ઇંદ્ર, શરણે આવેલાને ભય આપવો, સ્ત્રીનો વધ, બ્રાહ્મણના ધનનું હરણ અને મિત્રનો દ્રોહ એ ચાર પાપો છે તેઓની તુલ્ય મેં ભક્તોનો ત્યાગ માનેલો છે. પછી ત કુતરો અદૃશ્ય થયો અને ધર્મ સ્વરૂપવાળા ભગવાન પોતાના પુત્ર યુધિષ્ઠિરને આશીર્વાદ આપી કહેવા લાગ્યા કે હે પુત્ર, તમે દયા તથા નિમકહલાલીથી કુલીન છો. તમે આ કુતરો ભક્ત છે એમ જાણી દેવના રથને તજ્યો તેથી સ્વર્ગમાં કોઇ પણ નરોનો અધિપતી તુલ્ય નથી; હે ભારત તમે અક્ષય લોક તથા દિવ્ય ઉત્તમ ગતિને પામ્યા છો. પછી યુધિષ્ઠિરે, ધર્મ સ્વરૂપવાળા ભગવાન તથા બીજા દેવો સહિત સ્વર્ગલોકમાં પધાર્યા અને તે વખતે નારદ ઉંચે સ્વરે બોલ્યા કે "તમે રાજર્ષિઓમાં મ્હોટા છો." આના અમાપ સુખને વખતે યુધિષ્ઠિરનું મન પોતાના ભાઇ તથા સ્ત્રીને મળવાને લલચાયું. તેમણે કહ્યું કે, આજ મારા ભાઇઓનું શુભ અથવા પાપરૂપ જે સ્થાન હોય તેમનેજ પામવા હું ઇચ્છું છું. પણ બીજા લોકને ઇચ્છતો નથી. ઇંદ્રે તેમને ઘણી રીતે સમજાવી કહ્યું કે મનુષ્યના સ્નેહને તજી ઇર્ષ સંપાદન કરેલા આ લોકમાં સુખેથી વસો. તમારા ભાઇઓ સુખી છે. યુધિષ્ઠિર બોલ્યા તેઓ ભલે સુખી હો. પણ દ્રૌપદી ક્યાં છે ? તે જે સ્થાનમાં હો તે સ્થાનમાં હું જવા ચાહું છું. હે દૈત્યોને હણનાર, અહિં તેઓ વિના રહેવા હું ઉત્સાહ પામતો નથી અને જ્યાં તે ભાઇઓ ગયા છે ત્યાં હું જવા ઇચ્છું છું. વળી જ્યાં સ્ત્રીઓમાં શ્રેષ્ટ મારાં દ્રૌપદી ગયાં છે ત્યાં હું જવા ચાહું છું.

## સ્વર્ગારોહણ.

ધર્મરાજ યુધિષ્ઠિર લક્ષ્મીએ સેવેલા સૂર્યની પેઠે શોભતા દેવો અને પુણ્ય કર્મવાળા સાધ્યોએ સહિત આતુરતાથી સ્વર્ગમાં ચ. લરૂપ પોતાની દૃષ્ટિ ફેરવી પણ તૃપ્ત થયા નહિ. પોતાના સ્નેહિઓને ક્યાંય જોયા નહિ. પછી પોતે જેને જોવા નિકળ્યા નહોતા તેવા દુર્યોધનને આસનપર બેઠેલા જોયા. તે ક્રોધ પામી ઉંચે સ્વરે બોલી ઉઠ્યા કે હું અલ્પ દૃષ્ટિવાળો લોભિ મારા જુના શત્રુને જોવા હું ઇચ્છતો નથી પછી પોતાની ઇચ્છા જણાવી કહેવા માંડયું કે જ્યાં મારા ભાઇઓ છે ત્યાં હું જવા ઇચ્છું છું. નારદ હસતા હોય તેમ તેમને 'એમ નહિ થાય' એવું બોલ્યા. સ્વર્ગમાં જે વિરૂદ્ધતા હોય છે તે પણ મટી જાય છે; પણ યુધિષ્ઠિર પોતાના ભાઇઓ ઢુંઢું તથા જે આ સ્વર્ગમાં વસનારા છે તેઓ યુદ્ધમાં પોતાનાં શરીરને હોમી વીર લોકોની ગતિને પામ્યા છે. દેવોની સમાન સત્વવાળા તમે યુદ્ધમાં જેની સાથે મળ્યા હતા અને મ્હોટા ભયમાં જે પૃથ્વીપતિ નિર્ભય હતા તે આ ક્ષત્રિયના ધર્મથી આ સ્થાનને પામેલા છે. હે પુત્ર, તમારે જુગટા આદિમાં

કરાવેલું હતું. તે મનમાં ધારણ કરવાનું નથી. આ સ્વર્ગ છે તથા અહિં વૈરો નથી. માટે દુર્યોધનની સાથે ન્યાય પ્રમાણે મળો. નારદે કહેલાં ધારણાં યુક્ત યુધિષ્ઠિર ફરી પણ ભાઇઓને પૂછવા લાગ્યા તથા જે ક્ષત્રિઓ તેમને માટે મરણ પામ્યા હતા તેમને શોધતા બંધ પડે, તેમ નહોતું; હું અહિં રહેવા ઇચ્છતો નથી. હું તમોને સત્ય કહું છું કે જેઓનાં એવાં ભાઇઓથી વિખુટા પડવાથી મને સ્વર્ગવડે શું છે? જ્યાં મારા ભાઇઓ છે તે મારો સ્વર્ગ છે મે આ સ્વર્ગ માનેલું નથી. દેવોએ દેવદૂતને બોલાવી યુધિષ્ઠિરને તેના ભાઇઓ તથા સ્નેહીઓને દેખાડવા કહ્યું અને તેથી તેઓ જ્યાં તે શ્રેષ્ઠ પુરૂષો હતા ત્યાં ગયા. આગળ દેવદૂત અને પાછળ રાજા ચાલ્યા. આ રીતે તે અશુભ, દુઃખે જવાય એવા, પાપિ કર્મવાળાઓએ સેવેલ, અંધકારે વિટેલ, ઘોર, કેશ, શેવાળ ને લીલાં ખડવાળા, પાપ કરનારાઓના ગંધોથી યુક્ત, માંસ અને લોહિરૂપ કાદવવાળા ભુગડાંઓના ઢિકાથી રોકેલ, માંખી અને મસલાંઓથી યુક્ત, અહિં અહિં ચોતરફ શરીરોએ વિંટેલ, અસ્થિ અને કેશથી વ્યાપ્ત, ઝીણા અને મોટા કીડાઓથી આકુલ, ચોતરફથી પ્રકાશવાળા અગ્નિએ વિટેલ, લોઢાના સરખા મુખવાળા, કાગડા અને ગીધોએ દોડાદોડ કરેલું સોયના સરખાં મૂખવાળા, પ્રેતોએ વિંટેલ, મેદને રૂધિરવાળા, કાપેલા ભુજ, સાથળ, હાથથી યુક્ત, દુર્ગંધવાળા, તરવારનાં સરખાં પત્રના વન ને ધોળી રેતીનો તપેલ વનવાસા જોવા લાગ્યા રાજા દુઃખે સ્પર્શ કરાય એવા દુઃખોને જોવા લાગ્યા. તે દુર્ગંધને જાણી દેવના દૂતને કહેવા લાગ્યા કે આપણે કેટલા માર્ગ સુધી આવ્યા છીએ. મારા તે ભાઇયો ક્યાં છે તે મને કહો, આ દેવોનો કયો દેશ છે, એ હું જાણવા ઇચ્છું છું. તે દેવનો દૂત કહેવા લાગ્યો. તમારે જવું અહિં સુધી છે. જો થાક્યા હોતો તમે મારી સાથે આવવાં યોગ્ય છો. યુધિષ્ઠિરને ગંધવડે મૂર્છા પામેલા વૈરાગ્ય પામેલા અને મન ધારણ કરેલું એવા પાછા વળ્યા. દુઃખથી અત્યંત ઘાયલ થએલા રાજા ચોતરફથી બોલનારાઓની વાણી સાંભળવા લાગ્યા. બાબો! ધર્મથી થયેલાં પુણ્યકારિ પાંડુ, અમારા અનુગ્રહને અર્થે મે ઘડીવાર ઉભા રહો, હે તાત દુઃખે પરાભવ પમાડાય એવા તમે આવો છો તેથી અગતે સુખ મળે છે, એવાં તમારા ગંધને અનુસરનાર વાયુવાય છે, તમને જોઇ અમે ઘણા કાળનાં સુખને પામશું. તમે અમારા અનુગ્રહને અર્થે મુહુર્તવાર પણ ઉભા રહો. તમારા ઉભા રહેવાથી નરકનું દુઃખ અમને બાધ પમાડનું નથી. એ રીતે પોતાની આસપાસ ચોતરફથી બોલતા વેદનાવાળા નરોની બહુ પ્રકારની વાણી સાંભળી દયાવાન યુધિષ્ઠિર ઉભા રહ્યા. અહો! કષ્ટ એમ કહી ગ્લાનિ પામેલા યુધિષ્ઠિર બોલ્યા તમે કોણ છો અને અહીં શા સાર

રહ્યા છો ? તેમના આ શબ્દોને પ્રત્યુત્તર આપનાર દીન વાણી કોની હતી ? "હું કર્ણ છું" 'હું ભીમ છું' 'હું નકુળ, સહદેવ, હું ધૃષ્ટદ્યુમ્ન, હું દ્રોપદી, અમે દ્રોપદાના પુત્રો છીએ' એમ બોલવા લાગ્યા. "અહા દૈવ આ શું ?" દુર્યોધન સ્વર્ગમાં અને આ સ્થાનીઓ નર્કમાં છે." આ રીતે દુઃખ અને શોકથી ભરેલા, ચિંતાર્ત, વ્યાકુળ તથા તીવ્ર ક્રોધાયમાન યુધિષ્ઠિર મનમાં વિચારવા લાગ્યા ને દેવો તથા ધર્મની નિંદા કરવા માંડી. તીવ્રગંધથી સંતાપ પામેલા દેવદૂતને યુધિષ્ઠિર કહેવા લાગ્યા 'જેઓના તમે દૂત છો ત્યાં તેઓની સમીપ જાઓ.' હું ત્યાં નહિ જાઉં–અહિં રહ્યો છું, એમ નિવેદન કરો. મારા આશ્રયથી મારા દુઃખી ભાઇઓ સુખી છે" કેવું ઉદાર હૃદય કેવી નિર્દોષ વફાદારી અને કેવી હિમત ! થોડીવારમાં ઇંદ્ર વગેરે દેવો ત્યાં આવ્યા ત્યારે તે અંધકાર સ્વપ્નની પેઠે બંધ થયું અને શીતળ સુગંધી તથા સુખાકારી સ્પર્શવાળો વાયુ વાવા લાગ્યો. મરૂત્ ઇંદ્રની સાથે, વસુઓ અશ્વિની કુમારો આદિ, સાધ્ય, રૂદ્ર, સુર્યો, જે બીજા પણ દેવો હતા તે સર્વ સિદ્ધ અને ઉત્તમ ઋષિઓ ધર્મના પુત્ર હતા ત્યાં આવ્યા પછી ઇંદ્ર યુધિષ્ઠિરને શાંતિ પૂર્વક આ પ્રમાણે કહેવા લાગ્યા તમે કપટથી પુત્રની બાબતમાં દ્રોણની સેવા કરી છે તેથી હે રાજન, કપટથીજ તમને નરક જે રીતે દેખાડેલું છે તે રીતે સૌ ભાઇઓ તથા દ્રૌપદી કપટથી નર્કને પામેલ છે અને તે કપટરૂપ માયા હવે પૂર્ણ થઇ છે. યુદ્ધમાં તમારા પક્ષના જે પૃથ્વીપતિઓ તથા ભાઇઓ હણાયા છે તેઓ સઘળા તમારી રાહ જુએ છે તેઓને જુઓ અને દુઃખના અનુભવના સુખરૂપ ફળને ભોગવો. યુધિષ્ઠિર જેઓમાં તમો વિહાર કરનારા છો. જ્યાં હરિશ્ચંદ્ર છે. જ્યાં માંધાતા છે. જ્યાં ભગીરથ છે અને જ્યાં દુષ્યંતના પુત્ર ભરત છે ત્યાં તમે વિહાર કરશો. ત્રણ લોકને પાવન કરનાર ગંગામાં સ્નાન કરો જેથી તમારું મનુષ્ય શરીર તમે તજી દઇ દિવ્ય શરીરવાળા થશો. તમારા ભાઇઓ નરકને યોગ્ય નથી. દેવોના રાજા મહેંદ્રે આ માયા કરેલી છે. સર્વ રાજાઓએ નરક અવશ્ય જોવા યોગ્ય છે તેથી આ મુહૂર્તવાર ઉત્તમ દુઃખ પામેલું છે. તે પછી યુધિષ્ઠિર જ્યાં પાંડવો અને ધૃતરાષ્ટ્રના પુત્રો પોતાના સ્થાનોને સેવતા હતા ત્યાં ચાલ્યા.

ત્યાં શ્રીકૃષ્ણ સહિત પોતાના સર્વ ભાઇઓ તથા સંબંધિઓ એકત્ર મળવાથી આનંદ વર્તી રહ્યો કારણ કે દિવ્ય પુરૂષને દીઠવાથી, મનુષ્ય લોકમાં સખાપણાથી જાણેલા અને અરજુનથી ઉપાસના કરતા, શરીરથી શોભતા એવા ગોવિંદને મળ્યા. બીજે સ્થળે અત્યંત તેજવાળા કર્ણને સૂર્યની સાથે જોયા અને વાયુની પડખે ભીમને બેઠેલા જોયા અને નકુળ તથા સહદેવને અશ્વિની જોડે જોયા અને દ્રૌપદીને લક્ષ્મીરૂપે જોયાં અને રાત્રિએ પ્રકાશ આપનાર રૂપેરી કિરણવાળા સોમદેવ પાસે અભિમન્યુને પ્રકાશતા જોયા. પિતા

પાંડુને કુંતી તથા માદ્રી સહિત જોયા. બીજાને વસુઓમાં તેમને સ્થાનકે જોયા. બૃહસ્પતિને પડખે ગુરૂ દ્રોણને જોયા. સર્વે દુઃખ નિષ્ફળ થયું અને આનંદ વ્યાપી રહ્યો.

આ ઇતિહાસ નામનો ગ્રંથ પુણ્યકારી છે આ ઉત્તમ પવિત્ર આખ્યાન આયવાદિ સર્વેદ વિધિને જાણનાર ધર્મના જ્ઞાનવાળી ઇંદ્રિયોને ઉત્પન્ન કરનાર પવિત્ર તપવડે ભાવયુક્ત મનવાળા ઇશ્વરતામાં વર્તતા સાંખ્ય યોગવાળા અને શાસ્ત્રોને જાણનાર જગતમાં મહાત્મા પાંડવોની અને બીજા બહુ દ્રવ્યને તેજવાળા ક્ષત્રિયો કીર્તિને વિસ્તારતા કૃષ્ણ મુનિ વ્યાસે દૃષ્ટિયે જેનું નિર્માણ કરેલ છે. સદા પર્વ પર્વમાં જે વિદ્વાન્ આ સંભળાવે તે તજેલાં પાપવાળો સ્વર્ગને જીતનાર થઇ બ્રહ્મના ભાવને અર્થે કલ્પાયછે. જે સાવધાન થયેલો જન વ્યાસે કહેલા વેદને સાંભળેછે તેનાં કરોડો બ્રહ્મહત્યા વગેરે પાપો નાશ પામેછે જે સમીપમાં શ્રાદ્ધ વિષે બ્રાહ્મણોને ચોથો ભાગ સંભળાવેછે તેનાં પિતૃને ક્ષયથી રહિત અન્ન ને પાન પહોંચેછે. સંધ્યાના પાછલા વખતમાં થોડું પણ મહાભારત કહેવાથી દિવસમાં ઇંદ્રિયો અથવા મનથી જે પાપ કરે છે તેથી મુક્ત થાય છે. સંધ્યાના પૂર્વકાળમાં મહાભારત કહેવાથી સ્ત્રીઓના સમૂહોથી યુક્ત બ્રાહ્મણ રાત્રીમાં જે પાપ કરે છે તેથી છુટે છે. જે આના નામના નિશ્ચયને જાણે છે તે સર્વ પાપોથી મુક્ત થાય છે. એક ઠેકાણે રહેલાં અઢાર પુરાણો, સઘળાં ધર્મ શાસ્ત્રો અને અંગોસહિત વેદો તથા એક ઠેકાણે રહેલ મહાભારત એ બે તુલ્ય છે. જયનામનામવાળું આ ભારત ભક્તિવડે નિત્ય સાંભળવાથી સદા લક્ષ્મી, કીર્તિ અને વિદ્યા એમાં રહેલ છે. આ ભારતમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષની બાબતમાં જે છે તે બીજે નથી અને આ માં જે છે તે ક્યાંય પણ નથી. મોક્ષને ઇચ્છનાર બ્રાહ્મણ, રાજાએ અને સ્ત્રીએ આ ઇતિહાસ સાંભળવો, તેથી સ્વર્ગની ઇચ્છાવાળો સ્વર્ગને તથા જયની ઇચ્છાવાળો જયને પામે છે. ગર્ભિણી સ્ત્રી પુત્રને પામે છે. વ્યાસે ધર્મની કામનાથી આ ગ્રંથની રચના કરેલી છે. તેણે સાઠ લાખ બીજી સંહિતા કરી છે તેમાં ત્રીશ લાખ દેવના લોકમાં છે. પંદર લાખ પિતૃના લોકમાં રહેલી છે. ચૌદ લાખ યક્ષના લોકમાં છે અને એક લાખ આ મનુષ્યના લોકમાં રહેલી છે. આ મોટા અર્થવાળા વેદની તુલ્ય ગ્રંથને સાંભળીને નર સર્વ કામનાઓને તથા કીર્તિને પામી ઉત્તમ સિદ્ધિ પામે છે. એમાં સંશય નથી જે પ્રાતઃકાળમાં ઉઠી આ ભારતની વાણી કહે છે તે બ્રહ્મનાં ફળને પામી પરબ્રહ્મને પામેછે. જે અતિ બહુ શ્રુત, વેદને જાણનાર વિપ્રને સુવર્ણનાં શિંગડાંવાળી સો ગાય આપે છે તથા જે સદા પુણ્યને કરનાર ભારતની કથા સાંભળે છે તે બેનું સરખુંજ ફળ થાય છે.

શ્રીમહાભારતના અઢારે પર્વનો સાર સમાપ્ત શાંતિઃ શાંતિઃ

મ્હોના ગુજરાતીમાં અર્થ, મરાઠીમાં કાગળ લખવાના કેટલાક નમુના કહેવતો, ઇડિયમ્યસ, મોડીસ્તર, વ્યંજન અને બારાખડી વગેરે વગેરે અનેક બાબતો દાખલ કરવામાં આવી છે. ટુંકામાં આ પુસ્તક ગુજરાતી લોકોને મરાઠી શીખવું હોય તો તેમને તેમજ મરાઠી લોકોને ગુજરાતી શીખવું હોય તો તેમાં પણ તેમને ઘણુંજ અગત્યનું છે. નામાંકિત શીક્ષકોએ તેની એક અવાજે તારીફ કરી છે. ટુંકામાં આવી જાતનું પુસ્તક જો પ્રગટ થયલું હોય તો આ પ્રથમ છે. કિંમત. ૦-૧૨-૦ ટપાલ ખર્ચ ૦-૧-૦.

# બસો બાવન વૈષ્ણવોની વાર્તા.

## શુદ્ધ સરલ ગુજરાતી ભાષાન્તર.

બસો બાવન વૈષ્ણવોના નામથી કયો સહૃદય અજાણ હશે ! આ પુસ્તક વૈષ્ણવોનું તન, મન, અને ધન છે, શ્રી આચાર્યજીની સેવકોના ઉપરની અનન્ય કૃપાનું સરલ ભાષામાં આ પુસ્તક અનુભવી લેખકની લેખીનીથી લખાવવામાં આવ્યું છે. ભાષાંતર કરાવ્યું છે આ પુસ્તકના સંબંધમાં વિશેષ લખવાને અગત્ય નથી. સુવર્ણને તે રસવું હોય ? માટે પ્રત્યેક વૈષ્ણવે સ્વશ્રેયાર્થે આ પુસ્તક ખરીદવું ઘટે છે, અને તે વાંચી, વિચારી, ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થની સંપાદન કરવામા વિલંબ કરવો જોઈતો નથી. સુજ્ઞેષુ કિંબહુના ! કિંમત. ૧-૮-૦ ટપાલ ખર્ચ ૦-૩-૦

# शिल्प दिपक.

## ( મૂળ સહિત ગુજરાતી ભાષાન્તર )

સર્વે, સુથારો, કડીઆઓ તથા સલાટ વગેરે સીલ્પીનુ ( મકાનો કરનાર ) કામ કરનાર કારીગરોને ઘણું ઉપયોગી થાય તેવું આ પુસ્તક છે જેને વિષે ઘર પ્રસાદ ઇત્યાદી, બાવવાનાં ગણીતો તથા આચારીકના મુહૂર્તો તથા મકાનો વિગેરે બાબતોનાં ચીત્રો ચોરસાં અને કોષ્ટકો છે. આ પુસ્તક ઘણું ઉપયોગી છે તે ઉંચા કાગળમાં છપાઇ તૈયાર થયું છે માટે મરજી હોય તેમણે મંગાવી લેવું કિંમત ૧-૦-૦ ટપાલ ખર્ચ ૦—૨—૦

# શ્રીમદ્ ભાગવત ભાષાંતર.

(શુદ્ધ ગુજરાતી ભાષામાં શ્લોકે શ્લોકના ભાષાન્તર સાથે)

શ્રી ગોવર્ધનનાથજીની રંગવાળી મંગળકારક છબી અને બીજાં ૧૪ ઉત્તમ ચિત્રોથી સુશોભીત ૐકારમય જાડા વિલાયતી પુંઠા સાથે મજબુત બાઇન્ડીંગવાળું, અનેક વિદ્વાનોએ માન્ય કરેલું છે; વૈષ્ણવોના શ્રેયાર્થે મોટા કદવાળું ( ૧૨૨૦ પૃષ્ટનું ) છતાં કિંમત ૪—૦—૦ ટપાલ ખર્ચ ૧—૦—૦

# સપ્તશતી (ચંડી.)

( મુળ સહિત ગુજરાતી ભાષાંતર )

મહામાયા જગજ્જનની આદિ શક્તિની શક્તિ સર્વ ભૂમંડળમાં વિખ્યાત છે. આ પરમ પાવન ચરિત્રનો મહિમા અતિ અગાધ છે. આમાં કઠિન દાર્શનિક તત્વ લિખિત છે મધુકૈટભનો વધ, મહિષાસુરનો વધ, રક્તબીજનો ૫ , શુંભનિશુંભનો વધ આમાં અતિ વિસ્તારપૂર્વક છે, દેવીસૂક્ત, રાત્રિસુક્ત, રહસ્ય, કીલક, કવચ. અર્ગલા અને પ્રયોગાદિ વિધિ સહિત છે. ભાષા શુદ્ધ, સરલ, સરસ, તનમનને પ્રસન્ન કરનાર છે, આ રેશમી ગુટકો ખાસ પૂજન પાઠમાં રાખવા યોગ્ય હમણાંજ મુદ્રિત છપાયેલ છે. આ પુસ્તકનો પાઠ પ્રત્યેક વૈષ્ણવોના ગૃહમાં અવષ્ય પાઠ કરાવવા યોગ્યજ છે. આદિશ- ... રીશક્તિ મહિમાને શ્રવણ કરવાથી સંપૂર્ણ રોગશોક નાશ થય છે અને અપાર સુખ સૌભાગ્ય પ્રાપ્ત કરે છે. કિંમત. ૦—૧૨—૦ ટપાલ ખર્ચ ૦—૧—૬

# મણિરત્નમાલા.

( મૂળ સહિત ગુજરાતી ભાષાંતર )

આ પુસ્તકમાં અદ્વૈત સિદ્ધાન્તનું સ્પષ્ટ રીતે વિવેચન કરવામાં આવ્યું છે. ભાષા શુદ્ધ અને સરલ રાખવામાં આવી છે. પ્રત્યેક શ્લોકનો પ્રથમ અક્ષરાર્થ અને તે પછી વિવેચન સ્પષ્ટ રીતે કરવામાં આવ્યું છે. આ પુસ્તક અથથી તે ઇતિ પર્યન્ત અવલોકન કરવાથી મનુષ્યના હૃદયમાં જરા પણ સન્દેહ રહેતો નથી. આ વિષય

જ્ઞાનીઓને અગમ્ય છે. કલિકાળમાં મનુષ્યો અનેક દુઃખોથી દુઃખી રહે છે. અને સર્વેને એ જીજ્ઞાસા રહ્યા કરે છે કે, મારૂં દુઃખ નિવૃત્ત થઈ જાય. સાંસારિક કહેવાતાં દુઃખો તો થોડે ઘણેકાળે નાશ પામે છે; પરન્તુ મુક્તિ તો બ્રહ્મજ્ઞાન વગર કદિ પણ થઈ શકતી નથી. આ પુસ્તકને જેમ જેમ વાચવામાં આવે, તેનું જેમ જેમ મનન કરવામાં આવે, એકાન્તમાં તેના અર્થમાંજ વિચાર માત્રને વિલીન કરી તદાકાર થવાય, તેમ તેમ નિત્ય નવીન નવીન રમણીયતા, રચના અને ઉપદેશ, એમાંથી પ્રતીત થાય છે. અને તે સમયનો આનન્દ અવર્ણનીય છે. અભેદ ભાવની ચમત્કૃતિજ એવી છે, જેમ જેમ તદ્દસ્પર્શ વિચાર કરીએ તેમ તેમ નિત્ય તે નવીન જણાય છે. આ પુસ્તકના મનનથી અપૂર્વ આનંદ પ્રાપ્ત થાય છે. જીવનને પવિત્રતા લાગે છે. તથા હૃદયમાં જે વિસ્તાર આપે છે, તે અકથનીય છે. આ ગ્રન્થ માટે જેટલી પ્રશંસા કરવી તે સુવર્ણને રસવા સમાન છે. માટે વિશેષ વિવેચન કરતો નથી, માત્ર મંગાવી વાંચી જોયાથી પ્રતીતિ થશે ઉત્તમ છપાઈ તેમજ મજબુત પુંઠા ઉપર સોનેરી ગીલ્ટીંગ છતાં. કિંમત. ૧—૦—૦ ટપાલ ખરચ ૦—૨—૦

# પુરૂષ કર્તવ્ય અથવા મોક્ષ માર્ગ.

### ( સર્વ વેદાંત જ્ઞાન મેળવવાનો ભંડાર. )

મનુષ્ય જન્મ ધારણ કરી પુરૂષોએ પોતાના પુરૂષાર્થ માટે શાં શાં કર્તવ્ય કરવાં ? તે આ પુસ્તકનું આદ્યોપાંત અવલોકન કરવાથી પૂર્ણ જ્ઞાન મળે છે. મહાશય તત્વ જીજ્ઞાસુઓ ! આ પુસ્તકમાં પ્રથમ પુરૂષ કર્તવ્ય, બ્રહ્મજ્ઞાન મહાત્મ્ય, કર્મ વિલાસ, પંચ વિવેચન, પિંડેસો બ્રહ્માંડે તથા આત્માના સ્વરૂપની સ્વાતિની વ્યાખ્યા, દ઼ષ્ટિની વ્યાખ્યા, અગત્યની સુચના, માયાવિલાસ; સમષ્ટિ સ્થુલ દેહની ઉત્પત્તિ, વેદશાસ્ત્ર પ્રમાણથી કર્મયતીની વ્યાખ્યાઓ, તિર્યક પશુ પક્ષીના શરીરની વ્યાખ્યા, કર્મ વિષે શાસ્ત્રનું પ્રમાણ, શ્રી હરિને નિશ્ચય જાણું, વ્યવહાર વિલાસ વિગેરે વિગેરે બાબતોનો સમાસ કરેલ છે. કિંમત ૦—૧૦—૦ પોસ્ટેજ ૦—૧—૦

# શ્રીમદ્ ભગવદ્ગીતા પંચરત્ન.

### સંસ્કૃત મૂળ અને ગુજરાતી ભાષાંતર સહિત.

શ્રીમદ્ ભગવદ્ગીતા પંચરત્ન આ પુસ્તક આર્યોનું તન મન અને ધન છે, એમ કહેવામાં જરાપણ અતિશયોક્તિ નથી. આ

પુસ્તકનું ભાષાંતર શુદ્ધ સરળ ગુજરાતી ભાષામાં લખાવી તૈયાર કરાવેલ છે મહાભારત જે નીતિઓનો સાગર છે તે પૈકી **गीता, गीतामहात्म्य, विष्णुसहस्रनाम, मनुस्मृति, गजेंद्रमोक्ष, भीष्मस्तवराज, चतुःश्लोकी भागवत, सप्तश्लोकी गीता, नारायणकवच** વગેરે રત્નોનું ભાષાંતર તૈયાર કરાવી છપાઇ બહાર પાડેલ છે માટે દરેક વૈષ્ણવ સંપ્રદાયના લોકો તથા વેદાંત જેવા સર્વોત્તમ વિષયનો સ્વાદ લેનાર જીજ્ઞાસુઓને આ પુસ્તક ખરીદવા અમારી ખાસ ભલામણ છે, પુસ્તકનું કદ સુપરરોયલ ૩૨ પેજી લગભગ (૬૫૦) પૃષ્ટનું છે, પૂજામાં રાખવા યોગ્ય રેશમી પૂંઠાથી બાંધેલું છે છતાં **કિંમત ૧-૦-૦** ટપાલ ખર્ચ ૦-૨-૦.

# શ્રીમદ્ ભગવદ્ગીતા.

શ્રીમદ્ભગવદ્ગીતા કે જે વેદાંતના ગ્રંથો પૈકી સર્વોત્તમ ગ્રંથ છે. ગીતા સમાન જ્ઞાન નથી એવી જે કહેવત છે તે સત્ય છે, આ પુસ્તકની ટીકા મહાત્મા શ્રીધરસ્વામીની ટીકાના અનુસારે એક અનુભવી લેખકના હાથથી લખાવી છે. તે શીવાય શ્રીમદ્શંકર-સ્વામીની ટીકાના અનુસારે પ્રત્યેક શ્લોક ઉપર ટીપ્પણ તરીકે બહુજ વિસ્તારથી નોટ આપેલી છે, તેથી આજ પર્યંત ટીકાઓની જે જે ગીતા છપાઇ પ્રસિદ્ધ થઇ છે. તે કરતાં આ ટીકા બહુજ સુગમ અને ચમત્કૃતી દર્શાવનારી છે. આ ગીતા સારા ગ્લેઝ કાગળથી ચિત્ર સાથે સુપરરોયલ બત્રીસ પેજી રેશમી પુંઠાથી પૃષ્ટ ૪૭૦ ૫૦૮ ) છે છતાં **કિંમત ૦-૯-૦** ટપાલ ખરચ ૦-૧-૬.

# શ્રી યોગવાસિષ્ટ.

અર્થાત્ શ્રી યોગવસિષ્ટ મહારામાયણનાં છ ના પ્રકરણ પૈકી વૈરાગ્ય અને મુમુક્ષુ એ બે પ્રકરણોનું ગુજરાતી ભાષાંતર, છપાઇ બહાર પડ્યું છે. આ ગ્રંથ જગત્ પ્રસિદ્ધ હોવાથી તેનું વિશેષ વિવેચન કરવાની જરૂર નથી; છતાં પણ કેટલાક નહી જાણનારાઓની જાણને માટે જણાવવું જોઇએ કે પરમજ્ઞાની મહાત્મા શ્રી વસિ-ષ્ટમુનીએ શ્રી રામચંદ્રજી પ્રત્યે કહેલા અપૂર્વ આત્મજ્ઞાનનું અતિ સ્પષ્ટ રીતે વર્ણન કર્યું છે મુમુક્ષોને અતી ઉપયોગી થઇ પડે તેવું છે. ઉંચા કાગળ ઉપર સુંદર છાપથી છાપી રંગબેરંગી કપડાના પુંઠાથી સુશોભીત કરેલ છે. **કીંમત ૧-૦-૦** ટપાલખરચ૦-૧-૦

# શ્રીરૂદ્રગીતા.

કે જેમાં શ્રી પર્મ ગુરૂ પ્રેમ અવધવિહારરી રઘુકુળ કમળ દિવાકર શ્રી રામચંદ્રજીને શ્રી અખિલ યોગેંદ્ર સદાશીવજીએ ઉપદેશ કરેલો છે તેનું મૂળ શ્લોક સહિત ગુજરાતી ભાષાંતર કરવામાં આવેલ છે. કદ સુપરરોયલ સોળ પેજી પૃષ્ઠ ૨૦૦ ની. કિંમત ૦—૮—૦ ટપાલ ખરચ ૦—૧—૦

# સ્વાધ્યયા.

અને

## આર્ય વિદ્યાક્રમ, વિચાર, અને પરીક્ષા.

વ્હાલા વાંચનાર ! આ "સ્વાધ્યય" ગ્રંથ અવસ્ય વાચવાજ ઘટે છે. કેમકે એ ગ્રંથ ખાસ ચારે વર્ણોને વાંચવા યોગ્યજ છે. કારણ કે જેમાં ચારે વેદની સંહિતાઓનાં પ્રમાણસુત્ર, પ્રત્યેક કાર્યમાં કરવાના મંત્રવિનિયોગનો ક્રમ, અર્થાત્ ૧૬ સંસ્કાર અને અમુક શાખાવાળાએ અમુક નિયમમાં રહેવું વગેરે વગેરેનો ખુલાસો યજ્ઞપ્રશંસા, ઉપવેદનાં નામ, સાંખ્ય ન્યાય, યોગ, વૈશેષિક, મીમાંસા, વેદાંત, ભક્તિશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર. સ્મૃતિ, પુરાણ આદિમાં રહેલા રહસ્યો વિવેક, ગાયત્રી અને છંદ વગેરેનો વિચાર, પટશાસ્ત્રના કર્તાનાં નામો, સ્મૃતિનાં ઉપાંગો, પુરાણોના શ્લોકોની સંખ્યા, પ્રાચિન ગ્રંથોના નામો વિગેરે વિગેરે બાબતોથી ભરપૂર છે. કિંમત ૧—૦—૦ ટપાલ ખરચ ૦—૨—૦

# શ્રી વિદુરનીતિ.

## ( મહાત્મા શ્રી વેદવ્યાસ વિરચિત )

આ ગ્રંથ અત્યુત્તમ અદ્વિતિય, અપુર્વ, અને માનનિય છે. કારણ કે પરમેશ્વરના ભક્ત, ચાર વેદ, અઢાર પુરાણ અને છ શાસ્ત્રના વેતા, પ્રત્યેક વિદ્યામાં ચતુર એવા વિદુરજી કે જેનો રચેલો "વિદુરનીતિ" નામનો ગ્રંથ, ચિત્તાકર્ષક અને સુબોધ લે.. યોગ્ય છે મહાત્મા વિદુરજીનાં વચનોનો સ્વાદ આર્ય બન્ધુઓ શી રીતે લઈ શકે ? તે હેતુથી અમે શુદ્ધ સરલ ગુજરાતી ભાષામાં ભાષાંતર કરવેલું છે જેમાં વિદુરજીએ ધૃતરાષ્ટ્રને એવો તો હૃદયવેધક અસરકારક ઉપદેશ

કરેલ છે કે, જેથી કયા સહૃદયનું મન આલ્હાદ નહિ પામે. વ્યાવહારિક-ધાર્મીક સારાં દ્રષ્ટાંતો આપેલ છે. પ્રત્યેક કુટુંબે પોતાની પ્રજાનાં કલ્યાણાર્થે અને ઘરનાં ભૂષણાર્થે એકપણ પ્રત ઘરમાં રાખવા અમારી ખાસ ભલામણ છે. કિંમત ૦—૬—૦ ટપાલ ૦—૧—૦

# પાતાંજલ યોગદર્શન.

## ( સ્વામી શ્રી વિવેકાનંદ કૃત ).

પાતાંજલીનાં સુત્રો જગ જાહેર છે અને તે એટલાં તો સર્વમાન્ય છે કે તે દરેક ભાષામાં એક જણથી નહી પણ બબે ત્રણ ત્રણ ગ્રહસ્થો તરફથી જુદી જુદી આવૃત્તિઓ થઇ છે. મરાઠીમાં ત્રણ ગ્રહસ્થોએ, બંગાલીમાં ત્રણ-ચાર ગ્રહસ્થોએ, અંગ્રેજીમાં ચાર ગ્રહસ્થોએ, તેમજ ગુજરાતીમાં તેનાં બે ભાષાંતરો થયાં છે; જેની દરેકની બબ્બે આવૃત્તિ થઇ છે. પણ જે અમારી તરફથી ભાષાંતર મૂળ સુત્ર સાથે પ્રગટ થયું છે, તે આ બધી આવૃત્તિઓ સાથે સરખાવવા અમો ચેલેંજ કરીએ છીએ અને જો સરખામણીમાં અમારૂં ભાષાંતર તથા ટિકા સરલ અને સમજાય તેવાં જણાય તોજ ખરીદવા ભલામણ કરીએ છીએ. કિંમત ૦—૧૨—૦ ટપાલ ખર્ચ ૦—૧—૦

# રાજયોગ.

## ( સ્વામિ વિવેકાનંદ કૃત શુદ્ધ ગુજરાતી. )

આંજ લગી ગુજરાતી ભાષામાં ધર્મ સંબંધી પુષ્કળ પુસ્તકો લખાયા છે તેમજ યોગ વિશે ત્રણ ચાર પુસ્તકો છે તે તમામ ગ્રંહે ગ્રહસ્થ વિદ્વાનોના હાથે લખાયલા છે પણ જો કોઇ રૂષી યાતો સ્વામીથી ધર્મ અંગ યોગ સંબંધ બોધ આપનાર પુસ્તક લખાયું હોય તો ફક્ત આ એકજ રાજયોગ છે જેના કર્ત્તા યુરોપ-અમેરિકામાં પ્રસિદ્ધિ પામેલા મરહુમ મહર્ષી સ્વામી શ્રી વિવેકાનન્દ છે અને આ પુસ્તકની ઇંગ્રેજી આવૃત્તિની ફક્ત એકજ વર્ષમાં ચાર આવૃત્તિઓ ઇંગ્લાંડમાં છપાઇને ખપી ગઇ છે તેજ તેની યોગ્યતાની પૂરતા સાબીતી છે જો તમારે સહેલથી યોગ શીખવો હોય અને તે સાથે વ્યાવહારીક ધર્મથી જાણીતા થવું હોય તો આ રાજયોગ મંગાવી ખાત્રી કરી જુઓ-ભાષા ઘણીજ સહેલી છે બંધાઇ તથા કાગળ ઉત્તમ પ્રકારનાછે. કિંમત ૦—૧૨—૦ ટપાલ ૦—૧—૦

# અમૃતસાગર અથવા પ્રતાપસાગર.

આ ગ્રંથ જયપુરના મહારાજાએ મારવાડી ભાષામાં રચ્યો હતો. તેનું ગુજરાતીમાં ભાષાંતર થઇ આ બીજી આવૃત્તિમાં છપાવીને બહાર પાડી મુકેલ છે. એનાં ૨૫ પ્રકરણ છે, જેમાં મોટા નાના સર્વ રોગો તથા બાળક, સ્ત્રીઓ, પુરૂષના સર્વ રોગોની ઉત્પત્તિ, લક્ષણ, ઉપાય એ સારી પેઠે વિસ્તારથી લખેલા છે. તથા ધાતુઓ અને ઉપધાતુઓ શુદ્ધ કરવી તથા મારવી; મોટા નાના રસ, ઉકાળા, ચૂર્ણ, ગોળીઓ, અર્ક, તેલ. ઘી, વગેરે દવાઓથી બનાવવાની તરેહવાર વિધિ એ ગ્રંથમાં વિસ્તારથી લખેલી છે. અને વળી રોગીના રોગો વગેરે પિછાનવા સારૂ નાડી, મૂત્ર, જીભ, શુકન, દૂત, કાળજ્ઞાન, વગેરે પરીક્ષાઓ લંબાણથી લખવામાં આવી છે. માટે એ ગ્રંથનો અભ્યાસ કીધાથી થોડી પણ બુદ્ધિવાળા મોટા વિદ્વાન વૈદ્ય થઇ શકે છે. કાગળ સારા, મજબુત ઉપર સફાઇદાર ટાઇપથી છાપવા સાથે પુઠું પાકું, સુશોભિત, પીઠે સોનેરી અક્ષર પાડેલા છે. એ ગ્રંથની કીમત પ્રથમ રૂ.૬) હતી, છતાં વધારો કરી ફરી છપાવાથી, મૂળ કીમતમાં ઘટાડો કરી રૂ.૨-૮-૦ટપાલ ખર્ચ ૦ ૪૦.

# યોગ ચિંતામણી.

## ( મૂળસહિત ગુજરાતી ભાષાંતર. )

આ ગ્રન્થ અનુભવી લેખકની કસાએલી લેખિની દ્વારા લખવામાં આવ્યો છે, આજ પર્યન્ત વૈદ્યકનો આવો સરલ શુદ્ધ ગ્રન્થ સાર્વજનિક હિતનો પ્રગટ થયો નથી એમ જો કહીએ, તો તેમાં જરા અતિશયોક્તિ નથી આ એકજ પુસ્તકથી માણસ વૈદ્ય બની પોતાનું ચરિતાર્થ ચલાવી શકે છે; કારણ કે આ ગ્રન્થને કર્ત્તાએ, ચરક, સુશ્રુત, વાગભટ્ટ, ભેડ, ભ્રગુ હારિત સહિતા વન્દ લિક અને વૈદ્યાર્ણવ વગેરે ગ્રન્થોના આધારે ગુંથેલ છે, તને વળી ભાષાન્તર કર્ત્તાએ માધવ નિદાન, શાર્ડધર ભારદ્વા સંહિ યોગ ર રત્નાજ, સુખોમણિ, કેશવ કલ્યાણ, કાળજ્ઞાન રસગંગાધર. ... નિઘંટ, વૈદ્યવલભ, વૈદ્યજીવન, વૈદ્યામૃત, સારસંગ્રહ, ચિકિત્સા ન અને કર્મવિપાકાદિક માનનિય ગ્રન્થોથી મંડન કરી માનનિય કર્યો છે. જે અવલોકન કરવાથી ખાત્રી થશે. કિંમત રૂ. ૧-૮ ટપાલ પોષ્ટે ત્રણ આના.

## ग नंदमंदार अ कामकुतूहल.

લો—આ પુસ્તક પુષ્કળ પ્રાચીન ગ્રંથોનું મંથન
છે. તેમાં જન્મથી તેમ કેટલાક રોગોથી હીનવીર્
પણું પ્રાપ્ત થાય છે તેવા રોગનું સંપૂર્ણ નિદાન તેમ
ં ઉપર ઘણાક સહેલાઈથી બની સકે. તેવાં ચૂર્ણ, ગુટીકા અવલેહ
ઘૃતો, પૌષ્ટીક પ્રયોગો વીગરેનો સંગ્રહ કર્યોછે. તેથી કમકૌવત ધાતુક્ષીણ
વમાવસ્થા પ્રમેહ, પ્રદર વગેરે સ્ત્રી પુરૂષોના વિકટ રોગો માટે બહુજ
ઉપયોગી છે. તેથી આ પુસ્તક પ્રત્યેક ગૃહસ્થોને સંગ્રહ કરવા યોગ્ય
તે મૂળ સહિત ગુજરાતી ટીકાથી સારા અક્ષર ને સારા કાગળ
ઉપર છાપી પ્રસીદ્ધ કરે છે. કિંમત ૦-૮-૦ ટપાલખર્ચ.૦-૧-૦

## नपुंषका नंदमंदार અથવા कामकुतूहल.

ભાગ ૨ જો—નપુંસકતા અને કમતાકાદને દૂર કરવાના અકસીર
જરૂપ ઘણાક પોષ્ટિક પાકનું બ્યાન આ બીજા ભાગમાં લખવામાં
વેલું છે તેમજ હસ્તકર્મના દોશ નાશ કરવાના તથા પ્રદરનાશક,
વીર્યસ્તંભનાદિના અનેક અનુભવિ પ્રયોગો સેહેજમાં બની શકે તેવા
અને તે સાથે યુનાની દવાઓ પણ દાખલ કરવામાં આવેલ છે
ગુટીકા-લેપ-પટી વગેરે અનેક ઉપયોગી બાબતોથી ભરપુર છે.
કિંમત ૦-૮-૦ ટપાલ ખર્ચ. ૦-૧-૦

## ...જ્ઞાન અને અનુપાન તરંગિણિ.

સદરહુ પુસ્તકમાં આર્શપણીત વચનોનું અદ્યાપિ પર્યંત જેનું
ગુજરાતીમાં ભાષાંતર થયેલ નથી તેનું મૂળ શ્લોક સહિત ગુજરાતી
ભાષાંતર ઘણા ગ્રંથોનું મથન કરી સંગ્રહ કરેલ છે એટલે નાડી,
મૂત્ર, જીહ્વા, નેત્રાદી અષ્ટવિધ પરિક્ષાઓનું વિવેચન પ્રમાણોસહ
કરેલું છે તથા સાધ્યાસાધ્ય એટલે જીવન મરણની પણ બાબત વર્ણવેલી
છે. વળી તે સાથે ધાતુ ઉપધાતુઓનાં શોધન, મારણ, ગુણ અવગુણ
વિકારશાંતિ ...ત્ર, ઉપાવષ, રસ, ઉપરસ, વગેરેની પરિક્ષા, શોધન,
...તિ અને તમામ દવાઓનાં અનુપાનોનુ સ્પષ્ટિકરણ કરવામાં આ-
વ્યું છે, જેથી રોગી, નિરોગી, વૈદ્ય, ગૃહસ્થો અને સાધારણ જનોને
અવશ્ય રાખવા લાયક છે. બન્ને પુસ્તક ભેગાં છતાં.

કિ. ૧-૦-૦ ટપાલ ખર્ચ રૂ. ૦-૨-૦.

# સંસાર ચિત્ર.

## ખાસ લક્ષમાં લેણ લે છે.

આ કાદંબરી રસાલંકારથી ભરપુર છે. તે માંહેના દરેક ...ણસને બહુધા પોતાનું ચરિત્ર લખેલું હોય એવો આભાસ થવાની સાથે રસિક લાગે છે તેમજ ઘરસંસારના તથા કુટુંબના વ્યવહારના વખતો વખતના વિવિધ દેખાવો મનને ઘણો આનંદ આપવા ઉપરાંત આબેહુબ અસર કરે છે. વિદ્વાનોને, તેમ સાધારણ માણસો અને બાળક, યુવાન તથા વૃદ્ધ સ્ત્રીપુરૂષોને સ્વાનુભવતા સ્મરણમાંથી શિક્ષણવડે જ્ઞાન થતાં વિનોદવાંચ્છના વધે છે. ટુંકામાં એકવાર આ પુસ્તક હાથમાં લીધા પછી અધુરૂં મુકવું ગમતું નથી. વરંવાર વાંચવાથી અભાવ નહી થતાં વધારે મજા પડે છે. એટલે દરેક માણસે પોતાના ઘરમાં સંગ્રહ કરવા લાયક છે. વારતા રૂપે વધારે ઉત્કંટા ઉત્પન્ન કરેછે. કિંમત ૧—૦—૦ટપાલ ખરચ૦—૩—૦

# દ્વિત્રિયા પતિદુઃખી.

---

દ્વિત્રિયા પતિદુઃખી અથવા બે સ્ત્રીઓ પરણવાની નિપજતા માઠા પરિણામ, આ નામનું પુસ્તક હાલમાં પ્રકટ થયું છે. તે દરેક સમજુ વર્ગને વાંચવાની અમો ખાસ ભલામણ કરીએ છીએ. બે સ્ત્રીઓ પરણવામાં કેટલાક મોટાઈ સમજનારાઓએ આ પુસ્તકનું અવ... મનન કરવું ઘટે છે. આ પુસ્તક ઉપરથી ઘણો સુબોધ લેવાનો છે બ સ્ત્રીઓ પરણનારની કેવી ફજેતી થાય છે પૈસે ટકે કેટલો ખરાબ થાય છે અને સર્વ પ્રકારે હેરાન હેરાન થઇ જાય એ સર્વ સાધારણ ઉપયોગ કરી શકે એજ હેતુથી.

કિંમત ૦—૮—૦ ટપાલ ખર્ચ ૦—૧—૦

# કૃષ્ણચરિત્ર.

## ગોકુળલીલા, મથુરાલીલા અને દ્વારકાલીલા.

અર્થાત્ શ્રી ભાગવતના દશમસ્કંધનું ગુજરાતી કવીતામાં ઉત્તમ રાગ રાગણી સાથે કવિરત્ન ગીરધરદાસનું રચેલ ચરિત્ર વૈષ્ણવી સંપ્રદાય અને કથા કરનાર બ્રાહ્મણોને અતિ ઉપયોગી સુપરરોયલ આઠ પેજી પૃષ્ઠ ૪૦૦ છતાં ઘટાડેલી.

કિંમત ૦—૮—૦ ટપાલ ખર્ચ. ૦—૦—૬

ધી અમદાવાદ યુનિયન પ્રીન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડ.